

# વૈષ્ણવજન

સાંસ્કૃતિક સમન્વય અખંડ માસિક : એપ્રિલ • ૧૯૭૨

# વૈષ્ણવજન

વર્ષ : ૧૧ ] એપ્રિલ : ૧૯૭૨ [ અંક : ૧

## અનુક્રમણિકા



### સુધારો

૧૨ પાનાં પછી ૧૭–૧૮—૧૯–૨૦ છપાયા છે તેને બદલે ૧૩–૧૪–૧૫-૧૬ વાંચવા વિનતી.



### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી • સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ.

વૈષ્ણવજન

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

# પૂજ્ય ચાચાજી

આ મહાન સતનો જન્મ ૭ મે ૧૮૭૮મા થયો હતો. તેમનુ દેહાવસાન ૧૪ એપ્રિલ ૧ ૭૦મા થયુ. ૭૮ વરસનુ તેઓનુ આયુષ્ય ગગાના જળ જેવુ નિર્મળ અને પાવનકારી હતુ.

ચાચાજી માનવ ધર્મના મહાન ઉપાસક હતા. સૂફી સત ઈશ્વરના આશક સફેદ દાઢીમા બાળક જેવો નિર્દોષ ચહેરો જેમ બાળક પોતાની જન્મદાતા માતાના ખોળામા પડીને પણ તેને જ શોધ્યા કરે છે તેમ ઈશ્વરને શરણે રહીને સતત તેને જ શોધનાર પ્રભુભક્ત હતા

મલિકજીનુ જીવન અનેક ચમત્કારોથી ભરેલુ હતુ. તેમણે સાક્ષાત્કાર કર્યો હતો, ઈશ્વરના દર્શન કર્યા હતા, તેમ કહેવાને બદલે તેમનુ જીવન જ ઈશ્વરમય હતુ તેમ કહેવુ વધારે સાચુ છે. ઈશ્વર એમનાથી જુદો નહોતો સંસારના ક્ષુદ્ર અને સકુચિત વ્યવહારોથી સદા અલિપ્ત રહ્યા

ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોર અને મહાત્મા ગાધીના તેઓ અતેવાસી હતા પરતુ આ અતેવાસ તો પખીના મેળા જેવો પ્રવાસીની પાથશાળા જેવો ગણાય તેના સાચા અતેવાસી તો ઈશ્વર જ હતા

'જેણે દૂપદ છોડયુ છે તેણે જ ઈશ્વરને ઓળખ્યો છે।' તેમના ભજનો અને મૂગી ભક્તિનો આ બુલદ અવાજ હતો દ્રુપદ છોડયુ છે તેવા સતજન મળવા મુશ્કેલ છે. પૂજ્ય મલિકજીના અવસાન પછી તો આવા વીરનાના દર્શન પણ દુર્લભ બની ગયા છે.

તેમના જેવા ઓલિયા સાધુના આશીર્વાદ કાયમ વરસતા રહો તેવી પ્રાર્થના સાથે આ પ્રભુપરાયણ ભક્તને તેઓની પુણ્યતિથિને પવિત્ર દિવસે પ્રણામ.



# સ્વભાવ

શ્રી ધૂમકેતુ

એમ કહેવાય છે કે પ્રાચીન સમયમાં એક દેશના રાજાએ પોતાની નાનકુડી ઉપર નીચે પ્રમાણે શબ્દો કોતરાવ્યા હતા કે જેથી એની નજરે હમેશાં એ આવે. 'હમેશા નવજીવન મેળવવા માટે, હમેશા કાઈક નવુ મેળવો

પણ આ નવુ મેળવવુ એટલે શુ ? એમ તો માણસ હમેશા કાઈક ને કાઈક કમાણી કરતો જ હોય છે. કોઇ પૈસા કામે છે કોઇ જ્ઞાન મેળવે છે કોઈ નવી માહિતી ભેગા કરે છે નવી વાત જાણે છે પણ આ મેળવવુ એ નવજીવન નથી કોઇકે કહ્યુ છે કે જેમ ભવ્ય ઈમારત માણસ એક દિવસમા બાંધી શકતો નથી, તેમ પોતાના સ્વભાવનુ પણ એ કોઇ એક દિવસમાં સર્જન કરી શકતો નથી ત્યારે આ સ્વભાવ-એટલે કે જે વસ્તુ પોતાની હોય તેમ પોતાનામા રહેવાની છે, હમેશને માટે રહેવાની છે, તે સ્વભાવ, માત્ર એક જ રીતે મેળવી શકાય છે પોતાની જાતને ઘડવથી પણ જાતે ઘડવાનો અર્થ મનને ત્યારે જ ઘડી શકે છે, જ્યારે એ મનને સમજે છે સૌથી મુશ્કેલમા મુશ્કેલ કામ પોતાના આ નિકટના સાથીને સમજવાનું છે મનને આપણે સમજવુ હોય, તો આપણે આપણા મનના ન્યાયધીશ બનવાનું હોય છે ન્યાય માણસ ત્યારે જ આપી શકે છે, જ્યારે એ રાગદ્વેષથી પર હોય છે આપણામા કાઈ નથી, એમ માનવુ એ દ્વેષ છે આપણામા બધુ જ છે, એમ માનવુ એ રાગ છે એ બન્નેથી પર રહીને જ માણસ પોતાના ઉપર આપણુને ખબર નથી, પણ આપણે પ્રીતિ રાખીએ છીએ એ પ્રીતિ આપણને એમ બનાવે છે કે આપણામા કાંઈ દોષ નથી પણ જેમ એક કુટુબમાં જુદા જુદા સ્વભાવના અનેક માણસો વસે છે, તેમ આપણા આ એક મનમાં પણ જુદી જુદી અનેક વૃત્તિઓ આપણા મનને ખુશ પણ રાખે છે ને એની ખુશામત પણ કરે છે અને એ આપણને ઊચે કે નીચે દોરતી હોય છે

ત્યારે મનને સમજવુ એનો અર્થ એ છે કે આપણા મનની બધી વૃત્તિઓને જાણવી આપણે એ જાણી શકતા નથી કે અમુક સયોગોમા આપણે આમ જ વર્તીશુ જ્યારે એવા સયોગો આવે છે ત્યારે જ આપણને ખબર પડે છે કે આપણે જાણ્યુ જ નથી એ જેટલુ શાન્ત દેખાય છે તેટલુ શાત નથી, તેમ જ એ જેટલુ ધીર વીર દેખાય છે તેટલુ ધીર-વીર પણ નથી આમ હમેશા પોતાના મનને ઘડવુ એનો અર્થ એ કે હમેશા હમેશા કાઇક સ્વ-પોતાનું બનાવવુ આપણે આ દુનિયા તજી શકતુ નથી એનું નામ સ્વ-ભાવ છે આ સ્વભાવ એ જ આપણી ખરી મિલકત છે

પણ જેવી રીતે રાજા પ્રજાને શાસનમા રાખવા દંડ વાપરે અને મૃદુ વાણી પણ વાપરે અને એને ભવિષ્યનો લાભ પણ બનાવે બરાબર એ જ રીત મનને ઘડવાની છે કેટલીક વખત એને સમજાવટથી કામ લેવાનુ હોય છે કેટલીક વખત એને ના પાડવાની હોય છે કેટલીક વખત નવી સુદર વસ્તુઓ આપીને એને નવે રસ્તે દોરવાનુ હોય છે આમ આપણુ મન જે ખરી રીતે આપણુ નિકટનુ ને નિત્યનુ સાથી છે તેને હમેશા થોડુ થોડુ પોતાનુ બનાવતા રહેવુ એનું નામ નવજીવન છે

*

'આશુતોષ'

### ઇન્દિરા ગાંધી

લોકસભાની ૧૯૭૧ની ચૂંટણીઓ અને વિધાનસભાની ૧૯૭૨ની ચૂંટણીઓએ ઇન્દિરાજીના ઉમેદવારોને જે અસાધારણ વિજય અપાવ્યો તેને લીધે આ મહિલા વડાપ્રધાન અનેક અટકળો, કુતૂહલો, ભવિષ્યવાણીઓ અને વિશેષણોના અધિકારી બન્યાં છે. વલ્લભભાઈ પટેલ પોલાદી પુરુષ તરીકે ઓળખાતા. જવાહરલાલ નહેરુ માટે હવે ખુશીથી કહી શકાય કે તેમણે હસતા હસતા રાજ્ય ચલાવ્યું અને એક સગીને ભાગીને બે કરતાં તેમને કોઇનું કાંઈ થઇ જતું. એક સ્ત્રી તરીકે, ભારત જેવડા વિશાળ દેશના વડાપ્રધાનની જે છબી ઇન્દિરાજીએ ઉપસાવી તેનાથી ભારતવાસીઓ જ નહીં—આખી દુનિયાના રાજપુરુષો સાનંદાશ્ચર્ય અનુભવી રહ્યા છે. 'નહેરુ પછી કોણ ?' એવા પ્રશ્નને ઇન્દિરાજીએ કેવા વામણા અને હાસ્યસ્પદ બનાવી દીધો તે જોઈને દુનિયા દિગ્મૂઢ બની ગઈ છે હિમાલય જેવા વિરાટ પ્રશ્નોને એક પછી એક જે સરલતાથી ઇન્દિરાજીએ પતાવ્યા, અને તેમાં પહેલેથી છેલ્લે સુધી જે ગજબનાક આત્મશ્રદ્ધા અને લેખડી નિર્ણયશક્તિનો અદ્ભુત પરચો દેશવાસીઓને તદ્દન સાહજિક રીતે બતાવ્યો, એવી કોઈ અદાકારી આજ સુધી ભારતવાસીઓએ જોઇ ન હતી. સૌ પ્રથમ મોરારજીને રૂખસદ આપી ત્યારે દેશને એક આંચકો લાગ્યો, ત્યાર પછી બેન્કનું રાષ્ટ્રીયકરણ આવ્યું રાજવીઓના વિશેષાધિકારો, વર્ષાસનો અને પાર્લામેન્ટની સત્તાના પ્રશ્ને ઉલ્કાપાત સર્જાઈ ગયો. અને. સુપ્રિમ કોર્ટની આડખીલીએ તેમાં વધારો કર્યો આ બધા જ પ્રશ્નોને લોકસભાની ચૂંટણીઓ નિર્ધારિત સમય પહેલા યોજીને ઇન્દિરાજીએ સૌના મોમાં આંગળાં ઘલાવી દીધાં ! તેઓ તેમાંથી હેમખેમ પાર ઊતર્યાં ત્યાં આવી પડ્યો પૂર્વ બંગાળના નિરાશ્રિતોનો અભૂતપૂર્વ ધસારો ! જોતજોતામાં એક કરોડ નિરાશ્રિતો ભારતમાં આવી પડ્યા સરકાર માથે ભારે કર બોજો આવી પડ્યો પાકિસ્તાને લશ્કરી દમન ચાલુ રાખ્યું દુનિયાના કોઈ રાષ્ટ્રોએ આપણો અવાજ સાંભળ્યો નહીં અમેરિકાએ પરિસ્થિતિનો ક્યાસ કાઢવા કિસીંજરને દિલ્હી મોકલ્યા, પણ તે તો રાવળપીંડીથી પેકીંગ છાનામાના ગયા અને નિક્સનને માટે ચીનનું આમંત્રણ લઈ આવ્યા ! આજ ટાંકણે ઇન્દિરાજીએ શ્રી ધારને મોસ્કો મોકલ્યા ત્યાંના વિદેશ પ્રધાન દિલ્હી આવ્યા અને એક સવારે લોકો ઊંઘમાંથી જાગ્યા ત્યારે ખબર પડી કે રશિયા—ભારત વચ્ચે ૨૦ વર્ષના સંરક્ષણ કરાર થયા ! એફામ રીતે વર્તી રહેલા પાકિસ્તાનના લશ્કરી માધાંતાઓ ઉપર એક જાતનું નિયમન આવ્યું એક કરોડ નિરાશ્રિતોમાંથી કોઇને પાછા લેવાની પાકિસ્તાનની દાનત હતી જ નહીં. યુદ્ધજ્વર અને તેના જ સંજોગોમાં, મુક્તિવાહિનીને મળતી ભારતની મદદથી ધૂંધવાયેલા સમતુલા ગુમાવી લશ્કરી સેનાપતિઓના હાથમાં રમી રહેલા અને દારૂની શીશીમાંથી પ્રેરણા મેળવતા પાકિસ્તાનના આ મૂર્ખ પ્રમુખે વીજળીક રીતે વિમાની હુમલાઓથી ત્રાટકી ભારતને હંફાવવાનું આપઘાતી પગલું લીધું. ઇન્દિરાજીએ તક ઝડપી લીધી દુનિયામાં આજ સુધીમાં જન્મેલી કોઇ સ્ત્રીએ ન બતાવી હોય તેવી ઠંડી છતાં ગણતરીપૂર્વકની તાકાતથી પાકિસ્તાનના લશ્કરી યંત્રનો આકરા ઝનૂનથી સામનો કર્યો, પૂર્વ બંગાળમાં નિયાઝીને હંફાવ્યો—અમેરિકાના સાતમા કાફલાને હાથ બતાવીને રોકી જ લીધો ! પૂર્વ પાકિસ્તાન નેસ્તનાબૂદ થઈ ગયું ઇન્દિરાજીએ ધાર્યું હોત તો એક વધુ અઠવાડિયું યુદ્ધ લંબાવીને પશ્ચિમ પાકિસ્તાનમાં લશ્કરશાહીના ફુરચા ઉડાડી દેત. શા માટે આમ ન કર્યું તે એક કોયડો છે, અને ભવિષ્યની પરીક્ષાઓમાં તે પ્રશ્ન વિદ્યાર્થીઓને પૂછાશે પણ આજે ઇન્દિરાજી સ્ત્રીશક્તિના પ્રતીક તરીકે લગભગ પૂજાય છે હવે પછીની તેમની કામગીરી, અત્યાર સુધીના જેવી રહે તો ઇતિહાસમાં કદી ન

ભૂલાનાર ની તરીકે તેઓ પકાશે પુરુષોને તેમણે વામણા બનાવી દીધા છે એ કેવી વિસ્મયકારક ઘટના છે ?

## જય ગુજરાત !

ગરવી ગુજરાતે ઉંવરે સરયા કોંગ્રેસનો મોહ છોડયો અને રાષ્ટ્રપતિ શાસનને વિદાય આપી તેમાં એક ફાયદો એ થયો કે મુખ્ય પ્રધાન તરીકે સેવા આપવાની એક નવી વ્યક્તિને તક મળી આ પદ માટે જે હુંસાતુંસી એક વર્ષથી ચાલી રહી હતી તેનો અંજામ પણ સરસ આવ્યો જે ૧૨૮ જણા એમ માનીને બેઠા હતા કે લોકોની સેવા મુખ્ય પ્રધાન બનીને જ થાય તેમને એકસો ચાલીસમાએ છેવટની શીખ આપી 'જો સેવા કરવી છે તો સેવક બનો' પ્રધાનપદનો મોહ પણ જતો કરવો જોઇએ. જે લોકોને ટિકિટ ન મળી તેઓ અપક્ષ તરીકે બળવો કરવામાં લાગી ગયા ટિકિટ મળે વિધાનસભામા જાય તોજ લોકોની સેવા થાય નહીતર ન થાય ટૂંકમાં સત્તા માટે આ બધી સાઠમારી હતી અને ફેંસલો આવી ગયો

હવે આપે કાંઇક કામગીરી બતાવવી પડશે કેમકે આપ ચૂંટાયા છો આપના વિસ્તારના લોકોના પ્રશ્નોથી આપ માહિતગાર છો તેમના પ્રશ્નોની સૂચિ બનાવો ભલે લાગી થતી અન્ય પ્રતિનિધિઓને પણ તેમ કરવાનું સૂચવો માલૂમ પડશે કે બધે જ એક સરખા પ્રશ્નો છે–વસવાટની–તંગી આકરા ઘરભાડા–પઘડીની તંગી–ઉનાળામાં પાણીની તંગી ચીજ વસ્તુના આસમાને ચડતા ભાવો–રૂપિયો તો ક્યાંયે દેખાતો નથી આ સ્થિતિમા જો કાંઈ કરી શકો તેમ હો તો જ, ભાઈસાબ ! ચાલુ રહેજો નહીતર એકાદ ખાની કરજો જનતા રાહત માગે છે ઇન્દિરાજી એ કોલ આપ્યો છે–વચનો પરિપૂર્ણ કરવાનો મત દાર આજે એટલો ઉછેરોએલો છે કે સુખની શક્યતા અત્યારે તમને આપશે નહીં માટે તેના ભલા માટે, રાહત માટે જે થાય તે કરજો સૂઝ ન પડે ત્યારે ઘન શ્યામભાઇને પૂછજો ઠીક ત્યારે, જય ગુજરાત !

## કેન્દ્રીય બજેટ

કેન્દ્રના નાણાપ્રધાન શ્રી યશવંતરાવ ચૌહાણે ૭૨–૭૩નું બજેટ રજૂ કરી સૌની ધારણા ખોટી પાડીને એક આશ્ચર્ય સરજી દીધું છે જો કે આગામી વર્ષ માટે ૧૮૩ કરોડના કરવેરા નાખવામા આવ્યા છે તેમાંથી ૫૦ કરોડ રાજ્ય સરકારોને ભાગ જાય છે અને કેન્દ્રને ભાગે ૧૩૩ કરોડ આવે છે જેની કૂળ વણી નાણાપ્રધાને એવી રીતે કરી છે કે કેરોસીન સિવાય કોઈ ચીજ માટે આમજનતાને બહુ અસર થતી નથી કરવેરાનું માળખું નવેસરથી વિચારવું પડશે ખાસ કરીને વાચુ સમિતિએ કરેલી ભલામણો ના સંદર્ભમાં નાણાપ્રધાને ઘરેલી કરવેરાની દરખાસ્ત પુનમૂલ્યાંકન માગતી બની રહેશે કાળુ નાણું આજે મોટો પ્રશ્ન બની રહેલ છે પંચ અબજ રૂપિયાનો કરવેરો વસુલાત માગતો ઊભો છે તેમાંથી ૭૫ કરોડ રૂપિયાની વસુલાત ફક્ત થઈ શકી છે તે એમ બતાવે છે કે કરવેરો વધારવાથી અથવા છે તેમાં વધુ માત્રા ઉમેરવાથી ઉકેલ આવવાનો નથી તેનું પ્રમાણ ઘટા ડવામા આવે તો જ કરચોરી ઘટે વાચુ સમિતિની આ ભલામણ ક્રાંતિકારી છે–જો સરકાર તે સ્વીકારે તો કેન્દ્રિય બજેટે ટપાલના દરોને હમણા જેમના તેમ રહેવા દીધા છે આને માટે નાણાપ્રધાન માનસશાસ્ત્રની રસમ અજમાવતા જણાય છે વર્ષની અધવચ્ચે આવા ફેરફાર વધુ સહેલાઈથી થઈ શકે છે–વામન દેવના પાય પૈસાની જેમ આ દરો વધારવાનો શ્રેષ્ઠ સમય અત્યારે તો નથી જ પક્ષ અને સંસદના સભ્યોની ઇચ્છાને માન આપીને કેરોસીન પની આબકારી જકાતમા લીટર દીઠ છમાંથી ચાર પૈસાનો ઘટાડો નાણાપ્રધાને સ્વી કાર્યો છે પરંતુ સ્ટીલ અને ખાતર પરના જકાત વધારાને તેમણે વ્યાજબી ગણાવ્યો છે એલ્યુમિનિયમ, આર્ટસિલ્ક અને સિમેન્ટ તેમજ પાવરપપને નવા બજેટમા થોડા ઘણા સ્પર્શવામા આવ્યા છે તો પણ મધ્યમ બજેટમા યોજના માટેની જોગવાઈ ૩૨૬૩ કરોડ જેટલી રાખીને નાણાપ્રધાને પ્રગતિની આગેકૂચ ચાલુ રાખવા અંગે કોઈ અવકાશ રહેવા દીધો નથી બલકે આવતા વર્ષની જોગવાઈમા યોજનાના ખર્ચ માટે વધુ ૭૧૦ કરોડ રૂપિયા રાખીને ૨૨ ટકાનો

વધારો બનાવી શકવા સમર્થ બન્યા તે પ્રશંસાપાત્ર છે. સરક્ષણ માટે ગત વર્ષના ૧૨૪૧ કરોડ સામે નવા વર્ષમા ૧૪૦૮ કરોડ ફાળવ્યા છે તે વધારો પણ સામાન્ય કહી શકાય કેમ કે પાકિસ્તાન અને ચીનનો ઉન્માદ શાન્ત પડ્યો નથી.

## ચમત્કારિક નામ ગાડી

રેલવે પ્રધાને પુરાંત બતાવતું બજેટ રજૂ કર્યું તે માત્ર આંકડાની ઇન્દ્રજાળથી શક્ય બન્યુ છે ગત વર્ષમા રેલવેએ કોઈ સિદ્ધિ હાસલ કરી નથી. વહીવટી ખર્ચમા જે ઘટાડો થવો જોઇએ તે થયો નથી આવતા વર્ષ માટે તેમણે ૩૨ કરોડની પુરાંત બતાવી તેમા ૧૮ કરોડનો નવો બોજો નાખ્યો છે. ત્રીજા વર્ગના સિવાયના ઉપલા વર્ગોની ટિકિટોના દર વધાર્યા છે, પાર્સલ અને લગેજમા પાંચ ટકાનો પૂરક ચાર્જ તથા માલના પરિવહનમા ચારથી આઠ ટકાનો વધારો કર્યો છે સાથે સાથે રેલવેના વિકાસ કામો માટે ૨૦ કરોડ ખર્ચવાની જોગવાઇ પણ નાખવામા આવી છે દેશની બધી જ રેલવે લાઇનો ક્રમશ મીટર ગેજમાથી બ્રોડગેજમા ફેરવવાની યોજનામા આવરી વીરમગામ–ઓખા વિભાગ ઉપર કામકાજ શરૂ થશે ખુદાબક્ષ મુસાફરો દ્વારા તેમજ રેલવેમા થતી ચોરી, ઉઠાંતરી તેમજ નુકસાની પેટે જે વળતર ચૂકવવાની રેલવેને ફરજ પડે છે તેની જ વાત કરીએ તો વરસ દહાડે ૨૦ કરોડ રૂપિયાની ખોટ તેની પાછળ જાય છે આ જો અટકાવી શકાય તો રેલવેને ૨૦ કરોડ રૂપિયાનો ફાયદો થાય જે નવા નાખેલા ટિકિટ વધારા કરતા પણ વધી જાય તેમ છે પરંતુ રેલવે તંત્ર તેને અટકાવી શકવા અસમર્થ છે જો કે હનુમંતૈયાએ રેલવે પ્રધાન તરીકે કોઈ નિજી પ્રતિભા ઉપસાવી નથી–ગણતરી પ્રકરણમા તેઓ પ્રકાશમા આવ્યા તે સિવાય સિદ્ધિનું કોઇ પાસુ તેમના જમા પક્ષે નથી

## ઊંટના હોઠે

થોડા સમય પહેલા એવા સમાચાર દૈનિકોમા ચમક્યા હતા કે ઈરાનનું લશ્કર બલુચિસ્તાનની સરહદ તરફ પ્રયાણ કરી રહ્યુ છે એ વાત તો સહુ જાણે છે કે ભુટ્ટો સાહેબને બલુચીઓ તેમજ પઠાણો સાથે મેળ નથી અને એ પ્રાંતોમાં જે બળવા જેવી સ્થિતિ પ્રવર્તી રહી છે તેને કારણે ઈરાનના શાહની મદદ માગીને, ઈરાની લશ્કરની મદદથી બળવાખોરોને દબાણ હેઠળ રાખવા પાક અને ઇરાન વચ્ચે છૂપી મસલત થઈ હોય ઇરાનમા ખુદમા રાજા સામે અસંતોષ છે પણ ત્યા કોઇ ચૂં ચાં કરી શકતુ નથી રાજદ્રોહના આરોપસર પકડાએલાઓને મુકદ્દમો ચાલે તે પહેલાં ખતમ કરી નાખવામા આવે છે તાજેતરમા ઈરાનના શાહે ત્યાની રાજાશાહીને અઢી હજાર વર્ષ થયા તેના માનમા દબદબા ભર્યો મહોત્સવ ઉજવ્યો હતો જો પાકિસ્તાનના વધુ ભાગલા થવાના હોય અને બલુચીઓને સ્વાયત્ત પ્રાંત બનતો હોય તો હવે પછીના વિભાજનમા પોતાની સરહદને અડેલા પ્રદેશો ઈરાનમાં ભેળવી દેવાની શહેનશાહને ઇચ્છા હોય તે સ્વાભાવિક છે પઠાણો પુખ્તુનીસ્તાન ઇચ્છે છે એટલે ભારતને કાંઇ મળે તે કરતા ઇરાન મી પડોશી કોળિયો ગળી જાય તે સામે ભુટ્ટોને વાંધો હોઇ શકે જ નહી ઈરાનની સહાનુભૂતિ પાકિસ્તાન તરફ છે એ તો ઘણા વર્ષોથી આપણે અનુભવીએ છીએ પેલુ લુચ્ચુ શિયાળ ઊંટનો હોઠ પડવાની રાહ જોઇને બેઠુ હતુ તેની જ સ્થિતિ આજે ઇરાનની છે પણ એક વાત નક્કી છે કે આવી રીતે કે ઈનામા ભળવાની જ રિયાત ઉભી થાય તો બલુચિસ્તાન એક વખત અખંડ ભારતનો અંગ હતુ તે ભૂલવું ન જોઇએ

## રાજકીય પક્ષો

વિધાનસભાઓની ચૂંટણીઓમા ફક્ત ત્રણ જ રાજ્યોમા કોંગ્રેસે સફળતા મેળવી નથી મણીપુર, મેઘાલય તથા દીવ દમણ–ગોવાનો કેન્દ્ર શાસિત વિસ્તાર આમા મેઘાલયમા કોંગ્રેસે સામેથી ચાલીને ૬૦માંથી ફક્ત ૧૨ બેઠકો ઉપર જ ઉમેદવાર ઊભા રાખેલા તેમા ૯ ચૂંટાઈ આવ્યા છે એટલે ત્યા પણ બહુમતિ મળી જ કહેવાય મણીપુરમા ૫૮માથી ૧૭ બેઠકો તેને મળી છે. જ્યારે દીવ દમણ ગોવામા ૩૦મા ફક્ત એક જ બેઠક મળી આ સિવાય બધા જ રાજ્યોમા કોંગ્રેસને બહુમતિ મળતા તેની સરકાર રચાઈ ચૂકી છે વિરોધી પક્ષે મા સંસ્થા કોંગ્રેસે બિહારમા ૩૦, ગુજરાતમા ૧૬, મૈસૂરમા ૨૪ તથા હરિયાણામા ૧૨ બેઠકો મેળવી

છે—અપક્ષી અન્યત્ર એક કે બે બેઠકો કયાંક મળી છે સ્વતંત્ર પક્ષે ફક્ત રાજસ્થાનમાં ૧૧ બેઠકો મેળવી છે બાકી એક કે બે બેઠકો બેત્રણ રાજ્યોમા મળી છે માર્ક્સવાદી સામ્યવાદીઓએ પશ્ચિમ બંગાળ માં એવો માર ખધો છે કે તેના કરતા અખિલ ભારત સામ્યવાદી પરે કોંગ્રેસની સહાયથી સારો દેખાવ કર્યો છે જ્યા કોંગ્રેસે તેને ટેકો આપ્યો ત્યા જ તેમને વિજય મળ્યો છે જનસંઘનું બળ દિલ્હી, રાજસ્થાન અને મધ્યપ્રદેશમા હતુ તે બહુ જ ઓછુ થયુ છે તો પણ પ્રમાણમા જનસંઘે બધા રાજ્યોમાં એક પક્ષ તરીકે પોતાની પ્રતિમા ઊભી કરવા જેટલી સફળતા અવશ્ય મેળવી છે અને બીજા કોઇ પક્ષ કરતા તેના વધુ ઉમેદવારો ચૂટાઈ આવ્યા છે વિરોધી પક્ષોમાં કોઈ સબળ પક્ષ આજે રહ્યો નથી, ત્યારે વિધાનસભાઓમા શાસકપક્ષે એ ઊણપ પૂરવા વધુ સમજનતા દાખવીને જાગૃત રહેવુ પડશે સસ્થા કોંગ્રેસ જેવા પક્ષે તો શાસકમા ભળી જવા તૈયારી બતાવવી જોઈએ કેમકે એકડા વગરના ગમે તેટલા મીંડા હોય તોપણ નકામા છે

નદીઓના પાણી

ભારતમા ઉત્તરની નદીઓનાં પાણી દક્ષિણની નદીઓ સાથે જોડવાની એક મહત્ત્વાકાક્ષી યોજના છે તેવી જ રીતે નર્મદાના પાણી કચ્છમા લઈ જઈને તે વેરાન ધરતીને હરિયાળી કરવાનું સ્વપ્ન ઘણા સેવી રહ્યા છે વિજ્ઞાનના આ યુગમાં આ અશક્ય નથી ટાચા સાધનોને લીધે આવી કોઈ યોજના અમલી બનાવવામા ઢીલ થાય તો તે ક્ષમ્ય ગણાય ભારત જ નહી, રશિયામા પણ આવા પ્રશ્નો છે અને સાઈબી રિયાની નદીઓનાં પાણી દક્ષિણમા કઝાકીસ્તાન, ઉઝબેક અને તર્કમેન પ્રાંતોમા પહોચાડવા વૈજ્ઞાનિકો અને ઇજનેરો સતત પ્રયત્ન કરી રહ્યા છે ઉત્તર રશિયાની પેચોરા નદી જ્યા ઠલવાય છે ત્યા એક સરોવર બનાવી તેમાથી પમ્પીંગ સ્ટેશનો વાટે પાણી સતત ઉલેચીને દક્ષિણની નદીઓમાં નહેર વાટે મોકલવાની યોજના તૈયાર થઇ રહી છે તેમા ભારતે ખૂબ રસ બતાવવો જોઇએ અને રશિયાની સાથે જ કદમ મિલાવીને આ બાબતમાં આગળ વધવુ જોઇએ પાણી હોવા છતાં તેનો ઉપયોગ ન થઈ શકે તેના જેવી કરુણતા કઇ હોઈ શકે? ગરીબીને હઠાવવાનો જેમ નિર્ધાર કર્યો છે તેના જ જેવો બીજો દૃઢ નિર્ધાર રાષ્ટ્રે કરવો પડશે— અને તે મીઠા જલ સમુદ્રમા નિરર્થક વહી જતા અટકાવવાનો.

માગો તે મળશે

તમારે શુ જોઈએ છે? એનો કંઇક અણસાર તો મળી રહે છે મનુષ્ય સ્વભાવની એક ખાસિયત છે કે જ્યારે જે મળતુ હોય તેનાથી વિરુદ્ધ તે માગે છે શિયાળામાં તે ગરમી ઝંખે છે અને ઉનાળામા ઠંડી! તેવી જ રીતે ખાદ્ય પદાર્થોની બાબતમાં પણ તેની જીભ સળવળાટ કર્યા કરે તેમા તેનો શો દોષ?

કેરી ખાવા માટે એપ્રિલ—મે—જૂન મહિના કુદરતે નક્કી કર્યા છે તેને બદલે ડિસેમ્બર માસમાં તેને કેરી ખાવાની ઇચ્છા થાય તો? બટેટા અને ટમેટા મે—જૂન પછી મળતાં બંધ થઈ જશે જુલાઈ માસમા ટમેટા અને સપ્ટેમ્બરમાં બટેટા તાજા ખાવા હોય તો?

—તો મળશે હો ભાઇ! મૂંઝાવાની જરૂર નથી કોલ્ડ સ્ટોરેજ પ્લેન્ટ વડોદરામા છાણી અને ગણદેવી ખાતે સાડાતેર લાખના ખર્ચે ઊભા થઇ રહ્યા છે તેમા બટેટાની ૨૫ હજાર ગુણી રહી શકે તેવા ‘સીનો તૈયાર થાય છે સ્ટોરેજ રહે તો પછી ટમેટા અને કેરી શુ કામ ન રહે? સીઝનમા આ પાક વધુ થવાથી ઘણીવાર સડી જાય છે અથવા તેનો નાશ કરવો પડે છે તેને બદલે હવે તેને સાચવી રાખવાની સુવિધા પ્રાપ્ત થઇ છે આવા વધુ કોલ્ડ સ્ટોરેજ પ્લાન્ટ ઠેકઠેકાણે ઊભા થાય પછી કોઈ વાતે મણા નહી રહે બારે માસ ફળફૂલ શાકભાજી મળતા રહેશે

વેપારની તકો

બાંગલા દેશ સાથે વેપારની નવી તકો ભારતીય સાહસિકો માટે રાહ જોતી ઊભી છે ત્યાં બધુ નવેસરથી પુનર્નિર્માણ થઇ રહ્યુ છે બંગના દેશમા નિકાસ કરવા માટેની ચીજો છે— અનાજ, તમાકુ,

દવાઓ, વનસ્પતિ તેલો, મીઠું, સિમેન્ટ, મશીનરી, વીજળી સાધનો. ત્યાંથી ભારતમાં આવી શકે તેવી ચીજો છે– શણ, ચા, ચામડું, મચ્છી, જીન, ઇમારતી લાકડું, કાગળ, ચામડાની બનાવટો, ઈત્યાદિ. એક જ વર્ષમાં આયાત-નિકાસ માટે ભારત માટે પ્રથમ પસંદગીની તક છે અને આપણી સરકાર તે લાભની તંદુરસ્ત વહેંચણી થવા દેશે કેમ કે જે દેવું બંગલા દેશે ચૂકવવાનું છે તેનો વિનિયોગ વેપાર મારફત જ થઈ શકશે.

## કવિ મૂંઝાય ત્યારે

અમેરિકાના પ્રખ્યાત કવિ ડબલ્યુ એચ. ઑડેન અમેરિકાથી કંટાળીને બ્રિટન ભણી જઈ રહ્યા છે. આ વિશ્વવિખ્યાત કવિને બ્રિટનનું નાગરિકત્વ તત્કાળ મળી જશે. તેઓ ઓક્સફર્ડના શાંત વાતાવરણમાં મનુષ્યની સૌજન્યભરી હૂંફમાં રહેવાને વધુ પસંદ કરશે કેમ કે તેમને અમેરિકામાં પોતાની જાતની સલામતી લાગતી નથી. રાત્રિનો અંધકાર ધરતી પર ઓળાય ત્યારે અમેરિકન માનવીનો વિશ્વાસ નહીં–તે ગમે તેને લૂંટી લે–ખૂન પણ કરી નાખે. ન્યૂયોર્કમાં આવી સલામતી નથી તેમ શેખ મુજીબુરે હમણાં જ વ્યંગમાં કહ્યું હતું. તેના કરતાં ભિખારી મુસલમાનો બંગલાદેશમાં વધુ સલામત છે. કવિ ઑડેને તો બહુ કરુણ ફરિયાદ કરી છે: "હવે મને અવસ્થા થઈ છે–હું વૃદ્ધ થયો છું હૃદયરોગનો હુમલો આવે અને કિરતારના દરબારમાં પહોંચી જઉં તેની ખબર પડતાં દિવસો લાગે–એના કરતાં એવા સ્થળે જઉં જ્યાં કોઈની મમતાભરી આંખો નીચે જીવનની શેષ પળો વીતાવું....."

અરે, ઑડેન સાહેબ, તમે તો ઓક્સફર્ડ જશો. પણ બિચારો સામાન્ય માનવીઓ ક્યાં જશે! જ્યાં અમારા દેશના આપના જેવા જ 'એક સમર્થ કવિએ તેને માટે ચિરસાંત્વના આપતા શબ્દો ગાયા છે:

'તું એકલો જાને રે–
તારી સાથે કોઇ ન આવે તો...'



# બુદ્ધ પૂર્ણિમા

રોહિણી શાહ



વૈશાખી પૂર્ણિમા એટલે ભગવાન બુદ્ધની જયંતી, માનવતાના વિશિષ્ટ મનોભાવની સંપૂર્ણ સૂચક એવી મહાશક્તિ અહિંસાના, માનવ પિતાનો જન્મોત્સવ

કેટલાંક દશ્યો એવાં હોય છે કે જેને જોતાં-વેંત આપણે એના પ્રાણનો સ્પર્શ કરી શકીએ છીએ. દષ્ટિ એને જડ માનતી માનતી સચેતન માનવા લોભાઈ જાય છે: અને અંતર એ સજીવન દશ્યના ભૂતકાળને સંભારવા લાગી જાય છે. પછી ભલે દશ્ય કોઈ શિલ્પી કે ચિતારાની કળા હોય કે શબ્દોમાંથી ઊભી થતી કોઈ સપ્રમાણ, બેનમૂન કથા-મૂર્તિ હોય; પણ એનું આકર્ષણ અનેરું હોય છે. એ મૂર્તિ જાણે આદર્શ બનીને, સ્મરણના એક મહાખંડને રોકીને ઊભેલી દેખાય છે.

બુદ્ધની આંખોમાં અપાર દયા છે. જરાક ઢળેલી પાપણે, અર્ધજાગૃત આંખો વચ્ચે થઈને જ્ઞાનનો પ્રકાશ પથરાતો દેખાય છે: હોઠ પર નૃત્ય કરી રહેલા મધુર સ્મિતમાં વિશ્વબંધુત્વ બેઠું છે. ચપોચપ બિડાયેલાં હોઠમાં સાધનાની ઉગ્ર મક્કમતા ઊભેલી દેખાય છે.

અહિંસા અને વિશ્વશાંતિ એ બૌદ્ધજીવનનાં મહામૂલાં સૂત્રો છે. ધર્મ ઉપર જ્યારે અજ્ઞાનના થર બાઝે છે, ત્યારે ધર્મ-તેજ ઝાંખું પડી પાખંડ શરૂ થાય છે. પણ બુદ્ધના જીવન પછી આવું બહુ ઓછું બન્યું છે: એમના નિર્વાણ પછી એ મહાસમર્થ શિક્ષગુરના વિદ્વાન શિષ્યસમુદાયે, ગુરુના ધર્મસૂત્રોનો વિશ્વવ્યાપી પ્રચાર શરૂ કર્યો હતો. આ તમામ શિષ્યોમાં 'દેવાનાં પ્રિય' પ્રિયદર્શી રાજવી અશોકવર્ધનનું નામ અતિ જાણીતું છે.

ભગવાન બુદ્ધે જગતને દુઃખમાં ડૂબેલું દીઠું. એ દુઃખમાંથી જગતને મુક્ત કરવાનો કોઈ માર્ગ હોવો જ જોઈએ, અને હોય, તો તે મારે શોધી જ કાઢવો જોઈએ–એવી તાલાવેલી તેમનામાં જન્મી. એ શોધ માટે સર્વસ્વનો-પ્રિય પત્ની અને વહાલા પુત્રનો સુદ્ધાં એમણે ત્યાગ કર્યો. પોતાનાં સમકાલીન જગતમાં આ દુઃખ-મુક્તિનાં જે જે સાધનો પ્રચલિત હતાં તે સૌને તેમણે એક પછી એક અજમાવી જોયાં

પરંતુ આ પરંપરાગત માર્ગમાંથી એકકેય એમને સંતોષકારક ન લાગ્યો છેવટે આ જનકલ્યાણ-કારિણી શોધ પૂરી થયા પહેલા જ કદાચ મારો દેહ પડે એવો અંદેશો તેમને જાગતો હતો. તે જ વખતે, એરબર એકાએક એમને કોઈ નવો પ્રકાશ મળ્યો : વ્યક્તિ, વ્યક્તિના માનસિક કલ્યાણનો પ્રકાશ એમની સામે આવી સ્થિર થયો

પછી તો અનેક દિવસોના, એ અભંગ ઉપવાસી, સાધુવ્રતધારી પુરુષોત્તમે, વૃક્ષની છાયા નીચે તપશ્ચર્યા શરૂ કરી અને અચળ આત્મપરાયણતાથી માનવજીવનમા નવરીધાડ પ્રગટાવ્યો અને જગતને કલ્યાણ માર્ગે જવાની પ્રેરણા આપી.

અહિંસાપૂર્ણ જીવનના મૂળમાં સત્યનું ખાતર હોય તો જ આખી માનવજાતના માનસને નવેસરથી ઘડી શકાય. પુરુષાર્થ અને પ્રગતિનાં લગ્નની વચ્ચે શ્રદ્ધા અને સત્યની છેડાછેડી બાંધેલી હોય છે

ફરતા ફરતા એમણે સારનાથ તરફ પ્રયાણ આદર્યું. બનારસ નજીક આવતા, પાંચ શિષ્યોની એક નાની ટુકડી તેમને આવીને મળી. અહી બૌદ્ધ ધર્મ પ્રચારનો પાયો નખાયો. ધીમે ધીમે બૌદ્ધધર્મ અનુયાયીઓનો જબ્બર સંઘ સ્થપાયો અને દેશપર-દેશમા એનો પ્રચાર ગતિમાનપણે શરૂ થયો.

પછી તો એ ડાળીઓમાંથી અનેક પર્ણો ફૂટ્યાં. એ પુણ્યયાત્રામાં અનેક ભાવિકો ભળ્યા. અસંખ્ય વિદ્વાનોએ અહિંસાના સર્વોત્તમ સિદ્ધાંતનું હર્ષભેર અભિવાદન કર્યું. બૌદ્ધધર્મ આજે પણ જગતમા અગ્રસ્થાન ભોગવે છે

ભગવાન બુદ્ધના જીવન પ્રસંગો એક એકથી ચડિયાતા છે. માનવોન્નતિનું અપ્રતિમ કાર્ય કરીને એંસી વર્ષની વયે તેઓ નિર્વાણપદને પામ્યાં. એમનું મૃત્યુ જીવન કરતા વધુ ભવ્ય હતું. એમનો જગત-વ્યાપી આદેશ હતો : 'કાર્યમા, વાણીમા, વિચારમાં પવિત્રતા આણો. દયાના મહાપૂના સ્વરૂપને ઓળખતાં શીખો. અનુકંપા અને આન્તરિક લાગણીને ધર્મ તરીકે સ્વીકારો. ધર્મમાં શ્રદ્ધા, સત્યનિષ્ઠા ને સન્માનવૃત્તિ રાખો. મનુષ્યમાત્રને બંધુભાવથી ચાહશો તો જીવનમાં તમને વિજય મળશે '

ડાબો હાથ ખોળામાં રાખી, જમણા હાથની કોણીને જાનુ ઉપર ટેકવી, મરોડદાર આંગળીઓ ઊંચી કરી, જગતને અહોનિશ સ્નેહનું આમંત્રણ આપતાં ભગવાન બુદ્ધ ખરેખર અદ્ભુત છે. યત્નશીલ તપથી જગતમાં થયેલા નરોત્તમોમાં બુદ્ધનું સ્થાન અનોખું છે, જાજ્વલ્યમાન છે

*

## ઓળખ

યુદ્ધમાં પોતાનો પતિ વીરગતિ પામ્યો છે એમ જાણ્યા પછી એક રાજપૂત રમણી પોતાના શૂરવીર પતિનું શબ શોધવા માટે રણભૂમિ પર ગઈ. અસંખ્ય મડદાઓ વચ્ચેથી પતિનું શબ શોધીને આવ્યા પછી તે રાજપૂત રમણી પોતાની સખીને અભિમાનથી કહે છે :

ગીધ કલેજો, ચીલ ઉર,
કાગા આંત બિલાઈ,
તો ભી મોઘક (?) દેથગી,
મુંછા – ભૌંહ મિલાઈ

રણક્ષેત્રમા પડેલા મારા પતિનું કાળજું ગીધડાં ખાઈ ગયાં તેમનું હૃદય સમળીઓ ખાઈ ગઈ કાગડાઓ તેમના આંતરડાં તાણી ગયા, છતાં રણું સખી; તેમના તણાયેલા ભવાં અને અણિયાળી મૂછો પરથી હું તેમને ઓળખી લાવી (એક રાજસ્થાની લોકગીત)

# પ્રસન્ન વેદનાનાં પ્રતીકો

ઈન્દુલાલ ગાંધી

૧

હજરત મહમદ પયગંબર સાહેબને શરીરે કઠણ ચટાઈ ઉપર સૂવાથી ચગદની સળીઓ અને દોરીઓના સળ ઊઠી આવ્યા એ જોઈને એમના એક મિત્રથી કહેવાઈ ગયું

'પયગંબર સાહેબ! તમારે માટે આ પથારી કઠોર છે મને અગાઉથી કહ્યું હોત તો હું કોમળ શય્યા કરી આપત'

પયગંબર સાહેબે જવાબ દીધો 'ભાઈ, કોમળ શય્યા મારા જેવા આદમી માટે નથી મારે આ દુનિયામાં કંઈક કામ કરવું છે જ્યારે મારા શરીરને થોડા આરામની જરૂર પડે છે ત્યારે જ હું તેને આરામ આપું છું – જેમ ઘોડેસવાર સખત તાપમાંથી ઘડીભર પોતાના ઘોડાને કોઈ ઝાડની છાયા હેઠળ ઊભો રાખીને વિસામો આપે છે તેમ'

પોતાના જીવનકાર્ય માટે હજરત સાહેબે પોતાનું જીવન સાદું રાખ્યું હતું આમોદ પ્રમોદની આસક્તિ એમને હતી નહિ

૨

સ્વસ્થ આત્માને સાદા જીવનમાંથી જેવો સંતોષ મળે છે તેવો સંતોષ બીજી કોઈ ચીજમાંથી મળતો નથી

મૈજુ ખલ્ફ વંશની કન્યા હતી એનું બાળપણ રણમાં ઊભા કરેલા એક તંબૂમાં પસાર થયું હતું સંજોગવશાત્ એનું લગ્ન ખલીફા મુઆવિયા સાથે થયું ખલીફા ખૂબ તાલેવાન હતો એને ત્યાં દાસદાસીઓનો પાર ન હતો આમ અઢળક ધનસુખ હોવા છતાં પણ મૈજુને ચેન પડતું ન હતું જ્યારે જ્યારે એ એકલી પડતી ત્યારે ત્યારે મીઠા કંઠે અરબી ભજન લલકારતી એનો ભાવાર્થ આવો હતો

'રાજરી વસ્ત્રો કરતાં ઊંટના ચામડાના લૂગડાં ખૂબ સુંદર છે મહેલના ઠઠારા કરતાં રણનો તંબૂ ઘણો વધુ સુખકર છે આ મગરીના બચ્ચાં તંબૂની આસપાસ કૂદાકૂદ કરે છે એમની દોડાદોડીમાં કિંમતી સાજમાં સજેલાં ખચ્ચરોની ચાલ કરતાં કેટલી બધી સ્ફૂર્તિ રહી છે! ચોકીદારની હાથીદાંતની મઢેલી પીપૂડી કરતાં આ કૂતરાનું ભસવું વધારે મધુરું લાગે છે'

મૈજુનું આ ભજન જ્યારે ખલીફાને કાને પડ્યું ત્યારે એના કોપનો પાર ન રહ્યો તરત જ એણે મૈજુને મહેલ બહાર કાઢી મૂકી આ ભક્ત કવયિત્રી પોતાના રણમાં પાછી ચાલી ગઈ મહેલ જીવનમાં જે હમેશ ઉદાસ રહેતી હતી તે હવે પ્રસન્નતાપૂર્વક જીવતી હતી

૩

સઘળા દેશોમાં હવે એમ સમજાવા માંડ્યું છે કે મનુષ્ય ભપકો બતાવવા ખાતર ખોટો ખર્ચ કરે છે અને એમાં મિથ્યાભિમાન સિવાય કાંઈ હેતુ નથી જે માણસ પોતાના સંસારની ઉન્નતિ કરવા ઇચ્છે છે તે શાંતિથી છેક ઓછા ખર્ચે રહે છે સાદું જીવન શરીરને સ્વસ્થ રાખે છે જે લોકો પોતાની આજુબાજુ નકામી ચીજોનો ઢગલો કરી રાખ્યો હોય તેમણે આવાં ઉદાહરણો અને વચનોમાંથી થોડો બોધ લેવો જોઈએ

મોટો ભાગ ખોટા સિવાય હવે ગણાતો નથી એકનો લક્ષ્મી-વિલાસ એટલે હજારો માણસોની ગરીબાઈ અને વિલાસને બદલે ઘણા મોટાં ને ઉપયોગી કામો કરવાનાં બાકી પડ્યાં છે

૪

સંત ફકીર ભાઈચારી કરીને આનંદથી જીવતો હતો એકવાર એ અને એનો સાથી માતંગો એક શહેર પાસેથી નીકળ્યા સડકની એક બાજુએ માતંગો અને બીજી બાજુએ સંત ફકીર ભિક્ષા

અપથ્ય ખાનપાનથી મન અને શરીર કામ કરવા અશક્ત થાય છે જેના હાથ તૂટી ગયા હોય એવો સિપાઈ શા કામનો ? જે વહાણનો કૂવાસ્તંભ ભાંગેલો હોય તે વહાણનો શો ખપ ? લંગડા ઘોડવાળો ઘોડેસવાર મુસાફરી શી રીતે કરશે ?

૬

રોમન કવિ વર્જિલને ખેતીજીવન પસંદ હતુ. એને હૃષ્ટપુષ્ટ બળદ પ્રિય હતા એ કહેતો

'બળદો શરાબ અને દાવતથી દૂર રહે છે ફક્ત ઘાસ ખાય છે અને નદીનું પાણી પીએ છે એની સુખની ઊંઘમા કોઈ ફિકર–ચિંતા ખલેલ પાડતી નથી '

'બળવાન થઈને સંયમી બનો '

'તમને કોઈ માયકાંગલા કે નમાલા કહે તો તમને કેવુ માઠુ લાગે છે ?'

'મિતાહાર બળવાનને વધુ શક્તિવાન બનાવે છે અને નબળાની શક્તિનું રક્ષણ કરે છે.'

૭

દુનિયામા એવી અસંખ્ય વસ્તુઓ છે કે જેના સ્પર્શ કે દર્શન માત્રથી આપણા ગાત્ર થરથરી ઊઠે છે, જ્યારે ખરી રીતે એ વસ્તુઓમા એવી કશીએ ભય કરવાનું અસ્તિત્વ હોતુ નથી ઘણી વખત કોઈ હિતૈષી મિત્રને ભયંકર શત્રુ માની લઈએ છીએ, ઘણીયે વાર સૌન્દર્ય–નીતરતી વસ્તુઓને બોજા અને અળખામણી માની લેવાની ધૃષ્ટતા કરીએ છીએ

આવી વિચિત્ર રીતે જ આપણા મગજ ઘડાયેલાં છે અને તેથી જીવનના આંગણામા ચાલી આવતી પ્રિય ગરીબાઈને હંમેશા હડસેલીએ છીએ–અપમાનીએ છીએ મદદગી અને વ્યથિત બીજી દુઃખદ ગરીબાઈથી આપણે બહુ જ ડરીએ છીએ છતાં ગરીબાઈ એ શાપરૂપ નહિ, પણ આશીર્વાદરૂપ જ હોય છે નિરાશાની હદમા જ આશા રમતી હોય છે

આસીસીના સંત ફ્રાન્સિસે એ ગરીબાઈમા જે સુંદરતા અને ગૌરવના દર્શન કર્યાં હતા એનો તમે કદી ખ્યાલ સુદ્ધાં કર્યો છે ? 'મારી પ્રિયતમા ગરીબાઈ' આવા શબ્દો એ હસતા હસતાં ઉચ્ચારતો શરીર પર ટિંગાતાં ચીંથરાં અને ક્ષુધાને એ જીવંતરૂપ આપતો અને એ બધાને છાતી સાથે હર્ષથી ચાંપતો

અને એ અગાધ પ્રેમ અને ભક્તિના બદલામાં એની પ્રિયતમા ગરીબાઈએ એને અમરતા બક્ષી એના જીવનનો મેલ ધોઈ એ ગરીબાઈએ એના જીવનને મધુરુ અને આનંદી બનાવ્યુ એટલુ જ નહિ, પરંતુ જગતમા બહુ જ ઓછા જે અમરતને વર્યા છે એવી અમરતાનો એને સ્વામી બનાવ્યો

ઘેર ઘેર ભીખના ટીકડા પેતા ભિખારી અંધ કવિ–હોમર વિશે પણ તમને ઘણી વખત વિચાર આવતા હશે એ અપૂર્વ ગાયક હતો એના પહેલાના કે પછીના બધા કવિઓ કરતા એની બંસરીના સૂર કોઈ અનોખી જ સુરાવટ જમાવે છે અને એટલા પૂરતો એ મહાન છે સાફો નહિ, શેક્સપિયર નહિ, ટાસો નહિ, લોંગફેલો નહિ કોઈ જ નહિ ઘેરે ઘરે ભટકતા એ અંધ વૃદ્ધ ગવૈયાની જોડે કોઈ ઊભો જ રહી શકે નહિ એની સાથે કોઈની સરખામણી શોભે જ નહિ.

પણ જો એ પ્રિયતમા ગરીબાઈએ હોમરને પોતાનો પ્રિયતમ ન બનાવ્યો હોત–એટલે કે જો હોમર કોઈ ભવ્ય પ્રાસાદમા રહેતો હોત, હજારો નોકરો એનો પડતો બોલ ઝીલવા તૈયાર હોત તો એ ઈલિયડ અને ઓડિસી જગતમાં જન્મ્યા જ ન હોત

રફીવરને એ જ પ્રિયતમા ગરીબાઈએ પોતાના નાના ઝૂંપડાને અને રોટલાના ટુકડાને પ્રેમથી વધાવી લેતા શિખવાડયુ પાઈ પાઈ ભેગી કરતો–જૂની વીણાના તારને ઝંકારતો પેરિસની ગલીઓમાં ભટકતો હતો ત્યારે એની પવનમાં ઊડતી લટોમાં પોતાની આંગળીઓ ગૂંથી દેનારી એ જ પ્રિયતમા ગરીબાઈ હતી

આથી જો કોઈ વખત તમારા આંગણામા એ પ્રિયતમાના આગમનનો ભણકાર થાય તો જરાયે ચમકતા નહિ દૈવકોપ તમારા પર ઊતર્યો છે એવો મિથ્યા ભ્રમ સેવતા નહિ જૂનાં બારણાંને તોડી નાખી એને અંદર પ્રવેશવા દેજો અને એના આગમનને પ્રેમથી વધાવજો હૃદયના અંતઃપુરમા તેને પ્રવેશ કરવા દઈ સન્માનજો

માગવાને બેઠા. ફરામ્વા તો સૂકલકડી ને દીગ્ગો હતો માતેઓ માતેનો ને પ્રભાવશાળી દેખાવનો હતો. લોકોએ તેને ખૂબ ખૂબ સરી ભિક્ષાઓ આપી બિચારા ફરામ્વાને થોડાક સૂકા રોટલાના કકડા સિવાય કાંઇ મળ્યુ નહિ

સાંજે ચહેરને ૬ વાગે બેઉ ભેગા થયા નજીક વહેતી નદીને કાંઠે એક ખડક પર બેસીને તેઓએ પોતાની ભિક્ષાઓ ખોલી. પોતાની ભિક્ષા તરફ પ્રસન્ન દૃષ્ટિથી સત બોલ્યો 'ભાઇ માતેઓ! આના કરતાં વધારે સારા ભોજનની મને અપેક્ષા ન હતી.' માતેઓએ કહ્યુ 'રોટીના આ સૂકા કકડાઓને તું ભોજન કહે છે? મેજ ન મળે, રકાબી ન મળે, પીરસનાર નોકર ન મળે અને કહે છે કે આ સરસ ખાણુ છે એ કેવુ?'

ફરામ્વાએ જવાબ દીધો 'કકડીને મીઠી ભૂખ લાગે ત્યારે ખડકના મેજ ઉપર સૂકી રોટી હોય અને તરસ લાગે ત્યારે નદીનુ નિર્મળ જળ હોય એ દાવત નથી તો શુ છે?

આનો અર્થ એવો નથી કે ગરીબ માણસે હમેશા દારિદ્યમા સબડવુ બાહ્ય વૈભવની સ્થૂળ સામગ્રીઓ ન હોય તો પણ સુદર આત્માઓ પોતાના સંતોષ અને આનદરૂપી ધનથી પોતાને સમૃદ્ધ માની શકે છે.

૫

સાદી રહેણીથી કોઇ માણસને નુકસાન થતુ નથી પૈસાના વૈભવ વિલાસમાં રહેનાર માટે આમ ચોક્કસપણે કહી શકીએ નહિ અતિપરિગ્રહ કનેશનુ કારણ બને છે

અકબર બાદશાહના રાજ્યકાળમા આગ્રા શહેરમા બનારસીદાસ નામે એક જૈન સાધુ રહેતો હતો. એક દિવસ બાદશાહે તેને પોતાના મહેલ પર બોલાવીને કહ્યુ

'તમારે જે જોઇએ તે માગી લો તમારુ ધર્મમય જીવન એવુ ઊંચુ છે કે તમારી બધી ઇચ્છાઓ પૂર્ણ કરવામા આવે'

સાધુએ કહ્યું. 'મને પરમાત્માએ જોઇએ તે કરતા અધિક દીધુ છે. મારે માગવા જેવુ શુ છે?'

અકબરે આગ્રહ કરીને કહ્યું. 'કંઈક તો જરૂર માગો'

'ત્યારે નામદાર! એટલુ માગુ છું કે મને તમારા મહેલમા ફરીવાર કોઈ દિવસ ન બોલાવશો. મારો બધો વખત ભગવાનના કાર્યને માટે છે'

'ત્યારે સાધુ મહારાજ, મારે પણ તમારી પાસે એક વસ્તુ માગવાની છે.'

'ખુશીથી માગી લો'

'આપ મને એક એવી શિખામણ આપો કે જેને હુ સદા યાદ કર્યા કરુ અને તેનો અમલ કરુ.'

ક્ષણવાર વિચાર કરીને બનારસીદાસે કહ્યુ 'આટલુ ધ્યાનમા રાખશો કે તમારો આહાર શુદ્ધ અને પવિત્ર હોય, અને ખાસ કરીને રાતે માસમદિરા ન લો'

'હુ આપની સલાહ કદી નહિ ભૂલુ' બાદશાહે સાધુને ખાતરી આપી

સાત્વિક ખાનપાન શરીરને સ્વસ્થ રાખે છે અને સ્વસ્થ શરીર જ પવિત્ર જીવનનું ક્ષેત્ર થવાને પાત્ર બની શકે છે

રોઝા મહિનો હતો બબરચીઓએ ખાણું તૈયાર કરી રાખ્યુ હતુ વખત થયો ત્યારે અકબર બાદશાહે રોઝુ ખોલ્યુ. સોનારૂપાના વાસણોમાં ખાણું પીરસાયુ. એ ઘડીએ અકબરશાહને બનારસીદાસનું વેણ યાદ આવ્યુ. તેણે થાળ તરફ નજર કરી તો ઢાંકેલા ખાણા ઉપર લાલ કીડીઓ દોડાદોડ કરી રહી હતી

અકબરે થાળ પાછો મોકલ્યો હવે બનારસીદાસના બોધનુ મહત્ત્વ એને બરાબર મનમા ઠસી ગયુ

અપથ્ય ખોરાક અનેક રોગો પેદા કરે છે જે દુકાનદારો જાણીબૂઝીને દૂષિત ખાદ્ય પદાર્થ વેચે છે તેઓ નાગરિક ધર્મનું મહા પાપ કરે છે. વાસી અને સડેલા પદાર્થ શરીર અને મનના વિકાર ઉત્પન્ન કરતા હોઇ અહિતકર છે મદિરા પાન લાભદાયક છે એમ કેટલાક લોક કહે છે પણ એ પ્રશ્ન ચર્ચાસ્પદ છે, પણ મદિરાપાન ન કરવુ એ હાનિકારક છે એવુ તો કોઇ જ કહેતુ નથી.

પ્રદીપ જ છે હાઈસ્કૂલમાં ભણતો હતો ત્યારે શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં એનું કેટલું બધું માન હતું ? સૌ કોઈ એનો પડતો બોલ ઝીલવા તત્પર રહેતું ને આજે આજે–ઓહ હું મંદા, માતા ગુસ્સાથી તને માઠું તો નથી લાગ્યું ને ?

મંદાકિની પ્રદીપની આટલી બધી ચિંતા તમારે ન કરવી જોઈએ

સુમતિબાણું તે સાચું કહ્યું–સાચું કહ્યું ચિંતા કરવાથી મારી તબિયત વધારે બગડે છે એ વાત તું બરાબર જાણે છે કયારેક તો તારી આંખો પણ ભીની થઈ જાય છે ખરું ? બોલને, કેમ કાંઈ બોલતી નથી ?

મંદાકિની તમે જરાક આરામ કરો રાઈનો પર્વત કરવાની ટેવ સારી નહિ

સુમતિબાણું હું હવે પ્રદીપને કાંઈ નહિ કહું બસ ? એને જ્યાં જવું હોય ત્યાં જવાની છૂટ છે

મંદાકિની મા તરીકે પ્રદીપને હું સારી રીતે ઓળખું છું પોતાનો રસ્તો એ કરી લશે, આજે નહિ તો થોડા દિવસ પછી–સારી કમાણી થાય એવો કામધંધો એને જરૂર મળી જશે

સુમતિબાણું સાચી વાત છે નસીબ આડેથી પાદડું કયારે ખસી જાય એ કોઈ જાણતું નથી કેટલાક માણસો નાનપણથી કમાવા માંડે છે, કેટલાકની કારકિર્દી મોટી ઉંમરે શરૂ થતી હોય છે કેમ ખરું ને ?

મંદાકિની અને સાભળો આ રવિવારે ઠંડી ઓછી હશે તો આપણે બધા મોટરમાં બેસીને ફરવા જઈશું અને મોટરનો આગનો કાચ ખોલી નાખીશું.

સુમતિબાણું આગનો કાચ ખોલી નાખીશું એટલે ? અરે, ગાડી કોઈપણ મોટરનો આગનો કાચ ખૂલે એવો હોતો જ નથી.

મંદાકિની તમે હમણા ન કહ્યું કે તમે મોટરનો આગનો કાચ ખોલી નાખ્યો હતો અને તેમાંથી મરમ હવા આવતી હતી ?

સુમતિબાણું મેં કહ્યું હતું ? હમણાં ? ના રે, કાચ–બાચની વાત તો મેં તને કાંઈ કરી જ નથી

મંદાકિની યાદ કરો, કરી હતી કોઈ પણ વાતને ભૂલવા માટે આટલી મિનિટો ઓછી કહેવાય

સુમતિબાણું ઓહ, યાદ આવ્યું – એ વખતે હું આપણી પેલી જૂની પુરાણી લાલ રંગની મોટરના વિચારમાં હતો લાલ રંગની મોટર તો તને યાદ હશે આપણે ઘણીવાર એમાં –

મંદાકિની એ દિવસો સારા હતા નહિ ?

સુમતિબાણું દિવસો સારા હતા એ વાત આગળ પૂર્ણવિરામ નથી આવી જતું એ મોટરને હું એટલી કાળજીથી સાચવતો કે એના લાલ રંગની ચમક કયારેય ઝાંખી જ નહોતી પડતી એને વેચી ત્યારે લેનારને વિશ્વાસ નહોતો આવતો કે આ મોટર એંસી હજાર માઈલ ચાલી હશે એવી નવી નકોર હતી હે, તું કેમ કાંઈ વિચારમાં પડી ગઈ ?

મંદાકિની મને વિચાર આવ્યો કે તમે હજી સુધી જમ્યા નથી

સુમતિબાણું ઓહ, એમ ? ચાલો–ચાલો.

[ પ્રવેશ બીજો ]

મુકેશ પ્રદીપ, ફરી પછી બાપુજીએ મોટર કયાંક ભટકાડી લાવે છે જો એમ બન્યું હશે તો આ વખતે લાયસન્સ છીનવાઈ જવાનું

પ્રદીપ તારી નકામી વાતો સાભળવામાં મને રસ નથી–મને ઊંઘ આવે છે.

મુકેશ બાપુજી ઉપરનો તારો ગુસ્સો હજી ઊતર્યો લાગતો નથી

પ્રદીપ આને ગુસ્સો ન કહેવાય મુકેશ, આને કહેવાય ઉદાસીનતા બાપુજી મારા પ્રત્યે ઉપેક્ષાની દૃષ્ટિએ જુએ છે, એ વાત મને પસંદ નથી

મુકેશ ઉપેક્ષાની નહિ, ચિંતાની નજરે જુએ છે પ્રદીપ એમને થાય છે કે આ છોકરો હજી

સુધી ઠેકાણે પડતો નથી તો એના ભવિષ્યનું શું !

પ્રદીપ એટલું તો હું પણ સમજું છું મુકેશ, કે મારા ભવિષ્યનું કાંઈ ઠેકાણું નથી હાઈ સ્કૂલ છોડવા પછી મે પચીસ-ત્રીસ નોકરીઓ બદલી પણ ક્યાંય ઠરીને ઠામ થવાનું ગમતું નથી જ્યોતીન્દ્ર ગીરી જે ફાર્મમાં હું અત્યારે વેતરું કરું છું તેમાંથી મહિને દાડે પંચોતેર રૂપિયા માંડ મળે છે આ ગદ્ધાવૈતરું મને ગમે છે એમ તું માને છે ? નથી ગમતું—નથી ગમતું એટલે ઘેર દોડી આવું છું પણ ઘરની અશાંતિ મારી રહી સહી હિંમતને ચાટી જાય છે હું ભાગી પડું છું કેટલીકવાર તો એમ પણ થાય છે કે આવું નકામું જીવન હું શા માટે જીવું છું ? મારા આદર્શો અને સિદ્ધાંતોની ધૂળધાણી થઈ ગઈ છે

મુકેશ આને આદર્શ ન કહેવાય, આ શેખચલ્લીની ઘેલછા કહેવાય, કવિતા કહેવાય કવિતાથી પેટ નથી ભરાતું

પ્રદીપ તું સારી રીતે કમાય છે એટલે તને મારી મશ્કરી કરવાનું મન થાય છે

મુકેશ હું તારી નહિ પણ મારી મશ્કરી કરી રહ્યો છું પ્રદીપ મને ઘણી વાર એમ થાય છે કે હું આટલું બધું કામ શા માટે કરું છું ને કોના માટે કરું છું ? જ્યારે હું ઘરમાં એકલો હોઉં છું ત્યારે ઘરની દીવાલો મને બીસવા આવતી હોય તેમ લાગે છે એ બીસમા ભાગ પડાવવા માટે કોઈ નજીક આવતું નથી હું પાગલની જેમ બકવાસ કરી રહ્યો છું એમ તને લાગશે, પણ આ બધું સાચું છે પ્રદીપ, મારે ઘર છે મોટર છે પ્રિયતમાઓની આખી વણજાર છે, છતાં- છતાં હું એકલો છું તદ્દન નિરાશ્રય-નિરાધાર-જાણે કે મારું કોઈ નથી

પ્રદીપ તારી નિરાશા મારી નિરાશાથી ચડી જાય એવી છે મુકેશ, આપણે આમાંથી કાંઈક રસ્તો કાઢવો જોઈએ હં, યાદ આવ્યું – તું ચંપકલાલ ચોવટિયાને ઓળખે છે ? તને એનું કાંઈ સ્મરણ છે ખરું ?

મુકેશ એની વાત જવા દે, હવે એ બહુ મોટો માણસ થઈ ગયો છે નાનો માણસ મોટો થાય પછી મિત્રને તો શું ઈશ્વરને પણ ઓળખવાનું ભૂલી જાય છે હવે મને કોઈના ઉપર શ્રદ્ધા જ નથી

પ્રદીપ પણ મને છે

મુકેશ તે તો કેટલાક મહિના એની પાસે નોકરી પણ કરી હતી ખરું ?

પ્રદીપ હા, મે એની નોકરી છોડી ત્યારે મારા ખભા ઉપર હાથ મૂકીને એણે મને કહ્યું હતું કે તારે કોઈ પણ ચીજ-વસ્તુની જરૂર પડે ત્યારે તું મારી પાસે આવજે

મુકેશ કહ્યું હશે

પ્રદીપ મારો વિચાર એને મળવા જવાનો છે જો એની પાસેથી આઠ-દસ હજાર રૂપિયા મળી જાય તો કાંઈક સદ્ધર ધંધો કરવાનો વિચાર છે હા, એક વાત મને હમેશાં ખૂચ્યાં કરે છે જ્યારે હું એની નોકરીમાં હતો ત્યારે મારાથી એક નાનકડી ભૂલ થઈ ગઈ હતી

મુકેશ નાનકડી ભૂલ ?

પ્રદીપ હા મુકેશ મે એની ઓફિસમાંથી ચોરી કરેલી પણ એ વાતને તો ઘણો વખત થઈ ગયો હું માનું છું કે ચોરીની વાત તો એ ભૂલી પણ ગયો હશે

મુકેશ જરૂર ભૂલી ગયો હશે દસ વર્ષ પહેલાની વાત યાદ રાખવાની આજે એને ફુરસદ પણ નથી અને મને યાદ છે ત્યાં સુધી નોકરીમાંથી એણે તને રજા નહોતી આપી

પ્રદીપ આપવાનો હતો એટલે તો મે સામેથી જ છોડી દીધી

સુમતિબાળુ અરે પ્રદીપ, ક્યાં છે તું ? અહીં આવ-આ મોટરનું એન્જીન ધોઈ નાખ

મુકેશ બાપુજી બોલાવતાં લાગે છે

પ્રદીપ હા હું હવે જાઉં-મોડું થશે તો

કોસો મને ઉધડો લેશે એના મગજની કમાન ક્યારે છટકે એનું કાંઈ કહેવાય નહિ.

મુકેશ : ભલે જા, પણ મારી એક વાત ધ્યાનમાં રાખજે, ઘર છોડીને તારે ક્યાય જવાનુ નથી. તને આછુ–પાતળુ કામ અહીં જરૂર મળી રહેશે. અને તારે ચોરી નહિ કરવી પડે

[ પ્રવેશ ત્રીજો ]

સુમતિબાબુ વાહ, ભાઈ, વાહ, પ્રદીપ, કહેવુ પડે : તારા હાથનો સ્પર્શ થાય છે એટલે ગાડી નવી નક્કોર બની જાય છે. શુ એનો ચળકાટ છે ? નોકરડી જાણે કે મહારાણી બની ગઈ–વાહ ભાઈ, વાહ, પ્રદીપ, એક સવાલ પૂછુ ? આ ગાડી લઈને તું કોઈ છોકરી-ને મળવા જવાનો તો નથી ને ? શરમાઈ ગયો ? અરે ભાઈ, જુવાન માણસોએ આવી મળચટી વાતમાં શરમાવું નહિ જોઈએ. છોકરીને મળવા જવાની હુ તને મના નથી કરતો પણ જરાક હોશિયાર રહેજે કોઈને પરણવા બરણવાનું વચન આપી બેસતો નહિ તું હજી બાળક છે સાવ નાનું બચ્ચું – અત્યારે તો તારે સારી કમાણી કરવામા ખાસ ધ્યાન આપવુ જોઈએ, સમજ્યો ! અરે, મૂરખ ! મારી સામે ટગર ટગર જોઈ શુ રહ્યો છે ? સારુ કમાતા માંડશે – હોશિયાર થશે એટલે એક શું એકવીસ છોકરીઓ તને શોધતી આવશે ?

પ્રદીપ · મારે મોટર લઈને એકના ક્યાંય જવુ નથી બાપુજી, તમે કહ્યુ તે પ્રમાણે મે મોટરને સારી રીતે સાફ કરી નાખી છે.

સુમતિબાબુ : ક્યાય જવુ નથી એટલે ?

પ્રદીપ . એટલે એમ કે તમે ક્યાય જવાના હશો તો હું તમારી સાથે આવીશ

સુમતિબાબુ જરૂર તારે મારી સાથે આવવુ જ જોઈએ. ગરમીના દિવસો આવે એટલીવાર – હુ, મુકેશ અને તુ–આપણે આખું ભારત ઘૂમી વળીશુ. તમે ખબર નથી બેટા મારા, આખુ ભારત તારા બાપને ઓળખે છે. હુ કોઈપણ શહેરમા, કોઈપણ જગ્યાએ મારી મોટર ઊભી રાખી ચઢું છું બધા જ પોલીસો મારા ભાઈબંધ છે. આપણું કે આપણી મોટરનું કોઈ નામ તો લઈ જુએ-હા, બસ, ગરમી-ના દિવસો આવે એટલીવાર છે. હે, આ કોણ આવ્યુ ? અરે, આ તો નાના કાકાનો કિરીટીઓ, આવ બેટા ! કિરીટ, મારી પાસે આવ.

કિરીટ પ્રદીપ, તુ અહી શું કરે છે ? ચાલ મારી સાથે. તારા માટે મે એક સરસ મજાની નોકરી શોધી કાઢી છે

સુમતિબાબુ એમ ? આ તો બહુ સરસ કહેવાય. પ્રદીપ, તું જા–કિરીટની સાથે જા. કિરીટ એવો અક્કલનકડિયો છે કે એક શુ એકવીસ નોકરી શોધી કાઢશે જા બેટા પ્રદીપ, તું કિરીટની સાથે જા.

પ્રદીપ · તુ જા કિરીટ, હું હમણા આવું છું.

સુમતિબાબુ . આ નાના કાકાનો છોકરો પોતાને હોશિયાર માને છે, પણ એમા કાંઈ વેત્તા મને તો દેખાતા નથી પ્રદીપ, તારા મિત્રમંડળમાં એનું કેવુક માન છે ?

પ્રદીપ માન તો છે, પણ એટલુ બધુ નહિ ઠીક સાધારણ. કમાવામા હોશિયાર ખરો

સુમતિબાબુ કમાવામા હોશિયાર હોય તે દુનિયાદારીના કામમા નપાવટ નીવડે છે. તારુ ભણતર ભલે કાચુ રહ્યું પ્રદીપ, પણ તું જ્યારે કામધંધામા પાવરધો થઈ જઈશ ત્યારે તને કોઈ નહિ પહોંચે, અને નિશાળમા તારુ માન પણ કેટલુ હતુ ? એક નાના માસ્તરથી માંડીને પટાવાળા સુધીના માણસો તારા ઉપર મરી પડતા હતા. હું તો એટલુ જાણુ દુનિયામા આગળ વધવુ હોય તો દરેક માણસની ચાહના મેળવવી જોઈએ

પ્રદીપ તમે જરાક આરામ કરો બાપુજી !

સુમતિબાબુ અરે, મારી વાત તો સમજ-હું જ્યારે સેલ્સમેન તરીકે માલનું વેચાણ કરવા જાઉં છું ત્યારે જાણે હું કોઈ મોટી કંપનીનો મેનેજર હોઉં એટલુ લોકો મને માન આપે છે–હું જ્યારે કોઈ ઓફિસમાં જાઉં છુ ત્યારે મારી સાથે હાથ મિલાવવા લોકો પડાપડી કરે છે. જ્યારે હુ–

મંદાકિની અત્યાર સુધી તમે જમ્યા નથી એ તમને યાદ છે?

સુમતિબાબુ ઓહ, તુ આવી ગઇ? હું જમ્યો નથી એમ? હા, કદાચ નહિ જમ્યો હોઉ, સેલ્સમેનની જિંદગી જ એવી છે. જમવાનું યાદ રહે, ન પણ રહે અને હા, પ્રદીપ, તુ કિરીટ પાસે જા મોડુ નહિ કર જલદી જા

મંદાકિની તમારી બધી વાતમા સેલ્સમેનની ચોકસાઇ જણાઈ આવે છે

સુમતિબાબુ ચોકસાઈ ન રાખુ તો દીવાળુ કાઢવુ પડે તને ખબર છે, આ વખતે મે કેટના રૂપિયાનો માલ વેચ્યો હતો? પાચ હજાર રૂપિયાનો પાચ હજાર રૂપિયાનો માલ વેચવો એ કાઈ ખચ્ચા ના ખેલ નથી.

મંદાકિની આ ઉમરે તમારે ઘણુ કામ કરવુ પડે છે નહિ?

સુમતિબાબુ કામનુ તો ઠીક, પણ લોકોની નજરમાં જ્યારે હુ હાસીપાત્ર બનું છુ ત્યારે મારો જીવ ઉકળી આવે છે પણ લોકો બિચારા શુ કરે? મને બોલ બોલ કરવાની એવી કુટેવ પડી ગઇ છે કે કેટલાક માણસો મને ગાડો ગણીને હસી કાઢે છે આ બાબતમાં નાના કાકા ઘણા હોશિયાર છે હ, વધારે પડતો કાંઇ લવારો કરવો નહિ બસ, કામ સાથે કામ–ખટપટ નહિ જોઇએ

મંદાકિની નાના કાકાની જેમ તમારે પણ ઓછુ બોલવાની ટેવ પાડવી જોઇએ આપણને સાભળીને લોકો હસે એ ટેવ સારી ન કહેવાય મૂગા રહેવુ જોઇએ

સુમતિબાબુ મૂગો રહુ છુ ત્યારે પણ લોકો તો હસે જ છે આ દુનિયાને તુ જાણતી નથી મદા, જરાય જાણતી નથી જો આપણે જમીનને વળગીને ધીમે ધીમે ચાલીએ તો કહેશે ગોકળગાય જેવો છે, અને જો આકાશમાં ઊડવા જઈએ તો કહેશે ગોથાં ખાતા પતગ જેવો તરંગી છે, મનસ્વી છે, ચડાઉ ધનેડુ છે બોલ, હવે મારે શુ કરવુ?

મંદાકિની તમે હજી સુધી જમ્યા નથી એ તમને યાદ છે?

સુમતિબાબુ લોકો મને વેતિયો, બદસૂરત બેવકૂફ ગણે છે એનું મારે શુ કરવુ?

મંદાકિની મારી દષ્ટિએ તમે આ દુનિયાના સૌથી વધારે સુંદર પુરુષ છો.

સુમતિબાબુ એટલે તો આત્મહત્યાને માર્ગે જતો નથી બાકી આ કૃતઘ્ની દુનિયામા જીવવા જેવુ કયાં રહ્યુ છે? તારુ હૃદય અને દષ્ટિ બન્ને નિર્મળ છે, એટલે હુ બધી રીતે તને સર્વાંગ સુંદર લાગુ એમા નવાઈ નથી

મંદાકિની કોઈ પણ પત્નીએ પતિને આટલુ આશ્વાસન તો આપવુ જ જોઈએ હ, પણ તમે હવે જમી લ્યો, મારે મોજા ગૂથવા બેસવુ છે

સુમતિબાબુ હવે હુ તને મોજા ગૂથવા નહિ દઉ, એક કુશળ અને કમાઉ સેલ્સમેનની પત્ની આવુ ગદ્ધાવૈતરુ કરે એ વાત મને પસંદ નથી

મંદાકિની હુ એને ગદ્ધાવૈતરુ ગણતી નથી. ઘરમા બીજુ કાઈ કામકાજ નથી હોતુ એટલે એ નાનકડા કામમાથી હુ આનંદ મેળવી લઉ છુ પણ મારું જરાક સાંભળો, તમે હજી સુધી કાઇ ખાધુ નથી

સુમતિબાબુ સાચુ પૂછે તો જમવુ અને જીવવુ એ વાત મને આજની દુનિયામાં નકામી લાગે છે હ, પણ પ્રદીપ કિરીટની પાસે ગયો કે નહિ? એ ઉડિયાણુ કોઇનુ માનતો જ નથી

કિરીટ સુમતિ કાકા હુ પણ તમને એ જ કહેવા આવ્યો છુ. પ્રદીપ હજી સુધી મારી પાસે આવ્યો નથી

સુમતિબાબુ મને ખબર જ હતી કે એ રખડેલ તારી પાસે નહિ આવે પણ પણ તો પછી પ્રદીપ ગયો ક્યા? એને પકડીને લઈ આવ મારી પાસે ભાઈસાહેબને કમાવુ નથી ને રખડવુ છે કિરીટ, તુ જો– એ બદમાશ ક્યાક આટલામા જ હશે, આજ

તો એ રખડેલનો વાંસો જ ખોખરો કરી નાખું

કિરીટ એ ક્યાં જાય છે તેની કોઈને ખબર નથી હોતી અને એક બીજી વાતની તમને ખબર છે સુમતિ કાકા ? પ્રદીપ વગર લાયસન્સે મોટર પણ ચલાવે છે

સુમતિભાઈ ચૂપ કર આવી લવારી મને પસંદ નથી

કિરીટ તમે જાણો. મારે શું ? હું તો તમને એટલી ચેતવણી આપું છું પ્રદીપને નોકરી કરવી ગમતી જ નથી.

સુમતિભાઈ- ભલે ન ગમે, તારે શું ? અને નોકરી કરીને તું યે શું જલેબી કરવાનો છે એ કહીશ ? તારી જેમ મારે એને પૈસાનો પૂજારી નથી બનાવવો સમજ્યો ને ? મારા પ્રદીપને હું મોટો બિઝનેસ મેન બનાવવાનો છું, બિઝનેસ મેન પ્રદીપ કાંઈ જેવો તેવો નથી હ, એ તો ભલભલાને ભૂ કરીને પી જાય એવો હોશિયાર છે, ચલાક છે, ચબરાક છે સમજ્યો ? જા, તું નોકરો કર, નોકરો કર પ્રદીપને નોકરી અપાવવા નીકળ્યો છે, મોટો જોયો ન હોય તો !

[ પ્રવેશ ચોથો ]

પ્રદીપ મા, મારા બાપુજીની તબિયત કેમ કરતા બગડી ગઈ ?

મંદાકિની ધીમેથી બોલ ભાઈ, સવાર સુધી મા બધું બરોબર થઈ જશે ખાસ કાંઈ ચિંતા કરવા જેવું નથી

પ્રદીપ- હું બહારગામ ટેલું તેથી શું થઈ ગયું ? શું કાગળ નાખીને મને સમાચાર ન આપી શકાય ?

મંદાકિની તને ક્યાં કાગળ લખું ? નહોતું મારી પાસે તારું સરનામું કે નહોતું ઠેકાણું. ત્રણ મહિના સુધી તું ક્યાં હતો પ્રદીપ ? ઘર મૂકીને આમ નાસી જવું એ તારા માટે સારું ન કહેવાય.

પ્રદીપ નાસી ન જાઉં તો શું કરું ? મારા બાપુજીના સ્વભાવ સાથે મારા સ્વભાવનો કોઈ રીતે મેળ ખાય એમ નથી મા ! હું તો જિંદગીથી કંટાળી ગયો છું.

મંદાકિની તમને એક બીજા પ્રત્યે આટલી ઘૃણા કેમ છે તે હું સમજી શકતી નથી બાપ-દીકરો ભેગા થાઓ છો એટલે આખું ઘર રણક્ષેત્રમાં ફેરવાઈ જાય છે તમારા ઝઘડાથી હું તો એવી ગભરાઈ જાઉં છું કે ઓરડામાંથી બહાર નીકળવાની મારી તો હિંમત જ ચાલતી નથી

પ્રદીપ ઝઘડાનું મૂળ ક્યાં છે એ વાત તમે ક્યાં નથી જાણતાં ?

મંદાકિની જાણું છું એટલે તો ચૂપ રહું છું. તારા બાપુજીની અસ્વસ્થ તબિયત, એમનો ચીડિયો સ્વભાવ-ત્રણ મહિનાથી તારો ક્યાંય પત્તો નહિ હું મારા દિવસો કેમ વીતાવું છું તે ભગવાન સિવાય બીજું કોઈ જાણતું નથી હ, પ્રદીપ ! તારો શો વિચાર છે ? ઘરમાં રહેવું છે કે પાછું નાસી જવું છે ?

પ્રદીપ ઘરનું વાતાવરણ જાણ્યા પહેલાં હું કાંઈ ન કહી શકું. પણ હે મા, તમારા વાળ આટલા બધા સફેદ કેમ થઈ ગયા ?

મંદાકિની એનું કારણ તું છે તારી ચિંતામાં ને ચિંતામાં હું અરધી થઈ ગઈ છું

પ્રદીપ મારી મા ઘરડી દેખાય એ વાત મને ગમતી નથી

મંદાકિની તને શું ગમે છે ને શું નથી ગમતું એની મને કાંઈ ખબર પડતી નથી પ્રદીપ, મારું આજનું જીવન મોતને સાદ પાડી પાડીને બોલાવી રહ્યું છે એક દિવસ બહારથી આવીને જ્યારે તું આ ઘરનું બારણું ખખડાવીશ ત્યારે એ બારણુંને ઊઘાડનારું આ ઘરમાં કોઈ નહિ હોય. કોઈ હશે તો એ તારી મા કે તારા બાપુજી નહિ હોય, પણ કોઈ બીજું જ હશે.

પ્રદીપ તમે આ શું બોલો છો મા ? ના, ના, એવું ન બોલો, આ ઘર છિન્નભિન્ન થાય એવી

કલ્પના માત્રથી ખમાતી નથી તમે કહેશે। તેમ હુ કરીશ આ ઘર છોડીને હુ હવે ક્યાંય નહિ જાઉં બસ! પણ-પણ મારા બાપુજીનો સ્વભાવ મારા પગને આ ઘરમા આવતા અટકાવે છે

મંદાકિની તારા બાપુજી પ્રત્યે તારા મનમાં આદર ન હો। તો મારા પ્રત્યે આદર રાખવાની કશી જરૂર નથી તારા બાપુજી વિના બીજા કોઇને હુ માનનો અધિકારી માનતી નથી સગા દીકરાને પણ નહિ

પ્રદીપ પણ તમારા પ્રત્યેનો મારો પૂજ્યભાવ–

મંદાકિની એવા એકપક્ષી પૂજ્યભાવનું મારે મન કશુ જ મૂલ્ય નથી, જેના પ્રત્યે પૂજ્યભાવ જાગી શકે એવી આ ઘરમા એક જ વ્યકિત છે, ને તે છે તારા બાપુજી તારા બાપુજી વિના બીજી કોઇ પણ વ્યક્તિ પ્રત્યે મને પ્રેમ નથી, વાત્સલ્ય નથી, મમતા નથી તારા બાપુજી પ્રત્યે ધિક્કાર અને તિરસ્કારની દષ્ટિએ જોનારને હુ ઘરના ઉમરામા પગ પણ ન મૂકવા દઉ તારે અહી રહેના પહેલા કે અહીથી જતા પહેલા એક જ નિશ્ચય કરી લેવાનો છે આ ઘરની સર્વોત્તમ વ્યકિત તારા બાપુજી છે એમનુ સન્માન તારાથી સાચવી શકય તેમ ન હોય તો આ ઘરમાં પગ મૂકવાનો તને કોઇ અધિકાર નથી મને ખબર છે કે એમનો સ્વભાવ સાચવવો એ અઘરુ કામ છે પણ એ અઘરુ કામ એના સ્વજનો નહિ કરે તો બીજુ કોણ કરશે? વિચાર કરી જો તુ–વિચાર કરી જો પ્રદીપ, આટલા વરસના અમારા ઘરવાસમા કયારેય કકાસ નહિ થયો હોય એમ તુ માને છે? થયો છે, ઘણીવાર થયા છે પણ એ કકાસને લીધે અમે અમારા દામ્પત્યજીવનમા તરડ પડવા દીધી નથી અને અમારા હૃદયને છિન્નભિન્ન થવા દીધુ નથી અમે એકબીજા સામ્થી મો ફેરવીને નાસી છૂટયાં નથી

પ્રદીપ હું તમારી વાત સમજુ છુ મા, પણ એને એક નારી હૃદયની લાગણીના અધ્યાપા સિવાય બીજુ કોઇ વિશેષણ આપી શકતો નથી માનસિક સમતોલપણુ ખોઇ બેઠેલો એ પાગલ, કોઇ સ્થિરતા નહિ, ચારિત્ર્યના ઠેકાણું નહિ

મંદાકિની ચૂપ કર તારા બાપુજીને પાગલ કહેતાં તને શરમ નથી આવતી? માનસિક સમતોલ પણુ એ ખોઇ બેઠા છે એમ ઘણાની જેમ તુ પણ કહે છે. પણ એનું કારણ જાણવાની કોશિશ કોઈએ કરી છે ખરી? મને ખબર છે જિંદગીમાં એમણે ઘણી ભૂલો કરી છે મોટા માણસો કરતાં નાના માણસોની ભૂલો વધારે મોટી દેખાય છે. પણ એ ભૂલ પાપ નથી, પાપ એ ભૂલ છે. આ વાત સ્વીકારવા આજે કોઇ તૈયાર નથી છત્રીસ–છત્રીસ વર્ષ સુધી એક કંપનીને સદ્ધર બનાવવા માટે એમણે શરીરની ધૂળધાણી કરી નાખી છે નથી જોયો દિવસ કે નથી જોઈ રાત એક હોડિયાં જેવી મોટર લઈને એક છેડેથી બીજા છે। સુધી દોડાદોડી કર્યા કરે છે, ચીજ–વસ્તુ વેચી આવે છે, અને જ્યારે આજે આયુષ્ય ઉપર ઘડપણના ઓળાં ઊતર્યા છે ત્યારે કંપની એમને જાકારો આપવા તૈયાર થઈ છે

પ્રદીપ આ વાતની મને ખબર નહોતી મા!

મંદાકિની કોઈને ખબર નથી કોઈએ ખબર રાખવાની દરકાર પણ કરી નથી. બધાને ખાવાપીવાનું મળે છે, મનપસંદ કપડાં-લત્તા મળે છે, મોટરમાં હરવા–ફરવાનુ મળે છે પછી બીજુ શુ જોઈએ? હજી એક વાત મે તને નથી કરી પ્રદીપ, અત્યારે તારા બાપુજી કંપનીની નોકરીમાં નથી પણ કમિશનથી કામ કરે છે એક વડે પકડી લાવેલા દહિયની જેમ

પ્રદીપ કંપનીના અધિકારીઓ આટલા લાગણીશૂન્ય હશે એવી તો મને કલ્પના પણ નહોતી મા!

મંદાકિની કંપનીના અધિકારીઓની લાગણી શૂન્યતા કરતા તારી લાગણીશૂન્યતા વધારે ક્રૂર છે એમ તને નથી લાગતુ?

પ્રદીપ મા!

મંદાકિની. તારા બાપુજી જ્યારે જુવાન હતા અને શરીર ચાલતુ હતુ ત્યારે કામ કરી કરીને એમણે જ આ કંપનીઓને સદ્ધર બનાવી હતી. આજે એ કંપનીઓ છે, પણ માલિકો બદલાઇ ગયાં

છે બદલાતા માણસો એમની વૃદ્ધાવસ્થાને સાચવવા તૈયાર નથી હું જોઉં છું મેગ, વહેલી સવારે તારા બાપુજી મોટર તૈયાર કરે છે ને ચીજ-વસ્તુઓ ભરેલી બેગ એમાં મૂકે છે જરાકવાર પછી બેગ બહાર કાઢે છે, ફરી પાછી અંદર મૂકે છે એમની આવી માનસિક અસ્થિરતા જોઈને મારી આંખો ભીની થઈ જાય છે સાતમો-સાતમો માણસની રખડપાટ કરીને તેઓ મધરાતે પાછા આવે છે પણ એમના હાથ ખાલી હોય છે માલનું વેચાણ કરવાની શક્તિ હવે એમનામાં રહી નથી એક કુશળ સેલ્સમેન તરીકેની એમની જામેલી પ્રતિષ્ઠા ઉપર પાણી ફરી વળ્યું છે કમિશનરૂપે મહિનાના પાંચસો રૂપિયા તારા બાપુજી મારા હાથમાં મૂકે છે પણ હું બરાબર જાણું છું કે ઘરખર્ચમાં વાંધો ન આવે એટલા માટે કોઈની પાસેથી ઉધાર લઈને એટલી રકમ તેઓ મને આપે છે હવે તું જ કહે મેગ, કે આ બધું ક્યાં સુધી ચાલશે ?

પ્રદીપ મને-મને કાંઈ સમજ પડતી નથી મા, મારી બુદ્ધિ બહેર મારી ગઈ છે

મંદાકિની અને તારી બહેર મારી ગયેલી બુદ્ધિનું આરોપણ તું તારા બાપુજી ઉપર કરે છે ખરું ? એમણે તમારા માટે શું નથી કર્યું ? પોતે ભૂખ્યા રહીને તમને જમાડયા છે દિવસ કે રાત જોયા વિના એમણે જિંદગી આખી કાળી મજૂરી જ કરી છે આજે તું અને મુકેશ મોજશોખમાંથી નવરા પડતા નથી હોટેલો અને નાટક-સિનેમામાં રખડયા વિના તમને ચેન પડતું નથી પૈસા ક્યાંથી આવે છે તે તમે જાણવાની દરકાર તમે કરી નથી

પ્રદીપ મારા બાપુજીએ મને કરેલા અન્યાયને તમે કેમ યાદ કરતા નથી ? હાથ પકડીને અંધારી રાતે મને ઘર બહાર કાઢી મૂક્યો હતો એ પ્રસંગ તમે ભૂલી ગયા લાગો છો ?

મંદાકિની એમાં યાદ રાખવા જેવું શું હતું ? અણકમાઉ દીકરો કોઈ મા-બાપને વહાલો ન લાગે તને ઘરબહાર કાઢી મૂકવાનું પણ એ જ કારણ હતું કે બીજું કાંઈ ?

પ્રદીપ ના, એ કારણ નહોતું-બીજું હતું એમના જીવનની કેટલીક ગુપ્ત વાતો હું જાણું છું એ વાતો છતી ન થઈ જાય એટલા માટે તેઓ હંમેશા મને આ ઘરથી દૂર રાખવા માગે છે મારી મા સાથે બેવફાઈ કરનાર કૃતઘ્ન બાપને હું—

મંદાકિની ચૂપ કર કહું છું તારી નિષ્ઠુર જીભ આ ઘરનું સત્યાનાશ કાઢી નાખશે ગુપ્ત વાતો કેની ગુપ્ત વાતો ? ગુપ્ત રાખવા જેવું એમના જીવનમાં છે શું ? નથી એમણે પોતાની આવક છુપાવી કે નથી છુપાવી મૂર્ખતા ભરેલી ઓની જમાનામાં ખેલીને કહી કહી વાતો કરી નથી હા, એ ઉગ્ર છે, વધારે પડતા ઉગ્ર છે, પણ એમની ઉગ્રતામાં દ્વેષ નથી, વાત્સલ્યનો પડઘો છે એ વાત તને નહિ સમજાય બેટા !

પ્રદીપ તમે કહો તો હું બહાર રહીને તમને પૈસા મોકલ્યા કરું પણ આ ગામ મને ગમતું નથી હું અહીં નહિ રહી શકું મારા પૈસામાંથી તમે મારા બાપુજીના દવાદારૂ કરાવજો. ધીમે ધીમે એમની તબિયત સુધરી જશે

મંદાકિની આ દુનિયામાં કોઈ દવા એમની તબિયતને સુધારી નહિ શકે

પ્રદીપ એટલે ?

મંદાકિની એટલે એમ કે એ હવે જીવી શકે એમ નથી મરી શકે તેમ પણ નથી. અને આત્મહત્યા કઈ રીતે થઈ શકે એની એમને ખબર નથી.

પ્રદીપ આત્મહત્યા ?

મંદાકિની હા, આત્મહત્યા — એક દિવસ અચાનક ફ્યૂઝ ઊડી ગયો હું તાર લેવા નીચે ગઈ ત્યાં તારના ડબ્બામાં પાછળ રબરની એક નાનકડી નળી પડી હતી હું તરત જ સમજી ગઈ કે ગેસના હીટરમાં રબરની નળી નાખીને એમણે આત્મહત્યા કરવાનું વિચાર્યું હશે

પ્રદીપ ઓહ, આ કેવી દુર્બુદ્ધિ ?

મંદાકિની આને તું દુર્બુદ્ધિ કહે છે ?

પ્રદીપ  બીજુ શુ કહુ ? આત્મહત્યા કરવા જેવુ હસ્ય પણ જે છૂપાવી શકે એની બુદ્ધિ માટે મને જરા જેટલુ પણ માન નથી

મંદાકિની  તુ આવી ગંભીર વાતને મશ્કરી ગણીને હસી કાઢે છે ? તારા બાપુજી માટે તારા મનમા અનુકંપા નથી જન્મતી દુષ્ટ ? આવી ઉમરે તુ તારા બાપની પડખે ઊભો નહિ રહે તો બીજુ કોણ ઊભુ રહેશે ? અરેરે, આના કરતા તુ મારે પેટે જન્મ્યો જ ન હોત તો કેવુ સારુ હતુ ? હે ભગવાન, અમારુ શુ થવા બેઠુ છે ?

પ્રદીપ  તમારો વનોપાત મને હાસ્યાસ્પદ લાગે છે મા ! પૈસામા રમતુ બાળક વર માગે કે જન્મ્યુ છે કે શાપ રૂપે એનો ઉત્તર મા બાપે ભગવાન પાસે નહિ પોતાની નિરાશી મનોવૃત્તિ પાસે માગવો જોઈએ

મંદાકિની  જા, જતો રહે અહીથી—જા કહુ છુ આ ઘરમા મારે તારુ કામ નથી તારી કમાણીની રાતી પાઈ પણ અમારે જોઈતી નથી નીકળ અહીથી નિમકહરામ !

સુમતિભાણુ  આ તુ કેવી વાત કરે છે મંદા ! કોઈ મા પોતાના છોકરાને જાકારો આપી શકે નહિ. અને પ્રદીપ તો સારો છોકરો છે અને નહિ તો કાલે એની બુદ્ધિ ઠેકાણે આવશે ગુસ્સો કરવાથી આ દુનિયાનુ કોઈ કામ સુધરતુ નથી

મંદાકિની  તમે ? તમે શા માટે પથારી છોડીને બહાર આવ્યા ? તમારી તબિયત—

સુમતિભાણુ  મને હવે સારુ છે પથારી કરતાં બહારની હવા તબિયત માટે વધારે અનુકૂળ છે હ, ભાઈ પ્રદીપ, તુ ક્યારે આવ્યો ? ત્રણ મહિના તુ બહાર રહ્યો એમા તને કઈ તકલીફ તો નહોતી પડી ? કેમ કાઈ બોલતો નથી ? તુ ક્યા ગયો હતો બેટા ? હ, તને મારી સાથે બોલવુ ગમતુ નથી ખરુ ? ભલે ન બોલતો અરે મુકેશ, અહીં આવ બેટા ! જો પ્રદીપ આવ્યો છે તારો મોટાભાઈ—તુ એને મળ્યો કે નહિ ?

મુકેશ  મને ખબર છે બાપુજી, મારી મા અને પ્રદીપ બન્ને લડતા હતા તે હુ ચુપચુપ સાંભળતો હતો—

સુમતિભાણુ  તારી મા તો એવી જ છે એને લડતા નથી આવડતુ છતા લડે છે એટલે હારી જાય છે ખરુ ને પ્રદીપ ? હુ સાંભળતો હતો આજ તો એની બરાબર હાજરી લઈ નાખી—એજ લાગની છે એ સાધુડી ! હ બેટા તુ ક્યાં ગયો હતો એ વાત તો મને કરી જ નહિ ?

મુકેશ  બાપુજી, પ્રદીપ કદાચ ચપકલાલ ચોવટિયાને મળવા ગયો હશે

સુમતિભાણુ  ચપકલાલને ? શા માટે ?

પ્રદીપ  એણે એક વખત મને કહ્યુ હતુ કે જરૂર પડે ત્યારે તુ મારી પાસે આવજે હુ તને મદદ કરીશ

સુમતિભાણુ  એણે તને કેટલા રૂપિયાની મદદ કરવાનુ કહ્યુ છે ?

પ્રદીપ  રૂપિયાની વાત કાઈ થઈ જ નથી કારણ કે હજી સુધી હુ એને મળ્યો જ નથી આવતી કાલે મળવા જવાનો છુ

સુમતિભાણુ  આવતી કાલે ? બરાબર છે તુ ચપકલાલને મળવા જાય ત્યારે ટીપટાપ થઈને જજે હ બેટા ! નવા નકોર કપડા—રોનીશ કરેલા બૂટ—અને એની સાથે વાતચીત કરવામાં ખાસ ખ્યાલ રાખજે ફજૂલ બજાર બિનજરૂર નહિ હામથી કામ—વધારાનો એક પણ શબ્દ બોલવો નહિ શુ સમજ્યો ? એમજીને લાગે કે સેક્સેન સુમતભાણુનો છોકરો પણ કોઈ ચીજ છે અને હ એક વાત ખાસ ધ્યાનમા રાખજે, પંદર હજાર રૂપિયાથી એક પણ રૂપિયો ઓછો માગીશ મા, પ્રદીપ તારુ ભવિષ્ય મને ઊજળુ લાગે છે તુ અને મુકેશ—તમે બન્ને ભાઈ ધારો તો આખી દુનિયાને જીતી શકો એમ છો

મંદાકિની  જોયુ ને પ્રદીપ, તારા બાપુજીને તમે બન્ને ભાઈ કેટલા વહાલા છો ?

પ્રદીપ  મા તમારા સફેદ વાળ જોઈને મને કાઈનુ કાંઈ થઈ જાય છે હુ ચપકલાલને જરૂર મળીશ અને ઓછામા ઓછા દસ હજાર રૂપિયા તો જરૂર પડાવીશ—બીક મા, હુ જાઉ છુ

મંદાકિની  આવજે ભાઈ !  (ક્રમશ)

# નમ્રતાનો વિજય

જયદેવ દવે

દુર્વાસા મુનિના લાલઘૂમ નેત્રો જોઈને ય મુદ્ગલનું મન જરાય અસ્વસ્થ થયું નહિ. એણે તો હાથ જોડીને સ્થિર, નમ્ર અવાજે કહ્યું : 'ભગવાન, અમારી આ ફૂલપત્રની સેવા સ્વીકારો અને મુજ નિર્ધનને ત્યાં જે કાંઈ ધાન-ખીચડી છે તે આરોગી સંતુષ્ટ થાઓ.'

'એમ કે? તું મને ખવડાવશે કે? તું ગરીબ બ્રાહ્મણ. જેને પંદર દિવસે એકવાર ખાવાનું મળે છે તે મારું ઉદર ભરી શકશે?' દુર્વાસાએ ગુસ્સાથી પ્રશ્ન કર્યો.

'મારી પાસે જે કાંઈ હશે તે આપની સેવામાં અર્પણ કરીશ'

'ઠીક, ઠીક, જા, લઈ આવ' દુર્વાસાએ કહ્યું. પંદર દિવસ સુધી ખેતરમાંથી વીણેલું અનાજ સમાપ્ત થઈ ગયું. દુર્વાસા મુનિએ મોટો ઓડકાર ખાઈને વિદાય લીધી. મુદ્ગલના ચહેરાપર પહેલાં જેવી જ શાંતિ વ્યાપેલી રહી એણે ભૂખ્યા રહી બીજા પંદર દિવસ દાણા વીણ્યા. પાક લણાઈ ગયા પછીના ખેતરમાં વેરાયેલાં દાણા પંદર દિવસ સુધી એકઠા કર્યા. ત્યાં સોળમે દિવસે પાછા દુર્વાસા મુનિ પધાર્યા.

ફરી એકવાર મુદ્ગલે પંદરે દિવસ નિરાહાર રહીને એકઠું કરેલું અન્ન મુનિને ધર્યું. દુર્વાસા મુનિ ફરી એક વાર મોટો ઓડકાર ખાઈને ચાલ્યા ગયા, ને ફરી વાર મુદ્ગલની મુખરેખાઓ સ્થિર ને શાંત જ રહી.

દર પંદર દિવસ સુધી મુદ્ગલ ભૂખ્યો રહીને અન્નસંગ્રહ કરતો અને દર સોળમા દિવસે દુર્વાસા મુનિ આવીને એ સમાપ્ત કરી જતા. છ પખવાડિયા સુધી આમ ચાલ્યું મુદ્ગલની પત્ની ને તેનો એકમાત્ર પુત્ર—અને ત્રણ મહિનાના ઉપવાસથી કૃશકાય થઈ ગયાં મુદ્ગલનું પોતાનું શરીર પણ ક્ષીણ થઈ ગયું. પણ એ ત્રણમાંથી કોઈના યે ચહેરા પર દુઃખની રેખા સરખી ફરકી નહિ.

આ બ્રાહ્મણ ગૃહસ્થ મુદ્ગલની અતિથિનિષ્ઠા અને ધર્મપરાયણતાની કીર્તિ માત્ર પૃથ્વીમાં જ નહિ, દેવલોક સુધી પણ જઈ પહોંચી. દુર્વાસા મુનિએ એના ધૈર્ય અને ધર્મનિષ્ઠાની કસોટી કરવા જ આ કઠોર ષડ્યંત્ર રચ્યું હતું. છેવટે છેલ્લી વાર તેમણે પોતાનું સાચું રૂપ પ્રગટ કર્યું અને કહ્યું : 'મુદ્ગલ, હું અને સ્વર્ગના દેવતાઓ તારા આ ઇન્દ્રિયદમન, ધૈર્ય, નિર્મોહ તથા અલૌકિક ત્યાગ જોઈને પ્રસન્ન છીએ. હમણાં તને સકુટુંબ સ્વર્ગમાં લઈ જવા માટે વિમાન આવશે.

એટલામાં ઝળહળતું દેવ-વિમાન ત્યાં આવી પહોંચ્યું એમાંથી ઊતરીને દેવદૂતે વિનતિ કરી : 'બ્રહ્મર્ષિ, આપના કર્મોથી દેવતાઓ પ્રસન્ન છે. આપને સદેહે સ્વર્ગમાં લઈ જવા માટે એમણે મને આ વિમાન સાથે મોકલ્યો છે'

મુદ્ગલે નમ્રતાથી કહ્યું : દેવદૂત, તારી વાતથી અને દેવતાઓની પ્રસન્નતાથી મને આનંદ થયો છે પણ સ્વર્ગે જતાં પહેલાં હું જાણવા માગું છું કે ત્યાંના નિવાસીઓના ગુણદોષ શું હોય છે? પૃથ્વી અને સ્વર્ગમાં શું ફરક હોય છે?'

દેવદૂતે કહ્યું : 'આપની નમ્રતાથી જોઈને હું બહુ પ્રભાવિત થયો છું. સ્વર્ગમાં આપના જેવા તેજસ્વી ધર્મનિષ્ઠ પુરુષો જઈને વસે છે. પૃથ્વી પર લોકો જે સુખ મેળવવા માટે તપ કરે છે તે ત્યાં રહેનારાની બધી ઇચ્છાઓ પૂર્ણ થાય છે પૃથ્વી કર્મભૂમિ છે, સ્વર્ગ ભોગભૂમિ છે. અહીં જે શુભ કર્મ કરવામાં આવ્યા હોય તેનું શુભ ફળ સ્વર્ગમાં ભોગવવા મળે છે.'

'સ્વર્ગમાં માત્ર ભોગવવાનું જ? કર્મ નહિ કરવાનું? મુદ્ગલે પૂછ્યું.

દેવદૂતે કહ્યું : 'ના, સ્વર્ગમાં કામ કરવાનું નથી હોતું, માત્ર ઉપભોગ જ કરવાનો હોય છે.

મનુષ્યે પૂર્વે કરેલાં કર્મનું ફળ ત્યાં તેને મળે છે તેને નવું કર્મ કરવાનું હોતું નથી. એટલે આ ભોગની સાથે પૂર્વકર્મોનો ક્ષય થતો રહે છે બધાં કર્મોનો ક્ષય થઈ જાય ત્યારે તેને પાછો પૃથ્વી પર મોકલી દેવામાં આવે છે લોકોમાં આ જ ક્રમ છે'

મુદ્ગલને દેવદૂતને હાથ જોડ્યા 'દેવદૂત, તારા દેવતાઓને કહેજે કે મને સ્વર્ગમાં નિમંત્રવા માટે હું તેનો ચિરઋણી રહીશ પણ હું તો કામ કરવા માગું છું એટલે હું પૃથ્વી પર જ રહીશ જ્યાં કંઈ કર્મ ન કરવાનું હોય ને માત્ર ભોગ જ ભોગવવાના હોય એવા સ્વર્ગમાં જઈને હું શું કરું? જ્યાં સુધી જીવું છું ત્યાં સુધી તો આ ધરતી પર જ કામ કરવાનું હું પસંદ કરીશ'

દુર્વાસા મુનિના લાલ નેત્રો ફિક્કાં થઈ ગયાં તે અને દેવદૂત એકબીજા સામે અપલક તાકી જ રહ્યા સાચે, આવો માણસ તો તેમને ક્યાંય જડ્યો જ નહોતો

*

## કેવો મૂર્ખ!

ભોજ રાજાની એક વાત કહેવાય છે. પોતાના રાણીવાસમાં સવારના સમયે ભોજ રાજા એક સમયે ગયા પટરાણી કોઈ સાથે અંગત વાત કરતાં હશે ત્યાં અચાનક જઈ ચડવાનું થતાં તેઓની ચાલુ વાતમાં વિક્ષેપ પડ્યો અને પટરાણીએ ઉચ્ચાર્યું 'કેવો મૂર્ખ!'

ભોજ રાજા બોલ્યાચાલ્યા વિના પાછા ફર્યા અને વિચારમાં પડ્યા કે રાણીએ મને મૂર્ખ કેમ કહ્યો? સભામાં આવી આસન ઉપર બિરાજ્યા અને જેમ જેમ દરબારીઓ અને પંડિતો આવતા ગયા અને પ્રણામ કરતા ગયા તેમ તેમ તેમને 'કેવો મૂર્ખ' એમ કહેતા ગયા દરેક દરબારી અને પંડિત પોતાની કાંઈ ભૂલ થઈ હશે અને તેથી પોતાને મૂર્ખ કહ્યો તેમ માની પોતાનું આસન લેતા ગયા

કાલિદાસ સભામાં આવ્યા અને ભોજ રાજાને પ્રણામ કર્યા તરત જ ભોજ રાજાએ કાલિદાસને 'કેવો મૂર્ખ' એમ કહ્યું કાલિદાસે વળતો પ્રશ્ન પૂછ્યો

'खादन् न गच्छामि हसन् न जल्पे, गतं न शोचामि कृतं न मन्ये ।
द्वाभ्यां तृतीयो न भवामि राजन्, किं कारणं भोज भवामि मूर्खः ॥

'હે ભોજ રાજા, હું ચાલતાં ચાલતાં કદી ખાતો નથી, પાણી પીતાં હું કદી હસતો નથી, ભૂતકાળને યાદ કરી શોક કરતો નથી અને બની ગયેલી હકીકત મન પર લેતો નથી અને બે જણા વાત કરતા હોય ત્યાં ત્રીજો બનીને વચ્ચે પડતો નથી. તો પછી કયા કારણસર હું મૂર્ખ ગણાઉં છું?'

કાલિદાસની ચતુરાઈમાં પોતાને રાણીએ મૂર્ખ કહ્યાનું કારણ ભોજ રાજાને તરત સમજાઈ ગયું!



# ઇશ્વરને કેમ ભજવો ?

ગાંધીજી

ઇશ્વરની મરજી વિના એક પાંદડું પણ હાલતું નથી તો પછી મનબ્યે કરવાનું શું રહ્યું ? એ સવાલ અનાદિ છે ને તે પુછાયા જ કરશે પણ તેનો જવાબ એ સવાલમાં જ સમાયેલો છે કેમ કે સવાલ પૂછવાની શક્તિ પણ તે જ ઈશ્વરે આપેલી છે જેમ આપણે બધા કાયદાને વશ વર્તીએ છીએ તેમ જ ઈશ્વરનું છે આપણા કાયદા અને આપણું જ્ઞાન અધૂરું હોઈ આપણે કાયદાનો સવિનય અને અવિનય ભંગ પણ કરી શકીએ છીએ ઇશ્વર સર્વજ્ઞ અને સર્વશક્તિમાન હોઈ પોતાના કાયદાનો ભંગ જ નથી કરતો તેના કાયદામાં સુધારો-વધારો પણ નથી થતો તેના કાયદા અવિચળ છે અનેક રીતે આપણને વિચાર કરવાની અને પસંદ કરવાની, સારુમાઠું સમજવાની શક્તિ આપી છે તેમાં જ આપણી સ્વતંત્રતા સમાયેલી છે એ સ્વતંત્રતા ઘણી ઓછી છે એટલી ઓછી છે કે એક જ્ઞાનીએ કહ્યું છે કે એક વહાણવટીને વહાણની ડેક પર ફરવાની છૂટ હોય છે તેના કરતાં પણ થોડી જ પણ ગમે તેટલી તોયે છૂટ તો છે જ, અને તે થોડી છતાં એટલી છે કે તેના વતી મનુષ્ય મુક્તિ મેળવી શકે છે દૈવ અને પુરુષાર્થની જોડી સાથે સાથે ચાલ્યા જ કરે છે પણ મુક્તિના પંથ પર ચાલનારને દૈવ આડે આવતું જ નથી

એટલે હવે આપણે ઇશ્વરને કેમ સેવવો-ભજવો-એ જ વિચારવું રહે છે ઈશ્વરની સેવા એક જ રીતે થાય. ગરીબોની સેવા તે ઇશ્વરની છે એક કીડીની સેવા કરી તે ઇશ્વરની છે પણ કીડિયારાં પૂરીને કીડીની સેવા ન થાય કીડીને કણ અને હાથીને હારો ઇશ્વર આપે છે કીડીને પણ જે ઇરાદાપૂર્વક કચરે નહિ તે તેની સેવા કરે છે, અને કીડીને એમ જ્ઞાનપૂર્વક ન દૂભવનાર અન્ય પ્રાણીને કે પોતાની જ જાતિને-મનુષ્યપ્રાણીને નહિ દૂભવે દરેક સ્થળે દરેક વખતે સેવાની ભાન બને છે, વૃત્તિ એક જ હોય છે દુખીની સેવા કરવામાં ઇશ્વરની સેવા થાય છે એ સેવામાં વિવેક હોવો જોઈએ ભૂખ્યાને અન્ન આપવામાં સેવા જ થાય છે, એમ માનવાનું કારણ નથી આળસુ મનુષ્ય બીજાને આશરે બેસી રહે ને અન્નની આશા રાખે તેને અન્ન આપવામાં પાપ છે તેને કામ આપવામાં પુણ્ય છે, ને કામ કરવા તૈયાર ન જ થાય તો તેને ભૂખે રહેવા દેવામાં તેની સેવા છે ઇશ્વરનું નામ જપવું, પૂજાપાઠ કરવા એ આવશ્યક છે, કેમ કે તેથી આત્મશુદ્ધિ થાય છે ને આમ શુદ્ધ મનુષ્ય પોતાનો માર્ગ જોઈ શકે છે, પણ પૂજાપાઠ જ કંઈ ઈશ્વરસેવા નથી. એ સેવાનું સાધન છે તેથી જ નરસિંહે ગાયું છે

> 'શું થયું સ્નાન, સેવા ને પૂજા થકી,
> શું થયું માળ ગ્રહી નામ લીધે ?'

અને આ જવાબમાંથી ત્રીજા પ્રશ્નનો જવાબ મળી રહે છે ત્રીજો પ્રશ્ન આ છે જીવવાનો હેતુ ? જીવવાનો હેતુ પોતાને ઓળખવો નરસિંહની ભાષામાં

> 'જ્યાં લગી આત્મા તત્ત્વ ચીન્યો નહિ,
> ત્યાં લગી સાધના સર્વ જૂઠી'

અને આત્મતત્ત્વ-આત્મજ્ઞાન-જીવમાત્રની સાથે એટલે ઇશ્વરની સાથે ઐક્ય-તન્મયતા-સાધવાથી જ થાય જીવમાત્રની સાથે ઐક્ય સાધવું એટલે તેને દુખે જ્ઞાનપૂર્વક દુખી થવું, તેના દુઃખનું નિવારણ કરવું

•

# ભક્તિમાર્ગ

વિનોબાજી

ઘણા જણને એવો ખ્યાલ હોય છે કે આજે જેવાં જંગલનાં જાનવરો હોય છે તેવો જ પહેલાં મનુષ્ય હતો. થોડી પશુતા ઓછીવત્તી હોય એ ભલે પણ એ હતો તો જાનવર જ. ત્યારે એને સૃષ્ટિનાં રહસ્યોનું કશું જ્ઞાન નહોતું. જ્ઞાનને બદલે એને ઊલટો ભય લાગતો હતો. વરસાદ પડે કે વીજળી ઝબૂકે તેથી પણ એ બીતો. ધરતીકંપ થાય તો એ પણ થરથર કાંપતો. એ તો જોકે આજે પણ તેવું જ છે, પણ એ જમાનામાં તો ખૂબ જ બીક હતી. આ રીતે સૃષ્ટિનું રૂપ એને વધુ ભયજનક લાગતું હતું અને તેને પરિણામે ભયભીત થઈને એનું મન સૃષ્ટિનું શરણ શોધતું હતું. અને પછી રહેતે રહેતે એ ભયની વૃત્તિ વળતી ગઈ અને એ રીતે ભક્તિમાર્ગનો આરંભ થયો એમ કેટલાક જણ માને છે.

પરંતુ હું તેમ નથી માનતો. હું માનું છું કે ભક્તિનો ઉગમ બીતિમાંથી નહીં પરંતુ પ્રીતિમાંથી થયો છે. ભીતિ મનુષ્યને જેટલી સ્વાભાવિક છે, તેથી પણ વધુ સ્વાભાવિક પ્રીતિ છે. ભીતિ તો મનુષ્યને પણ લાગે છે અને જાનવરને પણ લાગે છે, *પરંતુ ભીતિનો અનુભવ થતાં પહેલાં જ મનુષ્યને* પ્રીતિનો અનુભવ થાય છે આજે પણ આપણે જોઈએ છીએ કે દરેક પ્રાણી માતાના ઉદરમાંથી જન્મ પામે છે અને બચપણમાં એ માનનો પ્રેમ પામે છે. આમ એનો પહેલો અનુભવ પ્રીતિનો છે, જ્યારે ભીતિનો અનુભવ તો પાછળથી થાય છે. ભક્તિનાં જે સૌથી જૂનાં સ્તોત્ર મેં વાંચ્યાં છે તેમાં ઈશ્વરને માતા-પિતા કહેવામાં આવ્યો છે. ભક્તિમાર્ગમાં ઈશ્વરના ભયાનક રૂપનો એટલો ખ્યાલ નથી જણાતો જેટલો ઈશ્વરના પ્રેમમય રૂપનો જણાય છે તેમ છતાં ઈશ્વરના તો અનંત ગુણ હોય છે. એટલે કેટલાક ગુણ એવા પણ હોય છે જે આપણે પચાવી શકીએ તેમ નથી હોતા અને તેથી આપણને તે ભયાનક ભાસે છે. આમ ભીતિનો આરંભ અલબત્ત થાય છે, પણ જૂના કાળમાં ભક્તિનો જે આરંભ થયો હતો તે તો ભયમાંથી નહીં પણ પ્રેમમાંથી જ થયો હતો. જૂના જમાનામાં પણ એ જ થયું અને આ જમાનામાં પણ એ જ થઇ રહ્યું છે.

આજે પણ ભીતિ અને પ્રીતિ બંનેનો સામટો અનુભવ આપણને થઇ રહ્યો છે. આજે દુનિયામાં અણુબોમ્બનો ભય છવાઇ ગયેલો છે. એ ભય અગાઉ નહોતો. અગાઉના લોકો સૃષ્ટિનું ભયાનક સ્વરૂપ જોઇને છળી જતા. આજે વળી બીજું વિકરાળ સ્વરૂપ સામે ખડું થયું છે. આમ ડર ઘટ્યો નથી, પરંતુ સ્વરૂપ બદલાઇ ગયું છે. આજે પણ કેટલાક લોકો બીકના માર્યા ઈશ્વરને શરણે જઇને એની પ્રાર્થના કરે છે. આમ ઇશ્વર જેમ પ્રાચીનકાળમાં હતો, તેમ જ આજેયે એમને ભયમાંથી છોડાવનારો તો છે જ. પરંતુ માત્ર પ્રેમથી પણ લોકો એને બારણે પહોંચે છે. પણ તે ઉપરથી એવો જે ખ્યાલ બાંધી લેવાયો છે કે ભક્તિનો આરંભ ભીતિમાંથી થયો છે અને પ્રેમનો વિકાસ તો પાછળથી થયો છે, એ ખ્યાલ સાવ ખોટો છે. ભક્તિના બેય પ્રકાર, જેમાં ભય પણ છે અને પ્રેમ પણ છે, તે પ્રાચીન કાળથી માંડીને આ જ સુધી ચાલતા આવ્યા છે અને આજે પણ બંનેય મોજૂદ છે.

કર્મમાર્ગ અને ભક્તિમાર્ગ વચ્ચે ફરક છે. ભક્તિમાર્ગમાં મનુષ્યને પરમેશ્વરની ક્ષમાની આશા રહે છે પણ કર્મમાર્ગમાં કર્મનું પરિણામ મળે છે. વાવો તેવું લણો, ખોટાં કામ કરશો તો બૂરાં ફળ ભોગવશો, સારાં કામ કરશો તો સારાં ફળ પામશો, એવો કર્મનો નિયમ છે એ નિયમ કલ્યાણકારી જ છે. એનાથી આપણા હાથમાં ચાવી આવી જાય છે. આપણે સારાં કામ કરીએ છીએ તો આપણને સારાં ફળ મળે છે. આમ કર્મનો નિયમ નિષ્ઠુર નથી હોતો, પણ એ તો કહે છે કે વાવો તેવું લણો. આ

સાવ સરળ વાત છે. અને એનાથી દરેક મનુષ્ય જેવું જોઈએ તેવું મેળવવાને સ્વતંત્ર રહે છે. મનુષ્યને કર્મના નિયમથી બીક ન લાગવી જોઈએ. છતાં મનુષ્ય નબળાઈથી એટલો તો ભરેલો છે કે પોતાનાં કર્મનાં ફળ ભોગવવા માટે એ કેટલીય વાર તૈયાર થતો નથી. એ ખોટાં કામો તો કરી પાડે છે, પણ એનાં દુષ્પરિણામ વેઠવાની તાકાત એનામાં નથી હોતી. ભૂરું કામ કરવા માટે શું જોઈએ? ભૂરું કામ કરવાની બેવકૂફી અને મૂર્ખતા તો મનુષ્યમાં હોય જ છે, પરંતુ એનું ફળ વેઠવાનું આવે ત્યારે તે માટે મજબૂતી, હિંમત, અને તાકાત હોવી જોઈએ. 'મેં જે કાંઈ કર્યું છે તેનાં ફળ હું ભોગવીશ' એવી વૃત્તિ રહે ત્યારે જ મનુષ્યની શુદ્ધિ થાય છે.

'કર્મફળ ટળશે તો ખોટું થશે, તેથી કર્મફળ ન ટળે એમાં જ મારું શ્રેય છે,' એમ માનવાની હિંમત મનુષ્યમાં હોવી જોઈએ. પરંતુ મનુષ્ય દુર્બળ છે. ભૂરાં કામ તે કરે છે, પણ ફળ ભોગવવાની હિંમત એનામાં નથી હોતી. તેથી ક્ષમાની અપેક્ષા રહે છે. જેમ બાળક મા પાસેથી માફીની આશા રાખે છે, તેમ જ ભક્ત ઈશ્વર પાસેથી ક્ષમા મેળવવાની અપેક્ષા રાખે છે. કર્મમાર્ગને મુકાબલે ભક્તિમાર્ગની વિશેષતા એ જ છે કે એમાં ક્ષમાની આશા હોય છે. પણ આ ક્ષમા ક્યારે માંગવી અને કર્મફળ ભોગવવાની તૈયારી ક્યારે રાખવી? એની મર્યાદા શી? આવા બધા સવાલો પેદા થાય છે. મનુષ્યે સારાં કામ કર્યાં હોય તો એમ લાગે છે કે એનું ફળ એને મળવું જ જોઈએ. પણ જો ભૂરાં કામના ફળ માટે એ તૈયાર નથી હોતો, તો ક્ષમાનો આરંભ ક્યાંથી થાય છે અને આવી સ્થિતિમાં ભગવાન પાસેથી ક્ષમા માગવી એ આપણા વિકાસને માટે કેટલી હદે ઉચિત છે, એ સવાલ છે. આમાં એવું લાગે છે કે કર્મનો નિયમ અને ભક્તિનું ક્ષમાતત્ત્વ એ બેની વચ્ચે જાણે કે અથડામણ ન થતી હોય! ત્યારે આમાંથી ઉગારો કેમ કરીને મળે?

ભક્તિમાર્ગ કહે છે કે કર્મનો નિયમ કાંઈ ટાળ્યો ટળે નહીં. જેને ભગવાન બચાવે તેને પણ કર્મનું ફળ તો મળશે જ; પરંતુ 'ભગવાન બચાવે' એનો અર્થ એટલો જ કે એને એ ફળ ભોગવવાની હિંમત પણ ભગવાન આપશે. ભૂરું કામ કર્યું તો તેનું ફળ તો ભૂરું આવવાનું જ, પરંતુ એની અસર ચિત્ત પર ન પડે તેટલી હિંમત આપણામાં આવે તો આપણે બચી જઈએ. આવી હિંમત પ્રાર્થનાથી આવે છે. ચાહે ભૂરું ફળ આપવાનું હોય કે દુઃખ વેઠવાનું હોય, તોયે એ બધું હરિપ્રસાદ માનીને ભોગવવું જોઈએ, એમ ભક્તિમાર્ગ માને છે. ક્ષમાનો અર્થ કર્મફળથી બચવું એવો નથી. પરમેશ્વર એનાથી આપણને નથી બચાવતો, પણ કર્મફળના ડરથી બચાવે છે. તેથી આપણે ઊલટમેર જે પરિણામ આવે તેને માથે ચડાવીએ છીએ. આપણામાં એવી હિંમત આવે છે.

આમ ભક્તિમાર્ગ અને કર્મમાર્ગનું જોડાણ થાય છે. હું એક દાખલો આપું. માણસને શારીરિક બીમારી થાય છે. આપણે એવું કંઈક કામ કરીએ છીએ જેથી બીમાર પડીએ છીએ. સાધારણ રીતે માંદો માણસ હિંમત હારી જાય છે. પણ એવી હાલતમાં જો ઈશ્વરની ભક્તિનો આશ્રય લેવામાં આવે, તો ઈશ્વરની ક્ષમા-શક્તિ એને બચાવે છે. એનો અર્થ એ નહીં કે એનો રોગ ટળે છે, પરંતુ એના ચિત્તને પ્રસન્નતા અને શાન્તિ મળે છે. એ એમ વિચારતો થાય છે કે વાંધો નહીં, માંદગી મારફત મારી શુદ્ધિ થઈ રહી છે. એને તાવ તો ચડે છે, પણ એને એ દાખવતો નથી. ઊલટું એને એમ લાગે છે કે જાણે ઈશ્વર પાસેથી એને કંઈક મળી રહ્યું છે. ભગવત્પ્રેરણા પર આવી શ્રદ્ધા છે તેને ભક્તિ કહે છે. ભક્તિ કરીએ છીએ એટલે આપણે કોઈ વરદાન મેળવી લેવા નથી માગતા પણ ભક્તિનો અર્થ તો એ છે કે એની યોજનામાં આપણને જે કાંઈ સુખ દુઃખ મળે તે બંને ઈશ્વરની દયા જ છે. સુખ દુઃખ બંનેથી આપણું ભલું જ થવાનું છે એવો દૃઢ વિશ્વાસ હોવો તેનું જ નામ ભક્તિ.

સુદામાનું આખ્યાન છે ને? એની પત્નીએ એને એમ કહીને ભગવાનની પાસે મોકલ્યો કે 'જાવ, એ તમારો જૂનો દોસ્ત છે તે તમારું દળદર ફેડશે.' સુદામો પૌંઆ લઈને ભગવાનને ઘેર પહોંચ્યો. ભગવાને

પ્રેમથી પૌંઆ આરોગ્યા, સુદામાને પોતાના આસને બેસાડયો અને પાછા વળતાં ઠેઠ દરવાજા સુધી મૂકવા આવ્યા એટલે સુદામો તો એમ વિચારવા લાગ્યો કે ભગવાનની મારા પર કેટલી મોટી કૃપા કે એમણે મને કશીયે ભૌતિક સમૃદ્ધિ આપી નહીં. નહીં તો હું તો આસક્તિમાં ફસાઈ જાત. પત્નીએ તો મને તે લેવા માટે જ મોકલ્યો હતો. પણ ભગવાનનો મોટો પાડ કે એમણે મને કશી સ્થૂળ વસ્તુ ન આપી. આમ વિચારતો વિચારતો એ તો ઘેર આવ્યો ત્યાં તો એણે ઝળાહળાં કરતી સુવર્ણનગરી ભાળી. એમાં નાનીમોટી એકએક ચીજવસ્તુ સોનાની હતી. એ જોઈને સુદામાને ભારે આશ્ચર્ય થયું. એટલે એણે તો પત્નીને કહ્યું કે આ ઘર મારું નથી. મારું ઘર તો બીજું જ છે. માટે આ બધું પ્રભુનું છે તે એને જ પાછું વાળીએ. આમ એણે અનાસક્ત રહેવાની વાત કહી. આ રીતે સુદામાને જ્યારે કંઈ ન મળ્યું ત્યારેયે એણે એમાં ભગવાનની કૃપા જોઈ અને ખૂબ મળ્યું ત્યારે પણ કહ્યું કે આ એની કૃપા છે. જે કાંઈ મળ્યું છે તે ભોગ ભોગવવા નથી મળ્યું એમ માનીને એ અનાસક્ત ભાવે રહેવા લાગ્યો.

આમ દરેક વસ્તુને પ્રભુકૃપા માનવામાં આવે છે. બેય રીતે પ્રભુની કૃપા જ કૃપા લાગે છે. ગુજરાતનો સંત નરસિંહ મહેતો એવો જ હતો. એનો દીકરો ગુજરી ગયો. જુવાનજોધ દીકરો ઊઠી જાય તો સુખી તો કયો બાપ થાય? દુખી ન થવાય તો જ ભયો ભયો. પણ નરસૈયાએ તો કહ્યું, 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.' આમ દીકરાને ભગવાને ઉપાડી લીધો તેમાં પણ એણે એની કૃપા જ માની. આને જ ભક્તિ કહે છે.

મહારાષ્ટ્રના ભક્તકવિ તુકારામ પણ એવું જ કહે છે:

> બાઈલ મેલી મુક્ત ઝાલી,
> દેવે માયા સોડવિલી,
> વિઠો તુઝે માઝે રાજ્ય।

હે ભગવાન! મારી પત્ની મરી ગઈ તે સારું થયું. એની મુક્તિ થઈ તે મને આસક્તિથી છોડાવ્યો. એટલે હવે તારું-મારું રાજ્ય થશે. આજ લગી વચમાં ત્રીજી એક પત્ની હતી. પણ એને તેં ખસેડી લીધી એટલે હવે મારી ને તારી વચ્ચે જરાયે અંતરપટ ન રહ્યો.

તો ભક્તની વૃત્તિ આવી રહે છે. પુત્ર જન્મ્યો તો કહે કે ભગવત્પ્રસાદથી જન્મ્યો. પુત્ર મરી ગયો તો કહે કે ભગવાનની કૃપાથી મર્યો. ભક્તની ભૂમિકા જ એવી છે કે એ આમથી, તેમથી, સુખમાં, દુખમાં, કર્મનાં સારામાઠાં ફળમાં, બધામાં ઈશ્વરની કૃપા જ જુએ છે અને કહે છે કે એ બધું ભગવાનનું ધાર્યું જ થયું. આનાથી ભક્તના મનની સમતા ટકે છે. જે સમતા યોગીઓને મહાપ્રયાસે મળે છે તે એને અત્યંત સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે. મનને ગમે તે હાલતમાં સમત્વયુક્ત રાખવું એ બહુ અઘરી વાત છે અને કર્મયોગમાં એ બહુ વિકટ થઈ પડે છે. શીત-ઉષ્ણ, સુખ-દુખ, માન-અપમાન એ સઘળાંને સમાન માનવા મુશ્કેલ હોય છે. ગીતા કહે છે કે કર્મ કરતી વખતે આ બધાનો ખ્યાલ સુદ્ધાં ન કરો. એ તો બધાં શરીરનાં સુખદુખ છે અને આપણે તો એનાથી ભિન્ન છીએ. પરંતુ આમ પોતાની જાતને શરીરથી અલગ કરવી આસાન નથી. શરીરમાં રહીને એનો ઉપયોગ કરવા છતાં પણ મનમાં એમ ધારી લેવું કે આપણે એનાથી નોખાં છીએ એ બહુ કઠણ વાત છે. મન પણ શરીરનો જ હિસ્સો છે. એટલે આ જે જ્ઞાનમાર્ગની વાત છે તે મનુષ્યને માટે અઘરી નીવડે છે. કર્મમાર્ગમાં સુખદુખ, પાપ-પુણ્ય બંને હોય છે. એમાં કર્મનાં નૈસર્ગિક પરિણામો ભોગવવાની વાત હોય છે. 'તું જો ફળ ભોગવીશ તો તેથી કર્મક્ષય થશે.' તેથી તટસ્થ રહીને એ ભોગવવાં જોઈએ, એમ કર્મમાર્ગ કહે છે. પરંતુ એ ખૂબ અઘરું છે. જ્યારે ભક્તિમાર્ગમાં તો એ વાત યુક્તિથી સિદ્ધ થાય છે. તેથી ભક્તિમાર્ગને સહેલો ગણવામાં આવ્યો છે. હા, એમ પણ બને કે કેટલાક જણને પ્રેમ પણ અઘરો લાગે. પણ સાધારણ રીતે તો બધાને ભક્તિમાર્ગ સહેલો જ લાગે છે. પરંતુ એ પણ સાચું છે કે કેટલાકને માટે જ્ઞાનમાર્ગ જ સહેલો હોય છે. જેને બાળપણમાં પ્રેમનો પૂરતો

અનુભવ નથી થયો. જેણે મા-બાપ બચપણમાં જ ગુમાવ્યા હોય અને જે પારકાંને હાથે ઉછેલા પામીને ઉછર્યો હોય, એવા માણસને પ્રેમ કરતાં ચિંતન અને ધ્યાન વધારે સ્વાભાવિક લાગે છે. જેને પ્રેમનો અનુભવ નથી તેને પ્રેમમાર્ગ કઠણ લાગે છે અને જ્ઞાનમાર્ગ આસાન લાગે છે. દેહને પોતાથી જુદો કરીને વિચારવાનું એને માટે આસાન હોય એ પણ સંભવિત છે. પણ આ તો કેટલીક ખાસ વ્યક્તિઓની વાત થઈ. આમજનતાની નજરે વિચારીએ તો તો ભક્તિમાર્ગ જ આસાન છે એમાં એ ખૂબી છે કે મનુષ્ય એકોકને સ્થૂળ દૃષ્ટિથી નથી જોતા. કર્મમાર્ગમાં તો કહેવું જ પડે છે કે માણસ પાપ અને પુણ્ય કરે છે તેથી એનું ફળ ભોગવે જ છૂટકો છે ફલાશાએ અટલુ પાપ કર્યું તો તેટલુ ફળ એણે ભોગવવુ જ પડશે મનુષ્યની યોગ્યતા પણ ઓછીવત્તી હોય છે એવું પણ કહેવું પડે છે. આવો ખરો વિવેક કર્મમાર્ગમાં કરવો પડે છે. અલબત્ત, એમાં તટસ્થતા હોય છે આ રીતે મનુષ્યોની વચ્ચે રહીને કામ કરવા છતાં ચિત્ત પર એની અસર ન થવા દેવી અને વિવેક રાખીને તટસ્થ રહેવુ એ કઈક અઘરુ તો હોય છે જ.

વળી જ્ઞાનમાર્ગમાં તો એવુ છે કે જે કાંઈ થાય છે તે મિથ્યા જ છે, એમ માનવુ, જે કાંઈ થાય છે તે નથી થતું એમ માનવુ એ પણ માણસને માટે બહુ અઘરી વાત છે આવી વાત માણસ ઝટ ગ્રહણ કરી શકતો નથી કોઈના કામની નિંદા કે સ્તુતિ ન કરવી, કારણ કે એ જે કાંઈ કહે છે તે બધુ મિથ્યા છે, સ્વપ્ન છે. સ્વપ્નમાં કોઈ રાજા બને કે ભિખારી બને તો જેમ એનુ સુખ અને દુઃખ બને મિથ્યા હોય છે, તેમજ દુનિયામાં પણ આ જે બધું થઈ રહ્યુ છે તે બધું મિથ્યા છે, એવુ ધારવાથી મનુષ્ય બચી જાય છે દાખલા તરીકે મારી વાત કહું તો મને આ કલ્પના ખૂબ જ ગોઠી ગઈ છે અને લાગે છે કે જે કાંઈ થઈ રહ્યું છે તે બધું ભ્રમ જ ભ્રમ છે. મારા ચિંતનને લઈને મને લાગે છે કે સામે કાંઈ છે જ નહીં પણ આવુ બધાથી સધાતું નથી સામે આખી બધી જંજાળ પડી છે, ત્યારે એમ માનવુ કે કાંઈ જ નથી, એ અઘરું થઈ પડે છે જ્ઞાનયોગની યુક્તિ છે તો અસરકારક. 'કંઈ છે જ નહિ' એમ કહેવાથી ચિત્ત પર કશીયે અસર નથી થતી. પરંતુ આમ માનવુ એ તો મનુષ્યને માટે અશક્યવત્ થઈ પડે છે.

કર્મમાર્ગને આપણે 'મિથ્યા' તો નથી માની શકતા, પરંતુ એમ કહીએ છીએ કે જે કાંઈ ચાલી રહ્યુ છે તે મનુષ્યનાં અનેક કર્મોનું પરિણામ છે તેવી તટસ્થ રહેવું જોઈએ આજકાલ આને 'સામાજિક' કહે છે. એક મનુષ્યના પ્રયત્નથી કોઈ ચીજ નથી બનતી, આખા સમાજના પ્રયત્નથી બને છે, તેથી જ જમીન પર માલિકી મનાતી એ ખોટું છે એમ કહેવામાં આવે છે. જમીન તો સામાજિક વસ્તુ છે મનુષ્ય જમીન કે સંપત્તિ જે કાંઈ મેળવે છે તે એ એકલો હાથે નથી મેળવતો. એના એને આખા સમાજની મદદ મળે ત્યારે એ બને છે, એમ કહેવાય છે મનુષ્ય જે કાંઈ કરે છે તે એની કેળવણી, સંગતિ અને પરિસ્થિતિનું પરિણામ છે. એ એકલો એને માટે જવાબદાર નથી, એવુ કર્મયોગમાં મનાય છે તો કર્મયોગની યુક્તિ એવી છે કે મનુષ્ય જે કર્મ કરે છે તેને માટે એ એકલો જવાબદાર નથી હોતો પણ એનુ કર્મ પરિસ્થિતિજન્ય હોય છે. એ કર્મને માટે એની કેળવણી, એની પરિસ્થિતિ વગેરેની જવાબદારી હોય છે. તેથી એ કર્મ અપરિહાર્ય—ટાળ્યું નહીં ટળે તેવુ—હોય છે એમ માનવું જોઈએ. જો આ યુક્તિ ફાવી જાય તો મનુષ્યોની વચ્ચે રહીને કામ કરવા છતાં સમતા સિદ્ધ થઈ શકે છે. છતાં પણ એમ થતું નથી; કારણ કે આપણે પણ એમાં જ હોઈએ છીએ. જો કોઈ કિનારે ઊભો હોય તો તો એ કહી શકે કે સમુદ્ર કેટલો સુંદર છે, તરંગો હેને ચઢે છે તે જાણે પહાડ જેવાં લાગે છે. પરંતુ જે માણસ એ સમુદ્રમાં જ પડેલો હોય અને સમુદ્રના મોજાં દિનોદિન ચઢતાં હોય તે હાલતમાં ડૂબકાં ખાતાં ખાતાં એમ કહેવું કે વાહ કેવી મજા આવે છે, એ કઈક અઘરું છે. પણ જો એ અઘરું ન લાગતું હોય તો સમતા સાધી શકાય ખરું પણ માણસને માટે એમ માનવું અઘરું હોય છે તેથી કર્મયોગ

એટલો સહેલો નથી પરંતુ ભક્તિમાર્ગની વાત ન્યારી છે.

ભક્તિમાર્ગમાં તમને જે કાંઇ નજર સામે થતુ દેખાય તે બધાને પ્રભુની લીલા માનવાની ટેવ પડી જાય છે જ્ઞાનમાર્ગી કહે છે કે એ સ્વપ્ન છે કર્મમાર્ગી કહે છે કે એ બધુ પરિસ્થિતિનું પરિણામ છે પણ ભક્તિમાર્ગી કહે છે કે એ તો લીલા છે, નાટક છે નાટકમા જેને વિશ્વામિત્રનો પાઠ સોપાય તેને વિશ્વામિત્ર જેવા કષ્ટ વેઠવા પડે અને જેને હરિશ્ચંદ્ર બનવાનુ આવે તેણે તેના જેવા સત્યવાદી બનવુ પડે પણ એ આખુયે નાટક જ છે. તુલસીદાસજી કહે છે કે જેમ શેતરંજમા હાથી, ઘોડા વગેરે મહોરા તો હોય છે પણ તે બધા લાકડામાથી જ બનેલા હોય છે, એમા હાથી અને ઘોડાની ચાલ નિરાળી હોય છે, છતાં આખરે તો એ બધી રમત જ છે તે જ રીતે ભક્તિમાર્ગમા પણ એમ મનાય છે કે આ બધી પ્રભુની લીલા ચાલી રહે છે પરમેશ્વર અનેક રૂપ ધરીને લીલા કરી રહ્યા છે આમ વિચારો તો એને રમત માની લેવાનું પણ છે તો આરું જ શંકરાચાર્યે ગીતાભાષ્યમા બારમા અધ્યાયમા કહેલી વાત ટાંકી છે કે નિર્ગુણમાર્ગમાં અધિક કલેશ હોય છે અને સગુણમાર્ગમા કષ્ટક ઓછો હોય છે, તેથી સગુણમાર્ગ આસાન છે અને નિર્ગુણ માર્ગ કઠણ છે એમ કહેવાય છે શંકરાચાર્યે લખ્યુ છે કે નિર્ગુણવાળાને ક્લેશ ઘણો વધારે થાય છે સગુણવાળાને પણ અધિક કલેશ તો થાય છે જ, પણ નિર્ગુણવાળાને તો અધિકતર થાય છે એટલે ભક્તિમાર્ગ આસાન છે એમ કહેવાય છે એનો અર્થ એવો નથી કે એમાં કશુ કરવાપણુ જ નથી એમા એવુયે નથી કે જીવન જેમ ચાલે તેમ ચાલવા દો ભક્તિમાર્ગમા પણ અત્યંત ત્યાગ કરવો પડે છે પણ એ ત્યાગ દાખવતો નથી માતા પોતાના દીકરા માટે કેટલો ત્યાગ કરે છે ! કોઇ સંસ્થાના મંત્રીને કહો કે તમારા કામનો હેવાલ લખો, તો એ ઝટ ઘસડી આપે. પણ માતાને કહો કે તુ તારા કામનો હેવાલ લખી આપ કે વરસમા તે તારા બાળકને માટે શુ શુ કર્યું, તો માતા તો કહેશે કે મે એને માટે કર્યું છે જ શુ તે ? મારું તો રાત–દિવસનું એ જ કામ થઇ પડયુ હતુ એમા વળી લખવાનું શુ હોય ? માતાને એક વરસનો હેવાલ લખવામા જ એક વરસ લાગે એનો અર્થ એવો નથી કે એને છોકરાને ઉછેરતા કાંઇ કષ્ટ જ વેઠવુ પડતુ નથી કષ્ટ તો થયુ હશે પણ એના મનમા પ્રસન્નતા હતી, પ્રેમ હતો, તેથી એ મહેનત મીઠી લાગી આમ જ્યા પ્રેમ હોય છે, ત્યા તકલીફ હોતી જ નથી. એવુ નથી, પણ એ તકલીફ તકલીફ લાગતી નથી છોકરા રમે છે ત્યારે પરસેવે રેબઝેબ થઇ જાય છે પણ એમને એનું કશુ લાગતુ નથી પણ એમની પાસે કશુ કામ કરાવો તો એમને એ તકલીફ લાગશે

ભક્તિમાર્ગમા આ જ તફાવત છે એમાં કષ્ટ પણ આનંદનુ અંગ બની જાય છે કોઇને મેથી ખાવા કહીએ તો મો મચકોડે, પણ જેને મેથીના લાડુ ખાવાની ટેવ પડી ગઈ છે, તેને તો એમાં પણ એક સ્વાદ આવે છે અમારા આશ્રમમા એક છોકરો આવેલો એને લીમડાના પાંદડા બહુ ભાવતા એ પણ એક સ્વાદ છે આંતરની વાત છે આમ તકલીફમાં પણ આનંદ અનુભવવો એ ભક્તિમાર્ગની યુક્તિ છે.

હિંદુસ્તાનમા આવો ભક્તિમાર્ગ વિકાસ પામ્યો છે આમજનતામા એ પ્રાથમિક સ્વરૂપનો છે લોકો નામસ્મરણ કરે છે સવારસાંજ ભગવાનને યાદ કરે છે, જમતી વખતે યાદ કરે છે આવી રીતે એક સર્વ સાધારણ શ્રદ્ધા સ્થિર થઇ છે, એના આધાર પર આપણે આગળ વધી શકીએ પરંતુ ભક્તિમાર્ગનુ સારસર્વસ્વ આ નથી સામે આવતી દરેક વ્યક્તિમા પ્રભુના દર્શન થાય એમા એનુ સારસર્વસ્વ છે સામે કોઇ પણ આવે–મનુષ્ય આવે તો મનુષ્યના રૂપમા ભગવાન દર્શન દે છે, કૂતરો આવે તો કૂતરાના રૂપમા ભગવાન દર્શન દે છે, અને ગધેડો આવે તો ગધેડાના રૂપમા દર્શન દઈ રહ્યો છે એવો અનુભવ થવો જોઇએ અહીં મે ગધેડાનું નામ દીધુ તેથી તમને કંઇક વિચિત્ર તો લાગશે, પરંતુ મે એનો અભ્યાસ કર્યો છે એ દિવસોમા હુ ગણિતનો અભ્યાસ કરતો હતો ત્યારે વચ્ચે વચ્ચે ગધેડાનું ભૂકવુ સભળાતુ એનાથી

ખ્રેન પકતી એક દિવસ મને થયુ કે એનાથી મને શા સારુ તકલીફ થવી જોઈએ ? એનાથી આનદ થવો જોઈએ એ ગધેડાનો અવાજ સાભળીને બીજા ગધેડાઓને તો આનદ જ થતો હશે અને પ્રેમથી એની પાસે જતા હશે તો પછી આપણને જ એનો અવાજ શા માટે ખટકવો જોઈએ ? એ પણ સારો જ અવાજ છે એવુ માનવા મે કોશિશ કરી એમા મને એક પ્રસગથી જરા ઉત્તેજન મળ્યુ એ દિવસોમા અમે વડોદરા રહેતા ત્યા એક સગીત સમેલન ભરાયુ હતુ અમે પણ સાભળવા ગયા હતા ત્યા લોકો જાતજાતના અવાજ કાઢતા હતા મને એ બહુ ભૂડ લાગ્યુ એમને લાગેલુ કે ત્યા સુધી એ લોકો તો ગાયનની કમાલ જ કરતા હતા પણ મને તો મઝા ન પડી. મને થયુ કે આ પણ સગીત જ કહેવાય છે, તો પછી ગધેડાના અવાજને પણ સગીત જ કહેવુ પડે એ ને ત્યાર પછી ક્યારેય ગધેડાનો અવાજ સભળાતો તો ગણિત પડતુ મૂકીને એ સાભળતો અને સારો અવાજ છે એમ માનવા પ્રયત્ન કરતો ધીમે ધીમે સાભળવાનો એટલો અભ્યાસ થયો કે મે એમા કરુણા અનુભવવાનો પ્રયાસ કર્યો મે વિચારવા માડ્યુ કે એના પર કેટલો બોજો લાદવામા આવે છે અને બદલામા ઓછુ ખવડાવામા આવે છે !

બાઈબલમા મે વાચ્યુ હતુ કે ઈસા મસીહની સવારી ખચ્ચર પર નીકળી હતી હવે ખચ્ચર તો ગધેડાનો જ ભાઈ છે અહી તો એને અશુભ માનીએ છીએ, પણ બાઈબલમા તો એનો આવો ઉલ્લેખ છે ! પછી મારા વાચવામા આવ્યુ કે પેલેસ્ટાઈનમા કેવળ ખચ્ચર જ નહી પણ ગધેડાને પણ બહુ સારી પેઠે રાખવામા આવે છે એમનામા પણ ઘોડા જેવો ગુણો હોય છે આમ એકદરે મારા મનમા ગધેડા માટે માન પેદા થયુ

પછી એક પ્રસગે બાપુએ કહ્યુ કે આપણે મોટા મોટા વિદ્વાન બનીને આશ્રમમા આવીએ છીએ પરતુ આપણે ગધ્ધામજૂરી કરવી જોઈએ એનો અર્થ એ હતો કે આપણે શ્રમ કરવો જોઈએ, વિદ્વાન હોવાનુ અભિમાન ન હોવુ જોઈએ પણ ગધ્ધામજૂરી એ શબ્દ મને ગમી ગયો અને આજે મારી સ્થિતિ એ છે કોઈ ગધેડો ભૂકે તો મને એ ઘણુ ગમે છે જેમ બીજા રાગો હોય છે તેમ આ ગર્દભ-રાગ છે એમ હુ તો સમજુ છુ અને એને પ્રેમથી સાભળુ છુ એટલે આપણી સામે ગમે તે પ્રાણી આવે એમા ભગવાનના દર્શન કરવા એ અભ્યાસનો વિષય છે

ભાગવતમા લખ્યુ છે કે નદી, પહાડ, પ્રાણી વગેરે જે કઈ દેખાય છે તે હરિ-શરીર જ દેખાય છે એટલે પ્રાણીમાત્રના દર્શનથી આનદ જ થવો જોઈએ અને એને પ્રણામ કરવા જોઈએ ભક્તિમાર્ગ અથવા ભગવત્માર્ગની આ જ મુખ્ય પ્રક્રિયા છે એનો જો અભ્યાસ થઈ જાય તો આપણને બધામા ભગવાનના દર્શન થાય સુવર્ણના અનેક આકાર હોવા છતા સુવર્ણ તો સુવર્ણ જ છે સુવર્ણનો બેડોળ આકાર જોઈને બાળક એને ફેકી દેશે, પરતુ જે એને ઓળખે છે તે તો કહેશે વાકુ વાકુ તોયે સોનુ છે એ જ રીતે ઈશ્વરતત્ત્વના દર્શન કરવાનો અભ્યાસ થઈ જાય તો પછી બધામા ઈશ્વરના વિવિધ સ્વરૂપો દેખાશે

આવી જ રીતે જ્ઞાનમાર્ગમા આ બધી દુનિયા મિથ્યા છે એવુ માનવાનો અભ્યાસ કરવો પડે છે આમ જ્ઞાનમાર્ગ નેતિ-અભાવાત્મક છે અને ભક્તિમાર્ગ ભાવાત્મક છે અભાવ પર-શૂન્ય પર સવાર થવુ અઘરુ છે પરતુ ભાવ પર-પૂર્ણ પર સવાર થવુ કઈક સહેલુ છે આ બધુ પૂર્ણ છે પૂર્ણમદ પૂર્ણમિદમ્ એ માનવુ કઈક સહેલુ છે પરતુ આ બધુ શૂન્ય છે શૂન્યમદ, શૂન્યમિદમ્ માનવુ અઘરુ છે આમા વાત એ છે કે પૂર્ણને દર્શાવવા માટે શૂન્યનો જ ઉપયોગ કરવામા આવે છે પૂર્ણ અને શૂન્યનુ એક જ ચિહ્ન છે એનો અર્થ એ કે બને માર્ગ એક જ ઠેકાણે પહોચે છે પરતુ એકની પદ્ધતિ અભાવાત્મક છે, બીજાની ભાવાત્મક કે ઇકને આ ફાવે છે તો કોઈને પેલો પરતુ સામાન્ય રીતે એમ કહી શકાય કે ભક્તિમાર્ગ સહેલો છે, જ્ઞાનમાર્ગ એટલો સહેલો નથી આમ કર્મમાર્ગ કહે છે કે જે બધુ થઈ રહ્યુ છે તે પરિસ્થિતિજનિત છે એટલે કે કર્મમાર્ગ સર્વ વસ્તુને દુનિયાની પરિસ્થિતિ

પર છોડે છે, જ્ઞાનમાર્ગ આત્મા પર છોડે છે. શરીરથી આત્મા ભિન્ન છે અને આ આખું શરીર મિથ્યા છે, એ બહારનું સ્વરૂપ છે, મરવાવાળું છે આમ જ્ઞાનમાર્ગ આત્મપરાયણ હોય છે. ભક્તિમાર્ગ પ્રભુપરાયણ હોય છે એ બધું પ્રભુપરાયણ હોય છે એ બધું ભગવાન પર છોડે છે. આમ જ્ઞાનમાર્ગી આત્મપરાયણ, કર્મમાર્ગી પ્રકૃતિપરાયણ અને ભક્તિમાર્ગી પ્રભુપરાયણ હોય છે કેટલાક કહે છે, કે અમે ઈશ્વરને નથી માનતા તો હું કહું છું કે ભલે, ન માનો. પણ ભગવાન તો તમને માને છે દીકરો માની કાળજી ન કરે, પણ મા એની દેખભાળ રાખે તો એમાં કંઈ ખાટુંમોળું નથી થઈ જવાનું તેમ ઈશ્વર તમારી કાળજી કરે તો કંઈ ખરાબ નથી થવાનું; તેથી કરીને કર્મમાર્ગથી અને જ્ઞાનમાર્ગથી બચી શકાય છે, પરંતુ ભગવાનને છોડીને બચવું અઘરું છે એવું મને લાગે છે.

*

તમે જો ગરીબ હો,

પણ તમારામાં ગરીબીની લાચારી ને દીનતા ન હોય, સ્વમાન ને ખુમારીથી તમારું મસ્તક તમે ઉન્નત રાખી શકતા હો, અભાવના રોદણાં છોડીને ભવિષ્યવાણી અને જ્યોતિષ પરની આસ્થા નસીબવાળાઓને સોંપી દઈને, તમે તમારા પુરુષાર્થ અને અણનમ પ્રયત્નોની પૂંજી લઈને ટટ્ટાર ચાલી શકતા હો–આવું જો તમે કરી શકતા હો, તો તમે ગરીબ છો એ વસ્તુની શી વિસાત છે?

સમાજમાં તમને જો સ્થાન ન મળ્યું હોય,

પણ તમારા કાર્યની સચ્ચાઈમાં તમને અટલ વિશ્વાસ હોય, તમારી દિશાઓ શંકાથી ધૂંધળી ન બની હોય અને તમારાં કર્તવ્યો સુરેખ અને ભાવનાઓ માનવીય કરુણાથી ભીંજાયેલાં હોય, તમે જેને તમારો ધર્મ માનો એ તમારો સ્વાર્થ ન હોય, પ્રમાણિકતાથી તમે તમારો જીવનવ્યવહાર ચલાવતા હો, આવું જો તમે કરતા હો તો સમાજમાં માન પ્રતિષ્ઠા તમને ન મળે, એ વસ્તુની તમને શી પરવા છે?

તમે જો વૃદ્ધત્વના વનમાં પ્રવેશ કર્યો હોય,

પણ ઊર્મિ અને આકાંક્ષાઓથી તમારી જીવનયાત્રા હજુ જો ચેતનવંતી હોય, તમારા અનુભવોથી તમારી અંતરસૃષ્ટિ વધુ સૌમ્ય બનતી જતી હોય, તમે જે મેળવ્યું તે બીજાને વહેંચવાની તમારી ઈચ્છા બળવત્તર બની હોય, નવા વિચારો, નવા આદર્શો, નવા દર્શન માટે જો તમારાં નેત્રો તમારું હૃદય જાગૃત હોય, થાક ને હતાશાથી શક્તિને ગૂંગળાવ્યા વિના હજુ જો તમે તમારા નિત નવીન આશા અને ઉત્સાહથી તેજોમય બનાવી શકતા હો–આવું જો તમે કરી શકતા હો તો તમે શરીરથી યુવાન ન હો એ વાતનું શું મહત્ત્વ છે?

તમારાં સ્વજનો જો તમને છોડી ગયાં હોય,

પણ અંધકારની અંદર તમારી પોતાની આત્મશક્તિનો દીવો લઈને એકાકી ચાલ્યા જવાની તમારામાં હિંમત હોય, જીવનભર કમાણી કરીને જે મેળવ્યું એને એક પળમાં ઠોકરે ઉડાડી ફરી નવી સમૃદ્ધિ મેળવવા જેટલી ખુમારી ને સર્જકતા તમારામાં હોય, તમારાં દુઃખ પર તમે હસી શકતા હો ને મુશ્કેલીઓને પગતળે કચડી શકતા હો, ઝંઝાવાતભરી અંધારી રાતે, કાંટાથી છવાયેલા રસ્તે, ઘોર જંગલમાંથી એકલા તમારી મંઝિલ પર પહોંચવાની તમારી તમન્ના અતૂટ રાખી શકતા હો, દુનિયાના લાખો અસત્ય સામે તમારા એક સત્યને કેવળ એના પોતાના જ બળ પર ઊભું રાખી શકતા હો તો–તમે આવું જો કરી શકતા હો તો તમારાં સ્વજનો તમને ભલે છોડી જાય, ઈશ્વર તમારી સાથે છે, એની ખાતરી રાખજો.

ગુજરાતી સાહિત્ય પરિષદ
૨૫મા અધિવેશનનો અહેવાલ
મંત્રી, ૨૫મું અધિવેશન,
ગુ. સા. પરિષદ, જૂનાગઢ
પાના ૩૧૨ કિંમત રૂા. ૧૦

૨૫મા અધિવેશનનો અહેવાલ સવેળા પ્રાપ્ત થઈ ગયો છે. રિપોર્ટની છપાઈ તેમજ ફોટાઓ સાથેની રજૂઆત અહેવાલને આકર્ષક તત્ત્વ પૂરું પાડે છે. વિભાગીય પ્રમુખોમાં ડૉ. સુરેશ જોષી 'વિવેચનનો અંત,' શ્રી કે. કા. શાસ્ત્રી 'શોધયાત્રા' અને શ્રી દર્શક 'ગાંધીદર્શન'માં તેમને સોંપવામાં આવેલ વિભાગને દાદ આપતા રહ્યા છે. એકવીસ નિબંધો આ અહેવાલમાં સ્થાન પામી શક્યા છે. તેમાં સાહિત્ય વિભાગમાં ત્રણ, સંશોધન વિભાગમાં તેર અને ગાંધીદર્શન વિભાગમાં પાંચ નિબંધોમાંથી સમૃદ્ધ વિભાગ સંશોધનને લગતો બન્યો છે અને તેમાં શ્રી ભોગીલાલ સાંડેસરા, ડૉ. મંજુલાલ મજમુદાર, હરિવલ્લભ ભાયાણી, અધ્યા. હરિપ્રસાદ શાસ્ત્રી, પ્રો. મંગેશરાવ પાઠકજી, ડૉ. કાંતિલાલ સોમપુરા જેવા તજ્જ્ઞોનો સમાવેશ થઈ જાય છે. સાહિત્ય વિભાગમાં શ્રી ઉપેન્દ્ર પંડ્યાનો 'કાકાસાહેબની કલામીમાંસા' ધ્યાન ખેંચતો નિબંધ બન્યો છે. તેવી જ રીતે ગાંધીદર્શન વિભાગમાં ડૉ. ઈશ્વરલાલ દવેનો 'ગાંધીજીની શિક્ષણ વિષયક વિચારણા' ધ્યાન ખેંચી રહે છે. ગુજરાતી સાહિત્ય પરિષદનું રજતજયંતી અધિવેશન જૂનાગઢ ખાતે ઉજવાયું. તેમાં લોકસાહિત્યનો પણ સારો દેખાવ રહ્યો હતો અને શિષ્ટ સાહિત્ય તેમજ લોકસાહિત્યનું નિકટવર્તી સ્થાન આ પરિષદે સફળતાપૂર્વક બતાવી આપ્યું હતું. પરિષદમાં જે ત્રણ ઠરાવો રજૂ થયા તેમાં 'પરમ દ્વારા ગ્રંથ પ્રકાશન કાર્યોની રજૂઆત' લોકસાહિત્યની સંસ્થાઓ સરકારી મદદ અને પાઠ્યપુસ્તકોના નિર્માણ વિશે પુનઃ વિચારણા કરવાને લગતા હતા. અધિવેશનનો અહેવાલ પ્રાપ્ત થતાં એ વર્ષનો ગાળો જરા લાંબો થઈ પડે છે તે ટૂંકાવી શકાય.

## આપણો સાહિત્ય વારસો

અહીં એક સાહિત્યિક નોંધ લેવી અનિવાર્ય બની છે. શ્રી મહેન્દ્ર મેઘાણીએ 'લોકમિલાપ' દ્વારા, ઉદાર દીલે જે યોજના રજૂ કરી છે તે કેટલી સમયસરની અને જરૂરી છે તે વિશે બે મત નથી. કેટલુંક તારણ અહીં મૂક્યું છે: 'વાચનનો આનંદ જેણે માણ્યો છે તે દરેક પુસ્તકપ્રેમી પોતાના જીવનમાં અવિસ્મરણીય બનેલી એવી કેટલીક સાહિત્ય કૃતિઓના નામ યાદ કરી શકશે કે જે ફરી ફરીને વાંચવાની ને બીજાઓને વંચાવવાની હોંશ થાય અને જે આપણે સહુ આપણાં સંતાનોને વારસામાં આપી જતાં ઊંડું સુખ પામીએ—ધન્યતા અનુભવીએ. આવા આપણા સાહિત્ય વારસાને લાખો ગુજરાતી કુટુંબો સુધી પહોંચાડવો તે, એ પુસ્તકોનું લાખ લાખ રૂપિયાનાં પુરસ્કાર આપવા કરતાં પણ અદકેરું સન્માન છે, એવી ભાવનાથી પ્રેરાઈને લોકમિલાપ ટ્રસ્ટે યોજના ઉપાડી છે. તેનો આરંભ ૧૯૭૨ના "આંતરરાષ્ટ્રીય પુસ્તક વર્ષ" દરમ્યાન થયો છે.

(૧) આપણા સાહિત્ય વારસાના આશરે પાંચ પુસ્તકોનો પહેલો સેટ ૧૯૭૩ના પ્રજાસત્તાકદિને ૨૬મી જાન્યુઆરીએ થશે. આ પાંચ પુસ્તકોનો પહેલો સેટ નીચે મુજબ હશે:

૧ 'જીવનનું પરોઢ' લે. પ્રભુદાસ ગાંધી — પાના ૧૫૦ (સંક્ષેપ)
૨. 'ન્હાનાલાલનાં કાવ્યો' — ૧૦૦
૩ ધૂમકેતુની વાર્તાઓ — ૧૫૦
૪ ગિજુભાઈના લેખો — ૧૦૦
૫ માનવીની ભવાઈ ને પન્નાલાલ પટેલ — ૨૫૦ (સંક્ષેપ)

(૨) ઓછામાં ઓછા એક લાખ સેટના આગોતરા ઘરાક ૧૫-૮-૭૨ સુધીમાં નોંધવાનો સંકલ્પ ટ્રસ્ટે કર્યો છે.

(૩) કુલ ૭૫૦ પાનાંના પાંચ પુસ્તકોના સેટની કિંમત આજના બજાર ભાવે રૂા. ૨૦ જેટલી થાય : ઓછામાંઓછી ૧૦ સેટની આગોતરી વરધી નોંધાવનારને આ સેટ રૂા. ૨૦ને બદલે રૂા ૬ની નજીવી કીમતે ઘરબેઠાં મળશે.

(૩) ૧૦ થી વધુ સેટ તેની ગુણક સંખ્યામાં મળી શકશે. દસથી ઓછા સેટ માટે આગોતરી વરધી નોંધવામાં નહિ આવે.

(૪) અનેક કુટુંબો આ સેટ પોતાના ઘર માટે તો વસાવશે જ પણ આવતે વર્ષે સ્વજનોને વરસગાંઠે, લગ્નમા કે બીજા પ્રસંગે ભેટ આપવા કે લાણી કરવા તે ખરીદી શકાય. બે કે ત્રણ કુટુંબ મળીને પણ દસ સેટની વરધી સહેજે નોંધાવી શકે. દસ મિત્રો મળીને પણ એક જૂથ વરધી આપી શકે. આવા ૨૫૦૦ જૂથ આપણા હજારો ગામોમા ને શહેરોમા સહેલાઇથી રચી શકાય આ જૂથના સંયોજક એક રહે જેણે નાણાં ભેગાં કરી મોકલવાની, અને પુસ્તકો મળ્યેથી વહેંચવાની સેવાવૃત્તિ સમાજના હિત માટે બતાવવી પડે એક એક સેટ અલગ મોકલવાથી ખર્ચ વધુ આવે. દસ સાથે મોકલવાથી ખર્ચમાં બચાવ થતાં, સેટ સસ્તો બની શકે છે. શિક્ષણસંસ્થાઓ મારફત મોટાં જૂથ ૧૦૦–૨૦૦ સેટની વરધી આપી શકે. ઉપરાંત વેપારી, પેઢીઓ, ઉદ્યોગો, બેન્કો, સરકારી કચેરીઓના કર્મચારીઓ પણ યોજનામાં જૂથ રચીને જોડાઇ શકે.

(૫) જૂથ રચનારને સરળતા પડે તે ખાતર ૧૦ સેટના રૂા ૬૦માંથી ત્રણ રૂપિયા કામગીરી બજાવનારને મળી રહે તે ખાતર લોકમિલાપ ટ્રસ્ટને ૫૭ રૂપિયા મોકલવાના રહેશે દર ૧૦ સેટે આ રીતે પ્રયોજકને ખર્ચ મળી રહેશે.

લોકોને સાહિત્યાભિમુખ બનાવનારી આ યોજના જેમ અપૂર્વ છે તેમ બેહદ સસ્તી છે. ૪૦૦ પાનાનાં કચરા જેવી એક નવલકથાના આજે ૧૦ થી ૧૫ રૂપિયા કીમત પ્રકાશક રાખે છે ત્યારે ઉત્તમ અને શિષ્ટ સાહિત્ય પીરસતી આ યોજનાનો લાભ દરેક વ્યક્તિ, દરેક સંસ્થા, દરેક કુટુંબ તેમજ પ્રત્યેક ગામ અને શહેરે લેવો જોઈએ.



Reg. No. G. 153.

# વૈષ્ણવજન

વર્ષ : ૧૧ ] મે . ૧૯૭૨ [ અંક : ૨

## અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ નાનું, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

લવાજમ

દેશમાં [ વાર્ષિક ] ૮ રૂપિયા
પરદેશમાં એક પાઉન્ડ

"વૈષ્ણવજન"
—રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, રેસકોર્સ રોડ, રાજકોટ.

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય



# રાષ્ટ્રિય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઇએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

# વૈષ્ણવજન

વર્ષ : ૧૧ ] મે ૧૯૭૨ [ અંક : ૨

અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. એક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [ટપાલનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨



પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન : સરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

# નવસર્જન દ્વારા મુક્તિ

હું માત્ર એટલું કહું છું કે સારી વસ્તુને ચાહવી તે પણ મોહમુક્ત થઈને. બધી જાતનો મોહ વિનાશકારી હોય છે. તાજમહાલ મને સારો લાગે છે, એટલા માટે તાજમહાલની સ્થાપત્ય કલાના અનુકરણમાં દરેક રહેઠાણના, ઘરને ઘૂમટ ચણાવવો જ જોઈએ એવું કદી હોય નહિ. હિન્દુસ્તાની સંગીત ગમે છે એટલે કંઈ તેની હમેશાં પુનરાવૃત્તિ કર્યા કરવી એવું નથી. અજંતાના ચિત્રો ખૂબ સારાં છે એ કોણ નહિ માને? પણ એટલા માટે તેને ઘૂંટયા કરીને આપણા ચિત્રક્ષેત્રમાં મુક્તિ શોધવી જોઈએ એવું જો કોઈ કહે તો તે હાસ્યપાત્ર ઠરે.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે અજંતામાંથી, તાજમહાલમાંથી, હિન્દુસ્તાની સંગીતમાથી આપણે શું લેવાનં? તો કહે, પ્રેરણા— ઈન્સ્પિરેશન સુંદર વસ્તુનું એક મોટું કામ આ પ્રેરણા આપવાનું છે. શાની? તો કહે નવીન સર્જનની. તાનસેન અને અકબરશાહ તો કયારના મરીને ભૂત થઈ ગયા છે, પણ આપણે આજે તેમના સૂરનું શ્રાદ્ધ કર્યા કરીશું? કદી નહિ. તાનસેનના સૂર શીખીશું. પણ શા માટે? તો કહે પોતાના પ્રાણમાં તમે જેને રેનેસાંસ કહો છો— નવજન્મ તેનું આવાહન કરવા માટે

હું પણ એજ વસ્તુ હમેશાં કહેતો આવ્યો છું કે નવસર્જનમાં ગમે તેટલી ત્રૂટી હોય— તો પણ મુક્તિ એ કાંટાળા માર્ગે જ મળવાની છે— બાંધેલી સડક ગુલાબની પાંખડી વડે ઢાંકેલી હોય તો પણ તે રસ્તો તો આપણને આખરે ચોરગલીમાં જ લઈ જાય છે. આપણે બધાં જ મુક્તિપંથી છીએ. અને મુક્તિ કેવળ નવસર્જનને માર્ગે જ રહેલી છે. ગતાનુગતિકતાની નિષ્કલંક સાધનાને માર્ગે નૈવ નૈવ ચ.



—ગુરુદેવ

# નારી : ઘરની લક્ષ્મી

રાજાજી

અહંકારમાં ડૂબેલો પુરુષ એ દિવસોમાં જીવનસંગિની નારીને એક દાસી સમજતો હતો. એના પગમાં એણે લોઢાની શૃંખલા બાંધી હતી ! તે આખો દિવસ કામ કરતી. માનવીનો ઓરડો ધોઈ, લૂછીને સાફ કરી દેતી. આંગણાના તુલસીક્યારામાં દીવો પ્રગટાવતી અને પ્રાર્થના કરતી, 'પ્રભુ, અમારા ઘર પર અમંગળની છાયા પણ ન પડવા દેશો.' પુરુષની ક્ષુધાતૃપ્તિ માટે જાતજાતની વાનગીઓ બનાવતી, તરસ છિપાવવા માટે પાણી લાવતી, પૂજા માટે પુષ્પો વીણી લાવતી. આ બધું જોઈને પુરુષનો અહંકાર પોષાતો : 'આટલી બધી મહેનત આ એટલા માટે કરે છે કે મારા વિના એનું જીવન વ્યર્થ છે. મને ખુશ રાખવામાં એનો પોતાનો સ્વાર્થ છે.'

પુરુષના આ અહંકારને જોઈને વિધાતાને હસવું આવ્યું. એક દિવસ એમણે એની સંગિનીને એનાથી દૂર કરી દીધી. તે દિવસે પુરુષ ઘેર આવ્યો ત્યારે એને માટે ભોજન ન હતું, પાણી નહોતું અને ફૂલ પણ નહોતાં. ઘર પણ સ્વચ્છ નહોતું. તે ગુસ્સે થઈ ગયો : 'ક્યાં છે એ ? એને આ ધૃષ્ટતાની સજા મળવી જોઈએ.' વિધાતાએ પ્રગટ થઈ અજાણ બનીને પૂછ્યું, કેમ ! શું થયું ? કેમ ગુસ્સે થયા છો ? તમારે શું દુઃખ છે ?

પુરુષ ગુસ્સે થઈને બોલ્યો : શું થયું ? દુઃખ ? મને કહો : મારી એ ક્યાં છે ? આજે મારે ખાવા માટે ભોજન નથી; પીવાનું પાણી નથી, પૂજા માટે ફૂલ મળ્યાં નથી !'

વિધાતા હસ્યા : 'બસ, એટલી જ વાત છે ? એમાં અકળાઓ છો શું ? હું તમારે માટે બધી વ્યવસ્થા કરાવી દઈશ. તમને બધું પહેલાંની જેમ જ મળશે. ભોજન, પાણી અને ફૂલ પણ.'

બીજા દિવસથી માનવીને બધી વસ્તુઓ મળવા લાગી. પરંતુ નારી ન આવી. બધું એ જ પ્રમાણે–ભોજન સામગ્રી, પીવાનું પાણી, પૂજાનાં પુષ્પો ! પરંતુ નાસ્તો અને પૂજાના વિચ્છેદને જે પૂરો કરતી હતી, પૂજા અને ભોજનના શૂન્યને જે ભરતી હતી તેની ક્યાંય હાજરી નહોતી. હવે ભોજન ફક્ત ભોજન હતુ, પાણી માત્ર પાણી હતું, પુષ્પો કેવળ પુષ્પો હતાં. થાકેલો, હારેલો માનવી એક દિવસ પાછો ફર્યો ત્યારે એની જમવાની થાળી સજાવેલી હતી, પીવાનું પાણી પણ હતું, પૂજા માટે ફૂલ પણ પડ્યાં હતાં. તે જોઈને એના મનમાં ગુસ્સો વ્યાપી ગયો. લાત મારીને એણે બધું વિખેરી નાખ્યું. તે બરાડી ઊઠ્યો : 'બસ બહુ થયું, બંધ કરો આ ક્રૂર વ્યંગ !'

વિધાતાએ નારીને પાછી મોકલી. પુરુષ પુલકિત થઈ ઊઠ્યો. એણે નારીના પગમાંથી શૃંખલા કાઢીને ફેંકી દીધી. હાથમાં સોનાના કંકણ પહેરાવ્યાં. ગળામાં મોતીનો હાર પહેરાવ્યો. માથામાં કુમકુમ પૂર્યું ! ત્યાર પછી પશ્ચાત્તાપનાં આંસુ સારતો બોલ્યો : 'મને માફ કર ! તું મારી દાસી નહીં, મારા જીવનની પૂર્ણતા, મારી અગાધ અસંપૂર્ણતાની પૂર્તિ છો ! મારા આત્માના સમસ્ત શૂન્યને છંદમય બનાવનારી કવિતા, મારા ઘરની લક્ષ્મી છો !'

તે દિવસે જે ફૂલ વડે પૂજા થઈ એની સુગંધથી પારિજાતવન શરમાઈ ગયું.

# પરિભ્રમણ

'આશુતોષ'

## સ્વ. કવિ 'સરોદ'

અમદાવાદ ખાતે કવિતાના મુશાયરામાં જ આ જગતને 'અલવિદા' પાઠવનાર સંતકવિ અને વિરલ સજ્જન સ્વ. મનુભાઈ ત્રિવેદી ( 'સરોદ' ) ભવાટવીમાં ભૂલા પડેલ કોઈ ઓલિયા હતા. તેમનું વ્યક્તિત્વ કાચ જેવું પારદર્શક, નિખાલસ અને નિરાડંબરી હતું, વ્યવસાયે તેઓ ન્યાયાધીશ હતા પણ તેમના સંસર્ગમાં આવનાર સૌ કોઈને ઈશ્વરની આ સૃષ્ટિમાં આચાર, વ્યવહાર, વાણી, વર્તન ઈત્યાદિમાં ન્યાયનો આગ્રહ રાખનાર એક ફિદાઈત આદમીનું દર્શન તેમનામાં થતું હતું. બાળક જેવો સરલ સ્વભાવ અને ગમે તે સ્તરના માનવી સાથે આત્મીયતાથી ભળી જવાની તેમની સાહજિકતાએ તેમને જ્યાં જ્યાં તેઓ રહ્યા ત્યાં ત્યાં ખૂબ જ લોકપ્રિય બનાવ્યા હતા. આપણે ત્યાં કવિજનોમાં જે થોડા ભક્તિના રંગે રંગાએલા 'વિયોગી હરિ'ઓ છે–શ્રી મકરંદ, શ્રી માણેક, શ્રી સુંદરમ્– તેવા આધ્યાત્મિક ખોજના એક સંશોધનકાર સ્વ. સરોદ હતા. 'રામરસ' અને 'સુરતા' એ તેમના પ્રસિદ્ધ ભજન સંગ્રહો છે. પ્રગાઢ ઊર્મિભાવથી નીતરતી એમની વાણી હૃદયમાંથી સીધેસીધી આવતી હોય છે અને ભોક્તાને પણ એવા જ ભાવથી ભીંજવી દે છે. ક્લિષ્ટ કવિતાના આ યુગમાં શ્રી સરોદની કવિતા એક જુદો ચોકો જમાવે છે. 'સુરતા' ભજન સંગ્રહમાંથી બે નમૂનાઓ આ માસિકમાં અન્યત્ર આપેલા છે. "ઝીણું ઝીણું ઝાંઝ ને" તથા "અમથા અમથા" કોઈપણ ભોક્તા આ બન્ને ભજન કાવ્યો વાંચીને અનુભવી શકશે કે શ્રી સરોદ કેવળ ભજનિક નથી–શબ્દ શક્તિના બ્રહ્મા પણ છે અને શબ્દોને રમાડી જાણનાર જાદુગર પણ છે. તેમનું અવસાન અમદાવાદ ખાતે થયું – જ્યાં તેઓ તાજેતરના જ બદલી ઉપર ગએલા. શ્રી અમૃત ઘાયલ પ્રેમથી તેમને મુશાયરામાં લઈ ગયા. સૌ પાલનપુરી મુશાયરાનું સંચાલન કરી રહ્યા હતા. તેમની નજર પ્રેક્ષકોમાં બેઠેલા શ્રી મનુભાઈ ઉપર પડી અને તેમને ગઝલ બોલવા ઊભા કર્યા. ગઝલ બોલ્યા બાદ તેઓ ખુરશી પર ઢળી પડ્યા. હૃદયરોગનો હુમલો થયો હતો. તેમને તાત્કાલિક વાડીલાલ સારાભાઈમાં ખસેડવામાં આવ્યા પણ એ હોસ્પિટલનું નામ મૃત્યુ સાથે જ વધુ સંકળાએલું રહે છે. અમદાવાદના અખબારોએ શ્રી સરોદની મૃત્યુ નોંધ લેવામાં જે કૃપણતા બતાવી તે અત્યંત શોચનીય છે.

## સાહિત્ય-શિખરોની તીર્થયાત્રા

લોકમિલાપ દ્વારા યોજિત "આપણો સાહિત્ય વારસો"ની લાખો ગુજરાતી કુટુંબો સુધી સાવ નજીવી કીમતે પહોંચાડવાની યોજનાને ગુજરાતભરના વિદ્વાનો, સાક્ષરો, તંત્રીઓ અને કેળવણીકારોએ બીરદાવી છે. આટલા સુંદર પુસ્તકો આટલી ઓછી કીમતે મળી શકે એટલું જ નહિ, પણ લાખો પુસ્તકપ્રેમીઓનો જાણે કે એક મહાસંઘ રચાય અને તે ઉન્નત સાહિત્ય શિખરોની તીર્થયાત્રાએ નીકળી પડે એવું એક ભવ્ય સ્વપ્ન આ યોજનામાં સમાયેલું છે. લેખકને તેની કૃતિ માટે લાખ રૂપિયાનો પુરસ્કાર મળે તેના કરતાં આવી યોજના મારફત તે લાખ કુટુંબોમાં પહોંચે અને આ પ્રકાશન યોજના વરસો વરસ વિસ્તરતી જાય અને આપણી પ્રજામાં ઉત્તમ સાહિત્યની રેલમછેલ કરનારી એક સંસ્કારપ્રવૃત્તિ બની રહે તેવા આ શુભ કાર્યને પૂ. રવિશંકર મહારાજ, પંડિત સુખલાલજી, કાકા કાલેલકર, ઝવેરચંદ મેઘાણી... 

## ટપાલ પેટીઓ

મુંબઈમાં 'હુતાત્મા ચોક' (ફ્લોરા ફાઉન્ટન)–

પાસે પોસ્ટમાસ્તર જનરલે એક નવા પ્રકારની લેટર-બોક્સ ખોડી છે—જે ગોળ થાંભલા જેવી, અડધી જમીનમાં ને અડધી બહાર નથી પણ સળિયાઓના પાયા ઉપર લંબચોરસ ડબાના રૂપમાં ટેકવેલી છે આપણી આંખો જે રીતે ટપાલપેટીને જોવા ટેવાએલી છે તેને માટે આ ફેરફાર અચંબો જગાડે તે સ્વાભાવિક છે. ટપાલખાતાએ ઘણા સંશોધન પછી આ નવી ડીઝાઈન અખતરા તરીકે મૂકી છે અને મુંબઈમાંથી બીજા શહેરોમા તેનો ઉપયોગ થતાં વર્ષો વીતી જશે આ લંબચોરસ ટપાલપેટીમા વધુ પત્રો–કાગળો સમાઈ શકશે, તેમાથી કાગળો બહાર કાઢવા સરળ પડશે, ટપાલપેટી પણ સરતી પડશે તેના ઉપર ટપાલખાતાનો મોનોગ્રામ અંકિત હશે અને આખા દિવસમા કેટલીવાર ટપાલ નીકળશે તે બધા સમય દર્શાવવામાં આવશે ઉપરાંત હવે પછી ટપાલ કયારે નીકળશે તે માટે જુદી તકતી ગોઠવવામા આવશે અમેરિકાએ અવકાશ સંશોધન કાર્યક્રમમાં એપોલો શ્રેણીના તાજેતરના છેલ્લા અખતરા સુધીમાં જે પ્રગતિ સાધી અને ચંદ્રનું રહસ્ય પામવા પુરુષાર્થ કર્યો તેટલા સમયમાં ભારતીય તાર અને ટપાલ ખાતાએ લંબગોળમાંથી લંબચોરસ ટપાલપેટીની શોધ કરીને અને મુબઈમાં એક ઠેકાણે અજમાયશ પર મૂકીને, અમેરિકાને ઝાંખો પાડે તેવો સાહસિક પ્રયોગ કર્યો છે

### સાહિત્ય અને મકાન

મદ્રાસ ખાતે ગુજરાતી સાહિત્યનુ અધિવેશન મળી ગયું. ધારવામાં આવતુ હતુ તેમ સાહિત્ય પરિષદ માટે સ્વતંત્ર મકાન હોવું જરૂરી છે અને તેને માટે ભંડોળ રચવા નિર્ણય લેવામા આવ્યો. દસ લાખ રૂપિયાની ટેલ નાખી છે અમદાવાદમા સાધના વિચારમંચના આશ્રયે, અધિવેશન મળવા અગાઉ વિચારવિનિમય થએનો તેમા પણ પીતામ્બર ભાઈએ મકાન માટે ઘુણિયો પીટયો હતો અને અત્યાર સુધીમાં કામ થઈ શકયુ નથી તેનો અફસોસ વ્યક્ત કર્યો હતો અમદાવાદ શહેરમાં એવા ધનવાનો છે જે ધારે તો જોતજોતામાં ૧૦ લાખ રૂપિયાનું ફંડ ઊભુ કરી શકે પરંતુ સાહિત્ય પદાર્થ સાથે આ તાસેરતવર્ગને હજુ પ્રીત બંધાણી નથી અને જે છે તે ઉપલકિયા જેવી છે સાહિત્ય પરિષદ એવી ધારણા અવશ્ય રાખે કે આ ફંડમા શેઠિયાઓ કરતાં અદના આદમીનો ફાળો વધુ હોય ગુજરાતભરના સાહિત્ય પ્રેમીઓ નક્કી કરે કે સૌ કોઇ યથાશકિત–યથા ભકિત એક રૂપિયાથી માંડી દસ રૂપિયા સુધી આ મકાન ફાળામા અર્પણ કરશે તો દસ હજારથી વધુ દાતાઓની જરૂર રહેશે નહી વધુ મોટો ફાળો આપનાર પણ અવશ્ય મળી આવવાના આ યોજનાને જો ખરેખર આમ જનતાની યોજના બનાવવી હોય તો તેના ખાસ નિષ્ણાંત અને મૌલિક યોજના ઓના ઘડવૈયા શ્રી મહેન્દ્ર મેઘાણી જેવા અનુભવી અને આગવી દૃષ્ટિ ધરાવતા લોકસેવકની સેવાની માગણી કરતા સાહિત્ય પરિષદે અચકાવુ જોઈએ નહી ગાંધી શતાબ્દી વર્ષ દરમ્યાન એક ભારતીય સાહિત્યને જગતમા મુખ્ય દેશોમા શ્રી મેઘાણીએ પહોચતુ કર્યું હતુ. તદુપરાંત સ્વ. ઝવેરચંદ મેઘાણી તથા હાલમાં "સાહિત્ય વારસો" નામે ગુજરાતમા ઘરે ઘરે સાહિત્ય પડતર કીમતે પહોચતું કરવા તેમણે કમર કસી છે એટલે જે મૂંઝવણ પરિષદ અનુભવે છે તેના ચિકિત્સક તો છે જ— તેમની પાસે જવુ જોઇએ

### ચંબલના ડાકુઓ

ચંબલના ૨૦૦ ડાકુઓએ તેમના હથિયાર જયપ્રકાશને ચરણે ધરી દીધાં અને આત્મસમર્પણ કર્યું એ બનાવ વિસ્મયકારક લાગે છે. બધા જ ડાકુઓમા ચબલના વધુ ભયંકર ગણાય છે અને ખાસ કરીને તો ખૂંખાર ઊંડી કોતરો તેમને જે રક્ષણ આપી રહેતી હોય છે તેને લીધે તેમની બહાર ખોર વૃત્તિને ઉત્તેજન મળતુ હોય છે આજે વરસોથી તેઓ સરકારને હંફાવતા રહ્યા અને કંઈક ઈનામો તેમના માથા માટે બહાર પડી ચૂકયાં પણ તેમા કારી ફાવી નહી. જયપ્રકાશજીની દરમ્યાનગીરી કેમ સફળ થઈ તે પણ માનસશાસ્ત્રીઓ માટે અભ્યાસનો વિષય બની રહેશે આ સર્વોદય નેતાએ કઇ રીતે તેમને આકર્ષ્યા? ડાકુઓના હૃદય પરિવર્તન માટે કયા પરિબળે ભાગ ભજવ્યો? આ બધી કહાણી હવે ધીમેધીમે બહાર આવતી જશે તેમ આ બાબતમા વધુ પ્રકાશ ફેંકાતો જશે આત્મકથા લખવાની પણ

[ અનુ૦ પૃષ્ઠ ૭૬

# માણસાઈની કિંમત

બાબુલાલ કે. જોશી

બર્માથી આસામ આવતી સડક શરણાર્થીઓના ટોળે ટોળાથી ઊભરાઈ ઊઠી હતી. ટોળામાં બધી જાતના માણસોના હતા–અબાલ–વૃદ્ધ, સ્ત્રી–પુરુષ. એ જ વખતે પૂરઝડપે દોડી આવતી એક કિંમતી મોટરકાર ટોળાઓથી સહેજ આગળ જઈને ઓચિંતી જ ધીમી પડીને એક આંચકો ખાઈને ઊભી રહી ગઈ. મોટરકાર સાહેબી ઠાઠમાઠથી બેઠેલા એક ભારતીય સજ્જન ચલાવી રહ્યા હતા. તેમની બાજુમા એક તેર–ચૌદ વર્ષનો કિશોર અને પાછલી સીટ પર એક પ્રૌઢ સ્ત્રી બેઠી હતી. કાર ઊભી રહેતા જ અંદરથી સાહેબ નીચે ઊતરી પડ્યા, તેમનો ચહેરો ધોળો પૂણી જેવો થઈ ગયો હતો. મોટરમાં પેટ્રોલ ખલાસ થઈ ગયું હતું. હવે શું કરવુ એવી વિમાસણમાં તેઓ પડી ગયા.

કાર ઊભી રહેતા જ પગપાળા ચાલતાં શરણાર્થીઓ તેને ઘેરી વળ્યાં. ટોળામાંથી એક વૃદ્ધ બોલ્યો 'હુ બહુ જ થાકી ગયો છુ, બાપલા. મને બેસાડવાની મહેરબાની કરશો ?'

ત્યાં એક સ્ત્રી કરગરી પડી 'મને બેસાડો, મારા પગે ફોલ્લા પડી ગયા છે' આમ સૌ પોત પોતાનું દુઃખ વ્યક્ત કરવા લાગ્યા. ને મોટરમા બેસાડવા વિનંતિઓ કરવા માંડ્યા. હવે વાત જણાતા એ સાહેબ ઊકળી ઊઠ્યા કંટાળાભર્યા સ્વરે બોલ્યા 'અરે, ગાડીમા પેટ્રોલ જ ખૂટી પડ્યુ છે હવે અમારે પણ તમારી સાથે જ પગપાળા ચાલવુ પડશે

'બહુ સારું !' બધા હતાશ બનીને બોલ્યા ને આગળ ચાલવા માંડ્યા ચાલતાં ચાલતા એક જણે અભિપ્રાય ઉચ્ચાર્યો 'મોટરના પ્રાણ નીકળી ગયા.' બીજાએ રીસ વ્યક્ત કરી. 'સારી હવાં આવીને અટકી, રસ્તમાં જ રખડાવી દીધાં.' ત્રીજાએ વ્યવહારુ વાત કરી 'આ તે વાહન કહેવાય ? આના કરતાં તો ઘોડાગાડી સારી, મરતાં મરતાં ય થોડો ઠેકાણે તો પહોંચાડે.'

સાહેબ મોટરમાંથી નીચે ઊતર્યા, તેમના ચહેરા ઉપર ભયનાં સાપોલિયાં સળવળાટ કરતાં હતા. લાચારીભર્યા અવાજે પત્ની-પુત્રને પણ નીચે ઊતરવાનું કહ્યું. બંનેના ચહેરા ઉપર ગભરાટ વરતાતો હતો.

સાહેબના ખભે થર્મોસફ્લાસ્ક લટકતું હતું. તેમણે પત્નીને કહ્યું 'બાકી બધું છો પડ્યું. ભાતાનો ડબ્બો લઈ લે.'

મોટરની પાછળની ડેકીમાં બે ચામડાની બેગો હતી, અંદર પણ થોડો સામાન રાખેલો હતો. એ સામાન ઉપર નજર નાખતાં સાહેબના મોં માંથી એક દીર્ઘ નિઃશ્વાસ નીકળી ગયો

'અરે સાહેબ, આ લાશને કફન તો ઓઢાડતા જાવ, કોણ જાણે બાપડીએ કેટકેટલી આપની સેવા કરી હશે' આ કટાક્ષ સંવાદથી બધાં ખડખડાટ હસી પડ્યાં ઘડીભર તો સૌના દીવેલપીધા જેવા ડાચાં ઉપર સ્મિતની વીજળી ચમકી ગઈ. સાહેબને આ ન ગમ્યું, તેમણે રોષભર્યા અવાજે તાડૂકીને કહ્યું. 'જંગલીઓ, અમે મુસીબતમા ફસાયા છીએ ને તમને મશ્કરી કરવાનું સૂઝે છે !'

'તો સાહેબ, અમેય કયાં સુખના સાગરમા તરીએ છીએ ? મુસીબતો તો સૌ ને આવે, હસતે મોઢે સહન કરી લેવી જોઈએ' એક જણે હિતશિક્ષાણી શિખામણ આપી.

બીજા એક શાણા પ્રવાસીએ સાહેબને ટકોર પાડ્યા 'આ તો સાહેબ, બધાં દુખિયાં છીએ, તમને બહુ અફસોસ ન થાય માટે હસાવીએ છીએ, મનમાં ન લાવશો'

સાહેબ હસી પડ્યા ને બોલ્યા. 'મને મારી કે આ મોટરની ઝાઝી ફિકર નથી થતી, પણ આ બંનેની વધુ ચિંતા થાય છે.'

'શુ થાય, પણ પાન નિભાવી લીધે જ છૂટકો છે. સાહેબ, માથે પડેલી આફત તો ભોગવવી જ પડશે, ચાલો ત્યારે, ચાલી નાખીએ'

સાહેબે એક વિષાદભરી નજર મોટર અને સામાન ઉપર નાખી અને સૌની સાથે ટાંટિયાતોડની મુસાફરીમાં આ નાનકડુ ફૂલ જેવુ રૂમઝુ કુટુબ ભળી ગયું

ચાલતાં ચાલતા સાહેબ બોલ્યા "આ દુનિયામા કશુ જ નથી, કાલે શુ હતુ ને આજે શુ થઇ ગયુ' સાજાનરવા હિદુસ્તાન પહોચી જઈએ એટલે ગગા નાહ્યા !'

'ચાલ્યે રાખો સાહેબ, જીવતા હઇશુ તો પહોંચી જઇશુ, નહીતર એક દાડો મરવાનું જ છે ને !'

'અરે ભાઇ, મોતના ડરથી તો બર્મા છોડયું ઘરબાર, માલમિલકત બધુ છોડ્યુ તોય મોતથી છુટકારો ન મળ્યો આના કરતાં ત્યા જ પડી રહ્યા હોત તો સારૂ હતુ પણ જીવ ન માન્યો, ને લાગ્યુ કે ભાગી જવાથી બચી જઇશુ'.

'પણ સાહેબ, ચાલતાં ચાલતાં પેટ્રોલ તો વધારે લઇ લેવું તુ''

'શુ વાત કરુ ભાઈશ્રી, પેટ્રોલના બે ટીન તૈયાર કર્યા હતા પરતુ ઉતાવળમા ભુલાઇ ગયા દૂર આવ્યા ત્યારે યાદ આવ્યુ પણ નસીબ પાસે કોનું ચાલે ?'

'એ જ વાત છે ને નસીબ વાંકા હોય ત્યારે કશુ સૂઝતું નથી જુઓ, કશુ નહી ને પેટ્રોલ જ ભૂલી ગયા, વાહ રે નસીબ !'

'તમે બર્મામા શું' કરતા હતા ?' સાહેબે એ માણસને પૂછ્યુ

'નોકરી' એણે ટૂકો ઉત્તર આપ્યો

સાહેબ હવે તે માણસને નીરખીને જોવા લાગ્યા દેખાવમા ગરીબ લાગતો ત્રીસ-પાત્રીસ વર્ષની વયનો એ યુવાન શરીરે હૃષ્ટપુષ્ટ અને બળવાન લાગતો હતો સાહેબે પૂછ્યુ 'છોકરા છૈયાં ક્યાં છે ?'

'એ બધાં હિન્દુસ્તાનમાં જ છે, બે મહિના પહેલાં પત્ર આવેલો કે મારે ત્યાં દીકરાનો જન્મ થયો છે'

થોડીવાર ચૂપ રહીને પછી સાહેબે કહ્યુ 'સારૂ, તમે અમારી સાથે જ ચાલો જો આપણે કુશળતાપૂર્વક દેશમાં પહોચી જઈશુ તો તમને અમારે ત્યાં જ રાખી લઈશુ'

'હા, અત્યારે તો તમારી સાથે જ છુ, દેશમાં જઈને જોયું જશે'

સાહેબને આ શાણુ રામચદ્રનો સ્વભાવ ભાવી ગયો હતો

° ° °

ચાલતા ચાલતાં સાજ પડી એટલે રામચદ્ર બોલ્યો 'હવે ક્યાંક વિસામો લઈએ, સવારે આગળ ચાલશુ'

એક ઝાડ નીચે ચાદર પાથરીને ત્રણે જણ બેઠા રામચદ્રે વાસા ઉપર એક બચકો બાધ્યો હતો તે છોડીને નીચે મૂક્યો ને તેમાથી ચાદર કાઢી ભાતાનો ડબ્બો ખોલીને ત્રણે જણે થોડુ થોડુ ખાધુ ને રામચન્દ્રને પણ આગ્રહ કર્યો પરતુ રામચદ્રે વિવેકપૂર્વક એ આગ્રહને પાછો ઠેલીને પોતાની સાથે લવેલ ભાતાની પોટલી છોડીને ખાવા લાગ્યો પછી સૌએ થર્મોસમથી થોડુ થોડુ પાણી પીધુ, થોડુ રામચદ્રને પણ પાયુ

થોડીવારમાં જ થાકીને લોથપોથ થયેલા સુખી કુટુબના એ સ્ત્રી અને બાળક કઠણ ભો ઉપર પણ ઘસઘસાટ ઊઘી ગયા રામચદ્ર અને સાહેબ વાતો કરતાં બેઠા, સવાર પડતાં વળી મુસાફરી આગળ ચાલુ કરી, તરસ લાગતી ત્યારે એક એક ઘૂટડો પાણી પી ને સતોષ માની લેતા ધીમે ધીમે થર્મોસનુ તળીયુ દેખાવા માડ્યુ સાહેબે ચિંતા વ્યક્ત કરી 'પાણી ખૂટી જશે પછી શુ કરશુ ?

'ભગવાનની ઇચ્છા હશે તો રસ્તામાં ક્યાક પાણી મળી જશે' રામચદ્રે શ્રદ્ધાભર્યા અવાજે કહ્યુ

સૂ જ માથે આવ્યો ત્યાં તો પાણી સાવ ખૂટી ગયુ. હવે સાહેબે ગભરાટ વ્યક્ત કર્યો: 'પાણી વિના તો કમોતે માર્યા જઈશું બે દિવસ ખાધા વિના ચલાવી લેવાય, પાણી વિના કેમ ચાલશે ?'

આમ વાતો કરતાં કરતા ચાલ્યા જતા હતા ત્યાં એક કૂઈ દેખાણી, તેની પાસે ચાર બર્માં ગામડિયા પહેરો ભરતા હતા. ચારેના હાથમા ચકચકતી તલવારો હતી રામચંદ્ર બોલ્યો 'પાણી તો મળી ગયુ પણ આ લોકો પહેરો ભરીને બેઠા છે.'

આ જ વખતે તેમની સાથે ચાલતા અન્ય શરણાર્થીઓ પણ ત્યાં આવી પહોચ્યા, તો એ બર્માંઓએ તેમને ધમકી આપીને આંખ બતાવી. પાણી માટે રૂપિયાની માગણી કરી જેની પાસે પૈસા હતા તેમણે પાણી પીધુ ને ભરી લીધુ સાહેબે કહ્યુ : 'ભાઇ, પાણી તો લઇ લેવુ પડશે ?'

રામચદ્રે બર્માંઓને પાણી માટે કહ્યુ તો તેણે થર્મોસ અને તેનો લોટો ભરવા માટે સો રૂપિયા માગ્યા. સાહેબે તરત જ સો રૂપિયા કાઢી આપ્યા ને થર્મોસ તથા લોટો ભરી લીધાં તદુપરાત ચારેયે ધરાઇને પાણી પણ પી લીધું.

જેમની પાસે પાણી ખરીદવા માટે નાણાં ન હતા તેઓ દયામણા બનીને તેઓની સામે તાકી રહ્યા. કોઇ બોલ્યુ 'ભાઇ, ભેગો અમારો લોટો ભરાવી દીધો હોત તો સારુ હતું'

રામચંદ્ર બોલ્યો 'જોતા નથી, તલવારો ચમકે છે તે. રૂપિયા પડાવ્યા વિના આ લોકો પાણી અડવા દે એમ નથી'

'પણ ભઈ, અમે આમ પાણીના આરે જ તરસ્યા મરી જશુ ?'

હવે રામચદ્રે જોયું– કુલ પદરથી વીસ માણસોનુ ટોળુ હતુ. એમાથી ઘણા પાસે લાકડીઓ પણ હતી રામચદ્ર પાસે પણ લાકી હતી થોડે આગળ જઇને રામચદ્ર બોલ્યો 'તરસ્યા મરી જવા કરતાં તો પાણી માટે મરી જવુ વધુ સારું છે આપણે વીસ જણ છીએ ને આ ચાર શુ આપણે આ ચારેને નહી પહોચી વળીએ ?'

'પણ તેઓની પાસે તો તલવારો છે.' કોઇએ કહ્યુ.

'કાયર ન બનો પહેલો વાર હું કરીશ. બોલો છે હિંમત !'

બધાએ થોડીવાર અદરો અદર ગુસપુસ કરી. નિર્ણય કર્યો કે તરસ્યા મરી જવા કરતાં લડીને મરવુ સારુ સૌએ રામચદ્રને નિર્ણય સભળાવ્યો રામચદ્રે સહેબને કહ્યુ: 'સાહેબ, તમે આગળ જાઓ ને મારી રાહ જોજો. હમણાં આવુ છું.'

સાહેબે તેને વાર્યો – 'ભલા માણસ ચાલોને, નાહકના ઝઘડામાં શા માટે ફસાવ છો' પણ રામચદ્રે દૃઢતાપૂર્વક કહ્યુ 'આ ઝઘડો નથી સાહેબ, જીવન-મરણનો પ્રશ્ન છે. તમે ધીમે ધીમે ચાલતા થાવ, અમઘડી આવુ છુ' સાહેબ લાચાર બનીને આગળ વધ્યા

હવે અહી રામચદ્ર અને સાથીઓ પેલા બર્માંઓ પાસે ગયા બર્માંઓ સમજ્યા કે એ લોકો પાણી ખરીદવા આવે છે. પાસે પહોચીને રામચદ્રે લાગલી જ હાથમાની લાકડી એક બર્માંના માથામાં દાતબીસીને ઝીકી. તે તમ્મર ખાઇને ઢળી પડ્યો રામચદ્રના સાથીદારો પણ પેલા ત્રણે ઉપર તૂટી પડ્યા બર્માંઓ ઓચિતાના હુમલાથી ગભરાઇ ગયા ને જીવ બચાવવા મુઠીઓ વાળીને નાઠા થોડીવારમા તો મેદાન સાફ થઇ ગયુ ! સૌએ ધરાઈને પાણી પીધુ ને સાથેના વાસણો ભરી લીધા.

રામચદ્રે બેભાન પડેલા બર્માંના કપડાં તપાસ્યા તેના ખીસામાંથી સાહેબની નોટ અને છૂટા પૈસા નીકળ્યા. તે બધા તેણે પેલા માણસોને વહેચી દીધાં સાહેબના રૂપિયા તેણે ખીસામા મૂકી દીધાં રામચદ્ર સાહેબ પાસે પહોંચીને તેમના રૂપિયા આપવા માડ્યો તો સાહેબ તે લેતા અચકાયાં 'આ કેવી રીતે મળ્યા ?'

'તેઓને મારીને ભગાડી મૂક્યા ! ખીસામાથી આ રૂપિયા નીકળ્યા'

સાહેબે રામચદ્રને શાબાશી આપી ને બોલ્યા 'રૂપિયા તમારી પાસે જ રાખો તમારી હિંમત અને

બહાદુરીનું ઈનામ.'

પણ રામચંદ્રે 'જરૂર હશે ત્યારે માગીશ' કહીને રૂપિયા આપી દીધા ને બધાં ઉતાવળે ઉતાવળે ચાલવા માંડયા સાહેબનો છોકરો થાકી ગયો હતો એટલે રામચંદ્રે તેને ખભે બેસાડી દીધો. બધા રામચંદ્ર ઉપર ખુશ થઈ ગયા. ચ૨ જણમાંથી હવે મોટો કંકો થઇ ગયો.

ચોથે દિવસે જ્યારે બધા ભારતની સરહદમાં આવ્યા ત્યારે થાકીને લોથ બની ગયા હતા સીમા ઉપર શરણાર્થીઓની રાહત માટે પ્રબંધ હતો સૌના પગે ફોલ્લા પડી ગયા હતાં બાળકને સૌએ વારા ફરતી ખભે બેસાડેલો તેથી તેના સિવાય બધા અધ મૂઆ બની ગયા હતા.

રામચંદ્ર સાહેબની સાથે અમદાવાદ આવ્યો પછી તેણે વિદાય માગી ત્યારે સાહેબ ગળગળા બની ગયા ને બોલ્યા 'હવે આપણે કયારે મળશું, રામચંદ્ર ! તમે હતા એટલે અમે હેમખેમ આવ્યા નહીતર રસ્તામાં કયાંય મરી પરવાર્યા હોત.'

એ બધી ભગવાનની કૃપાથી થયુ, સાહેબ મારી શી વિસાત !' સાહેબે રામચંદ્ર સામે પાચસો રૂપિયાની નોટ ધરી તો રામચંદ્રે કહ્યુ 'સાહેબ, મે કંઇ તમારી નોકરી નથી કરી કે મોટો ઉપકાર પણ નથી કર્યો રૂપિયા લઉં તો તમારી નોકરી કરી ગણાય મે જે કંઈ કર્યું છે એ તો એક માનવતાને નાતે ફરજ બજાવી છે મુસીબતમાં માણસ માણસને કામ ન આવે તો કયારે આવે, એમાં જ તો માણસાઈ છે હું મારી મંચુસાઇની કિંમત લેવા માગતો નથી આ રૂપિયા તમારા પાસે જ રાખો.

સાહેબે ઘણો સમજાવ્યો પણ રામચંદ્ર અડગ રહ્યો બહુ કહ્યુ ત્યારે બોલ્યો 'મને જરૂર પડશે ત્યારે આવીને લઈ જઈશ, સાહેબ ! અત્યારે તમારી કને જ રાખો' ને રામચંદ્ર નમન કરીને વિદાય થયો ત્યારે સાહેબની આખમાંથી આસુનાં બે ટીપાં ખરી પડયા. એ જ હતી રામચંદ્રની માણસાઈ ની કિંમત '

## આવતો અવતાર

લઘુકથા

મને કોઇએ પૂછ્યુ 'તમે આટલુ બધુ જુઠું કેમ બોલો છો ?'

'કારણ કે હવે હુ 'હરિશ્ચંદ્ર' રૂપે અવતર વાનો છુ '

મને કોઈએ પૂછ્યુ 'તમે આટલા બધા નિર્દય થઇ હિંસા કેમ આચરો છો ?'

'કારણકે આવતે જન્મે હું 'બુદ્ધ' રૂપે અવતરવાનો છુ '

બીજાએ પૂછ્યુ 'કરોડો વર્ષો સુધી ચાલે એટલી સામગ્રીનો શા માટે સંચય કરો છો ?

મે કહ્યુ 'મારો આવતો જન્મ 'મહાવીર' રૂપે છે '

વળી કોઇએ પ્રશ્ન કર્યો 'તમે તમારુ કામ બીજા પાસે-વેઠ-શા માટે કરાવો છો ?'

'કારણકે આવતે જન્મે 'ઈશુ' રૂપે અવતર વાનો છુ '

બીજો પ્રશ્ન પૂછાયો 'તમે જાતિ-પાતિનો ભેદ કેમ પાળો છો ?'

'કારણકે આવતે જન્મે -'ગાંધી' રૂપે અવતરવાનો છુ

પછી કોઈ જુદી દિશામાથી પ્રશ્ન પડઘાયો 'પણ જો તમે 'માનવી' રૂપે જ અવતરવાના હો તો ?'

ક્ષણભરની અમૂઝણ પછી આનંદવિભોર અવાજે હુ બોલી ઊઠયો 'તો હુ જુઠું ન બોલું હિંસા ન કરુ, સંચય ન કરુ, અન્ય પાસે વેઠ ન કરાવુ અને જાતિ કે કોમનો ભેદ ન રાખુ જો મને સૌ 'દેવ ને બદલે માનવી બનવાની તક આપે તો !

પણ આપણે માનવીને 'માનવી' રહેવા દઇએ છીએ ખરા ?

—લલિતકુમાર શાસ્રી

# જાગૃતિ એટલે જીવન

પ્રકાશ ગજ્જર

એક વટોળિયો ગજબની ઝડપે દોડયો જતો હતો રસ્તે આવતા ઝાડવાને ધૂણાવતો, ડાળીઓને હચમચાવતો, પાંદડાને ફંગોળીને ચકરાવે ચડાવતો, ધૂળની ડમરી ઉડાડતો એ ધસમસ્યે જતો હતો. એક પ્રાજ્ઞપુરુષે એને પૂછ્યુ

"અરે, આટલી બધી દોડાદોડી કરતો તું ક્યાં જાય છે?"

"મને સમાચાર મળ્યા છે કે મારા આ રઝળપાટવાળા જીવન કરતા સ્થિર હવાનું જીવન લાખ દરજ્જે સારુ હોય છે હવે હુ એ જોવા માગુ છુ કે સ્થિર હવા ખરેખર કેવી હોય છે એટલે આ દોડાદોડી કરીને હુ સ્થિર હવાને શોધુ છુ" વટોળિયાએ જવાબ આપ્યો.

'અરે પાગલ! આ દોડાદોડી છોડી દે તો તુ ખુદ સ્થિર હવા બની જઈશ," પ્રાજ્ઞપુરુષે હસીને એને સલાહ આપી.

પણ એ સલાહ માન્યા વગર જ ઝાડવાં ઝકઝોરતો, અંગેઅંગ ધૂણાવતો એ વટોળિયો દોડી ગયો, સ્થિર હવાની શોધમાં!

જીવનની જાગૃતિ આપણા બુદ્ધિશાળીઓમા પણ ઓછી છે તો પછી આ જડ ગણાતા વટોળિયામા ક્યાથી હોઈ શકે? હાસ્યાસ્પદ દોડાદોડી માટે એનો વાંક શી રીતે કાઢી શકાય?

એક ઝેનકથા યાદ આવે છે વૃક્ષ ઉપર ચડેલી એક વેલ પોકાર કરી કરીને કહેતી હતી કે મારે ઝાડ ઉપર નથી ચડવુ ને એ બધા જ સમય દરમ્યાન એ વૃક્ષની ટોચ તરફ જઈ રહી હતી

બિચારી અભાન હતી, અજાગૃત હતી સમજણ વિહોણી હતી પોતે જે કરી રહી હતી એના વિરુદ્ધમા બોલતી હતી એને શુ થતુ હતુ એની જ ખબર નહોતી એની ચેતના હણાઈ ગઈ હતી જિવાતા જીવન પ્રત્યે એ અભાન હતી.

આ વેલ જેવા બિચારા કહેવડાવવાને લાયક છીએ આપણે! જીવન પ્રત્યે અભાન છીએ આપણામા જીવનની જાગૃતિ નથી

જીવવુ એ ખરેખર શુ છે એની આપણને ખબર નથી. આપણે જીવીએ છીએ ખરા પણ એ તો ખાવુપીવુ રઝળપાટ, તરંગો અને શ્વાસની આવન જાવનમાં પતી જાય છે

આપણા શ્વાસમાં ઈશ્વરીય ચેતનાના પ્રવાહ વહે છે, આપણે એનું જ ભોજન સ્વીકારીએ છીએ, એની જ ધરતી ઉપર ચાલીએ છીએ આનું નામ જીવન? હશે. પણ અર્થ અધૂરો છે.

જીવનની પળેપળે આપણને એટલુ યાદ રહેવુ જોઈએ કે આપણે જીવી રહ્યા છીએ. જીવનને સાર્થક શુ બનાવે છે? આપણને જીવનની અનુભૂતિ થાય છે એવી સભાનતા, લાગણીની જાગૃતિ, ચેતનતા એનું નામ જ જીવન.

આપણે જાણી લઈએ કે જાગૃતિ વિનાનું જીવન એ શ્વાસની આવનજાવન માત્ર છે જીવન એ જાગૃતિ છે એમ પણ કહી શકાય કે જાગૃતિ એ જીવન છે તમે જે કાંઈ કરો તે વખતે ભીતરમાં ને સપાટી પર આ ભાવનું ગુંજન ચાલુ રાખો વાત કરતી વખતે, ચાલતી વેળા પ્રત્યેક કાર્યટાણે, અરે આંખનો પલકારો મારતા પણ જીવનજાગૃતિનો આ ભાવ સતત ગુંજવા દો

રાત્રે દિવસનાં કાર્યો પર પરદો ઢાળી નિદ્રાની ગોદમા સૂતા પહેલાના છેલ્લા બગાસા વખતે પણ જાગૃતિનો આ ખ્યાલ યાદ કરી લો ને બીજા દિવસે વહેલી સવારના તાજગીભર્યા વાતાવરણમા જાગો ત્યારે પણ પહેલો ભાવ આ જ પ્રગટવા દેજો તમે જે કાંઈ કરો તે વખતે વિચારો કે 'જાગૃતિ એટલે જીવન.'

તમે આ શબ્દોમાં જ આ ભાવ વ્યક્ત કરો એ જરૂરી નથી કારણ કે આપણે માત્ર શબ્દોમાં જીવન નથી જીવતા ભાવના, લાગણી અને વૃત્તિનો પટ કાર્યોમાં ભળે છે તે જીવનને સાર્થકતા આપે છે આ ચારેમાં જાગૃતિ કેળવતા જાઓ

ભાવ, જાગૃતિ, લાગણી અને સભાનતા નહી હોય તો આપણે ખડક કરતા પણ બત્તર હોઈશું આપણે સાવ નધરોળ બની જઈશું પણ એ તો ખ ટને પાલવે આપણે જે કાંઇ છીએ એ જ બની રહીએ એ યોગ્ય કહેવાય આપણે તો ઈશ્વરનાં પ્રેમલ શિશુ બનવાનું છે – તેજસ્વી, જીવંત પળેપળે એ અનુભૂતિ માણતાં કે આપણે તેજસ્વી અને જીવંત છીએ

પ્રત્યેક પળે, પળેના પ્રત્યેક અંશે આપણા અસ્તિત્વનો અણુએ અણુ ઈશ્વરની સચેતન, અમૃતમય જીવનધારાથી ન્હાય છે એ અમૃતનું આપણે આસ્વાદન કરીએ આપણે અનુભૂતિ કરીએ અને એટલા જાગૃત રહીએ કે આ અનુભૂતિ થય છે એનું ભાન રહ્યા કરે જીવનના રસના બિંદુએ બિંદુનો સ્વાદ આપણે માણવાનો છે, પ્રત્યેક રસમાં રુચિ કેળવવાની છે

આજે જો જીવનની થોડી પણ જાગૃતિ આવી હોય તો સાંજ સુધીમા એ વધવી જોઈએ આવતી કાલે એમાં વધારો થવો જોઇએ એમ ઉત્તરોત્તર વધારો થતા થતાં જીવનજાગૃતિથી આપણું આખું અસ્તિત્વ રસાઈ જવું જોઇએ ચેતનાનું મખમલ આપણી ચારે બાજુ વીંટળાઈ વળવું જોઇએ

ચેતનાની સૂક્ષ્મમાં સૂક્ષ્મ અનુભૂતિ વિશે આપણે સહજ જ સભાન બની રહેવું જોઇએ આપણી અંદર, આસપાસ, સર્વત્ર આ જાગૃતિનો એવો તો અનુભવ થવો જોઇએ કે આપણા કેન્દ્રમાથી એના ફુવારા છૂટે આપણું સમગ્ર જીવન એમાં ઝબોળાઈ જવું જોઇએ

જીવન સાથે આવી તદ્રૂપતા પ્રગટવી જોઈએ જોનો, પ્રત્યેક પળને પાવન અને પ્રકાશિત કરી દેનારી આ ભાવ પ્રક્રિયાનો તમે ક્યારથી આરંભ કરવાના છો ?

જીવન એટલે જાગૃતિ બરાબર હવે આ સૂત્રને ઝીલો જાગૃતિ એટલે જીવન



વઢવાણના ઠાકોર દાજીરાજ માંદગીને બિછાને પડ્યા હતા તેને જોવા એક ડૉક્ટર અને ઝંડુ ભટ્ટજી ગયેલા ડૉક્ટરે ઝંડુ ભટ્ટને પૂછ્યું કે દરબાર સાહેબની હાલત કેમ લાગે છે ? ઝંડુ ભટ્ટે કહ્યું, ભાગ્યે જ બે દિવસ કાઢે ડૉક્ટરે એકદમ પોતાની ફી તથા દવાના પૈસાની માગણી કરી ઠાકોરશ્રીએ ડૉક્ટરની દવા અને સારવારના પૈસા ચૂકવી આપ્યા અને ઝંડુ ભટ્ટને બોલાવી દસ હજાર રૂપિયા આપતા કહ્યું, 'આ દેહ ક્ષણભંગુર છે અને અચાનક પડી જાય તો તમારું દેવું રહી જાય

ઝંડુ ભટ્ટે પૈસાનો અસ્વીકાર કરી કહ્યું, 'બાપુ, આપની તબિયત સારી થયે હિસાબ કરીશું, કારણ કે દરદીને સાજા કર્યા સિવાય હું પૈસા લેતો નથી હું એવો કસાઈ નથી કે દરદી મરણપથારીએ હોય અને હું પૈસા માટે ટળવળું આ મારી ફીનું ધોરણ છે

દાજીરાજ ધારણા પ્રમાણે બે દિવસમાં મૃત્યુ પામ્યા અને ઝંડુ ભટ્ટ સ્મશાનમાંથી જ સીધા જામનગર ચાલ્યા ગયા પાછળથી વઢવાણ દરબારે બે હજાર રૂપિયાની હૂંડી મોકલાવી તેનો પણ ઝંડુ ભટ્ટે અસ્વીકાર કર્યો લોકોએ કહ્યું ભટ્ટજી, લઈ લોને, દરબારને શી ખોટ જવાની છે ? ઝંડુ ભટ્ટે ના પાડી કહ્યું 'હું વૈદ્ય છું કસાઈ નથી મારે મન તો ગરીબ અને તવંગર સર્વ સરખા, મારું ધોરણ ન બદલાય. દર્દીને સાજા કર્યા વગર ફી કેમ લેવાય ?

# પ્રાર્થના શા માટે ?

દિવ્યકાન્ત પટેલ

ગાંધીજીને કોઈકે પૂછેલું કે "તમે તમારા જીવનનાં મહાન કાર્યોને પાર પાડવાની શક્તિ ક્યાંથી મેળવેલી ?" તેમણે ઉત્તર આપેલો, કે મને મારા જીવનના દરેક કાર્યની પ્રેરણા પ્રાર્થનામાંથી મળી છે."

સાચી વાત છે. પ્રાર્થના એ હૃદયનો ખોરાક છે. જેમ પૌષ્ટિક ખોરાક લેવાથી શારીરિક સમ્પત્તિમાં વધારો થાય છે, તેમ પ્રાર્થના આત્મિક શક્તિઓના વિકાસ માટેનું પ્રેરક બળ છે. મનુષ્યે જે સફળતાની સ્વપ્નમાં પણ કલ્પના ન કરી હોય એવી સફળતા પ્રાર્થનાથી તેને હાંસલ થાય છે.

તમે સવારના પહોરમાં જ પ્રાર્થના કરજો, કે "મને કામ કેરવાની સ્ફૂર્તિ મળજો." જરૂર તમને અંતરમાંથી એ સ્ફૂર્તિ મળશે. પણ હા, એટલું ધ્યાનમાં રાખજો, કે પ્રાર્થના એ માત્ર 'ઈશ્વરની પ્રશંસા કરીને એમની પાસેથી માગવું' એ જ નથી, પણ પ્રાર્થના એટલે પોતાની જાતને પ્રભુને સમર્પિત કરવી. પ્રાર્થના એટલે આચાર–વિચાર, લાગણી અને જીવનનો એક પાવન પંથ. પ્રાર્થના એટલે વિશ્વનું સૌથી મોટું રહસ્યમય બળ. જીવને શિવ સાથે જોડનારી દિવ્ય સીડી, પ્રાણનો પરિમલ પાથરનાર આત્મધૂપ. પ્રાર્થના એક એવી શક્તિ છે, કે જે એનો સ્વીકાર કરે અને સ્વાગત કરે, એને ઈશ્વર આશિષ અને મદદ આપવા સદા–સર્વદા તૈયાર રહે છે, એટલા માટે જ એના આશીર્વાદને ઝીલવા માટે આપણે સદા તૈયાર રહીએ. તો જીવનના–આરંભ–અંત–બન્ને ઉજ્જ્વળ બને. પ્રાર્થના કરતી વખતે એ ધ્યાનમાં રાખજો કે પ્રાર્થનામાં ઈશ્વર તમારી વક્તૃત્વશક્તિ, એની લંબાઈ કે શબ્દ સંખ્યા અથવા તર્ક પ્રણાલી પર ધ્યાન નથી આપતો પરંતુ તમારા હૃદયની નિર્મળતા પર જ ધ્યાન આપે છે. એક પશ્ચિમી વિદ્વાનનું આ કથન એ જ સૂચવે છે ને ! કે "હૃદય વગરના શબ્દો કરતાં શબ્દો વગરની પણ હૃદયની ભાવના વધારે મહત્વ પૂર્ણ છે."

પ્રાર્થનામાં શ્રદ્ધા એ બહુ મહત્વની ચીજ છે. સાચી શ્રદ્ધાથી થયેલી પ્રાર્થના ઈશ્વરના હૃદય સુધી અવશ્ય પહોંચે છે. આમ પ્રભુ તરફની શ્રદ્ધા આપણને પ્રાર્થના કરવામાં પ્રેરણા આપે છે. જેને જેને સાચી શ્રદ્ધાથી કોઈ પણ પ્રકારના બદલાની આશા રાખ્યા વિના પણ ઈશ્વરને યાદ કર્યા છે તેને તેને ઈશ્વરે અવશ્ય સહાય કરી છે.

સુરદાસે ખરું જ કહ્યું છે કે

"अप–बल, तप–बल, और बाहुबल, चौथा है बल दाम;
सूर किशोर कृपासे सब बल हारे को हरि नाम;
मुनेरी मैने निर्बल के बल राम ॥"

શ્રદ્ધાથી યાદ કરનાર મહાપાપીઓની વહારે પણ ભગવાન ધાયા છે. જગતચોર જેસલની પાણીમાં દડાની જેમ ફંગોળાતી નાવ ભગવાને સહી સલામત પાર ઉતારી જ હતી ને ? શ્રદ્ધામય પ્રાર્થનાએ જેસલના મેલા આત્માને ધોઈ નાખ્યો. કારણ કે પ્રાર્થના એ માનવના પશ્ચાત્તાપોને પોનારું અને એને સન્માર્ગે લઈ જનારું પ્રબળ સાધન છે. પ્રાર્થના એ આત્માને પવિત્ર કરનારું ગંગાજળ છે. એ અહંકારને ધોઈને સાફ કરી નાખે છે. પ્રાર્થના માની મમતા છે, માનો ખોળો છે. માતાની ગોદમાં તો પતિતમાં પતિતને પણ શરણ મળે છે. પ્રાર્થનાને દ્વારેથી કોઈ પણ નિરાશ થઈને કદી પાછું ફર્યું નથી. સંતોની જીવન ગાથાઓ વાંચીએ ત્યારે ખ્યાલ આવે છે, કે પ્રાર્થના જ એમના જીવનનું મુખ્ય સંચાલક બળ રહેતું. પ્રાર્થના જ એમનો મુખ્ય આધાર હતો. એના દ્વારા જીવનમાં અને જગતમાં એમણે અનેક ચમત્કારો સર્જ્યા હતા. ગમે એવી તકલીફમાંથી આપણને મુક્ત કરવાનું પ્રાર્થના માટે સરળ છે પ્રાર્થનાએ અનેક માણસોને પ્રકાશ અને માર્ગદર્શન આપ્યાં છે.

જીવન શકટનો ભાર ખેંચતા મનની માટે પ્રાર્થના એ નવીન શક્તિ મેળવવા માટેનું અમોઘ

સાધન છે સંસારની જવાબદારીઓની ગંદી ગલીઓમાં અટવાયેલો માનવ પ્રાર્થનાથી પ્રકાશ મેળવે છે. ઘણી વખત જે કામનો ઉકેલ ક્યારેય ન આવે, તેનો ઉકેલ પ્રાર્થનાથી આવે. નરસિંહ મહેતાની ગૂંચ ભગવાને ઉકેલી હતી જ ને? બીજું કોઈ ન કરી શકે એ પ્રાર્થના કરી શકે પ્રાર્થના જીવન તમિસ્રને વિદારીને દીપ પ્રગટાવે છે. પતિત જિંદગીને ઉર્ધ્વગામી બનાવે છે એ નૈતિક શક્તિઓનો સંચય કરે છે, વિજય અપાવે છે મનની શાન્તિ અને આનંદ આપે છે, સુખ, સમૃદ્ધિ અને સામર્થ્યના સ્વામી બનાવે છે. આધ્યાત્મિક વિકાસ કરાવીને આત્મસાક્ષાત્કાર કરી આપીને જીવનને દિવ્ય-ઈશ્વરીય-પૂર્ણતા આપે છે ગમે તેવી મુશ્કેલ પરિસ્થિતિમાંથી મુક્તિ અપાવવી પ્રાર્થના માટે મુશ્કેલ નથી એ સ્વયં પ્રકાશમય છે પ્રાર્થનાના પાવન પથ પર પગલાં માંડો, પ્રકાશ મેળવો સીમાઓમાંથી મુક્ત બનો જીવનના સ્વામી બનો પૂર્ણ બનો

અજ્ઞાની મનુષ્ય કેટલીક વખત એવું સમજી બેસે છે, કે દેવ-દર્શન, તીર્થ-યાત્રા, પાઠ-પૂજા, ભજન-કીર્તન, નામ-સ્મરણ, દાન-ધર્મ આદિ કરવાથી જ ઉપાસના થઇ જાય છે સાંસારિક વ્યવહારમાં પ્રાર્થનાને લાવવાની જરૂર નથી. એકાદ કલાક આવા કામોમાં વિતાવ્યા પછી બાકીના ત્રેવીસ કલાક દરમિયાન આપણો જીવનવ્યવહાર ગમે તેમ ગોઠવવામાં વાંધો નથી. કોઈ કોઇ તો એમ પણ સમજી બેસે છે, કે નફા-નુકસાનના જેમ સરવાળા-બાદબાકી થાય છે, તેમ પાપ-પુણ્યનો પણ હિસાબ થઈ શકે છે. એટલે કે ત્રેવીસ કલાક દરમિયાન જીવનવ્યવહારમાં કરેલા પાપો એક કલાકની પ્રાર્થનાથી પુણ્યમાં ફેરવાઇ જાય છે, અથવા તો ધોવાઇ જાય છે આમ સમજવું એ અજ્ઞાનતા છે પ્રાર્થના પાપો ધોવા માટે નથી કારણ કે તમે જે અનર્થ કરો છો એનો બદલો તો તમારે ચુકવવો જ પડે છે. એટલે પ્રાર્થનાથી પાપોનું પ્રાયશ્ચિત થાય છે એ તો પાપોથી બચવા માટે છે

કોઇ સંતે કહ્યું છે, કે "પ્રાર્થના કરો તો એકના કરવાને બદલે સમૂહમાં કરજો. સામૂહિક પ્રાર્થનાનું બળ ઘણું હોય છે સામૂહિક પ્રાર્થનાથી હૃદયની બહિર્મુખતા વધે છે." દરરોજ તમને જ્યારે સમય મળે ત્યારે, તમે એકાન્તમાં વારે વારે એમ બોલજો, કે 'હે પ્રભુ! આજે તારી સામે આવી ઊભેલા દરેકને તું ક્ષમા દેજે'

પ્રભુના પ્રત્યેક સર્જનને સાચા દિલથી ચાહો એ જ ખરી પ્રાર્થના છે તો જ એમાં રહેલા દૈવી રહસ્યને તમે પામી શકશો. પ્રાર્થના વખતે ઈશ્વરને કહેજો, કે "હે ઈશ્વર! મારા વિચારોની છાયામાં એકલા એકલા બેસીને તારું નામ બોલીશ શબ્દો વિના બોલીશ, ઉદ્દેશ વિના બોલીશ, મા બોલનાર બાળક અકારણ મા મા બોલે છે, તેમ હું તારું નામ બોલીશ' મારા મિત્રો, પ્રભુને પ્રાર્થના કરો, કે સૌને-મને એકલાને જ નહી-આનંદ અને શાન્તિ મળો સૌની સર્વ શુભ મનોકામનાઓ પૂર્ણ થાઓ

●

## સંત ઇબ્રાહિમ

એકાંતમાં રહી ખુદાની બંદગી કરી શકાય એ હેતુથી મહાન સંત ઈબ્રાહિમ આદમ પોતાને ન ઓળખનાર એક શ્રીમંતના બગીચામાં રખેવાળ તરીકે રહ્યા એક દિવસ તે બાગનો માલિક પોતાના મિત્રોને લઈ બગીચામાં ફરવા આવ્યો ઉનાળાની મોસમ હતી એટલે કેરીઓ બરાબર પાકી હતી, એટલે માલિકે ઇબ્રાહિમને થોડીક કેરી લાવવાનું કહ્યુ અણેની કેરીઓ બધી ખાટી નીકળી, એટલે માલિકે ગુસ્સે થઈને ઈબ્રાહિમને કહ્યુ 'તું આ બગીચામાં આટલા વખત થયાં રખેવાળી કરે છે ને એ હું પણ નથી જાણતો કે કયા ઝાડની કેરી મીઠી હશે અને કયા ઝાડની ખાટી?' ઈબ્રાહિમે શાંતિપૂર્વક જવાબ આપ્યો, 'સાહેબ! આપે મને ફક્ત આ બગીચાની રખેવાળી કરવાનું કહ્યું હતું, તો પછી આપની રજા સિવાય મારાથી એક ફળ પણ કેમ ચખાય?' માલિક આ પ્રમાણિક નોકરને આનંદથી જોઇ રહ્યો અને જિંદગીભર તેમને મિત્ર બનાવ્યા

—પી પી મહેતા

# સેલ્સમેનનું મૃત્યુ

ગતાંકથી ચાલુ

ઈન્દુલાલ ગાંધી

[ અંક બીજો ]

પ્રવેશ પહેલો

સુમતિબાબુ તું આખો દિવસ પ્રદીપને નાહક વઢ્યા કરે છે કેવો પાણીદાર છોકરો છે ? આ દુનિયામાં જરૂર એક દિવસ નામ કાઢશે પછી કોઇ જાતની ચિંતા નહિ રહે

મંદાકિની ભગવાન કરે ને તમારી શ્રદ્ધા સાચી પડે. જુઓને, તમારું શરીર કેટલું લેવાઈ ગયું છે ? આખો દિવસ ભટકી ભટકીને તમે કેવા નબળા પડી ગયા છો ? તમે કંપનીના નાના શેઠને વાત તો કરી જુઓ મુંબઇમાં રહીને જો કોઇ કામ થતું હોય તો રોજની રખડપાટ તો મટી જાય.

સુમતિબાબુ – આવતીકાલે સવારે જરૂર હું એની પાસે જવાનો છું અને ખાત્રી છે કે કંપનીના જૂના માણસ તરીકે જરૂર મારું માન જાળવશે અને તું જોજે તો ખરી કામ પેટે હું એની પાસેથી બે હજાર રૂપિયા એડવાન્સ પણ લેવાનો છું હમણાં તો બે હજાર રૂપિયા આવ્યાને બસ થઈ પડશે વિમાનું પ્રિમિયમ અને ઘરનો હપ્તો પણ એમથી ભરાઈ જશે અને આ હપ્તો ભરાઈ ગયા પછી ઘર આપણું પોતાનું થઇ જશે. કેમ મારી ગણત્રી બરાબર છે ને ?

મંદાકિની અરે, એક અગત્યની વાત કહેતા તો હું તમને ભૂલી ગઈ

સુમતિબાબુ કઈ વાત ?

મંદાકિની પ્રદીપનો ફોન હતો સાંજે છ વાગે તાજમહાલ હોટલમાં એણે તમને જમવા બોલાવ્યા છે

સુમતિબાબુ મેં તને નહોતું કહ્યું ? પ્રદીપ જેવો સમજદાર અને ડાહ્યો છોકરો આ દુનિયામાં બીજો એક પણ નહિ હોય-હા, હું નાના શેઠને આ વખતે ચોખ્ખે ચોખ્ખું – કહી દેવાનો છું જો મને મુંબઇમાં કામ નહિ આપો તો આ રદી તમારી સેલ્સમેનની નોકરી પ્રદીપ કમાતા માંડશે એટલે મને કે ઈના બાપની પરવા નહિ રહે હા ગદ્ધાવૈતરું કરવાના દિવસો હવે ગયા – વાહ, પ્રદીપે મને તાજમહાલ હોટલમાં જમવા માટે બોલાવ્યો છે મને સેલ્સમેન સુમતિને વાહ, વાહ– હે, અરે, હજી તે મોજાં ગૂંથવાનું બંધ કર્યું નથી ? આ બધી પીંજણ હવે પડતી મૂક ભલી થઈને ! મારી સામે બેસીને તું મોજાં ગૂંથે છે એ વાત મને જરાપણ પસંદ નથી મેં કહ્યું તે સાભળ્યું ? નાના શેઠની પાસે હું બે હજાર રૂપિયા એડવાન્સ માગવાનો છું જૂના સેલ્સમેનનું માન એણે જાળવવું જ જોઇએ કેમ ખરું ને ? હં, સાંજે છ વાગે તાજમહાલ હોટલમાં પ્રદીપની સાથે જમવાનું છે તાજમહાલ હોટલમાં– વાહ !

[ પ્રવેશ બીજો ]

નાનાશેઠ ઓહ, કોણ મિ સુમતિબાબુ ? આવો–આવો

સુમતિબાબુ નાનાશેઠ, તમારી સાથે આજે હું એક ખાસ વાત કરવા આવ્યો છું

નાનાશેઠ બોલો શું છે ?

સુમતિબાબુ જાણે વાત એમ છે કે ઉંમરને કારણે હવે મારથી દોડાદોડી થતી નથી એટલે મારા લાયક કોઈ કામ તમે મુંબઇમાં જ શોધી આપો તો મારા ઉપર મોટી મહેરબાની થશે.

નાનાશેઠ અહીં મુંબઈમાં ? જુઓ મિ. સુમતિબાબુ, મુંબઈમાં અમારી કંપનીના અત્યારે એટલા બધાં સેલ્સમેનો છે કે એમાં વધારે ઉમેરો થઇ શકે તેમ નથી અને કંપની પાસે એટલું કામ પણ નથી.

સુમતિભાણુ અત્યારે મારી જરૂરત પણ ઓછી છે નાના શેઠ. મને મહિનાના ચારસો–પાંચસો જેટલુ મળી જાય એટલે બસ બે છોકરાં મોટા થઇ ગયા છે એટને એની આવક અને મારી આવકમાથી ઘરખર્ચ નીકળી જશે. તમે કંપનીના માલિક છો એટને આટલી પેટછૂટી વાત કરુ છુ–સાચી વાત તો એ છે કે હવે હુ થાકી ગયો છુ ઉમરને કારણે

નાનાશેઠ તમને નિરાશ કરવાનું મને ગમતુ નથી મિ. સુમતિભાણુ, પણ હુ નિરુપાય છુ. મારી પાસે અત્યારે છ સેલ્સમેન છે એને પણ હુ પૂરુ કામ આપી શકાતો નથી.

સુમતિભાણુ તમારા પિતાજીના વખતથી હુ આ કંપનીમાં કામ કરુ છુ હુ જ્યારે નોકરીમાં રહ્યો, ત્યારે તમે સાવ નાના હતા ચાલતા પણ નહોતાં શીખ્યાં ! ખભે તેડીને મે તમને રમાડયા છે અનેકવાર એક જ રકાબીમાં આપણે બને જમ્યા છીએ અનેકવાર–

નાનાશેઠ એ બધુ સાચુ પણ અત્યારે હુ કાંઈ કરી શકુ તેમ નથી

સુમતિભાણુ ચાલો, પાચસો રૂપિયા નહિ તો મહિને ચારસો રૂપિયા મને મળે એટલી વ્યવસ્થા તો તમારે કરી જ આપવી પડશે

નાનાશેઠ પણ મારે તમને ક્યાં મૂકવા એ જ પ્રશ્ન મૂઝવે છે મિ સુમતિભાણુ !

સુમતિભાણુ એક જૂની વાત મને અત્યારે યાદ આવે છે નાનાશેઠ, જ્યારે હુ અઢાર–ઓગણીસ વર્ષનો હતો ત્યારે એક ચોરાસી વર્ષના સેલ્સમેન સાથે મારો મેળાપ થયો એ બુઢો સેલ્સમેન હોટલમાં બેસીને દુકાનદારોને ફોન ઉપર પોતાના માલનું વેચાણ કરતો સેલ્સમેન તરીકેની આવી હતી એની પ્રતિષ્ઠા. એ જ્યારે મૃત્યુ પામ્યો ત્યારે સેકડો સેલ્સમેનો અને દુકાનદારો એની સ્મશાનયાત્રામાં જોડાયા હતા એ દિવસોમાં સેલ્સમેનની આવી પ્રતિષ્ઠા હતી, ઇજ્જત હતી, મિત્રતાની મમતા હતી આજે એમનુ કાંઈ નથી રહ્યુ સાચુ કહુ ? આજે કોઈ કોઇને ઓળખતુ જ નથી આટલા વરસની સેલ્સમેનશીપ પછી કેટલાક તો એવા છે કે જેને મારા નામની પણ ખબર નથી.

નાનાશેઠ તમારી વાત સાચી છે મિ સુમતિભાણુ !

સુમતિભાણુ પણ મારી સાચી વાત સાંભળવા માટે તમારી પાસે કાન નથી મારા લથડતાં શરીરને જોવા માટે તમારી પાસે આંખો નથી.

નાનાશેઠ મારે એક જરૂરી કામ માટે બહાર જવુ છે એટલે–

સુમતિભાણુ મારે પણ તમારુ એટલુ જ જરૂરી કામ છે ચોત્રીસ ચોત્રીસ વર્ષની એકધારી નોકરી પછી વિમાનું પ્રિમિયમ ભરવાના મારી પાસે પૈસા નથી ફળનો રસ ચૂસી લીધા પછી એના છોતરાં ફેકી દેવાનુ જ તમે શીખ્યા છો તમારી કંપની સદ્ધર કરવામા મે મારી આખી જિંદગી વેડફી નાખી છે, એની તમારે મન કાંઇ કિંમત નથી

નાનાશેઠ આવી વાતો આપણે ક્યારેક નિરાતે કરીશુ અત્યારે તો હુ જાઉં છુ

[ પ્રવેશ ત્રીજો ]

સુમતિભાણુ કોણ ? કોણ છે ત્યાં ? ઓહ, પ્રદીપ, તુ આમ ચિત્તભ્રમ જેવો ક્યાં ભમે છે ? અહીં આવ તુ ચંપકલાલને મળવા ગયો હતો ?

પ્રદીપ ગયો હતો બાપુજી, પણ ત્યાં મુલાકાતીઓની એટલી બધી ભીડ હતી કે હુ એના ઓફિસ રૂમમા દાખલ થઈ શકયો જ નહિ જો કે મે ધાર્યું હોત તો લોકોને ખસેડીને હુ અંદર દાખલ થઈ શકયો હોત અગાઉ એની પાસે કલાર્ક તરીકે મે નોકરી કરી છે એટલે પટાવાળાઓ પણ મને સારી રીતે ઓળખે છે

સુમતિભાણુ દાખલ થઈ શકયો હોત– ધાર્યું હોત તો મળી શકયો હોત – આ બધુ શુ છે ? આવો લવારો મને પસંદ નથી મારે તો એટલુ જ જાણવુ છે કે તુ ચંપકલાલને શા માટે ન મળ્યો ?

પ્રદીપ સાચી વાત તો એ છે બાપુજી, કે મે પટાવાળા સાથે ચિઠ્ઠી મોકલી પણ મને એણે બોલાવ્યો નહિ. લાગલાગ છ-૭ કલાક સુધી હું ત્યાં ઊભો રહ્યો એક પછી એક ચિઠ્ઠીઓ મોકલ્યા જ કરી, પણ એણે મને દાદ દીધી નહિ સાંજે પાંચ વાગે ભાઇ સાહેબ ઉમરાવજાદાની જેમ ડોલતાં ડોલતાં બહાર આ યા હું હસતો હસતો સામે જઈ ઊભો રહ્યો – પણ એણે મારી સામે હાથ લબાવ્યો નહિ મે પૂછયુ 'ઓળખાણ પડે છે ?' જવાબમાં એણે કહ્યુ 'આપણે કયાં મળ્યા હોય એવુ મને કાંઈ યાદ આવતુ નથી' આ સાંભળીને હું ભાગી પડયો– નીચે બેસી ગયો મને લાગ્યુ કે મારુ જીવન જ મારી મશ્કરી કરી રહ્યુ છે

સુમતિબાળુ તારી વાત સાચી છે બેટા, જીવન જ્યારે જીવન સામેથી મોઢુ ફેરવી ને છે ત્યારે પૃથ્વી પણ આપણા પગને આશરો આપવાની ના પાડે છે આકાશને પકડવાનો પ્રયત્ન કરીએ છીએ, તો આકાશ પણ પંખીનું રૂપ લઈને ખૂબ ઊંચે ચઢી જાય છે કયાંય ચેન કે નિરાંત નથી જંગલમાં આગ લાગી છે, અને એની જ્વાળાઓમાં લીલુ અને સૂકુ તમામ ભડકે બળે છે હું પણ નાનાશેઠ પાસે ગયો હતો, ત્યાથી પણ મને એ જ જવાબ મળ્યો–જે જવાબ તને ચપકલાએ આપ્યો.

પ્રદીપ હે ? ચોત્રીસ વર્ષની જૂની નોકરી–

સુમતિબાળુ ચાર વર્ષની હોય કે ચોત્રીસ વર્ષની–નોકરી એટલે નોકરી–નોકરી તો નવયૌવના જેવી છે ફાટીને ધૂમાડે ગયેલી નવયૌવના જેવી–એની નથી હોતી કોઈ જાત કે નથી હોતી ઉંમર એ કોઈની થઈ નથી ને કોઈની થવાની પણ નથી હા, પણ પ્રદીપ, ચપકલાએ તો તને મદદ કરવાનું વચન આપ્યુ હતુ ને ?

પ્રદીપ વચન તો આપ્યુ હતુ, પણ પહેલી વાર હું જ્યારે એની પાસે નોકર રહ્યો ત્યારે મે ચોરી કરી હતી કદાચ એ વાત ચપકલાએ ભૂલ્યો નહિ હોય

સુમતિબાળુ ચોરી કરી હતી ? તે ? સેલ્સ મેન સુમતિબાળુનો સુપુત્ર આવો પરાક્રમી હશે એની તો મને કલ્પના પણ નહોતી. ચોરી, લબાડી, નાકુ-ગીરી–બીજું તને આવડે છે પણ શુ ? પિતૃદ્રોહી સંતાનો સમાજદ્રોહી બને એમા કશુ જ નવાઈ પામવા જેવુ નથી ઓહોહો, કેટકેટલા વિતંડાનો ભાર મને આજે ગૂગળાવી રહ્યો છે ? ન ભણ્યો, ન ગણ્યો–ગણિત આવડયુ નહિ એટલે નિશાળ છોડવી પડી ડફડો આપ્યો એટલે ઘર છોડયુ–મા બાપ છોડયા પણ એમા બિચારા પ્રદીપનો ય શો દોષ ? એને ન મળ્યુ કયાયથી આશ્વાસન કે ન મળ્યુ પ્રોત્સાહન જ્યાં ગયો ત્યાં હડહડ કરીને કાઢયો કોઇએ એને હૂંફમાં ન લીધો કે કોઈએ ન આપ્યુ સાન્તવન, ચારે કોર થી દિશાઓ જ્યાં ભીસવા આવતી હોય, ત્યા માણસ બિચારો ભાગીને જાય કયાં ? ખરેખર જિંદગાની નિરાશા માણસને અધઃપતનના માર્ગે દોરી જાય છે હે, કયાં દોરી જાય છે ? અધઃપતનને માર્ગે ? મને આજે આ–શુ થઈ ગયુ છે ? મારુ આખુ અંગ આજે બળુબળુ કેમ થઈ રહ્યુ છે ? મને કાંઇક આપો–કુદરતની હરિયાળી જેવુ–શાંત, શીતળ, મધુર હૈયુ મારે જોઈએ છે. આજે, અત્યારે મને કયાંય ચેન નથી જિંદગીની ઘોર નિરાશા માણસને અધઃપતનને માર્ગે લઇ જાય છે હા, એ વાત સાચી છે, સાવ સાચી છે હે, આ તો કોઇ હોટલ છે, હોટલ શણગારેલો ઓરડો–સ્નાનગૃહ–ઓહ, આ રસ્તો મને કયાં લઈ જાય છે ?

[ પ્રવેશ ચોથો ]

મેનકા હું આવી ગઇ છુ

સુમતિ ભલે આવી મેનકા, મે જ તને અહીં બોલાવી હતી. ઘણા મહિના થયા આપણે મળ્યા નહોતા, એટલે મને થયુ કે આ જૂની પુરાણી હોટલમાં આપણે ફરી એકવાર મળી લઈએ

મેનકા એક જ વાર ?

સુમતિ જિંદગીને એટલો બધો થાક ચડયો છે મેનકા, કે ત્રીજા માળના નેવુ પગથિયા ચઢવાનું હવે મારા પગનું ગજુ નથી આ તો તને જોવી હતી–તારા ખોળામાં માથુ મૂકીને જરાક વાર ઊંઘી જવાની ઈચ્છા હતી એટલે અહીં આવ્યો છુ જવા

દિવસો સરસ હતા નહિ ?

મેનકા હા, હતા

સુમતિ ત્યારે મારો સેલ્સમેનનો ધંધો સરસ ચાલતો, ને મેં ગાડી પણ નવી લીધી હતી એ ગાડીમાં બેસીને એક રાતમાં ચારસો-પાંચસો માઇલની મુસાફરી પણ કરી આવતા-ખરું ને ? તને તો બધું યાદ હશે

મેનકા મારા જેવી સ્ત્રીને આવું બધું યાદ રાખવું પાલવે નહિ

સુમતિ તારા જેવી સ્ત્રી એટલે ?

મેનકા મારા જેવી સ્ત્રી એટલે હું મારી એકલીની વાત નથી કરતી સુમતિભાઇ, આ ધંધામાં પડેલી પ્રત્યેક સ્ત્રીને એનો પોતાનો ભૂતકાળ નથી હોતો-ભવિષ્યની તો અમને કાંઇ ખબર જ નથી હોતી-અમારી પાસે હોય છે આજનો વર્તમાન વર્તમાનની અમે સામ્રાજ્ઞીઓ છીએ

સુમતિ મેં તો તને હમેશાં મારા હૃદયની સામ્રાજ્ઞી જ માની છે મેનકા !

મેનકા પોતાની પત્ની સિવાય બીજી કોઇ પણ સ્ત્રીને પુરુષ એ જ દૃષ્ટિએ જુએ છે

સુમતિ આ વાતને હું આખી પુરુષજાત પરનો આક્ષેપ ગણું છું પણ કાંઇ નહિ-આવા આક્ષેપો સિવાયની બીજી કોઇ મૂડી અમારી પાસે રહી નથી પણ મેનકા મને લાગે છે કે આવા આક્ષેપોથી તારે મને મુક્ત રાખવો જોઇએ તારે મને માફી આપવી જોઇએ

મેનકા સ્ત્રીને રમકડું માનનારા કોઇ પુરુષને હું માફી આપી શકું નહિ. પણ ના હું તમને એવા પુરુષની હરોળમાં મૂકતી નથી અમસ્તો, આ આખુ શી પર નિરાંતે બેસો, હું તમારા બૂટની દોરી છોડી દઉં

સુમતિ ના, ગોવી વેઠ તારી પાસે ન કરાવ અને બૂટ કાઢીને બેસવા જેટલી નિરાંત લઇને હું અહીં આવ્યો પણ નથી

મેનકા તમારા મોજાં ફાટેલાં લાગે છે

સુમતિ તેં કેમ માન્યું ?

મેનકા ફાટેલાં મોજાંને ઢાંકવા માટે જ માણસો બૂટમાંથી પગ બહાર કાઢતાં નથી

સુમતિ મોજાંને ઢાંકવા માટે તો નહિ, પણ મારા મનની કેટલીક નબળાઇઓને ઢાંકવા માટેનો પ્રયત્ન તો હું જરૂર કરી રહ્યો છું આજે જ્યારે હું ખૂબ જ ભાંગી પડ્યો છું ત્યારે-ત્યારે મને આશ્વાસન આપવું જોઇએ

મેનકા જે કોઇ અહીં આવે છે તે મનને છિન્નભિન્ન કરીને જ આવે છે થોડાક સિક્કાઓના બદલામાં અમારે એ ભાંગેલા મનનું સમારકામ કરવાનું હોય છે તમારો દીકરો પ્રદીપ પણ જ્યારે અહીં આવે છે ત્યારે આવી જ વાત કરતો હોય છે

સુમતિ પ્રદીપ ? પ્રદીપ પણ અહીં આવે છે ?

મેનકા પ્રત્યેક આજ્ઞાંકિત પુત્ર પિતાને પગલે ચાલવાનું પસંદ કરતો હોય છે –

સુમતિ મેનકા ! મેનકા ! આ તું શું બોલે છે ?

મેનકા આમ અકળાઇ શું જતા હશો, નિરાંતે બેસો-આપણે ગઇ કાલે કરી હતી તે વાતો આજે ફરીવાર કરીએ-મને તમારી અડોઅડ બેસીને વાતો કરવાનું ખૂબ જ ગમે છે પ્રિયતમ, અહીં આવો-હું તમારી છાતી પર માથું રાખીને જરાક ઊંઘી લઉં

(મેનકાનું ખડખડાટ હાસ્ય)

સુમતિ મેનકા, મેનકા, આ તું શું કરે છે ? તારે અત્યારે આટલું બધું હસવું ન જોઇએ-મને આ નથી ગમતું

[ બારણે ટકોરા ]

મેનકા તમને શું ગમે છે એની મને ખબર છે

સુમતિ પણ આટલું બધું હસવું સારું નહિ.

મેનકા સારું ગણાય કે ખરાબ-એની દર

કાર હું શા માટે રાખું ? મારું તો એક જ કામ–હસવું એટલું હસવું.

[ બારણે ટકોરાં ]

આટલા જોરથી બારણું કેણ ભભડાવે છે ? આખી હેટલ જાગી જશે એનું એને ભાન નથી લાગતું : તમે કોઈને અહીં આવવાનું આમંત્રણ આપ્યું હતું ?

સુમતિ : ના, કોઈને નહિ. આમંત્રણ આપવા જેવો આ સમય પણ નથી, સ્થાન પણ નથી.

[ ટકોરાં ચાલુ ]

મેનકા : ત્યારે આટલા જોરથી બારણું કોણ ખખડાવે છે ?

સુમતિ : હશે કોઈક અજાણ્યો માણસ–ભૂલથી આપણા બારણાને પોતાનું બારણું માની બેઠો હશે.

મેનકા : મને બીક લાગે છે. હોટલને આગ તો નહિ લાગી હોય ?

સુમતિ : હોટલને નહિ, પણ જેના અંતરને આગ લાગી હોય છે, એવા જ માણસો અહીં આવે છે. જેમાંનો એક હું પણ છું.

[ ટકોરાં ચાલુ ]

મેનકા : જુઓ, ફરી બારણું ખખડ્યું–તમે એને કહી દો કે આ રૂમ ભાડે રાખી છે અહીં કોઈને આવવાનો અધિકાર નથી. જે હોય તે ચાલ્યું જાય.

સુમતિ : કોને કહું ? બહાર કોઈ નથી.

મેનકા : નથી શું-છે. બીકથી મારું કાળજું ફડક–ફડક થાય છે.

સુમતિ : બીક લાગતી હોય તો તું નહાવા-ની ઓરડીમાં જતી રહે. બારણું અંદરથી બંધ કરી દેજે. બહાર નીકળતી નહિ : હું દરવાજો ઉઘાડું છું.

[ બારણું ઉઘડવાનો અવાજ ]

પ્રદીપ : ઓહ, અહીં તમે છો એમ !

સુમતિ : કોણ પ્રદીપ ! તું આ હોટલમાં ક્યાં ?

પ્રદીપ : આ પ્રશ્ન હું તમને પણ પૂછી શકું. પણ જવા દો. મારે તો એટલું જ જાણવું છે કે આટલું ખખડાવ્યાં છતાં તમે બારણું ઉઘાડતાં કેમ નહોતાં ?

સુમતિ : હું અંદરની ઓરડીમાં નહાતો હતો, પછી બારણું કોણ ઉઘાડે ? હં, પણ પ્રદીપ, તું અહીં શા માટે આવ્યો છે ?

પ્રદીપ : તમને શોધવા માટે, મને ખાત્રી જ કે તમે અહીં હશો. થાકેલા ને પડી ભાંગેલા માણસો રાત્રે અહીં જ આવે છે : જૂના સંસારમાંથી નવા સંસારમાં.

( અંદરથી સ્ત્રીનું હાસ્ય )

આટલા બધા જોરથી આ કોણ હસે છે ? જરૂર કોઈ નહાવાની ઓરડીમાં ઘુસી ગયું લાગે છે.

સુમતિ : નહાવાની ઓરડીમાં કોઈ નથી, કોઈ જ નથી પ્રદીપ ! આ અવાજ તો બાજુની રૂમમાંથી આવે છે.

પ્રદીપ : શાંત પાણીને ખળભળાવી મૂકે એવો, આકાશ–પાતાળ એક કરે એવો–પુરુષ માત્રને આખો ને આખો ચાવી જાય એવો–આ અવાજ કોઈ ગૃહિણીનો નથી, કાળજું ખાઈ જનારી ડાકણનો છે. કદાચ ઓરતનો છે. રખડેલ—

સુમતિ : હશે કદાચ-એવું પણ હશે. માણસ જ્યારે થાકે છે કે પડી ભાગે છે. ત્યારે એ વિશ્રાંતિ શોધવા વૈતરણીને કાંઠે જઈને બેસે છે. આપણે કહીએ છીએ એનું અધઃપતન થયું છે, પણ–પણ હું માનું છું તે પ્રમાણે એવા અધઃપતનમાંથી જ માણસ પોતાના મોક્ષનો માર્ગ શોધી કાઢે છે–કદાચ.

(સંગીત)

[ પ્રવેશ પાંચમો ]

મુકેશ : મા, તું શું કરે છે ? મારા બાપુજી ક્યાં છે ? હજી સુધી સૂતા છે ?

મંદાકિની કોણ સુરેશ ? પ્રદીપ ક્યાં છે ? અત્યાર સુધી તમે બન્ને ક્યાં હતા ?

સુરેશ અમે ગયા હતા ફરવા-મોજ કરવા દૂર દૂર પેલા પર્વતની પેલે પાર-નદીને કાંઠે-આબાદ ડિવામાં-

મંદાકિની હું બધું જાણું છું તમારી સાથે છોકરીઓ કોણ હતી ? આ ઘરની આબરૂની તમને કાંઈ પડેલી છે કે નહિ ? રખડેલ છોકરીઓ સાથે જ્યાં ત્યાં ભટકતા તમને શરમ નથી આવતી ? ઘરમાં એક રતનું તો રહ્યું નથી બાપ જીવે, કે મરે તમને ક્યાં કોઈની પડી છે ?

પ્રદીપ કોણ મરવા પડ્યું છે ? તમે કોની વાત કરો છો મા ?

મંદાકિની કોણ પ્રદીપ ? જતો રહે અહીંથી-આવીશ નહિ મારા ઘરમાં

પ્રદીપ હું મારા બાપુજીને મળવા આવ્યો છું મારે એની સાથે જરૂરી વાત કરવી છે

મંદાકિની તું એને નહિ મળી શકે ચાલ્યો જા અહીંથી આજથી હું તારું મોઢું જોવા માગતી નથી તારો અને સુરેશનો જે કાંઈ સરસામાન હોય તે લઈ ને તમે બન્ને અહીંથી જતા રહો-ટળો મારા ઘરમાંથી

પ્રદીપ મા !

મંદાકિની મારે કાંઈ સાંભળવું નથી હું તારી મા નથી ને તું મારો દીકરો નથી મા-દીકરાનો સંબંધ આજથી પૂરો થાય છે પોતાના બાપની ઇજ્જતની ધૂળધાણી કરનારા તમારા જેવા કપૂતોનું આ ઘરમાં કામ નથી

પ્રદીપ મારા બાપુજીએ તમને ભંભેર્યા લાગે છે પણ એમણે કરેલા પરાક્રમની વાત તમારે મારી પાસેથી સાંભળવી જોઈએ એ ક્યાં છે તે મને કહો-તમારી રૂમમાં? મારે એમની સાથે એક ગંભીર વાતની ચોખવટ કરવી છે

મંદાકિની ચોખવટ કરવી છે તારે ? તારા બાપુજી વિરુદ્ધ તું મારી પાસે ફરિયાદ લઈને આવ્યો છે ? તું ? ચાર આંગળનો છોકરો ?

પ્રદીપ મારા બાપુજી વિરુદ્ધ હું એક અક્ષર નહિ બોલું બસ ? મારે એમને મળીને-એમની માફી માગીને રાજીખુશીથી આ ઘર છોડવું છે મેં જે કાંઈ જોયું, સાંભળ્યું અનુભવ્યું એ વિશે મારે તમને કે મારા બાપુજીને કશું જ કહેવું નથી હું તમારા બન્નેની રજા લેવા આવ્યો છું મા !

સુમતિ પ્રદીપ, બેટા, મારી રજા લેવા જેટલું પે મહત્ત્વ તું મને શા માટે આપે છે ? મારી આંખો શરમના ભારથી એટલી બધી નીચી નમી ગઈ છે કે પાંપણો ઊંચી કરીને હું તારી સામે જોઈ શકું તેમ નથી

પ્રદીપ બાપુજી, ગઈકાલની વાતો યાદ કરવા જેવું જુનવાણી માનસ મારી પાસે નથી હું તો આજનો, અત્યારનો વર્તમાનનો વતની છું ગઈકાલ મારી પાસે નહોતી આવતી કાલ આવવાની છે એની મને શ્રદ્ધા નથી હા, મારી પાસે મેં જાતે પેદા કરેલી એવી આજ છે આજને મેં મારી નાનકડી મુઠીમાં પકડી રાખી છે અને એ જ મારી સાચી મૂડી છે એ મૂડીને આધારે હું મારું જીવન ઘડવા માગું છું રજા આપો બાપુજી, મારે આ ઘરમાં નથી રહેવું

સુમતિ તેં અહીંથી ચાલ્યા જવાનો નિશ્ચય કરી જ લીધો છે પ્રદીપ ?

પ્રદીપ હા, બાપુજી, મારા નિશ્ચયમાંથી હવે મને કોઈ ડગાવી નહિ શકે હું ક્યાં જવાનો છું એ પણ તમે મને પૂછશો નહિ આ વિશાળ દુનિયાનો એકાદ નાનકડો ખૂણો મને જરૂર આશ્રય આપશે. જીવીશ ત્યાં સુધી હું તમને યાદ કર્યા કરીશ પણ કાગળની એક ચબરખીયે તમને લખીશ નહિ

સુમતિ અને ધાર કે હું તને અહીંથી જવાની રજા ન આપું તો ? બાપ તરીકેનો એટલો અધિકાર મેં હજી મારી પાસે રાખ્યો છે

પ્રદીપ પણ તમારે મને અહીં રાખીને શું કરવું છે એ કહેશો ? હું નાલાયક છું, રખડેલ છું, ઉડાવગીર છું-મારા જેવો બેજવાબદાર માણસ

તમને કશો જ ઉપયોગી નથી બાપુજી!

સુમતિ તારા બધા અપલક્ષણોની સાથે એક જરૂરી તત્ત્વ જો ખેતુ છે એ તુ જાણે છે? એ તત્ત્વનું નામ છે મમતા–લાગણી–પ્રેમ, મા–બાપનું એના સંતાન પ્રત્યેનું આકર્ષણ–આ આકર્ષણને તુ અમારી પાસેથી નહિ ઝૂંટવી શકે મા–બાપ બાળક પ્રત્યે ગમે તેટલા નિષ્ઠુર થાય પણ એને આત્મહત્યાને માર્ગે તો નહિ જ જવા દે

પ્રદીપ આત્મહત્યા?

સુમતિ આત્મહત્યા નહિ તો બીજુ શુ? પોતાની જવાબદારી ખંખેરીને જે માણસ નાસી છૂટે છે તે કાંઈ મુક્તિ મેળવતો નથી, પણ માનસિક વલોપાતની શિલા નીચે કચરાઈ મરે છે એ જીવતો લાગે છે ખરા, પણ ખરેખર તો એ મરેલો હોય છે મારી વાત તને સમજાય છે પ્રદીપ? તારા કમોતનું કારણ હુ બનવા માગતો નથી.

પ્રદીપ તમારે મને જીવાડવો નથી તેમ મરવા દેવો પણ નથી તો હવે મારે શુ કરવુ?

સુમતિ બીજુ કાંઈ કરવુ નથી. તારે અહી રહેવુ–અમારી સાથે જે કાંઈ અડધુ પાતળુ ખાવાનું મળે તેનાથી સંતોષ માનવો તુ પૈસાદાર નથી પણ ગરીબ છે એક કંગાલ અને ચીંથરેહાલ મા–બાપનો છોકરો છે એ વાત કાળાંતરે પણ ભૂલવી નહિ

પ્રદીપ ગરીબ માબાપનો છોકરો?

સુમતિ હા, બેટા! ગરીબોને પણ એની પોતાની અનોખી દુનિયા છે એ દુનિયાના એ સર્વસત્તાધીશ સ્વામીઓ છે ધનવાન ગણાવાની ઘેલછા જ તારી પાસે ચોરીઓ કરાવે છે, જૂઠુ બોલાવે છે ને આથી ભાગી છૂટવાની પ્રેરણા આપે છે તુ પહેલવાર ઘર છોડીને ભાગી ગયો અને ત્રણ ત્રણ મહિના સુધી રખડયો તેની પાછળ પણ આજ કારણ હતુ પ્રદીપ!

પ્રદીપ એ ત્રણ મહિના હુ કયાં હતો એ તમે મને પૂછયુ નથી

સુમતિ પૂછવાનો કશો અર્થ પણ નહોતો. કારણ કે જૂઠુ બોલનારની સામે સત્ય હમેશાં છેતરાય છે.

પ્રદીપ તમારી સામે ઊભો રહીને સત્યને છેતરવાની હવે મારી હિંમત નથી બાપુજી, મે ચોરી કરી હતી–ગરમ સૂટની ચોરી. એ ચોરીના બદલામાં મને ત્રણ મહિનાની જેલની સજા થઈ હતી (રડે છે) જૂઠુ નહિ બોલુ–મારી જિંદગીની એ છેલ્લી ચોરી હતી

સુમતિ તુ રડે છે પ્રદીપ? તને પશ્ચાત્તાપ થાય છે? હુ તને વઢુ છુ એનો તને ગુસ્સો નથી આવતો?

પ્રદીપ (રડતાં રડતાં) આવે છે, ગુસ્સો પણ આવે છે મારા નાનપણના તોફાનોને તમે હસી કાઢતાં, મારી ભૂલોને તમે પંપાળ્યા કરી. ખાસ સોબત પ્રત્યે તમે આંખ આડા કાન કર્યા હુ ભણ્યો નહિ, માસ્તરોને માર્યા, ચોપડીઓ ફેંકી દીધી એને તમે આત્મમ માનનો ધજાગરો માન્યો–ધનવાન ગણાવાની મારી ફિશિયારીને હોશિયારીમાં ખપાવી–અને મારા કુટેવોની તમારી એ રાગી પ્રત્યે જ્યારે કોઈએ તમને ઠપકો આપ્યો ત્યારે તમે પાણી વિનાના ખાલી વાદળાંની જેમ ગર્જના કરી મારો પ્રદીપ કાંઈ હલકી મતવાળો નથી. આ દુનિયાનો એ સૌથી મોટો માણસ થવાનો છે, અને ઠઠમાઠથી રહેવાનો છે જો એ વખતે તમે તમારી આંખ અને કાન ખુલ્લા રાખ્યા હોત તો મારી આ દશા થાત નહિ હુ મોટો માણસ થવાને બદલે માત્ર માણસ જ થયો હોત તો ઘણુ હતુ એ પણ ન થયો

સુમતિ કયાં ગઈ? અરે, કયાં ગઈ? તે સાંભળ્યુ? આપણા પ્રદીપે શુ કહ્યુ તે તે સાંભળ્યુ? જો–જો અહીં આવ પ્રદીપ રડે છે કોઈ દિવસ નહિ ને પ્રદીપ આજે પહેલી વાર મારી સામે રડે છે એને પસ્તાવો થાય છે મે તને નહોતુ કહ્યુ? પ્રદીપ સારો છોકરો છે, હોશિયાર છે, પાચમા પૂછાય એવો છે

મંદાકિની મા બાપ પ્રત્યે એના મનમાં લાગણી છે, આદર છે, પ્રેમ પણ છે

સુમતિ માત્ર આદર, લાગણી કે પ્રેમ જ નહિ મદા, એ ત્રણે શબ્દો અત્યારે નકામા લાગે છે પ્રદીપ અને મુકેશના મનમા એ બધુ તો છે જ સાથે મા બાપ પ્રતે પૂજ્યભાવ પણ છે આંસુ લૂછી નાખ મેગ, લૂછી નાખ તમે અત્યારે ગરીબ છે–નિર્ધન છો, અકિંચન છો પ I હુ નહિ હોઉં ત્યારે ગરી II આ ઘરમાથી ચાલી જશે તમે ધનવાન ગણાશો, પૈસાદાર બની જશો કોઈની પરવા કરતાં નહિ ઠાક માહથી રહેજો કેમ ખરુ ને મદા ?

મદાકિની શુ તમે પે જેમ ફાવે તેમ બોલે જાઓ છો ?

સુમતિ ફાવે તેમ શા માટે ? હુ બરાબર વિચાર કરીને બોલુ છુ મારો ભાઇ અફ્રિકાથી અવ્યો ત્યારે એણે નહેતુ કહ્યુ, હીરની ખાણ શોધવા માટે માણસે જગનમાં ભટકવુ પડે છે ?

મદાકિની કહ્યુ હશે–મને કાઈ યાદ નથી ચાનો, સૌ અદર આવો અને જમી લ્યો રાત ઘણી વીતી ગઈ છે બધાને ભૂખ પણ લગી હશે

સુમતિ હા હા, ચાનો, તે જોયુ ને ? બ ને છોકરાનું એના બાપ ઉપર કેટલુ બધુ હેત છે ? અને પ્રદીપ તો પ્રદીપ જ છે હો મારી સામે રડી પડયો –કોઇ દિવસ નહિ ને પહેલીવાર રડી પડયો અજબ વાત છે

મદાકિની ત્યા ઊભા ઊભા તમે શુ વિચાર કરો છો ? જુઓ, પ્રદીપ અને મુકેશ રસોડામાં પહોચી ગયા તમે જલદી અદર આવો અધરાત થવા આવી છે

સુમતિ અવુ છુ ને–હમણાં જ આવુ છુ તુ જા આજે મને આકાશના તારા જોવાનુ મન થયુ છે બાળકોનાં આંસુ પણ અવા જ રીતે ચમકતા હોય છે નહિ મદા ?

મદાકિની તમે કેટલુ બધું મોડુ કરો છો ? હુ તો જાઉ છુ–તમે રસોડામા આવજો પ્રદીપ અને મુકેશ રાહ જોતાં હશે હુ થાળી પીરસું છુ

સુમતિ હા હા, હવે વધારે મોડુ નહિ થય તુ જા થાળી પીરસ પ્રદીપ અને મુકેશને કહે કે એ જમવાનું શરૂ કરે હુ આ આ પો

[ મોટર સ્ટાર્ટ થવાનો અવાજ ]

પ્રદીપ મા મારા બાપુજી ન આવ્યા ?

મદાકિની આવે છે બેટા, હમણાં જ આવે છે

પ્રદીપ પણ મોટર કોણે સ્ટાર્ટ કરી ? મારા બાપુજી મોટર લઈને અત્યારે ક્યાંક બહાર જતાં લાગે છે અરે, બાપુજી, બાપુજી, તમે અત્યારે મોટર લઈને કયા જાઓ છો ? જવાબ કેમ આપતાં નથી ? બાપુજી–બાપુજી–

[ ધડાકા સાથે મોટર અકસ્માતનો અવાજ ]

શોક સગીત

ઓહ, અકસ્માતમાં આપણી મોટરના ભુક્કા ઊડી ગયા–મા, મા મારા બાપુજીનું શુ થયુ હશે ?

મદાકિની અરરે, આટલી વારમા આ શુ થઈ ગયુ ? બે I પ્રદીપ, હવે આપણુ શુ થશે ?

[ પ્રવેશ છઠ્ઠો ]

( દીવાનખાનામાં સુમતિલાલની વિશાળ છબી સામે મદાકિની ઘૂટણિયે પડીને બેઠી છે–ત્યા બહાર થી મુકેશ અને પ્રદીપ આવે છે ચરે બાર અધારુ –બધી વસ્તુઓ અસ્પષ્ટ દેખાય છે નેપથ્યમા શોક પૂર્ણ સગીત)

પ્રદીપ રાત ઘણી વીતી ગઈ છે મા મારા બાપુજીની છબી આગળ તમે કયા સુધી બેસી રહેશો ? નીચે ચાને, અમને ઘરમાં કાંઇ ગમતુ નથી

મદાકિની તુ જા હુ હમણા નહિ આવુ

મુકેશ કલ્પાંત કરી કરીને તમે કેટલા બધા લેવાઇ ગયા છો ? તમે આમ રડયા કરશો તો પછી અમારુ કોણ ?

મદાકિની હુ રડતી નથી બેટા કલ્પાંત નથી કરતી આવુ આત્મહત્યાનું પગલું એમણે શા માટે ભર્યું એનું રહસ્ય હુ શોધી રહી છુ પ્રદીપ'

મુકેશ મા, મને નવાઈ એ વાતની લાગે છે

કે મારા બાપુજીની સ્મશાન યાત્રામા કેટલા બધા ઓછા માણસો હતા? એમના શેઠની કંપનીમાં તો ઘણા માણસો કામ કરે છે, કેમ કોઈ નહિ આવ્યુ હોય?

મંદાકિની છેલ્લાં દિવસોમા કંપની સાથે એમને મનમેળ નહોતો જેની મહેનતથી કંપની સદ્ધર થઈ એ જ કંપનીએ એને વૃદ્ધાવસ્થામા જાકારો દીધો કારણ કે સુમતિબાબુ એક મામુલી સેલ્સમેન હતા નિર્ધન પણ સ્વમાની. સ્વપ્નની દુનિયાના એ આદમીને કોઈ ઓળખી શક્યુ નહિ એનાં સંતાનો પણ નહિ

પ્રદીપ ના મા! ના, એવુ ન બોલો એમના સ્વપ્નને સિદ્ધ કરવાના મે શપથ લીધા છે હુ અહી જ રહીશ–આજ શહેરમા હુ લોકોને બતાવી આપીશ કે સેલ્સમેન સુમતિબાબુના બાળકો કોઈની સામે લાંબો હાથ કરીને જીવવામા માનતા નથી કારણ કે એ એક તેજસ્વી ને પરિશ્રમી સેલ્સમેનનાં બાળકો છે આ દુનિયાના સૌથી મોટા માણસ થવાની એમની તમન્ના છે મારા બાપુજીના સ્વપ્નને હુ સાચુ પાડીશ મા!

મંદાકિની (નિસાસો લઈ) કદાચ એમ બને પણ ખરુ

મુકેશ મા, ચાલોને મોડુ થાય છે,

મંદાકિની તમે જાઓ, તમારી પાછળ પાછળ હુ આવુ છુ

[પ્રદીપ-મુકેશ જાય છે મંદાકિની ઊભી થઈ છબીની નજીક આવે છે ને છબીને સંબોધીને બોલે છે]

સ્વામી, તમને વિદાય આપવા હુ જીવતી રહીશ એવી કલ્પના મે કરી નહોતી જીવનની છેલ્લી રમતમાં તમે આગળ નીકળી ગયા અને હુ પાછળ રહી ગઈ મને માફ કરજો પ્રભુ, હોજ ગમ્યુ કેમ પણ મને અત્યારે રડવુ નથી આવતુ ખૂબ પ્રયત્ન કરુ છુ છતા મારી આંખો ભીની થતી નથી તમે મારી પાસેથી ચાલ્યા ગયા છો–હમેશને માટે ચાલ્યા ગયા છો એ વાત મારુ મન સ્વીકારતુ નથી કદાચ એ જ કારણે આંસુ નહિ આવતા હોય. તમે અત્યારે મારી પાસે નથી–છતા છો, પહેલાં હતાં તે કરતા વધારે નજીક છો. અમારી દરિદ્રતાને દૂર કરવા માટેનું તમારુ આ પગલુ મને ગમ્યુ નથી પણ તમને શિખામણ આપવાનું મારુ ગજુ કેટલુ? કારણ કે તમે એક કુશળ ગણત્રબાજ સેલ્સમેન હતા હા, સેલ્સમેન જીવન અને મૃત્યુ સાથેની તમારી લેવડદેવડમાં, જેમા વધારે નફો તમને મળ્યો હશે, એ જ સોદો તમે કર્યો હશે મારા જેવી અબુધ નારી એમા શુ સમજે? અલવિદા, સ્વામી, અલવિદા

[ચારે કોર ખૂબ ગાઢ અંધારુ–માત્ર છબી ઊપર પ્રકાશ–છબીમાથી સુમતિબાબુનો અવાજ–થાકેલો, મંદ છતા પૌરુષપૂર્ણ]

સુમતિ હુ અહી બેઠાં બેઠાં આખી સૃષ્ટિને સ્થિર નજરે જોઈ રહ્યો છુ મારે કોઈકને કાન આપવુ જોઈએ એવી ઈચ્છાથી હુ આ દુનિયાની વચ્ચે આવ્યો હતો આકાશના તારા વીણી વીણીને મારે બાળકોની વચ્ચે વહેંચી દેવા હતા પણ મારા સંતાનોએ મારી ઈચ્છાઓની વચ્ચે આવીને મને નિષ્પ્રાણ બનાવી દીધો મારો પરિશ્રમ પુરુષાર્થ–મહત્વાકાંક્ષા બધુ છિન્નભિન્ન થઇ ગયુ મા બાપ સંતાનોને જીવાડવા જેમ લોહીનું એક એક ટીપુ ખરચી નાખે છે તેમ સંતાનોએ પણ માબાપને જીવાડવા માટે પરિશ્રમ કરવો જોઈએ હુ અહી બેઠો છુ–તમારી સૌની સાથે–આ છબીની ફ્રેમ મારુ ઘર છે–સ્વજન મારો શ્વાસ છે–આ છબીની કાચની બારીમાથી ડોકાઈ ડોકાઈને હુ તમને બધાંને પ્રેમ ભીની દૃષ્ટિથી જોઈ રહ્યો છુ

હુ તમારા સૌની સાથે જ રહેવાનો છુ–ચિરકાળ સુધી અલવિદા, મંદાકિની, અલવિદા!

મન હૃદય અને શરીરનો સુમેળ જામે એનું નામ જીવન–સંગીત. આ સંગીત આજે બસૂરુ બન્યુ છે–

# 'પરમાત્માની માયા અકળ છે'

રા. ના પાઠક

મહાભારતનું યુદ્ધ પૂરું થયું ધર્મરાજ યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થયો હસ્તિનાપુરના નગરજનોની સભા ભરાઈ બ્રાહ્મણો ક્ષત્રિયો, વ્યાપારીઓ ખેડૂતો, કારીગરો વગેરેથી ધર્મરાજનો દરબાર શોભી ઊઠયો વિજયના ઉત્સવ નિમિત્તે અનેક પ્રવચનો થયાં તેમાં ધર્મરાજે વિજયનો સર્વ યશ શ્રીકૃષ્ણ ભગવાનને આપ્યો 'તેમનું સારથિપદ ન હોત તો વિજય ન મળત,' એમ સ્પષ્ટ રીતે જાહેર કર્યું આ શબ્દો યુધિષ્ઠિરના મુખમાંથી નીકળ્યા તે વખતે બાજુમાં બેઠેલા ભીમ અને અર્જુનના ચહેરા પર રોષ છવાયો બન્નેએ હોઠ પીસ્યા, આંખોના ખૂણા સહેજ લાલ થયા શ્રીકૃષ્ણે તે જોયું અને હૃદયમાં વિષાદ છવાયો

વિજયોત્સવની સભા ચાલુ હતી મુખ્ય વ્યાખ્યાનો પૂરાં થયાં હતાં રમતગમત અને મનોરંજનના કાર્યક્રમો શરૂ થયા એ વખતે એક કાસદે આવી શ્રીકૃષ્ણના હાથમાં કાગળ મૂકયો શ્રીકૃષ્ણે મોટાભાઈ બલરામના કાનમાં કાંઈક વાત કરી અને ધર્મરાજને પત્ર વંચાવી રજા માગી, ભીમ અને અર્જુનની ચાલતી સભાએ વિદાય લીધી દ્વારિકામાં યાદવોએ બંડ કર્યું છે માટે તાબડતોબ આવો એવો સંદેશો કાસદ લાવ્યો હતો એથી સૌએ શ્રીકૃષ્ણને વિદાય આપી સભાનો કાર્યક્રમ ચાલુ રહ્યો શ્રીકૃષ્ણ-બલદેવ રથમાં ચડી નીકળ્યા હસ્તિનાપુરના પાદરમાં એક મોટી રાજવાડી હતી તેમાં રથ છોડયો સારથિને કહ્યુ તું ઘોડાને ચંદી ખવડાવ અને રથને સજ્જ કર સારથિ પ્રણામ કરી ચાલ્યો ગયો શ્રીકૃષ્ણે બલદેવજીને કહ્યું સભામાં તમે જોયું હશે કે અર્જુન અને ભીમને વિજયનો મદ ચડયો છે આપણે જો તેમના ખરા મિત્ર હોઈએ તો એ મદ ઉતારવો જોઈએ એને માટે મેં એક યોજના ઘડી છે તમારે એમાં સાથ આપવો પડશે.' બલદેવે ખુશીથી હા પાડી

શ્રીકૃષ્ણ ભગવાને વેશપલટો કર્યો ભગવો સાફો, ભગવો ઝભ્ભો, ભગવું ધોતિયું, ગળામાં માળાઓ, કાનમાં મેરખાં અને પગે ઘૂઘરા બાંધ્યા ખભે મે કરંડિયાની કાવડ લીધી એક કરંડિયામાં બલદેવજી સર્પ થઈને પુરાયા એક હાથમાં મોરલી લીધી જગતને નટની માફક નચાવતા ભગવાને મદારીનો વેશ લીધો સાથે એક ખચ્ચર લીધું ને હસ્તિનાપુર તરફ પાછા ચાલ્યા આ બાજુ રાજસભામાં મનોરંજનના કાર્યક્રમો ચાલે છે એવામાં ડુગ્ ડુગ્ ડુગ્ કરતો મદારી આવી પહોંચ્યો આખી સભાનું ધ્યાન એના તરફ ખેંચાયું મદારીએ મોટે અવાજે કહ્યું 'મહારાજ યુધિષ્ઠિરની આજ્ઞા હોય તો એકાદ ખેલ કરી બતાવું' ધર્મરાજાએ આજ્ઞા કરી એટલે મદારીનો ખેલ શરૂ થયો સભાજનોને ઉદ્દેશી મદારી બોલ્યો

'મારી પાસે બે ખેલ છે એક આ કરંડિયામાં નાગદેવતા છે અને બીજું આ ખચ્ચર આંગી આ સભામાંથી કોઈ પણ માણસ આ સર્પને ઉપાડી કરંડિયામાં પૂરે અને ખચ્ચર ઉપર સવારી કરી શહેર ફરતા ત્રણ આંટા મારે તેને આ એકવીસ સોનાના પૂતળાં હું આપી દઈશ, જો કોઈ એમ ન કરે તો યુધિષ્ઠિર મહારાજ મને એક સોનાનું પૂતળું આપે'

આટલું બોલી મદારીએ કરંડિયો ખોલ્યો અને ફેણ ઊંચી કરી નાગ ડોલવા માંડયો મદારી પગનો ઠમકો કરી મોરલી વગાડવા મંડયો મીઠી મોરલી વાગે છે ને સામે નાગ ડોલે છે આખી સભા ખબાકાર થઈ જોઈ રહી છે કોઈ ઊઠવાની હિંમત કરતું નથી થોડીવાર થઈ એટલે મદારીએ મોરલી બંધ કરી લલકાર કર્યો 'છે કોઈ માયનો પૂત ! આ મારા નાગને હાથ અડાડે ! છે કોઈ ક્ષત્રિયબચ્ચો કે દુઃશાસન અને દુર્યોધન જતાં સૌ મરી પરવાર્યા !'

આટલું કહેતાં તો ભીમસેન લાલ આંખ કરી ઊભો થયો 'બસ કર, હમણાં તારા સાપોલિયાને ઉપાડી ફેંકી દઉં છું' લાંબાં પગલાં ભરતો ભીમસેન

ચોગાનમાં આવ્યો મદારીએ કાલાવાલા કરતાં હાથ જોડી કહ્યું 'ભાઈસાબ, મારા નાગને બહુ ઊંચે ન ઉડાડી દેતા ' ભીમસેને ત્રાડ મારી "બકવાદ કરે છે પણ હમણાં તને બતાવી આપું ' આમ કહી કરંડિયામાં બેઠેલા નાગને એક થપ્પડ મારી બેસાડી દીધો અને પૂછડીથી પકડી માથા ઉપર ફેરવ્યો. આખી સભાના દેખતાં ઊંચે આકાશમાં ઉડાડ્યો ભીમસેનનું આ બળ જોઈ સભાજનોએ તાળીઓથી એને વધાવી લીધો. પગ પહોળા રાખી, કેડે હાથ દઈ ભીમ ઊંચે જોઈ રહ્યો મદારી પણ કપાળ કૂટતો ઊંચે જોઇ રહ્યો. રડતે અવાજે બોલ્યો 'હમણાં મારો નાગ નીચે પછડાશે અને મરી જશે મારું ગરીબનું પેટ ફોડી નાખ્યું ' આમ બોલે છે ત્યાં તો નાગ નીચે આવ્યો સૂસવાટા કરતો અને ભીમસેનને ગળે વીંટળાઈ વળ્યો ભીમ બેબાકળો બની સાપની ડોક અને પૂંછડી પકડી જેમ ખેંચવા લાગ્યો, તેમ ગળે ભરડો વધારે આવ્યો આંખો ઊંચે ચડી ગઈ તમ્મર ખાઈ તે નીચે પડ્યો ધર્મરાજ, અર્જુન વગેરે દોડી આવ્યા ભીમને પવન નાખવા લાગ્યા મદારીને ઠપકાર્યો અવાજે કહ્યું 'તારા નાગને વશ કર તારે જોઈએ તે લઇ ચાલતો થા ' મદારીએ કરગરતાં કહ્યું

'મેં ના પાડી હતી કે નાગને બહુ ઊંચો ઉડાડશો નહિ, પણ તમારા ભાઈ બહુ બળિયા તે નાગને ઊંચે ઉડાડી મૂક્યો હવે નાગ ચિડાયો છે હું શું કરું ? છતાં ઊભા રહો મનાવી જોઉં એમ કહી મોરલી વગાડતો નાગની સામે બેઠો. ધીમેધીમે નાગ ગળેથી છૂટ્યો અને કરંડિયામાં જઈ પુરાઈ ગયો મદારીએ ભીમની આંખો ઉપર પાણી છાંટ્યું ચહેરા ઉપર હાથ ફેરવી મનમાં મંત્ર ભણ્યો એટલે ભીમસેને આંખ ઉઘાડી. મદારી સાથે ચાર આંખો એક થતાં ભીમ ઓળખી ગયો એનું મોઢું હૃદય ભરાઈ આવ્યું ઊભા થઈને મદારીના પગ પકડી લીધા. દુઃશાસન અને દુર્યોધનને માર્યાનો ગર્વ ગળી ગયો ઢીલો થઇને ભીમ પોતાના આસને જઈ બેઠો ધર્મરાજ અને અર્જુન પોતપોતાના આસને બેઠા મદારીએ ફરી ડુગડુગિયું શરૂ કર્યું અને નાનકડા ખચ્ચરની પીઠ પર હાથ મૂકી બોલ્યો 'જે કોઈ ક્ષત્રિય બચ્ચો આ ખચ્ચર ઉપર સવાર થઇ શહેરફરતા ત્રણ આંટા ફરશે તેને મારા સોનાના એકત્રીસ પૂતળા આપી દઈશ છે કોઇ પેદા થયો ખેલવનાર, રજપૂત બચ્ચો !' આમ કહી ફરી ખચ્ચરની પીઠ થાબડી થાબડતાં તો ચાર પગે ખચ્ચર ઊછળ્યું કાનસૂરી ઊંચી કરી. કાપી નાખેલું એક હાથનું પૂછડું ઉછળ્યું અને હણહણાટી દીધી સર્પની માફક આ ખચ્ચરમાં પણ કંઈક જાદુ હશે, એમ ધારી કોઇ રાજકુમાર ઊઠ્યો નહિ એટલે મદારીએ કહ્યું 'બસ ખલાસ રાજા કર્યું જતાં પેદા થયો ખેલવનાર કોઇ ન રહ્યો ?' આટલું કહેતાં ખોંખારો મારી અર્જુન ઊભો થયો ચોગાનમાં આવીને એણે ત્રાડ મારી 'તું ખેલ કરવા આવ્યો છે કે ડફાસ મારવા ? ચાલ બાજુ પર હટી જા ' મદારી હાથ જોડી કાલાવાલા કરતો બોલ્યો 'ભાઇસાબ મારા ખચ્ચરને બહુ ન દોડાવશો હજુ તો હમણાં જ ચડાઉ કર્યું છે કેળવણી પણ પૂરી લીધી નથી ' અર્જુને ડાળા કાઢી કહ્યું 'દૂર હટી જા ઘોડા એના અસવારના મન પ્રમાણે દોડશે ' આટલા નાના ખચ્ચરે અર્જુનને ફૂલની માફક ઉપાડી લીધો કેટલાયે રાજકુમારોને ઊંધે મોઢે પછાડી, સભાજનોને હસાવનાર ખચ્ચર અર્જુનને ઉપાડી ચાલી નીકળ્યું શહેરમાંથી બહાર નીકળી ગઢની રાંગે ઉપડ્યું તબડાક-તબડાક દોડતાં એક ચક્કર લગાવ્યું નહિ જીન કે નહિ ચોકડું, નહિ લગામ કે નહિ કેવાણી અર્જુન ખચ્ચરની પીઠ ઉપર સાથળ દબાવી ટાંગ બેઠો છે ખચ્ચર પૂરપાટ દોડ્યું જાય છે એક, બે ને ત્રણ આંટા પૂરા થયા અર્જુન ખચ્ચરને દરવાજા તરફ વાળવા જાય છે, ત્યાં તો એકાએક ઝપટ મારી ખચ્ચર સીધું ઉગમણી દિશાએ દોડી ગયું ચારેપગે ઊછળતું પવનવેગે નાઠું અર્જુન પડવાની બીકે ગળે વળગી પડ્યો નદી, નાળા, ઝાડી, ઝાંખરા, પહાડ, જંગલ કશું જ જોયા વિના ખચ્ચર ઉગમણી દિશાએ દોડ્યું જ જાય છે પાંચ ગાઉ, દસ ગાઉ, સો ગાઉ, રાત દિવસ દોડ્યું જ જાય છે અર્જુન મોતની બીકે ખચ્ચરના ગળે જળોની માફક વળગી પડ્યો છે એવામાં મધ જંગલમાં એક મોટા સરોવરના તીરે છેક કાંઠા

ઉપર આવી ખચ્ચર ઊભુ રહ્યુ. ઉપર જાડી વડલાની ડાળ પાણીમાં લબાયેલી ઝૂકી રહી હતી અર્જુને લાંબો ટૂંકો કશોય વિચાર કર્યા વિના ડાળને બાથ ભરી લીધી નીચેથી ખચ્ચર સરકીને જંગલમાં નાસી ગયુ અર્જુન વડની ઉપરની ડાળે ચડવા જાય છે, ત્યાં ઉપલી ડાળે લટકતો મોટો કાળો સર્પ દેખે.

પોતાની સામે જીભ કાઢતો અને ફૂંફાડા મારતો સર્પ જોઈ અર્જુન ગભરાયો નીચે પાણીમાં પડવાનો વિચાર કરે છે, ત્યાં મોઢું ફાડીને મગર બેઠેલો દીઠો તરત જ અર્જુને પગ સંકોરી લીધા ઉપર સર્પ ને નીચે મગર! બન્ને બાજુએ મોત હવે ક્યાં જવું? અર્જુનને શરીરે પરસેવો વળી ગયો બરાબર એ વખતે જંગલમાંથી એક નરમાંસભક્ષી રાક્ષસી આવી માથે કાળા વાળના ઝૂંતરા, મોટા છરા જેવા દાંત, ભયંકર આંખો ને હાથમાં ઝાડની મોટી ડાળ. 'માણસ ગંધાય માણસ ખાઉં' કરતી અર્જુનની સામે આવી ઊભી રહી અર્જુનને જોતા જ રાક્ષસીની આંખમાં દયા આવી ધીમે અવાજે એ બોલી 'તું અહીં ક્યાંથી? મૃત્યુલોકના માનવી! આ સર્પ અને મગરના મોંમાંથી બચવુ હોય તો હું કહું એ શરત કબૂલ કર' અર્જુન કાંઈ પણ બોલ્યા વગર દયામણી નજરે રાક્ષસી તરફ જોઈ રહ્યો એ નજરમાં ગમે તેવી શરતો કબૂલ કરવાની તત્પરતા દેખાતી હતી બાઈએ પોતાની શરતો રજૂ કરી 'મારી સાથે તારે રહેવાનું, મારાં છોકરાંને માટે રોટલા ઘડવાના, રોટલા માટે દળણું દળવાનું, પાણી ભરવાનું, છોકરાંના કપડાં ધોવાનાં, બધુ ઘરકામ તારે કરવાનું આટલી વાત કબૂલ હોય તો તને છોડાવું' અર્જુને માથુ ધુણાવી હા પાડી એટલે રાક્ષસીએ પોતાના પંજાદાર હાથ લંબાવી છેક ઉપરથી ફૂંક ચૂકે તેમ અર્જુનને ડાળ ઉપરથી ઉપાડયો અને અર્જુનને ખભે બેસાડી જંગલમાં ચાલી

મધ્ય જંગલમાં પહાડની અંદર એક મોટી ગુફા હતી ગુફામાં મોટા ઓરડા ને બેઠકોવાળા બંગલા રાક્ષસીએ પોતે કંડારીને બનાવ્યા હતા ગુફામાં દાખલ થતાં જ સેંકડો છોકરાં 'બાપા આવ્યા, બાપા આવ્યા' કરતાં અર્જુનને વળગી પડ્યાં પછી બાઈએ લાલ આંખો કરીને છોકરાંને ધમકાવ્યાં 'ભાગી જાઓ ઘરમાં, એમ પજવશો તો તમારો બાપ નાસી જશે' પછી અર્જુનને કહ્યું. 'જાવ તમે આ ગોળા લઈને પાણી ભરી આવો' મોટા બે હેલનો ગોળો અર્જુને માથે ઉપાડયો અને તે પહાડ નીચેના ઝરણામાં ભરવા ચાલ્યો મહામુશ્કેલીએ પાણી ભરી આવ્યો તરત જ બીજો હુકમ છૂટ્યો 'આ છોકરાંના લૂગડાં લઈ આવો.' માથે લૂગડાંનો ગાંસડો મૂકી અર્જુન ધોવા ચાલ્યો. પછી કપડાં ધોઈસૂકવી ઘેર આવ્યો હજી શ્વાસ હેઠો મૂકે છે ત્યાં ત્રીજો હુકમ છૂટ્યો 'આટલો બાજરો હમણાં જ દળીને પછી છોકરાંઓ માટે રોટલા ઘડો.' અર્જુને ચક્કી ચલાવી, ચૂલો ફૂંકતા રોટલા ઘડી મોડી રાતે છોકરાંઓને જમાડી ભૂખ્યો, તરસ્યો, થાક્યોપાક્યો અર્જુન સૂઈ ગયો પરોઢિયે હજુ આંખમાં ઊંઘ ભરી છે, ત્યાં બાઈએ પગનું ઠેબું મારીને એને ઉઠાડ્યો ઊઠો, વાસીદુ કાઢી નાખો પછી છોકરાંના શિરામણ માટે રોટલા ઘડો લોટ ન હોય તો દળણું દળો, પછી પાણી ભરો' આમ ઉપરાઉપરી હુકમો છૂટ્યા આગલા દિવસનો થાક હજી ઊતર્યો નહોતો અંગ બધાં જકડાઈ ગયાં હતાં એના શરીરમાંથી ધ્રુજારી વછૂટી ગઈ એને પોતાની મા સાંભરી, ભાઈઓ સાંભર્યા, રાજ્ય સાંભર્યું, કૃષ્ણ ભગવાન સાંભર્યા અને આંખોમાંથી આંસુઓની ધારા ચાલી કર્ણ જેવા મહારથીને મારનાર અર્જુન ગરીબ બની ગયો એને પોતાની અલ્પતાનું ભાન આવ્યુ મનમાં થયુ 'કૃષ્ણ ભગવાન મારા સારથિ હતા એટલે હું જીત્યો, મારામાં કાંઈ બળ નથી' એમ પસ્તાવો કરતો એક પછી એક કામ ઉકેલવા લાગ્યો દળતા, ઘડતા, પાણી ભરતા, આંસુઓની ધારા ચાલી જ જાય છે અને મનનું અભિમાન ઓગળીને ઊનાં પાણી વાટે બહાર વહી રહ્યુ છે એમ ને એમ દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા બરાબર એક વર્ષ પૂરુ થયુ અર્જુન સવારના પહોરમાં નદીએ પાણી ભરવા આવ્યો છે હરિયાળી પહાડી પાછળથી સૂર્યનારાયણે કિરણો કાઢ્યાં

સૂર્યને અર્ઘ્ય આપી આંસુભરી આંખોએ પ્રાર્થના કરી મનમાં બબડ્યો 'બસ એકવાર જો

ખચ્ચર દેખાય તો એની ઉપર સવાર થઈને ભાગી છૂટુ આમ વિચાર કરે છે ત્યા તો નદીને સામે તીરે ખચ્ચરને ચરતુ દીઠુ એ જ ખચ્ચર એ જ કાપેલુ પૂછડુ ! નાનકડી કાનસૂરી, એ જ ઘેરો રાતો રગ ગેળો ફેરીને અર્જુન સામે કાઢે ગયો ધીમે પગે ખચ્ચરની પમે પહોચ્યો ક્યાક નાસી જશે એવો ભય અર્જુનના મનમા હતો, પણ ખચ્ચર નાસી જવા માટે આવ્યુ જ નહેતુ પાસે આવી છલગ મારી અર્જુન સવાર થયો, તેવુ જ ખચ્ચર નાઠુ અર્જુન ગળે વળગી પડયો ચારપગે ઊછળતુ ખચ્ચર આથમણી દિશાએ ઊપડયુ એની એ જ નદીઓ, એના એ જ પહાડો, એના એ જ ગાઢ જગલો વીધતુ સપાટ મેદાનમાં આવ્યુ દોડતાદોડતા હસ્તિનાપુરની ભાગોળે આવી પહોચ્યુ દૂરથી નગરના કાગરા દેખાયા અર્જુનના હરખનો પાર ન રહ્યો પોતની મા, ભાઈઓ વગેરે રડતા હશે રડીરડીને અરધા થઈ ગયા હશે. દ્વારકાથી કૃષ્ણ પણ આવ્યા હશે સૌ માગ વિના સૂના હશે. આવા વિચાર કરે છે ત્યા તો ખચ્ચર શહેરના દરવાજામા પેઠુ ઊભી બજારે થઈને રાજ મહેલે આવ્યુ જેવુ રાજમહેલના દરવાજામા દાખલ થયુ, તેવો જ અર્જુનને કાને મદારીના ડમરુનો અવાજ સભળાયો ડુગ્ ડુગ્ ડુગ્ ડુગ્ ડુગ્ આવી પહોચ્યો, આવી પહોચ્યો, બહાદુર જવાન આવી પહોચ્યો' આખી સભા તાળીઓના ગડગડાટથી ગાજી ઊઠી અર્જુન તો આભો જ બની ગયો એક વરસ સુધી પોતે વેઠેલી યાતના એના મનમાથી વીજળીના ઝબકારાની માફક અદશ્ય થઈ ગઈ એને થયુ કે એ તો નબળા મનની ખાલી ભ્રમણા જ હતી ત્રણ ચક્કર લગાવી શરત પ્રમાણે પોતે આવી ગયો છે અને સભા ચાલે છે, એ વસ્તુ સત્ય છે અર્જુન જેવો ખચ્ચર ઉપરથી ઊતર્યો એટલે મદારીએ એની પીઠ થાબડીને કહ્યુ 'શાબાશ, બહાદુર જુવાન શાબાશ' આટલુ કહી અર્જુનની આખમા આખ મિલાવી, પણ અર્જુન ભીમ જેવો ભોળો ન હતો એનુ અભિમાન ભીમ જેટલુ છીછરુ ન હતુ એની બુદ્ધિ સૂક્ષ્મ હતી તેમ એનો અહકાર પણ સૂક્ષ્મ હતો મદારીની આખ સામે જોયા વિના જ શાબાશીના શબ્દો કાને પડતા અર્જુને ખોખારો ખાધો પોતાના ચહેરા અનુભવ વીસરી જઈ ગર્વથી મૂછે તાવ દીધો ગર્વથી છાતી ફુલાવતો રાજસભા તરફ ચાલ્યો યુધિષ્ઠિરને પગે પડયો ભીમની સામુ જોઈ સહેજ અભિમાનભર્યા અવાજે બોલ્યો 'હાથીને આકાશમા ઉડાડનારાઓ તુ એક સર્પથી બેભાન થઈ ગયો ? ચાલ હવે એ મદારી પાસેથી બધા પૂતળા અચકી ને' પણ ભીમસેન શાંત થઈ બેસી રહ્યો એને અર્જુનની વ્યા આવી હજી મદારીને અર્જુને ઓળખ્યો નથી આમ વિચારે છે એટલામા તો મદારીએ મોટે અવાજે કહ્યુ લો બાપજી આ પૂતળા હુ હાર્યો અને તમે જીત્યા' અર્જુન તરત જ પાછો ફર્યો અને પોતાના સિહાસન આગળ ઊભા-ઊભા જ હુકમ કર્યો અહી મહારાજા યુધિષ્ઠિરના પગ આગળ આવી પૂતળા ધરી દે' અર્જુનનુ વાક્ય પૂરુ થાય તે પહેલા ફરિયા ફરિયાદ, ધર્મરાજ ફરિયાદ મોટા રાજા ફરિયા' કરતી એક ઊચી પડછદ રાક્ષસી દરવાજામા દાખલ થઈ ને એની પાછળ ત્રણેક-ચારેક છોકરા કીકી કીકી કીકી કીકી કરતા દાખલ થયા અર્જુન તો રાક્ષસીને જોતા જ ધર્મરાજના સિહાસન પાછળ લપાઈ ગયો મદારીએ પોતાની લાકડી આડી રાખી બાઈને ઊભી રાખી કહ્યુ 'શી ફરિયાદ છે તારી ?' બાઈએ કહ્યું 'મારો ચોર અહી નાસી આવ્યો છે મારી સાથે જિંદગીભર રહેવાનુ કબૂલ કરી અહી નાસી આવ્યો છે મે એને મોતના મોમાથી છોડાવ્યો, એ મારો ઉપકાર ભૂલી ભાગી ગયો ' ધર્મરાજાને થયુ એવો ચોર કેવો હશે ? ત્યા તો મદારીએ હાકલ કરી 'જે કોઈ આ બાઈનો ચોર હોય તે બહાર આવો નહિતર આ રાક્ષસી આખી સભાને ખાઈ જશે ' પછી બાઈની સામે જોઈ પૂછ્યુ 'તારા ચોરનુ નામ શુ ?' બાઈએ ઘોઘરા અવાજે કહ્યુ 'ફાલ્ગુન' આખી સભા એકબીજાની સામે જોવા લાગી કોણ હશે ફાલ્ગુન ? એટલામા મદારી સિહાસન પાસે આવ્યો અને ધર્મરાજાની પાછળ લપાઈ ગયેલા અર્જુન સામે નજર ફેકી બોલ્યો 'જે કોઈ ફાલ્ગુન હોય એ બહાર આવો ' અર્જુને મદારીની

સામે જોયું ત્યા ચાર નજર એક થઈ રાક્ષસીને જોતાં જ અર્જુનના હાજા ગગડી ગયા હતાં અભિમાન ઓસરી ગયુ હતું મદારીની આખમાં શ્રીકૃષ્ણ પરમાત્માનુ તેજ નિહાળતાં નિરભિમાનપણે અર્જુન મદારીના પગે બાઝી પડ્યો અર્જુનને માથે હાથ મૂકી મદારી પાછો ફર્યો અને ત્રાડ મારી 'ભાગી જા અહીં તારો ચોર નથી' બાઈ એક પણ શબ્દ બોલ્યા વિના ત્યાથી અદશ્ય થઈ. મદારી ટોપલો ખભે મૂકી ડુગડુગિયુ વગાડતો ચાલી નીકળ્યો ધર્મરાજ, યુધિષ્ઠિરની બાજુમા ભીમ અને અર્જુન નીચે નમેલે મુખે ધરતી સામે જોઈ રહ્યા ધર્મરાજના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડ્યા

'પરમાત્માની માયા અકળ છે.'

*

હુ ઉદાસ હતી

આખી દુનિયા મને ઉદાસ લાગી આકાશની આખોમા આસુ લાગ્યાં, સૂર્યના પ્રકાશમા વેદનાનો તાર દેખાયો, સ્થિર વૃક્ષોમા મૂગી કરુણતાનો અભાસ થયો.

મે માણસોને જોયાં તેમના જીવનમા દુખ, ક્લેશ, વિસવાદ જોયાં ધૂળવાળા રસ્તા પર મે તેમને ભટકતા જોયા ટુકડા માટે લડી પડતા ને શબ્દો માટે ખૂન કરી નાખતા માણસો મે જોયા

મે લોકોને ભગવાની નિંદા કરતા ને ઈશ્વરને ધિક્કાર દેતા જોયા, સરકારની ને રાજ્યતંત્રની સામે ઠેરાવઠરાવ ઠાવતા જોયા, કોલેજો ને કેળવણીકારોને ધિક્કારતા જોયા

પછી એક દિવસ હુ પ્રસન્ન હતી

હવામા મને વસતની ખુશ્બુ પ્રગટેલી લાગી આખી દુનિયાને કોઈ જાણે આનંદનું ગીત ગવાતુ હતુ આકાશના હૃદયમા વિશાળતા જોઈ સૂર્યના અગ્નિ-પ્રવાસમા અવિરત સાધનાની નિષ્ઠા જોઈ વર્ષાની ધારામા પૃથ્વીને નવસર્જિત કરવાના કોડ જોયા મૂક ઊભેલા વૃક્ષોમા નમ્રતા ને સ્વાર્પણનો સદેશ સાંભળ્યો

મે લોકોને જોયા કઠોર દુખ અને ક્લેશ વચ્ચે પણ ઝૂઝવાની ઝૂઝીને જીવવાની ખુમારી જોઈ ધૂળની ધરે મે ખીલતા ફૂલ જોયા. એક નેતા ને સતની હાકે એક ક્ષણમા ધનવૈભવનું સમર્પણ કરતા જોયા અજાણ્યા ને અપરિચિત પીડાતા ભાઈઓ માટે ગામે ગામે, ગલીએ ગલીએ, ઘરે ઘરે જાગતી સ્નેહ ને સહાનુભૂતિની સરવાણી ને કર્તવ્યની સુવાસ જોઈ એક ટક ભોજન છોડીને, મોજશોખ બંધ કરીને અને કઠિનાઈ સહીને રેલ, દુષ્કાળ, આફતથી પીડાતા બધુઓ માટે સહાય કરતા તત્પર માનવીઓ જોયાં

ઘોર યાતના વચ્ચે પણ ઈશ્વર પરથી શ્રદ્ધા ન ગુમાવનાર ભક્તો મે જોયા રાજસેવા ને સમાજસેવા માટે ગામડાની ધૂળમા હમેશ માટે દટાવાને તૈયાર એવા સેવકો જોયા આપત્તિ ને અગવડોની વચ્ચે વહેલી સવારે માઈલો સુધી ચાલીને ગુરુની પાસે અભ્યાસ કરવા જનારા વિદ્યોપાસકો જોયા

મને થયુ, પોતાના રંગથી માણસ કેવો બહારના જગતને રંગે છે?

# ભક્તિભાવના

'વિશ્વમધુ'

મત્સ્યપુરાણમાં એક કથા છે

પ્રાચીનકાળમાં પુષ્પવહન નામનો એક રાજા હતો એ અત્યંત ધર્મપરાયણ અને પ્રજાવત્સલ હતો એના શાસનકાળમાં પ્રજાને કોઈ બાબતની ન્યૂનતા ન હતી એની માફક જ એની પત્ની લાવણ્યવતી પણ ઘણી જ ધર્મપરાયણ હતી રાજા પ્રજાના હિતનો જ સદૈવ વિચાર કર્યા કરતો

મહારાજ પુષ્પવાહને એક ઘણી જ કષ્ટપ્રદ તપશ્ચર્યા કરી હતી બ્રહ્માએ પ્રગટ થઈને એક સુવર્ણ કમળ આપ્યુ હતુ અને આપતા બોલ્યા, 'રાજન ! હુ તને આશીર્વાદ આપુ છુ કે તારી ધર્મ પ્રત્યેની આસ્થા આવી ને આવી રહે તારો યશ–સૌરભ દિગ્‌-દિગંતમા ફેલાય આ સુવર્ણ–કમળને સાચવીને રાખજે તારી ઇચ્છા થતા જ તને તે સ્વર્ગ–ધરતી–પાતાળ–જ્યાંરે જવુ હોય ત્યા લઇ જશે !"

આવા સુયોગ્ય શાસકને પ્રાપ્ત કરીને પ્રજાએ ક્યારેય કોઈ પણ પ્રકારના કષ્ટનો અનુભવ ન કર્યો મહારાજ પુષ્પવાહનની કીર્તિ સર્વત્ર ફેલાઈ ગઈ

એક દિવસ મહારાજ વિદ્વાનોની સભામા જ્ઞાનચર્ચા કરી રહ્યા હતા ત્યા પ્રતિહારીએ મુનિવર પ્રચેતા પધારી રહ્યા છે તેવી જાણ કરી મહારાજ તેમને સાદર પ્રણામ કરી, યોગ્ય આસન પર બેસાડી વિનમ્ર શબ્દોમા પૂછ્યુ 'હે ! મુનિઓમાં શ્રેષ્ઠ ! મારા હૃદયમા એક શંકા હમેશા જાગે છે અને તે એ કે આ યશ–વૈભવ મને કેમ પ્રાપ્ત થયો છે ? કયા પુણ્યના ફળસ્વરૂપ આ બધુ મનુષ્યને મળે છે ?'

પ્રચેતાએ સ્મિત કર્યું અને કહ્યુ 'રાજન' હુ તને એક કથા સભળાવુ છુ વર્ષો પહેલા આ પૃથ્વી પર એક પારધી રહેતો હતો એ દેખાવમા એકદમ કદરૂપો હતો, એના આકરા વાકા હતા બધા જ એનો તિરસ્કાર કરતા હતા મા–બાપ, ભાઈ–બહેન કે સ્વજનોમાથી કોઈનો ય સ્નેહ એને મળ્યો ન હતો પારધીની પત્ની પણ એના જેવી જ કદરૂપી હતી પણ પતિ માટે એના હૃદયમા ખૂબ શ્રદ્ધા હતી બન્ને પતિ–પત્ની પરસ્પર અત્યંત પ્રેમ કરતા અને એક બીજાનુ શુભ ઇચ્છતા

એકવાર ભયંકર દુષ્કાળ પડ્યો. સર્વત્ર હાહાકાર મચી ગયો જ્યારે ભૂખથી રહેવાયુ નહી ત્યારે ભોજનની શોધમા બન્ને ઘર છોડીને ચાલી નીકળ્યા દિવસ આખો ભટક્યા તો ય અન્ન, ફળ, અથવા માસ એમાનુ કશુ જ મળ્યુ નહી ચાલતાં ચાલતા જ્યારે તે એક તળાવને કિનારે પહોંચ્યા અને થોડો સમય આરામ કરવા ત્યા રોકાયા તળાવમા ખીલેલા કમળ પુષ્પોને જોઇને પારધીને વિચાર આવ્યો 'શા માટે આ પુષ્પોને વેચીને ભોજનની સામગ્રી પ્રાપ્ત ન કરવી ?' એણે થોડા કમળો તોડી લીધા અને પત્નીની સાથે તે વેચવા નગરની દિશામા આગળ વધ્યો

પણ આવા ભૂખમરામા એના કમળ કોણ ખરીદે ? પારધીને કોઈ ખરીદનાર ન મળ્યો ભૂખના માર્યા એક વિશાળ ભવનની પાસે પતિ–પત્ની થાકીને બેસી પડ્યા નબળાઈ અને થાક તો એવો લાગ્યો હતો કે એક બીજાની સાથે વાત કરવાની ઇચ્છા પણ થતી ન હતી

સાંજ પડતા અચાનક એમના કાન પર માંગલિક શબ્દો કર્યાંક બોલાતા હોય તેવો ધ્વનિ સભળાયો અને ત્યા જવાથી કશુંક ખાવાનું મળી રહેશે એવી આશાએ પતિ પત્ની એ બાજુ ચાલ્યા.

નગરની અનગવતી નામની એક વેશ્યા વિભૂતી–દ્વાદશીનું વ્રત ઉજવી રહી હતી અને આ પ્રસગે ભગવાન વિષ્ણુની પૂજા એને ત્યા થઇ રહી હતી ભગવાન વિષ્ણુની પાપનો નાશ કરે તેવી મૂર્તિ અને ત્યાના પવિત્ર વાતાવરણની અસર પારધીના હૃદય ઉપર એવી પડી કે એને વિચાર આવ્યો 'આ કમળ-પુષ્પોથી ભગવાન વિષ્ણુને શણગારવામા

આવે તો કેટલું સારુ થાય?'

પારધીએ પોતાની આટલી જિંદગીમાં કોઈ વાર ભગવાનની પૂજા કરી ન હતી એવો કોઇ અવસર જ પ્રાપ્ત થયો ન હતો આખો દિવસ પોતાનું કામ જ કર્યા કરતો પણ આજે આ ક્ષણે એના હૃદયમાં જે ભક્તિનો સંચાર થયો તેથી પ્રેરાઇને અનંગવતી પાસે જઈ પોતાની ઈચ્છા પ્રગટ કરી

અનંગવતી પોતાના આરાધ્યદેવ વિષ્ણુનું પરમ પ્રિય પુષ્પ જોઈને અત્યંત પ્રસન્ન થઈ ખૂબ પ્રેમથી પારધીએ લાવેલા પુષ્પોથી ભગવાનને શણગાર્યા પારધીને આ માટે ત્રણ સો સુવર્ણ મુદ્રાઓ પણ આપવા લાગી પણ પારધીએ ના પાડી મીઠાઈના થાળ મંગાવ્યા તો પણ ખાધું નહી આ પ્રસંગે તો એમના હૃદયમાં ભક્તિભાવના જાગી ઊઠી હતી ભના ભૂખ એમને શી રીતે દુખી કરી શકે? શ્રદ્ધાથી અર્પણ કરેલાં પુષ્પોના બદલાવામાં કશુ જ લેવાની એમણે સ્પષ્ટ ના પાડી દીધી

એ રાત્રે પારધી દંપતિએ પણ એ વેશ્યા સાથે ભૂખ્યા રહીને ભગવાનની પૂજા કરી અને જીવન ભર નિર્દોષ પક્ષીઓની હત્યા કર્યા કરી હેવા છતા, આ ક્ષણે ઉત્પન્ન થયેલ ભક્તિની ભાવનાએ એનું આખુ જીવન બદલી નાખ્યુ વિશદ્ધ અંતઃકરણમાંથી પ્રગટેલી પવિત્ર ભાવનાએ અત્યાર સુધીના એના પાપ કર્મોનો નાશ કરી નાખ્યો

"હે! રાજન્! પૂર્વજન્મમાં તુ એ પારધી હતો અને તારી રાણી લાવણ્યવતી તારી પત્ની હતી નિષ્કામ ભાવથી તારું કર્તવ્ય તુ કરતો રહ્યો, એથી પ્રસન્ન થઇ ભગવાને તારા હૃદયમા ભક્તિનો સંચાર કર્યો અને એ પુણ્યના ફળસ્વરૂપ તને આ જન્મમાં આ બધુ તને પ્રાપ્ત થયુ છે પુષ્પવાહન! કર્મ જ સર્વોપરી પુરૂ છે કર્મ જ યશ-વૈભવનો ઝરો છે અને એટલે જ કર્મફળની રહેજ પણ ચિંતા રાખ્યા વિના નિષ્કામ ભાવથી કર્મો કરતા રહેવુ જોઇએ!'

મત્સ્યપુરાણની આ કથામાં ભક્તિની ભાવના માણસને કેવો બનાવે છે તે કહી જાય છે હૃદય સૌંદર્ય જ માણસને માણસ બનાવે છે જીવનમા ફક્ત એક જ વાર ઉદ્ભવેલો શુભ વિચાર હીન મનુષ્યને પણ ઊંચે લઈ જાય છે શુભ કર્મોના ફળ આ જન્મમાં મળતા ન દેખાય તો પણ આ જગતના મનુષ્યોએ ખેદ કરવાને કારણ નથી કાઢ્યુ કે ખરાબ કર્મો કરવામાં એ દોઈ શકે શુભ કર્મોનું ફળ ન મળે તથી એવાનું શુ? 'મે સારુ કામ કર્યું, મને સારુ ફળ મળવુ જ જોઈએ એવો આગ્રહ રાખી કરેલા કર્મોમા કામના-ઇચ્છા રહેલી છે એના કરતા નિષ્કામ ભાવની કરેલાં કર્મો જ ઉત્તમ કારણકે પછી સારાં કર્મો કરીને કશુ મેળવવાની આશા નહી રાખી હોય. એકવાર હૃદયમા ભક્તિભાવના જાગે પછી સ્વાર્થ રહેશે નહી

## રામનામ

ઇશ્વરસ્તવન અને સદાચારપ્રચાર એ દરમાત્ર અટકાવવાનું સારામા સારૂ અને સસ્તામાં સસ્તું વૈદુ છે એમા મને જરાયે શક નથી દુખ એ છે કે વૈદ્ય, હકીમો ને દાક્તરો આ સસ્તા ઉપાયનો ઉપયોગ જ કરતા નથી ઊલટું એ ઉપચારને તેઓના પુસ્તકમા સ્થાન નથી, અથવા છે તો તેનું મંતરજંતરનું રૂપ લઈ લોકોને વહેમકૂવામા ઉતાર્યા છે ઇશ્વરસ્તવન કે રામનામને વહેમની સાથે કશો સબધ નથી એ તો કુદરતનો સુવર્ણ કાયદો છે જે તે પાળે છે તે રોગમુક્ત રહે છે જે નથી પાળતા તે રોગગ્રસ્ત રહે છે જે કાયદો નીરોગી રહેવાનો છે, તે જ કાયદો રોગ થયા પછી તેમાથી મુક્તિ પામવાને લાગુ પડે છે સવાલ એ થાય કે, જે રામનામ લે છે ને સદાચાર પાળે છે, તેને રોગ થાય જ કેમ?

—ગાંધીજી

*

# કરકસર

ન. કા. ભટ્ટ

કરકસર એ સામાન્ય રીતે વ્યવહારનો ગુણ ગણાય છે. આપણા દેશમાં ખાસ કરીને વાણિયા આ કરકસરના ખાં ગણાય છે. કરકસર એ એક મોટો સામાજિક તેમ જ આધ્યાત્મિક સદ્‌ગુણ છે, એ વાતનો આપણે હજી પૂરેપૂરો સ્વીકાર કર્યો નથી.

આપણાં ધર્મશાસ્ત્રોમાં દૈવી સંપત્તિની યાદીમાં આપણને કરકસરનું સ્થાન દેખાતું નથી, તેમ જ આપણાં સુભાષિતો માનવીનાં ઘણાં ભૂષણો ગણાવે છે તેમાં કરકસરનું સ્થાન જોઈએ તેવું નથી.

ગ્રીક તત્ત્વવેત્તાઓના અભિપ્રાય પ્રમાણે ( વરચ્યુ ઇઝ એ મીન બીટવીન ટુ વાઈસીઝ ) બે દુર્ગુણોની વચ્ચેનો મધ્યમ માર્ગ સદ્‌ગુણ છે.' આ રીતે બોલીએ તો કંજૂસાઈ અને ઉડાઉપણું એ બેની વચ્ચેનો મધ્યમ માર્ગ કરકસર છે એમ કહી શકાય.

સામાન્ય રીતે આપણે કરકસરનો વિચાર કરીએ ત્યારે પૈસાની કરકસર એ ખ્યાલ જ આપણી આંખ આગળ ખડો થાય છે. જૂના વખતમાં કોઈ પણ વેપારી કોઇ જુવાનને પોતાની દુકાને નોકર રાખતો ત્યારે તેની પાસેથી કોઈ શાળા–મહાશાળાનું કે કોમર્સ કૉલેજનું પ્રમાણપત્ર માગતો ન હતો, પણ તે તો તેને ઘરનું શાક ખરીદવા મોકલતો, તેની પાસે દીવી સક કરાવતો, તેની પાસે શાહીના ખડિયામાં શાહી પુરાવતો. એવું એવું ઉપરથી નજીવું દેખાય તેવું કામ તેને સોંપતો.

આ બધાં કામો પેલો જુવાન કરકસરથી અને સફાઇથી કરે તો વાણિયો તેને નોકર રાખે, નહીંતર બે હાથ જોડીને તેને રજા આપે.

આ જુવાન શાક સરસ તાજું લાવે છતાં ઠીક ભાવે લાવે, તે દીવી સાફ કરે ત્યારે ડાઘ રહેવા ન દે, તેમ દીવેલને ઢળવા ન દે, એ ખડિયામાં શાહી ભરે ત્યારે શાહીનું ટીપું નીચે ન પડવા દે, ખડિયો પૂરો ભરવાને બદલે અધૂરો રાખે, ત્યારે પેલો વેપારી સમજે કે આ જુવાન બધાં કામો ચીવટથી અને ઝીણવટથી કરે છે એટલે મારા વેપારમાં પણ તે પાઇ પાઇનો બચાવ કરીને સારો એવો નફો કરાવશે.

પેલો વેપારી જુએ છે કે આ જુવાન શાક લેતી વખતે એક પૈસો પણ વધારે ખર્ચતો નથી છતાં શાક સારું લાવે છે, બાટલામાં શાહી પુષ્કળ હોવા છતાં ખડિયો અધૂરો જ રાખે છે, દીવી સાફ કરે છે પણ દિવેલને સાચવે છે અને ખપ પૂરતું જ દિવેલ તે પૂરે છે.

આ બધી એ જુવાનની પ્રેક્ટિકલ પરીક્ષા લીધા પછી જ વાણિયો તેને રાખી લે છે, કારણ કે વેપારીનો વેપાર થોડા નફા પર જ ચાલતો હોય છે.

વાણિયો બરાબર સમજે છે કે જે આજે પૈસો બચાવી જાણે છે તે રૂપિયો સહેજે સાચવી જાણશે.

પણ આ તો વેપારીના વહેવારની–વેપારીની કરકસર થઇ. આપણે કરકસરનો વિચાર કરીએ છીએ એ તો જીવનના વિશાળ ક્ષેત્રમાં એના સામાજિક સ્વરૂપનો તેમ જ તેના આધ્યાત્મિક સ્વરૂપનો.

ખરી રીતે કોઇ પણ કરકસર સરવાળે તો માનવીની શક્તિની કરકસર છે અને માનવીની સંપત્તિની કરકસર છે.

ઘરમાં માતા ઘરવ્યવસ્થાની અંદર અનાજ-વસ્ત્રાદિને વાપરતી વખતે કોઈ પણ વસ્તુને બગડવા દેતી નથી, જેમ કે ચપટીમૂઠી અડદ, ચણાદાળ કે ચોખાની કણકી વધ્યાં હોય તો તેને બીજાં અનાજની સાથે ભરડીને ઢોકળાં જેવી સુંદર વાની બનાવીને તેને ઉપયોગી બનાવી દે છે.

પણ આ તો થયું માત્ર પૈસા કે ઘરગથ્થુ ચીજોની કરકસરનું વર્ણન. પણ ખરી રીતે બોલીએ તો કરકસર એ મનુષ્યની શક્તિની કરકસર છે, મનુષ્યની અક્કલની કરકસર છે, મનુષ્યની સંપત્તિની કરકસર છે, મનુષ્યના સમયની કરકસર છે અને સમાજના કોઈપણ પ્રકારના ધનની પણ કરકસર છે આ કરકસરનું સામાજિક સ્વરૂપ ગણાય.

કોઈ પણ કામમાં જેટલી શક્તિ વાપરવાની જરૂર હોય તેથી ઓછી શક્તિ વાપરવી અને પરિણામે કામને જ બગાડવું એ શક્તિની કંજૂસાઈ છે. જેટલી શક્તિ વાપરવાની હોય તેથી વધારે શક્તિ વાપરવી તે શક્તિનું ઉડાઉપણું છે. જેટલી જોઈએ તેટલી જ વાપરવી—નહીં વધારે કે નહીં ઓછી—એનું નામ શક્તિની કરકસર. આ શક્તિની કરકસર સામાન્ય વ્યવહારમાં નિયમિતપણાનું અને ચોકસાઈનું સ્વરૂપ લે છે.

અમારા ઘરમાં એક કાતર એક નક્કી કરેલા ગોખલામાં મૂકતા હોઈએ. કોઈક વાર મારી પત્નીને કાતરની જરૂર પડી તેથી તેણે કાતર લીધી અને કામ પત્યું એટલે બીજા કામની ઉતાવળમાં તે કાતર ટેબલ પર મૂકીને ચાલી ગઈ. થોડા સમય પછી મારા પુત્રને તે કાતરની જરૂર પડી, તેથી તેણે જઈને પેલા ગોખલામાં હાથ નાખ્યો; કાતર ન મળે એટલે તે ગયો તેની બા પાસે અને તેણે તેને કાતર વિષે પૂછ્યું. તેની બાએ કાતર ટેબલ પર પડી છે તેમ કહ્યું. તેણે ટેબલ પરથી કાતર લીધી અને નાહવાની ઓરડીમાં બેસીને નખ કાપ્યા. પછી કાતર ત્યાં જ મૂકીને તેણે ચકલી પકડી નાહીને કાતર ગોખલામાં પહોંચાડવાનું તે ભૂલી ગયો. તરત જ મારી દીકરી તે ઓરડીમાં નાહવા ગઈ અને ઓરડી બંધ કરીને માથું ધોવા બેઠી એ જ વખતે મારી પત્નીને કાતરની જરૂર પડી. તેણે ગોખલામાં હાથ નાખ્યો. કાતર ન મળી. ટેબલ પર આવીને જોયું કાતર ન મળી. એટલે તેણે પુત્રને પૂછ્યું કે, કાતર ક્યાં છે? પુત્રે કહ્યું કે, હું તો નાહવાની ઓરડીમાં જ ભૂલી ગયો છું. મારો દીકરો દોડતો દોડતો નાહવાની ઓરડીએ ગયો, ત્યાં ઓરડી અંદરથી બંધ પૂછ્યું તો બહેન બોલી કે, હું માથું ધોઉં છું, થોડી વાર લાગશે.

તેની બાને ફૂલનોની વાટો કાપવાની હતી, કાતરનો ઉપયોગ હતો, પણ વાટ કપાયા વગર રહી ગઈ.

હવે આપણે જોઈએ કે આમ એક નાની વાતમાં કેટલી અવ્યવસ્થા થઈ, કેટલી શક્તિ વેડફાઈ? જો સૌએ કાતરનું કામ પૂરું થયું કે તરત જ નિયમ પ્રમાણે તેને ગોખલામાં મૂકી હોત તો મૂકનાં બહુ સમય ન બગડત, પણ અનિયમિતતાને લઈને કેટલો ગોટાળો થયો? ને કેટલાનો સમય બગડ્યો?

આ જ પ્રમાણે આપણે આપણા રોજબરોજના જીવનમાં કેટલો વખત અને કેટલી શક્તિ નકામી વેડફીએ છીએ તે વિચારવા જેવું છે. ઘણીવાર આપણે સમાજમાં બીજા માણસો સાથે કામ લેવાનું હોય છે ત્યારે કરકસરની બાબતમાં વધારે સાવચેત રહેવાની જરૂર છે.

આપણે કોઈ ભાઈ કે બહેનને કે મોટા સમૂહને મળવાનો વખત નક્કી કર્યો હોય અને નક્કી કરેલા વખતે તેમને ન મળીએ તો તે પ્રસંગે આખા સમાજના સમયને અને શક્તિને વેડફ્યાં એમ જ કહેવાય.

આપણા અગ્રણીઓ જાણ્યે અજાણ્યે ઘણા લોકોના આવા વખત કે શક્તિની કિંમત આંકતા જ નથી અને તેને પરિણામે સામાન્ય લોકો ન સમજી શકે તે રીતે સમાજના શક્તિ અને સમય વેડફાય છે.

ખરી રીતે આવી નિયમિતતાનો અર્થ જ એ છે કે આપણે બીજાના જીવનને, તેમના સમયને, તેમની શક્તિને યોગ્ય આદર આપીએ છીએ. વિના કારણે તેને વેડફી નાખવાનો આપણને કશો જ અધિકાર નથી.

રોજબરોજના જીવનમાં આવી નિયમિતતા એ વ્યક્તિગત જીવનના તેમ જ સામાજિક જીવનના મોટી કરકસર છે. આ અને આવા પ્રસંગોએ નિયમિતતા એ કરકસરનું સામાજિક સ્વરૂપ બને છે.

પણ આ કરકસરના વ્યાપક સ્વરૂપનો વિચાર કરીએ ત્યારે આપણે સૌથી પહેલું એ તપાસવું જોઈએ કે આ કરકસરનો ઉગમ ક્યાંથી થયો?

સામાન્ય રીતે આપણે જોઈએ છીએ કે કરકસર પૈસાની કે સંપત્તિની હોય, પણ એ ગરીબાઇનો ગુણ દેખાય છે

ગરીબ લોકો ઇચ્છે કે ન ઇચ્છે તોપણ તેઓ પોતાના જીવનમાં કરકસર કર્યા જ કરે છે, કારણ કે આવી કરકસર કર્યા વગર તેમના માટે જીવવું શક્ય જ નથી એ જ રીતે સારી સ્થિતિવાળા લોકો કરકસર તરફ ભાગ્યે જ ધ્યાન આપે છે મરણ કે આવું ધ્યાન ન આપે તોયે તેમને મુશ્કેલી આવતી નથી પણ જો આપણે કરકસરને આધ્યાત્મિક દૃષ્ટિથી જોઈએ તો જેણે પોતાના જીવનને માટે કોઈ પણ પ્રકારનું ઉચ્ચ ધ્યેય નક્કી કરેલ છે, તે પોતાના મોટા ભાગનાં સમય અને શક્તિ એ ધ્યેય પાછળ જ ગાળશે અને બીજા નાનામોટા વ્યવહારમાં સમય-શક્તિ–સંપત્તિની જેટલી બનશે તેટલી કરકસર કરશે.

જેણે પૈસાને પોતાનું ધ્યેય માન્યું હશે તે, કે સંપત્તિને ધ્યેય માન્યું હશે તે કે ઉચ્ચ જીવનને ધ્યેય માન્યું હશે તે પોતપોતાના ધ્યેયમાં અંતરાયરૂપ થતી હોય તેવી કોઈ પણ ક્રિયામાં સમય, શક્તિ અને સંપત્તિનો ઉપયોગ કરતા અચકાશે

જે રીતે માણસની પાસે બાહ્ય સંપત્તિ છે, એ જ રીતે માણસની પાસે પોતાની આંતર શક્તિ પણ છે. બાહ્ય સંપત્તિની કરકસર એ એક પ્રકારનો સદ્ગુણ છે. પણ તેનાથી યે ચડી જાય તેવો સદ્ગુણ તો આંતરશક્તિનો કરકસરથી ઉપયોગ કરવો તે છે

માણસ પોતાની મનની શક્તિ જેવા તેવા કાર્યોમાં રોકવાને બદલે પોતાના ઉચ્ચ ધ્યેયને પોષણ આપે તેવામાં જ રોકે, માણસના ઇંદ્રિયો સ્થૂલ પદાર્થોમાં જ રચીપચી રહેવાને બદલે એને વધારે ઊર્ધ્વગામી કાર્યોમાં રોકે, માણસ પોતાની શક્તિઓ–ને કેવળ પોતાના જ ઉપયોગને માટે વાપરે તેના કરતા વિશાળ સમાજના ઉપયોગ માટે વાપરે અને આ ક્રમ લેખે વાપર્યા પછી પણ તમામ શક્તિઓ પરમેશ્વરને ચરણે મૂકે એ કરકસરનું આખરી લક્ષ્ય ગણાવું જોઈએ

કરકસરની શરૂઆત ભલે સ્થૂલ વસ્તુમાંથી થાય, વિકાસ ભલે સામાજિક ક્ષેત્રે થાય, પણ આ પ્રકારનું અંતિમ ધ્યેય જો સમગ્ર જીવનની કરકસર હોય તો તે કરકસર આધ્યાત્મિક સદ્ગુણ ગણાય

આ રીતે વિચારતા કરકસર એ માત્ર વ્યાવહારિક નથી, મન સામાજિક ગુણ જ નથી, પણ એક પ્રકારનો આધ્યાત્મિક ગુણ છે અને બીજા ગુણોની પેઠે એના બીજ ગૃહ જીવનમાં અને કુટુંબ જીવનમાં નખાવા જોઈએ

●

## ઝીણું ઝાઝા ને —

'સરોદ'

વેગીલા બેલી, ઝીણું ઝાઝા ને નીર થોડા,
વગદા ઝાઝા ને હીર થોડા
વેગીલા બેલી, ઝીણું ઝાઝા ને નીર થોડા.
વેધ વીંધવાને સહુએ પણછું ચડાવી,
થોથા ઝાઝા ને તીર થોડા
વેગીલા બેલી ઝીણું ઝાઝા ને નીર થોડા

મનની મનીષા બેલી, સહુ કેઈ સાધે,
ચંચળ ઝાઝા ને થીર થોડા
વેગીલા બેલી, ઝીણું ઝાઝા ને નીર થોડા
જગ જીતવાને જાણે સહુ કોઈ હલે
મદા ઝાઝા ને મીર થોડા
વેગીલા બેલી, ઝીણું ઝાઝા ને નીર થોડા

કહે છે સરોદ દુનિયા નીરખીને જોઈ લો,
પાણા ઝાઝા ને પીર થોડા
વેગીલા બેલી, ઝીણું ઝાઝા ને નીર થોડા

[નવા ભજન–સંગ્રહ 'સુરતા'માંથી]

અનુ૰ પૃષ્ઠ ૪૮થી ચાલુ ]
ડાકુઓમાંના અમુકને પ્રેરણા થશે તો સાહિત્યમાં તેમનું મહત્ત્વનું પ્રદાન બની રહેશે

## રાજસ્થાનને વીજળી

ભારતના રાજ્યોમા રાજસ્થાન પાછળ ગણાય છે પણ હવે તે અણુયુગમા પ્રવેશી રહ્યુ છે કોટા ખાતે અણુ વીજળી મથક ટૂંક સમયમાં કામ કરતું થઈ જશે અને બસો મેગાવોટ વિદ્યુતશકિત રાજસ્થાનના ખુણેખૂણાને અજવાળશે પાંચ વર્ષના ગાળામાં રાજસ્થાનના બાવીસ હજાર ગામડાઓમા વીજળીનો પ્રવાહ ઔદ્યોગિક પરિવર્તન લાવશે આ અણુ વીજળીમથક કોટાથી ૩૨ માઇલ દૂર રાણા પ્રતાપ સાગર ડેમ પાસે ચબલ નદીના કિનારે આવેલુ છે, અને કેનેડાની સહાયથી તે ઊભુ કરવામાં આવ્યુ છે

આ વીજળી મથક બે તબક્કામા બાંધવામાં આવ્યુ છે પ્રથમ યુનિટનું ખર્ચ ૫૨ કરોડ અને બીજા યુનિટનું ૫૮ કરોડ મળી કુલ ખર્ચ ૧૧૦ કરોડ થયુ છે વીજળીના અભાવે મુબઇ અને કલકત્તામાં વસતા રાજસ્થાનના ઉદ્યોગપતિઓ અને સાહસિકો અત્યાર સુધી ત્યા નવુ સાહસ હાથ ધરતા અચકાતા હતા, અને મોહનલાલ સુખડીયાએ કરેલી અપીલને દાદ દેતા ન હતા પરતુ હવે ચિંતા બ નાઈ જાય છે બરકતુલ્લાખાને સાહસિકોને પાછા ફરવા વિનતિ કરી છે અને વીજળી શકિતનો લાભ લેવા અનુરોધ કર્યો છે પ્રથમ રીએક્ટર ગણત્રીના દિવસોમા જ કામ કરતુ થઈ જશે અને ત્યારબાદ ૨૦૦ મેગાવોલ્ટનું બીજુ રીએક્ટર ઊભુ કરવા પ્રયત્નો હાથ ધરાશે

## પીવાનુ પાણી

મહારાષ્ટ્ર સરકાર તરફથી સાદર કરવામા આવેલી એક નોંધમા ગ્રામ્ય વિસ્તારમા પીવાના પાણી માટે થઇ રહેલ પ્રવૃત્તિઓનો અહેવાલ ટાકવામા આવ્યો છે તેનો નિર્દેશ અહી એટલા ખાતર કર્યો છે કે કોઇ સજ્જન, એ વિષે ગુજરાતમા થઇ ચૂકેલી-થનારી યોજનાઓ ઉપર પ્રકાશ પાડે અસ્તુ

મહારાષ્ટ્રના મોટા ભાગના ગામડાઓમા પીવાના પાણીની પૂરતી સવલતો નથી ૧૫૧૮૮ ગામો પીવાના પાણી વિહોણા છે આમાંથી ૨૦૪૮૫ ગામડાઓને ચાલુ કૂવા ઊડા કરી અથવા નવા ખોદીને પાણી આપી શકાય તેમ છે બાકીના ૬૭૦૩ ગામડાઓને પાઈપ લાઇન દ્વારા પાણી પહોંચાડી શકાય તેમ છે આને માટે ૮૩ કરોડ રૂપિયા જોઇએ જેમાથી ૧૫ કરોડ રૂપિયા કૂવાઓ ગળાવા અને ૭૮ કરોડ રૂપિયા પાઈપ દ્વારા પાણી પહોંચાડવા જોઇશે લાઈફ ઇન્સ્યુરન્સ કોર્પોરેશનની મદદથી રાજ્ય સરકાર પાચમી યોજનામા આ લક્ષ્યાંક સિદ્ધ કરવા કૃતનિશ્ચયી છે

અને ચોથી યોજના દરમ્યાન પગલાં લેવાવા શરૂ થઈ ચૂક્યા છે અને ૨૫ કરોડ રૂપિયા ફાળવવામા આવ્યા છે દરેક ગામડામા એક કૂવો ગાળવાની યોજના હાથ ધરવામા આવી હતી અને જિલ્લા પરિષદને આ કામ સોપવામા આવ્યુ હતુ તાજેતરની સમીક્ષામા એમ જણાયુ મળે છે કે મહારાષ્ટ્રના ૨૫ જિલ્લાઓમાથી ૧૩ જિલ્લામાં દરેક ગામમાં એક જાહેર કૂવો અસ્તિત્વ ધરાવે છે બાકીના ૧૨ જિલ્લાઓમા ચાલુ નાણાકીય વર્ષ પહેલા દરેક ગામને કૂવો મળી જશે ૧લી એપ્રિલ ૧૯૭૧ સુધી ૩૬૧૧૩ ગામડાઓમા ૩૬૦૫૮ કૂવાઓ ગાળવામાં આવ્યા છે જેનું ખર્ચ ૭૪૧ લાખ રૂપિયા થયુ છે ચાલુ નાણાકીય વર્ષમાં ૨૧૦ લાખ રૂપિયાની જોગવાઇ રાખવામા આવી છે જે ગામડાઓમા નજીકમા આજુબાજુમા પાણી દુર્લભ છે અને પાણી મેળવવા લોકોને સુદૂર જવુ પડે છે ત્યા પાઇપ લાઇન દ્વારા પાણી પહોચાડવા માટે ૬૮૦ લાખના ખર્ચે એક મહત્વાકાંક્ષી યોજના અમલમાં મૂકાઈ રહી છે જે બાકીના ૬૭૦૩ ગામ ને આવરી લેશે

આ લખવાનું કારણ એટલું જ છે કે લેજીને ટકોરો બસ છે શ્રી ઘનશ્યામભાઈની સરકાર છે એટલે પીવાના પાણીના પ્રશ્ન ન હોય એ તો કેમ બને ? મહારાષ્ટ્ર સરકાર કરતા સવાયો અહેવાલ હવે પછી ગુજરાત સરકારના પ્રવક્તા રજૂ કરશે એમા શકા નથી.

'કામવિજય'

લેખક સી. જે વાનીટ
ભાષાતર શ્રી રઘુનાથજી હ નાયક
શ્રી અશ્વિનભાઈ પટેલ
નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ ૧૪, પાના ૧૭૨
કિંમત રૂા. ૩–૫૦

"અમેરિકાના સુપ્રસિદ્ધ વિચારક અને લેખક સ્વ સી જે વાન્ડીટના "Conquest of the Serpant' નામના અતિપ્રેરક પુસ્તકનો આ સરળ અને સુબોધ અનુવાદ નવજીવન ટ્રસ્ટ વતી બહાર પડે છે આ વિદ્વાન લેખકે એમનુ આ તથા આજ વિષયને લગતુ બીજુ મોટુ અને એવુ જ કીમતી પુસ્તક ' Coiled Serpant " મૂળ રૂપમા અગ્રેજી તથા હિંદની બધી ભાષાઓમાં પ્રસિદ્ધ કરવા મને મોકલ્યા હતા જે મે નવજીવન ટ્રસ્ટને ગુજરાતીમા અનુવાદ કરવા અને પ્રસિદ્ધ કરવા આપ્યાં હતાં આ બન્ને પુસ્તકો અગ્રેજીમા નવજીવન ટ્રસ્ટે ૧૯૬૨–૬૩મા પ્રસિદ્ધ કર્યા છે અને આ પુસ્તક એમાંના એકનો ગુજરાતી અનુવાદ છે ' ઉપર મુખ્ય શ્રી મોરારજી ભાઈ દેસઈ ' આવકાર 'મા લખે છે

પ્રકૃતિદ્વારા માનવીને જે નિર્બળતાઓનો સામનો કરવાનો છે તેમા સૌથી હીન વિનાશશક્તિ છે અને તેના ઉપર જીત મેળવવાના સૌથી સરળ અને સાદા ઉપાયો અહી નિર્દેશવામા આવ્યા છે પુસ્તકને પાચ ભાગમાં વહેચવામા આવ્યુ છે અને કામ જેવા વિષયની શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક ચર્ચા કરીને, શુદ્ધ વિચારો, શુદ્ધ આચરણ, શુદ્ધ ટેવો, શુદ્ધ ખોરાક, શુદ્ધ દરયો, શુદ્ધ ભાવનાઓ, દ્દ સગીત– વગેરે ઇત્યાદિનું મહત્વ સમજાવી, સબધ ધરાવતા અનુષગિક વિષયો જેવા કે કેળવણી, દમન, ત્યાગવૃત્તિ, ધ્યાન રૂપાતર, ઊર્ધ્વીકરણનું મહત્ત્વ સમજાવી, કામ વિજયથી થના લાભ નાગો જેવા કે દીર્ઘાયુ, આરોગ્ય, કાર્યક્ષમતા, ઉન્નતિ, જીવનનો આનદ, સરકારી સતાનો, આધ્યાત્મિક દર્શન ઈત્યાદિનું આ પુસ્તકમાં પ્રસન્ન શૈલીમાં રજૂઆત થઇ છે ભાષાતર એટલુ સરળ છે કે સામાન્ય માનવી પણ આ પુસ્તકના ચિતનને પચાવી શકે નવજીવને એક ઘણુ જ ઉપયોગી પ્રકાશન જનહિતાર્થે આપ્યુ છે

ઇન્દિરા ગાધી ભાગ ૧–૪
લેખિકા શ્રી ઉષા જોશી પ્રકાશક ગૂર્જર ગ્રથ રત્ન કાર્યાલય, અમદાવાદ ચાર પુસ્તકના સેટની કિંમત રૂા ૫–૫૦

ભારતરત્ન ઇન્દિરા ગાધીના જીવન ઘડતરની વાતો ચાર ભાગમાં આપીને શ્રી ઉષાબેને તેમની અગાઉની શ્રી ધૂમકેતુના જીવન ઘડતરની પુસ્તક માળાના બીજો મણકો ગુજરાતને ધર્યો છે વિશેષ કરીને આ પુસ્તિકાનો હેતુ નવીન પેઢીને પ્રેરણામક વાચન પૂરુ પાડવાનો છે અને તે અહી સપૂર્ણ પણે રૂફાયો છે ઇન્દિરાજીના જીવનના યાદગાર પ્રસગોને કલામય રીતે મઢી લેવામા આવ્યા છે બગલાદેશ મુક્તિ અપાવીને પાકિસ્તાન સામે ભારતને વિજયી બનાવી બાગના દેશનુ સર્જન કરનાર ઈન્દિરા સુધીની બધી વાતો સરસ રીતે મૂકવામાં આવી છે શૈલી પણ સરલ પ્રવાહી, રસવતી અને વિષયને ન્યાય આપતી બની રહે છે આ પુસ્તિકાઓ વાચીને અનેક બાળકો જે પ્રેરણા મેળવશે તેનું મૂલ્યાકન પણ ઓછુ નથી કોને ખબર, ભવિષ્યમા દેશને સપડનાર તેજસ્વી નરનારીનું નેતાત્ત્વ આ વાચીને પણ ન જન્મે ? સમર્થ સાહિત્યની સરવાણીનાં પિયૂષ પીને મહાન બનનાર જગતના સ્ત્રી પુરુષોના નામથી આપણે અજાણ નથી જ આજની અને ભવિષ્યની પેઢી માટે સત્વશીલ સાહિત્યિક પ્રદાન આપવા બદલ ઉષાબહેનને અભિનદન

દાદાની વાણી
સપાદકો શિવાભાઈ પટેલ અને મુકુલ કલાર્થી

શ્રી. મલ્લિકજી કૃત
અમારા પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ | ૧-૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન ... | ૧-૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦-૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦-૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦-૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ... | ૦-૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦-૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦-૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦-૧૫ |

# વૈષ્ણવજન

વર્ષ : ૧૧ ] જૂન ૧૯૭૨ [ અંક : ૩

## અનુક્રમણિકા





## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

### [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું


લવાજમ

દેશમાં [ટપાલ સાથે] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન",
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨




પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન . સ્વરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારું' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી

ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રસિદ્ધ

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# પ્રેરણાઝરણાં

ગુરુદયાલ મલ્લિક

## સંત થેરિઝા



"તું ગાંડી, તદ્દન ગાંડી. એમ તે કંઈ કોઈ દિવસ બનતું હશે ખરું ? તું ભગવાનનું દેવળ બાંધવા નિકળી છે અને ગજવામાં તો એક દોઢિયું યે નથી."

"વાત સાચી છે બહેન, મારી પાસે રાતી પાઈ યે નથી. અને હું એકલી પણ કાંઈ કરી શકવાની નથી. પણ જે મનુષ્યને માટે અશક્ય અને અસંભવ છે તે પ્રભુ માટે શક્ય અને સંભવ છે, મેં તો એનામા પૂરો વિશ્વાસ રાખ્યો છે. તેને ખોળે માથું મૂક્યું છે.

આ જવાબ આપનાર બહેનનું નામ સંત થરિઝા હતું. એનો જન્મ સ્પેન દેશના એક ગામડામાં ૧૬મી સદીમાં થયેલો. 'નાનપણથી જ બહુ માંદી રહેતી. જેનું પરિણામ એ આવ્યું કે જગતની બધી વસ્તુઓ પ્રત્યે અણગમો આવી ગયો, અને તેનાથી કંટાળી અને ત્રાસી ગઈ હતી. પથારીમાં સૂતાં સૂતાં ઘણીવાર ધ્યાનમાં ઈશુના વિચારોમાં ગરકાવ થઈ જતી હતી કારણ કે નાનપણમાં એની માતાએ ઈશુના સંબધમાં ઘણી વાતો કહેલી.

એક દિવસે ઈશુના ધ્યાનમાં મસ્ત થતાં એની આંખ સામે શૂળી પર લટકેલા ઈશુની મૂર્તિ તરી આવી. ઈશુના હૃદયમાંથી લોહીની ધારા વહેતી હતી. આ જોઈને થરિઝા પથારીમાંથી કુદી પડી અને ઈશુના ચરણોના સ્પર્શ કરવા પોતાના હાથ લંબાવ્યા, અને બોલીઃ "હે, મારા ઈશુ!" ત્યાર બાદ બેભાન થઈ ગઈ.

જ્યારે એની આંખ ખુલી અને ભાન આવ્યું ત્યારે તે વિહ્વળ બની ગઈ. ઈશુના આ દર્શનના વિચારમાં પડીને આખરે તેણે આ અર્થ ઘટાવ્યો. 'પોતે પોતાનાં જીવનને દુનિયાના લોકોનાં દુઃખ મટાડવામાં ગાળી દે.'

બસ, આ વિચાર આવતા જ કોણ જાણે એના કૃશ શરીરમાં-જે વ્યાધિથી જીર્ણ થઈ ગયું હતું-નવું ચેતન, નવી સ્ફૂર્તિ આવી અને કઈ રીતે લોકોનાં દુઃખો મટાડવા એના વિચારમાં ડુબી ગઈ. આખરે ખૂબ વિચારતાં તેને લાગ્યું, કે તે દુઃખો મટાડવાનો એક જ રસ્તો છે, તે એ કે દવાખાનું બાંધવું. એની દૃષ્ટિમાં પ્રભુનું સાચું પૂજાસ્થાન આ જ લાગ્યું, પણ...પાસે પૈસા તો હતા નહિ ? એટલે તેણે ભિક્ષા માગવાનું શરૂ કર્યું.

શુભ આદર્શો અને ઉચ્ચ ભાવનાઓને મૂર્ત સ્વરૂપ આપવા મનુષ્યે તવાવું પડે છે. તેમ થરિઝાને પણ તવાવું પડયું. ઘણી મહેનતે, નાજુક તબિયતમાં પણ તેણે એક સૌથી પહેલા નાનકડું દવાખાનું બાંધ્યું, ને પોતાનાં કાર્યને રૂપ આપ્યું. પોતે જાતે જ નર્સનું કામ ઉપાડયું. દર્દીઓમાં પોતે ઈશુનાં દર્શન કરતી અને તેની સેવામાં પોતાનાં નાજુક અને માંદા શરીરને નવું ચેતન અને નવી પ્રેરણા આપવા લાગી. પીડિતોના દર્દને ઈશુનું દર્દ માનીને પોતાનું દર્દ ભૂલી પોતાના કાર્યમાં રત બની. તેના દવાખાનામાં દર્દીઓ ખૂબ જલ્દી સારા થવા લાગ્યા. અસાધ્ય દર્દો પણ નાશ પામવા લાગ્યા. ચારેબાજુ દવાખાનાની ખ્યાતિ અને સેવાના ગુણોની પ્રસંશા ફેલાવા લાગી, અને માઈલો સુધી આ પ્રસંશા અને ખ્યાતિ હવામાં ગુંજવા લાગી. આના પરિણામરૂપે થરિઝા પાસે પૈસાનો ઢગલો ખડકાવા મંડયો તેણે ઠેકઠેકાણે દવાખાના બંધાવ્યાં. અને એ તો નિયમ છે ને કે જ્યારે કંઈ સારું કામ શરૂ કરવામાં આવે છે ત્યારે પ્રભુ પોતે જ સહાયકોને મોકલી દે છે.

તેણે દરેક દવાખાનાની દિવાલ પર આ સુવાલેખ કોતરાવેલોઃ-

"Healer is He, we are but His hands"

"સાજો કરનાર ભગવાન છે, આપણે તેના હાથો છીએ."

જે કોઈ દવાખાનામાં પગ મૂકતું એને એમ લાગતું કે તે કોઈ મંદિરમાં ન ગયો હોય ! અને એના હૃદયમાં પ્રભુ, પ્રભુના રટણની તાલાવેલી જાગતી.

અને મધ્યરાત્રીએ દવાખાનાની ચારેબાજુની હવામાં નીચેની પંક્તિઓના ગુંજનો ગૂંજતા હોય એવો આભાસ થતો.

ખુદા નહિ મંદિર મસ્જીદમેં,
વો તો દરદી કે દુઃખ દર્દમેં,
ઉસ દર્દ દુઃખકો દૂર કરના,
ઉસમેં ખુદા બસત હૈ ભાઈ.

# પરિભ્રમણ

'આશુતોષ'

## દેશ ખાતર સ્વાર્પણ

ડૉ. વિનોદ શાહે ગમન કરવા ખાતર આપઘાત કર્યો હોય તેમ માનવું વધુ પડતું છે. પ્રથમ કક્ષાના વૈજ્ઞાનિક તરીકે તેઓ સાબૂત અને સંશોધનકારનું ભેજું ધરાવતા હતા. જે સંસ્થાની આ વાત છે (IEAR) તેમાં બાર વર્ષ અગાઉ ડે જોષીને આત્મસમર્પણ કરવું પડતું હતું અને ઇતિહાસનું કરુણ પુનરાવર્તન થયું છે તેથી જ પાર્લામેન્ટના સભ્યોએ તપાસપંચ નીમવાનો આગ્રહ રાખ્યો તે આ પ્રશ્ને લોક જાગૃતિનું પ્રમાણ સૂચવે છે. ડૉ. વિનોદ શાહે સંસ્થાના નિયામક શ્રી સ્વામીનાથન ઉપર પાંચમી મે ના રોજ જે પત્ર લખેલ છે તેના મુદ્દાઓનું પૃથક્કરણ કરતા એક હકીકત આંખે ઊડીને વળગે એવી છે કે આ પ્રશ્ને તેમની કોઇ અંગત ફરિયાદ નથી. રાષ્ટ્રના હિત માટે સંશોધન કરતી ખેતીવાડી સંસ્થામાં તંદુરસ્ત પ્રણાલિકાઓના અભાવ તેમજ સંશોધનની નીતિ રીતિઓમાં રાષ્ટ્રહિતને બદલે વૈજ્ઞાનિક માન્યતાઓના ચલણ સામે તેમણે જે સૂર ઉઠાવ્યો તેથી જ લોકસભાના બધા જ સભ્યોને અધાત અને આંચકો લાગ્યો અને તપાસની માગણી પ્રબળ બની. ડૉ. શાહ મધ્યમ શ્રીમંત કુટુંબના નબીરા હતા અને પગારની રકમ તેમને માટે ગૌણ બાબત હતી તેઓ 'એગ્રોનોમી'ના નિષ્ણાત હતા અને તે વિભાગના વડા તરીકે પેન્ટ ફીઝીઓલોજી તથા ભૂમિતત્ત્વના ડૉ. પ્રસાદની નિમણૂંક સામે તેમણે સૈદ્ધાંતિક વાંધો ઉઠાવ્યો હતો. મકાઈ ઉત્પાદન બાબતના ડૉ. શાહ નિષ્ણાત હતા, અને પ્રોફેસર તરીકે તેમને નીમવાનો વારો આવ્યો ત્યારે તે જગ્યા ખાલી રાખવામાં આવી. સંશોધનની બાબતમાં વડા નિયામકને પસંદ પડે તે રીતે જ વિજ્ઞાનિકોને કામ કરવાની ફરજ પડે છે બટેટાના વાવેતરનો દાખલો ટાંકીને તેમણે કહ્યું છે કે અસાધારણ મોટા બિયારણના પ્રયોગથી બટેટાનું વધુ ઉત્પાદન બતાવવાની કોશિષ થઇ છે પરંતુ આવું વાવેતર આર્થિક દૃષ્ટિએ બિલકુલ ન પોસાય તેવું હોય છે તેની જાણ 'એગ્રોનોમી'ના અજાણ લોકોને બિચારાને હોતી નથી. 'વૈશાખી મગ'ના વાવેતરનો પ્રયોગ શા માટે નિષ્ફળ નીવડયો? સંસ્થામાં કામ કરતા નીચેના વૈજ્ઞાનિકો આગળ ન આવે અને તેમને જશ ન મળે તેવું વાતાવરણ વિનોદ શાહને ગૂંગળાવનારુ લાગ્યું. ખરેખર બુદ્ધિમાન અને પ્રતિભાશાળી વ્યક્તિઓને બદલે સામાન્ય કક્ષાની વ્યક્તિઓનું જે રીતે લાલન–પાલન થાય છે કેમકે ઉચ્ચ પદાધિકારીઓના તાલે તેઓ નાચી શકે છે તે બાબતને પણ ડૉ. શાહે પ્રકાશમાં આણવા પ્રયત્ન કર્યો છે. પોતાની સાથે બીજા પાંચ વૈજ્ઞાનિકો જે અન્યાયમાં સબડી રહ્યા છે તે વાતને પણ તેમણે પ્રકાશમાં મૂકી છે

'ICAR' સંસ્થામાં ચાલતી સંશોધન પ્રવૃત્તિઓ રાષ્ટ્રના હિતમાં નથી પણ વ્યક્તિઓના હિતમાં છે એ સત્યને ભારત સરકારના ધ્યાન ઉપર લાવવા માટે ડૉ. શાહ માટે આત્મસમર્પણ સિવાય અન્ય વિકલ્પ રહ્યો ન હતો તેમના પ્રોગ્રામ મુજબ તેઓ પનામા ચોરવાડ ખાતે રજા ઉપર જનાર હતા કેટલાક ક્રૂર ફૂટાઓ તેમણે દોરડાની મદદથી મકાનને ઉપલે માળેથી ભોયતળિયે ઉતાર્યા હતા જે તેઓ ચોરવાડ લઇ જવાના હતા. વિધિની વિચિત્રતાએ આ દોરડું તેમના ગળા આસપાસ વીંટાયું જેમ લડાઈના ક્ષેત્ર ઉપર સૈનિક રાષ્ટ્ર ખાતર જાનનું સમર્પણ કરે છે તેવી જ રીતે ડૉ. વિનોદ શાહે ભારત સરકારની ખેતીવાડી સંશોધન સંસ્થાના રાષ્ટ્ર વિરોધી વલણ સામે જાન હોમીને દેશભાવનાનો દીવડો પ્રજ્વલિત કર્યો છે. સદ્ગતના મોટાભાઇ શ્રી જયંતભાઇ શાહે વડાપ્રધાનને તાર કરીને આ કિસ્સાની ખાનગી રાહે તપાસ માટે નાણાકીય સહયોગ આપવા અને એ રીતે વિજ્ઞાનિકોના અસંતોષના કારણ જાણી તેને દૂર કરવા પોતાના મૃતબંધુનું તર્પણ

કરવા તૈયારી બતાવી છે

## નરસિંહ સ્મારક

મંત્રી, શ્રી નરસિંહ સાહિત્ય સભા, જૂનાગઢ તરફથી એક વિજ્ઞપ્તિ બહાર પડી છે તે ઘણી સમયોચિત છે ગુજરાતના આદિ કવિ અને ભક્ત શિરોમણી શ્રી નરસિંહ મહેતાનું યોગ્ય સ્મારક હોવુ જરૂરી છે અને તેને માટે ગુજરાત સરકાર, સાહિત્ય એકેડેમી, અગ્રગણ્ય ગુજરાતની યુનિવર્સિટીઓ તથા સમગ્ર ગુજરાત–સૌરાષ્ટ્રની સાહિત્યિક સંસ્થાઓ અને વ્યક્તિઓ આ ઉમદા કાર્ય માટે પ્રયત્નશીલ બની રહે તે અત્યંત આવશ્યક છે આજથી ૫૦૦ વર્ષો પૂર્વે નરસિંહ મહેતાએ ગૂર્જરગિરની ગંગોત્રી વહાવી. તેઓ માત્ર ભક્ત કે કવિ નહોતા પણ સમાજ સુધારક અને આર્ષદૃષ્ટા હતા, અને ગાંધીજી જેવા યુગપુરુષના પ્રેરણાના પિયૂષ પાનાર વૈષ્ણવજન હતા નરસિંહ સ્મારક માટે જૂનાગઢે પહેલ કરવી જોઈએ, ભૂમિકા તૈયાર કરવી જોઈએ, અને લોકમત કેળવવા વ્યવસ્થિત રીતે પ્રચાર પણ શરૂ કરી દેવો જોઈએ જૂનાગઢ શહેરના અને જીલ્લાના તમામ નાગરિકોને આ સ્મારક સાથે એક યા બીજી રીતે સાંકળી લઈને, સ્મારકની પ્રાપ્તિ અર્થે સઘન પ્રયત્ન કરવો જોઈએ. કેટલાક સૂચનો મંત્રીએ કર્યાં છે તે દાદ માગી લે તેવાં છે (૧) સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં નરસિંહ મહેતા સંશોધન 'ચેર' હોવી ઘટે (૨) જૂનાગઢમાં નરસિંહ સ્મારક ખંડ (વ્યાખ્યાન હૉલ) નગરપાલિકા બાંધી આપે તો પ્રતિવર્ષ નરસિંહ સ્મારક વ્યાખ્યાનમાળા યોજી શકાય, અને વિવિધ વિષયના તજજ્ઞો દ્વારા જ્ઞાનની સરવાણી ચાલુ રાખી શકાય આ વ્યાખ્યાનો પ્રગટ પણ કરી શકાય (૩) નરસિંહ મહેતાની સમગ્ર કૃતિઓનો સંગ્રહ 'ડીલક્સ' આવૃત્તિમાં બહાર પાડી શકાય

(૪) જૂનાગઢ શહેરને લાગે વળગે છે ત્યાં સુધી નરસિંહ મહેતાનું બાવલું દામોદરકુંડ ઉપર તેમજ શહેરમાં સુરુચિપૂર્ણ રીતે જાહેર સ્થળોમાં મૂકી શકાય (૫) નરસિંહ મહેતાના ચોરા પાસે કવિના જીવન-કવન પ્રસંગોને આવરી લેતી આર્ટ ગેલેરી ઉપરાંત સાબરમતી આશ્રમમાં ધ્વનિ અને પ્રકાશ આયોજન દ્વારા ગાંધીજીના જીવન પ્રસંગો દૃશ્યરૂપ દર્શાવાય છે તેમ નરસિંહના ઐતિહાસિક અને જીવનના નાટકીય પ્રસંગો બતાવવાનું જબરજસ્ત આકર્ષણ ઊભુ કરી શકાય આ બધુ મૂર્ત થઈ શકે તે માટે સૌ પ્રથમ નાણાંની જરૂરત છે અને તેને માટે એક ગુજરાત વ્યાપી હીલચાલ શરૂ કરવી જોઈએ ગુજરાતની સરકારી તેમજ સાહિત્યપ્રેમી જનતા તેમજ કવિઓ–સાહિત્યકારો આ શુભ યોજનાને તન, મન, ધનથી ટેકો આપીને આ શુભ કાર્યને ટેકો આપી રહેશે તેમાં શંકા નથી આ બાબતમાં ગુજરાતના દૈનિકો અને અખબારોનો સહકાર સાંપડી રહે તો પ્રચાર પ્રવૃત્તિને ઘણો વેગ મળી રહેશે

## જાહેર સાહસોની રામકહાણી

ભારતના બે જાહેર સાહસો કારખાનાં HEL (હેવી ઈલેક્ટ્રીકલ્સ લિ) તથા HEC (હેવી એન્જિનિયરીંગ કોર્પોરેશન) મુશ્કેલીમાં આવી પડ્યાં છે જાહેર હિસાબ સમિતિએ તેમની કામગીરીની કડક આલોચના કરી છે આ બન્ને સાહસોમાં પ્રતિવર્ષ ખોટનું પ્રમાણ વધતુ ચાલ્યુ છે HECની વાત કરીએ તો આજ સુધીમાં એટલે ૧૯૭૧ સુધીમાં ૭૩ કરોડ રૂપિયાની ખોટ ખાધી છે અને ૧૯૭૩ સુધીમાં બીજા ૨૧ કરોડ ગુમાવશે એ આંકડો ઉમેરીએ તો ૧૦૦ કરોડની ખાધ પંદર વર્ષના ગાળામાં કરશે સો કરોડની મૂડીથી આ કારખાનું ઊભુ થયુ હતુ તે મૂડી તળિયાઝાટક ધોવાઈ જશે HEL ૫૦ કરોડની મૂડીથી ઊભુ કરવામાં આવેલ અને તેની ખોટનો આંક ૬૦ કરોડ ક્યારનો પહોંચી ગયો છે હકીકતમાં તો આ કારખાનાની સંપૂર્ણ ઉત્પાદન શક્તિ કામે લગાડાતી નથી–વીસથી પચીસ ટકા શક્તિનો જ ઉપયોગ થાય છે એક કારખાનાને પૂરતા ઓર્ડર મળતા નથી બીજાને મળે છે તેને પહોંચી વળવામાં ખૂબ ઢીલ થાય છે મર્યાદિત ઉત્પાદકશક્તિના ઉપયોગને કારણે ઉત્પાદન ખર્ચનો આંક ખૂબ વધી જાય છે અને જે માલ ઉત્પાદન થાય છે તે પડતર કિંમત કરતાં ઓછે વહેચવો પડે છે ભારત સરકાર માટે આ બન્ને કારખાનાં શિરો

વેદના સમો પુરવાર થયાં છે. તેમાં સંચાલનનો દોષ કાઢવામાં આવે છે તે વાત સત્યથી વેગળી છે. કેમકે મોટા ઉદ્યોગોની સ્થાપના, દેશની જરૂરિયાતો ઉપરાંત પરદેશોની જરૂરિયાતોને સંતોષી શકે તેવી વ્યવસ્થા ઊભી ન થઈ શકે, તો આર્થિક દૃષ્ટિએ નિષ્ફળ જાય તેમાં નવાઇ નથી

## દિલ્હીનો અનુભવ

આ બાબતમાં નાના ઉદ્યોગો મેદાન મારી જાય છે તે દિલ્હીના અનુભવથી સિદ્ધ થાય છે. આ વર્ષે ઔદ્યોગિક દિલ્હીએ સુવર્ણ જયંતી ઉજવી ત્યારે રજત જયંતી સમયે અહીંસો ઔદ્યોગિક કારખાનાની જગ્યએ પચીસ હજાર જેટલી સંખ્યાએ પહોંચી જવા આવ્યો છે અને તેમાં બે લાખ કામદારો કામ કરે છે. ઇલેક્ટ્રોનિક્સના ઉત્પાદનમાં દિલ્હીએ દેશભરમાં વિક્રમ નોંધાવી દીધો છે. દેશની રેડિયો સેટની જરૂરિયાતના ૪૦ ટકા ફક્ત દિલ્હી પૂરા પાડે છે. ટ્રાન્સીસ્ટર તેમજ ટેલિવિઝન સેટ, મશીનટુલ્સ બાબતમાં દિલ્હી દેશનાં અન્ય શહેરોને મુકાબલે મોખરે રહે છે. ઓખલા ઔદ્યોગિક ઉત્પાદનથી ધમધમતું કેન્દ્ર છે. ૧૧૦ એકર જમીનમાં ૧૨૨ જેટલા શેડમાં ચાર હજાર કામદારો ચાર કરોડનો માલ વર્ષે ઉત્પાદન કરે છે તેમાંથી ૨૦ લાખની નિકાસ ગયે વર્ષે કરવામાં આવી હતી. ઉપરાંત જે નિરાશ્રિતો રાજધાનીમાં ખડકાયા છે તેઓએ જ્યાં ત્યાં અનેક કારખાના ઊભાં કરી દીધા છે અને ગીચ વસવાટને વધુ ગીચ કર્યો છે. એક અનુમાન એવું છે કે દિલ્હીના ઉદ્યોગો વર્ષે ૧૨ કરોડનું વિદેશી હૂડિયામણ રળી આપે છે પગરખાં અને બાહરીકલનું નિકાસ પ્રમાણ વધી રહ્યું છે. HEC તથા HELની કારખાનાઓનાં દિલ્હીનાં નાનકડા ઔદ્યોગિક એકમોની કામગીરી દાદ માગી લે છે.

## કલાનો ખૂની

એક હંગેરિયન મૂર્ખાના હાથે સેન્ટ પિટરના દેવળમાં રખાએલ અમૂલ્ય કલાકૃતિનું ખંડન થયુ તે સમાચાર દુનિયાને આંચકો આપવા જેટલું સામર્થ્ય ધરાવે છે. માઈકલ એન્જેલોની વિશ્વવિખ્યાત સ્થાપત્ય 'પાએટા'મા વર્જીન મેરી મૃત ઇશુ ખ્રિસ્તને ખોળામાં રાખી બેઠા છે તે દૃશ્ય જગતના ગમે તે દેશના ગમે તે ધર્મના મનુષ્યની આંખ આંસુથી છલકાવી દેવા જેટલી ગંભીરતા અને કરુણા ચોમેર વહાવે છે. છેક અઢારમી સદીથી આ કલાકૃતિ વેટીકનના દેવળમાં કરોડો લોકોએ ભાવવિભોર બનીને નિહાળી છે. આ સ્થાપત્યને અમેરિકા ખાતેના વિશ્વમેળામાં મોકલતી વખતે લાખો ડોલરનો વીમો ઉતારવામાં આવ્યો હતો. સફેદ સંગેમરમરમાંથી કોરી કાઢેલ કરુણ કાવ્યને એક પાગલ આદમીએ હથોડાના ઘા ઝીકીને બહુ મોંઘી શિખામણ દુનિયાને આપી છે. હવે પછી અમૂલ્ય કલાકૃતિઓ યોગ્ય રક્ષણ વિના દર્શન માટે મુકાશે નહીં. કલાકૃતિથી દૂર ઊભા રહીને પ્રેક્ષકો જોઇ શકે તેવી સીધી સાદી વાત સમજાવવા માટે જ એક પાગલે હથોડાનો ઉપયોગ કર્યો હશે વેટીકન સંગ્રહસ્થાનમાં જવાબદાર વ્યક્તિઓએ સ્થાપત્યને થએલ નુકસાનનું સમારકામ ઝડપથી હાથ ઉપર લેવાની કાર્યવાહી આરંભી દીધી છે અને ત્રણેક વર્ષના ગાળામાં આ સ્થાપત્ય મૂળ સ્વરૂપે જોઇ શકાય તેવું અનુમાન છે. મન, મોતી અને કાચ ભાંગ્યા પછી સંધાતા નથી. માઇકેલ-એન્જેલોના સ્થાપત્ય વિશે પણ એ સત્ય લાગુ પડશે.

## પરદેશમાં ખાંડ

પરદેશમાં ખાંડના ઉત્પાદન માટે પ્રથમવાર ભારતે મલેશિયામાં સંયુક્ત સાહસ હાથ ધર્યું છે. સતારા જીલ્લાની ફલટણ સુગર વર્કસ લિમિ. પંદર કરોડના આ સાહસમાં ભાગીદાર છે અને શેરડીના વાવેતરથી માંડીને કારખાનામાં તૈયાર ખાંડ બને ત્યાં સુધીના બધી પ્રક્રિયાઓ મલેશિયાને શિખવશે. આ કારખાના માટેની મશીનરી ઇત્યાદિ પાંચ કરોડ રૂપિયાની સામગ્રી ભારતમાંથી ખરીદાશે, અને તે અંગેની વાટાઘાટો કરવા ૧૭ સભ્યોનું એક પ્રતિનિધિમંડળ આ દેશની મુલાકાતે આવી ગયું છે. આ કારખાના માટે જરૂરી શેરડીના વાવેતર માટે ૭૫ હજાર એકર જમીન અલગ ફાળવવામાં આવી છે અને તેમાંથી ૪૦૦ એકરમાં શેરડીનું વાવેતર કરીને, બાકીની

જમીનમાં ધીમે ધીમે વાવેતર વિસ્તારવામાં આવશે. શેરડીના પાકને તૈયાર થતાં ૧૪ માસ લાગશે ત્યાં સુધીમાં કારખાનાનું કામકાજ શીઘ્રગતિએ ચાલુ રહેશે અને ૧૯૬૪ની શરૂઆતમાં કારખાનામાં શેરડીનું પીલાણ શરૂ થશે. કારખાનું શરૂ થયા પછી પાંચથી સાત વર્ષ સુધી ભારતીય ટેકનિશિયનો તેનું સંચાલન કરશે અને ત્યારબાદ મલેશિયાના નિષ્ણાતો તે સંભાળી લેશે. આ કારખાનું રોજની ૨૫૦૦ ટન ખાંડ ઉત્પાદન કરશે. મલેશિયાને પ્રતિવર્ષ ૩૨૦ લાખ ટન ખાંડ આયાત કરવી પડે છે તે આ કારખાનું શરૂ થયા પછી કરવી નહીં પડે. આ સાહસમાં મલેશિયન સરકાર જે મૂડી રોકે તેના ૨૦ ટકા એકવીટી શેર ફ્લટણ સુગર વર્કસ, સતારાને ફાળવવામાં આવશે. પરદેશોમાં હવે જુદા જુદા ક્ષેત્રોમાં ભારતે પદસંચાર કરવો રહ્યો.

### ભારત–રૂસ વ્યાપાર

રશિયા સાથે ભારતનો વેપાર કૂદકે–ભૂસકે વધી રહ્યો છે. તાજેતરમાં મિશ્રા સાહેબ ચાલુ વર્ષ માટે વ્યાપારના કરારો કરવા ગએલા ત્યારે તેમને પ્રતીતિ થઈ ચૂકી કે અમેરિકા જે ગુમાવી રહ્યું છે તેનો લાભ રશિયા મેળવી રહ્યું છે. ઉલ્લા ભારત-પાક યુદ્ધ પછી, અમેરિકન સહાયમાં કાપ મૂકવામાં આવ્યો છે અને તેથી અમેરિકા–ભારત વચ્ચે વ્યાપાર વિનિમયની ચીજોમાં ઓટ દેખાવા લાગી છે ત્યાં રશિયા ભરતી પ્રેરી રહ્યું છે. ચાલુ વર્ષે ભારત–રશિયા વચ્ચે ૬૦૦ કરોડ રૂબલ અથવા ૪૮૦ કરોડ રૂપિયાનો વ્યાપાર વિનિમય થવાની ધારણા છે જે ગત વર્ષ કરતાં ૩૦ ટકા વધારે છે. પોતાને ત્યાં અછત હોવા છતાં સોવિયેટ યુનિયને ભારતને તાંબુ, જસત, એસ્બેસ્ટોસ તેમજ રાસાયણિક ખાતરો માટે યુરિયા, એમોનિયમ સલ્ફેટ તથા ન્યુસ પ્રિન્ટ આપવાની તૈયારી દર્શાવી છે. કેમકે ભૂતકાળમાં આ ચીજો ભારતને અમેરિકા પૂરું પાડતું હતું. રશિયા પાસેથી કોમ્પ્રેસર ગેસ સિલિન્ડર આયાત કરીને તેના બદલામાં ભારત મોટરના ભાગો, લિનોલિયમ, ચામડાનાં પગરખાં ઇત્યાદી નિકાસ કરી શકશે, ઉપરાંત રશિયા તરફથી ૨ તથા ૩ જાતની પેદાશો મળવાનો સંભવ છે. સ્ટેઇનલેસ સ્ટીલ માટે પણ ભારતની માંગ પૂરી કરવા રશિયા વિચારે છે. પાંચ જહાજો પૂરા પાડવા ભારતે ઓર્ડર નોંધાવ્યો છે તેમાં બેનો વધારો કરી કુલ સાત જહાજોની માગણી રશિયા પાસે ઊભી છે. સૌથી આશ્ચર્યદ બાબત એ છે કે રશિયાએ રૂપિયાની ચૂકવણી માટે સંમતિ આપી છે. ભારતને તેથી પરદેશી હૂંડિયામણની તંગી નડશે નહીં. રૂપિયામાં ચૂકવણી થાય તેનો અર્થ એ થયો કે ભારત પોતાની નિકાસ રશિયા ખાતે નિર્બંધ વધારી શકશે જેથી આયાત માટે મુશ્કેલી નડે નહીં. ભારત સાથે વીસ વર્ષના સલામતિ કરાર કર્યા પછી, વ્યાપર ક્ષેત્રે પણ સોવિયેટ આગળ વધવા માગે છે એનો અર્થ એ કે ભારત આર્થિક રીતે મજબૂત, સ્થિર અને સ્વાવલંબી હોય તે વાતમાં રશિયાને બહુ રસ છે. પશ્ચિમના રાષ્ટ્રો ઉપરનું અવલંબન ટાળવા માટે પણ રશિયન સહયોગ મળી રહે છે.

### બાંધકામ સરકારી મંડળીઓ

પોરબંદરથી ૩૮ કી. મી. દૂર મીંયાણી ગામ પાસે મેઢાની ખાડી ઉપર ૭૫ લાખને ખર્ચે બંધાનાર પુલનું ભૂમિપૂજન કરતી વખતે ગુજરાત રાજ્યના જાહેર બાંધકામ ખાતાના મંત્રી શ્રી જસવંત મહેતાએ સૂચક ઉદ્‌ગારો કાઢેલા તેમાં મુખ્ય સૂર એ હતો કે આજના બજેટની ૫૦ ટકા જોગવાઈ ગામડાનાં કામો માટે છે. અને આવતા દસ વર્ષમાં ગુજરાત માટે સિંચાઇ તેમજ અનેક લઘુ યોજનાઓ ગ્રામ્ય વિસ્તારની શીકલ બદલી શકે તેમ છે. વિસનગર સહકારી મંડળી બાંધકામની મોટી જવાબદારીઓ સ્વીકારે છે અને તેણે દરેક જીલ્લામાં આવી એક એક મંડળી સ્થાપવામાં માર્ગદર્શન આપવું જોઇએ તેવું સૂચન ઘણું જ સમયોચિત છે. હવે પછીના દસકામાં બાંધકામનું મહત્વ રહેવાનું જ છે. રાજ્યભરમાં સારા રસ્તાઓ ગ્રામ્ય વિસ્તારમાં બાંધવાના બાકી છે. ચેક ડેમો, નદી ઉપરના બંધો, નાની જળાશય યોજનાઓ, કૂવાઓ, પાતાળકૂવાઓ, નહેરો ઇત્યાદિ અનેક બાંધકામની યોજનાઓ માટે ગુજરાતના જિલ્લાઓમાં સહકારી મંડળીઓ રચાય તો અનેક બેકારોને રોજી મળવા ઉપરાંત હમેશને માટે આવી

[અનુ૦ પૃ૪ ૧૦૮

# નામસ્મરણ

ગાંધીજી

મારા રામ, અમારી પ્રાર્થનાના સમયના રામ, ઐતિહાસિક રામ કે જે દશરથના પુત્ર અને અયોધ્યાના રાજા હતા તે નથી. એ તો સનાતન, અજન્મા અને અદ્વિતીય રામ છે. સર્વ રોગોની રામબાણ દવાના રૂપમાં હું જે રામનું નામ (લઉં છું) સૂચવું છું, એ તો ખુદ ઈશ્વર જ છે.

રામનામ ઈશ્વરનું (હજારો નામોમાંનું એક) નામ છે. જો એ ન હોય તો આપણે પણ હોઈ શકતા નથી. માટે આપણે બધા એને એકી અવાજે પરમાત્મા, ગૉડ, વિષ્ણુ, રામ અલ્લાહ, ખુદા, દાદા હોરમજ, જિહોવા, ગૉડ ઈત્યાદિ અનેક અને અનંત નામોથી પોકારીએ છીએ.

મારી બુદ્ધિ અને હૃદય તો ક્યારનાંય અનુભવ કરી ચૂક્યાં હતા કે ભગવાનનું સર્વોત્તમ નામ સત્ય જ છે. હું રામનામથી સત્યને પિછાનું છું.

સૂતર આવે તેમ તું રહે,
જેમ તેમ કરીને હરિને લહે.

આ ઉપદેશ અંબર ભગતે કર્યો છે. તુલસીદાસજી કહે છે: 'સંકટ આવી પડ્યું હોય કે ન આવ્યું હોય, પણ રામનામ જપવું એનાથી બધું સિદ્ધ થાય છે.'

રામ કેવા છે એ વાતનો મનથી નિશ્ચય કરી લો. રામ નિરંજન નિરાકાર છે, એ રાક્ષસી વૃત્તિઓરૂપી રાવણનો દૈવી વૃત્તિરૂપી અનેક શસ્ત્રો (હથિયારો) વડે સંહાર કરનારો છે; એ સામર્થ્ય પ્રાપ્ત કરવાને વનમા રહી બાર વર્ષ સુધી તપશ્ચર્યા કરનારો એ રામ છે. — સારાંશ એ છે કે, શરીર અને મનને એક ક્ષણ પણ નવરાં–ઉદ્યમ વગરનાં ન રાખવાં.

હું તો ઈશ્વરને કર્તા-અકર્તા માનું છું. જૈનોના પક્ષ લઈ હું એનું અકર્તૃત્વ સિદ્ધ કરું છું ને રામાનુજનો પક્ષ લઈ હું એનું કર્તૃત્વ સિદ્ધ કરું છું.

આપણે બધાં અચિંત્યનું ચિંતન કરીએ છીએ, અવર્ણનીયનું વર્ણન કરીએ છીએ ને અજ્ઞેયને જાણવા ઈચ્છીએ છીએ. આથી આપણી ભાષા તોતડી છે, અપૂર્ણ છે અને કદી કદી તો વાંકી (ત્રિકટી) પણ છે; એથી જ બ્રહ્મને માટે વેદોએ અલૌકિક શબ્દોની રચના કરી અને એનો 'નેતિ' વિશેષણથી પરિચય આપ્યો; છતા પણ જો કે એ નથી 'નેતિ' છતાં એ છે, 'સત્' છે.'

આપણે લોકો છીએ, આપણને પેદા કરવાવાળાં માતાપિતા છે અને એમનાં પણ પેદા કરનાર છે...... માટે સર્વને પેદા કરવાવાળા પણ એક છે, એમ માનવામાં કાંઈ પાપ નથી, પણ પુણ્ય છે. આથી આપણે બધા એને શિવ, વિષ્ણુ, રામ, અલ્લાહ, ખુદા, દાદા હોરમજ, જિહોવા, ગૉડ ઈત્યાદિ અનેક અને અનંત નામોથી પોકારીએ છીએ.

એ એક છે, અનેક છે, અણુથી પણ નાનો અને હિમાલયથી પણ મોટો છે. સમુદ્રના એક બિંદુમા પણ સમાઈ જઈ શકે છે અને વળી એટલો ભારે છે કે સાત સમુદ્ર ભેગા મળી જાય, તો પણ તેનો ભાર સહન ન કરી શકે.

એને જાણવાને બુદ્ધિવાદનો ઉપયોગ શું થઈ શકે? એ તો બુદ્ધિથી અતીત છે. ઈશ્વરને માનવા માટે શ્રદ્ધાની આવશ્યકતા છે. મારી બુદ્ધિ અનેક તર્કવિતર્ક કરી શકે છે. બહુ મોટા નાસ્તિકની સાથે વાદવિવાદ કરવામાં હું હારી પણ જાઉં, પણ મારી શ્રદ્ધા તો બુદ્ધિથી એટલી બધી આગળ દોડે છે કે આખું જગત પણ મારી વિરુદ્ધ પડે, તો પણ હું કહીશ કે ઈશ્વર છે, એ તો છે જ છે.

આટલું (નક્કી) માનજો કે જે જે હું કરી રહ્યો છું એમ તમને લાગે છે, તે હું નથી કરતો. મારી પાસે કોઈ એ બધું કરાવી રહ્યો છે. મારી

દૃષ્ટિએ એ (આ ઈશ્વર) નિરંજન નિરાકાર રામ છે.

મારી બુદ્ધિ અને હૃદય બેઉએ પહેલેથી આ અનુભવ કરી લીધો છે કે, ભગવાનનું સર્વોત્તમ નામ સત્ય જ છે. હું 'રામ' નામથી 'સત્ય' જ સમજું છું. (રામ એટલે સત્ય એમ હું સમજું છું.)

અત્યંત કઠોર કસોટીને સમયે આ એક જ નામે મારી રક્ષા કરી છે અને આજે પણ એ જ નામ મારું રક્ષણ કરી રહ્યું છે.

ગોસ્વામી તુલસીદાસ કહે છે: રામ બ્રહ્મ છે; રામ જ વેદ છે. બધું એનામાં છે; બધું ત્યાં છે અને ત્યાં કોઈ પણ નથી. પણ તુલસીદાસ કહે છે, મારા રામ દશરથનંદન છે ખરા, પણ એ તો એમનાથી પણ મોટા છે. એ સચ્ચિદાનંદ પૂર્ણ પરબ્રહ્મ છે.

રામના પરમ ભક્ત તુલસીદાસે ધ્યાન કર્યું અને ધ્યાનમાર્ગમાં નિરંજન નિરાકાર સર્વવ્યાપક રામને મેળવ્યા; આથી કાંઈ બગડયું નહિ, સારું જ થયું છે. એને પરિણામે આપણે આજે અવતારવાદનું રહસ્ય સમજતા થયા છીએ. (ટુંકમાં) जिनकी रही भावना जैसी । प्रभु मूरति देखी तिन तैसी ।

રામથી રામનામ મોટું છે. હિંદુધર્મ મહાસાગર છે, એમાં અનેક રત્નો ભર્યાં પડયાં છે. જેટલા વધુ ઊંડા પાણીમાં ડૂબકી મારશો, તેટલા વધુ રત્નો મેળવશો. હિંદુધર્મમાં ઈશ્વરના અનેક નામો છે...મેં તો મારે માટે બધી સંજ્ઞાઓ (બધા નામો) રાખી છે અને એ બધા નામોમાં હું નિરાકાર, સર્વત્ર રહેલા રામને જોઉં છું, મારે માટે મારા રામ સીતાપતિ, દશરથનંદન ભલે કહેવડાવે, પણ મારે માટે તો સર્વશકિતમાન ઈશ્વર જ છે, કે જેનું નામ હૃદયમાં હોવાથી બધાં દુઃખોનો નાશ થઈ જાય છે. રામનામમાં શ્રદ્ધા રાખવાવાળા માટે તો તે પહેલી અને છેલ્લી દવા (ઔષધિ) છે।

તરણતારણ રામ-વિષયો જીતવા માટેનો સુવર્ણ (સોનેરી) નિયમ 'રામનામ' વિના બીજો એકે નથી.

રામનામ કંઈ એવા લોકો માટે નથી કે જે ઈશ્વરને કોઈને કોઈ પ્રકારે ફોસલાવવા માગતા હોય. વળી જે હંમેશા પોતાની રક્ષા થયા કરે તે માટે રામનામમાં મચ્યા રહે તેમને માટે પણ રામનાર નથી.

હું જો સંસારમાં વ્યભિચારી નથી બન્યો, તો તે કેવળ રામનામને લીધે જ. જ્યારે જ્યારે મારા પર વિકટ પ્રસંગો આવ્યા, ત્યારે ત્યારે મેં રામનામ લીધું છે અને હું બચી ગયો છું.

સ્વપ્નમાં વ્રતભંગ થયો હોય, તો તેનું પ્રાયશ્ચિત્ત સામાન્ય રીતે વધુ સાવચેતી અને જાગ્રત થતાં જ 'રામનામ' લેવું તે છે.

વિકારી વિચારોથી બચવા માટે એક અમોઘ (અમૂલ્ય) ઉપાય રામનામ છે.

કોઈ પણ વ્યાધિ હો; જો હૃદયપૂર્વક મનુષ્ય રામનામ લે, તો તે વ્યાધિ નષ્ટ થવો જ જોઈએ. રામનામ એટલે ઈશ્વર, ખુદા, અલ્લાહ, ગૉડ. રામનામ પોથીનાં રીંગણાં નથી. એ તો અનુભવેલી પ્રસાદી છે. જેણે એનો અનુભવ પ્રાપ્ત કર્યો છે, તે જ આ દવા આપી શકે છે, બીજો નહિ.

પ્રકૃતિની ચિકિત્સામાં મધ્યબિંદુ છે રામનામ. રામનામથી આદમી સુરક્ષિત બની જાય છે. શરત એટલી જ છે કે નામ અંદરથી (હૃદયમાંથી) નીકળવું જોઈએ.

સત્ય અને અહિંસાનો અમલ કરવા માટેની જેટલી જેટલી દવાઓ છે, તે બધી દવાઓમાં સૌથી સારી દવા રામનામ છે.

મારા આ રામને જંતરમંતર સાથે કાંઈ લેવાદેવા [સંબંધ] નથી.

સચ્ચો ડૉક્ટર તો રામ છે.

બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવાની ઈચ્છા રાખનારાઓ દરરોજ નિયમિત રીતે સાચા હૃદયથી રામનામ જપે અને ઈશ્વરની કૃપાની માગણી કરે.

જ્યારે તમારા વિકારો તમારા પર હુમલો કરવા ચાહતા હોય, ત્યારે ઘૂંટણિયે પડી મદદ માટે ઈશ્વરની પ્રાર્થના કરવી. રામનામ અચૂક મારી મદદ કરે છે જ.

[ અનુ० પૃષ્ઠ ૧૧०

# શિક્ષણ જીવંત ને તેજસ્વી હોવું જોઈએ

શાસ્ત્રી પા. આઠવલે

'માણસનાં નેણાં ને વેણાં જે શુદ્ધ કરે તે સાચું શિક્ષણ.' શિક્ષણની આવી કાવ્યમય અને મનનીય વ્યાખ્યા એક સાહિત્યકારે આપી છે. માનવ-જીવનને ઉન્નત બનાવે, મનુષ્યને નિર્મળ દૃષ્ટિ બક્ષે અને એ દૃષ્ટિ દ્વારા વિચાર અને આચારની સંવાદિત સૃષ્ટિ સર્જાય એ જ કેળવણીનું ધ્યેય હોઈ શકે.

આજે શિક્ષણ જેવા મૂલ્યવાન ક્ષેત્ર કરતાં બીજે ક્ષેત્રે વધુ બુદ્ધિમાન અને કર્તૃત્વવાન માણસો જોડાતા જોવા મળે છે, માટે જ શિક્ષણ પાંગળું બને છે. ધ્યેયનિષ્ઠ શિક્ષકો ગયા એટલે છોકરાઓ હીન વૃત્તિના થયા. આજના શિક્ષણમાં જીવન નિર્માણ કરવાની હિંમત રહી નથી. જેના પર જીવનનું ઘડતર કરી શકાય એવાં કોઈ ચિરંતન મૂલ્યો આપણી શિક્ષણ પ્રથાએ સર્જ્યાં નથી. આજનો શિક્ષિત યુવાન સુમાહિતગાર હોય છે, કાર્યકુશળ હોય છે; પરંતુ તેનાં જ્ઞાન કે કાર્યકુશળતા જીવનનો સુસંકલિત રાહ ઘડવામાં સહાયક બનતાં નથી. છોકરાઓ કેવળ જીવિકાનું સાધન સમજી ડિગ્રીઓ મેળવે છે. શિક્ષણને ઉચ્ચ અને અલૌકિક દૃષ્ટિએ જોવાની કલ્પના જ ચાલી ગઈ છે. આઝાદીનાં આટલાં વર્ષો પછી પણ આપણી સ્થિતિ આ ક્ષેત્રે શોચનીય-દયાજનક રહી છે.

આજે આ ક્ષેત્રે જે કોઈને લાગેવળગે છે તે દરેકને કંઈક ફરિયાદ કરવાની જ હોય છે. વિદ્યાર્થીને શિક્ષકની વિરુદ્ધ કંઈ કહેવાનું હોય છે, શિક્ષકને વિદ્યાર્થી અને શાળાના સંચાલકો સામે ફરિયાદ છે, સંચાલકોને શિક્ષણખાતા સાથે અને શિક્ષકો સાથે જોઈએ એવો મનમેળ નથી. આપણા પ્રાચીન કાળમાં 'શિક્ષણ એટલે આંતરવિકાસ અથવા જીવનની ઉન્નતિ' એ ભાવના પાયામાં હતી અને શિક્ષણથી જીવિકા મેળવવી એ કલ્પના જ ગૌણ હતી, જીવનોન્નતિની ભાવના ચાલી ગઈ એટલે આજનો વિદ્યાર્થી પોતાના દોષનો ટોપલો શિક્ષક ઉપર મૂકે છે, અને પોતાની ફરજ ફી ભરવામાં પૂર્ણ થયેલી સમજે છે; તો વળી 'શિક્ષણ તો શાળામાં જ અપાય, બાળકને શાળામાં મૂક્યું એટલે હાંઉં, પત્યું. તેને શાળામાં દાખલ કરો એટલે ઘરે જીવ ખાતો તો અટકે' એવો વાલીઓનો હેવા-સંતોષ; તો ત્રીજી બાજુ 'ભણવું હોય તો ભણો; નહિ તો મારે શું? નહીં ભણો તો તમારું વરસ અને ખરચ બગડશે!' આવો શિક્ષકોનો 'તમે' અને 'અમે' નો હિતસંઘર્ષ અને છેલ્લે અસ્વસ્થ ઊંઘમાં માણસ પાસાં બદલે તેમ સરકારનું કેળવણી પણ રીતિઓનાં પાસાં બદલ્યા કરે. શિક્ષણની આવી પરિસ્થિતિમાં બહાર પડતો, કોઈની પણ અસર વિનાનો કહેવાતો નિર્ગુણ, નિરાકાર, સ્થિતપ્રજ્ઞ એટલે કે ક્રિયાશૂન્ય, દીન, લાચાર બનેલો આપણો ડિગ્રીધારી યુવાન! પ્રાથમિક શાળાના બાળકની પણ આ જ સ્થિતિ. બાળમાનસ ઉપર એટલી બધી અસરો પડે છે કે જો તેમાં સામ્ય હોય તો જ સંસ્કારો પડે, નહિ તો સંઘર્ષો જ નિર્માણ થવાના. વિદ્યાર્થીમાં પણ એક રીતની જડતા દેખાય છે, પથ્થર જેમ મૂક વદને શાળામાં બેસી રહે છે—જાણે શિક્ષકે શિલ્પી બનીને તેમાંથી મૂર્તિ ન ઘડવાની હોય! વિદ્યાર્થીમાં પણ થોડી સજાગતા, જિજ્ઞાસા અને રસવૃત્તિ હોય, તો જ શિક્ષકનો બોજો હળવો બને, ભણવામાં મજા આવે.

'સત્યમ્ શિવમ્ સુંદરમ્' જેનું ધ્યેય હોય તે સાંસ્કૃતિક શિક્ષણ કહેવાય. જીવન સત્ય એટલે તેજોદર્શી, શિવ એટલે કલ્યાણકારી અને સુંદર એટલે ગુણસુંદર સાથે કર્તૃત્વપૂર્ણ હોવું જોઈએ. તેને માટે આપણી પ્રાચીન પદ્ધતિમાં શિક્ષણના બે પ્રકાર હતા: (૧) બાહ્ય શિક્ષણ અને (૨) આંતર શિક્ષણ. બાહ્ય શિક્ષણમાં પુસ્તકો, શિક્ષકો, સૃષ્ટિના કાયદા, સૃષ્ટિની અનંતતા અને મહાપુરુષોનાં જીવનો—એ વિષયો ગણાવી શકાય. આંતરશિક્ષણ એટલે હૈયાઉકેલ અથવા કોઠાજ્ઞાન. આજે આંતરશિક્ષણ

ભણવાની છોકરાની તૈયારી નહિ અને સંપૂર્ણપણે બાહ્ય શિક્ષણની વ્યવસ્થા નહિ. એવી પરિસ્થિતિમા છોકરાઓ શુ કરે? પરીક્ષા પૂરતુ ગોખે. જેટલુ યાદ રહે તેટલુ ઠીક, નહિ તો ન પચેલુ ફેકી દે. શિક્ષણ પ્રત્યે જ્ઞાનપિપાસા રહી નથી, પણ જ્ઞાનનો ડોળ રહ્યો છે આતરશિક્ષણ માટે બૌદ્ધિક અને માનસિક સૌદર્ય જરૂરી છે. પણ આ બન્ને આત્મિક સૌદર્ય વિના ફિક્કા છે આત્મિક સૌદર્ય એ અનિર્વચનીય છે વડીલો આજના છોકરાઓમા બુદ્ધિનો હ્રાસ થતો જુએ છે–તેમની બુદ્ધિમા સશય વાદ જુએ છે. આજે લોભની સીમા રહી નથી, વૈશ્યવૃત્તિ વેશ્યાવૃત્તિ બની છે, મર્યાદાનુ ઉલ્લઘન, વૈશ્યવૃત્તિ અને લોભ આજે કુરૂપતા પકડી બેઠા છે. થોડી પણ મર્યાદા જાળવવી અને પ્રમાણિક બનવુ એ માનસિક સૌદર્ય છે વિદ્યાર્થીમા શિક્ષકો પ્રત્યે આદર નથી એમ લોકો કહે છે, એનો અર્થ અનાદર છે એમ નહિ પણ ઓછો આદર છે.

પ્રાચીન પદ્ધતિમા વિદ્યાર્થી શિક્ષકપરાયણ, શિક્ષક વિદ્યાર્થીપરાયણ, બન્ને જ્ઞાનપરાયણ અને જ્ઞાન ઈશપરાયણ હતુ. હાલમા શિક્ષક અર્થપરાયણ અને વિદ્યાર્થી પણ 'ભણતરથી ફાયદો કેટલો?' એ શોધતો હોવાથી તે પણ અર્થપરાયણ છે. આવા બે સ્વાર્થીમાથી નિસ્વાર્થ ભાવવાળી વિદ્યા ક્યાથી જન્મે? વિદ્યા માટેની આપણી કલ્પના જ ભવ્ય અને ઉદાત્ત છે– 'सा विद्या या विमुक्तये।' જે મુક્તિ અપાવે તે જ સાચી વિદ્યા છે. 'મુક્તિ એટલે શુ?' ઈહલોકમા જે વિદ્યા ત્રણ વાતોથી મુક્ત કરે તે જ ખરી વિદ્યા રોગમુક્ત, ભયમુક્ત અને વિકારમુક્ત આવી વિદ્યા ભણાવવા શિક્ષકનુ જીવન કેવળ બોધક નહિ પણ પ્રેરક જોઈએ ભણાવવુ એટલે જ્ઞાનનુ પ્રદર્શન નહિ કેવળ પોતાના જ્ઞાનથી જે શિક્ષક ભણાવે તે વિદ્યા બોધક કહેવાય, પણ જીવનમા પચાવેલા કે આચરણમા ઉતારેલા જ્ઞાનથી જ્યારે ભણાવે ત્યારે જ તે વિદ્યાબોધક–કેવળ ઉપદેશાત્મક નહિ બની રહેતા પ્રેરક બની રહેશે.

આજની યુનિવર્સિટી પણ 'યુનિવર્સ' વગરની છે, આતરશિક્ષણમા નિસર્ગનો પણ સબધ જોઈએ. સાથે સાથે વત્સલ શિક્ષક અને વિનયી વિદ્યાર્થી જોઈએ. બન્ને જ્ઞાનપરાયણ થશે તો જ તેમાથી અગ્નિ નિર્માણ થશે. આ અગ્નિ કોઈનુ જીવન નહિ બાળતા વિશ્વને પ્રકાશ આપશે. આશ્રમપદ્ધતિનો જ્ઞાનસપાદિત યુવાન તેજસ્વી હતો. ઉપનિષદે યુવાનની શ્રેષ્ઠ વ્યાખ્યા આપી છે. જગતસાહિત્યમા આવી વ્યાખ્યા દુર્લભ છે. યુવાન એટલે? 'युवा स्यात साधु, युवाध्यायक: आशिष्ठ दृढिष्ठ बलिष्ठ।' યુવાન એટલે સરળ હૃદયનો, કુટિલ નહિ. અભ્યાસમા મગ્ન, આશાવાન, મહત્ત્વાકાક્ષી અને બળવાન હોવો જોઈએ. આવા યુવાનમા તેજસ્વિતા, તપસ્વિતા અને તત્પરતા (ત્રણ તકાર)ના ત્રણ રૂપો વિકસેલા હોય તો જ વિદ્યા આવે અને જીવનમા પચે

આજે રજાઓ વધી છે, કારણ, શિક્ષણ સજા લાગ્યુ છે, ભણતરનો થાક લાગે છે ભણતરનો થાક ત્રણ વાતોથી લાગે.

(૧) વગર જરૂરિયાતની વાતો ભણવાથી,

(૨) રુચિ ન હોય ત્યારે ભણવાથી,

(૩) પદ્ધતિ છોડીને ભણવાથી

જીવન એ કલહ નથી તેથી જીવન માટેનુ શિક્ષણ પણ ભવ્ય હોવુ જોઈએ શિક્ષણનો હિસાબ ન હોવો જોઈએ કે કેટલુ લીધુ? શિક્ષકે ભૂલી જવુ જોઈએ કે પોતે ભણાવી રહ્યો છે અને વિદ્યાર્થીને ખબર ન પડવી જોઈએ કે પોતે ભણી રહ્યો છે ભણતર રમત લાગવી જોઈએ. જ્ઞાનના વિષયમા 'સ્વ' અને 'પર'નો ભેદ ન હોવો જોઈએ. શિક્ષક અને વિદ્યાર્થીથી વિદ્યા તરફ આ નજરે જોવાય અને રમતા રમતા જ્ઞાન અપાય તો જ શિક્ષણ સહજ બની શકે. આજે તો સહશિક્ષણનો જ નાદ છે શિક્ષણ પ્રત્યે જો ફરજ દાખવવા પ્રયત્ન કરીશુ તો થોડી કૃત્રિમતા લાગશે, પણ તેને રમત ગણી આનદ મેળવીશુ તો નૈસર્ગિકતા પ્રાપ્ત થશે 'કર્તવ્ય(ફરજ)મા થોડી કૃત્રિમતા છે, જ્યારે આનદમા નૈસર્ગિકતા છે'

પાશ્ચાત્ય શિક્ષણશાસ્ત્રીઓ કહે છે. 'માનવ પહેલા પશુ સમાન હોય છે, પછી તે માનવ બને

છે.' પરંતુ આપણી કલ્પના તો 'પૂર્ણમદ પૂર્ણમિદમ્'ની છે. એટલે નાનો બાળક એ નાનો પૂર્ણ છે અને મોટો બાળક (શિક્ષક) એ મોટો પૂર્ણ છે, બાકી, જ્ઞાનના વિષયમાં સૌ કોઈ બાળક જ છે. આ સમજણ આવતા શિક્ષક અને વિદ્યાર્થીમા પરસ્પર પૂર્ણ પ્રેમ રહે છે. આમ, શિક્ષણ પ્રત્યે દૃષ્ટિકોણ બદલાવી તેને સહજ બનાવી શકાય છે. દૃષ્ટિકોણના ફરકથી વસ્તુમા, જ્ઞાનમા અને આપવાની પદ્ધતિમા ફેર પડી જાય છે.

ભણતરથી માણસને કૃતકૃત્યતા લાગવી જોઈએ. 'કેળવણીનો સાચો ઉદ્દેશ યથાર્થ રીતે ધાર્મિક કહી શકાય એવા સત્ય, સમર્પણ, સદ્બુદ્ધિ વગેરે મૂલ્યો પ્રત્યે નિષ્ઠા કેળવવાનો છે.' આ માટે સહજ શિક્ષણ અતિ આવશ્યક છે ખાલી શિક્ષણથી કર્મશૂન્ય, જીવનશૂન્ય અને મૂઢ થઈ જવાય છે જ્ઞાનનુ પરિણામ કર્મશૂન્ય થતા જીવનમા નૈરાશ્ય અને દૈન્ય લાગે છે. પછી ભલે ગમે તેવી ડિગ્રી મેળવી હોય, પણ યુવાનમા વૃત્તિનું પૌરુષ જ નિર્માણ થતુ નથી આજના વિદ્યાસ્નાતકો (ગ્રેજ્યુએટ્સ) પાસે વર્તન ન હોવાથી ભણીને પણ લાચારી કરે છે વિદ્યાસ્નાતક સાથે વ્રતસ્નાતક થવુ જોઈએ વ્રતસ્નાતક માટે વિદ્યાર્થીને ધ્યેય મળવુ જોઈએ આજે કોઈ પણ મા-બાપ, કુટુંબ, સંસ્થા કે વિદ્યાલય વિદ્યાર્થીને ધ્યેય જ બતાવતા નથી કેવળ પ્રયત્ન કેરિયર છે સત્યનિષ્ઠા, અગ્નિમ ધ્યેયનિષ્ઠા અને નિર્ભય વૃત્તિ હશે તો જ જ્ઞાનનુ પરિણામ જીવન ઉપર થશે. આ માટેનુ શિક્ષણ જીવંત, તેજસ્વી અને પુરુષાર્થી હોવુ જોઈએ પાશ્ચાત્ય શિક્ષણ પુરુષાર્થી છે પુરુષાર્થીની સાથે સામંજસ્યની બુદ્ધિ અને વિવેકનિષ્ઠા પણ પ્રભાવીત જોઈએ આવુ શિક્ષણ મળશે તો જ બુદ્ધિની, ભાવનાની અને આત્માની એકતા સધાશે. 'જ્ઞાનનું વૃક્ષ આપણને વૃદ્ધ વયમા છાયડો અને વિસામો આપે છે. જુવાનીમા જો આપણે એ વૃક્ષ નહિ રોપીએ તો વૃદ્ધ વયે છાયાની અપેક્ષા કેમ રખાય?

શિક્ષણ જીવંત અને તેજસ્વી હોવુ જોઈએ—એટલે પૌરુષથી ભરેલુ હોવુ જોઈએ આજે પૌરુષથી ભરેલા સાહિત્યનો અભ્યાસ જ કરાવવામા આવતો નથી. આપણને પણ કેવળ રોટલો રળવા પૂરતુ જ વાચવાની ટેવ હોય છે. એ સિવાયનુ કશુ જ, ક્યારે પણ વાચવાનુ મન જ થતુ નથી. વેકેશનના સમયમા પણ તેજસ્વી સાહિત્ય તરફ દૃષ્ટિ નથી કરતા, તો પછી જીવન પ્રત્યે જોવાનો દૃષ્ટિકોણ બદલાય ક્યાથી? આ રીત તો ઉત્કૃષ્ટ એન્જિનિયર, કુશળ ડૉક્ટર, ચાલાક વકીલ અને બુદ્ધિશાળી શિક્ષક પણ સ્વાર્થી બનશે.

જગતસાહિત્યસ્વામી શેક્સપિયરની કલમ શ્રેષ્ઠ છે તેનુ પાત્રનિરૂપણ, પ્રસંગો, સંવાદો સચોટ અને હૃદયંગમ છે, તો બીજી બાજુ કાલિદાસ પણ હૃદયને હલાવી મૂકે છે તેની શૈલી, છંદપસંદગી અને પાત્રાલેખન આપણને ભાવવિભોર કરે છે, છતા પણ તેઓમા ક્યાંક લાગે છે શેક્સપિયરના પાત્રો અંતે અધઃપતનની ગર્તામા ડૂબેલા દેખાય છે, તો કાલિદાસ કેવળ આદર્શવાદી ચરિત્રકાર છે. પણ અધઃપતન થયા પછી કે મુશ્કેલીઓમા પણ પરિસ્થિતિને વશ થયા વિના તેની સામે ઝઝૂમી પોતાના પૌરુષથી ઉપર આવવાનું શિક્ષણ તે બન્ને સાહિત્યસ્વામીઓ ચીતરી શક્યા નથી મહાભારતના ભીષ્મ, અર્જુન, કર્ણ કે અભિમન્યુ અથવા રામાયણના લક્ષ્મણ, લવ-કુશ કે હનુમાનનો અભ્યાસ ન થાય એ શિક્ષણ વ્યવસ્થા કેવા આદર્શો આપી શકે? વેદવ્યાસ અને વાલ્મીકિ જ જીવનના સાચા ભાષ્યકાર છે. આજના શિક્ષણશાસ્ત્રીઓએ આવા પૌરુષપૂર્ણ સાહિત્યોથી વિદ્યાર્થીને અળગા કરી ખૂબ જ મોટો સમાજદ્રોહ કર્યો છે અને રાષ્ટ્રનુ અધઃપતન નોતર્યું છે જીવનમા રોટલાના ભણતરની સાથે પૌરુષ, તેજસ્વિતા અને ધ્યેય પણ જોઈએ એની કલ્પના જ તેઓને આવતી નથી આજે આપણે જે મેળવીએ છીએ, તે માત્ર 'માહિતી' (ઈન્ફરમેશન) છે સાચુ 'જ્ઞાન' (નોલેજ) તો ઘણે દૂર છે કદાચ થોડુ ઘણુ જ્ઞાન પણ આવતુ હશે, પણ તેની પાછળ જીવનની અતિ આવશ્યક ચીજ 'બોધ', 'સમજણ' (અન્ડરસ્ટેન્ડિંગ) નહિ આવી શકે.

મહાન અંગ્રેજ સાહિત્યકાર અને ચિંતક 'હેઝલિટ' લખે છે : લર્નિંગ ઈઝ ધેટ વિચ એ મેન એક્વાયર્સ એટ સેકન્ડ હેન્ડ ફ્રોમ બુકસ; નોલેજ ઈઝ ધેટ વિચ એ મેન ગેટ્સ ડિરેક્ટલી ફ્રોમ લાઈફ એન્ડ પ્રેકિટકલ એકસપિરિયન્સિસ ઓફ લાઈફ બાય હિમસેલ્ફ. ('પરગજુ બની આડકતરી રીતે માણસે પુસ્તકોમાંથી મેળવેલું તત્ત્વ એટલે ભણતર, જ્યારે જ્ઞાન એટલે તો સીધી રીતે જીવન અને જીવનના અનુભવો દ્વારા સ્વજાતે મેળવેલું સત્વ અથવા સાર.')

આજની શિક્ષણ પદ્ધતિમાં સંચાલકો શિક્ષણને માત્ર 'ધંધો' નમાને, શિક્ષક અને વિદ્યાર્થી 'વર્ગ' ને 'સ્વર્ગ' માને અને સરકાર શિક્ષણને માત્ર બિનરચનાત્મક અખતરાઓનું ક્રીડાંગણ ન ગણે, તો હૃદયની કેળવણીની આબોહવા દ્વારા શિક્ષણ માત્ર પુસ્તકિયું ન રહેતાં સમગ્ર જીવનનું બની જાય. 'કેળવણીનું ધ્યેય રોટલો રળવાનું જ નહિ. પણ પ્રત્યેક કોળિયો મીઠો બનાવીને ખાવાનું છે.'

કાકાસાહેબ કહે છે તેમ "કેળવણી સત્તાની દાસી નથી, કાયદાની કિંકરી નથી, વિજ્ઞાનની સખી નથી, કળાની પ્રતિહારી નથી, અર્થશાસ્ત્રની બાંદી નથી; તે તો છે ધર્મનું પુનરાગમન. મનુષ્યનાં હૃદય, બુદ્ધિ તેમ જ તમામ ઈંદ્રિયોની તે સ્વામિની છે.

*

પૃષ્ઠ ૧૦૪ થી ચાલુ ]

'હું સમજું છું. બહેન, પણ આ ગાડી તો માંડ બે મિનિટ રોકાય એટલે ના લખી.'

'ઊતરી જવું જોઈએ ને ?'

તેણે સીટ પરથી ઊભા થવા સહેજ પણ પ્રયત્ન ન કર્યો.

'ભાઈ, તબિયત તો સારી છે ને ?' પ્લેટફૉર્મ પર ઊભી રહી તાપમાં શેકાતી બહેને પૃચ્છા કરી.

'તબિયત સારી છે, બહેન.'

'થોડા દિ' દેશમા રોકાઈ જા તો ?'

'માંડ અઠવાડિયું આવી શકયો છું, ત્યાંની સ્થિતિ ડામાડોળ છે. મારી ગેરહાજરી પોસાય નહીં.'

'ઠીક ભાઈ, આ બે મિનિટ મળ્યો તે ય મારે મન ઘણી વાત છે. આ તારો ભાણેજ.'

બાઈએ કેડે તેડેલ છોકરાને સહેજ ઊંચો કરી છેલ્લું વાકય કહ્યું.

'વાહ ! બહુ રૂપાળો છે. કેમ છો બેટા ?'

બાઈની સ્થિતિ સાધારણ લાગી. પણ મોઢા પર ખાનદાની તરવરતી હતી.

ત્યાં ગાર્ડે સીટી વગાડી. એન્જિનની વ્હીસલ વાગી. આફ્રિકાવાસીએ હાંફળાફાંફળા થઈ અંદરના ખીસામાંથી નોટોનું બંડલ કાઢયું. તેમાંથી થોડી નોટ કાઢી મને કહ્યું, બહેનને આપશો ?'

ગાડી ઊપડી. મેં બહેનને નોટો આપી. સો સો રૂપિયાની નોટો હતી. બાઈએ નોટો લઈ તો લીધી પણ તુરત જ તેના મોઢા પર રોષની રેખા એંચાણી. તેણે નોટો પાછી મારા હાથમાં મૂકતાં તેના ભાઈને કહ્યું, 'ભાઈ, હું તો તારું મોઢું જોવા સ્ટેશન સુધી આવી છું, પૈસા લેવા નહીં. ભગવાન મારું ગુજરાન ચલાવે છે. સો વરસનો થા ભાઈ.'

ભાઈ જવાબ આપે તે પહેલાં ગાડીએ ગતિ પકડી લીધી. બાઈ ગાડી સાથે ચાલતી હતી તે પાછળ રહી ગઈ.

મેં બાઈએ પાછી આપેલી નોટ તેના હાથમાં મૂકી...તે એકીટસે આ નોટો સામુ જોઈ રહ્યો. તેની આંખમાં પાણીનાં ટીપાં કળાયાં. તેણે નિસાસો નાખી નોટો ગજવામાં મૂકી દીધી. તેને ભારે આઘાત લાગ્યો હોય તેમ જણાતું હતું, પણ હું મનોમન ખુશ હતો. મને થયું કે આ ભાઈસાહેબ એમ માને છે કે દુનિયાની બધી વસ્તુના તોલમાપ પૈસા જ છે. તેથી અનેકગણી કીમતી વસ્તુઓ છે તે હકીકત તેની બહેને તેને દર્શાવી દીધી તે સારું થયું. તેને ઠીક બોધપાઠ મળ્યો.

# મમતા

'સાધક'

શ્રી વિષ્ણુપુરાણનો શ્લોક છે

ममेति मूल दु खस्य निर्ममेति निर्वृति ।
गृहस्य विगमे दु ख न दु ख गृहभृत्यके ॥

ભાવ એમ છે, કે મમતા એ જ દુ ખનુ મૂળ છે અને ક્યાય મમતા ન બાધવી તે જ પરમ સુખ શાતિનો ઉપાય છે માણસ પોપટ પાળે છે, તેને ખવડાવે-પિવડાવે છે અને પોતાના પુત્રવત્ તેમા મમતા રાખે છે આથી પોપટનુ મૃત્યુ થતા માણસ શોક કરે છે પક્ષીઓ તો રોજ હજારો મરી જતા હશે, પોપટ પણ કેટલાયે મરતા હશે, પણ તેનુ કોઈ ને દુ ખ થતુ નથી, છતા પોતે પાળેલો પોપટ જ્યારે મરી જાય છે, ત્યારે માણસ શોક કરે છે ઉદર પણ ઘરમા રહે છે પરતુ તેના મરણથી કોઈ શોક કરતુ નથી, કારણકે તેમા માણસે મમત્વ સબધ બાધેલો હોતો નથી એટલે મમતા એ જ દુ ખનું મૂળ છે એમ આ શ્લોકનુ તાત્પર્ય છે

હવે મમતા એટલે શુ અને તે કેમ બધાય છે તે જોઈએ 'મમ' એટલે મારુ અને મારાપણાનો જે ભાવ તે મમતા જે 'મારુ' ન હોય તેમા પણ જો 'મારુ છે' એવો ભાવ થઈ જાય, તો તેમા મમતા બધાઈ જાય છે, અને મમતાના વિષયના વિયોગથી દુ ખ થયા વગર રહેતુ નથી

મમતા કેમ બધાય છે તે સમજવા માટે શાસ્ત્રો એ જગતને બે ભાગમા વહેચી નાખ્યુ છે તે આ પ્રમાણે

> ईशगर्दिप्रवेशान्ता सृष्टीरीशेन निर्मिता ।
> जाग्रदादिविमोक्षान्त ससार जीवकल्पित ॥

પરમાત્મા યોગનિદ્રામા પોઢયા હતા જાગીને જોયુ તો કઈજ નજરે ન પડયુ તુરત જ સકલ્પ સ્ફુર્યો, 'एकोऽह बहु स्याम्-' હુ એકલો છુ તે અનેકરૂપ થાઉ આ સકલ્પ પ્રકૃતિ ઉપર પ્રતિફલિત થતા, તેના ગુણોમા ક્ષોભ થયો, અને તેમ થતા, વિવિધ રચનાવાળી સૃષ્ટિ ઉત્પન્ન થઈ સૃષ્ટિ ઉત્પન્ન તો થઈ પણ તેમા કઈ ક્રિયા કે ગતિ દેખાઈ નહી, તેથી સૂર્ય જેમ પોતાના અનત કિરણોથી સારાયે બ્રહ્માડને પ્રકાશિત કરે છે, તેવી જ રીતે પરમાત્માએ પોતાના અનત અશોથી સૃષ્ટિમા પ્રવેશ કર્યો આમ થતા આખીયે સૃષ્ટિ ચેતનવતી બની ગઈ અને સૌ પોતપોતાનો વ્યવહાર કરવા લાગ્યા

હવે આ સૃષ્ટિની રચના પ્રકૃતિથી થઈ છે એટલે તે સ્વભાવે જ વિકારવાળી હોય. આનો અર્થ એટલો જ કે પદાર્થોમાં રૂપાતર થયા કરે. એક પ્રાણી ઉત્પન્ન થાય, થોડો વખત રહે અને પાછુ નાશ પામી પોતાના ઉપાદાન કારણમા મળી જાય. શાસ્ત્રોએ આ વિકારની છ અવસ્થા બતાવી છે, પણ આપણે તો ત્રણ વિકાર સમજશુ તો ચાલશે ઉત્પન્ન થવુ, જીવવુ અને મરી જવુ

હવે આ ઈશ્વર નિર્મિત એટલે કે ઈશ્વરે રચેલી સૃષ્ટિમા કઈ નવુ ઉત્પન્ન થતુ નથી, તેમ જ કઈ નાશ પણ પામતુ નથી માત્ર રૂપાતરો થયા કરે છે, તેને આપણે ઉત્પત્તિવિનાશ કહીએ છીએ દાખલા તરીકે એક ઘઉનો દાણો જમીનમા વાવ્યો તે જમીનમા મળી ગયો અને તેમાથી એક છોડ થયો, અને તે છોડમાથી કેટલાક ઘઉના દાણા ઉત્પન્ન થયા પચમહાભૂતમાથી ઉત્પન્ન થયેલો દાણો પાછો પચમહાભૂતમા મળી ગયો અને પચમહાભૂતમાથી છોડ ઉત્પન્ન થયો, અને તેમાથી પાછા ઘઉના દાણા ઉત્પન્ન થયા આવી રીતે જેમ સમુદ્રના તરગો ઉત્પન્ન થતા અને વિનાશ પામતા દેખાય છે, તેમ પચમહાભૂતના તરગો પણ ઉત્પન્ન થતા અને વિનાશ પામતા દેખાય છે, છતા કશુ જ ઉત્પન્ન થતુ નથી તેમ જ વિનાશ પણ પામતુ નથી આ વાત થોડાક દૃષ્ટાંતોથી સમજીએ તો બરાબર બોધ થાય.

એક ગાય છે. તે ચરતી ચરતી જંગલમાં દૂર નીકળી ગઈ અને એક વાઘે તેને મારી નાખી. ગાયના મરણથી ઈશ્વરની સૃષ્ટિમાંથી કંઈ જ ઓછું થયું નથી. પંચમહાભૂતમાંથી ગાયનું શરીર ઉત્પન્ન થયું હતું, તે પાછું પંચમહાભૂતમાં ભળી ગયું. વાઘે ખાધેલા ભાગ વિષ્ટા થઈ પૃથ્વીમાં મળી જશે, અને બાકીના અંશો આપોઆપ પોતપોતાનાં ઉપાદાનમાં મળી જશે. ચેતનસત્તા તો એક જ, અવિનાશી અને સર્વવ્યાપક હોઈ તેમાં તો વધઘટ સંભવે જ નહીં, એટલે ગાયના મૃત્યુથી ઈશ્વરરચિત સૃષ્ટિમાં કંઈ જ ફેરફાર થયો નથી. પંચમહાભૂતનો એક તરંગ ગાયરૂપે દેખાયો હતો. તે થોડો વખત રહી પાછો પંચમહાભૂતમાં મળી ગયો.

હવે આ જ ગાયમાં માણસને મમતા છે, એટલે કે 'આ ગાય મારી છે' એમ માને છે અને તેમાંથી સુખ મેળવે છે, તે માણસને ગાયના વિનાશથી દુઃખ થયા વગર રહેશે નહીં. હવે અહીં દુઃખ થવાનું કારણ ગાયનું મૃત્યુ નથી. માણસે જે મમતાની છાપ પોતાના અંતકરણમાં પાડી રાખી હતી, તે છાપનો નાશ થતાં તેને દુઃખ થાય છે, અને તે છાપ જેટલી વધારે ઘેરી તેટલું દુઃખ પણ વધારે થવાનું. આ વાત શાસ્ત્રમાં આ પ્રમાણે સમજાવી છે :

चिन्ता कुर्यान्न रक्षायै विक्रीतस्य यथा परो ।
तथार्पयन् हरौ देहं विरमेदस्य रक्षणात् ॥

જ્યાં સુધી ગાય આપણા કબજામાં છે ત્યાં સુધી તેને ખવડાવવા-પિવડાવવાનું, તેને દોહડાવવાનું તેમ જ તેનું રક્ષણ કરવાનું આપણે શિર છે; પરંતુ કોઈ કારણસર તે ગાયને વેચી કે દાનમાં આપી દીધી, તો તે દિવસથી તેના વિશેની આપણી બધી ચિંતા ટળી જાય છે. ગાયનો વિયોગ તો અહીં પણ થયો છે, પણ આપણે સ્વેચ્છાએ તેનો ત્યાગ કર્યો હોવાથી, આપણે આપણા ચિત્તમાંથી ગાયની છાપ આપણે હાથે જ ભૂંસી નાખી છે; આથી ગાયનો વિયોગ આપણને દુઃખ આપતો નથી. તેવી જ રીતે માણસ જો જ્ઞાનદૃષ્ટિ કેળવી, પોતાનાં શરીર સહિત, તમામ પ્રાણીપદાર્થો ઈશ્વરનાં છે તે ઈશ્વરને સોંપી દે, અંતઃકરણ ઉપર મમતાની છાપ ન પડવા દે, તો તે તે પ્રાણીપદાર્થના વિયોગથી તે માણસને દુઃખ થાય નહીં.

'तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ।'

એ શ્રુતિનું તાત્પર્ય પણ આ જ છે. એક જ ઈશ્વર જ્યારે અનેકરૂપ થઈ ગયો છે, એવી જે જ્ઞાનીને સાક્ષાત્ પ્રતીતિ થઈ ગઈ છે, તે કયા પ્રાણી કે પદાર્થમાં મમતા બાંધી તેને મારું કહે, અને કયા પ્રાણીપદાર્થને પરાયાં ગણી તેનાથી દ્વેષ કરે ? સમુદ્ર કયા તરંગને પોતાનો ગણી તેમાં મમતા બાંધે અને કયા તરંગને પારકા ગણી તેને દૂર રાખે ? કારણ બધાયે તરંગો સમુદ્રરૂપ છે, તેમ સર્વ પ્રાણી ઈશ્વરરૂપ જ છે.

એક માણસે એક ઘર બંધાવ્યું. જેમ જેમ તે ઘર તૈયાર થતું જાય છે, તેમ તેમ તે માણસના ચિત્તમાં તે ઘર વિષે મમતાની છાપ પડતી જાય છે. ઘર તૈયાર થતાં ચિત્તમાં છાપ પણ ખૂબ ઘેરી પડી ગઈ. દૈવયોગે ચાર-છ માસમાં એ મકાનને આગ લાગી અને તે ઘર નાશ પામ્યું. આ મકાન જ્યારે તૈયાર થયું ત્યારે ઈશ્વરકૃત સૃષ્ટિમાં કંઈ વધારો નહોતો થયો; કારણ કે પંચમહાભૂતના બનેલા વિવિધ પદાર્થો જ ઘરરૂપે થયા હતા. તેવી જ રીતે ઘરનો નાશ થવાથી તેમાં કંઈ ઓછું થયું નથી. જે પંચમહાભૂતના પદાર્થો ઘરરૂપે દેખાયા હતા, તેણે તે રૂપ છોડી દીધું અને બીજેરૂપે રહ્યા. પણ મકાનમાલિકને શોક થયા વગર રહે નહીં. કારણકે તેણે તે ઘરમાં મમતા બાંધી હતી કે આ ઘર મારું છે. જેટલી મમતાની છાપ ઘેરી હશે, તેટલું દુઃખ પણ વધારે થશે.

હવે એમ માનો કે ઘર તૈયાર થયું અને તુરતમાં જ કોઈ સારો ઘરાક મળી જતાં, તે માણસે તે ઘર વેચી નાખ્યું. વેચી નાખ્યા બાદ તે ઘરને આગ લાગી. પણ તેનાથી તે માણસને કશું જ દુઃખ નહિ થાય, કારણકે તેણે તે મકાન માટેની મમતાની છાપ પોતાના ચિત્ત ઉપરથી ભૂંસી નાખી હતી. જો ઘરનો વિનાશ થવાથી દુઃખ થતું હોત તો તો

તે માણસને બને પ્રસગમા દુખ થવુ જોઈતુ હતુ આમ 'અન્વય-વ્યતિરેક યુક્તિ' થી સિદ્ધ થાય છે કે મમતાને લીધે જ દુખનો અનુભવ થાય છે અન્વય એટને જ્યા મમતા છે ત્યા દુખ પણ છે, એટને પહેલા પ્રસગમા ઘર વેચ્યા પહેલા આગ લાગી ત્યારે ઘરમા મમતા હતી એટલે દુખ પણ થયુ હતુ, અને વ્યતિરેક એટલે અભાવ એટલે કે જ્યા મમતા નથી ત્યા દુખ પણ નથી એટલે ઘર વેચાયા બાદ આગ લાગવાથી તેમા મમતા ન હતી એટલે તે વખતે દુખ પણ ન હતુ

વળી એક બીજુ દષ્ટાત સમજીએ એક ગૃહસ્થ છે તેને એક દીકરો છે તેને ભણાવી-ગણાવી તૈયાર કર્યો, અને અહીની કેળવણી પૂરી થતા તેને વધારે ભણવા પરદેશ મોકલ્યો ત્યા તે ભણે છે અને આનદ કરે છે પણ કોઈ દુશ્મને એવા ખબર મોકલ્યા કે તે દીકરો મરણ પામ્યો છે આવા ખબર મળતા પિતાના હૃદયમા પુત્ર તરફની મમતાની જે છાપ હતી તે નાશ પામી અને તેમ થતા તેના દુખ નો પાર ન રહ્યો, હવે આથી ઊનટુ દષ્ટાત લઈએ દીકરો ખરેખર મરી ગયો છે, પણ તે વિશેના સમાચાર તેના પિતાને કોઈએ મોકલ્યા નથી આ પ્રસગમા દીકરો મરી ગયો છે, પણ પિતાના ચિત્તમા જે મમતાની છાપ છે, તે નાશ નથી પામી અને તેથી તેને કાઈ જાતનુ દુખ પણ નથી થતુ તે તો સ્વાભાવિક રીતે ખાય છે, પીએ છે અને આમોદ પ્રમોદ કરે છે હવે જો દીકરાના મૃત્યુથી જ દુખ થતુ હોત તો, આ વખતે દુખ થવુ જોઈતુ હતુ અને પહેલા પ્રસગમા ખોટા સમાચાર મળ્યા ત્યારે દુખ થવુ જોઈતુ ન હતુ આથી એમ સિદ્ધ થાય છે કે દુખ થવાનુ કારણ પુત્રનો વિયોગ નથી પણ મમતાની છાપનુ ભૂસાઈ જવુ જ છે

એ જ છોકરો પરદેશમા ભણે છે પણ ત્યા તેણે પરાયો ધર્મ સ્વીકાર્યો છે, અને ત્યા જ લગ્ન કરી તે સ્થિર થઈ જવા ધારે છે, અને માતાપિતાનુ મોઢુ જોવા પણ માગતો નથી, એવા સમાચાર તેના પિતાને મળે છે આમ થતા પિતાને ક્ષણિક આઘાત તો થાય છે, પણ તે પોતાના ચિત્ત ઉપરથી તેને વિશે મમતાની જે છાપ હતી તે ભૂસી નાખે છે આમ થતા પુત્ર જીવે કે મરી જાય તે બાબત તે ઉદાસીન બની જાય છે માટે મમતા એ જ દુખ થવાનુ કારણ છે

આટલે સુધી વાત આવતા આપણે જોયુ કે ઈશ્વરનિર્મિત સૃષ્ટિમા કઈ જ વધઘટ થતી નથી, કેવળ રૂપાતરો થયા કરે છે નામરૂપના તરગો પચ મહાભૂતના સમૂહમા થયા કરે છે અને નાશ પામ્યા કરે છે, અને તે તરગોને નચાવનાર ચેતનસત્તા તો એક અને સર્વવ્યાપક છે દુખ થાય છે તે કેવળ મમતાને લીધે જ જો ઈશ્વરના પ્રાણી-પદાર્થોમા માણસ મમત્વસબધ ન બાધે તો દુખ થવાનુ બીજુ કોઈ કારણ જ નથી

હવે જીવ પોતાનો સસાર કેમ રચે છે તે જોઈએ

जाग्रदादिविमोक्षान्त ससार जीवकल्पित ।

આનો અર્થ એટનો જ કે જીવ સ્થૂન શરીર ધારણ કરી, માતાના ઉદરમાથી બહાર પડીને, છેક મરણ સુધી, મારુ મારુ કરીને પ્રાણીપદાર્થોનો સગ્રહ કરે છે, તે જીવની કલ્પનાનો સસાર છે હવે આ કેવી રીતે થાય છે તે જોઈએ ઈશ્વરે પૃથ્વી બનાવી તો માણસે, પોતે સાચવી શકે તેટલી જમીનને વાડ કરી, આ ખેતર મારુ આ વાડી મારી એવુ મમત્વ બાધ્યુ બીજા માણસે પણ તે મુજબ કર્યુ અને પછી કહે 'આ ખેતર-વાડી મારા અને આ તારા પછી ઈશ્વરનિર્મિત જમીનના નાના નાના ટુકડાઓ ઉપર માણસોએ ઈશ્વરે ઉત્પન્ન કરેલા સાધનો વડે જ ઘર બાધ્યા, અને તેમા પણ આ ઘર મારુ અને આ તારુ અને પેલુ બીજાનુ એમ મમત્વનો વ્યવહાર થઈ ગયો. આગળ ચાલતા ઈશ્વરની જ સૃષ્ટિમાથી પદાર્થો મેળવી મેળવી, તેમા વિવિધ રૂપાતરો કરી અનેક જાતના સુખના સાધનો, તેમ જ જુદી જુદી જાતના રજાડવાના અને વિનાશ કરવાના સાધનો બનાવ્યા, અને તેમા પણ મારા-તારાનો વ્યવહાર ચાલુ થઈ ગયો માણસથી નવુ ઉત્પન્ન તો એક તણખલુ પણ થઈ શકતુ નથી સૃષ્ટિમા

સામગ્રી છે, તેમાં રૂપાંતરો કરી વિવિધતા બનાવે છે, અને ગર્વ કરે છે કે 'આ મેં કર્યું.' આવી રીતે ઈશ્વરે બનાવેલ તત્ત્વોમાં રૂપાંતરો કરી, માણસ મારાં તારાંનો સંસાર રચે છે. આ તો વાત થઈ જીવ પદાર્થોનો સંગ્રહ કેમ કરે છે તેની, હવે પ્રાણીઓનો સંગ્રહ તે કેવી રીતે કરે છે તે જોઈએ. જીવ જ્યારે મનુષ્ય શરીર ધારણ કરી માતાના ગર્ભમાંથી બહાર પડે છે ત્યારે તે સત્ત્વ વિના બેભાન દશામાં હોય છે, એટલે પરમાત્મા તેની સંભાળ રાખવા તેને એક માતા સોંપે છે. બાળક જરા મોટો થાય છે, ત્યારે પરમાત્મા તેને પૂછે છે: 'ભાઈ, આ કોણ છે?' જવાબમાં કહે છે: 'એ તો મારી મા છે.' ત્યાર પછી વળી પરમાત્મા તેને બે ચાર ભાંડરડાં આપે છે. અને પછી પાછા પૂછે છે 'ભાઈ, આ કોણ?' જવાબમાં કહે છે: 'એ તો મારાં ભાઇ બહેન છે.' પછી તો પરમાત્મા તેને એક સ્ત્રી પરણાવે છે અને તેને પેટે બે ત્રણ બાળકો આપે છે અને પછી પૂછે છે: 'ભાઈ, આ કોણ છે?' જવાબમાં કહે છે: 'હું જાતે જઈને આ સ્ત્રી પરણી લાવ્યો તે તમે નહોતું જોયું કે આમ પૂછો છો? અને વળી મારી સ્ત્રીને પેટે અવતરેલાં બાળકો વિશે વળી પૂછવાનું શું હોય?' આવી રીતે જીવ પ્રાણીઓનો સંગ્રહ કરતો કરતો અનાદિ કાળથી ચાલ્યો આવે છે, અને જ્યાં સુધી જે ઈશ્વરનું છે તે ઈશ્વરને નહીં સોંપે ત્યાં સુધી તેના ભટકવાનો આરો નહીં આવે.

હવે જીવરચિત સંસાર તો તેની કલ્પના માત્ર છે, એટલે તેમાં વધઘટ થયા જ કરવાની, અને તેથી પોતાના સંસારમાં વધારો થતાં આનંદ માને છે અને હાની થતાં હાય હાય કરે છે. એક વખત પરમાત્માને આ માણસની સ્ત્રીની જરૂર પડી. તેને પોતાની સૃષ્ટિમાં બીજું કામ સોંપવાનું હતું તેથી પરમાત્મા તેને કહે છે, કે 'તને આપેલી સ્ત્રી મારે પાછી જોઈએ છીએ.' પેલો કહે: 'તે તો મારી છે. હું તમને તે શેનો આપું?' ત્યારે પરમાત્મા તેને થપાટ મારી તેની સ્ત્રી પાછી લઈ લે છે, અને પેલો માણસ તો મોઢું વકાસી રોતો રોતો ઊભો રહે છે.

હવે જુઓ, પેલા માણસના સંસારમાંથી એક માણસ ઓછું થયું, પણ તેથી ઈશ્વરની સૃષ્ટિમાં કશો ફેરફાર થયો નથી; કારણ કે તે જ સ્ત્રી પાછો નવો દેહ ધારણ કરી, તેના નવા વેશમાં ઈશ્વરની સૃષ્ટિમાં, કોઈક સંસારમાં, હશે જ.

ઈશ્વરકૃત સૃષ્ટિ અને જીવકલ્પિત સંસારને, એક નાટકની ઉપમા આપીએ તો, બરાબર સમજાય તેવું છે. આખુંયે નાટક તે ઈશ્વરનિર્મિત સૃષ્ટિ, અને તેના એક એક પ્રવેશ તે જીવ વિશેષનો સંસાર. એક નાટકમાં પ્રવેશો તો કેટલાયે હોય, તેની રીતે પ્રત્યેક જીવનો સંસાર જુદો જુદો હોય છે. કોઈ પ્રવેશ દરમિયાન પાંચ માણસ વધારે પણ આવે, અને કોઈ પ્રવેશમાં, હોય તેમાંથી બે ચાર માણસ ચાલ્યા પણ જાય. કોઈ પ્રવેશમાં જન્મ થાય તો કોઈમાં મરણ પણ થાય. કોઈમાં લડાઈ થાય, તો કોઈમાં ઉત્સવ ઊજવાય. આવી રીતે પ્રવેશોમાં તો વિવિધતા રહેવાની જ અને તેમાં વધઘટ, હાનિલાભ, સુખદુઃખ, માનઅપમાન, જન્મ-મરણ વગેરે થયા જ કરવાનાં, ન થાય તો એનું નામ નાટક નહીં; પરંતુ આખાયે નાટકનો વિચાર કરો તો કયાંય વધઘટ વગેરે દ્વંદ્વો દેખાશે નહીં; કારણ કે વધઘટ જે પ્રવેશોમાં દેખાતી હતી તે સાચી ન હતી, પણ મમતાને લીધે જીવે પોતાની મેળે કલ્પી લીધેલી હતી.

હવે જીવકલ્પિત સંસાર કેવળ જીવની કલ્પના જ છે, તેથી પોતપોતાની કલ્પના પ્રમાણે પ્રત્યેક જીવનો સંસાર જુદો જુદો જ હોવો જોઈએ. હવે આ સંસાર જો સાચો હોત, તો શરીરના મરણથી, જીવનો પોતાનો સંસાર સાથેનો સંબંધ છૂટી જાત નહીં. પણ આપણે તો પ્રત્યક્ષ દેખીએ છીએ કે શરીર છૂટી જતાં, તે શરીર દ્વારા રચેલો સંસાર પણ છૂટી જાય છે; અને જીવ જ્યારે બીજું શરીર ધારણ કરે છે, ત્યારે ત્યાં પણ નવો સંસાર રચે છે, અને ગત શરીરના સંસારની તેને સ્મૃતિ પણ રહેતી નથી. આપણને બધાયને, ગયે જન્મે આપણી કલ્પના મુજબના......સંસાર હશે જ, પણ આ જ તેની સ્મૃતિ પણ નથી, તેથી એમ સમજાય છે કે જીવના રચેલા સંસારમાં, તેની પોતાની કલ્પના સિવાય બીજું કશું જ નથી.

હવે જુઓ, ઈશ્વર કૃત સૃષ્ટિ કંઈ બંધનકારક નથી. તે તો શરીરના નિર્વાહમાં તેમ જ સાચી સમજણ પ્રાપ્ત કરવામાં મદદરૂપ છે. બંધનકારક તો છે મારાતારાની કલ્પના. જે ઈશ્વરનું છે તે 'મારુ' માનીને સંસાર રચવો તે જ બંધન કરાવે છે. આનું નામ જ માયા, અને જ્યાં સુધી જીવ માયાને ન છોડે, ત્યાં સુધી તેનાં જન્મમરણ બંધ ન થાય.

શ્રી તુલસીદાસજી કહે છે : 'મૈં અરુ મોર તોર તે માયા' એટલે કે 'આ હું અને આ મારું' 'આ તું અને આ તારું' એટલું જ માયાનું સ્વરૂપ છે. 'હું અને મારું' છોડી દઈ, બધું જ ઈશ્વરનું છે એમ માને તો માયાનાં બંધનમાંથી જીવ મુક્ત થઈ જાય.

શ્રી શંકરાચાર્ય કહે છે : 'अहं ममेति चाज्ञानम्' એટલે કે 'હું અને મારું' એવી કલ્પના એ જ અજ્ઞાન છે, અજ્ઞાન એટલે અવિદ્યા કે માયા.

જ્ઞાન-અજ્ઞાનની પરિભાષા કરતાં શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા કે, 'હું અને મારું' એ જ અજ્ઞાન અને 'તું અને તારું' એ જ જ્ઞાન.

શ્રુતિ ભગવતી પણ કહે છે : ममेति बध्यते जन्तुः निर्ममेति विमुच्यते।' એટલે કે 'હું અને મારું' એ જ જન્મમરણરૂપ બંધનનું કારણ છે; અને બધું જ-પોતા સહિત-ઈશ્વરનું છે એમ માને તેનું નામ મુક્તિ.

મમતા એટલે બંધન અને મમતાનો ત્યાગ એટલે ભવબંધનની મુક્તિ.

# નાનાં માનવીનું મોટું મન

શિયાળાની કડકડતી સવાર હતી. હું મારા રૂમની બારી પાસે વાંચતો હતો, ત્યાં મારે કાને અવાજ આવ્યો, 'માઈ! કાંઈ ફાટેલુંતૂટેલું કપડું આપો ને? ટાઢે મરી જાઉં છું'.

મેં બારીમાંથી બહાર જોયું તો સામે રહેતા શેઠના મકાનની ડેલી પાસે એક ભિખારણ ઊભી હતી. વૃદ્ધાવસ્થાને લીધે કેડ છેક વળી ગઈ હતી. આખા શરીરે કરચલીઓ ફરી વળી હતી. ગાત્રો ગાળી નાખે એવી ઠંડીમાં તેના ધ્રૂજતા શરીર પર માત્ર એક જ કપડું હતું. તેણે એમ બેચાર વાર કાકલૂદીભર્યા સ્વર રેલાવ્યા ત્યારે અંદરથી શેઠાણીનો કડક અવાજ સંભળાયો. 'અત્યારે સવારના પહોરમાં કોણ નવરું બેઠું છે તને આપવા? હાલતી થા હાલતી.'

'માજી, ભગવાન તમને...' અને તે પૂરું બોલે તે પહેલાં શેઠાણીએ ત્રાડ પાડી, 'અલી, જમકુ! કાઢ કાઢ આને અહીંથી; એવાં તો કંઈક હાલ્યાં આવશે...

અને હું મનોમન વિચારી રહ્યો કે કચ્છના દાતારોએ પોષેલી માનવતા મરી પરવારી શું...?

ત્યાં આંગણામાં વાસીદું કાઢતી જમકુ એનાં શેઠાણીનો હુકમ સાંભળીને બહાર આવી. મને થયું હમણાં પેલી વૃદ્ધ ભિખારણને હાથ ઝાલીને હડસેલી મૂકશે, પણ ત્યાં તો અચાનક એ ગરીબ ચાકરને હૈયે પણ કરુણાની સરવાણી ફૂટી! એણે પેલી ભિખારણની આર્દ્રતા જોઈને તરત જ પોતાને માથેથી ઓઢણી ઉતારીને તેના શરીર પર નાખી દીધી.

હું જોઈ રહ્યો અને વિચારી રહ્યો : ના, ના, એ માનવતા હજુ મરી પરવારી નથી, પણ કોઈકને હૈયે હજુયે તે વસેલી છે.

ધીરેન્દ્ર મહેતા

# વર્જ્યં દ્રવ્યં

સિદ્ધાર્થ દેવેન્દ્રકુમાર પંડિત

તિલકધારી વૈષ્ણવો ઝાંઝ પખવાજમાં કીર્તનો ગાઈ રહ્યા છે. દર્શનીકો શ્રીનાથજીના પ્રભાત દર્શન કરવા આવે છે પણ ગુસાંઈજી મહારાજ હજુ પડદા પાછળ શૃંગાર કરાવી રહ્યા હોઈ દર્શનાતૂરો હરે કૃષ્ણનો જયનાદ કરતા પેલા વૈષ્ણવો જોડે સંકીર્તનમાં જોડાઈ ગયા.

શ્રીનાથજીના બાગમાંથી મંદિરના વૈષ્ણવ તાજાં ફૂલો ચૂંટી લાવી માળા બનાવી રહ્યા છે. તે કાળે મંદિર બહાર ભારે ઠાઠમાઠથી એક કાફલો આવી ઊભો ને ઊતરેલા માંહેથી મંદિરના એક મંદીરનાં વૈષ્ણવના કાનમાં કહ્યું :

'ગુસાંઈજી મહારાજને કહો કે ખુશાલદાસ દર્શને આવ્યા છે.'

'ખુશાલદાસ ?' નામ દોહરાવી વૈષ્ણવ આંખો ફાડી બોલ્યા : 'હેં ઓલ્યા બહુ ધનવાન–જ્યાં વૈષ્ણવો કાયમ ઊતરે છે. ધોળ મંગળ જેની હવેલીએ દિવસ રાત ગવાય છે જે શ્રીનાથજીના એકેયે સાગેવાના દર્શન કરવાનું ચૂકતા નથી તે ખુશાલદાસ આવે છે ?'

'હા. હા. અને વળી આજ તો મંદિરે શ્રીનાથજીના ચરણે ઘણું દ્રવ્ય મૂકવા આવે છે.'

'ભલો ભલો ખુશાલદાસ ચાલો જઈ ગુસાંઈજી મહારાજને કહી આવુ !'

વૈષ્ણવ અંગરખાની કસુંની ગાંઠ સરખી કરતો મંદિરમાં ગયો. ને ખુશાલદાસ સફરનો થાક ઉતારતાં અંગ પર પડેલ ધૂળ ખેસથી ઝાપટતા હતા. માથા પર સોનાના તારની સાચી પાઘ, સાચાં રેશમી વસ્ત્રો, હીરા જડીત મોજડી, ડોકમાં નીલમનો હાર, ખભે સાચું ઉત્તરિય, કપાળે તિલક, દ્રવ્ય મદની આગાહી સૂચક લાપરવાહ નયનો

સાથેનો નોકર સમુદાય પણ તિલકધારી હતો. વૈષ્ણવી પેશાકયુક્ત હતો. ભેળા સુશોભીત મોટા મોટા ટૂંકો, પેટિયો, પોઠયો પર લાદી હતી.

વૈષ્ણવ દોડતોક મંદિરમાં ગુસાંઈજી મહારાજને ઢુંઢવા લાગ્યો પણ એ તો શ્રીનાથજીને શૃંગાર કરાવતા હતા. એટલે દેખાયા નહિ કે મળ્યા નહિ. પણ આવા શ્રીમંત ખુશાલદાસ ભેટ મૂકવા આવે છે એ જાણ ગુસાંઈજીને ન થાય એ પણ કેવી વાત ?

એણે મંદિરમાં પૃચ્છા આદરી તો જાણ્યું કે એ તો શ્રીનાથજી ને શૃંગાર કરાવે છે.

વૈષ્ણવે મંદિરના ગર્ભદ્વારના ઊંબર પર ઊભા કરી પડદા પાછળ ઘીના દીવડાની જ્યોતમાં આછા કળાતા ગુસાંઈજી મહારાજને જોયા અને બહુ હળવા સાદે અવાજ દીધો.

'ગુસાંઈજી મહારાજ !'

શૃંગાર કરવામાં એકચિત્ત ગુસાંઈજીને કાને આ રવ ગયો નહિ.

પેલા વૈષ્ણવે ફરી જરા મોટેથી સાદ દીધો.

'ગુસાંઈજી મહારાજ !'

હવે ગુસાંઈજીનું ધ્યાન આ અવાજ તરફ ગયું. શૃગારના સાહિત્યો હાથમાં રાખી ડોક મરડી ગુસાંઈજીએ જોયું તો એક વૈષ્ણવ આતુરતાથી કંઈક કહેવા આવી ઊભો છે.

'કેમ ?'

'ખુશાલદાસ પધાર્યા છે.'

'આવે ભાઈ ! અહીં તો આખા હિન્દુસ્તાનમાંથી દર્શનીકો આવે છે એટલે કોઈ સવિશેષ ને વધુ આદરપ્રિય છે એવું અહીંયા નથી, કહે હવે કાંઈ વધારે કહેવું છે ખુશાલદાસ માટે ?'

'હા. વળી એ તો ઘણું બધું દ્રવ્ય પણ શ્રી નાથજીને ચરણે મૂકવા આવ્યા છે.

'બહુ સારુ હવે તમે જાઓ, મને શૃંગાર કરવા

હો તમે પ્રણાલીકાને જાણો છો ને કે હું શૃંગાર ધરાવતો હોઉં ત્યારે મને કેઈએ બોલાવવો નહિ કે તે કામમાં વિક્ષેપ પાડવો નહિ'

'ના પણ આ તો બહુ અગત્યના સમાચાર હતા એટલે કહેવા આવ્યો'

વૈષ્ણવ ગયો પણ શૃંગાર ધરાવતા ગુસાંઈજી નું ચિત્ત આ સમાચારે ડગી ગયું શૃંગાર પૂરો થયો પણ બેચેની ન ગઈ

એ પછી શ્રીનાથજીની શૃંગાર આરતી શરૂ થઈ ગાજે પ્રગટી ઝાલર નગારાં પડઘમ ઘનશ્યામ રંગી એક હાર કાચો કરેલા શ્રીનાથજીના અંગ પર સોનાના [illegible] રત્ન જેવા જરિયાની વાઘા હીરા જડીત કાનના ઝળહળતા કુંડળ, રત્નોજડીત સુવર્ણ મંડીત મુગુટ, સાચા મોતીના હાર, સાચા રેશમના વસ્ત્રો વચ્ચે સુગંધી પુષ્પોની માળા ધૂપ, દીપ, ગંગાજળ જમુના જળના દર્શનીકો દર્શન કરવા તત્પર બની ગયા.

ખુશાલદાસ અને એના માણસો પણ આ શૃંગાર-આરતીના દર્શન કરવા ભાગ્યવંત થયા.

આરતી પૂરી થયા પછી ચરણામૃત લઈ પ્રસાદ લઈ ખુશાલદાસ ગુસાંઈજી મહારાજ પાસે ગયા નમીને બેઠા.

ત્યાં તેમના માણસો આવ્યા અને ગુસાંઈજી મહારાજના ચરણે સમીર સુવર્ણના અલંકારો, તેમાં સાચા મોતીની માળા, હાથીદાંતના રમકડાંઓ, સાચા રેશમ અત્તરો હીરા અને પોખરાજ રત્નો મૂક્યા ઘણું દ્રવ્ય મૂક્યું જે બધું મળી નવ લાખ રૂપિયાની કીમત અંકાતી થતી હતી

ખુશાલદાસને હતું કે આ જોતાં જ ગુસાંઈજી હમણાં બોલી ઊઠશે કે વાહ ધન્ય ખુશાલદાસ. શ્રી નાથજીને આજે એક [illegible] તમારા સરખા બીજા [illegible] હોય છે' પણ ગુસાંઈજીએ તો આ મૂલ્યવાન પદાર્થો તરફ એક માત્ર દૃષ્ટિ કરી ન કરી ને ચૂપ બેઠા

કેટલીએ પળો શાંતિમાં અને કોઈ કશું બોલ્યું જ નહીં. માત્ર મંદિરમાં થતો કોલાહલ માત્ર સંભળાય છે

એ પછી ખુશાલદાસની ધીરજ ખૂટી ને એ બોલ્યા

ગુસાંઈજી મહારાજ ! આ દ્રવ્ય સ્વીકારો હું મંદિરમાં ભેટ આપવા આ સઘળું લાવ્યો છું'

ખુશાલદાસ ' ધીર ગંભીર સ્વરે ગુસાંઈજી બોલ્યા

'જી મહારાજ

'આ દ્રવ્ય ને આ સાધનો અમારા ખપના નથી'

'ગુસાંઈજી મહારાજ આ શું વદો છો ?

'જે સત્ય છે તે'

એટલે શું આ મારું દ્રવ્ય નહીં સ્વીકારો ?'

'ના'

'તેનું કારણ કહેશો ?

હા. જે મેં પ્રથમ કહ્યું તે જ કે આ અમારા ખપનું નથી'

'કાં ?

'આ શુદ્ધ દ્રવ્ય નથી.

'આપે કેમ જાણ્યું ?

તમે દ્રવ્ય લઈ મૂકવા આવ્યા છો. આ સમાચાર મળતાં અમો બેચિત્ત બની ગયા એથી અમને લાગ્યું કે આ દ્રવ્ય દેવ-મંદિરમાં વૈષ્ણવો માટે યોગ્ય નથી.'

'મારો કંઈ અપરાધ થયો છે મહારાજ ?'

ના તમારો કંઈ અપરાધ નથી દોષ નથી. પણ દોષ આ જગમાં છે તે સિવાય અમો બેચિત્ત બનીએ નહીં જે રીતે આ દ્રવ્ય ઉપાર્જન કરી તમો અહીં લાવ્યા છો તે અન્યાયને અનર્થ નામે કોઈનું હીત હણતી લાગેલ છે એથી તેનો દેવ-ભેટ તરીકે સ્વીકાર નહિ થાય. વૈષ્ણવો માટે તેનો ઉપયોગ નહિ થાય માટે પાછું લઈ જાઓ. દ્રવ્યના આગમનના સમાચાર માત્રથી અમો બેચેન ને બેચિત્ત બની ગયા

તો ભંડારમાં આ દ્રવ્ય પડે તો કેવો અનર્થ કરે?'

ખુશાલદાસ સમજુ હતા. વૈષ્ણવોના નિત્ય સમાગમે જ્ઞાનસંપાદન કર્યું હતું. ગુસાંઈજી મહારાજના આ પ્રત્યુત્તર પછી તેમને પણ જોયું કે જો આ દ્રવ્ય મારી પાસે પણ રહેશે તો મારી પણ બુદ્ધિ બગડશે ને અનર્થ કરશે.'

તરત નમી એ બહાર નીકળ્યા.

મંદિરના દરવાજા બહાર આવી આ ભેટ મૂકવા કાઢેલ ને ધારેલ બધાં સાધનો ને ધન ઉઘાડા આભ નીચે ખુલ્લું મૂકી લોકોને સાદ પાડી પાડી કહ્યું :

'હે લોકો, આ બધું મેં અહીં મૂક્યું છે તે તમામ જેને જોઈતું હોય ને જેને આ જણસોનો ખપ હોય તે બધા લઈ જાય.'

તરત લોકો ઉમટી આવ્યા. સુવર્ણના હાર, રત્નો, હીરા, હાથીદાંતના સુશોભનો બધું જ જોતજોતામાં ઉપાડી ગયા.

એ પછી નિર્ધન બની શ્રીનાથજીને વંદના કરી. ને ગુસાંઈજી મહારાજ પાસે ગયા ત્યારે ગુસાંઈજીએ કહ્યું: 'ખુશાલદાસ, હવે તમે સાચા વૈષ્ણવ થયા છો. કોઈને છેતરીને, લલચાવીને, અન્યાય કે અધર્મ માર્ગે મેળવેલું દ્રવ્ય કે અન્ય કોઈ જણસ વૈષ્ણવો માટે વર્જ્ય છે. ત્યારે શ્રીનાથજી તો આવું દ્રવ્ય કેમ જ સ્વીકારે?

દીગંતમાં આ જયઘોષના પડઘા ઊઠયા.



## કૃપણ કોણ?

કેટલાક લોકો તેમના સમગ્ર જીવનકાળ દરમિયાન ધનનો સંગ્રહ જ કર્યા કરે છે, પોતાને માટે પણ તેઓ એ ધનનો વ્યય કરી શકતા નથી અને બીજા લોકો તેમને કૃપણ કહે છે.

પણ જે લોકો સમગ્ર જીવનકાળ દરમિયાન ધનસંગ્રહ કરતા રહે, અને કેવળ પોતાને જ માટે વ્યય કરતા રહે, અને બીજા લોકો કેમ જીવે છે તેનો કદી ખ્યાલ ન કરે, તે લોકો પણ કૃપણ જ છે.

પણ એથી વધુ કૃપણ તો એ લોકો છે, જેઓ પોતાને માટે બધી છૂટછાટો રાખે છે ને બીજાના કાર્યમાં કે વ્યવહારમાં ભૂલ થતાં તેમને ક્ષમા આપી શકતા નથી, જાણ્યે-અજાણ્યે થયેલી કસૂરને કદાચ ઉપરથી માફ કરી દે તો અંતરથી તેને વીસરી શકતા નથી.

અને એ લોકો પણ કૃપણ છે જેઓ બીજાને માટે ધન વાપરે છે, બીજાની ભૂલોને માફ કરે છે, છતાં એ વસ્તુની મનમાં ગાંઠ વાળે છે અને સમય આવ્યે પોતાના ઉપકારોને કહી બતાવે છે.

પણ મને લાગે છે, સહુથી વધુ કૃપણ, ઉપર ગણાવેલા બધા લોકોથી પણ કૃપણ કોઈ હોય તો એ માણસ છે જે એમ માને છે કે, પોતાની જ વાત સાચી છે, બીજાની વાત ખોટી છે, જે એમ માને છે કે પોતાનો મત, પોતાના અભિપ્રાયો, પોતાનું અવલોકન જ સત્યયુક્ત, ન્યાયી ને તટસ્થ છે ને બીજા માણસના મતવિચારો અધૂરા ને પૂર્વગ્રહપ્રેરિત છે. અને એટલે જે પોતાના ઉપરાંત બીજા કોઈના વિચારોના તથ્યને સ્વીકારી શકતો નથી.

આ માણસ સહુથી વધુ કૃપણ છે; કારણ કે તે સહ-અસ્તિત્વમાં માનતો નથી, કારણ કે સહ-અસ્તિત્વ એ નિશ્ચિતપણે બીજાના મત-સ્વાતંત્ર્યનો સ્વીકાર છે અને માનવીના પરસ્પર સંબંધનો તેમ જ સામાજિક ને રાજકીય સંબંધનો તે મૂળભૂત પાયો છે.

# દોલતનો નશો

સરોદ

જૂનાગઢ સ્ટેશને હુ ફર્સ્ટ ક્લાસ કમ્પાર્ટમેન્ટમા દાખલ થયો કે તેનો શાર્કસ્કિનનો પોશાક ઊડીને મારી આખને અથડાયો હુ ખાદીધારી, છતા મિલના કાપડ સામે મને અણગમો નહિ. પણ કીમતી કપડા પહેરી પોતાની દોલતનુ પ્રદર્શન કરનાર સામે મને સખતમા સખત અણગમો મારો અણગમો એની આખમા ડોકાઈ ગયો હશે.

કમ્પાર્ટમેન્ટમા હુ અને તે બે જ જણા. તેની બેગ પરના લેબલ પરથી તે આફ્રિકા નિવાસી હોવાનુ જણાયેલુ. પ્લેટફોર્મ તરફની સીટ પર હુ બેઠો તે સામી સીટ પર બેઠેલ. પ્લેટફોર્મની ધમાલમા ભિખારીનો અવાજ આક્રંદ લાગ્યો. તેણે ખીસામાથી પરચૂરણ કાઢ્યુ ને તે ગણ્યા વિના મારા તરફ હાથ લબાવી કહ્યુ, 'આપ ભિખારીને આ પૈસા આપી દેશો ?' તેના અવાજમા સસ્કારિતા હતી પણ તેની ગુસ્તાખીએ મારો અણગમો વધારી મૂક્યો સામી સીટ પર બિસ્તરને અઢેલી તે બેઠો હતો તેણે ઊભા થવા સહેજ પણ તકલીફ લીધી નહી અને મને આ કામ સોપ્યુ તે મને જરાય ગમ્યુ નહી. ભિખારીની દુર્દશા લક્ષમા લઈ મે ઊભા થઈ પૈસા લીધા અને તે ભિખારીને આપ્યા. તેણે કહ્યુ, 'થેંક્યુ' મે જવાબ ન આપ્યો. મારો આ રીતે વ્યક્ત થતો વિરોધ અણગમો પણ એના ધ્યાન બહાર ગયો નહી તે કઈક બોલવા જતો હતો, પણ પછી હોઠ દબાવી જાણે પરાણે મૂગો રહ્યો.

ટ્રેન ઊપડી. તેણે વાતની શરૂઆત કરી તેણે કહ્યુ, 'મારે કપાલામા કારખાના છે. પ્રભુની દયાથી સારી સપત્તિ સપાદન કરી શક્યો છુ. જ્યા નહી તોય પદર વર્ષે દેશમા આવ્યો છુ, માત્ર અઠવાડિયા માટે વિમાનમા આવ્યો છુ, પરમ દિવસ વિમાનમા પાછો જઈશ.'

મે તેની વાતનો એકાક્ષરી જવાબ આપ્યો તેની તેની વાત આપોઆપ બધ પડી. જેતલસર જકશને તેની સીટ તરફ પ્લેટફોર્મ આવ્યુ જે ભિખારી આવ્યો તેને તેણે ખીસામાથી જે નીકળ્યુ તે પરચૂરણ આપ્યુ દોલતના આ પ્રદર્શનથી મારો અણગમો ઊલટાનો વધી પડ્યો. હુ તેના તરફ લગભગ પીઠ ફેરવી ગયો

મારા મનમા વિચારોની પરપરા ચાલી. ટ્રેને ગતિ પકડી તેમ મારા વિચારોએ પણ ગતિ પકડી. આ આફ્રિકાવાસી દેશમા આવે કે પોતાની સમૃદ્ધિનુ પ્રદર્શન કરે. ગરીબગુરબાને મુઠ્ઠી ભરી પૈસા આપે. પોતાના સગાસબધી પ્રત્યે દયા દર્શાવે. પણ તેના મનમા હમદર્દી ખરી ? સગપણનો સાચો નાતો ખરો ? તે પોતાને ઊચી કક્ષાનો ગણે પોતે જ કેન્દ્ર સ્થાને રહે જીવનની જરૂરિયાતોથી ભિસાતા સગાવહાલા તેની ખુશામદ કરે આમ થોડો સમય દેશમા ગુજારી જાણે મૃત્યુલોકમા લટાર કરી પાછો પોતાની દેવભૂમિ આફ્રિકા તરફ પ્રયાણ કરે. આવા નફરતભર્યા વિચારો ચાલુ હતા ત્યા નવાગઢ સ્ટેશને ગાડી ઊભી રહી.

આ સ્ટેશનનુ પ્લેટફોર્મ મારી સીટ તરફ હતુ ગાડી ઉભી રહી કે એક બાઈ હાથમા બાળક લઈને તેડી ડબ્બા પાસે દોડી આવી. આરામથી બિસ્તર પર અઢેલીને બેઠેલા આફ્રિકાવાસીની આખમા ચમક આવી પછી ઘેરા વિષાદની છાયા ફરી ઊભરાઈ ગઈ. આ બાઈનુ આગમન તેને ન ગમ્યુ હોય તેમ જણાયુ.

બાઈનુ તે તરફ ધ્યાન ન હતુ. તે બારી પાસે એકી શ્વાસે બોલવા લાગી, 'અરે ભાઈ ! કેટલા વરસે આવ્યો. મારા વીરા, ઊતરી જવુ જોઈએ ને ! વધુ નહી. એક ટક.'

તેણે કહ્યુ, મે લખેલુ ને બહેન, કે મને વખત નથી.'

'શુ કરુ, ભાઈ ! જીવ રહ્યો ન રહ્યો'

[ અનુ. પૃ. ૯૬

# કલાનો વિકાસ માર્ગ

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

ગુર્જરેશ્વર કુમારપાળની કચેરીમાં જાણે કાંઈક જાદુ થયુ હોય તેમ બધાના મન, બુદ્ધિ હરાઈ ગયા હતા. બધાની સાનભાન ભૂલાઈ જતી હતી.

કચેરીમાં વીણા વાદન થતું હતુ વીણાના ઝંકાર ઊઠતા હતા અને મનમોહક મધુર રાગ–રાગીણિઓ નિષ્પન્ન થતી હતી મૃદંગ એવી તો સુમધ લયમાં વાગતુ હતુ ને એવા સમાસર ગત તોડા વાગતા આ કે એક મોહક ભાવ પ્રગટી પ્રગટી બધાને ઘેનમાં નાખ્યે જતો હતો.

મધ્યાહ્ન પર્યંત કલાકારે વીણા બજાવી. ને એ વાદન પૂરૂ થયા પછી જ બધા હોશમા આવ્યા

'વાહ વાહ શું વીણાવાદન ?' સભાજનોમાથી કોઇક બોલ્યુ

'ઇન્દ્રની સભામાં કોઈ આવત પણ આવુ સરસ વીણાવાદન ન કરી શકે' બીજાએ કહ્યુ.

'વીણા પર વાગતા રાગ રાગીણિ જાણે મૂર્તિમાન કચેરીમાં પ્રગટ થતા હોય એવુ જ જણાતુ હતુ ' ત્રીજો બોલ્યો

સભાજનો કલાકારને બીરદાવવા માંડ્યાં.

કલાકારને પણ થયુ કે, આવી સરસ કલાની ગુર્જરેશ્વર પણ હમણાં કદર કરશે ને કંઈક મોટું પારિતોષક આપશે

મહારાજા કુમારપાળે એક સેવકને સંજ્ઞા પણ કરી અને પારિતોષકની રકમ પણ માગી–મગાવી.

કલાકાર આ જોતો હતો ને હર્ષ પામતો હતો કે, ગુર્જરેશ્વરે મંગાવેલ પારિતોષક કાંઈ નાનું નહિ હોય. ગુજરાતનો ધણી છે આજ દારિદ્રય ટળશે

ત્યાં સેવક કંઈક થોડા દ્રમ્મ લાવ્યો ને કુમારપાળના હાથમા આપ્યા

કુમારપાળે તે એકસો ને સોળ દ્રમ્મ (એક દ્રમ્મ બરાબર છ આના) વીણાવાદકના હાથમા મૂક્યા.

કલાકારે તે હાથમા લીધા ન લીધા ને ત્યાં કચેરીમાં જ બધા દ્રમ્મનો ઘા કરી ચાલતો થયો

કુમારપાળ કંઇ બોલ્યા નહિ પણ આ વાતની જાણ યતીવર હેમચંદ્રાચાર્યને થઈ.

બીજે દિવસ એ કચેરીમાં એક માણસ આવ્યો અને નમીને કુમારપાળને કહ્યુ•

'મહારાજ મારી એક ફરિયાદ છે'

'કહો, જે ફરિયાદ હોય તે. અહીં બધી ફરિયાદોનો નિકાલ થાય છે'

'મારો સોનાનો હાર એક મૃગ લઈને નાસી ગયુ છે મહારાજ, તે પાછો મેળવાવી આપો.'

'અરે તમે આ શી વાત કરો છો? રાજ-સિંહાસન પરથી કુમારપાળ બોલ્યા: 'ભલા માણસ હરણ તે કોઈ દિવસ માણસનો સોનાનો હાર લઈ જાય એવુ કદી બને ખરુ ?'

'મહારાજ એવુ બન્યુ જ છે ને એથી હુ ફરિયાદ કરવા આવ્યો છુ'

'પણ હરણ હાર શી રીતે લઇ ગયુ એ તો કહો ?'

હુ વીણા વાદક છુ મે સગીતથી સંધ્ય કરેલ સારા હરણની ડોકમા પ્રેમેજ દાખવ હાર નાખી વીણા વગાડવા માંડ્યો પણ હરણ તે હાર લઈ અરણ્યમા નાસી ગયુ '

હેમચંદ્રાચાર્ય એ વેળા ત્યાં બેઠા હતા કુમારપાળે આ ગૂચવણ ભરેલી ફરિયાદ સાંભળી ઉકેલ માટે યતીની સામે જોયુ આચાર્ય કુમારપાળનો વ્યથિત મનોભાવ કળી ગયા ને બોલ્યા

'રાજેન્દ્ર! આ જે કહે છે તે સત્ય છે. સંગીતના પ્રભાવમાં ન આવવાથી બેચેન હરણ નાસી ગયું ને સાથે હાર પણ ગયો છે. હવે એક શાસક તરીકે તમારી ફરજ તે હાર આમને પાછો અપાવવાની બને છે.'

'એ કેમ બને?'

'તો શાસક કેમ બનાય? શાસકનો ધર્મ પ્રજાની બધી જ ફરિયાદોનો અંત લાવવાનો છે.'

'મારી બુદ્ધિ આમાં કાંઈ જ કામ કરતી નથી આચાર્યશ્રી! આપ જ કંઈક ઊકેલ લાવો. રાજ્યના શાસકો કરતાં ધર્મના શાસકોની બુદ્ધિ અદકેરી હોય છે.'

'જો કે આ ફરિયાદનો ઊકેલ લાવવો એ તો મારા કે તમારા હાથની પણ વાત નથી તોય એનો રસ્તો મારી પાસે છે.'

'શો?'

'તમે તે દિવસે જે કલાકારને તેના વીણા-વાદન પછી થોડું ઈનામ આપ્યું ને કૃપણતા દાખવી તે કલાકારને અહીં બોલાવો.'

'અરે યતિવર! એ તે હવે બોલાવ્યા આવે ખરા? ને વળી કલાકારોના દિલ દિમાગ તો કંઈ ઓર હોય છે. એ તો મેં તે દિવસે જ જોયું. મારી સામે જ મેં આપેલા એકસો મોળ દમ્મનો ત્યાગ કરીને ચાલતો થયો' જાણે હું ગુર્જરપતિ છું ને સામે બેઠો છું એ વાત જ એ ભૂલી ગયા'

'મારા નામથી બોલાવો'

મસ્ત કલાકારને ચરણે વંદના કરી બહુ જ વિવેકમય ભાષામાં કહ્યું:

'આપને યતીવર હેમચંદ્રાચાર્ય સ્મરી રહ્યા છે?'

'મને?'

'હા. ને અત્યારે પધારવા કહ્યું છે'

'ચાલો ચાલો. ધર્મગુરુ ને ઈશ્વર બન્ને સમાન છે આ બેય પાસે વગર આજ્ઞાએ જવું જોઈએ તે બદલે યતીવર તો નિમંત્રણ પાઠવે છે.

કલાકાર ઊભા થઈ ચાલવા માંડ્યા ને વાદ્યો આઘા મૂકવા અનુચરને કહ્યું કે રાજસેવક બોલ્યો.

'આપને વીણા સાથે પધારવા કહેવરાવ્યું છે.'

'ઠીક, ઠીક યતીવરને ચરણે બેસી કલાનો અર્ઘ્ય આપશું'

કહી વીણા પણ સાથે લીધી. ને આવ્યા ઉપાશ્રયમાં. હેમચંદ્રાચાર્ય પાસે આગળ જઈ રાજસેવકે આ ખબર આપ્યા

'ગુરુવર્ય? કલાકાર વીણા સાથે આવે છે.'

'આવવા દો.'

'વંદન મહારાજ!' ઘૂંટણિયે પડી યતીવરની ચરણરજ મસ્તકે ચડાવતાં કલાકાર બોલ્યો.

'ધર્મલાભ'

'કહો દેવ શી આજ્ઞા છે?'

ત્રણેય સાથે અરણ્યમાં આવ્યા ને જ્યાં ઘણાં મૃગો વિહરતા હતા તે જગ્યાએ ઊભા રહી કલાકારે યતીશ્વરને કહ્યું

'ગુરુદેવ! આપ અને ગુર્જરપતિ થોડે દૂર ઝાડને છાંયે વિશ્રાંતિ લો ત્યાં હું હમણાં હાર પાછો મેળવી આપું છું.'

'હમણાં હાર મેળવાવી આપું છું' આવા અમનુષી કથનને વાર વાર મનમાં દોહરાવતા ગુર્જરેશ્વર કુમારપાળ તો આભા બનતા ગુરુની પાછળ પાછળ ચાલતા થયા ને થોડે દૂર વૃક્ષઘટામાં થભ્યા.

બેઉની દૃષ્ટિ કલાકાર પર મંડાએલી હતી.

વીણા હાથમાં પકડી હતી તે ધરતીને વંદન કરી ભોય મૂકી પછી નજીકના ઝરણામાં જઈ હાથ પગ ધોઈ પાછો વીણા પાસે આવ્યો. ને ઝભ્ભાના ખીસ્સામાંથી સરસ્વતિની પ્રતિમા કાઢી સામે મૂકી વંદન કરી પછી વીણા પરનું રેશમી આચ્છાદન દૂર કરી તાર રણઝણાવ્યા.

પછી વીણા પર એક મોહક એવી તો સુરાવલી પેદા કરવા માંડી, વીણાના તારમાંથી એક એવું તો દર્દ પેદા કરવા માંડ્યું કે જોતજોતામાં મૃગનાં ટોળાં ત્યાં દોડી આવ્યાં.

કલાકારે તો એ આગવેલ રાગ વીણા પર વગાડતાં જ માંડ્યું દર્દ ઉત્પન્ન કરવા જ માંડ્યું. આખું જગત, ધરતી ને આભ આ દર્દભર્યા રાગે-ઝંકારે છવાઈ ગયું. જડ ને ચૈતન્ય બન્નેથી જાણે એક ઘોર કરુણા ને વેદના જ ઝૂમવા માંડ્યા.

મૃગો તો આ કલાકારના દેહનો સ્પર્શ કરી ત્યાંજ બેસી ગયા ને એમાંથી પેલો મૃગ પણ બાકાત ન હતો કે જેની ડોકમાં પેલા પાટણના વીણાવાદક પહેરાવેલો હાર હતો.

હેમચંદ્રાચાર્ય અને કુમારપાળ આ દૈવી ને કલ્પનાતીત દશ્ય નીરખતા હતા.

હવે તો હરણાં આ રાગની સુરાવલી પાસે બેહોશ જ બની ગયા હતા. સૃષ્ટિનું અસ્તીત્વ જ જાણે લય પામી ગયું હતું. તે ચોમેર જાણે આ દર્દભર્યા વીણાના જ સ્વરો હસતીમાં હતા-

વાદકે રાગ પૂરો કરી પેલા હરણના ગળામાંથી હાર કાઢી લીધો. વીણાના ઝંકાર બંધ પડ્યા કે હારેલા યોદ્ધા જેવા બધા હરણો હળવે પગલે ને વ્યથિત હૈયે માંડ માંડ ઊભા થઈ શક્યા.

વીણા અને હાર સાથે સરસ્વતિની પ્રતિમા લઈ ધરતી માતાને ફરી વંદન કરી ગયક હેમચંદ્રાચાર્યજી ને કુમારપાળની સમીપ આવ્યો.

કુમારપાળ તો આ સ્વર-સાધના જોઈ આશ્ચર્યમુગ્ધ બની ગયા હતા. કલાકારને પગે વંદના કરવાનું તે માંડ માંડ ખાળી રહ્યા હતા.

ત્રણેય રાજભવનમાં આવ્યા. કુમારપાળને પેલા વાદકનો સોનાનો હાર કલાકારે આપ્યો. કે જરા વારે સોનાના થાળ સાચા મોતી તો ને સુવર્ણ મુદ્રાઓથી ભરાઈ કલાકાર પાસે મૂકાયો કે કુમારપાળે કહ્યું

'કલાકાર! આપની કલા એવી તો પ્રતિભાસંપન્ન ને દૈવી છે કે એના ઉચિત પારિતોષક તો કદી જ આપી શકાય તેમ નથી તોય આ ફૂલપાંખડી સ્વીકારો.'

કલાકારે સહર્ષ બધું સ્વીકાર્યું. તેનું મન પ્રસન્ન પ્રસન્ન બની ઊઠયું કે ગુરુવર્ય એકાએક ઊભા થયા અને કલાકારને તથા કુમારપાળને પોતાની પાછળ આવવા સંકેત કર્યો.

બેઉ ગુરુની પાછળ ગયા ત્યાં જરા દૂર રાજમહેલના પટાંગણમાં એક રાજસેવક સૂકલ વૃક્ષનું ઠૂંઠું ખોડી રહેલા આવ્યો હતો.

તે સૂકલ ઝાડના ઠૂંઠા ભણી આંગળી ચીંધી હેમચંદ્રાચાર્ય બોલ્યા

'ભાઈ કલાકાર! આ સુકલ ઠૂંઠાને નવપલ્લવીત લીલું છમ પાંદડાવાળું બનવી દો.'

'આજ્ઞા ગુરુદેવ!'

ફરી કલાકારે વીણા ભોય મૂકી હાથ પગ ધોવા પછી મનાવી, પગ હાથ સાફ કરી. પૂર્વવત

સરસ્વતિની પ્રતિમા સામે રાખી વીણાનું આચ્છાદન હટાવી તાર રણઝણાવ્યા.

એક ચીરો મસ્ત બની વીણા પર મલ્હાર રાગ આલાપ્યો. રાગના સૂરો જેમ જેમ પ્રગટ થતા ગયા તેમ તેમ જાણે ગાજવીજ સાથે ઠંડો વરસાદ વરસતો હોય એવું લાગ્યું. એ પછી તરત વીણામાંથી ગૌડ મલ્હારનાં સૂર પ્રગટ્યા કે વરસાદ વરસી રહ્યા પછીની રમણિયતા પ્રગટી. આ સૂરો જ્યારે વિલંબીત-ભાંગી દ્રુતમાં પલટાયા ત્યારે પેલું સુકલ ઝાડનું ઠુંઠું પાંગરી ગયું હતું તેમાંથી પાંદડા ફૂટી નીકળ્યા હતા.

'ગુરૂદેવ !' આશ્ચર્ય પામતાં કુમારપાળ કહ્યું: ગુરૂદેવ આ શું !

'આનું નામ સાચી કલા'

'પણ આ તો પ્રથમ મારી સભામાં આવ્યા ત્યારે આવી કલા નિષ્પન્ન થઈ ન હતી તેનું કારણ શું ?'

'કહું ?'

'હા. મહારાજ અવશ્ય કહો.'

'ત્યારે તમે એને માત્ર એકસો સોળ દ્રમ્મ આપ્યા હતા જ્યારે આજ તમે જુઓ છો કે આપણે તેને મોટું પારિતોષિક આપી પ્રસન્ન કર્યા છે. પ્રસન્ન કલાકાર જ સાચી કલા નીપજાવી શકે એ માટે ઊંચા પારિતોષિકો આવશ્યક છે કૃપણ પાસે કલા વિકસતી નથી. કૃપણ પાસે કોઈ વિદ્યા કામ આપતી જ નથી.'

કલાના ઉચીત સન્માન કરવાની સૂઝ તે પળે જ કુમારપાળમાં પ્રગટી ને યતીશ્વર હેમચંદ્રાચાર્યના આ બોલ તેના અંતરમાં ઊંડે ઊંડે જડાઈ ગયા.

*

પૃષ્ઠ ૯૦ થી ચાલુ ]

સહકારી મંડળીઓની સેવા ગમે ત્યારે ગમે તે સ્થળે ઉપલબ્ધ બનશે તે એક જબરી સિદ્ધિ ગણાશે. ખાનગી કોન્ટ્રાક્ટરો દ્વારા થતાં બાંધકામ વિલંબિત ગતિએ થતા હોય છે અને પ્રમાણમાં વધુ ખર્ચાળ પણ નીવડતા હોય છે. આ બીનજરૂરી શોષણનો જવાબ સહકારી ધોરણે કામ કરતી મંડળીઓ આપી શકે. આ સંદર્ભમાં પોરબંદર પાસે બરડાની ગિરિમાળામાં બિલેશ્વર ગામ પાસે ફોદારાનેસ જળાશય સંગ્રહ બાંધવાની યોજનાનો ઉલ્લેખ અનિવાર્ય લાગે છે. ૧૨ હજાર ફૂટ લાંબો અને ૮૬ ફૂટ ઊંચો આ બંધ ૫૨૧ કરોડ ગેલન સંગ્રહશક્તિ ધરાવનાર હોઈ પોરબંદર શહેરને દરરોજ ૩૨ લાખ ગેલન પાણી પૂરું પાડવા આયોજન કરવા ધારેલ ત્રણ વર્ષમાં કામ પૂરું કરવાનો કોન્ટ્રાક્ટ ૧૯૬૬ના એપ્રિલમાં આપેલ. ૧૯૭૧ના માર્ચ સુધીમાં ૬૦ ટકા કામ કોન્ટ્રાકટરે કર્યું અને પછી પડતું મૂક્યું બાકી રહેલ કામ માટે ફરીથી ટેન્ડર માગવામાં આવ્યા. ૧૦૦૦ ફૂટની લંબાઈમાં ૮૬ ફૂટ ઊંચો બંધ બાંધવા માટે જોઈતાં સાધનો કોઈ પાસે ન હતાં અને એક જ સીઝનમાં તે પૂરું કરવાનું હતું. છેવટે આ કામ ખાતાકીય રીતે હાથ ધરવામાં આવ્યું અને ઉકાઈ બંધનું કામ ઝડપથી પૂરું કરી ત્યાંની મશીનરી ફોદારનેસ ખાતે લાવવામાં આવી અને બધા કામની જવાબદારી ઉકાઈ યાંત્રિક વર્તુળ અમદાવાદને સોંપવામાં આવી. અનુભવી ઇજનેરો, કાર્યકરો, મજૂરો તેમજ તોતીંગ મશીનરીની સહાયથી દિવસ-રાત યુદ્ધ ધોરણે કામ ચાલ્યું ત્યારે ૧૯૭૨ના મે માસમાં આ યોજના પૂર્ણતાને આરે આવીને ઊભી છે. દરેક મોટી યોજના પાછળ આવો ઇતિહાસ હોય છે જ. આજે નવું ઘડતર અને પુનર્નિમાણ થઈ રહ્યાં છે ત્યારે દેશમાં અસરકારક સહકારી બાંધકામ મંડળીઓની જરૂરિયાત તાતી બની છે. વીસનગર જેવી એકાદ મંડળીથી કામ ચાલવાનું નથી ગુજરાતમાં આવી વીસથી પચ્ચીસ મંડળીઓ હોવી જોઈએ.



પૃષ્ઠ ૯૨ થી ચાલુ ]

પ્રાર્થના : (ઘણા લોકો મારી પાસે ઘણી ઘણી આશા કરે છે) પણ હું જાણું છું, 'હું કંઈ નથી કરી શકતો. ઈશ્વર જ બધું કરે છે. હે પ્રભુ ! તું મને તારું યોગ્ય સાધન બનાવ અને તેં જે કામ ઇચ્છયું હોય તે મારી પાસે લે. મારી સ્થિતિ નીચેના ભજનના વ્યક્ત કરેલા ભાવમાં બહુ સારી રીતે મૂકવામાં આવે છે. :

રઘુવીર તુમકો મેરી લાજ
સદા સદા મૈં સરન તિહારી,
તુમ બડે ગરીબનવાજ.

પતિતઉધારન બિરુદ તિહારો,
શ્રવણુન સુની આવાજ;
હૌં તો પતિત પુરાતન કહિયે,
પાર ઉતારો જહાજ.

અઘખંડન દુ:ખભંજન જનકે,
યહી તિહારો કાજ;
તુલસીદાસ પર કિરપા કરિયે,
ભક્તિદાન દેહુ આજ.

રામનામના પ્રતાપથી પથ્થર તરવા લાગ્યા, રામનામના બળથી વાનરસેનાએ રાવણના છક્કા છોડાવ્યા, રામનામની મદદથી હનુમાનજીએ પર્વત ઊંચકી લીધો અને રાક્ષસોનાં ઘરમાં અનેક વર્ષો રહ્યાં છતાં પણ સીતાજી પોતાના સતીત્વને બચાવી શકયાં. ભરતે ચૌદ વર્ષ સુધી પ્રાણ ધારણ કરી રાખ્યો; કારણ કે એના કંઠમાંથી રામનામ સિવાય બીજો કોઈ શબ્દ નહોતો નીકળતો. એટલા માટે તુલસીદાસે કહ્યું કે, કળિકાળનો મળ ધોઈ નાખવા માટે રામનામ જપો. આ રીતે પ્રાકૃત અને સંસ્કૃત ભણેલા ને નહિ ભણેલા બેઉ પ્રકારના મનુષ્યો રામનામ લઈ પવિત્ર થાય છે. પરંતુ પાવન થવા માટે રામનામ હૃદયથી લેવું જોઈએ. જીભ અને હૃદયને એકરસ કરી રામનામ લેવું જોઈએ. મારો અનુભવ તમને સંભળાવું ! સંસારમાં રામનામથી હું વ્યભિચારથી બચ્યો છું. અનેક સંકટોમાંથી મને રામનામે બચાવ્યો છે અને રામનામે મારા એકવીસ દિવસના ઉપવાસ દરમિયાન શાંતિ આપી છે. ઉપરાંત, એટલું કહેવા માગું છું કે, દરેક પ્રસંગે હું તો રામનામના બળથી જ બચ્યો છું.

(પણ ધ્યાન રાખવું જોઈએ કે) ખાલી હાથે અભિમાનનો ભાર બાજુએ મૂકી ઈશ્વર પાસે જનારા નિર્બળને ઈશ્વર બળ આપે છે.

જબ લગ ગજ બળ અપનો બરત્યો,
નેક સર્યો નહિ કામ;
નિર્બલ હ્વૈ બલરામ પુકાર્યો,
આએ આધે નામ.

ત્યારે આ રામનામ શી ચીજ છે ? શું પોપટની પેઠે એ નામ બોલ્યા કરવું ? હરગિજ નહિ ! જો એમ જ કાર્ય થતું હોત તો આ નામ રટીને બધાનો બેડો પાર થઈ જાત ! પણ વાત એવી છે કે, રામનામનું ઉચ્ચારણ તો હૃદયથી જ થવું જોઈએ. જો એમ થતું હોય તો પછી ઉચ્ચારણ શુદ્ધ ન થાય તોયે કાંઈ હરકત નહિ, હૃદયની તોતડી ભાષા પણ ઈશ્વરના દરબારમાં મંજૂર થાય છે.

'મુખમેં રામ, બગલમેં છુરી 'વાળા બગભગત માટે રામનામમહિમા તુલસીદાસે નથી ગાયો. એવાના તો સીધા પાસા પણ ઊલટા પડશે; પણ જેમણે રામને હૃદયમાં સ્થાન આપ્યું છે, તેના ઊંધા પાસા પણ બરોબર સીધા પડશે. એટલા માટે જ ભક્ત સુરદાસે ગાયું :

બિગરી કૌન સુધારે ?
રામ બિન બિગરી કૌન સુધારે રે ?
બની બની કે સબ કોઈ સાથી,
બિગરી કે નહિ કોઈ રે.

તેથી વાચકે બરોબર યાદ રાખવું કે, રામનામ તો હૃદયના બોલ છે. જ્યાં વાચા અને મનમાં એકતા નથી, ત્યાં વાચા કેવળ મિથ્યાત્વ છે, દંભ છે, શબ્દજાળ છે. એવા ઉચ્ચારથી ભલે જગત છેતરાઈ જાય, પણ અંતર્યામી રામ કાંઈ થોડા જ છેતરાવાના છે !

રોવું, હસવું હૃદયમાંથી થાય છે. દુઃખ માની મનુષ્ય રડે છે, એ જ દુઃખને સુખ માની એ હસે છે; માટે જ રામનામનો આધાર-ટેકો જોઈએ. બધું એને અર્પણ કરી દઈએ તો આનંદ જ આનંદ થઈ જાય છે.

જેના ચિત્તમાં તરંગો ઊઠયા જ કરે છે, તે સત્યનું દર્શન કેવી રીતે કરી શકે? ચિત્તમાં તરંગોનું ઊઠવું તે સમુદ્રમાં થતા તોફાન જેવું છે. તોફાનમાં જે સુકાની સુકાન પર કાબૂ રાખી શકે છે, તે સલામત રહે છે; તેવી જ રીતે અશાંતિમાં જે રામનામનો આશ્રય લે છે, તે જીતી જાય છે.

વ્યાધિ અનેક છે, વૈદ્યો અનેક છે, ઉપચાર પણ અનેક છે; પણ જો વ્યાધિ એક જ છે અને એને મટાડનારો વૈદ્ય પણ એક જ છે એમ સમજીએ, તો અનેક પ્રકારની સતામણીથી આપણે બચી જઈએ છીએ.

આશ્ચર્યની વાત છે કે વૈદ્ય મરે છે અને દાક્તર પણ મરે છે, છતાં આપણે એમની પાછળ ભટકીએ છીએ, પણ રામ કે જે મરતા નથી, જે હમેશ જીવતા રહે છે અને અચૂક વૈદ્ય છે, તેને આપણે ભૂલી જઈએ છીએ. આ પ્રમાણે શું? બચ્ચાં, જુવાન, ધનિક તથા ગરીબ બધાંને મરતાં દેખીએ છીએ, છતાં પણ આપણે સંતોષપૂર્વક બેસી રહેવાનું પસંદ નથી કરતા; પણ થોડા દિવસના જીવન માટે રામને છોડી બધા પ્રયત્ન કરીએ છીએ.

ચરક ઋષિનો મંત્ર તો સારો ને સરળ છે. એનો અર્થ એ છે કે, ચરાચર સ્વામી વિષ્ણુનાં હજાર નામોમાથી એકનો પણ જપ કરવાથી બધા તાપ શાંત પડી જાય છે.

विष्णुं सहस्रमूर्धानं चराचरपतिं विभुम् ।
स्तुवन्नामसहस्रेण ज्वरान् सर्वान् व्यपोहति ॥

[તાપનો અર્થ આપણે આધિભૌતિક, આધિદૈવિક તથા આધ્યાત્મિકરૂપી ત્રિતાપ લઈએ, તો ભીષ્મપિતામહે કહેલાં વચનો અને આ ચરકસંહિતાના શ્લોકની એકતા સ્પષ્ટ સમજી શકાય છે.]

(રામનામની શક્તિ તો અગાધ અને અવર્ણનીય છે.) પણ એની શક્તિના ઉપયોગ માટે મર્યાદા છે (ને તે રાખવી જોઈએ). રામનામનો ઉપયોગ તો સારાં કામ માટે થાય છે. જેનું દિલ સાફ છે અને દિલ સાફ કરી હમેશાં સાફ ને પવિત્ર રહેવા ચાહતા હોય, તેને માટે આ રામનામ છે. ભોગવિલાસની શક્તિ યા સગવડ મેળવવા માટેનું સાધન એ રામનામ નથી બની શકતું.

રામનામજપનો મહિમા: રામજપથી પાપહરણ આ પ્રકારે થાય છે. શુદ્ધ ભાવથી નામ જપનારાઓમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. શ્રદ્ધાથી નામ જપનારો પાપી પણ નથી રહેતો; કારણ જીભથી જે બોલવામાં આવે છે, તે હૃદયમાં ઊતરે છે અને એથી (પાપ કપાઈ જાય છે એટલે) આત્માની શુદ્ધિ થાય છે. આ અનુભવમાં અપવાદ નથી.

નામજપ પર મારી શ્રદ્ધા અતૂટ છે. નામજપની જેણે શોધ કરી એ અનુભવી હતા. એમની આ શોધ અત્યંત મહત્ત્વની છે એવો મારો દૃઢ વિશ્વાસ છે. નિરક્ષર અભણને માટે પણ શુદ્ધિનું દ્વાર ખુલ્લું રહેવું જોઈએ (એ સિદ્ધાંત છે), પણ એ તો નામ જપવાથી બની શકે છે.

પ્રાર્થના: 'પ્રાર્થના'ની વ્યાખ્યા કરવાનો વિચાર છોડી આપણે એટલો જ વિચાર કરીએ કે કરોડો હિંદુ, મુસલમાન, ઈસાઈ, યહૂદી અને બીજા લોકો પોતાના સરજનહારની ભક્તિ કરવા માટે મુકરર વખતે શું કરે છે? મને તો એમ લાગે છે કે એ તો (બધા) પોતાના બનાવનારની સાથે એક થવા માટે પોતાના હૃદયની ઉત્કટ ઇચ્છાને પ્રકટ કરે છે અને એ કર્તાના આશીર્વાદની યાચના કરે છે. આ છે પ્રાર્થના. એમાં મનની વૃત્તિ અને ભાવોનું મહત્ત્વ છે, શબ્દોનું નથી. આ ક્રિયાઓ આપણને નમ્ર અને શાંત બનાવવા માટે હોય છે. અને એથી આપણને આ એક બાબતનો અનુભવ થઈ શકે છે કે, એની ઇચ્છા વિના કાંઈ પણ નથી થઈ શકતું અને અમે તો એ પ્રજાપતિના હાથમાં માટીના પિંડ (ગોળા-લોંદા) છીએ. આ પળો એવી હોય છે કે, એમાં મનુષ્ય પોતાના ભૂતકાળનું નિરીક્ષણ કરે છે, પોતાની દુર્બળતાનો સ્વીકાર કરે છે અને ક્ષમાની યાચના કરતાં

કરતાં સારા બનવાની અને સારાં કાર્ય કરવાની શક્તિ માટે પ્રાર્થના કરે છે. કેટલાક લોકોને આ માટે એક મિનિટ બસ (પૂરતી) હોય છે, જ્યારે બીજા કેટલાકોને ચોવીસ કલાક પણ ઓછા પડે છે. જે લોકોને પોતાનામાં ઈશ્વરનો અનુભવ થાય છે, તેઓ તો મહેનત અને મજૂરી કરે, તે પણ તેમની પ્રાર્થના છે. એવાનાં તો જીવન જ સતત પ્રાર્થના તથા ભક્તિનાં કાર્યોથી ઘડાયેલાં હોય છે. રામનામ હૃદયમાંથી નીકળે છે. (કેવળ વાણીથી નહિ) તેની આ નિશાની છે.

રામભક્ત : ગીતાના સ્થિતપ્રજ્ઞ અને રામભક્તમાં કાંઈ પણ તફાવત નથી.. હરેક કામ કરતાં કરતાં તે પોતાના આત્માનો જ વિચાર કરે છે. મૂર્છામાંથી જાગેલાના વ્યવહાર જેવું તે વર્તન કરે છે. એવો મનુષ્ય પ્રત્યેક શ્વાસ લેતાં-મૂકતાં રામનામ જપ્યા કરે છે. એ સૂએ છે ત્યારે એનો રામ જાગે છે. ખાતાં-પીતાં, કાંઈ પણ કામ કરતાં એનો રામ એની સાથે જ રહેશે.

રામધૂન : કરોડોનાં હૃદયનું અનુસંધાન કરવા માટે અને એમનામાં ઐક્યભાવ પેદા કરવા માટે એકી સાથે રામનામની ધૂન જેવું બીજું કોઈ સુંદર યા સબળ સાધન નથી.

સામૂહિક પ્રાર્થનામાં રામધૂન ગાવી એ પ્રાર્થનાનો સૌથી મહત્ત્વપૂર્ણ ભાગ છે. લાખો ને કરોડો માટે ગીતાના શ્લોકો, કુરાનની આયાતો કે ઝંદ અવસ્તાના મંત્રો સમજવા અને એનો બરોબર શુદ્ધ પાઠ કરવાનું મુશ્કેલ થઈ પડે; પણ રામનામ યા ભગવાનનું નામ ગાવામાં તો હરેક સામેલ થઈ શકે છે. રામનામ જેટલું ઉપયોગી કાર્ય પાર પાડનારું છે તેટલું જ સાદું પણ છે. શરત ફક્ત એક જ છે કે, તે હૃદયમાંથી નીકળવું જોઈએ. એની સાદાઈમાં (સરળતા ને સહેલાપણામાં) જ એની મહત્તા અને વિશ્વવ્યાપકતાનું રહસ્ય સમાયેલું છે. જો લાખને કરોડો લોકો એકી સાથે કરી શકે છે, તે કાર્યમાં અનોખી તાકાત ઉત્પન્ન થઈ જાય છે.

પ્રશ્ન : શું દિલમાં રામનામ રાખવું પૂરતું નથી ? જીભથી એ બોલવામાં કાંઈ વિશેષ છે ?

જવાબ : રામનામ લેવામાં ખૂબી છે એમ હું માનું છું. જે માણસ જાણે છે કે, રામ સાચેસાચ એના દિલમાં છે, તેને રામનામનું ઉચ્ચારણ કરવું જરૂરી નથી, એ હું કબૂલ કરી શકું છું. પણ એવા કોઈ માણસને હું નથી જાણતો (મેં જોયો નથી) એથી ઊલટો મને મારો અનુભવ તો એમ કહે છે કે, રામનામના રટણમાં કાંઈક ચમત્કાર છે (એ વાત નક્કી છે.) એ શા માટે છે ને કેવી રીતે છે તે જાણવાની (મારે) જરૂર નથી.

હું તમને એટલું (તો) કહીશ (જ) કે જ્યારે રામનામ (બરોબર) સ્વર અને તાલબદ્ધ ગાવામાં આવે છે, ત્યારે તે સ્વર, તાલ અને વિચાર એ ત્રણેનાં મેળ, મિલાવ અને શક્તિનું એક એવું તો અદ્ભુત વાતાવરણ પેદા કરે છે, જેનું શબ્દોથી વર્ણન થઈ શકતું નથી !

જરા પણ અચકાયા વિના હું કહી શકું છું કે, લાખો આદમીઓ મારફત સાચા દિલથી એક તાલ અને એક સૂરમાં લગાડવામાં આવતી રામધૂનની તાકાત લશ્કરી ફોજની તાકાતના દેખાવ (લશ્કરી પરેડ)થી તદ્દન અલગ યાને જુદી જ છે અને તે લશ્કરી તાકાતથી અનેકગણી ચડિયાતી ને મોટી છે

દિલથી ભગવાનનું નામ લેવાથી આજની બરબાદીને બદલે નિત્યની શાંતિ અને કાયમનો આનંદ ઉત્પન્ન થશે.



'જીવનનું અંતિમ ધ્યેય ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાનું છે અને મનુષ્યની બધી પ્રવૃત્તિ એ ધ્યેયને અનુસરીને જ થવી જોઈએ ને આ સાક્ષાત્કાર કરવાનો કાર્યસાધક માર્ગ એ જ છે કે એણે સરજેલાં પ્રાણીમાત્રની સેવા કરવી અને તેની સાથે એકતા સાધવી'.

—ગાંધીજી

# હૈયાસૂનાં

સરોદ

ગોમતીબહેનના અવસાનથી આખા મહોલ્લામાં હાહાકાર મચી ગયો. ભાગ્યે જ કોઈ આંખ કોરી રહી હશે. ફૂલ ખીલે છે ને આપમેળે સુવાસ પ્રસરે છે. ગોમતીબહેનના જીવનમાંથી એમ જ સુવાસ નિરંતર. જે કોઈ તેના પરિચયમાં આવે તેનું હૈયું સુવાસ શ્વાસી પ્રફુલ્લ બન્યા વિના રહે જ નહી. તેના અસ્તિત્વની ખોટ હર કોઈને જણાય તેમાં નવાઈ જેવું ન હતું. તેના દેહના અંતિમ પ્રયાણ સમયે ઘણાખરા ધ્રૂસકે ને ધ્રૂસકે રોઈ પડેલ. તેના પતિ અને બે પુત્રોની શી દશા થઈ હશે તે તો કલ્પવું જ રહ્યું.

મારે ગોમતીબહેનના પતિ વિઠ્ઠલ સાથે નિકટનો સંબંધ. અમારી ઉમરમાં ખાસો તફાવત, પણ વિઠ્ઠલના ગમતીલા સ્વભાવે તે કળાવા દીધેલ નહી. આ તફાવતે મને અસામાન્ય કહી શકાય તેવો લાભ આપેલ. હું વિઠ્ઠલ ઉપરાંત તેના બન્ને પુત્ર ગૌરાંગ અને તાપસનો નિકટનો મિત્ર બની ગયેલ. ગોમતીબહેનનો તો હું પૂરો પ્રશંસક હતો. તેના સંપર્કમાં આવેલ સહુ કોઈ તેને દેવીતુલ્ય માનતું.

વેકેશનના દિવસો હતા. હું હિમાલયના પ્રવાસે ગયેલ. વડોદરા તો દૂર રહેલ. છેક દિલ્હીમાં સમાચાર મળ્યા કે ગોમતીબહેન હવે આ દુનિયામાં નથી. હું આ વાત સાંભળી આભો બની ગયો. કળ વળી ત્યારે વિઠ્ઠલ, ગૌરાંગ અને તપાસ યાદ આવ્યા. તેમની શું સ્થિતિ થઈ હશે તે વિષે કલ્પના કરવાનું પણ ગજા બહારનું લાગ્યું. આ વાતને ચાલીસેક દિવસ થયા હશે, પણ ઘા એવો કારી હતો કે વર્ષો વીતે પણ તનભર રુઝાય નહી.

દિલ્હીથી વડોદરા સુધીની મારી મુસાફરી લગભગ તંદ્રિલ અવસ્થામાં થઈ. ઘરે જઈ જલદીથી મોઢું ધોઈ હું વિઠ્ઠલના ઘરે ગયો. ઘરે તાળું હતું. પાડોશીએ આપમેળે કહ્યું, "વિઠ્ઠલભાઈ, ગૌરાંગ અને તાપસને લઈ સિનેમા જોવા ગયા છે." પછી હળવે અવાજે ઉમેર્યું, "જાણે હૈયાસૂના છે. ગોમતીબહેન ગયા તેનું અમને લાગે છે તેથી સામા ભાગનું પણ તેમને લાગતું નથી. રોજ રમીની બાજી મંડાય છે, ગંજીફો ખેલાય છે અને સિતાર પણ બજાવાય છે હા, એ ખરું કે પહેલા જે કિલ્લોલ દીવાલો વીંધીને બહાર નીકળતો હતો તે હવે દિવાલમાં જ રહે છે. પણ એટલી લોક આમન્યા તો તદ્દન અજાણ્યાય પાળે" હું આ સાંભળી સ્તબ્ધ થઈ ગયો શું ખરેખર વિઠ્ઠલ ગૌરાંગ કે તાપસને ગોમતીબહેનના જવાથી કશુંય દુ:ખ નહી થયું હોય ? આવી વાત પળભર પણ સાંખવા મન તૈયાર ન હતું. પણ તે પાડોશીને હું ઓળખતો. પારકી પંચાતમાં પડે તેવા તે ન હતા. નહી રહેવાયું હોય ત્યારે જ આટલું બોલ્યા હશે તેની મને મનોમન ખાત્રી હતી. હું મનમાં ને મનમાં સમસમી રહ્યો.

હું ઘરે જઈ આડે પડખે પડ્યો. શરીરનો થાક તો હતો જ. સાથે મનનો થાક ભળ્યો. મને થયું કે વિઠ્ઠલ માલેતુજાર માણસ, નોકર, ચાકર, રસોઈઓ, તેને શી કમીના ? ગોમતીબહેનના આગ્રહથી પોળમાં રહેવાનું ચાલુ રાખેલ, પણ રહેવાનું તદ્દન આધુનિક ઢબથી. વર્ષોથી મોટર વસાવેલ. સંગીતનો પૂરો શોખ. આવો લહેરી માણસ અંતરમુખ તો ક્યાંથી હોય ? વેદ ઉપનિષદની વાતોમાંથી "ખાવ, પીઓ ને લહેર કરો"ના સૂત્રો શોધી કાઢી પોતાના જીવન રસમની પુષ્ટિ મેળવે. ગૌરાંગ ફાઈનલ એમ. બી બી. એસ.નો વિદ્યાર્થી. તેને મડદા ચૂંથવાના, તેને મન કદાચ મોત અસામાન્ય બનાવ નહી હોય. પણ તપસ તો સાહિત્યનો વિદ્યાર્થી, ગુજરાતનો ઊગતો કવિ. તેને પણ ગોમતીબહેન જેવી માતાના અવસાનથી કશો જ આઘાત નહી થયો હોય ? માનવસંબંધની વિચિત્રતા અને માનવમનની ગહનતા વિષે તરેહવાર વિચાર કરતો હું ક્યારે ઊંઘી ગયો તેનો મને ખ્યાલ ન રહ્યો. ગોમતીબહેનના અવસાને મારા બાલ મન

ઉપરાંત આંતરમન પર પણ ભારે અસર કરી હશે. મને સ્વપ્નામાં ગોમતીબહેન દેખાયાં. આ ગોમતીબહેનનું શરીર હાડમાંસનું ન હતું. નરી સાકરનું બનેલું હતું. વિઠ્ઠલ, ગૌરાંગ અને તપાસ તેને ચાટતા હતા. કેટલા જોશથી ચાટતા હતા આ ત્રણે જણા ! કેટલી જલદ હતી આ ચાટણ ક્રિયા ! ગોમતીબહેનને આ ક્રિયા ગમતી હશે ! તેમનુ મો હસતું હતું. પણ થોડીવારમાં શરીર ચટાઈ ગયુ. તૃપ્તિના ઓડકાર ખાતા ત્રણે જણા ગોમતીબહેનને વિલીન થતાં જોઈ રહ્યા. માત્ર સ્વાદેલ આનંદની આભા તેમના મુખ પર રહી. શોકનો કશો ય ભાસ દેખાણો નહીં. ત્રણે જણ હાથમા હાથ મેળવી ત્યાંથી રવાના થઈ ગયા. બીજી સાકર પૂતળીની શોધમાં ગયા હશે કે શું ? જતાં જતાં વિઠ્ઠલે પાછું વળી જોયું. તેના મુખ પર હાસ્ય હતું, વિનોદ હતો આ અસહ્ય હૈયાસૂનાપણું જોઈ મારાથી રાડ પડાઈ ગઈ. તે સાથે જ મારી આંખ ઉઘડી. મારી પત્ની દોડી આવી. તેણે બેબાકળા થઈ પૂછ્યું, “શું થયું ?” હું તેના સામે જોઈ રહ્યો તે તો હાડચામની હતી; સાકરની પૂતળી નહોતી. મેં કહ્યુ, “કઈ નહીં. સ્વપ્નુ આવ્યું.” તેણે પાસે આવી મારા કપાળે હાથ મૂકયો. તે મારી વ્યથા સમજી ગઈ હોય તેમ લાગ્યું.

“ગોમતીબહેનને ત્યાં જઈ આવ્યા ?” તેણે પૂછ્યું.

મેં કહ્યું, “હા.” પછી તુરત મારી મેળે ઉમેર્યું, ‘ઘરે તાળું હતુ. વિઠ્ઠલ, ગૌરાંગ ને તાપસ સિનમા જોવા ગયેલ.”

સ્વપ્નામાં ગોમતીબહેન આવેલ ખરું ને ?”

“તેં કેમ જાણ્યું ?”

મારો સવાલ ટાળતાં તેણે કહ્યું, “તમારા મિત્રો ભલે રહ્યા, પણ અજબ માણસો છે. ગોમતીબહેન ગયાંનું દુઃખ શેરીના કૂતરાને પણ છે. આ ત્રણ જણને જ નથી.”

“આશ્ચર્યની વાત છે” કહી હું તે વાત વિસ્તારવા જતો હતો, ત્યાં કોફી બનાવી લાવું કહી તે ચાલી ગઈ. તેના શબ્દોએ પાડોશીની વાતને સમર્થન આપ્યું. મારુ તો જાણે હૈયું કપાઈ ગયું.

ગોમતીબહેનની સ્મૃતિ પ્રત્યેના આદરે મને બીજે દિવસે સવારે વિઠ્ઠલને ત્યા જતાં રોક્યો. પણ સાંજે મારા પગ પરાણે તેના ઘર તરફ વળી ગયા સાંજના પાંચેક વાગ્યા હશે. ત્રણે જણા અપટુડેટ કપડા પહેરી કલબમાં જવા તૈયાર થઈ બેઠેલ. મોટર મંગાવેલ તેની રાહ જોતા હતા. મને જોઈ વિઠ્ઠલ આગળ ધસી આવ્યો ને મારા હાથ પકડી કહ્યું, “ઘણા વખતે દેખાણો ગૌતમ !” મેં તેના હાથ પકડી તો લીધા પણ મને થયું કે આને પરહેજ કરી કોઈ અદાલતમાં ખડો કરી દઉં. થોડી ક્ષણો આખમાં આંખ પરોવી રાખી તેણે હાથ છોડી દીધા. તેની આખ મારા હૃદયની ખોજ કરતી દેખાણી. હું સ્તબ્ધ બની ઊભો હતો ત્યાં ગૌરાગે અને તાપસે મારી સાથે હાથ મેળવ્યા. ગૌરાગે પૂછ્યું “કેમ, ટ્રિપમાં મજા આવી ?” મેં હા તો પાડી, પણ મારા મનમાં સટાકો બેલી ગયો. ગોમતીબહેન ગયા તે બાબત ઈશારો ય નહીં ! ખેર ! મે જ વાત ઉચ્ચારી, ‘ગોમતીબહેન અચાનક...’ હું મારું વાકય પૂરું કરું તે પહેલાં જ વિઠ્ઠલે કહ્યું, “જીવનસફરમાં એક સગાથીનો સાથ છૂટી ગયો. પણ માણસે પ્રાપ્ત પરિસ્થિતિનો સ્વીકાર કરી જીવવુ જોઈએ. જીવન જીવવા માટે છે. ખાવ, પીઓ, લ્હેર કરો.” પણ, કહી હું કંઈક કહેવા જતો હતો. ત્યાં ગૌરાગે કહ્યું.

“બાપુજી કહે છે તે સાચી વાત છે. વગોળવાની પ્રક્રિયા પશુની ગણાય. ગઈ વાતને વાગોળવી નહીં. વર્તમાનમાં જીવો.” તાપસ મૂગો હતો. પણ તેણે ય મારા પક્ષે કશી યે વાત ઉચ્ચારી નહીં. હું આ ત્રણે હવે મારી દૃષ્ટિએ અજબ દેખાતી વ્યકિતઓને જોઈ રહ્યો. તેમનું વર્તન મેં પોતે સગી આખે જોયેલ ન હોત અને કોઈએ કહેલ હેત તો કોટિ કાળે ય માની શકત નહીં. તેમના અસામાન્ય વલણથી વિસ્મિત થઈ હું અવાક ઊભો હતો, ત્યાં વિઠ્ઠલે વાંસામાં ધબ્બો મારી કહ્યું, “ચાલ દોસ્ત, કલબમાં. એક બે સેટ ટેનિસના રમી બ્રિજ જમાવશું. મારામાં ના

પાડવાના હોશ પણ ન હતા. હું મૂંગો મૂંગો તેમની સાથે મોટરમાં બેઠો. કલબમાં તે ત્રણે જણા બધા સાથે હળતા મળતા, સ્વાભાવિક વાતો કરતા હતા અને ઠઠ્ઠા મશ્કરીમાં પણ ભાગ લેતા હતા. જાણે થોડા જ સમય પહેલાં તેમના જીવનમાં કશું ય અસામાન્ય અને દુઃખદાયક બન્યું જ ન હતું.

કલબથી વળતાં તેઓ મને મારા ઘરે મૂકી ગયા. મારી પત્નીએ જતાં વેત સવાલ પૂછયો, "સાવ ઉદાસ્નાં છો ને ?" મારે હા પાડ્યા સિવાય છૂટકો ન હતો. પણ મારા મનમાં ગોમતીબહેન સાથેનો તેમનો પૂર્વ વહેવાર ઘોળાયા કરતો હતો. મારા પ્રત્યેનો તેમનો સ્નેહભાર પણ મને ભારપૂર્વક કહી રહ્યો હતો કે આવા સ્નેહાળ મિત્રને રખે ઉદાસ્નાં કહેતો. પણ મેં સગી આંખે જોયેલ તેમનું વર્તન અનિવાર્યપણે એ જ નિર્ણય પર આવવા પૂરતું લાગતું હતું.

બીજે દિવસે બપોરે હું સોફા પર પડયો પડયો મારા મનને નવી ખરીદેલી નોવેલમાં પરોવવા મથી રહ્યો હતો. ગોમતીબહેનની સ્મૃતિ જાણે કે મારી આંખે અને નવલકથાના પાનાં વચ્ચે તરવરતી હતી. તે પીધોતે મારે મનને ન લકથામાં પરોવવું હતું. લગભગ નિષ્ફળ પ્રયત્નોથી થાકીને નવલકથા મૂકવા જતો હતો ત્યા દરવે ગૌતમભાઈ કહેતો ગૌરાંગનો અવાજ સંભળાયો; હું સફાળો ઊઠીને ગૌરાંગને બથમાં ઘાલી ગયો. તેણે ય હૂંફેંદ તેનું માથું મારા ખભા પર નાખી દીધું. પછી મારી બથમાંથી છૂટો પડી ખુરસી પર બેઠો. ખીસ્સામાંથી સિગારેટ કેસ કાઢી મારા સામે ધરી. મેં અને તેણે સિગારેટ ચેતાવી. હું તેના મોં સામે જોઈ રહ્યો તેણે સહેજ સ્મિત કરતાં કહ્યું, "ડિટેક્ટિવની અદાથી શું જોઈ રહ્યા છો? ડિટેક્ટીવ નવલકથા વાંચતા લાગો છો!" મેં ગંભીર સ્વરે પૂછયું, "સાચું કહેજે ગૌરાંગ, ગોમતીબહેનના જવાથી તને કાંઈ લાગતું નથી?" ગૌરાંગ ગંભીર બની ગયો. તેણે ધીમા સ્વરે કહ્યું, "લાગે તો ખરું, પણ મારે બાપુજીનો અને તાપસનો વિચાર કરવાનો છે." તેનાથી તેની ઈચ્છા વિરુદ્ધ નિઃસાસો નખાઈ ગયો. થોડી ક્ષણો શાંત રહી તેણે કહ્યું, "આપણે બીજી વાતો કરીએ." મેં તેની સાથે આ વાત પછી ન છેડી, પણ હું તેનું દુઃખ દર્દ જોઈ શક્યો. તેના ખુશખુશાલ બાહ્ય વર્તનનું કારણ પણ જાણી શકયો. મેં તેને મારી મુસાફરીનું વિગતવાર વર્ણન કર્યું. એક કલાક ઈધર ઉધરના ગપ્પા મારી તે ગયો.

તે સાંજે હું ફરી વિઠ્ઠલના ઘરે ગયો. વિઠ્ઠલ એકલો ઘરે હતો. ગૌરાંગ અને તાપસ તેમના મિત્રો સાથે મોટરમાં રઝળપાટ કરવા ગયેલ. વિઠ્ઠલ ગઝલોનો શોખીન. અનવરીબાઈએ ગાયેલ ગઝલો ટેપ રેકર્ડ કરી લીધેલ. તે વગાડતો બેઠો હતો. પણ તેનું ધ્યાન ગઝલોમાં ન હોય તેમ લાગ્યું આંખો બંધ હતી. કેઈ ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયો હોય તેમ જણાયું. મેં ટેપરેકર્ડનું મશીન બંધ કરી દીધું. સફાળા આંખ ખોલી અને જોઈ તે તુરત ઊભો થયો. તેણે હાથ મેળવતાં કહ્યું "વેલકમ ગૌતમ, તારી જ રાહ જોતો હતો." આમ કહી તેણે રામાને બૂમ મારી, "ગૌતમભાઈ આવ્યો છે. સરસ ચા બનાવી લાવ." મારો હાથ પકડી તે સોફા પર લઈ ગયો. પછી ખૂબ ભાવથી પૂછયું, "મુસાફરીમાં મજા આવી ને? માંડીને વાત કર, દોસ્ત." મેં જવાબ ટાળતાં કહ્યું, "વિઠ્ઠલભાઇ, આ ઘરમાં આવું છું ને ગોમતી-બહેનની યાદથી હૃદય ભરાઈ આવે છે," આટલું કહેતાં મારું મન ભરાઈ આવ્યું. આંખો છલકાઈ ગઈ. તેણે ગંભીર સ્વરે કહ્યું, "ગૌતમ, રોવું પોસાય તે રુવે. મારે ગૌરાંગ ને તાપસનો વિચાર કરવાનો છે. હું રોઉં તો તે ભાંગી પડે." મેં તેનો હાથ પકડી લીધો. તેણે તે છોડાવવા પ્રયત્ન ન કર્યો ચા નાસ્તો આવ્યો કે તેણે ટેપરેકર્ડ ફરી ચાલુ કર્યું. અનવરીબાઈનો મીઠો અવાજ ગુંજી ઊઠયો. ગૌરાંગ અને તાપસ આવ્યા ત્યાં સુધી ગઝલોની વાતો ચાલતી રહી. કોઈને એમ લાગે કે મારા હૃદયમાંથી પણ ગોમતીબહેન વિસારે પડયાં.

તાપસ તે પછી ત્રણેક દિવસે મળ્યો અને તે પણ અચાનક એક રેસ્ટોરાંમાં. સાહેબજી સલામ કરી હું તેના ટેબલ પર ગોઠવાયો. સરસ પીણાં મંગાવી અમે વાતમાં ગુંથાયા. તે આડી અવળી વાતો

કરતો હતો, ત્યાં મેં તેને અધવચ્ચ અટકાવી સીધો સવાલ પૂછયો, "તાપસ, તને ગોમતીબહેન ગયાનું દુઃખ નથી? તેણે કહ્યું, "હું સમજું છું, ગૌતમ ભાઈ, બધાય ગુસપુસ કરે છે કે આ બાપ-દીકરા પણ ગજબના હૃદય હીણા છે. બાપુજી અમને સંભાળે છે, અમે બાપુજીને સંભાળીએ છીએ. પણ તે આવું કયાંથી સમજે? પણ મારા હૃદયની એક વાત કહું? બહુ ખાનગી છે. બાને અમારા પ્રત્યે અસીમ ભાવ. ભારે પુણ્યશાળી જીવ. ભગવાનને ય એમની વાત માનવી પડે. બા અમારી સાથેનો સબંધ આમ પૂરો કરે જ નહીં. તે સંબંધ ચાલુ જ છે. બાનો સ્થૂળ દેહ નથી એટલું જ. કોઈ સૂક્ષ્મ તંતુથી અમે સંકળાયેલાં જ છીએ. તે સ્થૂળ દેહે અહીં હતાં ત્યારે અમારું રહેજે કસાયું મોં જોતાં તો ઢવી ઊઠતાં. અમને પ્રફુલ્લિત કરવા આકાશ પાતાળ એક કરતાં. હવે અમે રોઈએ તો તેમને કેવું દુઃખ થાય? અમને આશ્વાસનના બે શબ્દો પણ કહી શકે નહીં તેવી પરિસ્થિતિ તેમનાં કોમળ હૃદયને સાવ ચૂર્ણ કરી નાખે. આ એક જ વિચાર અમારાં બધા ય આંસુ પ્રગટ થાય તે પહેલા સૂકવી નાખે છે. તેમને એમ સ્હેજ પણ ન લાગવું જોઈએ કે અમને કોઈ પ્રકારનું દુઃખ છે. તેમનું સુખ એ જ અમારું સુખ હોવું જોઈએ ને, ભાઈ!"

તાપસની વાત સાંભળી હું સાવ અવાક થઈ ગયો. વાણી વામણી બની જાય તેવી આ વાત હતી. થોડો સમય મૂગા બેસી અમે છૂટા પડ્યા.

મેં ઘરે જતાં વેંત મારી પત્નીને કહ્યું "વિઠ્ઠલ, ગૌરાંગ ને તાપસ હૈવાસનાં નથી. મર્મ જૂદો જ છે હો!"

"મારે એ હૈવાનોનાં વિષે નથી સાંભળવું. તમે વાર્તાકાર છો, બાનાં શોધો ને વાર્તા લખો." મારી પત્નીના અવાજમાં કડવાશ હતી. હું બોલવા જતો હતો ત્યાં તેણે ખીજાઈ ગઈ હોય તેમ મોટે અવાજે ઉમેર્યું. "ગોમતીબહેનને ભૂલી ગયા! ધિક્કાર છે એને."

પણ સાંભળ તો ખરી!'

"તેઓ એક બીજાને સંભાળે છે, તેમ કહેવું છે ને? તો ય આવો કિલ્લોલ ન હોય. આ તો સ્વાભાવિક આનંદ છે." આટલું કહી વાતનો બંધ વાળતી હોય તેમ તે મારા તરફ પીઠ વાળી ગઈ.

મારા મનમાં શંકા જાગી. આવી દારુણ વેદના મનમાં જ રાખી શકાય ખરી? આટલું પ્રફુલ્લ બાહ્ય વર્તન હોઈ શકે? હું ઘેર વિમાસણમાં પડી ગયો. હું મૂગો રહ્યો એટલે મારી પત્ની પાછી ફરી. મારા તરફ ઝડપથી આવતાં તેણે કહ્યું, "તમારું આવું મો જોઈ મારો જીવ કપાઈ જાય છે." હું તેના સામું જોઈ રહ્યો. મારી વ્યથા તેના મુખ પર પ્રતિબિંબીત થતી હતી. તેના તરફનો મારો સ્નેહભાવ ઊભરી આવ્યો. ક્ષણમાત્રમાં પીડા ઊંડે ઊતરી ગઈ અને મો પર સ્મિત ફરકી ઊઠ્યું. મારી પત્નીએ સ્મિતનો જવાબ સ્મિતથી વળતાં કહ્યું, "હાશ! હું તો એવી ગભરાઈ ગયેલ!" મારી શંકાનો ખુલાસો મને મળી ગયો. વિઠ્ઠલ ગૌરાંગ અને તાપસના કહેવાતા હૃદયહીનપણાને હું મનોમન વંદી રહ્યો. મારે આ વાત મારી પત્નીને સમજાવવી હતી, દુનિયાને કહેવી હતી. પણ શાંતિથી સાંભળે કોણ? લખું તો કદાચ કોઈ વાંચે, આથી આ વાત મેં લખી. જોઉ છું, શું પ્રત્યાઘાત પડે છે મારી પત્ની પર અને પછી દુનિયા પર!



(નોંધ : ૧ થી ૫ : બાલગોવિંદ પ્રકાશન : ગાંધી માર્ગ, અમદાવાદ-૧)

[૧] બંગલાદેશ મુક્ત બને છે

લેખક : નરહરિ ભટ્ટ પાનાં ૧૪૦ કિંમત રૂા. ૩-૯૦

આ પુસ્તકમાં બંગલાદેશની મુક્તિનો તબક્કાવાર ચિતાર આપવામાં આવ્યો છે. ૧૯૭૦ના ડિસેમ્બરની ૭મી તારીખથી ભારત-પાક યુદ્ધ શરૂ થયું તેમજ ભારત-પાક યુદ્ધની રોજનીશી રસપ્રદ હોવા ઉપરાંત સંદર્ભ માટે બહુ ઉપયોગી છે. ઉપરાંત ૧૧ પરિશિષ્ટોમાં ભારત-રુસ કરાર, બાંગલા દેશનો સ્વાતંત્ર્ય ઢંઢેરો, ભારત-પાકિસ્તાનની લશ્કરી તાકાત, લશ્કરી માનવશક્તિની તુલના, યુદ્ધનું સરવૈયું, સરંજામની ખુવારી, ભારતે ગુમાવેલાં સ્થળો, ભારતે મેળવેલા પ્રદેશો, પાકિસ્તાન-બંગલાદેશ તુલના ઈત્યાદિ રસપ્રચુર સામગ્રી પીરસવામાં આવી છે.

[૨] સોનાર બાંગ્લા

લેખક : નારાયણ દેસાઈ પાનાં ૨૫૬

કિંમત રૂ. ૬-૫૦

બાંગલા દેશ માટે આ પુસ્તકનાં ૧૮ પ્રકરણોમાં ઝીણવટભરી માહિતી આપવામાં આવી છે, અને તે વિસ્તારથી સમજાવવામાં આવી છે. ભારત-પાકિસ્તાન એમ બે ભાગલા થયા પછી પણ પૂર્વબંગાળમાં ઝંઝાવાત ભાગેલા અગ્નિની પેઠે ચાલુ રહ્યો અને ભાષા સાથે છેડતી થતાં તેમાંથી કેવો પ્રબળ અસંતોષ ફાટી નીકળ્યો તેમજ અયૂબ તથા યાહ્યા બન્ને પૂર્વની પાંખને સમજવામાં કરુણ રીતે નિષ્ફળ નીવડયા અને મુજીબ ક્રમશઃ કેવી રીતે લોકપ્રિય થતા ગયા અને છેવટના અસહકારમાંથી મુક્તિઆંદોલન ટપકી પડયું તેનો ચિતાર શ્રી નારાયણ દેસાઈએ આ પુસ્તકમાં સવિસ્તર આપ્યો છે.

[૩] રસેલના વાર્તાલાપ

અનુ : મૃદુલા મહેતા પાનાં. ૧૧૬

કિંમત રૂા. ૩-૦૦ ત્રણ

બર્ટ્રાન્ડ રસેલ માત્ર ફિલસૂફ ન હતા તેમણે અનેક વિષયો ઉપર મૌલિક અને ચિંતનાત્મક વિચારો રજૂ કર્યા છે. રાજકારણ, અર્થશાસ્ત્ર, ધર્મ, તત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર કુટુંબભાવના, વિશ્વશાંતિ ઈત્યાદિ માનવજાતને સ્પર્શતા તમામ પાસાઓ ઉપર પોતાની આગવી દૃષ્ટિથી વેધક પ્રકાશ પાડનાર આ ફિલસૂફની બુદ્ધિ પ્રતિભાના ચમકારા આ અનુદિત કૃતિમાં વાચક માણી શકે છે. આ પુસ્તકમાં જે વિષયો રજૂ થયા છે તેનો ક્રમ આ પ્રમાણે છે :- તત્વજ્ઞાન શું છે ?; ધર્મ; સામ્યવાદ-મૂડીવાદ; સત્તા; સુખ શું છે ? નિષેધાત્મક નીતિમત્તા; યુદ્ધ અને અપ્રતિકાર; રાષ્ટ્રવાદ; ગ્રેટબ્રિટન; વ્યક્તિનો હિસ્સો; ધર્માંધતા અને સહિષ્ણુતા; છેવટના પરિશિષ્ટમાં શ્રી મનુભાઈ પંચોળીનું વ્યાખ્યાન "અર્વાચીન ઋષિ-બર્ટ્રાન્ડ રસેલ" પણ આપવામાં આવ્યું છે.

[૪] નૈવેદ્ય

અનુ : નગીનદાસ પારેખ પાનાં ૧૦૨

કિં. રૂા. ૩-૫૦

"નૈવેદ્ય"માં ખરે જ રવીન્દ્રનાથની કેટલીક પ્રભુના હસ્તાક્ષરવાળી ક્ષણો સંઘરાવા પામી છે,— એમ આમુખમાં શ્રી ઉમાશંકર કહે છે. 'ગીતાંજલિ' પૂર્વેના ગાળાની આ કૃતિઓ છે જ્યારે કવિ તેમના આયુષ્યના અડધે રસ્તે પહોંચી ચૂક્યા હતા. નૈવેદ્યનો આ અનુવાદ ૧૯૬૪માં "વૈષ્ણવજન"માં હપ્તે હપ્તે પ્રગટ થયો હતો અને તે પુસ્તકાકારે હવે ઉપલબ્ધ બને છે તે ઘણા આનંદની વાત છે. 'ગીતાંજલિ'ની પેઠે 'નૈવેદ્ય' પણ કવિ રવીન્દ્રનાથના અંતરંગનો આવિષ્કાર છે અને તેમની કવિતાનો

હરકોઈ પ્રેમી આના વાંચનથી પ્રફુલ્લિત બન્યા વિના રહેશે નહિ.

[૫] સાંસ્કૃતિક ક્રાંતિ :

લેખક : ડાહ્યાભાઈ નાગરીક "આરામ" હોળી ચકલા આણંદ પૃષ્ઠ ૫૭૫ કિં. ૭–૫૦

એક સમાજ સુધારકના આ વિચારો છે. આજે ધર્મને નામે ચારેકોર ધતીંગ ચાલે છે ધર્મગ્રંથોમાં સ્વર્ગપ્રાપ્તિના અનેક રસ્તાઓ બતાવવામાં આવ્યા છે. આ પુસ્તકમાં ધર્મની અંધશ્રદ્ધા, મૂર્તિપૂજા, વર્ણવ્યવસ્થા સ્ત્રીઓની દુર્દશા પ્રત્યે આકરા પ્રહારો બુદ્ધિગમ્ય રીતે કરવામાં આવ્યા છે. જૂનું છોડાય નહિ એ ન્યાયે આપણે ઘણું ઘણું પકડી રાખ્યું છે, અને ઘણી જડ માન્યતાઓને જીવનમાં વણી લીધી છે. લેખકે આ પુસ્તકને અંગે પ્રતિપાદન કર્યું છે કે સમગ્ર પૃથ્વી પર એક જ ધર્મ હોઈ શકે અને હોવો જોઈએ. આ વાત ખોટી નથી. આખી માનવતા છેવટે એક જ માનવીની હોઈ શકે. અમેરિકાનો માનવી જુદો અને ભારતનો જુદો એ કૃત્રિમ લાગે છે. જગતમાં શાસન પણ એક જ હોઈ શકે અને ધર્મ પણ એક જ હોવો જોઈએ. આને માટે સબળ ક્રાંતિની જરૂર છે. જૂની અને નવી પેઢી વચ્ચે સદાચાર માટે જે દૃષ્ટિભેદ દેખાય છે તે ઉપરથી વધતા જતા ભ્રષ્ટાચારનો ખ્યાલ આવી રહે છે. વિકૃત બનેલા ધર્મોને સ્થાને કેવળ માનવતા માનવધર્મ બની રહે અને એ રીતે માનવસંસ્કૃતિ વિશુદ્ધ બની માનવીને વિશ્વૈક્ય તરફ દોરી જાય એવી લેખકની અપેક્ષા સાથે હરકોઈ બુદ્ધિશાળી વાચક સહમત થશે જ. પશ્ચિમના નાગરિક જીવનમાં જે થોડો સદાચાર છે તેટલો આપણે ત્યાં નથી. સદાચારના લોપનું પ્રમાણ રોજબરોજ વધી રહ્યું છે.

શ્રી ડાહ્યાભાઈ નાગરીકનું "સાંસ્કૃતિક ક્રાંતિ" એક વિચારપ્રેરક પુસ્તક છે.

❀

---

Reg. No G. 153

શ્રી. મલ્લિકજી કૃત
અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ . | ૧–૨૫ |
| ગીતાજલિ એક અધ્યયન.... | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .. | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા.. | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા... | ૦–૧૫ |

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તુ મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશુ"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# INITIATING SELF-RELIANCE IN HEAVY PLANT AND EQUIPMENT

Mukand now makes heavy steel castings upto 25 tonnes a piece which were, until recently, mainly imported All types of these heavy steel castings are made to customers' requirements. Thirty years of steel foundry experience, as well as expertise, sophisticated and comprehensive testing facilities, and trained technical personnel, make it possible for Mukand to produce quality castings for the cement, metallurgical and other industries.

Mukand helps the drive towards self-sufficiency.

## MUKAND MAKES HEAVY STEEL CASTINGS UP TO 25 TONNES



MUKAND IS STEEL



MUKAND IRON & STEEL WORKS LTD. Kurla, Bombay-70 AS.

Ulka-MC-18

## જીવનપંથ

જીવનયાત્રાનો પંથ લાંબો છે અને એ યાત્રા માટેનો સમય પણ લાંબો છે.

પ્રકાશના પ્રથમ કિરણ સાથે હું આ પંથે નીકળ્યો. અનેક તારાઓ અને ગ્રહોમાં પોતાના પગના ચિહ્ન મૂકતી મારી આ દીર્ઘ યાત્રા દુનિયાઓના અરણ્યમાં થઈને ચાલતી રહી છે.

પણ હે તારા ચરણ પાસે પહોંચવાનો માર્ગ તો અતિ લાંબો છે. અકૃત્રિમ, સરલ સુંદરતા તરફ લઈ જતી સ્વરસાધના, જેમ ઘણી-ઘણી વિકટ છે, તેમ તારા ચરણ પાસે અકૃત્રિમ શિશુભાવે આવવાનો પંથ ઘણો ઘણો દીર્ઘ અને વિકટ છે.

પથિકે, પોતાને દ્વાર પહોંચવાને માટે અનેક પારકા દ્વારે ઊભા રહીને, ટકોરા આપીને, તપાસ કરવી પડે છે. અને અંદરના છેવટના દ્વારે પહોંચવા માટે તો એને બહારની અનેક દુનિયાઓમાં રખડવું પડે છે. એ વખતે અંતરમાંથી અવાજ ઊઠે છે કે, 'આ યાત્રાનો અંત ક્યાં?'

'એનો અંત નથી એટલે જ એ આકર્ષક છે'. મારા પ્રશ્નનો જવાબ મને મળ્યો.

– ગુરુદેવ



# પ્રધાનનો નોકર

સ્વામી રામતીર્થ

કોઈ વેળા એક રાજાના રાજ્યમાં એક પ્રધાનને સૂબા તરીકે નીમવામાં આવ્યો હતો.

એક દિવસ રાજાને તેની આધ્યાત્મિક જ્ઞાનની પરીક્ષા લેવાનું મન થયું.

પ્રધાન જ્યારે દરબારમાં આવ્યો ત્યારે રાજાએ તેને પૂછ્યું: 'કઈ દિશામાં પ્રભુ પોતાનું મુખ રાખે છે? પ્રભુનું આસન ક્યાં છે? તે શું ખાય છે? તે શું કાર્ય કરે છે?' રાજાએ કહ્યું કે જો તે આ બધા પ્રશ્નના ઉત્તર આપશે તો તેને વધુ ઊંચી પદવી આપવામાં આવશે.

પ્રધાનને આ પ્રશ્નોએ ખૂબ મૂંઝવી નાખ્યો. તેણે રાજાની પ્રશંસા કરી આઠ દિવસની મહેતલ માગી લીધી.

આઠ દિવસ તો જોતજોતામાં પસાર થઈ ગયા, પણ ઉત્તર મળ્યા નહીં. તે ખૂબ દુઃખી થતો લમણે હાથ દઈને બેઠો હતો ત્યાં તેનો નોકર આવી પહોંચ્યો. તેણે પ્રધાનના દુઃખનું કારણ પૂછ્યું. ડૂબતો માણસ તરણાંનો આશરો લે તેમ નોકરને બધી વાત કહી. નોકર બહુ શાણો હતો. તેણે કહ્યું કે તમે ચિંતા ન કરશો અને મને રાજા પાસે પ્રશ્નોના ઉત્તર આપવા જવા દો. પ્રધાને હા પાડી એટલે નોકર રાજા સમક્ષ ઉપસ્થિત થયો.

રાજાએ પૂછ્યું: 'તારા માલિકને પૂછેલા પ્રશ્નોના ઉત્તર તું આપી શકીશ?'

નોકરે કહ્યું: 'હા, પરંતુ જે ઉત્તર આપે છે તે ગુરુ છે અને જે પ્રશ્ન પૂછે છે તે શિષ્ય છે. ગુરુનું સ્થાન ઊંચું હોવું જોઈએ તેથી મને તારી રાજગાદી પર બેસવા દે અને તું મારા ચરણ પાસે બેસ.'

રાજાએ તે પ્રમાણે કર્યું, પણ નોકરને કહ્યું: 'જો તારા ઉત્તર સંતોષકારક નહિ હોય તો હું તને ફાંસીને માંચડે લટકાવીશ.'

સૌ પ્રથમ પ્રશ્ન પુછાયો: 'પ્રભુનું આસન ક્યાં હોય છે?'

તેણે એક ગાય મંગાવી અને રાજાને પૂછ્યું, 'ગાયમાં દૂધ છે ખરું?'

રાજાએ કહ્યું: 'હા.'

'દૂધ ક્યાં રહ્યું છે?'

'આંચળમાં,' રાજાએ ઉત્તર આપ્યો.

'ના, એ ખોટું છે; દૂધ સમગ્ર ગાયમાં રહેલું છે.'

પછી તેણે થોડું દૂધ મગાવ્યું.

તેણે પૂછ્યું: 'આમાં માખણ છે?'

'હા' રાજાએ કહ્યું.

'માખણ ક્યાં છે?'

રાજા ઉત્તર આપી શક્યો નહીં. પછી નોકરે કહ્યું: 'દૂધમાં સર્વત્ર નવનીત છે, પણ તે ક્યાં છે એ તું કહી શકતો નથી; તેમ પ્રભુ પણ વિશ્વમાં સઘળે વ્યાપેલો છે. દૂધ મેળવવા જેમ ગાયને દોહવી પડે, તેમ પ્રભુને પ્રાપ્ત કરવા તારે તારા હૃદયનું દોહન કરવું જોઈએ.'

પછી બીજો પ્રશ્ન પુછાયો: 'પ્રભુનું મુખ કઈ દિશાએ છે–ઉત્તર, દક્ષિણ, પૂર્વ કે પશ્ચિમ?'

તેણે એક મીણબત્તી મગાવી, સળગાવી. તેનું તેજ સર્વ દિશામાં સરખી રીતે પડવા લાગ્યું.

'આ જ રીતે,' તેણે કહ્યું: 'પ્રભુ એ તમારા હૃદયમાં જ્યોત જેવો છે અને સઘળી દિશામાં તેનો પ્રકાશ પથરાય છે.'

પછી ત્રીજો પ્રશ્ન પુછાયો: 'પ્રભુ શું કરે છે?'

નોકરે પ્રધાનને બોલાવવાનું કહ્યું. તેણે પ્રધાનને પોતાની જગ્યાએ બેસાડ્યો અને પોતે રાજગાદી ઉપર જ બેઠો રહ્યો. પછી તેણે કહ્યું: 'પ્રભુ આ પ્રમાણે જ સતત વિશ્વની સ્થિતિ બદલ્યા કરે છે–રાજામાંથી નોકર, પંડિતમાંથી રાજા, રાજામાંથી પ્રધાન અને પ્રધાનમાંથી નોકર. આ પ્રમાણે વિશ્વ પલટાતું રહે છે અને એ જ પ્રભુનું કાર્ય છે.'

તે દિવસથી આ નોકરને પ્રધાનની પદવી આપવામાં આવી.

# પરિભ્રમણ

"આશુતોષ"

### કલુષિત વાતાવરણ

'યુનેસ્કો'ના આશ્રયે સ્ટોકહોમ ખાતે વિશ્વના ૧૨૦ દેશના પ્રતિનિધિઓએ જલ, સ્થલ અને આકાશમાં દુષિત થઈ રહેલા હવામાન અને આબોહવામાં શુદ્ધિ કેમ જળવાઈ રહે અને મલિનતા ઓછી થાય તે માટે વિચાર વિનિમય કર્યો. આ પ્રશ્ને વિશ્વમત જાગ્રત થયો છે તે મોટી વાત છે. મોટાં શહેરોમાં ગંદકી અને કચરો એક ઠેકાણેથી બીજે ઠેકાણે જ ઠલવાતાં હોય છે: ગટરોના પાણી નદી અથવા સમુદ્રનાં પાણીને દોષયુક્ત બનાવે છે. મોટાં મોટાં કારખાનાઓ અને કરોડોની સંખ્યામાં મોટર-ગાડીઓ અને પેટ્રોલથી ચાલતાં વાહનો-વિમાનો વાતાવરણમાં દરેક ક્ષણે ઝેર પ્રસરાવે છે. આપણું ઘર એક જ દિવસ સાફ નથી થતું તો કેટલો કચરો ભેગો થાય છે? જ્યારે આખા શહેરની એક દિવસની ગંદકી અને કચરાના નિકાલનું ગણિત કાગળ ઉપર માંડીએ તો જ ખ્યાલ આવે કે એનાથી વાતાવરણ કેટલી હદે કલુષિત બની શકે. સ્ટોકહોમ પરિષદની કાર્યવાહી, તેના નિર્ણયો તેમજ વાતાવરણને શુદ્ધ રાખવા માટે જે સિદ્ધાંતો અપનાવવા જરૂરી લાગે તેને અમલમાં મૂકવા વિશ્વના દરેક શહેર, ગામ અને દરેક નાગરિકને પણ જવાબદારી સોંપવામાં આવે તેમજ કેળવણીમાં પ્રારંભિક વર્ગોથી તે વિષેનું જ્ઞાન આજના બાળકમાં રેડવામાં આવે તો જ લાંબે ગાળે વિશ્વમાં એવા નાગરિકો પેદા થાય જે પ્રકૃતિના શુદ્ધ અંશોને મલિન કરતાં હિચકિચાટ અનુભવે. પૂર્વ-જર્મનીને આ પરિષદમાં આમંત્રણ ન હતું તેથી રશિયા તેમાં ભાગ ન લે તે હાસ્યાસ્પદ લાગે છે. રશિયાએ તો આગેવાની લેવી જોઈએ અને આ પ્રશ્નને રાજકારણથી પર રાખવો જોઈએ. વિશ્વમાં વાતાવરણની સ્વચ્છતા માટેની ઝુંબેશ સંયુક્ત રાષ્ટ્રના ઉપક્રમે સતત ચાલુ રહેવી જોઈએ.

### શરતી મદદ

ભારતે બંગલાદેશને તેની કટોકટીની પળોમાં તદ્દન નિઃસ્વાર્થભાવે જે મદદ કરી તેની સરખામણીમાં અમેરિકા તરફથી બંગલાદેશને આજે અપાતી મદદ દેખીતી રીતે જ ધ્યાન ખેંચે છે. પાકિસ્તાની લશ્કરે જે દમન આચરેલું અને બંગાળમાં નરસંહાર કર્યો તેની તરફ બિલકુલ આંખ આડા કાન કરતાં અમેરિકા જેવા લોકશાહી દેશને શરમ આવી ન હતી. હવે જ્યારે તે દેશનું અસ્તિત્વ એક હકીકત બની ચૂકી છે ત્યારે અગાઉનું વલણ નેવે મૂકીને રાજકારણના રંગવાળી મદદ બંગલાને આપવા અમેરિકા ખચકાતું નથી એ પણ એક સત્ય હકીકત છે. અમેરિકાની મદદ કરવાની શક્તિ અગાધ છે. પોતાના ગજા બહાર જઈને પણ ભારત બાંગલાદેશને મદદ કરે તે કયાંય દેખાય નહીં અને અમેરિકાનું એક લાખ પંદર હજાર ટનનું જહાજ 'મેનહેટન' તરતા કોઠાર તરીકે ચિનાગોંગના બારામાં સેવાઓ આપે તે ઊડીને આંખે વળગે!! અમેરિકાની આંતરરાષ્ટ્રીય વિકાસ માટેની એજન્સીએ છ માસ માટે આ જહાજ બંગલાદેશ માટે મેળવ્યું છે. આ ટેન્કર ઑગસ્ટની શરૂઆતમાં બંગાળના અખાતમાં પહોંચી જશે અને બાંગલાદેશના આંતરિક ભાગોમાં અનાજની વહેંચણી ઝડપી બનાવવામાં મદદરૂપ થશે. અમેરિકન સરકારે ૪૦ લાખ ડોલર આપીને 'મેનહેટન'ની સેવાઓ લીધી છે. તે સિત્તોર લાખ ટન ઘઉં બંગલા લઈ જશે. તેના પરના ૩૨ મશીનો અન્ય જહાજોમાં રહેલા જથ્થાને ઉતારશે અને નાનાં જહાજોમાં મૂકશે અને એ રીતે અન્નસંકટ હળવું કરવામાં આ એક જહાજ અભૂત-પૂર્વ કામગીરી કરી બતાવશે. તેમાં એક લાખ દસ હજાર ટન અનાજ સંગ્રહી શકાશે 'મેનહેટન'ના બંગલા દેશના આગમન સાથે અમેરિકાની તે દેશને આપેલા ફાળાની રકમ ૧૨ કરોડ ડૉલરથી પણ વધી જશે. ભારત જે મદદ કરી રહ્યું છે તે લાંબા ગાળાની અને મજબૂત પાયાની હોવા છતાં દુનિયાને દેખાડો

કરવા માટે નથી. તાજેતરમાં બાંગલા દેશ સાથે થએલા વધુ કરારો આ સત્યની પ્રતીતિ કરાવે છે.

'ફૂલોંકી સેર'

પશ્ચિમ જર્મની તેમજ યુરોપના દેશોમાં ફૂલોનો વપરાશ ખૂબ હોવાને કારણે બહારથી ફૂલો આયાત કરવા પડે છે. એક જ દેશનો દાખલો લેવો હોય તો પશ્ચિમ જર્મનીએ ૫૭–૫૮માં ૪૦ કરોડ માર્કના ફૂલો વાપર્યા હતા તે દસ વર્ષમાં વધીને ૧૨૦ કરોડ માર્ક સુધી પહોંચ્યા છે. પ્રત્યેક જર્મન દીઠ સરેરાશ કાઢવામાં આવે તો ૧૯૨૯માં વ્યક્તિ દીઠ ૨૨ માર્ક ફૂલ પાછળ ખર્ચાતા તે આજે ૫૧ માર્ક સુધી પહોંચ્યા છે. આજે ત્યાં દર વર્ષે ૧૪ લાખ માર્કના ગુલાબ અને ૪૫ લાખ માર્કના અન્ય ફૂલોની આયાત થાય છે. ભારત પણ ગુલાબની નિકાસમાં રસ લે છે. ભારત ઉપરાંત હોલેન્ડ, ઇટલી, ફ્રાન્સ, ઈઝરાઇલ, કેન્યા, ઘના, મોરકો, ટ્યુનિશીયા, થાઇલેન્ડ અને જાપાન જેવા દેશોમાંથી યુરોપમાં ફૂલોની આયાત થાય છે. ભારત ધારે તો ફૂલોની નિકાસનું પ્રમાણ વધારી શકે અને ફૂલ ઉદ્યોગની શક્યતા પણ વિચારી શકે. ઉત્તર ભારત આને માટે અનુકૂળ છે. જ્યાં જ્યાં ઝડપી વાહન વ્યવહારની શક્યતા છે ત્યાં બને જ ફૂલોની નિકાસ ઉપયોગિતા લક્ષમાં રાખીને આ દિશામાં ઘણું બધું થઇ શકે તેમ છે કેમકે બહુ મોટી મૂડીના રોકાણ વિના વિકસી શકે તેવી આ બાબત છે. સાથે સાથે વિચારવા જેવી બીજી બાબત ફૂલોનો નિરર્થક વ્યય ઘટાડવાની છે. આપણે ત્યાં ફૂલનો જે બગાડ થાય છે તેને અટકાવવાથી પણ આપણે કરોડો રૂપિયાના ફૂલોને બચાવી શકીએ. દેવદર્શને જઈને ઇષ્ટદેવને પ્રેમથી એક ફૂલનું અર્પણ થાય કે સોનું કે મોટી ફૂલમાળા ચઢાવો—સરવાળે બધું સરખું છે. કોનકોર્ડ વિમાન આવતીકાલે આપણે ત્યાં આવશે ત્યારે તેમાં પરદેશમાં મોકલવા જેવા વાદીઓમાં કેરી અને સફરજન સાથે બે ચાર પ્રકારના ફૂલોની જોગવાઇ હોય તે અત્યંત જરૂરી છે. ભારત જેવા વિશાળ દેશમાં જ્યાં જાતજાતના અને ભાતભાતનાં હવામાન જુદાં જુદાં પ્રદેશોમાં પ્રવર્તે છે ત્યાં ફૂલોની ખેતી એક નવો જ વિકલ્પ આપી રહેશે.

રાજસ્થાન નહેર

રાજસ્થાનમાં દુકાળ સર્વસામાન્ય બાબત મનાય છે. જવલ્લેજ કોઇ વર્ષ સારું નીવડે. તેના ચાર જીલ્લામાં—બિકાનેર, જેસલમેર, જોધપુર, અને બારમેરમાં-દર વર્ષે દુકાળ ડોકિયું કરે છે. છેલ્લા પાંચ વર્ષમાં અછતની પરિસ્થિતિનો સામનો કરવા માટે રાજ્ય સરકારે ૧૧૩ કરોડ રૂપિયા ખર્ચ્યા છે. આ તો માત્ર લોકોને ભૂખમરામાંથી બચાવવા માટે જ. એટલી રકમમાંથી કોઇ કાયમી કામ થયું નથી. રાજસ્થાન નહેર માટે ૧૯૬૩માં માનવામાં આવતું હતું કે ૧૮ કરોડમાં તે પૂરી થઇ જશે પરંતુ છેલ્લો એસ્ટીમેટ મુજબ વધુ ૧૦૦ કરોડ રૂપિયા ખર્ચતાં પણ આરો આવે તેમ લાગતું નથી. દુનિયાની લાંબામાં લાંબી આ નહેર ૬૪૮ કી. મી.માંથી પંજાબ અને હરિયાણા રાજ્યમાં ૨૦૪ કી. મી. વહે છે. રાજસ્થાનમાં મુખ્ય શાખાની લંબાઈ ૪૪૪ કી. મી. રહેશે. ઉપરોક્ત ૨૦૪ કીલોમીટરનું કામ ૧૯૬૪માં પૂરું થયું. બાકીની મુખ્ય શાખામાં ૧૩૪ કી. મી. કામ થયું છે અને ચાલુ વર્ષે ૧૮૮ કીલોમીટર સુધી પહોંચશે. અત્યાર સુધીમાં ૯૭ કરોડ રૂપિયા આ નહેર પાછળ ખર્ચાયા છે. થરના રણમાંથી વહેતી આ નહેરને, પંજાબની નદીઓના નીરમાંથી વહેતી કરવાનો મૂળ વિચાર એન્જિનિયર કંવર સેનને ૧૯૪૮માં આવેલો. ત્યારે તેઓ બિકાનેરના મુખ્ય ઈજનેર હતા અને બિકાનેર રાજ્યની પાણીની જરૂરિયાતોને પૂરી પાડવા આ યોજના તેમણે વિચારી હતી. સતલજ અને બિયાસના સંગમ પાસે હરિકી બેરેજ બનાવીને, રાજસ્થાનની ભૂખી ધરતીને હરિયાળી બનાવવાનું આ ઈજનેરનું એક સ્વપ્ન હતું. હજારો વર્ષ પહેલાં આ ભૂમિમાં સરસ્વતીનાં નીર વહેતાં. કાળક્રમે આ નદી લુપ્ત બની સિંધમાંથી રેતીનું આક્રમણ આવ્યું. આજે આ રણ પ્રદેશને હરિયાળો બનાવવા માટે માનવી મથી રહ્યો છે.

ગુજરાતમાં કાશ્મીર

કાશ્મીરની ખીણમાં ફળ અને સૂકામેવા પહેલાં પણ પાકતાં અને આજે પણ પાકે છે. સફરજન, પીચ, અખરોટ, બદામ, જરદાલુ, ઈત્યાદિનું ઉત્પાદન



[ અનુ૦ પૃ. ૧૫૫

# ઈન્સાનની મૂર્તિ

ગેવ તારાપોર 'અનામી'

મુંબઈ જેવા શહેરમાં દિવસભર ઘાંચીના બળદની જેમ કામમાં મશગૂલ રહ્યા પછી ઓછામાં ઓછા મારા જેવા માણસને તો આ ઇચ્છા હોવી સ્વાભાવિક જ છે કે: સાંજના થોડીવાર માટે હવા-ફેર કરવા જાય.

સાંજના ૭ વાગ્યે ઓફિસમાંથી છૂટીને પછી હું દરરોજના નિયમાનુસાર સમુદ્ર કિનારે ફરવા ચાલી જતો અને રાત્રે બાર વાગ્યે ઘરે આવતો. હું સમુદ્ર કિનારાની પાળ પર પગ ફેલાવીને બેસી જતો અને મારી આજુબાજુના દૃશ્યો જોયા કરતો. કદી દૂર ક્ષિતિજમાં ડૂબતા સૂર્યને જોઈને આનંદમાં આવી જતો તો કદી 'ચને જોર ગરમવાલા'નો અવાજ અને આ પ્રમાણેના બીજા કોઈ તમાશાથી મન બહેલાવતો હતો.

એક સાંજની વાત છે. હું દરરોજની માફક રેતી ઉપર બેસી પશ્ચિમના સમુદ્રમાં ડૂબતા સૂર્યને એક સરખો જોઈ રહ્યો હતો કે, એક અવાજ આવ્યો:

'બાબુજી! નારિયેળ લેશો?'

મારી નજર ફરી. ઊંચા કદનો હૃષ્ટપુષ્ટ એક નારિયેળવાળો ઊભો હતો તે ફરીથી બોલ્યો:

'બાબુજી! નારિયેળ ઘણાં સારાં છે. નારિયેળનું પાણી પીને તબિયત ખુશ થઈ જશે, એક જ લો! ખાલી છ આના!'

હું હસી પડ્યો અને માથું હલાવીને તેને ના કહી દીધી. નારિયેળવાળો નિરાશ થઈને ચાલ્યો ગયો. કદાચ આ પ્રમાણેનાં વ્યવહારથી તે નિરાશ થઈ ગયો હતો.

બે દિવસ પછીની વાત છે. હું તે જ નિશ્ચિત જગ્યા પર બેઠો હતો કે, પાછો નારિયેળવાળાનો અવાજ સંભળાયો.

તે બોલ્યો, "બાબુજી! તે દિવસે તો તમે ના કહી હતી. આજે તો એક નારિયેળ લઈ જ લો!'

હું સમજી ગયો કે, મને દરરોજ એક જ જગ્યા પર બેસતો જોઈને નારિયેળવાળો મને ઓળખી ગયો છે. તેને ખબર શું કે હું એક સાધારણ જેવો કલાર્ક છું, અને આ પ્રમાણે છ આના ખર્ચ કરીને રોજ નારિયેળનું પાણી પીવું મારે માટે અસંભવ છે. અચાનક મારો હાથ યંત્રવત્ મારા ખમીસના ગજવામાં ગયો અને આઠ આના કાઢીને મેં તેના હાથમાં મૂક્યા. નારિયેળવાળાએ નારિયળનું પાણી હાજર કર્યું.

તે દિવસથી આ નારિયેળવાળાની સાથે મારી દોસ્તી શરુ થઈ ગઈ. એનો સ્વભાવ મને ઘણો પસંદ પડ્યો. ચહેરા પર હંમેશા હાસ્યની રેખા માલૂમ પડતી. એના વધારે આગ્રહથી મહિનામાં બે ત્રણ વાર એની પાસેથી નારિયેળનું પાણી પી લેતો. એનાથી વધુ મારુ ગજું પણ ન હતું. આ ક્રમ કેટલાક મહિના સુધી ચાલુ રહ્યો. તે હવે મારી સાથે હળીમળી ગયો હતો. બે ચાર વાતો પણ અમે કરી લેતા હતા પણ હજી સુધી હું એના દરરોજના જીવનના વિષયમાં કાંઈ પણ જાણી શક્યો નહોતો. એક દિવસ તે મને વધારે ખુશીમાં દેખાયો.

મેં પૂછ્યું, 'કેમ રે ભાઈ નારિયેળવાળા! આજે કાંઈ ઘણો ખુશીમાં છે?'

પણ કદાચ તે જ કહેવાના વિચારમાં હતો. મારા પૂછવાથી જ બોલી ઊઠ્યો, બાબુજી! મારી બેટી બાદો સાતમીની પરીક્ષામાં પાસ થઈ ગઈ છે. આજે મારા તરફથી તમને એક નારિયેળ મફત આપીશ.'

'તમારી બેટી? નારિયેળવાળા, તમારી કોઈ બેટી છે? હું તો સમજતો હતો કે એકલા હશો....'

'નહિ બાબુજી, મારે પણ એક બેટી છે. આ સમયે તેની ઉંમર કોઇ ચૌદ પંદર વર્ષની હશે। શામગઢમાં તે પોતાની દાદીમાની સાથે રહે છે અને ત્યાં જ ભણે છે. હું દર મહિને તેના અભ્યાસનો ખર્ચ અહીંથી મોકલું છું.

'તો એની મા પણ હશે?'

હતી પણ હમણાં નથી. હું તે અને બીટ્ટો શામગઢમાં રહેતાં હતાં, હું માટીની મૂર્તિ બનાવીને વેચતો હતો. ઘરનું કામકાજ સારી રીતે ચાલ્યા કરતું હતું. જ્યારે મારી બેટી સાત વર્ષની હતી ત્યારે એની મા મરણ પામી હતી. બાબુજી! એની મા ક્યાં ચાલી ગઈ? મારું મન તો તે જગ્યા પરથી બિલકુલ ઊતરી ગયું. હું એને એની દાદીમાની પાસે સુંદરપુર મૂકી મુંબઇ ચાલ્યો આવ્યો. નોકરીની ઘણી તલાશ કરી, પરંતુ મળી નહીં દુનિયા પ્યાર પણ ખૂબ કરે છે અને ઠોકરો પણ ગણી ગણીને મારે છે. છેવટે હારીને આ નારિયેળ વેચવાનો ધંધો શરૂ કર્યો.'

'કેટલું કમાય છે?' મેં પૂછ્યું

તે બોલ્યો: 'કમવાનું શું બાબુજી! પેટભરનું મળી જાય છે. દરરોજ ખાઈ-પીને જે થોડું ઘણું વધે તેને એકઠું કરું છું છેવટે તો મારે મારી બીટ્ટોના લગ્ન પણ ધામધૂમથી કરવા છે. લઈ લઈને હવે આ તો મારા માટે એક કાર્ય જ બચ્યું છે મરતી વખતે તેની માએ મને વાયદો કર્યો હતો કે હું તેને કોઇ યોગ્ય પતિના હાથમાં સોંપી દઉં. જીવનમાં બસ હવે આ એક જ ઇચ્છા રહી ગઈ છે!'

'ખાલી સમયમાં શું કરે છે, ભાઈ?'

'બાબુજી! ખાલી સમયમાં શોખને માટે મારો જૂનો ધંધો કરું છું-મૂર્તિઓ બનાવવાનો ધંધો!'

'તો આમાંથી પણ પૈસા મળતા હશે? ઘણા બધા પૈસા મળતા હશે!'

'હા, થોડા ઘણા પૈસા મળી જાય છે. હમણાં ત્રણ મહિનાથી એક મૂર્તિ બનાવવા લાગ્યો છું. હજી સુધી મૂર્તિ પૂરી થઇ નથી!'

"વાહ ભાઇ વાહ! આ પણ ઘણું સારું છે.'

આ પ્રમાણેનો વાર્તાલાપ તેની તથા મારી વચ્ચે કેટલીકવાર થતો. દરેક વખતે વાર્તાલાપમાં મેં જોયું કે તે મારી વધારે ને વધારે પાસે આવતો ગયો.

(૨)

સમયને પસાર થતા વખત લાગતો નથી. એક દિવસે હું એને મારે ઘેર લઈ આવ્યો. તે ઘણો ખુશી થયો. પણ એના ગયા પછી મારી પત્ની મારા ઉપર ગુસ્સે થઇ. 'ના જાણે, કેવા હરામીઓને દોસ્તો બનાવી રાખ્યા છે! જરા આપણા ખાનદાનનો પણ ખ્યાલ તો કરવો હતો. આ બધું છોડીને નારિયેળવાળો જ તમને મળ્યો–દોસ્તી કરવા માટે!' વગેરે વગેરે...

અને હું તેની વાત સાંભળી ન સાંભળી કરીને મારા પોતાના વિચારમાં પડી ગયો. 'હશ! વિધાતાએ એક માણસને બીજાનું દિલ પારખવાનું જો, એવી દૃષ્ટિ આપી હોત તો તે જાણી જતે કે ઈન્સાનના આંતરિક અને બાહ્ય સ્વરૂપમાં શું ફરક છે!'

નારિયેળવાળાને આ વાતની કોઈ શંકા થઇ હતી કે, તેનું મારે ઘરે આવવું મારી પત્નીને જરાય ગમ્યું નહિ હતું. તે છતાં પણ તેનું આવવું જવું ચાલું રહ્યું. દેવીજી આ વાત પર ખૂબ લડતી રહી, પણ મેં એની એક વાત પણ માની નહિ નારિયેળવાળાની વાતો ઘણી દિલચસ્પી હતી. તે પોતાની બીટ્ટોની કહાણી સંભળાવતો. પોતાની બીટ્ટોનાં ભવિષ્યનાં સુંદર સ્વપ્નાં કલ્પનામાં આવી અટકી જતાં હું જોતો, આ સમયે તેની આંખોમાં આંસુ આવી જતા હતા. એવા આંસુ જેના ટીપામાં એક અભાગી પિતાનો પ્યાર છલકાતો હતો.

અહીં મારી બેટી આશાનાં લગ્ન પણ નક્કી થઈ ગયાં. સારું ઘર, સારો પતિ, આ દૃષ્ટિથી કે, આશાની માને વધારે કંઇ કહેવા પર મેં ઘણી કોશિષ કરી નહિ હતી. આ તો આશાનું નસીબ જ સમજો, કે એને આવું ઘર મળ્યું!

લગ્નની તારીખ પાસે આવવા લાગી હતી. સાથે સાથે મારી ચિંતા પણ વધવા લાગી. આ દરમિયાન એક બનાવ બન્યો.

મારા પંચવર્ષીય પુત્રની તબિયત અચાનક બગડી ગઇ. અમે વિચાર્યું નહિ કેવો તાવ છે ? અઠવાડિયા સુધીમાં સારો થઈ જશે પણ અમારુ અનુમાન ખોટુ થયું. પપ્પુની તબિયત વધારે ખરાબ થતી ગઈ.

ઈન્સાન ભગવાનને હમેશાં જ બેવકૂફ બનાવવાની કોશિષમાં પડયો રહેતો. કદાચ ભગવાન પણ એકો જોઇને ઈન્સાનની જાણકારી કરવામાં પોતાની બરોબરીનો બોજો રાખતા નથી. તે તેને એવી રીતે જમીન પર ઉપર નીચે થઈને લઈ જાય છે, જાણે બે પૈડાનો ડબ્બો આવું જ અમારી સાથે થયું. પપ્પુનો જીવનદીપ તો બુઝાઈ ગયો, પરંતુ સાથે જ પોતાની બહેનનાં લગ્ન માટે આવેલી પુંજીને પણ યાદ કરતો ગયો. ઘણી કોશિષો કર્યા પછી એના જીવનદીપને બુઝાતો જોઇને મને છોડીને ઘરના બધાઓની આંખોમાં આંસુ ઊભરાઇ આવ્યા. જયારે ઈન્સાન વધારે આફતોની જાળમાં ફસી જાય છે ત્યારે કદાચ વિધાતા તેના આંસુઓનો ભંડાર સૂકવી દે છે.

આશાનાં લગ્નને બે મહિના બાકી હતા અને મારા માથા પર ચિંતાઓનો બોજો ઊભો રહ્યો. મનમાં ને મનમાં હું ગુંગળાવા લાગ્યો. કોઈની સામે હાથ ફેલાવવા માટે શરમ આવવા લાગી.

તે દિવસે પણ હું ચોપાટીની રેતી પર બેઠો હતો દૂર સમુદ્રની લહેરોમાં તોફાન હતું. મારા ગગજમાં પણ વિચારોની લહેરો તોફાન કરતી હતી.

'બાબુજી ! આજે તમે ઘણા વિચારમાં ડૂબેલા હો તેવા નજરમાં આવી રહ્યા છો !' અવાજ આવ્યો. સામે જોયું-તે જ નારિયેળવાળો ઊભો હતો હમેશના હાસ્યને બદલે આજે તેના ચહેરા પર આ કેવા ગમ ભીનો છે! વધેલી દાઢી, સૂકો કરમાયેલો ચહેરો, નિઃસ્તેજ આંખો ' હવે મને યાદ આવ્યુ કે, મારી ચિંતાઓમાં ખોવાયેલો મેં ગયા મહિનાથી ન તો એની ખબર લીધી હતી અને ન તો તેને મળ્યો હતો !

મેં પૂછ્યું, 'કેમ ભાઈ નારિયેળવાળા ! આ કેવી હાલત બનાવી નાખી છે !'

મારા કહેવાથી તે રડી પડ્યો. બોલ્યો, 'બાબુજી ! મારી બીટ્ટો મારો સાથ છોડીને ચાલીને ગઈ. બાબુજી ! તે મારો સાથ છોડી ચાલી ગઇ !'

'શું કહે છે !' મારું મોઢું આશ્ચર્યથી ખુલ્લું જ રહી ગયુ !

'હા બાબુજી ! ચાર દિવસ સુધી તાવમાં પડી હતી, એનો દાદીનો કાગળ આવ્યો હતો, હું ત્યાં પહોંચ્યો તેના બીજા જ દિવસે તે ચાલી ગઇ.'

ન જાણે કેમ મારી આંખોની સામે અંધારું છવાઇ ગયુ. મને લાગ્યું, જાણે હમણા જ એક તોફાન બને ઉપરથી પસાર થઇ ગયુ છે અને એમાં ભવિષ્યના અમારા મહેલો ચૂરેચૂરા થઈ ગયા છે.

તે વધારે વખત રડતો જ રહ્યો. હું એની પીઠ ઉપર ધીમે ધીમે હાથ ફેરવતો રહ્યો છેવટે ઘણી કોશિષો પછી મારા મોઢામાથી આ શબ્દો નીકળ્યા. 'દુખી થઇશ નહિ. સંસારનો ક્રમ જ એવો જ છે. મને જ જો ! મારો પપ્પુ પણ રંગીન સ્વપ્નમાં રમતે-દોડતો આમ જ ખોવઈ ગયો. હંમેશને માટે ! તેની બીમારીમા ઘણો ખર્ચ થઈ ગયો. હવે આશાના બે મહિનમા લગ્ન છે, પૈસાનો પ્રબંધ કયાથી કરું ? મારી ચારે તરફ પણ, તારી માફક જ નિરાશાનો કાળો અંધકાર જ છવાઇ ગયો છે. જો રૂપિયા ન મળે તો બધી જગ્યાએ મારી બદનામી થશે.'

આ નજદીકના અઠવાડિયા પછી નારિયેળવાળો મારે ઘેર આવ્યો અહીં તેની વાતો પછી તે બોલ્યો, 'બાબુજી ! પૈસાનો પ્રબંધ થયો કે નહિ ?'

'હજી સુધી તો નથી થયો, પણ કોશિષ કર્યા કરું છું. પછી ઇશ્વરની મરજી !'

જુઓ બાબુજી ! મે મારી બીટ્ટોના લગ્ન માટે બે હજાર રૂપિયા એકઠા કર્યા હતા હવે તો તે નથી. મારા જેવા અભાગી બાપને વચ્ચોવચ્ચમાં છોડી તે ચાલી ગઇ હું તે બે હજાર રૂપિયા તમને આપવા આવ્યો છુ.' અને એણે એક મેલી ફાટેલી તૂટેલી થેલી ટેબલ ઉપર મારી સામે મૂકી દીધી.

આ જોઈને હું આશ્ચર્યમાં પડી ગયો. કાંઈ પણ બોલી શકયો નહિ.

તે બોલ્યો, 'હુ જાણું છું, તમે આ પૈસા આમ લેશો નહિ. તમે મને એક કાગળ પર બોન્ડ લખીને આપી દો કે 'બે હજાર' રૂપિયા મળ્યા છે. વખત આવ્યે ચૂકવી આપીશ. હું તમારી પાસેથી વ્યાજ લઈશ નહિ. મૂળ પૈસા જ લઈશ.'

મને એના આ કથનમાં સત્ય લાગ્યું. છેવટે મેં રૂપિયા લઈ લીધા અને તેને બોન્ડ લખી આપ્યું.

તે ઘણો ખુશીમાં નજરે આવી રહ્યો હતો. મેં એને કહ્યું કે તે લગ્ન પર જરૂર આવે, સાથે જ લગ્નની નિમંત્રણ પત્રિકા મેં એના હાથમાં મૂકી દીધી. મેં જોયું, એની આંખોમાં બે ટીપાં આંસુ હતા. હું સમજી ગયો. દરેક આંસુની કિંમત એક હજાર રૂપિયા હતી!

લગ્નના દિવસે તે આવ્યો હતો. એટલું જ નહિ પણ એણે બધા કાર્યોમાં મને મદદ કરી. તે આ પ્રમાણે કામમાં જોડાયેલો હતો—જાણે તે કુટુંબનો જ સભ્ય હોય! આંસુથી ભરાયેલી આંખોથી અમે બધાએ આશાને વિદાય આપી. મેં જોયું કે, જ્યારે તે સાસરે જવા માટે ડેલી ઉપર બેઠી તે સમયે તે નારિયેળવાળો ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો.

એ અઠવાડિયા પછી તે એક પેકેટ લઈને મારા ઘરે આવ્યો બોલ્યો, બાબુજી! તમને યાદ હશે કે મેં કહ્યુ હતું કે હું એક મૂર્તિ બનાવી રહ્યો છું. કાલે રાતે જ તે પૂરી થઈ ગઈ આજે હું તમને તે ભેટ તરીકે આપવા આવ્યો છું. તમે તેને તમારા ટેબલ ઉપર જગ્યા આપો. બસ આટલાથી જ મને મારી કીમત મળી જશે. તમે આ પેકેટને આજથી ત્રણ દિવસ પછીથી તમારી પત્નીના હાથે ખોલાવશો...'

પછી અહીં ત્યાંની વાતો થઈ અને તે ચાલ્યો ગયો.

પછી ત્રીજા દિવસે મારી પત્નીએ તે પેકેટ ખોલ્યું. અમે બધા આશ્ચર્યથી અવાચક થઈ ગયા, જ્યારે અમે એક ફૂટ ઊંચી તે માટીની મૂર્તિ જોઈ. મૂર્તિનો અર્ધો ભાગ તો માણસનો હતો. અને બાકીનો ભાગ દાનવનો નીચે સુંદર રંગીન અક્ષરોમાં લખ્યું હતું કે ઇન્સાન!

સાથે એક પત્ર પણ હતો, જેમાં લખ્યું હતું: 'બાબુજી! આજના જ દિવસે મારી બીટ્ટોને મર્યાને ત્રણ મહિના થઈ ગયા છે. આજે જ્યારે તમારા હાથમાં પત્ર આવશે ત્યારે હું પણ કોઈ એવી અજાણી જગ્યાએ ચાલ્યો જઈશ, ત્યાંથી કદીપણ મારો પત્તો લાગવાનો નથી. બસ, મારી યાદગીરી માટે આ માટીની મૂર્તિને ટેબલ ઉપર જગ્યા આપશો. આ બોન્ડના કાગળના પણ મારા હાથથી ટુકડેટુકડા કરી તમને મોકલી રહ્યો છું. મને હવે પૈસાનો કેવો મોહ! અલવિદા!

મારી સામે ટેબલ ઉપર પડી છે 'ઇન્સાનની મૂર્તિ' અને એની ચારે તરફ હવાથી કાગળના ટુકડાઓ વિખરાયેલા હતા, જાણે આ મૂર્તિ પર ફૂલો ચઢાવ્યાં હોય! — 'સવિતા'

---

પૃષ્ઠ ૧૫૨ થી ચાલુ ]

જનસમુહને આપને ચીલે ચાલી દરરોજ લાડુનું ભોજન આપીશ. આશીર્વાદ આપો.

'અરે આશીર્વાદ આપનાર હું કોણ? એ આશીર્વાદ તો ભોજન પામતા ક્ષુધાર્તોના જ મળશે. કે જેનાથી તમારુ આ ભવને પરભવે કલ્યાણ થશે. સાત પેઢી તરી જશે.'

'ભલે મહારાજ આપની આજ્ઞા માથે ચઢાવીશ.' સહજાનંદ સ્વામી જામનગરમાં આ રીતે દોઢ મહિનો રહ્યા. ને જામ તથા જામનગરની પ્રજામાં અન્નદાનની જ મહત્તા દોઢ મહિનો ગાઈ તેમના હૈયા દાન-ભીનાં બનાવ્યા. એ પછી લોકો અને જામનગરના જામે મળી ત્યાંથી કાયમ માટે નિષ્ટ ભોજનનું સદાવ્રત ચાલુ કર્યું. કારણ કે અન્નદાન દ્વારા કલ્યાણ પ્રાપ્તિનું શાશ્વત સત્ય સહજાનંદ સ્વામીએ તેઓના હૃદયમાં સ્થાન દીધું હતું. કલ્યાણની કેડીનો નિર્દેશ કરી દીધો હતો.

રાજી

ચિત્રકૂટ પર જીવનનો પ્રવાહ એવો ને એવો પ્રસન્ન વહેતો હતો. લક્ષ્મણ અને સીતા પાસે હતાં, રામને હવે કશાનો અભાવ નહોતો. ગિરિશિખર અને વનરાજીનું સૌંદર્ય અને વિહગોનાં કલગીત તેમના ચિત્તને પ્રસન્ન કરતાં હતાં. નગર અને સ્વજનોના ત્યાગનું દુઃખ હવે ભુલાઇ ગયું હતું.

રામ કહેતા : "સીતે! જો પેલાં પંખીઓની કેવી નિહાળી! પેલા શિખર પર આસમાની, પીળા અને લાલ રંગોએ કેવી લીલા આદરી છે!–આ પુષ્પગોટો, આ વૃક્ષો જોયાં? આપણે અરણ્યજીવનથી ભય અનુભવતાં હતા, પણ આ જીવન તો કેટલું પ્રસન્ન છે? અહીં કેટલું સુખ છે! નિતના વચનનું પાલન થયું અને સાથે સાથે પ્રાપ્ત થાય છે આ જીવનના સુખદ અનુભવો. અને મારો ભાઈ ભરત રાજ્યશાસન કરે છે, એનુ પણ સુખ ઓછુ છે?"

આમ વિષાદમુક્ત રામ સીતાના હૃદયને પણ બહેલાવતા હતા. કોઈ વાર તેઓ શિખર પરથી નીચે ઊતરી મંદાકિની નદીના તટે જતા. રામ કહેતા : "આ રેતીના ટેકરાઓ જોયા? સીતા! જો તો આ હંસો કમળોની હારમાળા વચ્ચે કેવા રમે છે? આ ઝરણું પણ તારા જેવું જ તરલ સુંદર છે પ્રિયે! આ નદી પરના ઘાટ પર કેવી લાલ માટી પથરાઈ છે! કુબેરના રાજ્યમાં પણ આટલી રમણીય નદી નહી હોય. સામે ઋષિઓ સૂર્યદેવતાને અર્ઘ્ય આપી રહ્યા છે પેલો પ્રસન્ન મોતી જેવાં શુભ્ર બિંદુઓ પ્રસારતો ધોધ જોયો? નગરજીવન કરતાં આ અરણ્યજીવન કેટલું પ્રસન્ન છે! ત્યાં આ પવિત્ર ઋષિઓના નિત્યદર્શન ક્યાંથી મળત? આ પંખી અને પશુઓ આપણી પ્રજા છે–આ મંદાકિની આપણી સરયુથી ક્યાં કમ છે?"

એક વાર તેઓ શિખરના ઢોળાવ પર બેસી ગોષ્ઠિ કરતા હતા ત્યારે આકાશમાં ધૂળનું એક વાદળ પોતા તરફ ગતિ કરતું હોય એમ લાગ્યું. એક મોટો કોલાહલ પણ સંભળાયો. રામે જોયું કે વનપશુઓ ભયથી ત્રસ્ત બની આમતેમ દોડી રહ્યા છે. કોઈ સેના અરણ્યમાં પ્રવેશી હોય એમ લાગતું હતું.

"આ કોલાહલ સાંભળ્યો, લક્ષ્મણ? આ હાથીઓ, હરણો, પશુઓ અત્રતત્ર દોડી રહ્યાં છે. શું હશે? કોઈ રાજા શિકારે આવ્યો હશે? કે કોઈ વાઘ જેવું ભયંકર પશુ પાછળ પડ્યું હશે? જરા જો તો ભાઈ!"

રામની આજ્ઞા માથે ચડાવી લક્ષ્મણ એક ઊંચા વૃક્ષ પર ચડ્યો અને ત્યાંથી ચોપાસ જોયું. એક વિરાટ સેના ઉત્તરમાંથી આવી રહી હતી–તેમાં રથો હતા, હસ્તીઓ હતા. અશ્વો હતા. પાયદળો હતા! તેણે રામને સાવધ કર્યા.

"ભાઈ! આ તો મોટું લશ્કર ચડી આવતું હોય એમ લાગે છે. આપણે સાવધ રહેવું જોઈએ. તાપણી બુઝાવી નાખો. સીતાજીને ગુફામાં સલામત સ્થળે લઈ જાઓ. આપણે બખ્તર સજી યુદ્ધ માટે તૈયાર રહીએ."

રામે કહ્યું : "ઉતાવળો ન થા. રથ પરનો ધ્વજ કયો છે એ જો અને કહે કે કયો રાજા લશ્કર સાથે આવી રહ્યો છે!"

લક્ષ્મણે જોયું એનો ચહેરો ક્રોધથી લાલ થઈ ગયો. "અરે ભાઈ! આ તો ભરત છે રાજપાટ મળ્યું એનાથી સંતોષ થયો લાગતો નથી રથ પર આપણે ધ્વજ સ્પષ્ટ દેખાય છે. એ આપણી હત્યા કરવા આવતો લાગે છે પરંતુ આજ એ કૈકેયીપુત્ર મારી પાસેથી જીવતો નહિ જાય એ ધર્મધ્વંસકને હણવામાં પાપ નથી. સવાલ એ છે કે આપણે અહીં એની રાહ જોઈએ કે શિખર પર જઈને તેની સાથે લડી લઈએ! એણે કરેલા અન્યા-

યનો બદલો લઈશું. આપણને હણવા આવનારને હણવો એમાં કોઈ જ પાપ નથી. એની સાથે માતા કૈકેયીની લાલસા પણ હણાઈ જશે. આ અરણ્યપથોને હું લોહીથી છલકાવી દઈશ. આખીયે સેનાને હણી નાખીશ. જંગલના પશુઓ માટે અનોખી મિજબાની ઊભી કરી દઈશ."

લક્ષ્મણનું આખું અંગ અતિ ક્રોધથી કંપી રહ્યું હતું.

રામે તેને સાંત્વન આપતાં કહ્યું : "હું જાણું છું કે જો તું ધારે તો સાતે ભુવનનો નાશ કરી શકે એમ છે. તું ધાર તો ભરત અને એની સેનાનો નાશ કરવો એ રમત વાત છે. પણ કૈં કરતાં પહેલાં એ વિશે વિચાર કરવો જોઈએ. પિતાનો અનાદર કરી આ યુદ્ધ કરવાથી આપણને શું લાભ થશે? આ સ્વજનોની હત્યા પછી જે કૈં મળશે એ તો વિષમિશ્રિત અન્ન જેવું હશે. સંપત્તિ અને રાજ્યની કામના આપણને શા માટે હોય છે? સ્વજનોના સુખ ખાતર જ ને?

"ખોટે રસ્તે મેળવેલ રાજ્યવૈભવનું આપણે કરીશું શું? સ્વજનો સાથે જેને માણી ન શકાય એ રાજ્યવૈભવ શા ખપનો? જેમાં તું, ભરત કે શત્રુઘ્ન સહભાગી ન હો એ સંપત્તિ કે સત્તા સામે હું નજર પણ ન કરું.

"ભરત અહીં શા માટે આવે છે એ હું જાણું છું. એ ધર્મનો જ્ઞાતા છે. એ મને રાજ્ય આપવા આવી રહ્યો છે. જો ભરત અયોધ્યામાં હોત તો તેણે તેની માતાને આ વચનો માગતાં રોકી હોત અને પિતા પર આવું દુઃખ ન આવી પડત. એ મને પાછો શહેરમાં લઈ જવા આવ્યો છે. ભરત માટે આવી કલ્પના કરતી તને ન છાજે ભાઈ! હા, જો આ આશંકા પાછળ તને સહેજ જેટલી પણ રાજ્યલાલસા હોય તો મને કહી દે. હું ભરતને કહું તો એ આખું યે રાજ્ય સાનંદ આપણને આપી દેશે."

રામે સસ્મિત એમનું કથન પૂરું કર્યું. લક્ષ્મણનું મસ્તક લજ્જાથી નીચે ઝૂકી ગયું.

લક્ષ્મણે કહ્યું : "કદાચ આપણા પિતા જ આપણને મળવા આવતા હોય.

રામની વાણી સાંભળ્યા પછી પોતાનો ભય અકારણ હતો એની ખાતરી લક્ષ્મણને થઈ ચૂકી હતી. છતાં આ સૈન્ય શા માટે આવતું હશે? કદાચ દશરથ તેમને મળવા આવતા હોય!

રામે લક્ષ્મણને કહ્યું : "કદાચ એમ પણ હોય, પરંતુ રાજાનું શ્વેત છત્ર દેખાતું નથી. જે હોય તે. તું શાંત અને સ્વસ્થ થા."

લક્ષ્મણ હાથ જોડી નમ્રભાવે ઊભો રહ્યો.

ભરતે સેનાને થોડે અંતરે અટકાવી અને થોડાક માણસોને જ્યાંથી ધુમાડો નીકળતો હતો ત્યાં તપાસ કરવા મોકલ્યા. તેઓએ આવીને સમાચાર આપ્યા કે આ ભારદ્વાજે વર્ણવેલું જ સ્થળ છે અને ઉપર દેખાતી કુટિર કદાચ રામની જ હશે!

ભરત શત્રુઘ્ન, વસિષ્ઠ અને સુમંત્ર સાથે આગળ વધ્યો. ત્યાં તેમણે આશ્રમ જોયો. નદી તરફ જતા માર્ગની બંને બાજુએ વૃક્ષો ઝૂકેલાં હતાં. ભરતે એક કુટિર નિહાળી. તેમાં અગ્નિ દેખાતો હતો. આ રામનો જ નિવાસ હોવો જોઈએ એની ભરતને ખાતરી થઈ. ભરત અંદર પ્રવેશ્યો. તેણે જોયું કે યજ્ઞવેદી પાસે રામ બેઠા હતા. તેમણે મૃગચર્મ પરિધાન કર્યું હતું. એમના ચહેરા પર દૈવી ઓજસ હતું. તેના સુડોળ બદનને અને સુદૃઢ બાહુઓને જોઈ કોઈનો પ્રેમ અને આદર છલકાઈ ઊઠે એવું હતું. તેમની બાજુમાં સીતા અને લક્ષ્મણ હતાં.

અત્યાર સુધી ભરતના મસ્તક પર અપકીર્તિનો ભાર હતો. રામનો સામનો થાય ત્યારે શું કહેવું એની દ્વિધા હતી પણ રામને જોતાં જ આ બધું વિસરાઈ ગયું. પ્રેમ છલકાઈ ઊઠ્યો અને પ્રેમના એ પ્રવાહમાં બધા વિચારો, બધી આશંકાઓ ડૂબી ગયાં. રામ નિરાશ્રિત હતા એ સ્થળે એ ધસી ગયો અને 'ભાઈ' કહેતાં તેમના ચરણકમળોમાં ઢળી પડ્યો. એનાં ડૂસકાં હવે રોકાતાં ન હતાં. એટલામાં સુમંત્ર અને ગુહ પણ આવી પહોંચ્યા.

રામે ભરતને સાષ્ટાંગ પ્રણામ કરતો જોયો. દુઃખથી એનું વદન કૃશ થઈ ગયું હતું. એના ચહેરા પર વેદનાનો ભાર હતો. રામે તેને ઊભો કર્યો અને આલિંગન આપ્યું કપોલ પર ચૂમી લીધી અને કહ્યું: 'ભાઈ! તું આપણા પિતાને એકલા મૂકી અરણ્યમાં શા માટે આવ્યો! અને તું આટલો કૃશ કેમ થઈ ગયો છો?"

ભરતની વાચા જાણે બંધ થઈ ગઈ હતી. રામે રાજ્યના, પ્રજાના કુશળ અંતર પૂછ્યા.

થોડી વારે ભરતે માંડ માંડ શબ્દો એકઠા કર્યા: 'હું રાજા હોઉં એમ મને રાજ્યના ખબર કેમ પૂછો છો! મારે અને રાજ્યને શું? સાચા રાજા તો તમે જ છો—મારો શો અધિકાર? હું તો તમારો નમ્ર સેવક છું. કુળપરંપરા મુજબ જ્યેષ્ઠ પુત્ર રાજ્યશાસનનો ભાર વહન કરે. આપ મારી જોડે અયોધ્યા આવો, રાજમુગટ પહેરો અને પરિવાર અને પ્રજા પર તમારા આશિષ વરસાવો. પિતાજીએ તો શ્વાસની દુનિયા સંકેલી લીધી છે. સ્વર્ગમાં ગયા છે. તમે અયોધ્યા છોડ્યું કે તરત જ પિતાજીએ પ્રાણ છોડયા. મારોય મેળાપ ન થયો. તમે દુઃખી ન થતા. તમારે પિતાનું અધુરું રહેલું કાર્ય આગળ વધારવાનું છે તમારો વિચાર કરતાં એમણે દેહ છોડ્યો છે. તમે શ્રાદ્ધ કરશો તો જ તેમના આત્માને તૃપ્તિ થશે."

કુહાડીના આઘાતથી વૃક્ષ ઢળી પડે એમ પિતાના મૃત્યુના સમાચારથી રામ પૃથ્વી પર પડી ગયા.

ચારે ભાઈઓ, સીતા અને સુમંત્ર નદી તટે ગયાં, સદ્ગત પિતાને અંજલિ આપી. સઘળો વિધિ પતી ગયા પછી તેઓ કુટિરમાં પાછા ફર્યા અને રડી પડ્યા.

ચારે ભાઈઓ અને ત્રણે માતાઓ ફરી એક વાર એક સ્થળે મળ્યાં છે એ સમાચાર મળતાં સૈન્ય હર્ષમાં આવી ગયું અને આ ધન્ય દર્શન જોવા માટે આગળ ધસી આવ્યું. તેઓને હવે શ્રદ્ધા હતી. કે રામ અયોધ્યા પાછા ફરશે. સૌ આનંદમાં આવી એકમેકને આલિંગન આપી રહ્યા હતા.

રામે બૃહસ્પતિ સમી કાંતિવાળા વસિષ્ઠને પ્રણામ કર્યા અને પોતાની માતા પાસે આસન લીધું, ભરત પણ નમ્રભાવે રામની સામે બેઠો. બન્ને ભાઈઓની વાત સાંભળવા સૌ કોઈ આતુર બની ઊઠયા.

"ભરત, તું રાજકાજ છોડી વલ્કલ ધારણ કરી અહીં શા માટે આવ્યો?" રામે પૂછ્યું.

ભરતે વારંવાર બોલવા પ્રયત્ન કર્યો. પણ 'ભાઈ' બોલતાં જ તેનો કંઠ રુંધાઈ જતો. આખરે એણે માંડ માંડ શક્તિ એકઠી કરીને કહ્યું "તમે વનમાં ગયા અને તમારા વિરહથી દુઃખી થયેલા પિતા સ્વર્ગમાં ગયા! મારી માતાને તેની કરણીનું ફળ મળ્યું એ વિધવા બની. અત્યારે એને આ પૃથ્વી પણ નર્ક જેવી લાગે છે. તમે જ અમને ઉગારી શકો એમ છો તમે રાજ્યગાદીનો સ્વીકાર કરો અને અમારા આંસુઓ લૂછો. તમને આ કહેવા માટે હું, મારી માતા, નગરજનો અને આપણી વિરાટ સેના અહીં આવ્યા છીએ. અમારી પ્રાર્થના કબૂલ રાખો, અમારા દુઃખનો અંત આણો, પ્રજામા ધર્મની પુનઃસ્થાપના કરો રાજા વિના ધરતી અસહાય બની છે. તમારે આવી અને એનું સૌભાગ્ય પુનઃ બક્ષવું જોઈએ. સઘળા સચીવો પણ અહીં છે. હું તમને પ્રણામ કરું છું. ભાઈ! મને ના ન પાડતા!'

આમ કહી ભરત રામચન્દ્રના પગમાં પડી ગયો.

રામે તેને ઊભો કર્યો અને આલિંગન આપતાં કહ્યું: "ભરત! આપણે ઉચ્ચકુળનાં સંતાનો છીએ. માનથી કે તારાથી ક્યારેય ધર્મ ન તજાય. તારામાં કોઈ દોષ નથી. તું સર્વથા નિર્દોષ છો. તું ઉદાસ ન બન. આપણી માતા માટે પણ ક્રૂર શબ્દો ન કહે. એમનો દોષ પણ ન કહાય. પિતાને અધિકાર હતો દેશવટો આપવાનો. આપણે પિતાની આજ્ઞા પાળવી જ રહી. પિતાની આજ્ઞાનો અનાદર માતાથી કરી શકાય?

"એમણે જ તને રાજ્ય આપ્યું—અને મને અરણ્યવાસ. એમની યોજનામાં વિઘ્ન પાડનાર આપણે

કોણ ? તારું કર્તવ્ય છે રાજ્યશાસન કરવાનું. મારું કર્તવ્ય છે ચૌદ વર્ષ વનવાસ કરવાનું. પિતાની ઇચ્છાની અવજ્ઞા કરું તો મને કયાંય જંપ વળે ખરો ?"

ભરતે વારંવાર રામને વિનંતી કરી. રામને થયું કે ભરત પોતાને હાથે થયેલા અન્યાયથી વ્યથિત થયો છે. એ આ કલંક દૂર કરવા માગે છે.

તેમણે કહ્યું: "આમાં તારો દોષ ન કાઢ. આ બધું તારા ખાતર જ થયું છે એમ ન માન. વિધિનું વિધાન જ આવું હશે. વિષાદને ખંખેરી નાખ. અયોધ્યા પાછો જા અને રાજ્યધુરા વહન કર. આપણે બને આપણા પિતાની આજ્ઞાનું પાલન કરીએ.

આ સંવાદ સાંભળી રહેલ લોકોની આંખો આનંદ અને વિષાદથી છલકાઇ ઊઠી બને ભાઇઓની મક્કમતા, ભરતની નમ્રતા અને શુદ્ધતા તેમનાં હૃદયને આનંદ તથા ગર્વથી ભરી દેતા હતાં

રામે ભરતને અફર નિર્ણય કહ્યો: "હું પિતાની આજ્ઞાનો અનાદર નહીં કરું. જેમ લક્ષ્મણ મને વનમાં સહાય કરે છે એમ શત્રુઘ્ન તને રાજ્યશાસનમાં સહાયક થશે. અહીં વનમાં મારે કશાની ખામી નથી. આપણે ચારે ભાઇઓએ પિતાની આજ્ઞાનું પાલન કરવું જોઈએ."

ભરતની સાથે આવેલા મુનિ જાબાલીએ રામને કહ્યું: "તું વારંવાર પિતાની આજ્ઞાનો ઉલ્લેખ કરે છે. પણ દશરથનો નશ્વર દેહ હવે તો પંચમહાભૂતોમાં ભળી ગયો છે. હવે એ નશ્વર દેહ સાથે તારે કોઇ સંબંધ છે, એવી ભ્રમણામાં તું શાને રહે છે ? અયોધ્યાનગરી તારા વિના રુદન કરી રહી છે–તારા આગમનની પ્રતીક્ષા કરી રહી છે. પાછો જા મુગટનો સ્વીકાર કર. ભરતની વાત સાંભળ અને તારું કર્તવ્ય કર "

જાબાલીની વાત સાંભળી રામ રોષે ભરાઈ ગયા. તેમણે ધારદાર અવાજે કહ્યું: "મુનિવર્ય, આપ સત્ય અને નીતિનાં મૂલ્યોની વિડંબના કરી રહ્યા છો."

વસિષ્ઠે રામને કહ્યું: "મારા મતે તારે અયોધ્યા પાછા ફરવું જોઇએ, હા, તારા પિતાની આજ્ઞાનું આચરણ છે–પણ તેં એકવાર એ આજ્ઞા મસ્તક પર ચડાવી છે. પરંતુ આજે નવી પરિસ્થિતિ સર્જાઈ છે. ભરત અસહાય બની તારી પાસે આવ્યો છે–તારા ચરણે આશ્રય માગી રહ્યો છે. એને આપણે કેમ પાછો કાઢીએ ? શરણે આવેલાને નિરાશ ન જ કરાય એ પણ એક સિદ્ધાંત નથી ?

ભરત ઊભો થયો અને તેણે સાથે આવેલા સૈનિકો અને નગરજનોને સંબોધીને કહ્યું: 'અયોધ્યાવાસીઓ ! તમે આમ જ ઊભા રહેશો ? તમે રામને પાછા ફરવા નહીં સમજાવો ?"

લોકોએ કહ્યું: "રામ સત્યથી નહીં ચળે, પિતાના વચનનું એ પાલન કરશે જ. તેમને વધુ કહેવાનો શો અર્થ ?"

રામે કહ્યું: "લોકો સત્ય સમજે છે, ભાઈ ! તેઓ આપણા બંનેનું હિત ચાહે છે."

ભરતે કહ્યું "હું રામ જેટલો જ નિર્દોષ છું. જો પિતાનું વચન પરિપૂર્ણ કરવું હોય તો હું વનમાં રહીશ. અને રામ મારા સ્થાને રાજ્યશાસન કરશે."

રામ હસી પડ્યા: "અહીં આવો વિનિમય ન ચાલે, ભરત ! આ વેપાર નથી. હા. આપણે એક બીજા વતી કર્તવ્યો કરીએ છીએ પણ એ તો એક એ કરવા અશક્ત હોય ત્યારે ! અને કોણ કહેશે કે અરણ્યવાસ માટે હું અશક્ત છું અને તું નથી ?'

આ સંવાદમાંથી જાણે વસિષ્ઠને આખાયે પ્રશ્નનું નિરાકરણ સાંપડ્યું. "ભરત, તું રામનો પ્રતિનિધિ બની રાજ્યશાસન ચલાવ. તારા પર કોઈ દોષ નહિ આવે અને પિતાનું વચન પળાશે."

રામે ભરતને કહ્યું "ભાઈ, મારી ચરણપાદુકા હું તને ભેટરૂપે આપું છું. મારી આ ભેટ સ્વીકાર અને રાજ્ય ચલાવ."

આ ક્ષણે રામ અને ભરત પર દૈવી પ્રકાશ ઊતરી રહ્યો. પૃથ્વી પર બે સૂર્ય ઝળકતા હોય એવા આલોકિત તેઓ બની રહ્યા.

લોકમાં પડ.' આ શાપ સાંભળી જયે પણ સામો શાપ આપ્યો : 'વિના કારણ મને શાપ આપનાર તું પણ મૃત્યુલોકમાં મોટો જળચર થઈને તારા પાપનું ફળ ભોગવ.'

સામસામા આવા આકરા શાપ અપાયા. રાજા મરુત અને બ્રાહ્મણો શાપ સાંભળી મૂર્છા ઊઠયા. રાજાને થયું : 'અહો ! આવા પવિત્ર બ્રાહ્મણો દલિત જેવી નજીવી બાબતમાં માણસ મટી પશુ બન્યા. પોતાનું જ્ઞાન, શીલ, તપ, તેજ બધું હારી બેઠા. અભિમાન માણસને પાડે છે એ વાત ખોટી નથી.' નિસાસો મૂકી રાજા અને બ્રાહ્મણો ત્યાંથી વિખેરાયા. જય અને વિજય સામસામા હિંસક પશુઓની માફક ઘૂરકતા દેવ મટી પશુ બન્યા. ભગવાન વિષ્ણુના દ્વારપાળ, મહાજ્ઞાની બ્રાહ્મણ, પોતાના જ્ઞાનના અભિમાનમાં પોતાના ઓછાવત્તી રોજી માટે મનુષ્યમાંથી પશુ બન્યા.

ગિરનારની માફક ઊંચા ત્રણ શિખરવાળો ત્રિકૂટ નામનો એક પર્વત હતો. પર્વતની ખીણમાં એક વિશાળ સરોવર હતું. સરોવરમાં કિશોરી હાથ જેવું નિર્મળ નીર ભર્યું હતું. સરોવરમાં સુંદર કમળ ખીલ્યાં હતાં. ચાતક-ચકવા અને રંગબેરંગી માછલીઓ સરોવરમાં કિલ્લોલ કરતાં હતાં. સરોવરને કિનારે પર્વતની તળેટીમાં કોઈ સુંદર ઉપવન બનાવ્યું હોય તેવી નૈસર્ગિક વનરાજી ઝૂકી રહી હતી. આંબા, વડ, પીપળા, સાગ અને દેવદારનાં વૃક્ષો પોતાની છાયાથી સરોવરના કિનારા ઢાંકીને ઊભાં હતાં. વૃક્ષની ઘટામાં મોર, મેના, પોપટ, કાબર, કબૂતર વગેરે પંખીઓ રાતદિવસ કિલ્લોલ કરતાં હતાં. સરોવરની શોભા અને અરણ્યની સુંદરતા એકબીજા સાથે હરીફાઈ કરી રહ્યાં હતાં. એ સુંદર જંગલમાં એક મોટો ગજરાજ રહેતો હતો. ઈંદ્રના ઐરાવતને શરમાવે તેવો શ્વેતવાન, થાંભલાઓ જેવા પગ, સુંદર સૂંઢ, રૂપાળા દંતૂશળ, સૂપડાં જેવા કાન બંને બાજુ ઝૂલી રહ્યા છે. સાથે હાથણીઓનું જૂથ લઈને જ્યારે એ મદોન્મત્ત ગજેન્દ્ર જળક્રીડા કરવા નીકળે છે ત્યારે ધરતી ધ્રૂજી ઊઠે, પહાડ ડોલી ઊઠે, વૃક્ષો કંપી ઊઠે અને નાનામોટાં પશુપક્ષી ભયની ચીસો પાડી આજુબાજુ લપાઈ જાય છે. વનનો એ રાજા પોતે અને પોતાની હાથણીઓ સિવાય કોઈની દરકાર કરતો નથી. વનનાં વનાળ મેવા પોતાની જ માલિકીનાં માની તેના ઉપર પોતાનો અધિકાર ચલાવી રહ્યો છે. માથે મોત જેવી વસ્તુ નથી એમ માની સ્વચ્છંદે વિહાર કરી રહ્યો છે. સવારમાં સૂરજ ઊગતાં જ પોતાની હાથણીઓ સાથે ગજરાજ બહાર નીકળે. ચોમેર ફરતી હાથણીઓ અને વચ્ચે ગજરાજ : નાનાં જીવજંતુને પગ નીચે કચરતો, વૃક્ષોની કુમળી ડાળોને પોતાની સૂંઢથી તોડીને ફેંકી દેતો, માળામાં બેઠેલાં પક્ષીઓનાં ઇંડાંઓને રમતવાતમાં ઉછાળતો સરોવર તરફ ધસી જાય છે. સરોવરમાં પેસતાં જ જળ આખું કંપી ઊઠે છે અને સાથેસાથ ઝીણાં માછલાં, કોમળ કમળ અને અનેક જળચરોનો ધ્વંસ કરતો જળવિહાર કરે છે. પોતાની હાથણીઓની સૂંઢમાં સૂંઢ ભરાવી તેઓને ઊંડા જળમાં ખેંચી જાય છે, તો કોઈકવાર નાનકડું કમળ ઉપાડી હાથણીઓને માથે કલગી ધરે છે. સામસામી સૂંઢમાં પાણી લઈ ફુવારા ઉડાડે છે. હાથીનો મદ ક્યાંય સમાતો નથી. પોતાના સિવાયના જગતના જીવોને અને જગન્નિયંતાને ગજરાજ છેક જ ભૂલી ગયો છે.

એ જ સરોવરમાં લીસાં કિશોરી હાથ જેવાં નીરની અંદર સરોવરનાં ઊંડાણમાં ઓતરાદી બાજુના ધરામાં એક મોટો મગરમચ્છ રહેતો હતો. ભૂતનાં છરા જેવી દાઢો, ગેંડાની ઢાલ જેવી ચામડી, કરવત જેવી મોટી પૂંછડી, એકએક વસ્તુ નાનાં માછલાંઓને મન રાક્ષસી હતી. સરોવરનાં અન્ય જળચરને મન આ મગર એક મોટો રાક્ષસ જ હતો અથવા કહો કે એમનો એ કાળ હતો. જળચરને મન જ નહિ પણ આપણા પેલા મદમસ્ત ગજરાજને મન પણ એ કાળ હતો. જેમ ઝેરી ઘાસના અંધથી ઢોર એની પાસે જતું નથી તેમ આપણો ગજેન્દ્ર ભૂલેચૂકે પણ ઓતરાદી દિશાના એ ધરા તરફ જતો ન હતો. જાતનું ભાન ભુલાવે તેવી હાથણીઓ સાથે ગાંડી રમતની વચ્ચે પણ એને આ ભય સદાય જાગ્રત રાખતો હતો. પૂર્વજન્મના સમાભાઈ મૂકીભર સેનામહોરની ખેંચતાણ કરતાં દેવ મટી પશુ બન્યા હતા. વિષ્ણુભગવાનના

એ પાર્શ્વદ આજે ગજ અને ગ્રાહ બની જીવલેણ વેર સેવી રહ્યા હતા જન્મના વેરી એકબીજાથી દૂર રહેતા હતા અને દિવસે-દિવસે વેરની માત્રા તીવ્ર બનતી જતી હતી

ગજરાજ આટલો સાવચેત હોવા છતા એક દિવસ વાસનાના વમળમા તણાયો હાથણીઓ સાથે જળક્રીડા કરતા કરતા તે તાને ચડયો અને ભાન ભૂલ્યો જે દિશામા એ ભૂલેચૂકે પણ જતો નહિ તે દિશામા એ વળ્યો પાણીના ઊંડાણમા પગ લપસ્યો અને વર્ષોથી વગ વાળવાની વાટ જોઈ રહેલો મગર હાથીનો પગ લપસતો જોતા જ તીર વેગે ધસી આવ્યો અને હાથીનો પગ પકડી લીધો મોટા લાંબા જડબામા પગ પકડતાં જ હાથીના આખા શરીરમાથી એક ધ્રુજારી નીકળી અને જોર કરીને એણે પગને ઝાટકો માર્યો, પણ મગરની દાઢો એના પગમા સજ્જડ બેસી ગઈ હતી મગરની એ કારમી પકડ જમની પકડ હતી હતુ તેટલુ જોર કરી હાથી કિનારા તરફ પાછો ફર્યો મગરનું જડબુ છૂટે તેમ નથી, એની ખાતરી થતા આખા અંગને પોતાના સર્વ બળથી કિનારા તરફ ધસડવા લાગ્યો અને એની હજાર હાથણીઓ હાથીને ફરતી વિંટળાઈ વળી હાથીની સૂઢમા પોતાની સૂઢ ભરવીને તને કિનારે ખેચવા લાગી મગરે જોયુ કે મામલો ગભીર છે એટલે પોતાનું તીક્ષ્ણ કરવત જેવુ પૂછડુ ઉઠાવીને હાથીના મર્મસ્થાનમા માર્યું મગરના જ બધી પગ આગળ ખેચાતો જતો હતો ત્યા જ આ પૂછડાનો અણધાર્યો ઘા લાગતા હાથ ઢીલો પડી ગયો અને તેના મોમાથી દુખની ચિત્કારી નીકળી ગઈ હમેશાં આનદ અને મસ્તીના પોકાર કરતો હાથી દુખની ચીસ પાડી ઊઠયો એ સાભળી એની હાથણીઓ એકદમ ઢીલી થઈ અને રડવા લાગી હાથીનું બળ ધીમેધીમે ઓસરવા લાગ્યુ અને મગર તેને ધીરેધીરે ઊંડા પાણીમા ખેચવા લાગ્યો વળી એકવાર હાથીએ દુખની માર્યો આંખો ઉઘાડી અને પેલે મોતના પંજામા પકડાયો છે અને હવે મોત છેટુ નથી એમ લાગતા એણે ફરી એકવાર મરણિયો પ્રયાસ કર્યો હાથણીઓને પણ હિંમત આવી. હાથી કિનારા તરફ મગરને ઘસડી લાવ્યો હમણા જાણે કે પોતે સરોવર માથી બહાર નીકળી જશે એવી આશા બધાઈ મગરને પણ ઘડીભર હાથ છટકી જશે કે શુ એવુ લાગ્યુ અને પાણીનો રાજા મગર જીવ ઉપર આવી હાથીને ફરી ઊંડા જળમા ખેચવા લાગ્યો હાથી ફરી ઢીલો પડયો એની હાથણીઓ ફરી રડવા લાગી. કિનારા ઉપરનાં વૃક્ષોની કુમળી ડાળો, માળામા બેઠેલાં સુંદર પક્ષીઓ, જળમા ખીલેલા સુકોમળ કમળો હાથીની આ દશા જોઈ હસવા લાગ્યાં પોતાના મદના અભિમાનમાં વનસ્પતિસૃષ્ટિ અને પક્ષીસૃષ્ટિને જેણે કચડી હતી તે હાથીને હવે ઈશ્વર ઉપર આસ્થા બેઠી આ જગતમાં 'બળિયાના બે ભાગ છે' એવી કહેવત ખોટી પડતી લાગી કારણ કે શેરને માથે સવાશેર પણ હોય છે અભિમાન રાજા રાવણનું પણ રહ્યુ નથી એ વાત બનેએ નજરે દેખી

હજારો વર્ષોથી જીવ અને માયા વચ્ચે જે યુદ્ધ ચાલી રહ્યુ છે તે અહીં નજરે પડયુ જીવનું અભિમાન જેમ વધારે તેમ માયાની પકડ મજબૂત, એ વસ્તુ અહીં સિદ્ધ થતી લાગી જીવ અને માયા । આ સનાતન યુદ્ધમા કોણ જીતે છે એ એક મહાન પ્રશ્ન થઈ પડયો આખરે પોતાનું સર્વ બળ હરાઈ જતા ગજેન્દ્ર થાક્યો મગર તેને ધીમે ધીમે ઊંડા પાણીમાં ખેચવા લાગ્યો હાથીના અંગેઅંગ શિથિલ બન્યાં જુવાનીનો મદ ઓસર્યો અભિમાન ઓગળ્યુ અને આખરે ભક્તકવિ સૂરદાસજીએ ગાયુ તેમ

અપબલ, તપબલ ઔર બાહુબલ
 ચૌથા હૈ બલ દામ,
સૂરકિશોર કૃપાસે, સબબલ,
 હારે કો હરિનામ

ગજરાજે હારેલાનું હાથયાર હરિનામ પોકાર્યું તેનું અંતર રડી ઊઠયુ પાંચ પાંડવની ગર્વિષ્ઠ પત્ની દ્રૌપદી જ્યારે ભરસભામા અનાથ બની-અસહાય બની, ત્યારે એણે ગર્વ છોડી પ્રભુનું શરણુ સ્વીકાર્યું હતુ તે જ પ્રમાણે ગર્વોન્મત્ત ગજરાજે પોતાનો ગર્વ ઓગળી જતા શ્રી હરિનું શરણુ સ્વીકાર્યું. પોતે જુવાનીના મદમાં બહેકી જઈ કરેલાં સર્વ પાપ એની નજરે તરવા લાગ્યા કેટલાં નિર્દોષ પશુ પખીઓને પોતે પીડયા હતાં કેટલાં સુકોમળ કમળોને

એની સુકુમાર ડાંડીમાંથી ખેંચી કાઢી ચગદી નાખ્યાં હતાં, એ બધું આજે એને આંખ સામે તરવા લાગ્યું; અને પોતે માયાની પકડમાંથી હવે છૂટવાનો નથી એની ખાતરી થતાં એનું હૈયું ભરાઈ આવ્યું. મહાદયાળુ પરમાત્માને વીસરી જે નિષ્ઠુર કર્મ પોતે આચર્યું તેના પસ્તાવાથી એનું હૈયું દ્રવા ઊઠ્યું; અને પશ્ચાત્તાપના અગ્નિમાં તપેલું એનું હૃદય શુદ્ધ બન્યું– નમ્ર બન્યું. શુદ્ધિ અને નમ્રતા આવતાં એને પરમાત્માનાં દર્શન થયાં. મગરનો ભય ટળ્યો; કારણ કે મૃત્યુનો ભય ટળ્યો. દેહાભિમાન જતાં એને આત્મશક્તિનું ભાન થયું અને એ ભાન થતાં તેનામાં દૃઢતા આવી. ભક્તિભાવપૂર્વક તેણે પોતાની સૂંઢમાં એક કમળ લીધું. શરીર આખું પાણીમાં ડૂબેલું હતું. દંતશૂળ પણ ડૂબેલા હતા, કુંભસ્થળ પણ ડૂબેલું હતું. બહાર માત્ર સૂંઢનો અગ્રભાગ હતો. એમાં કમળ પકડી તેણે નમ્રહૃદયે પ્રભુને ચરણે શ્રદ્ધાંજલિ અર્પણ કરી. અને એ જ ક્ષણે એના અંતરમાં રમી રહેલી વિષ્ણુ ભગવાનની મૂર્તિ શંખ, ચક્ર, ગદા ને પદ્મ ધારણ કરેલી ચતુર્ભુજ મૂર્તિ જાણે કે આશીર્વાદ આપતી સન્મુખ ઊભેલી હોય એવો તેને ભાસ થયો. આંખો તો પાણીમાં મીંચેલી હતી. મનઃચક્ષુથી પરમાત્માને નીરખતો ગજરાજ ધ્યાનમગ્ન બન્યો. પોતાનો પગ મગરના જડબામાં સપડાયો છે, એ વાતનું એને વિસ્મરણ થયું શરીરમાં બળનો સંચાર થયો. અંગેઅંગમાં નવચેતન સ્ફુર્યું. જાણે કે પ્રભુનો દોરાયો દોરતો હોય તેમ એ કિનારા તરફ આગળ વધ્યો, હાથીને આવતો જોઈ કાંઠે ઊભી આંસુ સારતી હાથણીઓએ હર્ષના પોકાર કર્યા અને હાથીની સૂંઢમાં સૂંઢ ભરાવી પ્રેમથી એને કિનારે ખેંચવા લાગી.

આ બાજુ મગરનું જડબું તૂટું તૂટું થવા લાગ્યું કોઈ અગમ્ય શક્તિ જોર કરતી હોય તેમ એની દાઢો કળવા લાગી. હાથીનો પગ એની પકડમાંથી છૂટવા લાગ્યો અને જોતજોતામાં એનું વેર અને વિજયનો ગર્વ બને સરી પડ્યાં, હાથી કિનારે જઈ પહોંચ્યો. હાથણીઓનાં આલિંગનમાં હવે એને રસ નહોતો રહ્યો એના સર્વ વિકાર શમી ગયાં હતાં. હૃદયના ભક્તિભાવથી એનું અંતઃકરણ શુદ્ધ થયું હતું. એનો વૈરાગ્ય ખરો વૈરાગ્ય હતો. સૂંઢ નીચી નમાવી જમીન તરફ ઢળેલી નજરે એ ઉપવનના મંદિર તરફ ચાલ્યો. એવામાં મગર પણ પોતાનું વેરનું ઝેર ભૂલી હાથીની સામે આવી ઊભો. બંનેના હૃદયમાં નમ્રતા, માનવતા પ્રગટ થઈ. પ્રેમ અને માનવતા જાગ્રત થતાં બંને પશુ મટી ફરી પાછા ઈશ્વરકૃપાથી માનવ બન્યા. માનવમાંથી દેવ બન્યા અને વિષ્ણુ ભગવાનને દરવાજે દ્વારપાળ બની ઊભા. જય અને વિજય બન્યા.

આજના યુગમાં સ્વાર્થ, ઝેર, વેર, ઇંદ્રિયસુખ અને ભૌતિક વસ્તુઓની માયા માનવીને પશુ બનાવી દીધો છે. એમાંથી છૂટવાનો માર્ગ આ પવિત્ર કથા બતાવે છે. ગજેન્દ્રમોક્ષ એ જીવનની મુક્તિ માટે રામબાણ આખ્યાન છે. જગતમાં સંપ, સંયમ, પ્રેમ અને આત્મબળની સ્થાપના દ્વારા સાચું માનવસુખ મેળવવા આ આખ્યાનનું આપણે નિરંતર રટણ કરીએ.

•

લોકોના દર્શનથી મને ખૂબ આનંદ થાય છે. હું એને જ ભગવત્-દર્શન સમજું છું. ભગવાન સૃષ્ટિથી ને સમાજથી અલગ નથી સૃષ્ટિની ને સમાજની અંદર તે છુપાયેલો રહે છે. એનામાં અનેક મંગળ ગુણ ભર્યા છે. સત્ય, પ્રેમ. કરુણા, દયા જેવા અનેક ગુણ એનામાં ભર્યા છે. એ પરમાત્માની મૂર્તિ દરેકના હૃદયમાં પડી છે આ બધા પરમાત્માના ગુણો માણસમાં છે જ. માણસ માત્રમાં છે, પણ છુપાયેલા છે, ભીતરમાં ઊંડાણમાં છે. એ ગુણોને બહાર લાવવાની કોઈ તરકીબ મળી જશે તો સૃષ્ટિ પર સ્વર્ગ અવતરશે.

—વિનોબા

# આગમનની મહત્તા

દેવેન્દ્રકુમાર પંડિત

ગુર્જરપતિ જયસિંહ સિદ્ધરાજને આજ ખ્વાહીશ થઈ પટણમાં વિચરવાની. એ એકાકી ઘોડેસ્વાર બની ચાલી નિકળ્યા. પ્રભાતના રવિકિરણો સરસ્વતિનાં નીરમાં ઝબકોળાતા ન ઝબકોળાયા ને તે ચાલી નિકળ્યા.

બાર ગાઉના ઘેરાવાવાળા કોટ ને ખાઈથી સુરક્ષિત પાટણ જોતા જયસિંહ પ્રથમ ભિન્ન ભિન્ન ધર્મોના દેવાલયોમાં ગયા, ત્યાં જઈ નમ્યા. યથાવિધિ ગરીબોને દાન આપ્યા. જૈન, શૈવ, આદી બધા જ ધર્મ સંપ્રદાયોના આચાર્યોને જઈ નમ્યા ધર્મલાભ ને આશીર્વાદ મેળવ્યા.

પછી પાઠશાળાઓમાં ગયા જ્યાં વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરતા હતા જૈન પાઠશાળાઓમાં અરિહંતોની વાણીના વિશ્લેષણ થતાં હતાં. શૈવોની પાઠશાળામાં સંસ્કૃત સુભાષિતોના ગાન ઊઠતા હતા.

ત્યાથી સિક્કા પાડતી ટંકશાળમાં ગયા. સોનાના દ્રમ્મની સંખ્યા જોઈ. કારીગરોની હાલત ને વેતનની પૃચ્છા કરી. આયુધાગારમાં ગયા આયુધો જોયા, તેની સાચવી રાખવા તથા ક્રિયાઓનું અવલોકન કર્યું, આકસ્મિક આક્રમણ થાય કે આક્રમણ લઈ જવાય ત્યારે ત્વરિત આયુધો કેમ પૂરા પાડી શકાય એનું અવલોકન કર્યું.

ગજશાળામાં ગયા હાથીઓના ખોરાક, સ્નાન આંબળા ને તેલનું થતું મર્દન નિહાળ્યા. માવતોના વેતન ને હાલત પૂછ્યા.

ત્યાંથી અશ્વશાળામાં આવ્યા આરબી, તુર્કી, કચ્છી ને સીંધી ઘોડાઓના અલગ અલગ નિવાસ જોયા તેમના ખોરાક જોયા તેમના શરીરની સફાઈ આ બધું જોયું

પછી બજારોમાં નિકળ્યા. લોકોની ભીડ જોઈ. ખરીદ કરવાની ત્રેવડ ને વિશ્વાસ જોયાં

સચ્ચા રેશમની બજાર જોઈ જ્યાં માનુનીઓ રેશમી પાટણનાં પટોળા ખરીદતી હતી સોના ચાંદીના અલંકારોની સાચા મોતીની સુગંધી દ્રવ્યોની દેવ પૂજાના, કરિયાણાની, અનાજની, વાસણોની બજારો જોઈ. બધે સ્થળે વિતરણ થતી વસ્તુઓના ભાવ તાલ પૂછ્યા તોલ-માપના સાધનો જોયા.

પછી દરવાજા જોયા દુર્ગ ને ખાઈઓ જોઈ. આ-પરના પંડિતો જોયા, સરસ્વતિના નીર અને ઘાટ જોયા.

જયસિંહ ભૂખ-તરસ વિસરી આખું પાટણ ઘૂમ્યો ને સંધ્યા રાણી એનો કસુંબલ પાલવ પસારી આથમણી ક્ષિતિજે આવી ઊભા કે, જયસિંહ ને થયું ચાલો હવે મહેલે.

એણે અશ્વ હાંકવા માંડ્યો બહુ ધીમે બધું અવલોકતા અવલોકતા ને આમ ને આમ સંધ્યાના તેજ વિલાયા, રજની રાણીએ એનો પાલવ પાટણ પર પસારી દીધો ને જયસિંહનો અશ્વ એક હવેલી પાસે આવી થભ્યો.

અહી એણે એક નવી વાત દીઠી

આ સતી કલાપૂર્ણ ગોખ, દ્વાર અને બારી બારણા કોતરેલ હવેલી જોઈ. ત્યાં એ હવેલીના શેઠ ચાકરો પાસે શેરીમાં પડતા ગોખ ઉપર દીપકો પ્રગટાવી પ્રગટાવી મૂકતા હતા. મૂકતા હતા ને પવનની ઝાપટમાં તે માહેના કોઈક કોઈક બૂઝાઈ જતા હતા તેને ચાકરો ફરી પ્રગટાવતા હતા. જયસિંહ આ દૃશ્ય જોતો હતો.

આખરે હવેલી દીપકોના પ્રકાશથી ઝગમગી રહી તેના પર ચોરાશી દીવડા ગોઠવાઈ ગયા. પણ ઘણા બધા કાળ ક્ષેપ અને દીવડા પ્રગટાવવાની અધૂરી રીતથી કંટાળેલા શેઠ હવેલીમાં પ્રવેશવા જતા હતા ત્યાં તેમની નજર જયસિંહ પર પડી.

એને ખબર હતી કે ગુર્જરપતિ આજ પાટણ જોવા નિકળ્યા છે. શેઠે અભિવાદન કર્યા અને કહ્યું:

'મહારાજ સવારના નિકળ્યા છો થાકયા હશો. બે પળ અંદર પધારો ને વિશ્રાંતિ લો.'

દીપડો પ્રગટાવવાની કંટાળાજનક ક્રિયાનું કારણ પૂછવા ને સમજવા જયસિંહને ઈચ્છા હતી એટલે એ અશ્વ પરથી નીચે ઉતર્યા ને હવેલમાં આવ્યા. શેઠના એક સેવકે અશ્વની લગામ પકડી રાખી.

જયસિંહને શેઠે સોનાના તારે ગૂંથ્યા સચ્ચા રેશમના ગાદી તકિયાને અઢેલી બેસાડયા સુગંધી દ્રવ્યોનું ત્યાં પ્રસારણ કર્યું. ફૂલની માળાઓ ટાંગી. ગુર્જરપતિના મથા પરથી સુવર્ણ મુદ્રાઓનો ઘોળ કરી બે હાથ જોડી સામે ઊભા રહ્યા કે જયસિંહે કહ્યું:

'શેઠ! તમે હમણાં હવેલી બહાર શું કરતા હતા?'

'દીપકો પ્રગટાવતો હતો.'

'શા સારુ?'

'હવેલીએ મૂકવા'

'પ્રયોજન?'

'પ્રયોજન રાજાજી છે ને કે જેની પાસે એક લાખ સુવર્ણ મુદ્રા હોય તે એક અને વધારે હોય તેટલી વધારે સંખ્યામાં પોત પોતાના આવાસ ઉપર તેટલા દીપક પ્રગટાવવા મારી પાસે ચોર્યાશી લાખ સુવર્ણ મુદ્રા છે એટલે મારે ચોર્યાશી દીપકો હવેલી પર પ્રગટાવવા પડે છે'

'કડાકૂટ તો ખૂબ થાય છે ખરું?'

'હા. મહારાજ, રોજ રોજ ચોર્યાશી દીવડો પ્રગટાવી મૂકવા તેમાં કડાકૂટ તો ખરીજ ને?'

'એ કેમ મટે?'

'મારી પાસે એક કોટી સુવર્ણ મુદ્રા થાય તો મારે દીવા ન કરવા પડે'

'ત્યારે?'

'મારી હવેલી પર મારી પાસે એક કરોડ સુવર્ણ મુદ્રાઓ છે આ સંજ્ઞા સૂચક ધ્વજ ફરકે.'

'હવે કેટલી સુવર્ણ મુદ્રાઓ ખૂટે છે?'

'સોળ લાખ.'

જયસિંહ સિદ્ધરાજ શેઠની આ પૂરી વાત જાણી ઊઠયા ને પાછા ઘોડા પર પલાણી રાજમહેલે આવ્યા. ત્યારે રાજમહેલ રોશનીથી ઝળહળતો હતો.

આખા દિવસના ભૂખ્યા ગુર્જરપતિએ રાત્રીભોજન લીધું ને પરવારી ગાદી તકિયા પર સહેજ આડા પડયા કે મીનળદેવી આવ્યાં. મુંજાલ મહેતા આવ્યા.

'કેમ મહારાજ! પાટણ ઘૂમી આવ્યા કે?' મહાઅમાત્ય મુંજાલે પૂછ્યું.

'હા. ફરી આવ્યો?'

'ક્યાંય વિરૂપ, કાં ભૂખમરો, બેરોજગારી, અપ્રસન્નતા કે ઊકળાટ ક્યાંય ભાળ્યાં નથી ને? આપના મંત્રીઓ વહીવટ તો બરાબર ચલાવે છે ને?' મુંજાલે ફરી પૂછ્યું.

'હા પાટણ ને પાટણની પ્રજા ઉપરાંત ત્યાં આવતી બીજી ગુજરાતની પ્રજાને સુખી ભાળું છું. કોઈ ભૂખ્યું નથી. બેરોજગાર કે ધન વિહોણું નથી. બધે જ ધર્માચાર્યોના, ધર્મસ્થાનકોનાં ને સ્ત્રીઓનાં આદર થાય છે'

'આ બધું તો ઠીક બેટા પણ કોઈ પ્રજાજનના ઘેર જઈ તેના સામાજીક કષ્ટની પૂછપરછ કરી ખરી?'

'ના, માં! કોઈ પણ કોમના પ્રજાજનને ત્યાં જઈ મેં તેમના સામાજિક જીવનની, તેમની રૂઢીની વિટંબણાઓની પૃચ્છા કરી નથી'

'એ કરવી જોઈએ, શાસકનો ધર્મ પ્રજાના સર્વતોમુખી વિકાસ ભણી ધ્યાન આપવાનો હોય છે.'

'પણ એક સ્થળે ગયો હતો'

'ક્યાં?'

'એક શેઠ તેની હવેલીએ તેની ચોર્યાશી લાખ સુવર્ણ મુદ્રાઓ સૂચક ચોર્યાશી દીપકો તેની હવેલીએ પ્રગટાવવાની કડાકૂટ કરતા હતા ત્યાં ગયો.

'પછી?'

'પછી તેમને મેં પૂછ્યું કે આ કષ્ટનો અંત કેમ આવે તો શેઠે કહ્યું કે જો સોળ લાખ સુવર્ણ મુદ્રા મળે ને એક કોટી સુવર્ણ મુદ્રા થાય તો હવેલી પર માત્ર ધ્વજ ફરકાવવો પડે. આ કષ્ટનો અંત આવી જાય'

'એ સાંભળી તેં શું વિચાર્યું?' રાજમાતાએ પૂછ્યું

'હું શું વિચારું મા?' મૂંઝાતા જયસિંહ બોલ્યો.

'કેમ તારે આમાં વિચારવા જેવું કંઈ નહિ?'

'શું કરી મા? મને તો આમાં કાંઈ સૂઝ પડતી નથી.'

'તું ગુજરાતનો સ્વામી છે. બધાથી મોટો છો, મેં તારો ધર્મ એ છે કે તે જ્યાં જાય તેના કષ્ટ દૂર થવાં જ જોઈએ. હોવા તો થવા જ જોઈએ, તું જે ઘરમાં પગ મૂક્યો તેનાં ચોર્યાશી દીકો પ્રગટ કરવાની બીક ન લાગે તો તું મોટો શાનો? તારા આગમનની મહત્તા શી? તું તો ગરવી ગુજરાતનો સ્વામી છો? તારી જય બોલાવાય છે, ગુજરાત આખું તને નમે છે.'

'હું સમજી ગયો મા, મારો ધર્મ શો છે તે!'

બીજે દિવસ કચેરી ભરાઈ. શરણાઈ નોબત ગડેડયા. જયસિંહે પેલા ચોર્યાશી દીકો પ્રગટાવવા શેઠને બોલાવી કહ્યું.

'શેઠ! મેં કાલે તમારા આવાસમાં પગ મૂક્યો: હું ગુર્જરપતિ તમારે ત્યાં આવી તમારું કષ્ટ ન ભાંગુ તો ગુજરાતનો સ્વામી ન ગણાઉં આથી કોટી ધ્વજ ફરકાવવા તમારી સંપત્તિમાં ખૂટતા સોળ લાખ સુવર્ણ મુદ્રા હું તમને બક્ષિસ આપું છું.'

અનુચરોએ શેઠને સુવર્ણ મુદ્રાઓની કોથળીઓ આપી તમી શેઠ વિદાય થયા: એ જ પળે એમની હવેલી પર કોટાધિપતિ બન્યાનો સંકેતસૂચક ધ્વજ હવામાં ફટકા મારવા માંડયો.

એ દિવસે સંધ્યાકાળે તે હવેલી પર દીપકોના ઉજાસ ને બદલે આભમાં લહેરાતો કોટાધિપતિ બન્યાની સંજ્ઞા સૂચવતો ધ્વજ જોયો ને બધા ટોળે વળી ધ્વજને જોતા રહ્યા.

ને કોઈકે તો બધને આ ઝાંપી પતિર્નનની સંદર્ભે ગાથા પણ કહી સંભળાવી.

---

## મને મારી ભૂલ સમજાણી

મિત્ર અને હું અમદાવાદથી 'સૌરાષ્ટ્ર એક્સપ્રેસ'ના બેઠા વડોદરાથી પાંચ છ ઉતારુઓ અમારાં ડબ્બામાં ચડ્યા મારી બાજુની ખાલી જગ્યામાં કોઈ ડોસો આવીને બેઠો.

ગોઠણ સુધીનું ધોતિયુ, અંગ ઉપર કાની અને તેની ઉપર બંડી, માથા પર ટોપી—બધું અલબત્ત ખાદીનાં. પગમાં ચંપલ નહિ પગની ચામડી ફાટી ગયેલી અને કાળી પડી ગયેલી.

ડોસાએ એક બે મિનિટ બાદ પોતાની પાસેનાં કવર અને કાગળોના થોકડામાંથી, એક કવર બહાર કાઢ્યું કવર પરનું સરનામું જોઈ હું ચમક્યો! મારી ખાતરી થઈ.

તેમણે કવર ફેરવ્યુ; કવર ફોડતા વધતા કાપલી ફોડેલા કવરમાં પાછી નાખી પ્રથમ પત્ર પૂરો કર્યો બીજું અને ત્રીજું કવર...અને દરેક કવર ફોડતાં વધેલી કાપલી ફોડેલા કવરમાં.... નિશાંસ્ટેશન આવતાં એ ડોસો અને તેના સાથીદારો ઊતરી ગયા.

મને અચાનક મારી ભૂલ સમજાણી. ડબ્બામાં કચરો નખાય જ નહિ. ગંદકી થાય જ નહિ આ ભાવના તેણે મારામાં જાગૃત કરી મિત્રે અને મેં ખાધેલાં કેળાં અને સંતરાની છાલો હજુ પણ પગ આગળ પડી હતી. મને શરમ આવી

જીવન સર્વસ્વ અર્પણ કરનાર રવિશંકર મહારાજ પાસેથી થોડાક સમયમાં પણ; કંઈક શીખવા મળ્યું, એ વિચારે આનંદ આવ્યો. સામાજિક કલ્યાણ ન થાય તો પણ નાગરિક તો બનવું જ રહ્યું!

વસંત વી. ભુતા

# માણસાઈના પાયા

પંડિત સુખલાલજી

એક વાર એક ઋષિપુત્ર અને એક વણિકપુત્ર, એ બેની વચ્ચે કંઈક ઘર્ષણ થયું. વાણિયાનું ધન જોઈને અને એનો ગર્વ જોઈને પેલા ઋષિપુત્રને એમ થયું કે મારો ગરીબનો આ જન્મ નકામો છે. એટલે એણે તો આત્મહત્યા કરવાનો વિચાર કર્યો. પણ એટલામાં ઈન્દ્રે આવીને અને કહ્યું કે, "ભલા માણસ, તારી પાસે સંપત્તિ નથી, પૈસા નથી, જમીન નથી, સત્તા નથી, એ કબૂલ પણ તને હાથ તો મળ્યા છે ને? અને જો હાથ મળ્યા છે તો તારે બીજું શું જોઈએ? એટલે તારે જે કાંઈ સંપત્તિ મેળવવી હોય, જ્ઞાનસંપત્તિ મેળવવી હોય કે ભૌતિક સંપત્તિ મેળવવી હોય—તે હાથથી એટલે કે પરિશ્રમથી લભ્ય છે" અને તેથી જ ઉપરટપકે એને કહ્યું કે "હાથ મળ્યા છે, તેના કરતાં શ્રેષ્ઠ બીજો કોઈ લાભ નથી" પણ સાથે જ વ્યાસે મહાભારતમાં એ વાત પણ કરી કે "પ્રજ્ઞાલાભ એ મોટો લાભ છે"

પ્રજ્ઞા અને બુદ્ધિ એ બેમાં ફેર છે. બુદ્ધિ, એ આપણા બધા લોકોની રોજ કામ કરવાની સામાન્ય બુદ્ધિ છે પણ એ બુદ્ધિ જ્યારે કલ્યાણાભિમુખ થાય છે, જ્યારે એ સદ્વૃત્તિમાં પલટાઈ જાય છે ત્યારે એ પ્રજ્ઞા કહેવાય છે. અને પ્રજ્ઞા અને હાથ, એ બે મળે એટલે માણસનો જન્મ આખો બદલાઈ જાય છે. મહાવીરે આજ દૃષ્ટિથી મનુષ્યજન્મને શ્રેષ્ઠ કહ્યો કે જો મનુષ્યજન્મ મળે તો જ શ્રદ્ધા, શ્રુતિ, શાસ્ત્ર અને સંયમનો પુરુષાર્થ, એ બધું સંભવે છે, મનુષ્યજન્મ સિવાય નહીં. એ જ રીતે વ્યાસે જે ભગવદ્ગીતામાં કહ્યું તેનો અર્થ પણ આ જ છે કે "જો માણસે દૈવી વૃત્તિઓને જગાડવી હોય તો એણે પ્રજ્ઞાને પ્રગટાવવી જોઈએ."

પ્રજ્ઞાને પ્રગટાવવી એટલે વિવેકને પ્રગટાવવો. વિવેકને પ્રગટાવવો એટલે બુદ્ધિનું આખું સ્વરૂપ બદલાઈ જવું. એમ થાય છે ત્યારે બુદ્ધિ એ સામાન્ય બુદ્ધિ નથી રહેતી, પણ એ ઉચ્ચ કક્ષાની થઈ જાય છે. એ જ અર્થમાં વ્યાસે પ્રજ્ઞાલાભને ઉત્કૃષ્ટ લાભ કહ્યો છે. આ રીતે જ્યારે પ્રજ્ઞા અને હાથ, એ બંનેનું મિલન થાય છે, ત્યારે કોઈ પણ માણસના મનમાં રહેલા જે નાશકારક ભાવો, તે દૈવીવૃત્તિમાં-કલ્યાણવૃત્તિમાં પલટાઈ જાય છે. એટલે જો કે દેવાસુરદ્વંદ્વ હમેશાં ચાલતું હોય છે, તો પણ માણસનું જે આ સામર્થ્ય, તે આ જન્મમાં કે જન્માંતરમાં ગમે તે કાળે પ્રગટ થયા સિવાય રહી શકતું નથી, અને જ્યારે એ પ્રગટે છે, ત્યારે એ માણસનો જન્મ એક ઉત્કૃષ્ટ જન્મ ગણાય છે.

એટલે માણસાઈનું જ્યારે મૂલ્યાંકન કરીએ ત્યારે આ વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે હાથ મળ્યા છે, બુદ્ધિ મળી છે એ બે વસ્તુ મળી હોય તો, બધી જ સંપત્તિ આવીને ઊભી રહે છે. એમાં ફક્ત એક વિવેકનો વધારો થાય એટલે બુદ્ધિ પ્રજ્ઞાનું રૂપ લે; અને હાથ છે તે નવી દિશામાં કામ કરતા થઈ જાય. એથી એ સર્જન તો કરે જ, પણ સાથે સાથે રક્ષણ, પાલન અને સારાં સારાં બધાં જ કામો કરી શકે

શુક્લયજુર્વેદના ઋષિએ મનની આ શક્તિ જોઈ, અને જાણ્યું કે મનની એક એવી શક્તિ છે કે જો તમે સંકલ્પ કરો તો તમારું ધાર્યું કામ થાય. એ મંત્ર શિવસંકલ્પમંત્ર કે, શિવસંકલ્પસૂક્ત કહેવાય છે. એના છ મંત્રોમાં છેલ્લું પદ—ધ્રુવ પદ—આવે છે, જે "તન્મે મનઃ શિવસંકલ્પમસ્તુ"—એ પ્રમાણે છે. માણસ જ્યારે એવો સંકલ્પ કરે કે મારા મનની સદ્વૃત્તિઓ હમેશાં જાગ્રત થાઓ! અને હું અસદ્વૃત્તિઓમાંથી મુક્ત થાઉં, ત્યારે એ માણસનું મન પ્રકાશવંત થાય છે, અને જે આસુરી વૃત્તિઓ

હંમેશાં સદ્‌વૃત્તિઓને દબાવ્યા કરે છે, તે આસુરી વૃત્તિઓ શમી જાય છે.

એટલે આપણે જોયું કે માણસજાતના પયાગ્ના ખાસ બે વસ્તુ છે: એક તો એના મનની પ્રજ્ઞાશક્તિ, અને બીજી એના શરીરની રચનામાં મળેલ પાણિ-હાથ, અને બે હાથમાં થઈને દસ આંગળાં. માણસને જેવું શરીર મળ્યું છે, એવું બીજા કોઈ પ્રાણીને મળ્યું નથી. માણસ ટટ્ટાર ઊભો રહી શકે છે, ફાવે તેમ વળી શકે છે, ફાવે તેમ સૂઈ શકે છે, અને હાથથી ઘણું કામ કરી શકે છે. દસ આંગળાં એટલે દસ દસ દિશાઓનું રાજ્ય. એ ફાવે ત્યાં વિચરી શકે છે. એ ભૂમિતલ પર ચાલી શકે, પાણીમાં ગમે ત્યાં સંચરી શકે અને આકાશમાં પણ ઊડી શકે.

આ રીતે જ્યારે માણસને હાથની શક્તિ મળી છે અને બુદ્ધિ પણ પ્રજ્ઞાનું રૂપ ધારણ કરી શકે છે, તો પછી આપણે સમજી શકીએ કે માણસજાતનું જે મૂલ્ય છે, તે કેટલું વધારે છે તેથી તો વ્યાસે કહ્યું છે કે "માણસ કરતાં વધારે શ્રેષ્ઠ બીજું કંઈ નથી."

*

## તન મેલાં, મન ઊજળાં

સૌરાષ્ટ્રના દરિયાકાંઠે દ્વારકાથી સોમનાથની વચ્ચે આવેલ હર્ષદ માતાના તીર્થધામ નજીક સરાણિયાનું પચાસેક માણસનું ટાંડું બહાર ખુલ્લામાં મુકામ કરીને પડ્યું હતું. એ જ દિવસે અમદાવાદથી ઊજાણિયાના વર્ગનાં ચારપાંચ કુટુંબ પણ જાત્રાએ આવેલાં ને એ ધર્મશાળામાં ઊતર્યાં હતાં. તેમાંના ત્રણચાર જુવાનિયા ફરતા ફરતા સરાણિયાના પડાવ પાસેના એક ઝાડની નીચે આવીને બેઠા. તેમની પાસેના ટ્રાન્ઝિસ્ટરમાંથી વાગતા ફિલ્મી ગીતોની સાથે તેમના ચેનચાળા અને હાસ્ય-મશ્કરીઓ પણ ચાલતી હતી.

આ નવતર વસ્તુ જોઈ સરાણિયાની ચારપાંચ જુવાન બાઈઓ કુતૂહલવશ આવીને તે સાંભળવા લાગી. આથી પેલા જુવાનિયાઓના ચેનચાળાને વધુ વેગ મળ્યો. અને એક જણે પેલી બાઈઓમાંથી એકને પાસે બોલાવી ટ્રાન્ઝિસ્ટર જોવા આપ્યો. પેલી બાઈઓ તો નિર્દોષ ભોળા ભાવે જોવા લાગી. શહેરી જુવાનોના હલકટ ચેનચાળા અને મશ્કરીને વેગ મળ્યો. પેલી બાઈઓ પામી ગઈ કે આ છોકરાઓની દાનત સાફ નથી. આથી તેઓ ત્યાંથી ખસી ગઈ.

રાતે પેલા છોકરાઓમાંથી એકને નાગ કરડ્યો. શહેરના માણસ, કાંઈ સૂઝે નહિ. સહુ ગભરાઈ ગયાં, દોડાદોડી થઈ પડી.

પેલા સરાણિયાઓના પડાવે વાત પહોંચી. તેઓ પણ સૌ આવ્યાં. તેમાં પેલી બાઈ, જેની આ છોકરે મશ્કરી કરી હતી, તે પણ હતી. છોકરાની માને રડતી જોઈ તેનાથી રહેવાયું નહિ ને 'ક્યાં કરડ્યો છે' પૂછતી તે આગળ આવી પેલાના પગનો નાગે ડંખ દીધેલ અંગૂઠો મોમાં લઈ ઝેર ચૂસવા લાગી. લગભગ અર્ધો કલાક સુધી તે ઝેર ચૂસતી ગઈ અને કોગળા કરતી ગઈ.

એક વૃદ્ધ સરાણિયો અરીઠાનું પાણી લાવ્યો. છોકરાને તથા પેલી બાઈને તે પાયું. બન્નેને ત્રણચાર ઊલટીઓ થઈ અને છોકરો બચી ગયો.

ધીમે ધીમે સૌ વીખરાયાં. કોઈએ વૃદ્ધને કહ્યું : 'સાંજે તો એણે આ બહેનની મશ્કરી કરી હતી.'

'હોય, ભાઈ, જુવાની છે. શહેરના માણસના મન સિનેમાએ બગાડ્યાં છે. શું કરીએ ?' વૃદ્ધે કહ્યું.

'પણ ઝેર ચૂસતા ક્યાંક આ બહેનને જ ઝેર ચડી જાત તો ?'

'સૌનાં રખવાળાં રામ કરે છે. માણસ જેવા માણસને કાંઈ એમ મરવા દેવાય ?'

જેને સુધરેલ સમાજ અવગણે છે, એવાં મેલાઘેલાં લોકોનાં દિલમાં કેટલી માનવતા ભરી છે !

—જયંતીલાલ માલધારી

# સંતોનો સંદેશ

આચાર્ય ક્ષિતિમોહન સેન

મનુષ્યનું મોટામાં મોટું દુર્ભાગ્ય એ છે કે જે વસ્તુઓ તેણે લોક-કલ્યાણ ને મંગલ ભાવનાથી પેદા કરી તે જ વસ્તુઓ આજકાલ તેની દુશ્મન બની ગઈ છે. કરુણા, સ્નેહ, મૈત્રી વગેરેની પ્રેરણા આપતો ધર્મ પાછળથી ઘૃણા, અત્યાચારને ખૂનામરકીનું કારણ બની ગયો. યુરોપના દેશોમાં એક સમયે તેણે એટલું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું કે તેનું સ્મરણ કરતા આપણને કંપારી છૂટે છે.

આ સંબંધી ભારતવર્ષ થોડે વધો અંશે ભાગ્યશાળી રહ્યો છે. અહીં જુદી જુદી જાતિઓ જુદા જુદા ધર્મોના અનુયાયીઓ ઘણા પ્રાચીન કાળથી આવતા રહ્યા છે. અને ભારતવર્ષે ઉદારતા પૂર્વક તેમને સ્થાન આપ્યું છે. અહીં, શક, હૂણ, ખ્રિસ્તી યહુદી, પારસી વગેરે ઘણા આવ્યા ને દરેકને યોગ્ય એવો આદર મળ્યો. એ બધા વિજેતા બનીને નહોતા આવ્યા એટલે કોઈ રાજનૈતિક અભિપ્રાયને કારણે તેમને અહીં સ્થાન મળ્યું એમ નથી. મુસ્લિમ વિજેતાઓના ઘણા વર્ષો અગાઉ આ દેશમાં મુસ્લિમ સંત ને સૂફીઓ આવ્યા હતા અને આ દેશમાં તેઓ આદરને પાત્ર બન્યા હતા. 'જૈન પુરાતન પ્રબંધ' પરથી જાણવા મળે છે કે તેજપાલ-વસ્તુપાળની સ્ત્રી નિરૂપાદેવીએ ૮૦ મસીદો બંધાવી હતી અને ભારતવર્ષમાં મુસ્લિમ વિજેતાઓ આવ્યા તે પહેલાની આ વાત છે ભારતવર્ષે તેમને ઉદારતા પૂર્વક સમાવ્યા હતાં.

ભારતવર્ષમાં મુસ્લિમ વિજેતાઓ આવ્યા પછી હિંદુઓ ને મુસ્લિમો એવા બે જૂથો દેખાતા અને આ જૂથેનું દૃષ્ટિબિંદુ ઉદાર નહોતું. જે રીતે હિંદુ પંડિતોને પોતાના શાસ્ત્રના જ્ઞાનનું અભિમાન હતું તે રીતે મુલ્લાઓને પણ પોતાના મજહબની ખૂબીઓનું જ્ઞાન હોવાનો અહંકાર હતો. બન્ને પોતાને સાચા સમજતા હતા અને બંને એકબીજાને 'ખોટે માર્ગે જઈ રહ્યા છો' એમ કહેતા. બંનેએ માણસ માણસને ન મળી શકે એવી એક અડચણ ઊભી કરતી ધર્મની દીવાલ ખડી કરી દીધી. આ સમયે આપણને કેટલાક સંતોનાં દર્શન થાય છે. તેમનો ધર્મ ભગવાન-પ્રેમ હતો. પ્રાણીમાત્ર પ્રતિ તેમને આત્મભાવ હતો. તુલસીદાસના શબ્દોમાં કહું તો તેમને માટે–

> જાતિ ધર્મ પૂછે નહીં કોઈ,
> હરિ કો ભજે સો હરિ કો હોઈ.

એ જ મોટો સિદ્ધાંત હતો. આ સંતોમાં કહેવાતા ઊંચનીચ એવા અનેક વર્ણના માણસો હતા અને સમાજમાં લોકો તેમના પ્રતિ આદરની દૃષ્ટિથી જોતા આ સંતોમાં કબીર, રૈદાસ, ધન્ના, પીપા અને તે પછીના પેઢીના દાદુ દયાળ, દરિયાસ, હેય રજબ તથા અનેક સૂફી સાધકો હતા.

કબીર, રવિદાસ (રૈદાસ) વગેરે સાધક રામાનંદના શિષ્ય સંપ્રદાયમાં આવે છે. રામાનંદ પોતે બ્રાહ્મણ હતા ને રામાનુજે શરૂ કરેલા આચારનિષ્ઠ સંપ્રદાયમાં તેઓ જોડાયલા હતા પરંતુ એ વાડામાંથી રામાનંદ બહાર આવ્યા તેમણે સંસ્કૃતને બદલે લોકભાષામાં ઉપદેશ આપવો શરૂ કર્યો તેમણે જાતિ-પંક્તિના ભેદભાવને છોડી બધાને સાધનાનો મંત્ર આપ્યો. તેમના મુખ્ય બાર શિષ્યો પૈકી રવિદાસ ચમાર હતા, કબીર વણકર હતા, સેના હજામ હતા, ધન્ના જાટ હતા ને પીપા રજપૂત હતા. દ્રવિડ દેશમાંથી ઉત્તર ભારતમાં ભક્તિસંપ્રદાયને લાવવાનું શ્રેય રામાનંદને ફાળે જ જાય છે કબીરે તેને સર્વત્ર ફેલાવ્યો.

> ભક્તિ દ્રાવિડ ઊપજી લાયે રામાનંદ,
> પ્રગટ કિયો કબીરને સપ્ત દ્વીપ નૌ ખંડ.

ભક્તિસંપ્રદાયના આ પ્રચારમાં નામદેવ ને સદનાનાં નામ પણ ઉલ્લેખનીય છે નામદેવ દરજી હતા, જ્યારે સદના કસાઈ હતા ઉત્તર ભારતમાં કબીર મહા ગુરુ બન્યા ને તેમના પછી વધારે પ્રમાણમાં જે સંતમત પ્રચલિત બન્યો તે થોડેઘણે અંશે

કબીરના મતવાદથી પ્રભાવિત બન્યો છે.

કબીરે હિંદુઓ ને મુસ્લિમોને ભેગા કરવાનો પ્રયાસ કર્યો. પંડિતો અને મુલ્લાંઓના સિતમોને જોઈ તેમણે કહ્યું હતું :

દંન દોઉન રાહ ન પાઈ

જો ખુદા મસ્જિદમાં જ રહેતા હોય તો બધા દેશો શું તેના છે? તીર્થસ્થાનની મૂર્તિમાં જ જો રામનો વાસ હોય તો આ દ્વૈતભાવમાં સત્ય ક્યાં આવ્યું? અરે રે, પૂર્વ દિશામાં હરિનો વાસ છે અને પશ્ચિમમાં ખુદાનો અરે, દિલની અંદર ઊંડા ઊતરી એ કેમ નથી જોતા કે રામ ને રહીમ ત્યાં છે.

અગર ખુદાઈ મસીત બસત હૈ,
ઔર મુલુક કિસ કેરા,
તીરથ મૂરતિ રામ નિવાસા,
દહૂં મેં કિનહૂં ન હેરા.
પૂરબ દિશા હરી કા બાસા,
પશ્ચિમ અલહ મુકામાઃ
દિલ હી ખોજિ દિલે દિલ ભીતર,
ઇંહાં રહીમ ઔર રામા.

દાદુનો જન્મ ઈસા ૧૫૪૪માં રજપૂતાનામાં થયો હતો. ભારત-વર્ષનાં જુદાં જુદાં સ્થાનોમાં તેમના અનેક ભક્તો છે. તેઓ જન્મે મુસલમાન હતા.

અલ્લાહને રામનો તેમનો ભ્રમ છૂટી ગયો. તેમને મન હિંદુ ને મુસ્લિમ વચ્ચે કોઈ ભેદ નહોતો રહ્યો.

અલ્લાહ રામ છુટા ભ્રમ મેરા,
હિંદુ તુર્ક ભેદ કુછ નાહીં.

આધ્યાત્મજગતમાં જાતિભેદ, સંપ્રદાયભેદ, અને સ્ત્રીપુરુષ વગેરેના ભેદ મટી જાય છે. ત્યાં તેમનું અસ્તિત્વ રહેતું જ નથી. દાદુએ એટલા માટે કહ્યું છે:

ઐસો ભરમ બિગૂચરત ભારી,
વેદ કિતેબ દીન ઔ દોખજ,
કો પુરુષા કો નારી.
એકૈ તુચા હાડ મલમૂત્રા,
એક રુધિર એક ગુદા
એક બૂંદ સો સૃષ્ટિ રચ્યો હૈ,
કો બ્રાહ્મન કો સૂદા.

'વેદ-કુરાનમાં આ દુનિયામાં ધર્મના બે ને વળગી રહ્યા આ બધી શી નકામી તકરાર છે? અહીં પુરુષ પણ કોણ છે ને સ્ત્રી પણ કોણ છે? એક જ બિંદુ, એક મળમૂત્ર, એક ચામડી, એક રુધિર. એક જ્યોતિથી જ બધા ઉત્પન્ન થયા છે. પછી એમાં બ્રાહ્મણ કોણ ને શૂદ્ર કોણ?

આ ભેદભાવથી, આ મિથ્યા વાદથી મધ્યકાલીન સાધકો મુક્ત થઈ શક્યા તેનું મોટામાં મોટું કારણ એ હતું કે ભગવાનને મેળવવા માટે અનન્ય ભક્તિ એ જ એમને મન મોટું સાધન હતું. ભગવાનની ભક્તિમાં આ રીતે તેઓ એટલા મસ્ત બની રહેતા કે તેમને માટે આચાર, શાસ્ત્ર, વેદ વગેરે કશા કામનાં રહ્યાં નહિ. સ્વર્ગની પ્રાપ્તિ તેમને લલચાવી શકી નહિ કે નર્કનો ભય તેમને ડરાવી શક્યો નહિ. પ્રેમપંથના આ પથિકો શરીરને નકામું કષ્ટ આપવા નહોતા ઇચ્છતા, જો કે પ્રેમ મેળવવા માટે શરીર ને મનને જુદા જુદા પ્રકારના કલેશોથી દૂર કરવાં પડે છે. તેઓ આ દેહને દેવાલય માને છે. અહીં દેહથી પર એવું બ્રહ્મ વિરાજમાન છે માટી-પથ્થરથી બનેલાં મંદિરોમાં પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિઓનું કોઈ મૂલ્ય નથી. બાહ્ય ઉપચારો વગેરેથી કરેલી પૂજા વ્યર્થ છે. આ સાધકોની દૃષ્ટિમાં દયા, અહિંસા, મૈત્રી એ જ સૌથી સાચું સાધન છે. બંગાળના બાઉલોમાં એટલા માટે આપણે અટનો સરળ ભાવ જોઈ શકીએ છીએ. તેમના એક ગીતમાં છે કે 'તમારો માર્ગ તો મંદિર ને મસ્જિદોથી ઢંકાયેલો છે. હે સાંઈ, હું તમારી વાણીને તો સાંભળું છું. પણ તે પ્રમાણે ચાલી શકતો નથી: કારણ કે સામે જ ઉપદેશક ને મુરશિદ રસ્તો રોકી ઊભા છે.'

તોમાર પથ ઢેકે છે મંદિરે મસ્જિદે
તોમાર ડાક સુનિ સાંઈ,
ચલિતે ન પાઈ,
રુખે દાંડાય ગુરુતે મરશેદે.

આ જ લક્ષ્યને ધ્યાનમાં રાખી કબિરે કહ્યું હતું કે પંડિતો વાંચી વાંચી પથ્થર બની ગયા છે ને લખી લખી ઈંટ બની ગયા છે, પણ પ્રેમનો એક છાંટો પણ તેમના મનમાં પ્રવેશ મેળવી શકતો નથી.

પઢિ પઢિ કે પથ્થર ભયે,
લિખિ લિખિ ભયે જુ ઈંટ,
કબીરા અંતર પ્રેમ કી
લાગી નેકુ ન છીંટ.

પ્રેમ સંતોની સાધનાનું મધ્યબિંદુ છે.

# મૈં તો પ્રેમ દીવાની

કનૈયાલાલ વાઘાણી

બુરહાનપુરનું ભવ્ય શિવમંદિર ભવ્ય કલાકારીગરીના ઉત્તમ નમુના રૂપ હતું. ગગનચૂમ્બી શિખરો ઉપર સોનાના કળશો ઝગમગી રહેતા હતા. બુરહાનપુરનું શિવમંદિર એક અદ્‌ભુત સર્જન હતું.

મોગલ બાદશાહ ઔરંગઝેબનો સમય હતો. મરાઠા અને મોગલો વચ્ચે ઘર્ષણ ચાલતું હતું, એવો એ સમય હતો.

કોઈએ ઔરંગઝેબના કાનમાં વિષ રેડ્યું, "બાદશાહ! બુરહાનપુરનું શિવમંદિર વિદ્રોહીઓનો અડ્ડો બન્યું છે. એ શિવમંદિર મોગલ સલ્તનત માટે ભયરૂપ બની રહ્યું છે. મરાઠા તેમજ અન્ય વિદ્રોહીઓ એ મંદિરમાં એકત્ર થઈને મોગલ સલ્તનતની જડ ઉખેડવાના કાવત્રા કરી રહ્યા છે. આ મંદિરનો નાશ કરવો જ જોઈએ અને વિદ્રોહીઓને પાઠ ભણાવવો જોઈએ."

ઔરંગઝેબ તો હતો ઝનૂની. મંદિર તોડવા એ તો એને રમત હતી. મંદિરો તોડવામાં એને ખૂબ રસ હતો.

બુરહાનપુરના શિવમંદિરની વાત એને કાને પડતાં એ લાલચોળ બન્યો અને બુરહાનપુરના શિવમંદિરને ખંડેર બનાવવા સૈન્ય લઈને ઉપડી ચૂક્યો.

શિવરાત્રીનો પરમપુનિત દિવસ હતો. બુરહાનપુરના શિવમંદિરમાં અનોખું વાતાવરણ હતું. ભગવાન સદાશિવ પાસે એક રૂપવતી યુવાન નર્તકી નૃત્ય કરી રહી હતી. મંદિરમાં લોકોની ઠઠ જામી હતી.

એ નર્તકી પોતાની નૃત્યકળા ભગવાન સદાશિવ પાસે ઠાલવી રહી હતી. અજબ પ્રકારનું નૃત્ય કરી રહી હતી. સંગેમરમરમાંથી કંડારેલા પ્રતિમા સમી એ રૂપવતી નારી ભાવમય નૃત્ય કરી રહી હતી.

એના કંઠમાંથી નીકળતા આલાપે શ્રોતાઓના હૈયા ડોલી રહ્યા હતા. એના આલાપે વાટીકાના મયૂરો ટહુકારા કરી રહ્યા હતા. કોયલ કુહુ કુહુ કરી રહી હતી. મંદિરમાં અનેરું દિવ્ય વાતાવરણ સર્જાયું હતું.

બરોબર આ સમયે મંદિર બહાર કોલાહલ થવા માંડ્યો. 'મારો, કાપો, કાફરોને ખતમ કરો.' એવા અવાજો સંભળાવા લાગ્યા. લોકો નાસભાગ કરવા લાગ્યા.

ઔરંગઝેબ લશ્કર લઈને એ શિવમંદિર તોડવાને આવી પહોંચ્યો હતો.

'એ કાફરોને ખતમ કરો. મંદિરના ચૂરેચૂરા ઉડાવી દો.' ઔરંગઝેબે ગર્જના કરી.

ઔરંગઝેબ મંદિરમાં ગયો એ શિવલીંગ ઉપર શસ્ત્રોના પ્રહાર કરી મૂર્તિનું ખંડન કર્યું.

સૈન્ય પણ મંદિર તોડવાના કામમાં લાગી ગયું. લોકો નાસી ગયા, પરંતુ એ નર્તકી તો ત્યાં થંભીને ઊભી હતી. એનું નૃત્ય અધૂરું રહી ગયું. ભગવાન સદાશિવના લિંગનું ખંડન થયું એથી એ નર્તકીને પારાવાર દુખ થયું. એની આંખોમાંથી અશ્રુ સરવા લાગ્યા. તેણે ઊંડો નિસાસો નાખ્યો.

ઔરંગઝેબની નજર એ રૂપરૂપના અંબાર સમી યૌવના નારી ઉપર પડી અને તે થંભી ગયો. 'યા પરવરદેગાર! કૈસી હૈ યે હુરનપરી! કૈસા મનમોહક રૂપ હૈ!'

ઔરંગઝેબ જેવો ઘાતકી માનવી પણ એ રૂપવતી લલનાને જોઈને થંભી ગયો. મૂર્તિને તોડનારો એ મૂર્તિનો આશક બની ગયો.

બુરહાનપુરમાં જ બાદશાહની કુચ થંભી ગઈ. ઔરંગઝેબ એ રૂપવતી લલનાની મુલાકાતો લેવા મંડ્યો. બન્ને હળવા મળવા લાગ્યા. ઔરંગઝેબે એ નારીને દિલ્હી આવવા કહ્યું. એ લલના ઔરંગઝેબની સાથે દિલ્હી જવા સહમત બની અને સવારી ઊપડી

દિલ્હી તરફ.

ઔરંગઝેબના અશ્વની લગોલગ એ નર્તકીનો અશ્વ ચાલી રહ્યો હતો. એ નર્તકી અને દિલ્હીનો બાદશાહ વાતો કરતા હતા અને માર્ગમાં આગળ વધી રહ્યા હતા.

એ નર્તકીને એક મહેલ આપવામાં આવ્યો. દાસદાસીઓ તેની તહેનાતમાં રહેવા લાગ્યા. ઔરંગઝેબ વારંવાર નર્તકી પાસે જતો, એની સાથે હળતો મળતો પરંતુ એ નર્તકી હજી પણ બાદશાહ સાથે શાદી કરવા તૈયાર થઈ ન હતી.

શાદી માટે ઔરંગઝેબ વધુ અને વધુ ઉત્સુક બની રહ્યો હતો અને વ્યગ્ર હતો, પરંતુ એ વાત એ નર્તકી પાસે બાદશાહ કબૂલ કરાવી શક્યો ન હતો.

બાદશાહ તેને વારંવાર કહેતા, પરંતુ એ નર્તકી એ વાતને ઉડાવી દેતી હતી.

ઔરંગઝેબ આડકતરી રીતે એ નર્તકીની કસોટી કરી ચૂક્યો હતો. એ નર્તકી પોતાને ચાહતી નથી એવી કોઈ પ્રતિતી તેને મળી નહિ.

ઔરંગઝેબ એ નર્તકીને મહેલે જતો ત્યારે તેનું ભાવભર્યું સ્વાગત કરતી હતી. બાદશાહ ઉપર પ્રેમ દર્શાવતી હતી. બાદશાહે એના મુખ ઉપર કદી ગ્લાનિનું દર્શન કર્યું ન હતું. નર્તકી બાદશાહને સ્મિતવદને આવકારતી હતી અને બાદશાહ એ સ્મિતવદનાનો પૂજારી બની ચૂક્યો હતો. નર્તકીને જરા પણ નાખુશ કરવા બાદશાહ ઇચ્છતો ન હતો.

આમ ને આમ ઘણો સમય વીતી ગયો.

દક્ષિણ ભારતમાં ઔરંગઝેબે વિજય મેળવ્યો. એ વિજયના આનંદમાં તેણે ભેટ સોગાદો વહેંચી. ભેટ સોગાદમાં બાકી રહી એ નર્તકી.

ઔરંગઝેબ એ નર્તકીના મહેલે પહોંચ્યો અને કહ્યું: 'હુસ્નપરી દક્ષિણનો વિજય મેં મેળવ્યો છે. તમામ દરબારીઓને ભેટ-સોગાદ મેં આપી છે. તારે જોઈએ તે માગી લે.'

'બાદશાહેઆલી! મને શું કમીના છે? મને બધું મળી રહે છે. આપ ખુદ મારી સંભાળ રાખો છો તો હવે મારે શાની જરૂરત હોય!'

નહિ, નહિ, એમ ન બને. તેં આજ દિન સુધી કશી માગણી કરી જ નથી. હું બહુ જ ખુશ છું તું કંઇક માગ.'

'જહાંપનાહ! હું યાચના કરીશ તે કદાચ આપને રુચશે નહિ. આપનું દિલ દુભાય એવું હું કરવા ઇચ્છતી નથી, નાહક સોનાની જાળ પાણીમાં શા માટે નાખવી! મને સંતોષ છે, પછી શું?'

'હુસ્નપરી! તારા મનમાં જરા પણ સંકોચ રાખ નહિ. તું જે માગીશ તે હું આપીશ. કદાચ મારો જાન માગીશ તો પણ હું તારે ખાતર આપવા તૈયાર છું. સંકોચ વિના માગી લે.'

'જહાંપનાહ! આપનો આગ્રહ છે તો હું એ માગું છું કે શુકનપુરનું ચિત્રમંદિર જે આપે તોડયું છે તે ચણાવી આપો. હું મારું અધૂરું નૃત્ય એ મંદિરમાં જ પૂરું કરવા ઈચ્છું છું. હું મારું છેલ્લું નૃત્ય ત્યાં કરીને પછી...' આટલેથી જ એ લલના બોલતી અટકી ગઈ.

નર્તકીની યાચનાથી ઔરંગઝેબ થંભી ગયો. 'હું કોણ? ઔરંગઝેબ મંદિરોનો તોડનારો એ શું મંદિર ચણાવું? મને એ લોકો કાફર કહે ને!'

'શહેનશાહેઆલી! બસ થયું. હું નહોતી કે'તી કે આપને રંજ થશે. અને એટલે જ હું યાચના કરતી ન હતી. મને રંજ નથી બાદશાહ સલામત રહો. મારો બોલ ગયો, આપનો કોલ ગયો. આપ જરા પણ વ્યગ્ર ન બનશો.'

એ નર્તકીની આંખમાંથી દડ દડ આંસુઓ ટપકવા લાગ્યા. મૌન અને શાંત ચિરો ઊભી રહી.

ઔરંગઝેબ વિચારમાં ડૂબી ગયો. નર્તકીની આંખમાંથી દડ દડ પડતાં આંસુઓ એ ન જોઈ શક્યો. એ રૂપવતી નાઝનીએ ઔરંગઝેબનું દિલ હરી લધુ હતું.

'હુસ્નપરી! શોક ન કર. તારે ખાતર હું એ મંદિર ચણાવી આપીશ. તારા પ્યાર ખાતર એ

લોકો મને કાફર કહેશે તે સહી લઇશ, પરંતુ તારું દિલ નહિ દુભાવું. તારું ઉંહ્લું નૃત્ય કરી લે અને પછી આપણે શાદી કરીશું.'

ઔરંગઝેબે બુરહાનપુરનું શિવમંદિર ચણવાના હુકમો છોડ્યા. દરબારીઓ નારાજ થયા, પરંતુ કોની મગદૂર કે ઔરંગઝેબ સામે ચૂં કે ચા કરી શકે.

બુરહાનપુરમાં મંદિર ચણાવાનું કામ શરૂ થઈ ગયું. સમય જતાં એ ભવ્ય મંદિરનું પુનઃ સર્જન થઈ ગયું.

ઔરંગઝેબ અને એ નર્તકી રસાલા સાથે બુરહાનપુર આવી પહોંચ્યા.

એ મંદિરની શોભા ઓર હતી. બાદશાહ માટે મંદિર બહાર રાવટી નાખવામાં આવી હતી.

નર્તકી પણ આજ બહારમાં હતી. એણે સોળે શણગાર સજ્યા હતા. નર્તકીના મુખ ઉપર અજબ આભા હતી. શરદપૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાએ ખીલ્યો હોય એવી એ નર્તકીના રૂપની શોભા હતી.

નર્તકી પોતાનું અધૂરું નૃત્ય પૂરું કરવા ભગવાન સદાશિવ પાસે આવી હતી. ઔરંગઝેબ પણ એ નૃત્ય નિહાળવા મંદિર બહાર રાવટીમાં બેઠો હતો.

નર્તકી ભગવાન સદાશિવના ગર્ભદ્વારમાં ગઈ. દેવને પ્રણામ કર્યા. મનથી પ્રાર્થના કરી 'દેવાધિદેવ! હું તો તારી દાસી છું. પ્રભુ! તારા ભરોસે જ જીવી રહી છું. દેવ! તારું ખંડિત મંદિર પુનઃ રચાયું અને હવે મારા મંદિરનું હું જ ખંડન કરીશ. તારા ચરણે મારું આત્મસમર્પણ કરીશ. દેવાધિદેવ! મારા અપરાધ ક્ષમા કરજે. તારા ચરણમાં સમાવી લેજે.'

એ નર્તકીએ હળાહળ વિષ પાન કરી લીધું અને ગર્ભદ્વારમાંથી રંગમંડપમાં આવી.

સિતારના તાર ઝણઝણી ઊઠયા, તબલા ઉપર થાપ પડી અને એ નર્તકીએ નૃત્ય શરૂ કર્યું.

'મૈં તો પ્રેમ દીવાની
મેરા દર્દ ન જાણે કોઈ.'

એ ગીત આલાપ સાથે શરૂ કર્યું. ભીમપલાસીના એ સૂરોએ શ્રોતાજનો મુગ્ધ બન્યા. બાદશાહ પણ એ નર્તકીના નૃત્યે ડોલી રહ્યો હતો. મધુરે અને દિવ્ય વાતાવરણ સર્જાઈ ગયું હતું.

નર્તકી ભગવાન સદાશિવ પાસે અજબ નૃત્ય કરી રહી હતી.

નર્તકીની નસોમાં વિષની અસર થવા માંડી એની રગો ખેંચાતી હતી. એ લથડિયાં ખાતી હતી, પરંતુ લોકસમુહ તો એમજ સમજી રહ્યો હતો કે નર્તકી નૃત્યનો અનોખો ભાવ ભજવી રહી છે.

રગેરગમાં વિષ પ્રસરી ગયું.

'મૈં તો પ્રેમ દીવા...ની' કહેતાંની સાથે જ એ નર્તકી ત્યાં ઢળી પડી. આ વખતે તેના દેહમાંથી દિવ્ય પ્રકાશ નીકળ્યો અને મંદિરના ગર્ભદ્વારમાં જઇને સમાઇ ગયો. એ નર્તકીનું પ્રાણપંખેરું ઊડી ગયું હતું.

મંદિરમાં હાહાકાર મચી ગયો. બાદશાહ પણ દોડીને મંદિરમાં આવ્યો. એ નર્તકીનો નિશ્ચેતન દેહ પડ્યો હતો. તેના મુખ ઉપર અજબ શાન્તિ હતી.

ઔરંગઝેબ એ મૃતદેહ પાસે થંભી ગયો. એના મુખ ઉપર ગ્લાનિ હતી. ધર્મને ખાતર જાનફેસાની કરનાર એ નારીના મૃતદેહને કુર્નસ બજાવી અને કહ્યું: 'હુસ્નપરી! તારી જાનફેસાની પાસે મારું મસ્તક નમે છે તારા એ પવિત્ર પ્રેમની યાદમાં હું પ્રતિજ્ઞા કરું છું કે: હું હવે કદિ કોઈ મંદિર નહિ તોડું. પ્રેમ તો મનમંદિરમાં વસે છે, પથ્થરના બાંધેલા મંદિરોમાં નહિ...હુસ્નપરી! તારા રુહને ખુદાતાલા શાંતિ બક્ષે. આ...મી...ન,'

ઔરંગઝેબે એ નર્તકીની અંતિમ વિધિ માટે ફરમાન કર્યું. શાહી દબદબાથી એ નારીની અંતિમ વિધિ કરવામાં આવી.

આત્મસમર્પણ કરનાર એ ઉચ્ચ જીવ ઉદયપુરી નર્તકીના સમર્પણની ગાથા ગાતું એ બુરહાનપુરનું શિવમંદિર આજ પણ ઊભું છે.

એ ઉજ્જવળ જીવની અનુપમ ગાથા આપણને સંભળાવી રહ્યું છે.

# કલ્યાણની કેડી

સુરેશચંદ્ર પંડિત

"બાપુ! એક એવા મહાપુરુષ આપણે અહીં જામનગરમાં આવી રહ્યા છે કે જે લોકોના ભલા કાજે સૌરાષ્ટ્રના નાનામાં નાના કાંટાની વાડ્યવાળા ગરીબી ને અજ્ઞાનમાં સબડતા લોકો પાસે મહિનો મહિનો પંદર પંદર દિવસ રોકાવાનું પસંદ કરે છે."

"શા સારુ?",

"દારૂ, જુગાર, ચોરી, અપહરણ, માંસ ભક્ષણ આ બધામાંથી ગ્રામ્ય પ્રજાને છોડાવવા, ધર્મનું સાચું સ્વરૂપ સમજાવવા."

'એનું નામ?'

'સહજાનંદ સ્વામી.'

'હા જેના સાધુઓ ગામડે ગામડે ફરે છે. લોકો વચ્ચે બેસી બોધ આપે છે. એના આચાર્ય?'

'હા, બાપુ. એ જ.'

'ક્યારે આવે છે?'

'જામનગરના પાદરમાં તો આવી ગયા હશે. લોકોની ઠઠ એ બાજુ જાય છે. કરતાલ ને મૃદંગ લઈને જાય છે. એ પરથી કહું છું.'

'આપણે?'

'આપણે પણ એના સામૈયામાં જવું જોઈએ. ન જઈએ તો ખરાબ દેખાય' હાથીભાઈ નામે જામના ખાસ રજપૂત પાસવાને કહ્યું.'

જામ એ જ પગે, પગે ચાલતા સામૈયામાં ગયા.

લોકોએ એમને પાલખીમાં બેસાડયા છે. કંઠમાં સફેદ મોગરાની સુગંધ વેરતી માળા, માથે સફેદ પાઘ અને સફેદ અંગ પર ઉત્તરીય, વિશાળ નેહ નીતરતી આંખો, કપાળે તિલક, કરાંગુલીઓ વચ્ચે સુગંધી ગુલાબ—

જામ રણમલે વંદના કરી; ને પાલખી આગળ ચાલી, ગામના મુખ્ય ચોકમાં આવતાં જ જામ બોલ્યા:

'પ્રભુ! અમારા મહેલે પધારો ને વિશ્રાંતિ લો.'

'રાજન! અમે છીએ આમ તો મોટા સાધુ-પરમહંસ. અમારો ધર્મ મહેલોમાં વસવાનો નથી.'

'ત્યારે આપ કહો તે અન્ય સગવડ કરું.'

'અમે નગર બહાર વૃક્ષોની ઘટામાં જ ઉતરીશું.'

રણમલ જામે, સહજાનંદ સ્વામીનો નગર બહારના પોતાના એક બગીચામાં ઉતારો આપ્યો. મુક્તાનંદ સ્વામી સમેત અન્ય પરમહંસો એ બાગમાં ઉતર્યા. બગીચામાં દર્શનાર્થીઓની ભીડ જામી. જામનો એ બાગ વૃંદાવનની કુંજ સરખો પવિત્ર બની ગયો.

સહજાનંદ સ્વામી તો પ્રત્યેક નગર અને પ્રત્યેક ગામ ઉપદેશ દેતા: નવાનગરમાં પણ ઠેર ઠેર ધાર્મિક સ્થાનોમાં, ગલીઓમાં ચોકમાં કે બાગમાં જનસમુહને જ્ઞાન દેતા. એમાં તેઓ મોક્ષની વાતો કરતા. સ્વર્ગ, વૈકુંઠ, દિવ્યલોકને બ્રહ્મલોકનું ધ્યાન કરતા પણ કહેતા:

'આ બધાની પ્રાપ્તિની માનવજાતની ઝંખના છે. માનવજાતની નહિ ઋષિ, મુનિ, તાપસો ને જ્ઞાનીઓની આ એષણા હતી પણ, એ કાંઈ કેવળ ધર્મની વાતો સાંભળવાથી, સમાધિ લગાવવાથી, તપો-વનમાં કે તીર્થોમાં વસવાથી નથી આવતી એ શુભમતિ, માનવસેવાથી પ્રાપ્ત થાય છે. દિવ્ય લોકની પ્રાપ્તિ કલ્યાણની વાટ પકડવાથી મળે છે ને સાચું કલ્યાણ માનવસેવામાંથી મળે એ હું આજ જે શિષ્યોની ટોળી ઊભી કરી ઠેર ઠેર બોધ સારું નીકળું છું તે બોધ લૂખા જ્ઞાનનો, વેદાંતનો, સંસાર-ની અસારતાનો નથી. એ માર્ગે કોઈનું ભલું થતું નથી એ સાચો ધર્મ પણ નથી. ધર્મનું સાચું રૂપ માનવસેવા છે. મારા સંપ્રદાયમાં, ધર્મ મુખ્ય છે પણ તે આ ધર્મ. માનવસેવાનો. વ્રત, ઉપવાસ, સમાધિ, પૂજાપાઠ આ બધી પહેલાં તો ઈશ્વરે જેની રચના કરી છે. જેનામાં ઈશ્વર બેઠેલો છે જેને શોધવા બીજે ક્યાંય જવું પડે તેમ નથી ઊંધે માથે

રહી કઠોર તપ કરતાં પાતાં નથી તે માનવમાં ભગવાન છે ને માનવસેવાથી જ તે પ્રાપ્ત થાય છે. આ મારા સંપ્રદાયનું ધ્યેય સમજાવવા હું ગામે ગામ, ઘેરે ઘર, ને ઝુંપડે ઝુંપડે જાઉં છું. આ મહા સત્ય જનસમુદાયને સમજાવવા મારા પ્રયત્ન ઉગ્ર થયો જાય છે. માર ખાવ છે, હડધૂત થાય છે, બબ્બે દિવસ ભૂખ્યા રહે છે. પણ આ ત્રિકાળાબાધિત સત્ય સમજાવવાનું મૂકતા નથી.

'તમારે કલ્યાણ જોઈતું હોય, મોક્ષ જોઈએ હોય, ઇશ્વર પામવો હોય તો માનવસેવાનું વ્રત લો, બધા ધર્મોનું તે સત્ત્વ છે.'

સૌરાષ્ટ્રના લોકો સમક્ષ આ નવી ધર્મ ફિલ્સુફી હતી. કર્મકાંડ, મંત્રોચ્ચાર, કથાશ્રવણ, વેદ વેદાંતના પઠન જ કલ્યાણગામી છે એ અસત્ય નો સમાજ સુધારક સહજાનંદ સ્વામીએ ઉચ્છેદ કર્યો.

એ જે ગામમાં ઉતર્યા હતા ત્યાં હજારો લોકો સ્વામીજીને કહેતા: 'મહારાજ! અમે આપને ચરણે શું ધરીએ?'

'પહેલાં લ્યો માનવસેવાનું વ્રત.'

'એ બનશે એટલું અવશ્ય કરીશું બીજું કંઇ?'

'બીજું માનવસેવામાં દૃઢ અનુરાગ થાય એ સારુ દેવદર્શન કરતા રહો. દેવદર્શનનો હેતુ જ એ છે કે બીજાના દુઃખે દુઃખી થવાની ભાવનાનો નાશ ન થાય.'

'પણ મહારાજ અમારે તો આપને ચરણે જડ પદાર્થો ધરવા છે એનું કેમ?'

'એમ કરો તમે જો અહીં મને લોટ, દાળ ઘી, ગોળ, તેલ, ચોખા આ બધું આપી જાઓ.'

રાજી થતા નગરજનો આ બધું સ્વામી સહજાનંદને ચરણે ધરતા ને એ પદાર્થોનો શો ઉપયોગ થાય છે એ જાણ્યા પછી તો બધા આશ્ચર્યમાં ડૂબી ગયા.

એ સીધાસામાનનો સહજાનંદ સ્વામી લાડુ બનાવતા. દાળ, શાક, ભાત બનાવતા ને જામનગરથી દ્વારકા બાજુ તીર્થે જતા સાધુ, સંત મહાત્મા, અભ્યાગત બધાને એક પગતે બેસી આ થીથી દદડતા લાડુ પોતાના હાથથી પીરસી જમાડતા.

દરરોજ આ લાડુ બનતા. સહજાનંદ સ્વામી જાતે આ રસોઇ બનાવવાના કામમાં ક્યારેક તો લાગી જતા. પણ એમના જ્ઞાન, ધર્મ, નીતિ, બધાનો જાણે આ જામનગરના પાદરમાંથી જતા ને આવતા લોકોને જમાડવામાં જ સમાવેશ થતો.

જામ રણમલને આ સમાચાર થયા કે સહજાનંદ સ્વામી દરરોજ જાતે જતા આવતા જનસમુદાયને રસોઇ કરી જમાડે છે.

એક દિવસ જામ આવી નમીને બોલ્યો.

'મહારાજ! આપ દરરોજ આ રીતે જતા આવતા લોકોને લાડુનું ભોજન આપો છો. પછી આપ અહીંથી પધારી જશો ત્યારબાદ અહીં સાધુ મહાત્માઓને આ લાડુ નહિ મળે તો શું થશે?'

'રાજન! તમારું રાજ્ય, તમારી સંપત્તિ શા અર્થે છે? એ અન્યના ભલા કાજે વાપરવા જ શ્રીકૃષ્ણે તમને આપ્યું છે. તમને સુપાત્ર ગણી ઇશ્વરે આ બધું તમને સુપ્રત કર્યું છે. તમે એ રાજ ને સંપત્તિનો શો વ્યય ઈચ્છો છો? તમારા અંગત સુખ માટે? ના. એ તો આવા દીનદુ:ખી સંત મહાત્માઓના સારુ છે. પરભવના પુણ્યે તમને આ રાજપાટ મળ્યા છે. તેને આવતે ભવ પામવા આજથી પુણ્ય આચરવા માંડો ને અન્નદાન જેવું કોઇ મહાપુણ્ય નથી. હું રાજા નથી, સંન્યાસી છું. સાધુ છું. સંસાર ત્યાગી છું, તોય માગી સર્વ પ્રથમ ધર્મ જ્ઞાન-ધ્યાનની વાતો આચરવાની નથી સમજ્યો બની ભૂખ્યાઓની દુઃખીઓની ભેર કરવાનો છે ત્યારે તમે તો સત્તા, સાહ્યબી અને સંપત્તિમાન છો, ગૃહસ્થ છો તમારો ધર્મ તો જીવન પર્યંત આ રીતે સંત-મહાત્માને લાડુ આપ્યા કરવાનો છે હું તો માગી ભીખી ને લાડુ ખવડાવું છું-તમારે ક્યાં માગવા જવું પડે તેમ છે એ કહો?'

'આપની વાત યથાર્થ છે સાચી છે, મહારાજ. હું અહીં દ્વારકા જતા ને દ્વારકાથી આવતા તમામ

[ અનુ૦ પૃ. ૧૩૨

# "ભૂલ્યા ન...ભૂલાય"

પ્રવિણચન્દ્ર વૈજનાથ ભટ્ટ

૨૭ માર્ચ ૧૯૭૨ના દિને સુરતથી મધ્ય રાત્રિએ ૧૨-૧૦ વાગે ઉપડતા સૌરાષ્ટ્ર મેલમાં ફર્સ્ટ-ક્લાસમા ઉપલી બર્થ મળી અને મે લંબાવ્યુ મારે મારી નોકરીના કામકાજ અંગે રાજકોટ જવાનું હતું. આ ટ્રેન વિરમગામ લગભગ બીજા દિને સવારે ૭-૦૦ કે ૭-૧૫ વાગે પહોચનાર હતી એટલે નિરાંતે આરામ લેવાનો ઇરાદો હતો. નિદ્રાદેવીના સ્નેહાળ ખોળામાં ક્યારે ઢળી પડયો તેનો ખ્યાલ ન રહ્યો

ચલચિત્રના દરયો જાણે કે ચક્ષુપટ પસાર ન થતાં હોય તેવો ભાસ થવા લાગ્યો જાણે કે શ્રવણ સપુટ ઉપર કોઈક અનેરી સ્વર લહરીઓ ન પ્રસરતી હોય તેવુ લાગ્યુ ઘડીભર મને થયુ કે હુ મારા સુરતના જ આવાસમાં છુ અને મારા આપ્તજન જેવા શ્રી રમણભાઈ હવે જાણે કે ભજન ગાઈ રહ્યા છે ગાડી ઊભી રહેતા મારુ માથુ બાજુના પાટિયા જોડે અથડાતા હુ જાગી ઊઠયો સમય જાણવા કાંડા-ઘડિયાળ ઉપર નજર કરી તો ચાવીના અભાવે તે બંધ પડી ગયુ હતુ પણ સુદર સંગીતમય સ્વરો વધારે સ્પષ્ટ ને સુરચિત જણાતા લાગ્યા કારણ કે હવે ગાડીના પૈડાઓનો ખડખડાટ કે ધમધમાટ નહોતો શુ કોઈ સહ-યાત્રીએ બર્થ ઉપર આટલી વહેલી સવારે રેડિયો તો શરૂ નહી કર્યો હોય?

મંદમંદ પ્રકાશમા મે ઉપરથી નીચલી બર્થ ઉપર નજર કરી તો અચંબો જ બની ગયો. એક પ્રૌઢ વયનું યુગલ અને ૧૦/૧૧ વર્ષની બાલિકા આંખો બધ કરી ધીના ધીમા સ્વરે ગાઈ રહ્યા હતાં : 'પ્રભુજી તુમ રાખો લાજ હમારી' ખરેખર અંતના ઊડાણમાથી પોતાની લાજ રાખવા માટે સ્વયંભુ પ્રતિ કદી ન નકારી શકે તેવી આરઝુ હતી, વિનતી હતી એક એક શબ્દમાંથી અહોભાવ-કૃતજ્ઞતા-આત્મ વિભેરતા ટપકતાં હતાં. રખેને મારા હલનચલનથી આ અજાણ્યાઓની પ્રાર્થનામાં ભંગ થાય તે બીકે જરાપણ મારાથી અવાજ ન થાય તેની કાળજી રાખતા ગડી. થોડાક સમય પછી ફરી પાછી ગાડી ઉપડી શાંત વાતાવરણમા ગાડીના પૈડાઓનો ધમધમાટ ને ખડખડાટ શરૂ થયાં-છતાં તે ઘોંઘાટ વચ્ચે પ્રાર્થનાના સૂરો ગળાઇને વધુ મીઠા ને સ્પષ્ટ જણાવા લાગ્યા ત્યારબાદ એક પછી એક ગવાતા વિવિધ રાગો ને સ્વરોમા ભજનો સાંભળવાનો અનેરો લ્હાવો મળ્યો

વાચના અંગ અંગ વધી-'પ્રભુજી તુમ ચંદન હમ પાની, જાકી બાસ અંગ અંગ સમાની - ..' આહ! કેવા સુંદર શબ્દો! કેવો મધુરો ભાવ! હૃદયને સ્પર્શી જતી સગુણ- ભક્તિ રસમાં મને તરબોળ કરી મુકતી હતી ત્રિપદીને જાગ્રત ખ્યાલ હતો કે તેમની પ્રાર્થનામાં હુ આડકતરી રીતે હિસ્સો લઈ રહ્યો હતો

વળી પાછો ભજનનો કાર્યક્રમ ચાલ્યો. છેવટે 'મંદિર તારુ વિશ્વ રૂપાળુ..' શરૂ કર્યું કવિની કલ્પના સાક્ષાત થતી હોય તેમ લાગ્યુ ભજનો મારાની લઘુ-ગ્રાહ-સ્નિગ્ધતા ખરેખર ભલે તેવા નાસ્તિકને આસ્તિકમા ફેરવી દે તેવી શક્તિનો મને પ્રથમ પરિચય થયો. થોડીવારમા અંતરીક્ષમાં ઇશ્વરને પ્રણામ કરી તેઓ શાંત થઇ ગયા.

હું ઉપલી બર્થમાથી નીચે ઉતર્યો આ લોકો જોડે પરિચય સાધવાની તમન્ના જાગી હતી. વાર્તાલાપનો દોર કેવી રીતે શરૂ કરવો તેની ગૂંચવણ થવા માંડી છેવટે મે નાનકડી બાલિકાને પૂછી લધુ. 'બેબી ક્યાં જાઓ છો?' બાલિકા કાંઈ મુંઝવણ અનુભવતી હોય તેમ લાગ્યુ એટલે મંદ-સ્મિત કરતા પ્રૌઢ સજ્જન બોલી ઉઠયા 'અમે અમદાવાદ સિવિલ હોસ્પિટલના જઇએ છીએ કારણ કે મને કેન્સરનું દર્દ છે. છેલ્લા ત્રણ મહિનાઓથી એક મહિનાને આંતરે 'ચાન્સ' લેવા જાઉં છું ને ધીરે ધીરે ફાયદો થતો લાગે છે. આપ કેટલે જશો?'

'હું રાજકોટ જઈ રહ્યો છું'

'સારું...સારું... હું કપડાં બદલી લઉં પછી આપણે વાતો કરીએ' કહી પ્રૌઢ સજ્જને નીચેની બેઠક તળેથી પોતાની 'સુટકેસ' કાઢતાં પહેલાં 'નાઈટ લાઈટ' બંધ કરી મોટી બત્તીનું બટન દબાવ્યું ને પ્રકાશ રેલાયો. પ્રૌઢ સજ્જનની 'સુટકેસ' ઉપર લખેલું હતું- 'ડૅ. મગનભાઇ દેસાઇ. એમ.ડી.' આ વાંચતા મારાથી બોલાઇ ગયું— 'ડૉ. સાહેબ, આપને સુરતનો રહીશ હોઇ તેથી નામથી તો ઓળખતો હતો પણ રૂબરૂ આજે મુલાકાત થઈ-ચાલો આનંદ થયો. ડૅ. મગનભાઇ દેસાઈનું નામ આખા વલસાડ અને સુરત જિલ્લાઓમાં બાળ-રોગના નિશેષજ્ઞ ચિકિત્સક તરીકે ઘણું જ જાણીતું હતું. ડૅ. સાહેબે મંદ સ્મિત કર્યું.

'ડૉ. સાહેબ આપને માઠું ન લાગે તો એક અંગત પ્રશ્ન પૂછું?' મેં મારી ઉત્સુકતા ન રોકાવાથી કહી દીધું.

'જરૂર, મને મારી શક્તિ મુજબ ઉત્તર આપતાં આનંદ થશે.'

'આપના સુંદર ને મધુર ભજનોથી ચિત્તને ઘણી જ શાંતિ થઇ છે. પણ આપ આ ક્રમ મુસાફરી દરમિયાન સાચવી રાખી શકો છો-ખરાં કે?' મારી આતુરતા વધવા માંડી.

'જુઓ-મિત્ર, મારે તમારાથી કશું છૂપાવવાનું હોય નહીં. વળી સવારનાં પહોરમાં પ્રભુના નામની વાત મને ખૂબ ગમે છે. ઈશ્વરની પ્રાર્થના મારે મન ખૂબ જ સાહજિક ક્રિયા છે. જેમ શ્વાસોશ્વાસ, રૂધિરાભિસરણની ક્રિયાઓ સ્વયં થઇ જાય છે, તેવું પ્રાર્થનાનું છે. સામાન્ય રીતે વહેલી સવારે ચાર વાગે ઉઠી જાઉં છું. દંતધાવન વિધિ પતાવી મારી પત્ની ને કુટુંબનો જે સભ્ય આવે તેની જોડે આ પ્રાર્થના શરૂ કરી દઉં છું. તમને કદાચ નવાઇ લાગશે કે મારો આ કાર્યક્રમ છેલ્લાં ૩૫ વર્ષોથી અતૂટ રહ્યો છે આ વર્ષોમાં હું લંડન, વિયેના, બોન પણ ગયો હતો છતાં તેમાં વિક્ષેપ પડયો નથી. હા...કદિક ગંભીર માંદગી કે આકસ્મિક કારણ આવી જતાં સમયમાં થોડો ઘણો ફેરફાર કરવો પડયો હોય તેવું બન્યું છે ખરું પણ પ્રાર્થના કે ભજન સદંતર બંધ રાખવાં પડ્યાં હોય તેવું બન્યાનું સ્મરણ નથી. અરે-હું તો આપનું નામ પૂછવાનો પણ વિનય ન કરી શકયો-તો દીલગીર છું...'

'કંઇ વાંધો નહીં મુરબ્બી. મારું નામ પ્રવીણ ભટ્ટ છે. બેન્કમાં નોકરી કરું છું એટલે ફાયદા ગેર-ફાયદાની વાત કરું તો...તો'

ખડખડાટ નિર્દોષ શિશુ સમાન હાસ્ય કરતાં ડૅ. બોલ્યા :

'જુઓ—સાહેબ, નિયમિત પ્રાર્થનાથી મને પુષ્કળ શાંતિ ને હિંમત મળે છે તેમ કહું તો કશું વધારે પડતું નથી. આ મારા કેન્સરના દર્દમાં પણ આજ જાણે કે સહારો છે- ભૂતકાળમાં તો આવા ઘણાયે પ્રસંગો બન્યા છે- જેથી પ્રાર્થનાનું બળ તો અનુભવે જ સમજાય તેમ છે.'

'દાદાજી..દાદાજી... અમદાવાદ આવી રહ્યું છે.' બાળકી બોલી ઉઠી.'

'તારું નામ શું?' મેં બાળકીને પૂછ્યું. બાળકી કંઈ મૂંઝાતી હતી.

'બેટા...ભટ્ટ સાહેબને નમસ્કાર કરો' ડૅ. સાહેબે કહ્યું.

'નમસ્તે....' કહી તે જરા હસી.

અમદાવાદ (કાળુપુર) ગાડી ઊભી રહેતાં મેં ડૉ. સાહેબને સામાન ઉતારવા મદદ કરવા માંડી.

વિદાય લેતી વખતે ડૉ. સાહેબ બોલ્યા : 'મિ. ભટ્ટ, જો વલસાડ ભણી આવવાનું થાય તો જરુર મળજો. આ મારું વીઝીટીંગ કાર્ડ છે. ભૂલશો નહીં હોં કે?'

'અરે...સાહેબ આપ તો ભૂલ્યા...ન ભૂલાય...'

ગાડી ઉપડી. દૂર દૂર પ્રાચીમાં પો'ફાટવાની તૈયારીમાં હતો. મારા મનમાં પ્રાર્થનાની શક્તિ વિશે નવો પ્રકાશ પથરાયો હતો. મારા મોંમાંથી સ્વર નીકળી ગયું :

'અહો! દેવના દેવ, હે વિશ્વ સ્વામી,
કરું હું વિનંતી આપની શિર નામી.'

પૃષ્ઠ ૧૨૮ થી ચાલુ ]
ઝડપે વધી રહ્યું છે. પહેલી પંચવર્ષીય યોજનામાં ૩૧ હજાર એકરમાંથી વધીને આજે ૧ લાખ ૨૦ હજાર એકરમાં ફળફૂલ પાકે છે. સંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો ૨૩ હજાર ટન ફળના ઉત્પાદન સામે આજે દોઢ લાખ ટન ઉત્પાદન થાય છે. નિકાસનું પ્રમાણ સોળ હજાર ટનમાંથી એક લાખ ટન સુધી પહોંચ્યું છે. ફળની ખેતી દિનપ્રતિદિન વિસ્તરતી હોવાથી, તેની પાછળ નભતા લોકોનું જીવનધોરણ ઊંચું આવ્યું છે. કાશ્મીરના એક ગામનું નામ "ન્યુ લંડન" છે. તેના દરેક નાગરિક પાસે મોટર છે અને દરેકને ઘેર ટેલિફોન છે. રાજ્ય સરકાર બાગાયતના ધંધાદારીઓની ખૂબ જ સંભાળ લે છે. છેલ્લા દસ વર્ષમાં સરકારી બગીચાઓમાંથી ૨૦ લાખ છોડવાઓ ઉછેર માટે વહેંચવામાં આવ્યા હતા. કાશ્મીરી સફરજનની "અંબરી" જાત એટલી વિશ્વવિખ્યાત બની છે કે ઝાડ પરથી જ ભાવ આપીને તેનો ઉપાડ થઈ જાય છે.

આ સંદર્ભમાં ગુજરાતની લીલી નાઘેર ગણ તો ચોરવાડ–માંગરોળનો રળિયામણો અને હરિયાળો પ્રદેશ યાદ આવી જાય છે. અહીં પણ કેરી, કેળાં, નાળિયેર, પપૈયાં, નાગરવેલ, દ્રાક્ષ એટલા વિપુલ પ્રમાણમાં થાય છે કે ગુજરાતભરમાં તેની નિકાસ થાય છે. પરંતુ જે વિશાળ શક્યતાઓ સોરઠ જીલ્લાના આ પ્રદેશમાં રહી છે તેના તરફ રાજ્ય સરકારનું ધ્યાન ગયું નથી. એ ગયું હોય તો માત્ર ઉપરછલ્લું. અહીં કેસરકેરીનો ઉદ્યોગ વિકસાવીને, કેશોદ વિમાની મથકેથી દુનિયાભરમાં તેને પહોંચતી કરવાનો વિકલ્પ ઊભો છે. તેવી જ રીતે કેળાનું વાવેતર વધારીને તેની નિકાસ પણ કરી શકાય. સોપારી અને નાળિયેરી માટે તો સૌરાષ્ટ્રનો સાગરકાંઠો બીજું કેરાળા બની શકે તેમ છે. માંગરોળ પોતે જ અરબી સમુદ્ર ઉપરનું મધ્યમ બંદર છે કમનસીબી તો એ છે કે ચોરવાડમાં આજે દરૂ ગાળવાનો ધંધો મુખ્ય થઈ પડ્યો છે.

### બાપુકી અમર કહાની

અમદાવાદમાં સાબરમતી આશ્રમમાં મહાત્મા ગાંધીના જીવનપ્રસંગો 'ધ્વનિ-પ્રકાશ' આયોજન (son Et lumieve) દ્વારા લોકો સમક્ષ રજૂ કરવાની કરામત છેવટે અમલમાં આવી છે. તેનું ઉદ્‌ઘાટન સરોજિની મહિષીએ કર્યું ત્યારે કેટલાક જૂના જોગીઓ બાપુનો અવાજ વાતાવરણમાં રેલાતો સાંભળી રડી પડેલા. આ જાતનું આયોજન ભૂતકાળના બનાવોને તાદૃશ કરતું હોય છે. પાર્શ્વભૂમાં સંગીત, રેકર્ડ કરેલા અસલી અવાજો તેમજ દશ્યો હોવાથી પ્રેક્ષકને એ ભાન પણ રહેતું નથી કે તે ક્યાં છે— ગાંધીના યુગમાં કે ઈન્દિરાજીના ! "હૃદયકુંજ" ખાતે આ રીતે આજની પેઢીના યુવક-યુવતીઓ ગાંધીજીનું જીવન સમજી શકવા કાંઈક અંશે સફળ બનશે, અને ક્યારેક ક્યારેક સિનેમા શો જતા કરીને સાબરમતી આશ્રમમાં 'સમય આપી શકશે.' તેવી પરિસ્થિતિ સર્જનારને લાખલાખ અભિનંદન. હજુ પણ થોડા દાયકાઓ વીતશે અને 'ગાંધી'માંથી 'ગેન્ડી' થઈ જાય તે જમાનામાં પણ આ જાતનું વૈજ્ઞાનિક પ્રકરણ ભૂતકાળમાં ડોકિયું કરવા કુતૂહલ અવશ્ય પ્રેરશે પણ જે કેટલાક "એવાઓ" હયાત છે જેમણે પોતાની આંખે ગાંધીજીને જોએલા, સાંભળેલા, તેમની પ્રાર્થના સભાઓમાં ગએલા, કોંગ્રેસની બેઠકોમાં નિહાળેલા, અને છેવટે ગોળી ખાઈને જમીન પર લથડી પડતા જોએલા તેવાઓને 'સાં એ લુમિયે' નિહાળીને મળ્યુ પડેલાનું આશ્વાસન મળવાનું : 'ઠીક કર્યું' માના લાલ–આજે ગાંધીને કોઈ યાદ કરતું નથી ત્યારે આપણું કર્યું એ માટે પણ ઉપકાર, ભાઈ ભગવાન તને સો વરસનો કરે !'

### આંદામાન-નિકોબાર

આંદામાન અને નિકોબાર ટાપુઓનું મહત્ત્વ ભારતના સંરક્ષણ માટે અત્યંત જરૂરનું છે. આ ટાપુઓ પર ચઢાઈ કરવા માટે બર્મા તેમજ સુમાત્રાની સરહદો સુગમ અને નજીક થઈ પડે. આ બન્ને પ્રદેશોના બંદરોમાંથી ચીન અણધાર્યું આક્રમણ કરી શકે. કેમ કે આ સ્થળોથી નિકોબારના ટાપુઓ વચ્ચેનું અંતર સો માઈલથી વધુ નથી. બોમ્બમારો કરવા તેમજ સુરંગ પાથરવા માટે ચીન બર્માના પ્રદેશનો ઉપયોગ કરી શકે. એટલે અહીં સતત ચોકી પહેરો રાખવા માટે અને ખાસ કરીને સબમરીન દ્વારા હુમલા

સામે રક્ષણ મળી રહે તે માટે ભારતીય નૌકાદળ માટે આ ટાપુઓ શિરોવેદના જેવા છે. ચીન પાસે સબમરીનોની સંખ્યા ઘણી છે. દરિયામાં સોળ હજાર માઈલ ખેડી શકે તેવી "W" વર્ગની રૂપ સબમરીન ચીન ધરાવે છે. જાપાને પર્લહાર્બર ઉપર એવિતો હુમલો કર્યો તેમજ પોર્ટ બ્લેર ઉપર ચીન અચાનક હુમલો કરે તેવી શક્યતા સામે હવાઈ મદદની પણ ભારતીય નૌકાદળને જરૂર રહેવાની. આ બધા ટાપુઓમાં હકન જેટલા બંદરો છે, જે બધાનાં રક્ષણ માટે ચેકિંગ જહાજો, સબમરીન વિરોધી જહાજો, નિરીક્ષણ વિમાનો તેમજ લડાકુ વિમાનોની મોટી સંખ્યા આ ટાપુઓમાં સતત રાખવી જરૂરી છે. લડાઈ આવી પડે તો ભૂમિદળની પણ જરૂર પડે બસો જેટલા ટાપુઓના આ પ્રદેશમાં મોટા ભાગના ઉજ્જડ અને નિર્જન છે. તો પણ પાંચ હજારનું સ્થાયી લશ્કર આ ટાપુઓના રક્ષણ માટે અનિવાર્ય ગણાય. હવાઈ પટ્ટાઓ ન હોવાને કારણે અત્યારે ભારતીય વિમાની દળને મુખ્ય ભૂમિ ઉપરથી અહીં આવવું પડે છે વ્યૂહાત્મક વિમાની મથકો પણ નજીકના ભવિષ્યમાં ઊભા કરવા પડશે.

શંકરાચાર્ય કેરાળામાં

શીર્ષક વાંચીને નવાઈ પામવાની જરૂર નથી દક્ષિણ પીઠના શંકરાચાર્યજી મહારાજે ત્રણ માસ સુધી પગે ચાલીને આખા કેરળા રાજ્યની ધરતી ખૂંદી નાખી! અને પરિણામ? કોઈએ નહીં કલ્પેલા વિરાટ માનવ સમુદાયે ઠેર ઠેર તેમનું સ્વાગત કર્યું. કોઈ રાજકીય નેતા કરતાં વધુ સંખ્યામાં શંકરાચાર્ય કેરળવાસીઓને આકર્ષી શક્યા કેરાળાના હિંદુઓ તેમની ધાર્મિક લાગણીને વાચા આપે તેવા નેતાની શોધમાં હતા તેમ શંકરાચાર્યની મુલાકાતે સાબિત કર્યું. શંકરાચાર્ય પણ જ્યાં ગયા ત્યાં સદુપદેશ આપતા રહ્યા. તેમણે વ્યંગમાં કહ્યું પણ ખરું કે મુસલમાનો દરરોજ પ્રાર્થના કરે છે–ખ્રિસ્તીઓ અઠવાડિયામાં એકવાર. જ્યારે હિંદુઓ સિનેમા જોવામાં જ નિયમિત છે!! તેવી જ રીતે રામનામ અને ૐ નમઃ શિવાય સ્તોત્ર ૫૦૦૦ વાર લખી આપનાને તમણે સુવર્ણચંદ્રક ભેટ આપવાની જાહેરાત કરેલી તેના જવાબમાં એક લાખથી વધુ લખનારાઓ મળી આવ્યા. આ મંત્ર યજ્ઞમાં ત્રિવેન્દ્રમમાં એક મુસ્લીમ કિશોરીએ પણ ભાગ લીધો હતો અને ભગવાન તીરૂપતી વેંકટેશ્વરની મુદ્રાવાળું સુવર્ણચંદ્રક મેળવ્યું હતું. કેરાળાના લોકોએ પચાસ કરોડ રામનામ લખીને શંકરાચાર્યજીને રાજી રાજી કરી દીધા. માત્ર રાજકીય ખુન્નસ કેરળવાસીઓની વિશેષતા નથી. તેઓ જીવનની દરેક બાજુ જોઈ શકે છે અને તેમના મનની બારીઓ દરેક દિશામાં ખુલ્લી રાખી શકે છે.

ન ટોચ, ન મર્યાદા

જમીનની ટોચમર્યાદા અને લઘુપર્યાદાએ જબ્બર વાવટોળ ઊભો કર્યો છે. શહેરી સંપત્તિ અને ગ્રામ સંપત્તિ વિષે પણ દલીલબાજી શરૂ થઈ ગઈ છે. આંદોલનો પણ થશે ખેડૂતો સંગઠન રચશે. અનેક નવા પક્ષો અસ્તિત્વમાં આવશે. રાજકારણના ખેલાડીઓને આયુષ્ય પૂરા પાડનાર ટોચમર્યાદાનો જન્મ રાજકારણમાંથી થયો હોવાથી અર્થશાસ્ત્રીઓ રસ લે તેવા સંજોગો ઉજળા છે પેલી નિષ્ણાતો અને અર્થશાસ્ત્રીઓ ઉપરાંત જમીનની જાત–ભાત નીપજ અને ભાવિ ભાખી જનારા નજુમીઓના લાવ લશ્કરની પણ જરૂર પડશે સૌથી છેલ્લે કવિઓ અને લેખકોએ પણ આમાં ઝુકાવ્યા વિના છૂટકો નથી હાઈકૂથી માંડીને મહાકાવ્ય રચી શકાય તેવો મસાલો ટોચમર્યાદાના પ્રશ્નમાં છે. એથી આગળ વધીને આ પ્રશ્ને એક મહાનવલ પણ રચી શકાય ભારત જેવા વિશાળ દેશમાં કાશ્મિરથી કન્યાકુમારી અને દ્વારકાથી ઢાકા સુધી જે જમીન પથરાયેલી છે. તેમાં જુદા જુદા નિરાળા એક લાખ પાત્રો મળી આવે તેમ છે. એક એકરથી માંડીને એક હજાર અને દસ હજાર એકર ધરાવતા જમીન માલિકોના પ્રશ્નો કેટલા ભિન્ન અને નિરાળા હોઈ શકે તેમજ કોઈ મર્યાદા આકારવી નિરર્થક છે–દસ વર્ષમાં વસતિ એટલી વધી જશે કે તળિયાને ટોચ બનાવવામાં આવે તો એક ચોરસફૂટ જમીન પણ કોઈને ભાગે આવે કે કેમ તે રસિક કોયડો ઉકેલવા કોઈ સાહિત્યકાર કલમનો આશરો લે અને નવલકથાનું શીર્ષક પણ કોપીરાઈટ કરાવે તો નવાઈ પામવાને કોઈ કારણ નથી.

શિ.

'પ્રસંગ કથાઓ' ભાગ ૧-૪
લેખક શ્રી ધૂમકેતુ
પ્રકાશન : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ
કિંમત ચારેભાગ રૂા. ૮-૦

મનુષ્ય જીવનનાં અનેકવિધિ મંગલમય પાસાંને આવરી લેતી સામાજિક, ધાર્મિક અને ઐતિહાસિક પ્રસંગમાળાને શ્રી ધૂમકેતુએ સરળ અને સાદી શૈલીમાં રજૂ કરી છે. પ્રસંગ શ્રીકૃષ્ણ કે અર્જુનનો હોય, શંકર-પાર્વતીનો હોય, કે બસમાં બેસવા માટે 'વ્યવસ્થા' જાળવવાનો મુદ્દો હોય, સાધુ અને શયતાનની વાત હોય, નિમાઈ પંડિત હોય, કે ઔરંગઝેબના બંડખોર પુત્રને આશરો આપનાર દુર્ગાદાસ હોય, ટેકરીની કહી વાત હોય, વિજ્ઞાનની એક બે વાતો હોય, દૃષ્ટાંત કથાઓ હોય, ત્રણ પૂતળીઓની વાત હોય, ભિખુદાસ હોય કે સિકંદર હોય—આ બધી જ વાતો વાંચ્યા પછી એક સ્પષ્ટ છાપ વાચક ઉપર મૂકી જાય છે અને તેની ચોટ એવી જબરી હોય છે કે તે હૃદય સાથે જડાઈ જાય છે અને એક સનાતન સત્યની ઝાંખી મનમાં થઈ રહે છે. શૈલી ઘણી જ હૃદયંગમ; ભાષા અત્યંત સરળ.

આ પ્રકારના સાહિત્યની ઉપયોગિતા ઘણી છે. પ્રૌઢો માટે અને બુનિયાદી તાલીમોના વર્ગો માટે આવી પુસ્તિકાઓ પાઠ્યપુસ્તકની ગરજ પૂરી પાડે તેમ છે. આ પુસ્તિકા જેણે લખી છે તે મહાન કેળવણીકાર આપણી વચ્ચે નથી—પરંતુ તેમના દેહવિલય પછી, આજે જડ સરકારી તંત્રમાં 'નઈ તાલીમ'ને આગળ ધપાવનારા જે વામણાઓ અને વહેંતિયાઓ બેઠા છે તેમાંથી કોઈનો રામ જાગશે અને આવી કૃતિઓના ચિરંતન મૂલ્યને સમાજમાં વહેંચી આપવા, લાગવગની ભલામણ ચિઠ્ઠી વગર, અભ્યાસક્રમમાં સ્થાન આપવા જેટલો 'સમ નજર' બતાવી શકશે? પૂજ્ય ગાંધીજીની નઈ તાલીમને કે કોરી કન્ડિશન કાન આપણે એરણ ઉપર ચડાવી—એવા આપણે!!!

"સંભારણાં"
૨૬ મી ગુજરાતી સાહિત્ય પરિષદનું સુવેનિયર
કિંમત રૂા. ૧૦

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૬ મું અધિવેશન મદ્રાસ ખાતે ૨૨, ૨૩, ૨૪ એપ્રિલના રોજ યોજાઈ ગયું. તેને યાદદાસ્તમાં ચિરંતન રાખવા પ્રયોજકોએ સુવેનિયર ('સંભારણાં') નું પ્રકાશન કર્યું છે તે વાંચીને જે લોકો મદ્રાસ નથી જઈ શક્યા તેમની ખોટ અંશતઃ પુરાય તેવું આ પ્રકાશન છે. બે ખંડમાંથી પ્રથમ ખંડ સ્થાનિક સ્વાગત સમિતિએ રોક્યો છે તેમાં સાહિત્યિક પદાર્થ ઓછો છે પરંતુ બીજો ખંડ ઘણો સમૃદ્ધ છે. તેમાં સક્ષરોની મુલાકાતમાં આજના અગ્રણી વિદ્વાન સક્ષરોની તેમના જ જેવા વિદ્વાનો દ્વારા લેવાએલી મુલાકાત પ્રશ્નો-તરીના રૂપે રજૂ થએલ છે. વિવેચન ઉપર, ભાષાશાસ્ત્ર ઉપર, નવલકથા, નવલિકા અને નાટક ઉપર નીચેના મહાનુભાવો ઉપસ્થિત થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| વિવેચન | (૧) | રામપ્રસાદ બક્ષી | મુલાકાતી | શ્રી યશવંત ત્રિવેદી |
| | (૨) | નગીનદાસ પારેખ | ,, | શ્રી ભોળાભાઈ પટેલ |
| | (૩) | મનસુખલાલ ઝવેરી | ,, | શ્રી દીપક મહેતા |
| ભાષાશાસ્ત્ર | (૧) | ડૉ. હ. ચૂ ભાયાણી | ,, | શ્રી યોગેન્દ્ર વ્યાસ |
| | (૨) | શ્રી ભોગીલાલ સાંડેસરા | ,, | ,, |
| નવલકથા | (૧) | શ્રી અનંતરાય રાવળ | ,, | શ્રી રઘુવીર ચૌધરી |
| | (૨) | શ્રી યશવંત શુક્લ | | |

| | | | | |
|---|---|---|---|---|
| નવલિકા | (૧) | શ્રી ગુલાબદાસ બ્રોકર | ,, | શ્રી દીપક મહેતા |
| નાટક | ( ) | શ્રી રસિકલાલ પરીખ | ,, | શ્રી રમણલાલ જોશી |
| કવિતા | (૧) | શ્રી નિરંજન ભગત | ,, | અ. ચંદ્રભટ્ટ : ભોળાભાઈ |

જ્યારે સવાલ-જવાબ કરનારા બંને સમાન બુદ્ધિવાદી હોય ત્યારે જેટલી મજા પ્રશ્નમાં આવે છે તેટલી જ તેના ઉત્તરને માણવામાં આવે છે. ગુજરાતી સાહિત્યના સાંપ્રત પ્રવાહો જાણવા માટે આ પ્રશ્નોત્તરી કાયમનું સંભારણું બની રહે તેવી તો છે જ પણ અભ્યાસીઓ માટે બહુ જ ઉપયોગી છે.

આજ ખંડમાં જાણીતા વિદ્વાનો, વિવેચકો, સાક્ષરોને નીચેના પાંચ પ્રશ્નો મોકલવામાં આવ્યા હતા તેના જવાબો છે.

(૧) સા. પરિષદ કેવી પ્રવૃત્તિ કરે તો-સાહિત્યનો રસ વ્યાપક બને?

(૨) સાહિત્યમાં અને અન્ય કલાઓમાં જે નવા મિજાજનાં દર્શન થાય છે એ અંગે આપનો શો પ્રતિભાવ છે?

(૩) આજના જગતમાં વિવિધક્ષેત્રે સાહિત્યકારની પ્રતિબદ્ધતા વિશે આપનો શો ખ્યાલ છે?

(૪) કલાકૃતિને શ્લીલ અશ્લીલના ધોરણે મૂલવી તેના પર પ્રતિબંધ મૂકવા અંગે આપનો શો ખ્યાલ છે?

(૫) ગુજરાતી સાહિત્યમાં ઝિલાતી સૃષ્ટિ શા માટે મર્યાદિત છે?

આ પ્રશ્નોના જવાબ આપે છે સોળ મહાનુભાવો:

કાકા કાલેલકર : રામપ્રસાદ બક્ષી : મનસુખલાલ ઝવેરી : દર્શક : ઉશનસ : જયંત પાઠક : વાડીલાલ ડગલી : રમણલાલ જોશી : પન્નાલાલ પટેલ : પ્રેમશંકર ભટ્ટ : સુસ્મિતા મ્હેડ : તખ્તસિંહ પરમાર : દામુભાઈ શુકલ : યશવંત ત્રિવેદી : હીરાબેન પાઠક : ર. મ. રાવળ.

આ પ્રશ્નોના ઉત્તરોમાં રહેલી વિદ્વત્તાપૂર્ણ વિવિધતા વાચકને રસાસ્વાદ પૂરો પાડવા ઉપરાંત એક સામટા કઝનબંધ વિદ્વાનોના મંતવ્યોનાં પૃથક્કરણથી પ્રશ્નોનું હાર્દ અને તે ઉત્તરોમાં સમાએલ વ્યાપ સાથે નીકટતા સાધી એક પ્રકારની વિશિષ્ટ અનુભૂતિ મેળવે છે આ વિભાગમાં જેને રસમા અધિવેશનના સાહિત્યિક સુત્રધારોનો પરિચય વિશિષ્ટ બની રહે છે.

---

**જીવનમાં-માનવતામાં સંપૂર્ણ શ્રદ્ધા એનું જ નામ આસ્તિકતા**

ગાંધીજીએ એકવાર કહ્યું : 'જવાહર આસ્તિક છે.'

'કઇ રીતે?' મે પૂછયું : બાપુએ જવાબ દીધો :

'તમે પંડિત છો, તમારી સાથે શું ચર્ચા કરું? પણ તમે વિનોબાને પૂછી જોજો.'

વિનોબાજીને પૂછતાં એમણે જણાવ્યું :

'આમાં તો સીતા-કૌશલ્યા ન્યાય જેવું છે.'

માતા કૌશલ્યા હર પળે રામ રામનું રટણ કરતાં હતાં. 'મારો દીકરો, મારો વત્સ, મારો દુલારો'નો જાપ જપ્યે જતાં હતાં. પરંતુ સીતાજીએ તો કયારેય રામનું નામ લીધું નહોતું. ઊલટાનું એકવાર કોઈ ગ્રામ્ય સ્ત્રીઓએ સીતાજીને પૂછેલું : 'પેલા શ્યામ શરીરવાળા તમારા શા સગા થાય?' સીતાજી કશુંય બોલ્યા વિના નીચું જોઇ રહ્યાં. પરિણામે પ્રશ્ન પૂછનારીઓ સમજી ગઈ કે એ સીતાના પતિ હતા.

આમ જીવનમાં-માનવતામાં સંપૂર્ણ શ્રદ્ધા એનું જ નામ આસ્તિકતા. એનું વારંવાર ઉચ્ચારણ કર્યાથી શું? —દાદા ધર્માધિકારી

## हार्दिक शुभेच्छाओं के साथ



आदित्य मिल्स लिमिटेड

इन्डिया अेकसचेंज

कलकत्ता—१

---



# *Research Quality Expansion...*

*we are deeply dedicated to each!*

Amar Dye-Chem are pioneers in the dyestuff industry in India—and have sustained the performance through the years In meticulous quality control In unceasing research. In consistent expansion In mounting exports. Today, Amar Dye-Chem make dyestuffs for almost every conceivable application—in textile, paper, leather, plastic, paint, coir and many other industries.



*we believe that Research is the life blood of the chemical industry*

AMAR DYE-CHEM LTD.

Rang Udyan Mahim, Bombay 16



Reg. No. G 153

# એઠની કૂંડી

ભૂખના દુઃખને ટાળવા હરિને અંતર ઉલટયું હેત
મંદિર પાછળ એઠની કૂંડીએ એકઠાં કીધાં પ્રેત
　　　　　　એમાં કોઈ બાઈ અજાણી,
　　　　　　આવી એક ભૂખે લપાણી
ઓઢણું યે પૂરું ન હોતું એની કને ઢાંકવા દૂબળું તન,
અંધારું ઓઢીને ઊભી હતી એ તો આરોગવા એઠું અન્ન
　　　　　　અંગ વીંટી સાડી જૂની,
　　　　　　આંખે હતી ધાર આંસુની
એક આરોગી જ્યાં પોક પાછી વળી ભિખારણે દીધા દોટ
વચ્ચે પડ્યો હતો પથ્થર એની વાગી અંધારામાં ચોટ
　　　　　　ચોટ વાગી તોય ના દાણો,
　　　　　　પામી એક બાઈ ચાખાનો
ઉપરથી પડ્યા મુખિયાજી તણી લાગના બે ત્રણ ઘા,
રાંડ હજી નથી મૂકતી આગલું ? કીધું કે આઘાથી જા
　　　　　　કાળી ચીસ આભમાં ઊડી,
　　　　　　નાહી રહી લોઈની કૂંડી
લોહી દેખી નાથ શ્રીહરિ વૈકુંઠે દ્વાર વાસી દીધા છેક,
રખે આવી મારે ભાગે માગે દાણો અનાજનો એક
　　　　　　નાથ ત્રિભુવનનો નાસી,
　　　　　　બેસી ગયો બારણાં વાસી
પાણી પાણી કરી મંદિર પાછળ સૂતી તાણી લાંબી સોડ,
પાણી પાવા કોઈ આવ્યું ન ઢુંકડું રોઈ રહ્યો ગણોડ
　　　　　　રોવાથી શું વળશે બેલી ?
　　　　　　બેડી તારે હાથે પડેલી.
પંખીઓએ બેસી ઝાડની ડાળીએ જોયો નિહાળીને દેહ,
પ્રાણ પામે નહિ અન્ન ભલે કેમ દેહ પામે નહિ ચેહ ?
　　　　　　લૂંટયે હરિ અન્ન ને પાણી,
　　　　　　ચિતા તારી કેમ લૂંટાણી ?
ખાંપણ ખાતર કોડી મળી નહિ, લાકડાં યે મોંઘાં દાટ,
બાળ્યા વિના એનું ખોળિયું રઝળ્યું બે દિ' મસાણને ઘાટ
　　　　　　અંતે ચીરી દેહ ધરાનો,
　　　　　　દાટી દીધો દુઃખ ખજાનો
ખખડ્યા પાન ફરી જાણે આવતો પ્રેતનો મંદ અવાજ,
ભૂખે બળે અને મારી પ્રભુ, પણ નહોતી લેવી મારી લાજ
　　　　　　કાયા કોઈ જાનકી ફરી,
　　　　　　ભળી ગઈ ભોમકા ભેળી

—શ્રી ઇન્દુલાલ ગાંધી

# વૈષ્ણવજન

વર્ષ ૧૧ ]  ઓગસ્ટ ૧૯૭૨  [ અંક ૫

## અનુક્રમણિકા





### સૂચના

[ ગ્રાહકોને ]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન  મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્ડ લખીને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે.

અમે તે મંડળી ગ્રાહક થઇ શકાય છે

•

આ માસિકમાં પ્રસિ ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[ લેખકોને ]

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા, ચિંતન અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ :

દેશમાં [ ઝોન ]] ૮ રૂપિયા
પરદેશમા સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨



પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ

# હું આગગાં ફૂકતો નથી...

મારી ઉંમર આજે ૪ માસની છે
ને મારૂં વજન જન્મ્યો તે વેળાએ
હતું તેનાથી બમણું થઇ ગયું છે.
છે ને કમાલ! એજ બતાવી આપે છે
કે અમૂલસ્પ્રે શું ચીજ છે!

બજારમાં મુકાયા પછી માત્ર બેજ વર્ષના
ગાળામા અમૂલસ્પ્રે સૌથી વધુ વેચાણ ધરાવનો
શિશુઆહાર બન્યો. છે ને કમાલ! એથી માતાઓનો
એના પ્રત્યેનો વિશ્વાસ વ્યક્ત થાય છે!

તમારા બાળકને પહેલાં અઠવાડિયાથીજ અમૂલસ્પ્રે આપવા માંડો.

પાચનમાં સુલભ અમૂલસ્પ્રે સંતુલિત પોષણ પુરૂ પાડે છે. એમાં છે
આવશ્યક વિટામીનો, ખનિજ તત્વો અને તમારા બાળકના સારામા સારા
ઉછેર માટે વધુ સારી ગુણવત્તા ધરાવતું પ્રોટિન.




## અમૂલસ્પ્રે

માના દૂધની બદલીમાં ઉત્કૃષ્ટ વૈકલ્પિક આહાર!

ASP/AS-19

# અંતર
# આવરે છે–



## ભારત અને
## વિશ્વના અન્ય દેશો વચ્ચે

સિંધિયાના જહાજો સર્વ પ્રકારનો માલ વિશ્વના
કોઈ પણ મોટા બંદરે ત્વરિત સુરક્ષિત અને
કરકસરભરી રીતે પહોંચાડે છે

દરિયાપારની સર્વિસો:
ભારત પાકિસ્તાન ઇંગ્લેન્ડ યુરોપ
ભારત પોલેન્ડ
ભારત પશ્ચિમ એશિયા (ગલ્ફ)
ભારત રશિયા
ભારત પેસિફિક (પૂર્વમાં થઈને)
ભારત અમેરિકા (એટલાન્ટિક અને ગલ્ફનાં બંદરો)
ભારત ગ્રેટ લેઈક્સ પૂર્વ કેનેડા
ભારત કેરિબિયન
ભારત એડ્રિયાટિક પૂર્વ મેડિટરેનીયન
ભારત યુ. એસ. આર.
ભારત લાલ સમુદ્રના બંદરો
કાંઠા પરની સર્વિસો:
ભારત પાકિસ્તાન બર્મા સિલોન




### ધી સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની લિ.,

દુનિયાના સર્વે મુખ્ય બંદરોમાં એજન્ટો છે

# કણ-
# કણથી
# કોઠાર ભરે છે
# સમજુ શાણી
# કીડી !

**આપ પણ આગળથી યોજના કરીને આપનું ભવિષ્ય ચિંતારહિત કરી શકો છો.**

આપ આપને અનુકૂળ પદ્ધતિએ બચત કરી શકો તે માટે આપની સમક્ષ **દેના બૅંક** ૬ બચત યોજનાઓ રજૂ કરે છે.

બચતખાતું— વ્યાજ ૪%.
સગીર બચતયોજના— વ્યાજ ૪%.
ફિક્સ્ડ ડિપોઝિટ્સ—વ્યાજ ૪½% થી ૭½%
રિકરિંગ ડિપોઝિટ યોજના—
ચક્રવૃદ્ધિ વ્યાજ ૫½% થી ૭%
માસિક સેવિંગ્સ-કમ-એન્યુઇટી યોજના –
ચક્રવૃદ્ધિ વ્યાજ
વિવિધલક્ષી ડિપોઝિટ યોજના—
આપને માસિક વ્યાજ મળે છે

આપની બચત આપને સલામતી બક્ષે છે.
આપની બચત રાષ્ટ્રીય પ્રગતિને પોષે છે

વીગતો માટે આપની નજીકની દેના બૅંકની શાખાની મુલાકાત લો અથવા પત્રવ્હેવાર કરો.



**દેના બૅંક**
(ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા અન્ડરટેકિંગ)
હેડ ઑફિસ દેના બૅંક બિલ્ડિંગ,
હૉર્નિમેન સર્કલ, ફોર્ટ મુંબઈ ૧.

# ૧૫મી ઑગસ્ટનું પ્રભાત

તા. ૧૫મી ઑગસ્ટનું ઊગતું ઉજળું પ્રભાત.

'હૃદયકુંજ' પાસેનું પવિત્ર અને ચેતનવંતુ સ્થાન. દસેક વર્ષ પહેલાનો પ્રસંગ..

ધ્વજ ફરકતો જોતાં માનવીનું મન હિંચાના હિલોળે હિંચાય - એમાં નવાઈ શી ? 'ધ્વજ'નું સુકાન સોંપાયું ઉંમરે ભલેને વૃદ્ધ હોય, શરીર ભલેને માંદલું થઈ ગયેલું હોય, ભલેને એમાં અનેક તરેહના રોગજંતુઓ સંતાઈને બેઠા હોય, પણ મનથી સદાય ઉત્સાહી, પ્રાણવાન અને નિત્ય યુવાન એવા ગુલાબી રંગે રંગાયેલા ચાચાજીના હાથમાં. વિદ્યાર્થીની કિશોરીઓના હાથમાં હતી આ વ્યવસ્થા. ચાચાજીને ધ્વજ ફરકાવવા માટેનું (પ્રેમ) ફરમાન થયું. ધ્વજ ફરક્યો. આછાં આછાં વાદળો ને વચમાં આવતી ફરફરથી આચ્છાદિત થયેલા આકાશમાં અનંતની સાથે વાતો કરતો એનો પલવ ઊડવા લાગ્યો. નતમસ્તક ધેરો ગંભીર નાદ કાને પડ્યો.

સૌ મુગ્ધનયને, મુગ્ધકાને હતાં તલ્લીન પૂ. મલ્લિકજી ચાચાજીની વાણી-પ્રવચન સાંભળવા માટે હતાં સૌ આતુર.

'આજે દેશનો સ્વાતંત્ર્યદિન છે. સૌને આનંદ થવો જોઈએ. ગાંધીજીની વાત યાદ આવે છે. એમની પાસે કોઈ પગે લાગવા જાય. એનો જન્મ દિવસ હોય. અથવા કોઈ ખાસ દિન હોય ત્યારે. ગાંધીજી એને કહેતા, 'ભાઈ, તમે આ દિવસે કોઈ સંકલ્પ કરો. પાછલા જીવનમાં કોઈ ભૂલ થઈ હોય. અજાણતાં ય કોઈ દોષ થયો હોય, તો તે ફરી વાર ન થાય એ જાતની પ્રતિજ્ઞા લો. આશીર્વાદ જરૂર મળશે ઈશ્વરના...'.

'યુગ યુગથી માનવીમાં નબળાઈ આવી ગઈ છે. તે દૂર નથી થતી. એ નબળાઈ મોટી છે. એ ટી છે: અરસપરસનો ભેદભાવ, હળીમળીને ન ચાલવું એ જાતની કુસંપભાવનાથી આજે જ્યાં ને ત્યાં ઝઘડા જોવામાં આવે છે. પછી તે સંસ્થાકિય હોય કે વ્યક્તિમાં હોય. બધે જ હોય. આજે આપણે સંકલ્પ કરીએ એ ભેદ, એ કુસંપનું વિષ આપણે આપણામાંથી દૂર કરીએ અને આપણી થયેલી ભૂલોનું પ્રાયશ્ચિત કરીને સૌ સાથે હળીમળી જઈએ. ઈશ્વરને પ્રાર્થના કરું છું."

કવિવર કહેતા મને મુક્તિ નથી જોઈતી. તેથી તેઓ કદાપિ સમાજથી પર કે અળગા નથી રહ્યા. સમાજને છોડવાથી મુક્તિ મળતી નથી પણ સમાજમાં ભળી જવાથી એકરૂપ થઈને જીવન જીવવાથી જ મુક્તિ મળે છે.

'આ જગતમાં રહીને કર્તવ્ય કરતાં તેનાં (ઈશ્વરનાં) દર્શન કરીને મુક્તિ મેળવીશ.'

વિદ્યાર્થીઓ, આજે તમે કેળવણી વિદ્યાપીઠમાં પામી રહ્યા છો, તે દ્વારા તમને કવિવરની દૃષ્ટિ મળી રહે તે જ મારી પ્રાર્થના છે.

બાપુજી ભારત માટે કયું સ્વપ્ન સેવી ગયા ? કો-ઑપરેટીવ કૉમનવેલ્થ, દુઃખ અને સુખમાં સમાનઈચ્છા, સબળાનું કલ્યાણ, સ્થળાની ઉન્નતિ, અને વિકાસ, મુક્ત આત્માથી બધાંની સાથે હળીમળીને રહેવું, કામ કરવું, બધાનું કલ્યાણ તે મારું કલ્યાણ, આ બાપુજીનું સ્વપ્ન હતું. આ કામ એક દિવસનું નથી પરંતુ જીવનની સાધના છે.

'કવિવર ટાગોર વિશ્વકવિ કેમ બન્યા ? તેની પાછળ તેમની મોટી સાધના હતી.

કોઈ કહે છે કે તે કવિ છે માટે તેઓ કલ્પી શકે પરંતુ એ કલ્પના મુજબ તેઓ જીવી ગયા તેનો પુરાવો છે. ગુરુદેવનું આધ્યાત્મિક જીવન ગાયત્રીના મંત્રથી શરૂ થયું.

કવિવર કહેતા. હું દરરોજ અનંત આકાશ તરફ જોઉં છું અને જ્યોતિનાં પુષ્પો નિહાળું છું. આ જ્યોતિ પુષ્પો કહે છે કે અમે વર્ષોથી પ્રકાશ આપતાં આવ્યાં છીએ. પ્રાર્થના, સાધના, કવિતા વગેરે જીવનનો દીવો પ્રગટાવવાનો પ્રયત્ન છે.

ગાયત્રી મંત્રનો અર્થ જીવનનો દીવો પ્રગટાવવાનો છે. જીવન કેવી રીતે જીવવું ? તે શીખવવા માટે જ ગુરુકુળો છે, વિદ્યાપીઠો છે.

બહારની સફાઈ અને અંદરની સફાઈ એ ગાંધીજીનો સિદ્ધાન્ત સાચો છે. લોકો માને કે બહારથી સુંદર અને સાફ અને અંદરથી ગંદું હોય તો પણ ચાલે. પણ મહાત્માઓ કહે છે કે બહાર અને અંદરની સફાઈ સિક્કાની બે બાજુ છે. આ વસ્તુ આજની શિક્ષણ સંસ્થાઓ ઘણીએ વાર ભૂલી જાય છે."

–વિમળા પટેલ

'આશુતોષ'

### ઇન્દુચાચા

સ્વ. ઈન્દુલાલ યાજ્ઞિકે સામાન્ય લોકોના નેતા બનવા માટે જે આચારસંહિતા પૂરી પાડી છે તે સમગ્રપણે આખા દેશને લાગુ પડે છે. સામાન્ય જનતા કેવા નેતાને પસંદ કરે છે, લોકો નેતાઓમાં, કયા ગુણો જોવા ઈચ્છે છે અથવા તો અદના આદમીના દિલમાં સ્થાન પામવા માટે કયા ગુણો જરૂરી છે તે શ્રી યાજ્ઞિકે મોઢે તો કહ્યું નથી – પણ કરી બતાવ્યું છે. આ શ્રેણીમાં સ્વ. લાલબહાદુર શાસ્ત્રીએ એક વિનમ્ર લોકનેતા તરીકે, ગરીબીમાંથી આગળ આવનાર તરીકે જે છાપ મૂકી હતી તે યાદ આવી જાય છે. મહાગુજરાત ચળવળના પ્રણેતા તરીકે ઈન્દુચાચાની અડીખમ લોખંડી નેતાગીરીનો સ્વ. નહેરુજીને પણ અનુભવ થયો હતો અને પ્રતિસ્પર્ધી તરીકે તેઓ એક પર્વત સમાન દુર્ગમ છે એની ખાત્રી થઈ ચૂકી હતી. શ્રી યાજ્ઞિકે તેમની આત્મકથા લખવાનું શરૂ કર્યું તે ગુજરાત અને વ્યાપક રીતે સારા દેશ માટે અત્યંત જરૂરી હતું. કમનસીબે છઠ્ઠો ભાગ તેઓ પૂરો કરી શક્યા નહીં. જે પેઢી તેમને જોઈ શકવાની નથી તેની તેમની આત્મકથામાંથી ઘણુંબધું જીવનપાથેય મળી રહેશે. અપરિગ્રહની વાતો ગાંધીજીએ પણ કરી હતી પણ તેમના કોઈ અનુયાયીઓએ એ વ્રતને પાળ્યું નહીં. વિનોબાજી પછી ઈન્દુચાચા જ એક એવા નેતા હતા જેમણે સત્તા અને સંપત્તિ બન્નેને વર્જ્ય ગણી દરિદ્રનારાયણનો ધર્મ સ્વીકાર્યો. ફકીર જન્મવું એ એક વાત છે પણ સ્વેચ્છાથી ફકીર બનવું તે બીજી વાત છે.

### સિમલા કરાર

સિમલા કરાર એ કોઈ પૂર્ણવિરામ નથી. જીવનમાં જેમ પરિવર્તન આવે છે તેમ રાષ્ટ્રના જીવનમાં પણ આવી ઉથલપાથલો આવ્યા કરે. નવેમ્બર ૧૯૭૧માં આપણને ખબર ન હતી કે ડિસેમ્બરમાં આપણે પાકિસ્તાનનો પ્રદેશ જીતી લઈશું. બંગલાદેશના ૯૦ લાખ નિરાશ્રિતો આપણા મહેમાન બન્યા અને એક સમસ્યારૂપ બની ગયા ત્યારે પણ આશા નહોતી કે આપણે તેમને વતનમાં મોકલી શકશું. છતાં એ શક્ય બન્યું. સિમલા કરારની ઊજળી બાજુથી શું લાભ મળે છે તે પણ જોવું રહ્યું. ચાલબાજીઓ રમવાની રાજકરણમાં સૌને છૂટ હોય છે. ભુટ્ટો જ રમી શકે એવું નથી. આવડતી હોય તો આપણે પણ શેતરંજ ખેલી શકીએ. ભારત અને પાકિસ્તાન બન્ને પડોશી રાષ્ટ્રો છે અને જન્મથી આજ સુધી દુશ્મન તરીકે રહ્યા છે મિત્ર તરીકે રહેવાનો એક પ્રયોગ કરવાથી ખોટ જવાની નથી. પચીસ વર્ષ સુધી દુશ્મનાવટનો પ્રયોગ કર્યો. તેમાં હજુ સુધી બેમાંથી કોઈને ફાયદો થયો નથી. બીજા રાષ્ટ્રોએ તેનો લાભ લીધો છે. અમેરિકા જેવો લોકશાહી દેશ પણ આ પ્રશ્ને મદારીની જેમ સૌને નચાવે છે. છેવટે તો મહાસત્તાઓના આંકડા બનવાનો પાઠ મદદ લેનારે ભજવવો પડે છે. પોતાના પગ ઉપર ઊભા રહેવાનો ફાયદો ગતયુદ્ધમાં આપણે નિહાળ્યો. ચકોર નિરીક્ષકો જોઈ શકતા હશે કે શેખ અબ્દુલ્લા કાશ્મીરીઓને આજ વાત કરે છે કે કોઈની મદદ વિના તમારા બાવડાના બળ ઉપર મુસ્તાક રહેતા શીખો. આવાજ કોઈ અનુભવજન્ય પદાર્થપાઠનું પરિણામ પ્રકાશ્યું એ સિમલા કરાર. યાદ રહે કે પાકિસ્તાનનો અંગવિચ્છેદ કરાવવામાં ભારત હાથો બન્યું એ દોષ તે રાષ્ટ્ર માફ કરી શકે નહીં. તો પણ આજે વાસ્તવિકતા સ્વીકારવા પાકિસ્તાન તૈયાર થાય અને ભારત સાથે ફરીથી મિત્રતા ભર્યા સંબંધો સ્થાપવા હા પાડે તો તેને સ્વીકાર્યા સિવાય અન્ય વિકલ્પ આપણી પાસે હોઈ શકે નહીં. પશ્ચિમની પાંખ સાથે હવે આપણે કોઈ ઝઘડો નથી તેની સાબિતી આપવી રહી અને તેથી જ સિમલા કરારમાં તેનો જીતી લીધેલો પ્રદેશ પાછો આપવાની જોગવાઈ છે. કાશ્મીર પ્રશ્ને આપણે

કોઈ છૂટછાટ આપી નથી. પાકિસ્તાન પણ તેની માન્યતાઓમાં મક્કમ છે. ભવિષ્યમાં આ પ્રશ્ન કેવો વળાંક લે છે તેનો આધાર શેખ અબ્દુલ્લાના વલણ ઉપર પણ નિર્ભર છે. હવે પછીની મંત્રણાઓમાં બાંગલાદેશ ભાગ લે તો ત્રણે દેશો વચ્ચેના સંબંધો કુદરતી બનતા જશે.

## કાવેરી અને નર્મદા

કાવેરી નદીના પાણી માટે મૈસૂર, તામિલનાડુ અને કેરાળા વચ્ચે મે માસના છેલ્લા અઠવાડિયામાં નવી દિલ્હી ખાતે ઇન્દિરાજીની હાજરીમાં સમાધાન થઈ શક્યું હતું. અને ત્યારપછી સુપ્રિમકોર્ટમાંથી તામીલનાડુએ પાણીના વિવાદનો પ્રશ્ન પાછો ખેંચી લીધો હતો. મૈસૂરની માગણી એ હતી કે કાવેરીને મળતી શાખાઓ ઉપર તે બંધ બાંધે તેની સામે તામીલનાડુને વાંધો હોવો જોઈએ નહીં. હાલ તો ચાર નિષ્ણાતોની એક સમિતિ આ પ્રશ્નનો અભ્યાસ કરશે, દરેક રાજ્ય માટે માહિતી અને આંકડા એકઠા કરશે. દરેક રાજ્યને જળસિંચાઈ માટેની જરૂરિયાતની તે ચોકસાઈ કરશે અને પછી વાતનો તોડ કાઢશે. નર્મદાની બાબતમાં પણ રાજસ્થાન, મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર અને ગુજરાત–આ ચારે રાજ્યના મુખ્યપ્રધાનોએ આ પ્રશ્ને વડાપ્રધાનની લવાદી સ્વીકારી છે અને ૧૫મી ઓગસ્ટ સુધીમાં તેઓ જે ચુકાદો આપે તે શિરોમાન્ય ગણી, વાતને આગળ વધારવા સંમત થયા છે. કદાચ આ છપાશે ત્યાં સુધીમાં વડાપ્રધાનનો નિર્ણય જાહેર થઈ ચૂક્યો હશે અને નવાગામ બંધનો શિલાન્યસ વિધિ પણ પતી ગયો હશે. સમજુતીમાં નર્મદાનાં જળરાશિ વહેંચણીમાં કુલ ૨૮૦ લાખ એકર ફૂટમાંથી ૮ લાખ એકર ફૂટ રાજસ્થાન–મહારાષ્ટ્રને ફાળે જાય છે–બાકીના ૨૭૨ લાખ એકર ફૂટ ગુજરાત અને મધ્યપ્રદેશ વચ્ચે નક્કી કરવાનાં છે, તેમાંથી શું મળે છે તે જોઈએ.

## ચુસ્ત પોષાક

મુંબઈની સોમૈયા કૉલેજના વિદ્યાર્થીઓએ ચુસ્ત પોષાક સામે કૉલેજ સત્તાવાળાઓએ નાપસંદગી દર્શાવતા હડતાળ પાડીને, પ્રિન્સિપાલને ઘેરી લઈને તેમજ શહેરભરની કૉલેજોના વિદ્યાર્થીઓનું આંદોલન જગાવવાની ધમકી આપીને એક નાના–પ્રશ્નને મોટું સ્વરૂપ આપી દીધું. આજના યુવાનોની સ્વચ્છંદી અને મનસ્વી રીતભાત કોઈ રીતે અંકુશમાં રાખી શકાય તેમ નથી. પોષાકની બાબતમાં નિયમન મૂકવું હોય તો તેની શરૂઆત બહુ વહેલી કરવી જોઈએ. પ્રાથમિક અને માધ્યમિક તેમજ હાઈસ્કૂલના ધોરણોમાં વિદ્યાર્થીને શાળામાં પહેરવાના પોષાક માટે યોગ્ય જાણકારી આપી દેવી જોઈએ. જેથી કૉલેજના ઉંબરે આવે ત્યારે પોષાકના નિયમનની વાત તેને નવી ન લાગે. ચુસ્ત પોષાકની ઘેલછા સિનેમાના નટ–નટીઓના પોષાકના અનુકરણમાંથી જન્મી છે. તદુપરાંત પશ્ચિમમાંથી જે ફેશનની આયાત થતી રહી છે તેણે પણ ઠીક ઠીક ભાગ ભજવ્યો છે. હિપ્પીઓની જમાત જેમ વધી રહી છે અને તે થકીને અટકી જશે તેવું જ પોષાક વિષે બનવાનું. શરીરનું હલનચલન આસાનીથી થઈ શકે તેવું ચુસ્ત પોષાકમાં બનતું નથી ચુસ્ત પોષાક પહેરનારની હાલત એક કેદી જેવી છે. હાથે કરીને પોતાની સ્વતંત્રતા ફેશન ખાતર અને અદ્યતનિકમાં ખપવા માટે તે હોમી દે છે. આ પવનને ફૂંકાવા દેવો જોઈએ. એકવાર તેનું જોર ભાંગી ગયા પછી તે ઊલટી પરિસ્થિતિ સર્જશે અને ખુલતા પોષાક પહેરવાનો યુગ ઝડપભેર આવશે. શ્વાસ ન લઈ શકાય તેવી ચુસ્ત ગળાબંધ ફેશન ઝભ્ભા તેમજ શર્ટ કોઈ અપનાવે તો વધુ સારુ. કમર પાસેની પહોળાઈ. એટલી ચુસ્ત જોઈએ કે ખોરાક ખાઈ જ ન શકાય–પાણી પણ ન પીવાય. નહીંતર પતલી કમરિયા ફટફાટ થાય! જેઓ કૂવામાં પડવા દોટ મૂકે છે તેમને રોકવાની જરૂર નથી.

## અન્વર સાદત

ઈજિપ્તના પ્રમુખ અન્વર સાદત બહુ જ સ્વતંત્ર મિજાજ ધરાવતા આદમી છે. અલી સાબરી જેવા વડાપ્રધાનને હાથકડી પહેરાવનારનો જગતને પરિચય થયો ત્યારે સૌ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગએલા. ભારતે બાંગલાદેશના પ્રશ્ને ઈજિપ્તના ટેકા-

[ અનુ૰ પૃ૰ : ૧૫૦

# જીવનનો આસ્વાદ

શ્રી પાંડુરંગ આઠવલે

જીવન સુખી કરવું હોય તો કાર્યનો સ્વાદ કેમ રહે તે જાણવું જોઈએ ઘણાં યુવાનો આરંભથી જીવનનો સ્વાદ ગુમાવી બેસે છે વિદ્યાર્થીઓ ભણતર પૂરું કર્યાં પછી, ગૃહસ્થાશ્રમ શરુ કરે પછી બેચાર વર્ષોમાં જીવનનો સ્વાદ ગુમાવે છે આમ કેમ! સ્મૃતિકાર મનુએ કહ્યું છે કે કેવળ વિદ્યાસ્નાતક હોય તેની કંઈ કિંમત નથી; કેવળ વિદ્યાસ્નાતક ગ્રહસ્થાશ્રમીને વટાવતા હોય છે. તેમણે બીજી એક અપેક્ષા રાખી છે : वेदविद्याव्रतस्नातान् અર્થાત્ જીવનમાં કંઈક કરવું, કંઈક ધ્યેય, કંઈક વ્રત રાખો તો જીવનમાં સ્વાદ આવશે. ધ્યેયહીન જીવનને સ્વાદ નથી, એ પશુજીવન થયું.

મારા પિતા મને સાત વારની એક કવિતા કહેતા; જેમાં સેલોમન ગ્રાન્ડીનો જન્મ સોમવારે થતો, મંગળવારે ઉપનયન થતું, બુધવારે તે પરણતો, ગુરુવારે વંશ વધતો, શુક્રવારે માંદો પડતો, શનિવારે મરી જતો અને રવિવારે તેની દહનવિધિ થતી આમ આપણું જીવન ધ્યેયહીન પસાર થાય છે. મનુએ આથી જ વિદ્યાસ્નાતક થવાની સાથે વ્રતસ્નાતક થવાની વાત કરી છે અને જીવનમાં મહત્ત્વાકાંક્ષા રાખવાનું મહત્ત્વ સમજાવ્યું છે. સો સો વર્ષ સુધી તાજા-સાનંદ-નવયુક્ત રહેવું જોઈએ, એ ધ્યેય હોવું જોઈએ.

તો ધ્યેય એ શું છે? જેનું ધ્યાન રોજ કરી શકાય તે ધ્યેય. અંગ્રેજીમાં ટેનિસનની એક કવિતા છે : નવપરિણીત યુવાનનું શબ શહીદી પછી લાવવામાં આવ્યું ત્યારે પત્ની દિઙ્મૂઢ થઈ ગઈ. બધાને લાગ્યું કે જો તે રડે નહી, તો કદાચ ગાંડી થઈ જશે. એટલી વારમાં કોઈકે તેનું બાળક તેના સામે મૂક્યું અને તે તરત જ બોલી ઊઠી : 'આ બાળકની ખાતર તો હું જીવીશ' એ પ્રમાણે દરેક પાસે કંઈક જીવવા માટેનું વ્રત, ધ્યેય હોવું જોઈએ. વ્રતસ્નાતક બનો તો જીવન જીવવા જેવું લાગશે.

પણ કેટલાક ધ્યેય જ જુદું રાખે છે! બધાને મહત્ત્વાકાંક્ષા હોય છે. પણ એનો અર્થ આજે બદલાઇ ગયો છે એક આદમીની ચાર સ્ત્રીઓ મરી ગઈ અને તે પાંચમી પરણવા તૈયાર થયો તેણે જણાવ્યું કે મરતી વખતે વિધવા રાખીને મરીશ, વિધુર નહીં મરું; એ મારી મહત્ત્વાકાંક્ષા છે! મહત્ત્વાકાંક્ષાનો આવો હીન અર્થ પણ લોકો કરે છે. ખરું જોતાં મહત્ મોટા થવાની, લઘુ થવાની નહિ, એનું નામ મહત્ત્વાકાંક્ષા. અને આથી જ તમે કેવળ વિદ્યાસ્નાતક ન થતા વ્રતસ્નાતક પણ થાઓ. દેશ માટે, વિશ્વ માટે, માનવતા માટે નહીં તો પણ કેવળ તમારું જીવન સ્વાદિષ્ટ કેમ બને તે માટે પણ વ્રતસ્નાતક થાઓ.

જીવનને સ્વાદિષ્ટ બનાવવા જીવનનિષ્ઠા હોવી જોઈએ. જીવન સુખકારક જ છે. એ સુખ જોવા ચશ્માં જોઈએ. મરણથી ડર રાખો નહીં. મરણથી જીવન પૂરું થતું નથી સુખ કે દુઃખ ગમે તે આવે પણ જીવનની નિષ્ઠા હશે તો જીવન એ એક કથાના પ્રકરણ જેવું લાગશે ભગવાન અને જીવ વચ્ચે પ્રેમ કહાની છે, એમાં જીવન એ એક પ્રકરણ છે મરણ પણ એક પ્રકરણ છે. મર્યા પછી પણ જીવન જીવવાનું છે. સુખ અને દુઃખ બન્નેને પચાવતાં આવડે તે જીવન ખરું.

આ માટે શુક્લના ચંદ્રની માફક વર્ધિષ્ણુ થવું જોઈએ. જે સાહિત્ય કેવળ પતનની ગાથા ગાતું હોય કે ફક્ત ઉત્તર ગુજરાતનાં ભંગી રાખેલાં વાઘણો માફક કેવળ આદર્શની વાતો જ કરતું હોય તે નહી ચાલે. જેમાં સમાજની નબળાઇઓ અને ઉદાત્ત ભાવનાઓને એકસાથે મૂકી હોય એવું જીવન સમજાવવાની હિંમત રાખતું સાહિત્ય જોઈએ, આ કામ વ્યાસે કર્યું છે. નાનામાં નાની વિચારસરણી નોંધ વ્યાસે છોડી નથી. વ્યાસના નામ ઉપરથી જ નવા વિચારોને સમાજ સમક્ષ મૂકનાર પીઠનું નામ વ્યાસપીઠ પડ્યું. જેમ ભમરી તોડીને જ ખરો તરનાર છે તેમ સુખ દુઃખની ભમરીઓ તોડીને જીવન જીવનાર જ વર્ધિષ્ણુ છે.

બજારભાવની વાત ભૂલી જઈને ભાવવાહી જીવન જીવતાં શીખવું જોઈએ. માતાનો બજારભાવ નથી; ગાનારીનો છે. સામાન્ય રીતે જ્ઞાન વધે છે તેમ હૃદયના-જીવનના ભાવ ઘટે છે! આથી જ્ઞાન વધે છતાં ભાવ ઘટે નહીં એવો રસ્તો શોધવો જોઈએ. એવો રસ્તો કોણ બતાવે છે? ગીતા એક એવો ગ્રંથ છે જેમાં આવી ઘણી વાતો છે.

×

# મુશ્કેલીમાં માર્ગ કાઢવાની દૃષ્ટિ

જીવન વિવિધતા અને સુંદરતાથી ભરેલું છે. અસાધારણ કે મોટી વસ્તુઓમાંથી જ આપણને સુખ મળે એવું નથી. એ જ રીતે અણગમતી વસ્તુઓ કે પરિસ્થિતિમાંથી છટકી જઈ એનાથી દૂર ભાગી જઈને, આપણે સુખ મેળવવાની અપેક્ષા રાખતા હોઈએ તો એ પણ એક ભ્રમ જ છે. આપણી આસપાસ જે કંઈ સારું હોય, જે કંઈ મનગમતું હોય એમાં રસ લઈને આપણે જીવનની સમૃદ્ધિને શોધી શકીએ છીએ. આ માટે આપણી પાસે રસિક દૃષ્ટિ જોઈએ; કેમ કે આપણા જીવનમાં વિવિધ ક્ષેત્રોમાં આ દૃષ્ટિ આપણને ખૂબ જ ઉપયોગી થઈ પડે છે. આ માટે સૌ પ્રથમ આપણે આપણી જાતથી શરૂઆત કરવી જોઈએ માણસ પોતાની જાતને સમજી શકતો નથી, પોતાની રસવૃત્તિ અને પોતાનાં મનોવલણોની એને પૂરી સમજ હોતી નથી, એટલે જ ઘણીવાર માણસ દુઃખી થતો હોય છે. આપણે જેવા હોઈએ તેવા બની રહીએ, અને આપણી શક્તિ-અશક્તિના ચોક્કસ ખ્યાલ મેળવીને આપણે એનો સ્વીકાર કરીએ એ જરૂરનું છે.

આપણે અશક્યને આંબવાની અપેક્ષા રાખીએ, એ બરાબર નથી. જેને મળવા માટે આપણી પાસે શક્તિ કે સાધન ન હોય તો એની પાછળ દોડવાનો કંઈ અર્થ નથી. અપંગ માણસ સારો ફૂટબોલ ખેલાડી બની શકે નહીં કે બહેરો માણસ સંગીતની કદર કરી શકે નહિ, એ સમજી શકાય એવી વાત છે. આમ છતાં એવી કેટલીક મુશ્કેલી હોય છે કે જેને માણસ પોતાના પ્રયાસો અને તાકાતથી જીતી શકે છે. આપણા બધામાં એવી શક્તિઓ પડી હોય છે, જેને ધીરજ, નિશ્ચય અને શ્રદ્ધાથી સિદ્ધ કરી શકાય છે. કંઈક બનવાની કે કંઈક કરવાની આપણી ઈચ્છા કેવળ દિવાસ્વપ્નરૂપ જ ન હોવી જોઈએ. આપણે એ માટે સહેતુક પ્રયાસો કરીને એને વાસ્તવિક સ્વરૂપ આપવું જોઈએ. આ સિદ્ધાંત મહાન હેતુઓ અને આકાંક્ષાઓને જ લાગુ પડતો નથી, જીવનની સામાન્ય વસ્તુઓને પણ આ જ સિદ્ધાંત લાગુ પડે છે.

*

વિકાસ અને આત્મસુધારણા માટે આનંદ આવશ્યક છે. જે વ્યક્તિ આનંદ માણી શકતી નથી એ જીવનનું મહત્ત્વનું સત્ત્વ ગુમાવે છે. આનંદ એવું આધ્યાત્મિક તત્ત્વ છે કે જે ભાગ્યપલટો કરે છે અને એકતા સર્જે છે.

માનવીની મોટામાં મોટી મૂડી તેની હિંમત છે. આ હિંમત કોઈની આપી આવતી નથી, તે પોતાના અંતરમાં ઉદ્ભવે છે અને તેનું સીધું અનુસંધાન નિર્ભયતા સાથે રહેલું છે.

કેટલાકનો સ્વભાવ જ એવો થઈ ગયો હોય છે કે, તેઓ જ્યારે કામ કરતા થાકી ગયાની મરી ગયાની જ બૂમો પાડે છે. પણ હકીકતમાં એવું કંઈ જ હોતું નથી. સ્વભાવ મુજબ આવી વાતો કરનાર પર કોઈને દયા ઊપજતી નથી. —સંતબાલજી

# ઊંઘનો આદર્શ

અનંત કાણેકર

અનેક માણસોને અનેક કારણસર નેપોલિયન ગમે છે. કોઈને તે અદ્વિતીય યોદ્ધા તરીકે ગમે છે તો કોઈને તે એક મહાન દેશભક્ત તરીકે પ્રિય છે. મને તે ગમે છે તે માત્ર એક જુદા જ કારણથી. નેપોલિયન વિષે એવું કહેવાય છે, કે તેને ગમે તે વખતે અને ગમે તે સ્થળે ઊંઘ આવી શકતી. તેની નિદ્રા તેને વશ હતી. યુદ્ધના મેદાનમાં શત્રુ સાથે ભયંકર સંગ્રામ ખેલાઈ રહ્યો હોય, ત્યારે પણ તે વચ્ચે વચ્ચે ઘોડાપર બેઠાં બેઠાં પાંચ પંદર મિનિટ ઊંઘી લઈ તાજોમાજો થઈ શકતો. ખરેખર આ કારણસર મને એની ઈર્ષા આવે છે! અને આને લીધે જ તે મને બહુ ગમે પણ છે. યોદ્ધાઓ અને વીરપુરુષો દેશભક્તો અને વિશ્વવિજેતાઓ તો અનેક મળશે, પરંતુ આવો નિદ્રાપર વિજય મેળવનારો મહાપુરુષ ક્યાંથી મળશે?

નેપોલિયન બદલ મને શા માટે આટલું બધું માન છે એ જ્યારે મેં ગણુકાકાને જણાવ્યું, ત્યારે ક્ષણભર તો તે થંભી જ ગયા. થોડીવાર પછી ક્રોધથી દાંત વડે હોઠ કરડતા તે બોલ્યા :

'મૂરખ, તું તારા આળસને ઢાંકવા માટે એક ઐતિહાસિક વીર પુરુષની પાછળ છુપાવાનો પ્રયત્ન કરે છે કેમ? એક તો મનુષ્યનું અડધું જીવન ઊંઘને લીધે નકામું જાય છે. તેમાં તું રાતદિવસ જોયા વગર ગમે ત્યારે ઊંઘ ખેંચી કાઢી નેવું ટકા જીવન બરબાદ કરી રહ્યો છે, અને બાકી રહેલા દશ ટકામાં કંઈક ઉપયોગી અથવા સારું કાર્ય કરવાને બદલે નેપોલિયન જેવા મહાપુરુષની અનેક અનુકરણીય વાતો છોડી તેની ઊંઘનું જ દૃષ્ટાંત આગળ કરે છે? નેપોલિયન ગમે ત્યારે ઊંઘી શકતો એ તારા મતે તેની મહત્તા કેમ! આવી વાતો કરતાં તને જરા શરમ નથી આવતી?'

ગણુકાકા ભલેને ગાળોનો વરસાદ વરસાવે, પણ મને તેમની વાત ગળે નથી ઊતરતી. ઊંઘમાં વિતાવેલું આપણું જીવન બરબાદ જાય છે એ વાત જ પહેલાં તો મને બરાબર લાગતી નથી, ઊલટું મારા મત મુજબ તો જાગૃતાવસ્થામાં જીવેલા જીવન કરતાં નિદ્રાવસ્થામાં ગાળેલું જીવન કંઈ કેટલું યે મહત્ત્વનું અને સુંદર હોય છે. વધુ તો શું, પણ જાગૃત દશામાં જેવું જીવન કદી પણ શક્ય નથી તેવું જીવન નિદ્રાવસ્થામાં જીવવા મળે છે? નિદ્રાવસ્થામાં દેખાતાં સુંદર મધુર સ્વપ્નો તમને કદી જાગૃત દશામાં દેખાયાં છે ખરાં? પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાં ઊંડે ઊંડે કોઈને કોઈ એકાદ ગાંડીઘેલી અશક્ય છતાં પ્રિય એવી ઈચ્છા દટાઈ રહેલી હોય છે. જાગૃત જીવનમાં આવી ઈચ્છા પૂર્ણ થવાની વાત તો બાજુએ રહી, પણ તે જો માત્ર કોઈને માટે પણ વ્યક્ત કરવામાં આવે તો લોકો તમને મૂરખમાં જ ખપાવે. આવી ગાંડીઘેલી ઈચ્છા સફળ થવાનો અલૌકિક આનંદ તમને માત્ર સ્વપ્નસૃષ્ટિમાં ભ્રમણ કરાવતી નિદ્રામાં જ મળી શકશે.

અન્ય લોકોની ઈચ્છા કેવી હશે એ તો કોણ જાણે, પણ સૌ કોઈ મારી ઈચ્છા સાંભળીને હસશે એની પૂર્ણ ખાતરી હોવા છતાં પણ મારી એવી જ એક ગાંડી ઈચ્છાનું ઉદાહરણ આપ્યા સિવાય મારાથી રહેવાતું નથી.

નાનપણથી જ એ ઈચ્છા મારા મનમાં ઘર કરી બેઠી છે અને આજે પણ તે ત્યાંની ત્યાં જ-જેમ ને તેમ બેઠી છે. આ ઈચ્છા પૂર્ણ થવાનો અવર્ણનીય આનંદ મેં અનેક વખત ઊંઘમાં અનુભવ્યો છે; અને એટલું જ નહિ પણ અનેક વખત તેની મીઠાશ ચાખવાની આશા પણ છે. એ સ્વપ્ન મેં ગયાં કેટલાંક વર્ષોમાં અનેકવાર જોયું છે. બીજી રીતે કહું તો એ સ્વપ્ન હું જીવ્યો છું એમ કહી શકાય. પક્ષીની માફક ઊડવું એ મારી નાનપણથી તીવ્ર

ઈચ્છા છે। વિમાનમાં બેસી યંત્રનો આશરો લઈ ઊડવામાં મને ખાસ રસ નથી. પોતાના બાહુમાં અને પગમાં વિદ્યુત જેવી અદ્ભુત શક્તિનો સંચાર થતાં આપમેળે મન માને ત્યાં ઊડવું એ જ મારી ખરી ઈચ્છા છે।

નાનપણમાં જ્યારે અરબસ્તાનની આનંદ રજનીની વાર્તાઓ અને હનુમાનજીનાં પરાક્રમો વાંચતો ત્યારે મારામાં અજબ ઉત્સાહ આવી જતો અને આકાશમાં ઊડવાની આશા પ્રબળ થતી. ઘરનાં સર્વ માણસો બહાર જતાં મેં ઘણી યે વાર બારણાં બંધ કરી સૂપડાની જોડ અથવા ફાટેલી ચાદરો હાથે અને પગે બાંધી ખભા દુખવા આવે ત્યાં સુધી આ બનાવટી પાંખો વડે ઊડવાનો પ્રયત્ન કરી જોયો છે। હાલમાં જો કે મેં તેવો પ્રયત્ન નથી કરી જોયો, છતાં મારો આ પ્રયત્ન સ્વપ્નમાં તો સંપૂર્ણ સફળ થયો છે। ક્ષિતિજ સુધી વિસ્તરેલું એક વિશાળ મેદાન મને સ્વપ્નમાં દેખાય છે. તે મેદાનમાં હું કોઈ શરતમાં દોડતો હોઉં એવી રીતે દોડવાની શરૂઆત કરું છું. દોડતાં દોડતાં મારા બંને પગો ધરતીથી અદ્ધર થઈ જાય છે અને પછી તો પૂછવું જ શું ? કમર પાછળ હાથ રાખી જેમ ફાવે તેમ જઈએ તેટલી ઝડપે હવામાં તરતો હું સર્વત્ર ઊડું છું. હીંચકે બેસી પગના ઠેકાથી જેમ હીંચકાને ઊંચો ચડાવીએ છીએ તે જ પ્રમાણે હવામાં પણ જેટલા જોરથી પગ દાબવો હોય તેટલો દાબી હું તીવ્ર વેગથી ઊંચે ને ઊંચે ઊડયે જાઉં છું. આ સ્વપ્ન મેં અનેકવાર જોયું છે અથવા બીજી રીતે કહું તો 'જીવ્યો' છું; અને તે પણ એટલી સાચી રીતે જીવ્યો છું કે સ્વપ્નમાંથી જાગૃત થયા પછી પણ તે સ્વપ્નની મોહક ખુમારીમાંથી હું કેટલીયે ક્ષણો સુધી મુક્ત થઈ શકયો નથી. અને અત્યારે એક ક્ષણ પહેલાં જે સ્વપ્નમાં સહેજમાં સિદ્ધ થઈ શકયું તે જાગૃતાવસ્થામાં કેમ ન થઈ શકે એવી ઘેલી આશા મારા મનમાં કૈં ય કેટલી ય વાર ડોકિયું કરી ગઈ છે.

ઈહલોકમાં જેમનાં દર્શન આપણને કદી પણ થવાનાં નથી એવાં આપણને છોડી ગયેલાં આપણાં પ્રિયજનોની મુલાકાત ભલેને તે માત્ર ક્ષણિક જ હોય —ફક્ત એક નિદ્રાવસ્થામાં રચાતી સ્વપ્નસૃષ્ટિમાં જ થાય છે. જગતના દુઃખોમાંથી મુક્તિ મેળવવાનો મૃત્યુ એ જ એક માત્ર ઉપાય છે. એ અનેક લોકો કહેતા હોય છે. તેવા લોકોને હું કહીશ કે, ભાઈઓ, આવા અંતિમ ઉપાયને અમલમાં મૂકતા પહેલાં એક બીજો ઉપાય અજમાવી જુઓ. મૃત્યુના સર્વ ફાયદા જેમાં છે અને નુકસાન જેવું જેમાં કંઈ નથી એવી એક વસ્તુ આ જગતમાં છે અને તે ઊંઘ !

ગણુપાકા અને તેમના જેવા બીજા અનેક લોકો આપણા પત્રકારો પણ મર્યા વગર ભલે રાત ને દિવસ કામ કર્યા કરે, અને નામના કે મોટાઈ મેળવ્યા કરે. હું તો માત્ર જ્યાં મળે ત્યાં અને જ્યારે મળે ત્યારે એ શીકામાં માથું ખાલી બની શકે તેટલું ઊંઘી લેવા માગું છું !

*

માધવબાગના દરવાજા નજીક અમે ઊભા હતા. સળિયાવાળા પિંજરામાં પૂરવામાં આવેલી ચકલી દ્વારા ભવિષ્ય જોવડાવવાનું હમણાં બહુ ચલ્યું છે તમે એક આનો આપો. 'જોષી' પિંજરાનું બારણું ખોલે. અંદરથી 'દેવચકલી' નીકળે. બહાર ગોઠવેલા કવરો પડ્યા હોય, ચકલી પોતાની ચાંચ વડે એક કવર ઉપાડે. મહેનતના બદલામાં 'જોષી' ચકલીને બેચાર ચોખાના દાણા નાખે, અને પછી ભોળા ભાવુકને કવરની અંદરનું છપાયેલું લખાણ વાંચી સંભળાવે.

દર્શન કરવા આવેલ એક વૃદ્ધાને કોણ જાણે કેમ ભવિષ્ય જોવડાવવાનું મન થઈ ગયું. ઉત્સુકતાપૂર્વક તે બેઠી ને ભવિષ્ય વંચાયું. 'હવે થોડા જ દિવસમાં તમારા લગ્ન થશે'

કપાળે મોટા ચાંલ્લા સાથે ને હાથમાં કાચની બંગડીઓ ખખડાવતી ડોસીએ 'મેર મારા પીટ્યા ઠેતરે છે લોકોને ?' કહીને પેલાને એવો તો ઠબકો પાડી નાખ્યો કે ત્યાર પછી તે સ્થળે 'જોષી મહારાજ' દેખાયા જ નહિ '

# સુજાતા

ડૉ. હરિવલ્લભ ભાયાણી

સુજાતાની આંખ ઊઘડી ગઈ ત્યારે ઘરમાં હજી ભર્યે અંધારું અને સૂનકાર હતાં. ગામ મહાલયમાં હજી સૌ નિરાંતે ઊંઘતા હતાં. ક્વચિત્ દૂરથી સંભળાતા કાગડાઓના 'કૉ,' 'કૉ' કે રસ્તા પરનાં રડ્યાં ખડ્યાં પગલાંના અવાજ સિવાય મળસકાની શાંતિનો હજી કોઈ ભંગ કરતું ન હતું.

તંદ્રા ખંખેરતી, વૈશાખી પ્રભાતની મધુર શીતળતા ને શાંતિનો આસ્વાદ લેતી સુજાતા પથારીમાં ઘડીભર જાગતી પડી રહી.

રાત્રે પોતે કેટલી મોડી સૂતી? ને તે પણ અમ્માએ જરા ખિજાઈને પરાણે સુવાડી દીધી હતી ત્યારે. અને તોયે એટલા વહેલા પરોઢમાં સૌની પહેલાં એની ઊંઘ ઊડી ગઈ હતી. જ્યાં ઉત્સાહ અને ઉમંગમાં મન કૂદાકૂદ કરી રહ્યું હોય ત્યાં ઊંઘ આવે પણ શેની!

વળી મોડેથી આંખ મળ્યા પછી તેના નાનકડા સંજયને માટે તેને એક વાર ઊઠવાનું થયેલું. અત્યારે ઊંઘમાં એનું રૂપાળું મોં કેવું મીઠું લાગે છે! સંજયે આવીને તો પોતાના સુખ પર કળશ ચડાવી દીધો.

પણ ઘરનાં બધાં હજી સુધી સૂઈ કેમ રહ્યાં છે? કેટકેટલું કરવાનું બાકી છે? વધારે મોડું થશે તો કામને પહોંચી નહીં વળાય ને પૂજાનું મુહૂર્ત પણ કેમ સચવાશે! ચાલ, સૌને ઉઠાડું.

કેટલી સુખી હતી પોતે! ઊછરતી વેલની જેમ. જેમ જેમ તે મોટી થતી ગઈ હતી તેમ તેમ તેના સુખમાં પણ ઉપરાઉપરી ભરતી આવતી ગઈ હતી. ઉરુવેલા પ્રદેશના સેનાની ગામના મુખીની પોતે એકની એક પુત્રી. કેટકેટલી દેવદેવીઓની માનતા ને શ્રમણસંગીની સેવાપૂજા પછી મુખીને ઘેર તેનાં પગલાં થયેલાં. માતપિતા ફૂલની જેમ જતન કરતા હોશે હોંશે તેનાં નાનાં મોટાં બધાં લાડકોડ પૂરાં કરતાં. મધુરી સ્વપ્નમાળા સમું બચપણ રમતગમત ને મોજમસ્તીમાં જોતજોતામાં તો સરી પણ ગયું. અચાનક જ એક દિવસ પોતાનામાં કશો અપૂર્વ ફેરફાર થતો તેને લાગ્યો. અંગોમાં કોઈ નવતર સ્ફૂર્તિ, હૈયામાં કોઈ અવનવો ઉલ્લાસ થનગની રહ્યો.

પણ આમ યૌવનના ઉંબરમાં હજી તો તેણે માંડ પગ માંડ્યા, ત્યારે બનેલો અને તેના સ્મરણમાં જેવો ને તેવો અવિશુદ્ધ કોતરાઈ ગયેલો એક પ્રસંગ અત્યારે તેની સામે હવામાં ભજવાવા લાગ્યો.

એ પ્રસંગ બન્યો ત્યારે આગલે દિવસે રાતના અમ્માએ તેને સમાચાર આપ્યા હતા કે ભદ્રા સાસરેથી પાછી આવી ગઈ છે. ને પોતાની એ બાળપણની સહિયરને મળવા તેનું મન તલપાપડ થઈ રહ્યું: વરનાં કેવાં કેવાં લાડ પામી સાસરીમાં. સૌની સાથે કેવુંક ગોઠ્યું. કેટલી નવી ગોઠણો કરી, એવી ને બીજી હજાર રસીલી રંગીલી વાતો સાંભળવા ને કરવા તેનું હૈયું કૂદાકૂદ કરી રહ્યું. બીજે દિવસે સવારના જ તે ભદ્રાને ત્યાં દોડી ગઈ.

પણ ભદ્રાને જોતાં જ તેના પર બોંબાં જડાઈ ગયાં. આ તે ભદ્રા હતી કે ભદ્રાનું ભૂત! રૂપ, ચતુરાઈ ને તોફાનમસ્તીમાં પોતાનાથી પણ વહેંત ચડી જાય તેવી લગ્ન પહેલાંની ભદ્રાને બદલે તેની સામે ઊભી હતી એક ફિક્કી, સુકલકડી-સોંડી ઊતરી ગયેલી પણ હજી મૂંગી ચમકને કાઠક ટકાવી રાખતી આંખો, ઊતરતાં ઊપસી આવેલાં હાડકાં, કપડાંમાં ક્યાંક સંતાઈ રહેતું શરીરનું માળખું! એક જ વર્ષમાં આ શો ઉત્પાત થઈ ગયો? કશો રોગદોગ લાગુ પડ્યો હશે? ને એકાએક પોતાના ગળામાં બાઝી આવેલો ડૂમો તેણે મહામહેનતે દબાવી દીધો.

તે દિવસે ભદ્રાને ત્યાંથી પાછી ફરી ત્યારે પોતે પણ સાવ બદલાઈ ગઈ હતી. ભદ્રાને પતિ અને સાહેલી તરફથી જે સહેવું પડ્યું હતું તેવી તેનું

હૃદય અત્યંત દ્રવતું હતું. પાછાં પડી ગયેલાં માબાપે મોટાં ઘર જોઈને ભદ્રાને આપેલી. વર પણ દેખાવમાં જરાયે ઊતરતો ન હતો. એટલે સાસરાવાળાં બધાં મળીને ભદ્રાની આવી દશા કરશે, તેને આટલું સોસવું પડશે એવી તો કલ્પના પણ ન હતી.

ઘેર પહોંચતાં તેણે અમ્મા આગળ ભદ્રાનું આખું પ્રકરણ કહ્યું ને ઉંવડે ઊકળતા જીવે પૂછ્યું :

'અમ્મા ! અમ્મા ! કહે તો ખરી, ભદ્રાને એ લોકો શું કામ રિબાવે છે ? આવી દેવકન્યા જેવી છોકરીને અમથાં અમથાં દુઃખ દેતાં તેમનો જીવ કેમ ચાલતો હશે ?'

'જેનાં જેનાં ભાગ્ય, બહેન,' અનુભવે રીઢી થયેલી માત બોલી: 'નહીં તો વહુઘરમાં આમ તો કશું કહેવાપણું નથી. કોને ખબર એ લોકો આવાં નીકળશે ?'

'બળ્યું એ ભાગ્ય !' સુજાતાએ બળાપો કાઢયો. 'જો તું કહે છે તેવું હોય તો તો પછી આપણા હાથની તો કાંઈ વાત જ નહીં ને ? થાય તેમ થવા દેવું ને મૂંગે મોઢે સહી લેવું, એમ જ ને ?'

'એવું સાવ નથી. દેવતાને ભાવથી પૂજો, દાનદયા કરો, કોઈ સાચવાળા દેવની માનતા રાખો તો તે ફળે ને દુર્ભાગ્યનું સદ્ભાગ્ય પણ થાય. અમાનાં વ્રતપૂજા ફળ્યાં, તો અમારાં ભાગ્ય પણ ફર્યાં ને તારા જેવી દીકરીને પગલે વાંઝિયાપણું ટળ્યું, એ તો તું જાણે છે ને !'

પોતે મૂંગી થઈ ગઈ; તેણે જીવતરમાં પહેલી વાર મથામણ, મૂંઝવણ ને દુઃખ અનુભવ્યાં. મન ઉદાસ થઈ વિચારે ચઢી ગયું કદાચ પોતાનું પણ ભદ્રા જેવું થાય તો ! વિચાર આવતાં તેણે કમકમાટી અનુભવી અજાણ્યા ભાવિભયથી તેનું સુકુમાર, બિન-અનુભવી હૃદય ફફડી રહ્યું.

તે દિવસની આખી રાત કેવી વીતેલી એ સંભારતા, અત્યારે સુખને હીંડોળે ઝૂલતી સુજાતાએ પણ વિકળતાથી પાસું ફેરવ્યું, ને સજયને શરીરે મૃદુતાથી હાથ ફેરવી, ફરી તે પોતાની સ્મરણમાળાના મણકા અધૂરા મૂકવા હતા ત્યાંથી પાછા ગણવા માંડી.

એ યાદગાર રાતને અંતે તેણે એક પાકો નિશ્ચય કરી લીધો. ભદ્રાના જેવી પોતાની દશા ન થવા દેવી હોય તો આંખ મીંચીને કેવળ ભાગ્ય ઉપર આધાર ન રાખતાં મનગમતું ઠેકાણું મળે તે માટે પોતે થઈ શકે તેટલું બધું કરી છૂટવું; વ્રતપૂજા, પૂછપરછ તેમ જ જાતતપાસ, જેટલું થાય તેટલું.

ને તે દિવસથી જ તેણે વહેવારની ને સગાસંબંધીની વાતોમાં ધ્યાન આપવાનું અને વ્રતનિયમ આસ્થાપૂર્વક કરવાનું શરૂ કરી દીધું.

એટલામાં વૈશાખી પૂનમ આવી, જે દિવસ તેના જીવતરનો મંગળમાં મંગળ દિવસ થવા નિર્માયો હતો ને એમ તેના હૃદય સાથે હંમેશનો જડાઈ ગયો હતો. તે દિવસે તેણે માતાના આગ્રહને આધીન પાદરમાં રહેલા પુરાણા અડાબીડ વડની માનતા રાખેલી કે પોતાને મનગમતો કુલીન વર ને સાસરીનું સુખ મળશે અને પહેલે ખોળે પુત્ર અવતરશે તો પોતે વડદેવતાને ખીરનું નૈવેદ્ય ધરાવશે.

ને જોગાનજોગે તેની માનતા પૂરેપૂરી ફળી ! પોતે પણ મળતા વરઘરની બાબતમાં ચીવટ રાખી ખાત્રી ને પૂછપરછ કર્યા જ કરતી, એ વાત ખરી, પણ તેને જે ઠેકાણું મળ્યું તે એવું સોનામૂલું હતું કે તેમાં દેવતાની પણ કૃપા હોવાનું માન્યા વિના તેથી કેમ રહેવાય ? તેના ત્રણ વરસના પરણેતરમાં તેણે જે સુખ અનુભવ્યું હતું તેને સ્વર્ગસુખ કહેવામાં તેને કશું વધારે પડતું નહોતું લાગતું. ને આ ફૂલના ગોટા જેવા સંજયે આવીને તો તેને ઘેલી જ બનાવી મૂકી હતી.

ને સુજાતા પથારીમાંથી સફાળી બેઠી થઈ ગઈ. જે વડદેવતાએ તેની બધી આશા ને ઓરતા પૂરા કર્યા હતા તેની માનતા પૂરી કરવાનો, તેમને નૈવેદ્ય ચડાવવાનો આજે દિવસ હતો.

તે ઝડપટ ઊભી થઈ. માતાને તેમ જ દાસી પૂર્ણાને પણ ઉઠાડયાં. પૂજાની સામગ્રી તૈયાર કરવામાં અહીં તહીં ધૂમાધૂમ ને ધમાધૂમ કરી મૂકી. તેના હરખને ઉત્સાહના પૂરમાં સૌ તણાવા લાગ્યા.

જાતવાન ગાયનું દૂધ આવી ગયું, તેમાં સુગંધી ચોખા રાંધ્યાં અને કેસર, એલચી વગેરે દ્રવ્યો મેળવીને સુવાસિત, સ્વાદિષ્ટ ખીર નૈવેદ્ય માટે કરવામાં આવી. પછી સંજય સહિત પોતે તૈયાર થાય તેટલામાં દાસી પૂર્ણાને વડ નીચેની જગા સાફસૂફ કરી, ત્યાં સુવાસિત જળ છાંટી, ફૂલ વેરીને તેને સજાવવા આગળથી મોકલી આપી.

હવે એમ એવો બન્યો કે શાક્યરાજ શુદ્ધોદનના પુત્ર સિદ્ધાર્થ ગૌતમ રાજવી વૈભવ તજી દઈ શ્રમણ બન્યા હતા અને છ વરસથી બધાં દુઃખના નાશનો આધ્યાત્મિક માર્ગ શોધવા તપ, સંયમ ને ધ્યાન દ્વારા મથી રહ્યા હતા. તેઓ અરસામાં ઊરુવેલા પ્રદેશમાં વિહરતા હતા. વૈશાખી પૂનમને દિવસે તેઓ સેનાની ગામના પેલા પવિત્ર મનાતા વડની નીચે ધ્યાનાવસ્થામાં બેઠા હતા. અમર્યાદ દેહદમનનો માર્ગ સાચો ન લાગતાં તેઓ કેટલાક દિવસથી પરિમિત આહાર લેતા હતા ને તેથી તેમની પહેલાંની મુખકાંતિ પાછી આવી હતી. તેમાં વળી સત્યના સાક્ષાત્કારમાંથી પરિણમતા આંતરિક સંવાદનું તેજ ભળતાં તે ઓર દીપતી હતી. કોઈ સૌમ્યમૂર્તિ દેવતા લોકકલ્યાણ માટે વડ નીચે ધ્યાન લગાવીને બેસી ગયા હોય તેવો ભાસ, શ્રમણ ગૌતમને આવે રે જોનારને થતો.

ને સુજાતાની મોકલેલી પૂર્ણા વડ પાસે આવી પહોંચી, ત્યારે તેણેય એમ જ માની લીધું. અચંબામાં તેનું મોં ખુલ્લું રહ્યું : ‘ખરેખર, સુજાતાના ભાગ્યનો સૂરજ પૂરા તેજે તપે છે ! જુઓને તેનું નૈવેદ્ય સ્વીકારવા દેવતા જાતે જ રૂપ ધરીને અહીં બેસી ગયા છે !’

આવું માનીને બે હાથ જોડી તેણે પ્રણામ કર્યા ને હરખથી અરધી અરધી થઈ જતી તે સુજાતાને બોલાવવા દોડી.

ઘરમાં પેસતાં સુજાતાને જોઈ તેવી જ તે એકશ્વાસે બોલવા માંડી :

‘અરે, સ્વામિની ! દોડ, દોડ ! એક પળ પણ ન ગુમાવ. તારાં ભાગ્ય તો પૂરાં ઊઘડી ગયાં. આપણું નૈવેદ્ય સ્વીકારવા સાક્ષાત્ દેવતા વડ નીચે પ્રગટ થયા છે અને આસન લગાવીને તારી વાટ જોતા બેઠા છે. ચાલ, ઝટપટ બધી સામગ્રી લઈને આપણે દોડીએ.’

‘શું વાત કરે છે તું ! કાંઈ ઘેલી તો નથી થઈ ગઈ ને ?’ ન મનાય એવી વાત કરતી પૂર્ણાને હસી કાઢતાં સુજાતા બોલી, ‘એમ દેવતા રસ્તામાં પડ્યા હશે ! તારી પણ અક્કલ ઠેકાણે નથી લાગતી.’

‘સ્વામિની, તું બીજી વાત જવા દે ને જાતે જ આવીને ખાતરી કર. કોઈની વાટ જોયા વિના ઝટ નૈવેદ્ય લઈ લે. હું પૂજાસામગ્રીના થાળ ને સંજયને ઉપાડું છું. ચાલ.’

ને અરધી શંકાશીલ, તો અરધી સુખ પર સુખની હેલી આવ્યે જતી હોવાથી સાચું માનવા તરફ ઢળતી સુજાતાએ ખીરનું, સુવર્ણપાત્ર પોતાના માથા પર લીધું. પૂર્ણાએ પૂજાસામગ્રી ને સંજયને ઊંચક્યાં ને બંનેએ બીજા કોઈને પણ બોલાવ્યા વિના કશા ઠાઠમાઠ વગર વડ ભણી ઉતાવળાં પગલાં ભર્યાં.

વડ નીચેની તેજસ્વી, શાંત, ધ્યાની મૂર્તિને જોઈને સુજાતાને હવે દાસીની વાત ગળે ઊતરી ગઈ. તેની આંખમાં આનંદાશ્રુ ઊભરાઈ આવ્યાં દાસીએ શ્રમણ ગૌતમની આસપાસની જગા સંભાળથી સ્વચ્છ કરી. જળ છાંટ્યું પુષ્પો વેર્યાં. સુજાતાએ ધૂપદીપ ને નૈવેદ્ય ધર્યાં. ભક્તિભાવ ને હરખના આવેશમાં બંને મોટે મોટેથી રાગ કાઢી સ્તુતિ બોલવા લાગ્યાં.

આ બધી ધમાલ ને ગરબડથી શ્રમણ ગૌતમનું ધ્યાન છૂટી ગયું તેમણે આંખો ખોલી આસપાસ મૃદુ, સ્વસ્થ દૃષ્ટિ ફેરવી. પોતાની દેવની જેમ પૂજા થતી જોઈને કાંઈક સમજફેર થયો છે એવો ખ્યાલ તેમને આવી ગયો.

ધ્યાનસ્થ મૂર્તિએ આંખ ઉઘાડી અને તેમના મુખભાવમાં ફેરફાર થયો તે સુજાતાએ જોયું ને તે પણ કાંઈક એકાએક પામી ગઈ કે જેને તેમણે સાક્ષાત્ દેવતા માની લીધા છે તે દેવતા નથી, પણ કોઈ અતિ પવિત્ર સિદ્ધ પુરુષ કે તપસ્વી મહાત્મા છે.

એટલામાં શ્રમણ ગૌતમ આછા સ્મિત સાથે ધીરે સ્વરે તેના પ્રત્યે જોઇને બોલ્યા :

'ભદ્રે ! તું આ બધું શું કરી રહી છે ?'

'ભગવન્ ! આપ આ વડનું દેવતારૂપ ધરીને અહીં પ્રગટ થયા છો એવી ખબર મળી, એટલે મેં માનેલું નૈવેદ્ય ધરાવવા હું ઝટપટ દોડી આવી છું. કૃપા કરીને મારું નૈવેદ્ય સ્વીકારો.'

'ભદ્રે ! તારી સમજ બરાબર નથી. આ દેહ કોઇ દેવતાનો નહીં, પણ મનુષ્યનો છે-જોકે મનુષ્ય તેમ જ દેવ સૌ મરણધર્મા છે, ક્ષણિક છે. હું શ્રમણ છું, અને જીવનમરણના ફેરામાંથી છૂટવાનો, દુ:ખમાત્રનો અંત લાવવાનો ઉપાય શોધી રહ્યો છું.'

'ભદંત ! અરે અજાણતાં એકને બદલે બીજું સમજી બેઠાં એ આપે સાચું કહ્યું. પણ તેમાં અમને તો લાભ જ થયો છે. આપ વડદેવતા નથી અને શ્રમણ છો તેથી શું થઇ ગયું ? પવિત્ર મહાત્માને ધરેલું નૈવેદ્ય મારા દેવતાને પહોંચવાનું જ, ને એમની કૃપા મારા પર સદૈવ વરસવાની જ; એટલે આ નૈવેદ્ય આપ ભિક્ષામાં સ્વીકારો. સાચા અંતરથી હું કહું છું કે મારી બધી કામનાઓ જેમ પૂરી થઇ, તેમ, ભદંત ! આપની પણ થજો. આપનું તપ ફળજો ને લોકોના કલ્યાણનો માર્ગ આપ શોધી રહ્યા છો તે આપને ઝટ મળજો !'

પૂર્ણ શ્રદ્ધા, ભક્તિ ને પૂજ્યભાવથી અપાયેલી એ ભિક્ષા શ્રમણ ગૌતમે સ્વીકારી. અંજલિને પગે લગાડી, પોતે પ્રણામ કરી, ધન્યતા અનુભવતી સુજાતા દાસી સાથે પાછી ફરી.

સુજાતાની ભક્તિભાવવાળી જેવી અંતરની આશિષ ખરેખર ફળી હોય તેમ તે જ રાત્રે શ્રમણ ગૌતમને બધાં સંશય કાંતે ઓગાળી નાખતું, અંતરને અજવાળાથી ભરી દેતું, દુ:ખમાત્રનો અંત આણી અનંત, પરમ સુખનો માર્ગ બનાવતું કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું. તેઓ સર્વજ્ઞ થયા, બુદ્ધ થયા.

અને ભગવાન બુદ્ધને બુદ્ધપદની પ્રાપ્તિ થઇ તે પહેલાંની અંતિમ ભિક્ષા જોંડી આપ્યા ને સદ્ભાવથી આપવા માટે સુજાતા અનન્ય જશ અને કીર્તિનું ભાજન બની.

---

સકળ વિશ્વના શાંતિદાતા ભગવાન બુદ્ધ જ્યારે જેતવનમાં વિચરતા હતા, ત્યારે એમને એક જિજ્ઞાસુ રાજાએ પૂછ્યું :

'મહારાજ, આપ કહેતા હતા કે મનુષ્ય ચાર પ્રકારના છે તો એ કેવી રીતે તે સમજાવશો ?'

ઉત્તર મળ્યો :

'મનુષ્ય ચાર પ્રકારના છે : એક તો તિમિરમાંથી તિમિર પ્રતિ જનાર, બીજા તિમિરમાંથી જ્યોતિ પ્રતિ જનાર, ત્રીજા જ્યોતિમાંથી તિમિર પ્રત્યે જનાર અને ચોથા જ્યોતિમાંથી જ્યોતિ પ્રત્યે જનાર.

રાજન્ ! એકાદ મનુષ્ય ચાંડાળ, નિષાદ વગેરે હીન કુળમાં જન્મે છે અને આખો જન્મ દુષ્કૃત્ય કરવામાં ગાળે છે. આ માણસ તિમિરમાંથી તિમિર પ્રત્યે જનાર છે એમ હું કહું છું.

બીજો એક માણસ હીન કુળમાં જન્મે છે, ખાવાપીવાનાં પણ સાંસા હોય છે છતાં યે મન, વચન અને કર્મથી સત્કર્મનું આચરણ કરે છે; એવા માણસને હું તિમિરમાંથી જ્યોતિ પ્રતિ જનાર માણસ કહું છું.

ત્રીજો એકાદ મહાકુળમાં જન્મે છે. ખાવાપીવાની એને ખોટ નથી. શરીરે પણ બળવાન ને રૂપવાન છે. પરંતુ મન, વચન અને કાયાથી દુરાચરણ સેવે છે. એને હું જ્યોતિમાંથી તિમિર પ્રત્યે જનાર ગણું છું.

પણ જે મનુષ્ય સારા કુળમાં જન્મ પામીને સર્વ કાળ સદાચરણ કરે છે, તે જ્યોતિમાંથી જ્યોતિ પ્રતિ જનારો મનુષ્ય છે.'

# ગાંધીજીનું ચિંતન

કાકાસાહેબ

ગાંધીજીનું ચિંતન માનવજાતિના કલ્યાણ માટે અનેક દિશામાં કામ કરતું હતું. જીવન સાથે સંબંધ રાખનારો એક પણ મહત્ત્વનો વિષય નથી, જેને વિષે તેમણે ઊંડા ઊતરી વિચાર્યું ન હોય. આત્મા-પરમાત્મા અને ધર્મથી માંડીને મનુષ્યના આહાર, આરોગ્ય તથા કપડાં, પથારી સુધી દરેક વિષય પર તેમણે વિચાર્યું હતું અને ઉપયોગી સૂચનાઓ આપી રાખી હતી.

દુનિયાના નાના-મોટા, નવા-પુરાણા સર્વ ધર્મોએ મનુષ્યજાતિના કલ્યાણ માટે વધારેમાં વધારે ચિન્તન કર્યું છે, અને ઈશ્વરની યોજના અનુસાર દુનિયાના બધા ધર્મો આપણા ભારતમાં આવી વસ્યા છે. એક પણ ધર્મ એવો નથી જેમાં માનનારા લોકો આપણા દેશમાં ન મળી શકે. જેમ બધી દીકરીઓ આરામને માટે પિયર આવે છે એવી જ રીતે દુનિયાના સર્વ ધર્મ આ અદ્‌ભુત દેશમાં આવી વસ્યા છે; અને ભારતીઓનું માનસ પણ એવું છે કે દરેક ધર્મ વિશે પૂરેપૂરી દિલચસ્પી રહે છે. ધર્મ પ્રત્યે નફરત રાખનારા, ધર્મનો વિરોધ કરનારા નાસ્તિક લોકો પણ જેમ આપણા દેશમાં ઊભા થયા છે તેવી જ રીતે બીજા દેશોમાં પણ કદાચિત ઊભા થયા હશે.

ઈશ્વર છે નહીં, આત્મા પણ ખરેખર નથી, એ કેવળ એક વહેમ છે એમ કહેનારાઓ એક ધર્મ પણ આ દેશમાં જન્મ્યો અને અહીંથી દૂર દૂર સુધી પહોંચી ગયો. આપણા દેશના ભક્તોએ એના વિશે એટલું જ કહ્યું, કે સ્વયં ભગવાને જ તેને એવી મતિ આપી છે, તે બિચારો શું કરે! એને ભગવાનનો ઇન્કાર કરવાથી સાંત્વના મળતી હોય તો ભલે એ વ્યસનને એ લઈ બેસે; ભગવાન એવાઓનું પણ ભલું જ ઇચ્છે છે. એ લોકો ભલે ભગવાનને પોતાના ચિત્ત અને દિમાગથી દૂર રાખે ભગવાન થોડા તેમને દૂર રાખવાનો છે? આપણા દેશમાં નાસ્તિકોને પણ મંદિરમાં જઈ ઈશ્વરની વિરુદ્ધ બોલવાની છૂટ હતી.

આવા આ દેશમાં સર્વ ધર્મોમાં માનનારા લોકો હંમેશાં અહીં આવતા રહ્યા અને વસ્યા તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી.

એમ તો આખી દુનિયામાં જ્યાં જ્યાં એકથી વધારે ધર્મ એકત્ર જોવા મળે છે, એમની વચ્ચે કોઈ ન કોઈ વિરોધ તો હોય છે જ. આજે પહેલાંની જેમ ધર્મયુદ્ધ થતાં નથી, પરંતુ ધર્મ-ધર્મ વચ્ચે શીતયુદ્ધ-ઠંડું યુદ્ધ ચાલ્યા કરે છે.

ઇતિહાસ વાંચનારા જાણે છે કે ઇસ્લામ અને ઇસાઈ ધર્મ વચ્ચે વર્ષો સુધી યુદ્ધ ચાલ્યું. આ યુદ્ધનું વર્ણન આપણે અંગ્રેજીમાં વાંચ્યું છે, જેમાં ઇસાઈઓની બાજુ સારી રીતે રજૂ થઈ છે. બીજી બાજુનો પણ ઇતિહાસ હશે જે આપણી સમક્ષ હજી સુધી આવ્યો નથી. પરંતુ આ યુદ્ધનું પરિણામ શું આવ્યું! બન્ને બાજુના હજારો લોકો મર્યા ગયા પરંતુ એક પણ ધર્મનો નાશ ન થયો. બન્ને ધર્મ હતા તેવા જ રહ્યા છે. ઈસાઈ કહે છે અમારો ધર્મ જ સાચો છે. મુસલમાન કહે છે અમારો ધર્મ જ સાચો છે. બન્નેની શ્રદ્ધા જોઈ બન્ને પ્રતિ આપણા મનમાં આદર જન્મે છે. જે નિષ્ઠાથી, જે ભક્તિથી મુસલમાન કુરાને શરીફ વાંચે છે, એ જોયા પછી કોણ એવો માણસ છે કે, જે કુરાન પ્રતિ માનની લાગણીથી ન જુએ! જ્યારે આપણે યહૂદીઓની તોરાત પ્રત્યેની શ્રદ્ધા જોઈએ છીએ, અને ઇસાઈઓની તોરાત અને ઇન્જિલ બન્ને પ્રતિ શ્રદ્ધા-ભક્તિ જોઈએ છીએ ત્યારે આપણા મનમાં એ બે ધર્મગ્રંથો પ્રતિ પણ આદરભાવ જન્મે છે.

જો કોઈ વિશિષ્ટ-મારા ધર્મ સિવાયના બાકીના બધા ધર્મોનાં પુસ્તકોને હું બુદ્ધિની કસોટીએ કસું તો આપણે કહીશું કે તો પછી બુદ્ધિની કસોટી પક્ષાંતરરહિત, અપવાદરહિત બધા ધર્મગ્રંથોને લાગુ પાડવી જોઈએ. જો બાઇબલને બુદ્ધિની કસોટી પર કસવું હોય તો આપણી જ બુદ્ધિને આગળ કેમ

કરીએ? ખ્રસ્રાઈઓમાં પણ બુદ્ધિ છે. એમની બુદ્ધિની કસોટીએ બાઈબલને કસવા માટે આપણે શા માટે કોઈ વિરોધ હોવો જોઈએ?.

બાઈબલમાં માનવાવાળા લોકો પણ કહે છે કે અમે બાઈબલમાં માનીએ તો છીએ, પરંતુ બાઈબલમાં લખેલી મહત્ત્વની વાતો સ્વીકારી આગળ ચાલીએ છીએ. તે સિવાયની વાતો અમે આદરપૂર્વક બાજુ પર રાખીએ છીએ.

કુરાને શરીફમાં શ્રદ્ધા ધરાવતા મુસલમાનો પણ આમ જ કહે છે. અને પ્રત્યેક ધર્મમાં પોતાના ધર્મ-ગ્રંથથી અતિરિક્ત બીજી પણ ઘણી એવી વાતો છે જેને એ ધર્મમાં માનવાવાળા આદરપૂર્વક જુએ છે, જ્યારે બીજા ધર્મના લોકો એ વાતને નથી માનતા ઈસાઈ કહેશે, 'ભગવાન બધાનો પરમપિતા છે.' મુસલમાન કહેશે કે 'ભગવાન ન કોઈનો પુત્ર છે કે ન કોઈનો પિતા-ભગવાન તો બધાનો માલિક છે.' રામકૃષ્ણ પરમહંસ કહેતા હતા કે 'હું તો ભગવાનને માતા સમજીને જ એની ભકિત કરું છું. હું માતા સાથે વાત કરું છું, માતા મને આશીર્વાદ આપે છે.' જ્યારે ગાંધીજીને કોઈકે પૂછ્યું, ત્યારે ગાંધીજીએ કહ્યું, 'ભગવાન તો ભગવાન જ છે, તે ન કોઈની માતા છે કે ન કોઈનો પિતા પરંતુ ભગવાન દયાળુ છે. તે આપણને માતા કે પિતાના રૂપે પોતાની ભકિત કરવા દે છે.' અને ગીતાનું વચન આગળ ધરી ગાંધીજી કહે છે. 'મનુષ્ય ભગવાનની જે રૂપે ભકિત કરે છે, એ જ રૂપે ભગવાન એની સન્મુખ આવી એનો ઉદ્ધાર કરે છે.'

મેં જોયું છે, આદર સાથે સર્વ ધર્મગ્રંથ વાંચીને જોયું છે કે પ્રત્યેક ગ્રંથમાં મનુષ્યને માટે ઉન્નતિનો જ માર્ગ છે પ્રત્યેક ધર્મમાં સદાચારનું ગૌરવ કરવામાં આવ્યું છે. પ્રત્યેક ધર્મ શીખવે છે કે ભલાનું ભલું થાય છે અને બૂરાનું બૂરું. ભલાઈ કરવાથી જ મનુષ્યની ઉન્નતિ થાય છે, તેને શાંતિ અને સમાધાન મળે છે, તે આગળ વધે છે. સર્વ ધર્મો કહે છે કે પરમાત્મા, ભગવાન કોઈનો પણ પૂરો નાશ થવા દેતા નથી. કોઈને નિરાશ થવાનું કારણ નથી. ભગવાન દયાળુ છે. બધાંનાં હૃદયમાં વસેલો છે. મનુષ્ય પોતાને જાણે છે તેથી વધુ ભગવાન તેને જાણે છે. જે લોકો પ્રમાણિકપણે સત્યની ખોજ કરે છે,-પરંતુ ભગવાન મેળવી શકતા નથી-તેમની પણ સચ્ચાઈ ભગવાન જાણે છે.

અને જે લોકો પાપી અને દુરાચારી છે, તે લોકો પોતાને પૂરેપૂરા સમજતા નથી. ભગવાન જાણે છે કે તેઓ પણ અંતે તો પાપ અને દુરાચાર છોડી દેવાના છે, એમની બાબતમાં ભગવાન થોડા હારવાના છે?

સર્વ ધર્મોના ધર્મગ્રંથો વાંચ્યા પછી અને આ ધર્મગ્રંથોની જાણકારી મેળવ્યા પછી મેં જોયું છે કે સારામાં સારી વાતો પણ લોકો સમજી શકે એવી ભાષામાં લખાઈ છે. આપવાવાળો ભગવાન છે, લેવાવાળો તો અલ્પશકિતવાળો મનુષ્ય જ છે. જે સમજમાં, અને જે જમાનામાં જે ભાષા બોલાય છે, એ જ ભાષામાં ધર્મગ્રંથ પ્રગટ થયા છે. ધર્મની શીખ મેળવનાર સમાજ અને જમાનાની શકિત જોઈને જ તેને શીખ આપવામાં આવી છે.

જેવી રીતે બાળકની બુદ્ધિ ધીરે ધીરે ખીલે છે, એવી જ રીતે મનુષ્યમતિની સમજશકિત, સૂઝ અને ધર્મબુદ્ધિ પણ ધીરે ધીરે ખીલે છે. હજાર બે હજાર વરસ પહેલાં ભારત, ઈરાન, અરબસ્તાન, પેલેસ્ટાઈન, ચીન અને ગ્રીસના લોકો જેમ વિચારી શકતા હતા, તેવા જ ધર્મગ્રંથ તેમની સમક્ષ મૂકવામાં આવ્યા. એ જમાનાના લોકોએ પોતાની બુદ્ધિ અનુસાર ધર્મવચનોનો અનુવાદ કર્યો. એ પછી સારા સારા લોકોએ જેમ જેમ એમનો અનુભવ વધતો ગયો, તેમ તેમ એ વચનોનો વ્યાપક અને સંતોષકારક અર્થ કર્યો.

ભકત કહે છે કે જ્યારે જ્યારે ધર્મની વાત સમજવામાં મનુષ્યસમાજ ભૂલ કરે છે અને ધર્મમાં વિકૃતિ આવે છે ત્યારે ભગવાન ઉપદેશ દેવા માટે તથા પ્રત્યેક યુગ માટે પોતાનો નવો દૂત મોકલે જ છે. આ વચન સર્વકાલીન છે. જૂના જમાના માટે છે અને વર્તમાનને માટે પણ છે.

જેમ આકાશમાંથી શુદ્ધ પાણી વરસાદના રૂપમાં વરસે છે તેમ ધર્મની શુદ્ધ વાતો ભગવાન

તરફથી આપણને મળે છે વરસાદનું પાણી નીચે આવ્યા પછી હરતી જગ્યાને લીધે કંઈક ગંદું બને છે, જમીન પર પહોંચતાં જ માટીનો રંગ, સ્વાદ અને ગુણદોષ પાણી ગ્રહણ કરી લે છે અને જમીન પર વહેવા લાગે છે. તેવી જ રીતે ભગવાને આપેલા શુદ્ધ ધર્મને મનુષ્ય જ પોતાના સ્વભાવ અને ભાવાની રુચિ અનુસાર અશુદ્ધ બનાવે છે એથી જ પવિત્ર લોકોએ ફરી ફરીને ધર્મ સંસ્કરણ કરવુ પડે છે.

ઈશ્વરની યોજના જ એવી છે કે ભિન્ન ભિન્ન ધર્મના અને ભિન્ન ભિન્ન જાતિના લોકો પોતપોતાની સંસ્કૃતિ લઈ એકબીજાના પરિચયમાં આવે છે અને આ રીતે ભલી-ભૂરી વાતોની આપ-લે ચાલે છે આ આદાન-પ્રદાનથી મનુષ્યનું જીવન સમૃદ્ધ બને છે શુ અપનાવવુ અને શુ ન અપનાવવુ, અને અપનાવેલુ શુ છોડવા જેવુ છે તે પ્રત્યેક મનુષ્ય, પ્રત્યેક સમાજ અને પ્રત્યેક યુગ પોતાની રીતે નક્કી કરે છે હરેક ધર્મ પણ કહે છે કે અમારી વાત સાંભળો, શ્રદ્ધાથી સાંભળો, વિચારો અને જે રુચે તે અપનાવી લો ધર્મના પ્રચારક પણ કહે છે કે હુ જબરજસ્તી કરવા નથી આવ્યો મારી વાતો ચાહે એટલી સારી હો, તમને ન રુચે તો ન લેશો, પસંદ પડે તો જ લો જ્યાં જ્યાં ધર્મ-પ્રચાર ચાલે છે, ત્યાં ત્યાં સ્વયંવર ચાલે છે પસંદ કરવાનું કામ આપણા હૃદયનું છે. મોટા મોટા ધર્મો પણ આપણા હૃદય સન્મુખ ઉમેદવાર બની ઊભા રહે છે આપણા હૃદયે જો કોઈ ધર્મને માળા પહેરાવી દીધી તો ત્યાં સ્વયંવર થઈ ચૂક્યો હરેક ઉમેદવારે રાજકન્યાની સામે શિર ઝુકાવવુ જ પડે છે ત્યારે જ તેને માળા મળે છે.

દુનિયાના સર્વ ધર્મોનો આદરપૂર્વક પરિચય મેળવ્યા પછી ગાંધીજીએ કહ્યુ કે મનુષ્યના મનમાં બધા જ ધર્મો પ્રતિ આદરભાવ હોવો જોઈએ બધા ધર્મો સાચા છે, બધા ધર્મો સારા છે અને બધા જ ધર્મોમાં ઉન્નતિનો અવકાશ છે જે વાત આપણને રુચી જાય તેનો આપણે સ્વીકાર કરીએ, જે ન રુચે તેના વિશે ઝઘડો ન કરીએ આપણે ધૈર્યને સાથે રાહ જોઈએ.

જો આપણા ધર્મમાં કોઈ કમી હોય તો તે જ્યાંથી જે સારી ચીજ મળે એને ગ્રહણ કરવાની આપણને કોણ મના કરે છે? પોતપોતાના ધર્મને સુધારી સમૃદ્ધ કરવાનો અધિકાર દરેકને છે જ. દુનિયવી ચીજો કોઈ પાસે લેવાથી ઝઘડો થાય છે, પરંતુ ધર્મની વાતો આપણે ક્યાંયથી પણ લીધી તો ઝઘડો થવાનું કારણ નથી એટલે જ કોઈ ઈસ્લામી સંત કે ધર્મકારે કહ્યુ, 'સારી ચીજ ક્યાંયથી પણ મળે, પોતાની જ ખોવાયેલી ચીજ સમજી લઈ લેવી.' બૌદ્ધો પણ કહે છે, 'દુનિયામાં જેટલા સારાં વચનો છે તે બધા બુદ્ધના જ વચનો છે'

આ જ ચીજને ગાંધીજીએ-સર્વ-ધર્મ-સમભાવ-Equality of all Religions કહ્યો છે જ્યારે બધા ધર્મો પ્રત્યે મનમાં સાચો આદર આપણે રાખીએ છીએ, ત્યારે બધા ધર્મો આપણા જ બની જાય છે આપણા ધર્મમાં જો કોઈ ચીજ પસંદ ન આવે તો તેને સુધારવાનું આપણુ કર્તવ્ય છે એ ચીજ આપણા ધર્મમાં ખરેખર શરૂથી જ હતી કે નહી કે પછીથી ઘૂસી ગઈ એની તપાસ જેને કરવી હોય એ કરે આપણે તો જે ચીજ ખૂબી સાબિત થઈ તેને છોડી દઈશુ જે ઘરમાં આપણે રહીએ છીએ એને સાફ રાખવાનું અપણુ પહેલુ કર્તવ્ય છે જે ઘરમાં રહેવુ છે, એમાં જો કોઈ સગવડ ન હોય તો તે સગવડ ઊભી કરવાનું પણ આપણુ કર્તવ્ય છે

આજકાલ લોકો પોતાના ધર્મનું ભક્તિથી અધ્યયન અને પાલન ઓછુ કરે છે અભિમાનને જ ભક્તિ માને છે બીજાનો ધર્મ ખરાબ અથવા ખોટો અને પોતાનો ધર્મ શ્રેષ્ઠ એમ કહેવામાં જ ધર્મનિષ્ઠા મનાય છે અને તેથી જ ઝઘડા થતા રહે છે

એક અમેરિકન કવિને વિશે કહેવાય છે-

**He regarded America as a great country, because he was living in it.**

એવી જ રીતે પ્રત્યેક મનુષ્ય પોતાના ધર્મને સૌથી શ્રેષ્ઠ માને છે કારણ કે તેને તેણે પસંદ કર્યો છે અથવા એનો જન્મ એ ધર્મમાં થયો છે

આજે દુનિયામાં જ્યાં જુઓ ત્યાં શીતયુદ્ધ ચાલી રહ્યું છે. ખાસ કરીને આફ્રિકામાં ઈસ્લામ અને ઈસાઈ ધર્મ વચ્ચે છૂપો ઝઘડો ચાલે છે. જે લોકો ધાર્મિકતાના વિરોધી છે તેઓ કહે છે કે જ્યારે અલગ અલગ ધર્મ અંદરો અંદર ઝઘડવામાં પોતાની તાકાત વેડફી દે છે ત્યારે અધર્મ પુષ્ટ થાય છે, અને ઝડપથી ફેલાય છે. એટલા માટે બધા ધર્મોએ આપસના ઝઘડા છોડી અધર્મનો સામનો કરવા પરસ્પર સહયોગ કરવા તૈયાર રહેવું જોઈએ.

નાની મોટી વાતો પર સિદ્ધાન્તોનું ઐક્ય ભૂતકાળમાં થયું નથી અને ન કદી થશે. મતભેદ, દૃષ્ટિભેદ અને અભિરુચિનો ભેદ મનુષ્યસ્વભાવમાં જ છે. જીવનમાં પણ એ પ્રગટ થવાનો જ. આદર દેખાડવા કોઈ પોતાના શિર પર પાઘડી રાખશે અને કોઈ પોતાના શિર પરની ટોપી ઉતારીને આદર બતાવશે. શિર ઢાંકવું કે ખુલ્લું કરવું એ ગૌણ વસ્તુ છે. મુખ્ય વાત છે આદર દેખાડવાની.

ઉપનિષદકાળના ઋષિ યાજ્ઞવલ્ક્યે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે સત્ય તર્કબુદ્ધિથી નહિ પરંતુ હૃદયથી સમજાય છે. ધર્મ હૃદયની વસ્તુ છે, બુદ્ધિભરી ચર્ચાની નહીં.

અને એકએક ધર્મમાં પણ અંદરની એકતા ક્યાં છે? પ્રત્યેક ધર્મમાં અનેક પંથ, અને Denominations જોવા મળે છે. વૈદિક ધર્મમાં તો અનેક માર્ગ, પંથ અને ઉપાસનાઓ છે. ઈસાઈ ધર્મમા પણ એકબીજાથી ભિન્ન ભિન્ન મત ધરાવતા અનેક પંથ છે. દરેક ધર્મની આવી હાલત છે. તો પણ બીજા ધર્મની સાથે ઝઘડો કરવા માટે આ બધા પંથ એકત્રિત થાય છે અને એક–એક ધર્માવલંબીઓની સંખ્યાની જ્યારે ગણના થાય છે ત્યારે પણ આ સર્વ એક બને છે.

હવે સવાલ એ છે કે ભારતમાં દુનિયાના સર્વ ધર્મો આવી વસ્યા છે ત્યારે તેઓનો એકબીજા વચ્ચે સંબંધ કેવો હોવો જોઈએ?

ભારતની પોતાની એક સંસ્કૃતિ છે, જે પ્રાચીનકાળથી આજ સુધી ચાલી આવી છે અને વધતી રહી છે. આ સંસ્કૃતિ પર બધા ધર્મોની ઓછીવત્તી અસર થઈ છે. અને સર્વ ધર્મો પર પણ આ સંસ્કૃતિની કંઈક અસર થવા લાગી છે.

બધા ધર્મોને વિશે ગાંધીજી જે કહેતા રહ્યા છે તે જ મત ભારતીય સંસ્કૃતિનો પણ છે કે–

દુનિયામાં જેટલા પણ નાના–મોટા ધર્મ પ્રચલિત છે અને જેણે માનવતાની સેવા કરી છે, એ સર્વ પ્રતિ સમાન આદર રાખવો જોઈએ. આ ધર્મના અનુયાયીઓની સંખ્યા ઓછી હોય કે વધારે હોય, બધાનો દરજ્જો સમાન હોવો જોઈએ. અને એ બધા જ ધર્મો ભારતના મનાવા જોઈએ. કોઈ પણ ધર્મ નાનો યા મોટો નથી કોઈ પણ ધર્મ પરાયો નથી.

આ બધા ધર્મો પ્રતિ ભારત આત્મીયતાની દૃષ્ટિએ જુએ છે, તેવી જ રીતે આ બધા ધર્મો પણ ભારત પ્રતિ આત્મીયતાની દૃષ્ટિથી જુએ. ભારતમાં વસેલા બધા જ ધર્મો પ્રતિ પારિવારિક ધર્મની દૃષ્ટિથી જુએ. કોઈ ધર્મ બીજા કેઈ પણ ધર્મ સાથે શત્રુતા ન કરે, કોઈનું પણ બૂરું ન ઇચ્છે.

બધા ધર્મોમાં જે ધાર્મિકતા જોવા મળે છે, તેમાં બધાનું કલ્યાણ કરી, બધાની ઉન્નતિ માટે પ્રયત્ન કરવાની ભાવના રહી છે. આ ભાવનાનો વિકાસ કરતાં જઈએ અને વિશાળ ધર્મ–કુટુંબદ્વારા વિશ્વ અને વિશ્વપતિની સેવા કરવામાં કૃતાર્થતા અને ધન્યતાનો અનુભવ કરીએ.

અને જે લોકો ઓછી સમજને કારણે અથવા ખરાબ અનુભવને કારણે ધર્મમાત્રનો વિરોધ કરે છે. અને ધર્મની નિંદા કરે છે, તેમના પ્રતિ પણ ઉદારતાપૂર્વક સહાનુભૂતિ બતાવી એમની પાસેથી આદર પામવાની આશા રાખીએ.

જ્યાં સર્વ–ધર્મ–સમભાવ આવ્યો, પરસ્પર સહાનુભૂતિ વધી, ત્યાં દરેક ધર્મ મહત્ત્વની વાતોને જ મહત્ત્વ આપશે, ગૌણ વાતોને ગૌણ સમજશે. અભિમાન, એકાંગિતા અને અજ્ઞાનને કારણ ભેદોના ઝઘડા થાય છે તેને છોડી દેશે, મતભેદોને આગળ કરી ધાર્મિકતામૂલક એકતાને અશક્ત નહીં બનાવે તથા ધર્મોને વિશ્વ માટે આશીર્વાદરૂપ બનાવશે.



# રવીન્દ્રનો રહસ્યવાદ

અનવર આગેવાન

રહસ્યવાદ એટલે અનંતની જિજ્ઞાસા, અજ્ઞાત શક્તિને જાણવાની ઈચ્છા. આ ઈચ્છા–જિજ્ઞાસા માનવહૃદયમાં આદિકાળથી રહેતી આવી છે, અને અનંતકાળ સુધી રહેશે. શાસ્ત્ર-પુરાણોના શુષ્ક ઉપદેશોથી એ જિજ્ઞાસા સંતોષાતી નથી, સાધકહૃદય તો પોતાની અનુભૂતિના બળે એને પામવાનો પુરુષાર્થ કરે છે. અને એને પ્રકૃતિના અનેક રૂપોમાં, સૃષ્ટિના સર્વ ક્રિયાકલાપોમાં એ શક્તિની ઝાંખી થતી લાગે છે. આ જ વસ્તુ રહસ્યવાદનો મૂળ પાયો છે.

પ્રત્યક્ષાનુભૂતિ માટે રહસ્યવાદમાં પરમાત્માને સખા, બંધુ, પ્રિયતમ, પિતા એવા લૌકિક રૂપનું આરોપણ કરવામાં આવ્યું છે. વેદજ્ઞ, ભક્ત ઋષિ દીર્ઘતમા કહે છે તેમ–ઉરુક્રમસ્ય સ હિ બન્ધુરિત્થા–ભગવાન આપણા પરમ સખા છે.

વરુણાદિ વૈદિક દેવોને 'પ્રિયતમ' કહીને આપણા ઋષિ મહર્ષિઓએ લડાવ્યા છે, લાડ કર્યા છે. મહર્ષિ વસિષ્ઠ રચિત આવી જ એક ઋચા છે:

'આ યદ્ રુહાવ વરુણશ્ચ નાવમ્
પ્ર યત સમુદ્રમ્ ઈરયાવ મધ્યમ્ ।
આધિ યદપાં સ્નુભિ સ્વરાવ
પ્ર પ્રેઙ્ખ ઈઙ્ખયાવહૈ શુભે કમ્ ॥

વરુણદેવ સાથે એક જ નૈયા પર ચઢીને–'એ અને હું' એક સંગે સાગરની મઝધાર લહેરોનો હિંડોળો બાંધીને આનંદથી ઝૂલી રહ્યા હતા.

પ્રિયતમ અને પ્રેયસીના નૌકાવિહારનું આવું જ મધુરચિત્ર રવીન્દ્રની આ પંક્તિમાં સ્પષ્ટ ઊપસી આવ્યું છે:

કથા છિલો એક તરીતે,
કેબલ તુમિ આમિ;
જાબો અકારણે ભેસે
કેબલ ભેસે–

તું અને હું એક જ નાવ પર એકસંગે નિરુદ્દેશ ભણી યાત્રા કરીશું, આપણી આ યાત્રાનું ન તો કોઈ કારણ હશે કે ન તો કોઈ લક્ષ્ય.

પ્રિયતમ સાથેની આ સ્વૈર ક્રીડા જ ભક્તને માટે પરમ કામ્ય છે–એ ક્રીડાને કોઈ પ્રયોજન નથી, ફળની આશા નથી, કારણ નથી, આદિ નથી, અંત નથી. બસ, એને મન પ્રેમ જ સર્વસ્વ છે, એ જ એનો પુરુષાર્થ.

વ્યાપક દૃષ્ટિએ જોઈએ તો આ રહસ્યવાદના પણ બે પ્રકાર છે: એક ભાવાત્મક અને બીજો

સાધનાત્મક. એમાં મધુર ભાવાત્મક રહસ્યવાદ જ રવીન્દ્રનો રહસ્યવાદ છે. એમણે પરમાત્માની કલ્પના પ્રિયતમરૂપે કરી છે, અને જીવાત્માની પ્રિયા રૂપે. આ રીતે જીવાત્માને પ્રેયસીનું રૂપ આપીને કવિએ પ્રેમની અવસ્થાઓના માર્મિક ચિત્રો કાવ્યોમાં ઉતાર્યાં છે.

મીરાંના હૃદયમાં જે વિરહિણી બહાવરી બની હતી, કબીરના દિલમાં જે 'દુલ્હન' તડપતી હતી, એ જ બેચેન વિરહિણીનો દર્દ મધુર સ્વર રવીન્દ્રના હૃદયમાં ગુંજે છે—'આમાર માઝારે જે આછે સે ગો કોનો વિરહિણી નારી.' અને—

જદિ તોમાર દેખા ના પાઈ, પ્રભુ,
એબાર એ જીવને
તબે તોમાય આમિ પાઇ નિ જેન
સેઇ કથા રય મને
જેન ભુલે ના જાઇ, વેદના પાઇ,
શયને સ્વપ્ને.

હે પ્રિયતમ, આ જીવનમાં જો તમારા દર્શન નહીં પામુ તો મારા અંતરમાં એનો આ ખટકો સદાય રહેશે. એ દુઃખને હું કયારેય વિસારી નહીં શકું, શયન અને સ્વપ્નમાંય નહીં ભૂલી શકું.

આ રીતે રવીન્દ્રે પ્રેમલીલાને એક સબળ સાધના રૂપે જોઈ છે. એકવાર જેને પરમની આ રહસ્યકેલિનો સાદ સંભળાય છે, તે પ્રિયમિલન માટે બેચેન બની જાય છે. એને ન દિવસે સુખ, કે રાતે ન નિદ્રા. એના રોમ રોમમાં તો એક જ અગન-વિરહની ધખધખતી જ્વાળા જલી ઊઠે છે—

સકલ ઉદાસ ઉદાસ કરિયા
દત ગાને સૂરે ગલિયા ઝરિયા
તોમાર વિરહે ઊઠે છે ભરિયા
આમાર હિયાર માઝે રે.

હે પ્રિયતમ, તારા વિરહમાં મારું સમસ્ત જીવન ઉદાસ બની ગયું છે. મારું હૈયું વિરહવેદનાથી ઊભરાઈ આવ્યું છે, અને મારાં ગીત એ વેદનાના વાહક બની ગુંજી ઊઠયાં છે.

પ્રિયમિલનની આ વ્યાકુળતા, દુનિયાના અન્ય વિરહવ્યાપાર કરતાં કંઈ ઓર છે. એને જીરવવી કંઈ નાનીસૂની વાત નથી. એકવાર આ વિરહની અગન-ઝાળમાં આવી ગયા કે બંદા બેહાલ!

કોથાય આલો, કોથાય ઓરે આલો
વિરહાનલે જવાલો રે તારે જવાલો.

રયે છે દીપ ના આ શિખા
એઇ કિ ભાલે છિલ રે શિખા-
એહાર ચેયે મરણ સે જે ભાલો
વિરહાનલે પ્રદીપખાનિ જવાલો.

પ્રકાશ કયાં છે? અરે, પ્રકાશ કયાં છે? વિરહાનલની જ્વાળાએ પ્રકાશને સળગાવી મૂકયો છે.

દીપક તો છે પણ એની શિખા નથી. શું ભાગ્યમાં આવું જ લખ્યું હતું? એ કરતાં તો મૃત્યુ કયાય સારું. વિરહાનલે તો એની પ્રદીપ્તિ બાળીને ખાક કરી મૂકી છે.

'હે મારા હૃદય, શું તારી પણ આ દીપક જેવી દશા છે?' ત્યારે ભીતરમાંથી વેદના બોલી ઊઠે છે:

વેદનાદૂતી ગાહિ છે—'ઓરે પ્રાણ
તોમાર લાગિ જાગેન ભગવાન
નિશીથે ઘન અંધકારે
ડાકેન તોરે પ્રેમાભિસારે,
દુઃખ દિયે રાખેન તોરે માન;
તોમાર લાગિ જાગેન ભગવાન.

તારો સ્વામી તો તારા માટે જાગ્રત બેઠો છે. રાત્રિના ગહન અંધકાર વીંધીને, એ તને પ્રેમાભિસાર માટે બોલાવી રહ્યો છે. એ પણ તારી જેમ દગ્ધહૃદય બનીને તારું માન જાળવી રહ્યો છે.

પણ પ્રિયતમ કેવો કઠોર છે! અભિસારે આમંત્રીને પોતે તેનાથી દૂર દૂર ભાગતો લલચાવી રહ્યો છે:

આમિ કખનો બા ભૂલિ
કખનો બા ચલિ,
તોમાર પથેર લક્ષ્ય ધરે.
તુમિ નિષ્ઠુર સમ્મુખ હતે, જાઓ આગે સરે.

મ્હારા સ્વામી ! ભૂલી-ભટકી, ભાયડતી હું તારા સમીપ આવવા પ્રયત્ન કરું છું. પણ હે નિર્દય! તું તો વારંવાર મારાથી દૂર ને દૂર ભાગતો રહે છે.

પ્રિયતમની આ નિષ્ઠુર-લીલા જોઈને ઉપાલંભ કરે છે:

એઈ કરેછ ભાલો
નિઠુર એઈ કરેછ ભાલો
એમની કરે હૃદયે મોર
તીવ્ર દહન જાલો.

હે નિષ્ઠુર! તારા માટે એ જ યોગ્ય છે, મારા હૃદયની વ્યથા તારે જેટલી વધારવી હોય તેટલી વધાર કંઈ બાકી જ રાખીશ મા!

પણ ભક્ત હૃદયની અગન-લગની હદ છોડે ત્યારે પ્રિયતમ કેમ વેગળા વસી શકે!

સુંદર, તુમિ એસેછિલે આજિ પ્રાતે,
અરુણ-વરણ પારિજાત લયે હાતે.
નિદ્રિત પુરી. પથિક છિલ ના પથે,
એકા ચલિ ગેલે, તોમાર સોનાર રથે;
બારેક થામિયા મોર વાતાયનપાને
ચેયે છિલે તવ કરુણ નયન-પાતે
સુંદર, તુમિ એસે છિલે આજિ પ્રાતે.

હે સુંદર, આજ પ્રભાતને પહોરે તમે આવ્યા હતા, અરુણવર્ણું પારિજાત પુષ્પો તમારા હાથમાં સુશોભિત હતાં. સમસ્ત નગરી મીઠી ઊંઘમાં પોઢી હતી માર્ગમાં એક પણ પથિક ન હતો. ત્યારે તમે સુવર્ણ-રથ પર એકલા જ આવીને ચાલ્યા ગયા. માત્ર એક જ વાર મારી બારી તરફ તમે કરુણાભરી નજર નાખી હતી-હા, સુંદર! તમે આજે પ્રાતઃકાળે પધાર્યાં હતા!

આ રીતે 'ગીતાંજલિ'માં વ્યંજિત-માધુર્ય ભાવાત્મક રહસ્યવાદમાં જીવાત્માને પ્રેયસીનું રૂપ આપી તેને પરમસૌંદર્ય-પ્રિયતમના વિરહમાં વ્યાકુળ અને મિલનમાં ઉત્ફુલ્લ દર્શાવવા કવિવરે શૃંગારનો આશ્રય લીધો છે પરંતુ કવિની આ શૃંગાર-ભાવના દેહથી પર આત્મભાવનાની છે. તે લૌકિક તત્ત્વથી રહિત છે. અને 'ગીતાંજલિ'માં કવિવરના ભક્તહૃદયનું રૂપ પરમોજ્જ્વલ રૂપે સાકાર બને છે.

કવિવરનો પહેલો સંદેશ દેહવાસનાથી પર આત્મભાવના ખીલવવાનો, દૈહિક મોહ ન પામતાં ઝળહળતી આત્મજ્યોતિ નિહાળવાનો, અને સાધારણમાં સાધારણ માનવીમાં પણ નારાયણનું દિવ્યરૂપ જોવાનો છે. આ જ્ઞાન થયા પછી જ માનવી સુહૃદ અને સર્વોચ્ચ પ્રેમના રહસ્યને પામી શકે છે. ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે-

બ્રહ્મભૂતઃ પ્રસન્નાત્મા
ન શોચતિ ન કાંક્ષતિ।
સમઃ સર્વેષુ ભૂતેષુ
મદ્ભક્તિં લભતે પરામ્॥
૧૮-૫૪.

બ્રહ્મભાવને પામેલો પ્રસન્નચિત્ત મનુષ્ય નથી શોક કરતો, નથી કંઈ ઇચ્છતો, ભૂતમાત્રને વિશે સમ-ભાવ રાખીને મારી પરમ ભક્તિને પામે છે.

આ રીતે આપણા કવિગુરુ રવીન્દ્રે પણ પરમ સુંદર-દર્શન પછી અતીન્દ્રિય ભક્તની પરમ સ્થિતિ પ્રાપ્ત કરી હતી.

---

પ્રિન્સેસ સ્ટ્રીટ પરથી પસાર થતાં તે દિવસે એ દૃશ્ય જોયું. એકને બન્ને હાથ નહોતા, માત્ર પગ જ હતા; અને બીજા એકને બન્ને પગ નહોતા અને હાથ પણ અકસ્માતની યાદ આપે તેવા હતા.

બન્નેએ હાથ એકમેકના ગળામાં ટિંગાડવાનો પ્રયત્ન કર્યો હતો અને ઘસડાતા ઘસડાતા બન્ને એક-બીજાની હૂંફે ફૂટપાથ પરથી જતા હતા. કેવું કરુણ એ દૃશ્ય હતું! પરંતુ બીજી જ પળે કોઈ ફિલ્મનું દ્વંદ્વ ગીત બન્ને લલકારવા માંડ્યા: બન્નેએ મોઢામાં બીડીઓનાં ઠૂંઠા ચડાવ્યાં હતાં; અને એવા ચેસ-ચાળાથી તેઓ ઘસડાયે જતા હતા કે કરુણતમ પળમાંયે રાહે વળનારાઓના મુખ પર મલકાટ ફરી વળતો હતો.

શું જીવન પ્રત્યેની એ ઘોર ઉદાસીનતા હશે કે ગંભીર ઘૃણા?

# આજનું સ્રીશિક્ષણ .... ....

શ્રી ગોવિન્દાનુજ

આજનો જમાનો એ શિક્ષણનો-સહશિક્ષણનો જમાનો છે અને તેમાં વળી સ્ત્રીશિક્ષણને ખાસ મહત્ત્વ આપવામાં આવે છે. સ્ત્રી-પુરુષો સહશિક્ષણ લે છે. જે શિક્ષણ પુરુષોને મળે છે, તે જ શિક્ષણ સ્ત્રીઓને મળે છે; એટલે એ તો સ્વાભાવિક જ છે કે જે કાર્ય પુરુષ કરે છે તે કાર્ય કરવા સ્ત્રીઓ પણ આગળ આવે. એક વખત ઘરના ખૂણામાં બેઠેલી સ્ત્રી આજ દેશની ધુરંધર નેતા બનવા પુરુષ સાથે ખભેખભા લગાવી ઊભી રહે છે. પુરુષની જેમ તે પણ કોઈ ઑફિસ, હૉસ્પિટલમાં કામ કરી અર્થોપાર્જન કરે છે. સવારના અગિયાર વાગ્યા એટલે એ પર્સ લઈને નીકળી પડે છે.

આ બધું કોના આધારે? આજના શિક્ષણના આધારે જ તો! આજે આપણા દેશના નેતાઓ તેમ જ સામાજિક કાર્યકરો પણ કહે છે: 'હવે સ્ત્રીઓ શિક્ષણ મેળવે છે. તમારી ચાર દીવાલો વચ્ચે હવે એ નહિ બેસે. આજના મોંઘવારીના જમાનામાં પતિને અર્થોપાર્જનમાં સહાયભૂત થવું એ પ્રત્યેક નારીનું કર્તવ્ય છે.'

પણ જેટલી આવક વધારે તેટલો ખર્ચો વધારે અને જેટલો ખર્ચો વધારે તેટલી મોંઘવારી વધવાની જ. પણ સ્ત્રી જો વધારે ને વધારે અર્થોપાર્જન કરવા જશે તો એક દિવસ એવો આવશે, જ્યારે કુટુંબસંસ્થા જ નષ્ટપ્રાય થઈ જશે. કુટુંબસંસ્થામાં સ્ત્રીનું જે કર્તવ્ય છે, જે સ્થાન છે, તેનાથી આજનું શિક્ષણ તેમને દૂર લઈ જઈ રહ્યું છે.

સ્ત્રીઓને શિક્ષણની જરૂર છે, પણ આજના શિક્ષણની નહિ. સ્ત્રીઓને એવા શિક્ષણની જરૂર છે કે જેના યોગે તે પોતાના કર્તવ્યમાં વધારે પારંગત થાય, સંસારરથ સુખી અને સંતોષી રીતે ચલાવી શકે. સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય ઘર સુઘડ રાખવું, રસોઈ વગેરે ગૃહકામ કરવું, બાળઉછેર અને વૃદ્ધોની તેમ જ કામેથી થાકીને આવેલા પતિની સેવા કરવી એ છે. પણ આજનું શિક્ષણ તેમને એ કાર્યોથી વિમુખ કરી રહ્યું છે અને પુરુષોનાં કર્તવ્યોમાં તેમને પરોવી રહ્યું છે.

આજની યુવતી દેશની નેતા બની શકશે, પણ ઘરની ગૃહપ્રધાન નહિ બની શકે. અર્થોપાર્જન જરૂર કરી શકશે, પણ અર્થવ્યવહાર નહિ કરી શકે. એ મહિલામંડળોમાં ભાષણો આપી શકશે, પણ પોતાનાં સંતાનોને યોગ્ય દોરવણી નહિ આપી શકે. એ નર્સ બની રોગીની સેવા કરી શકશે, પણ ઘરના વૃદ્ધોની સેવા નહિ કરી શકે. એ 'મૅડમ' બની છોકરાંઓને ભણાવી શકશે, પણ બાળઉછેર નહિ કરી શકે. એ મહિલામંડળની પ્રમુખ બની શકશે પણ ગૃહપ્રમુખ-સાચી ગૃહિણી નહિ બની શકે. એ લલા-મજનૂનો પ્રેમ કરી શકશે, પણ કુટુંબવત્સલ માતા નહિ બની શકે. અને છેવટે એ કોઈ અફસરના પંજાની શિકાર બનશે, પણ ઘરમાં રહી પતિની સેવા નહિ કરી શકે.

---

ॐ

ॐ ત્રણ અક્ષરોનો બનેલો શબ્દ છે: અ, ઉ અને મ. આ અક્ષરો વિશાળ અર્થોના પ્રતીક છે, અને પરમેશ્વરનાં અનેક નામોનું તેમાં સૂચન કરે છે. અકારમાં અગ્નિ, વિરાટ તથા વિશ્વાદિનો સમાવેશ થાય છે, ઉકારમાં વાયુ, તેજ, બ્રહ્માદિ છે, મકારમાં આદિત્ય વગેરે પરમાત્માના સ્વરૂપોનો સંકેત છે. તમે ઘૂંટીને દીર્ઘ રીતે અને ઊંચા સ્વરે ૐનો ઉચ્ચાર કરો તો હૃદય, ફેફસાં અને આંતરડાં સુધીના શરીરને વ્યાયામ મળશે. આથી ૐકારનું રટણ શરીર અને મનનું સ્વાસ્થ્ય વધારે છે.



# શિશુ—મારા દેવાધિદેવ

રવીન્દ્રનાથ ઠાકુર

જ્યારે પોતાના માલિકને ત્યાં નોકર તરીકે આવ્યો ત્યારે રાયચરણની ઉંમર બારેક વરસની હતી. તે માલિકની નાતનો જ હતો અને માલિકના નાના પુત્રને સંભાળવાનું કામ એને સોંપવામાં આવ્યું. સમય જતાં નાના માલિક રાયચરણનો હાથ મૂકી નિશાળે જવા લાગ્યા. નિશાળેથી કોલેજ અને કોલેજ પછી તે અદાલતી નોકરીમાં દાખલ થયા. તેમનાં લગ્ન થયાં ત્યાં સુધી રાયચરણ તેમની સંપૂર્ણ દેખભાળ કરતો.

પણ જ્યારે ઘરમાં વહુ આવી ત્યારે રાયચરણને એકને બદલે બે માલિક સંભાળવા પડતા. આમાં નવાં આગંતુકે ઉમેરો કર્યો. અનુકૂલને પુત્ર થયો હતો અને રાયચરણના માયાળુ સ્વભાવે બાળક પર કબજો મેળવી લીધો. તે બાળકને હાથમાં ઉછાળતો, કાલી-ઘેલી ભાષામાં તેની સાથે વાત કરતો અને તેના સાથે આનંદ કરતો.

થોડા વખતમાં બાળક ભાંખોડિયાં કરતું થયું અને બારણું ઓળંગી બહાર જવા લાગ્યું. જ્યારે રાયચરણ એને પકડવા જતો ત્યારે તે તોફાની હાસ્ય સાથે ચીસાચીસ કરી મૂકતું અને પકડાતું નહીં. બાળકની આવી ચતુરાઈ અને સમજણથી રાયચરણને ખૂબ નવાઈ લાગતી. તે પોતાનાં બાઈસાહેબ તરફ આશ્ચર્યથી જોઈ કહેતો, 'તમારો પુત્ર એક દિવસ ન્યાયાધીશ થશે!' પછી નવાં કૌતુકો ઉમેરાયાં. બાળક ધીમા ડગલે ચાલતાં શીખ્યું. એ રાયચરણ માટે માનવ ઇતિહાસનો એક યુગ હતો. જ્યારે તે પોતાના પિતાને 'બા–બા–બા', માને 'મા–મા–મા' કહેવા લાગ્યું ત્યારે રાયચરણના આનંદની સીમા ન રહી. આખી દુનિયાને તે આ સમાચાર કહી વળ્યો.

થોડા સમય પછી રાયચરણને પોતાની ચતુરાઈ બીજી રીતે બતાવવાનું કહેવામાં આવ્યું. દા. ત. તેનાં મોઢામાં દોરી નાખીને પોતાનાં પગનાં ઠીચણ વાળીને ઘોડાનો પાઠ ભજવવો પડતો. તેને નાનકડા માલિક સાથે કુસ્તી કરવી પડતી અને નાનકડા માલિકથી જો તે નીચે પડી ન જાય તો તેને મોટા પ્રમાણમાં રકઝક સાંભળવી પડતી.

આટલા વખત સુધીમાં અનુકૂલની બદલી પદ્મા નદીના કાંઠાના જિલ્લામાં થઈ. કલકત્તાથી આવતા-જતા રસ્તામાં તેમણે પોતાના પુત્ર માટે એક નાનકડી બાબાગાડી ખરીદી. તેમણે પીળા સાટીનના કાપડમાંથી બનાવેલો કોટ, સોનેરી ભરતવાળી ટોપી તેમ જ સોનાનાં સાંકળાં અને પોંચીઓ પણ પુત્ર માટે ખરીદ્યાં. રાયચરણ આ બધી વસ્તુઓ ફરવા જતી વખતે કાઢીને પોતાની પાસે રાખતો. પછી તો વર્ષા ઋતુ આવી અને દરરોજ મુશળધાર વરસાદ પડવા લાગ્યો. મોટા અજગર જેવી ભુખાળવી નદીએ કાંઠા પરનાં ખેતરો અને ગામડાંઓ ભરખી લીધાં અને રેતાળ કાંઠાઓ ઊંચા ઘાસથી ભરી દીધા. વારંવાર ઘુઘવાટ કરતી નદીએ બંને કાંઠાઓ છલકાવી દીધા. નદીના મુખ્ય પ્રવાહનો ઘુઘવાટ દૂરથી પણ સંભળાતો. ઢગલાબંધ ફીણ અને કાંઠા પરનો કાંપ નદીના પ્રવાહની ગતિનો ખ્યાલ આપતા.

એક દિવસ બપોરે વરસાદ અટક્યો. આકાશ વાદળ ઘેરું હતું, પણ હવામાન ટાઢકભર્યું અને ખુશનુમા હતું. રાયચરણનો નાનકડો માલિક આવા સમયે ઘરમાં પુરાઈ રહેવા ઇચ્છતો ન હતો. તે પોતાની બાબાગાડીમાં બેઠો, રાયચરણ બાબાગાડીને ધીરેથી ચલાવતો ચલાવતો નદીકાંઠા પરનાં ચોખાનાં ખેતરો સુધી આવી પહોંચ્યો. ખેતરોમાં કોઈ ન હતું, અને નદીમાં કોઈ હોડી દેખાતી ન હતી. પાણીની પેલે પાર દૂર દૂર પશ્ચિમમાં વાદળો જામેલાં હતાં. આથમતા સૂર્યનો શાંત પ્રકાશ અનોખી ભવ્યતા વ્યક્ત કરતો હતો. આવી રમણીય શાંતિમાં પોતાની સામેની બાજુ દૂર આંગળી બતાવીને બાળકે કહ્યું, 'ચન્ના! પેલાં ફૂલ જોઈએ છે!'

ખાબોચિયા પાસે પુષ્પાચ્છાદિત મોટું કદમ્બનું ઝાડ હતું. શિશુમાં રહેલાં મારા દેવાધિદેવે પિપાસાભરી દૃષ્ટિથી તે જોયું અને રાયચરણ તેનો અર્થ સમજ્યો. થોડાજ વખત પહેલાં તેણે આવા ફૂલગોટાઓથી બાબાગાડીને શણગારી હતી, અને બાળક એનાથી એટલો બધો ખુશ થયો હતો કે બાબાગાડીને દોરીથી ખેંચીને આખો દિવસ ફર્યો હતો. તે દિવસે રાયચરણને બાળકને પીઠ પર બેસાડવો પડયો ન હતો. તેને ઘોડાનાંથી વરરાજામાં બઢતી મળી હતી.

પણ રાયચરણને તે સાંજે ઘૂંટણ સુધી કાદવ ખૂંદીને ફૂલ સુધી પહોંચવાની ઈચ્છા ન હતી. તેથી તેણે તરત જ સામી બાજુ આંગળી કરીને કહ્યું. 'અરે, જો જો, પેલું પંખી જો !' અને દરેક જાતના વિચિત્ર અવાજો કરી તેણે બાબાગાડીને ઝાડની બાજુમાંથી ખસેડી લીધી.

પણ જે બાળક ન્યાયાધીશ બનવાનો હોય તેને એટલી ઝડપથી દોરી શકાય નહીં; અને એ ઉપરાંત એ વખતે એની આંખો માટે આકર્ષસ્વરૂપ ત્યાં કંઈ ન હતું, કારણ કે એ વાત કલ્પિત પંખીની હતી.

નાનકડા માલિકનું મન ઊપડી ગયું હતું અને રાયચરણની મગજ પૂરી થઇ ગઈ હતી. 'સારું ત્યારે,' છેવટે તેણે કહ્યું. તું આ બાબાગાડીમાં બેસજે —હું જઈને મઝાનાં ફૂલ લાવી આપું છું—ફક્ત વહેતાં પાણી પાસે ન જતો !'

આમ કહેતાંમાં તેણે ઢીંચણ સુધી પગ ખુલ્લા કરી કાદવ ખૂંદતા ઝાડ તરફ ચાલવા માંડ્યું.

રાયચરણનાં જતાં જ તેનો નાનકડો માલિક મનાઈ કરેલાં પાણી તરફ ઊપડ્યો. ખળખળ વહેતાં નદીનાં પાણીને બાળક જોઈ રહ્યો. સહસ્ર બાળકો જાણે હસતા હસતાં કોઈ મોટા રાયચરણથી દૂર ધસી જતા હોય તેવાં નિર્બંધ મોજાંઓ વહેતાં હતાં. તેમના આ તોફાનથી બાળકનું મન ઉત્તેજિત અને હરખેલું બન્યું. તે ચુપકીદીથી બાબાગાડીમાંથી ઊતર્યો અને નદી તરફ ધીમે ધીમે ડગલાં માંડ્યાં. રસ્તામાંથી તેણે નાનકી સોટી લીધી અને નદીકાંઠે માછલી પકડવાનો ઢોંગ કર્યો. નદીની તોફાની પરીઓ જાણે પોતાના રમકડાઘરમાં તેને રહસ્યમય અવાજેથી બોલાવી રહી હતી.

રાયચરણે ઝાડ પરથી ખોબો ભરી ફૂલ ભેગાં કર્યાં અને તેને પોતાના કપડાના છેડામાં રાખી તે હસતો હસતો આવતો હતો. પણ જ્યારે તે બાબાગાડી પાસે પહોંચ્યો ત્યારે તેને જણાયું કે ત્યાં કોઇ ન હતું. તેણે ચોતરફ જોયું પણ કોઈ ન હતું. તેણે ફરીથી બાબાગાડીમાં જોયું પણ કોઈ ન દેખાયું !

આ ભયંકર પળે તેને પોતાનું લોહી થીજી જતું હોય એમ લાગ્યું. તેની આંખો સમક્ષ આખું જગત ઘેરા ધુમ્મસમાં ડૂબી જતું જણાયું. હૃદયના ઊંડાણમાંથી તેણે વેધક ચીસ નાખી, 'માલિક, માલિક, ઓ રે માલિક !'

પણ કોઇએ 'અન્ના !' એમ જવાબ ન દીધો. બાળકનો આનંદમયી અવાજ તેને ન સંભળાયો. ફક્ત નદી તેના ખળખળ અવાજ સાથે પહેલાંની જેમ વહેતી હતી—જાણે કે એ કંઇ જાણતી જ ન હોય, અને જાણે બાળકના મૃત્યુ જેવા નાનકડા પ્રસંગ માટે રોકાવા તેને સમય ન હોય !

સાંજ પડતાં જ રાયચરણનાં બાઇસાહેબ આકુળવ્યાકુળ બન્યાં. તેણે બધી બાજુ તરસ કરવા માણસો મોકલ્યા. તેઓ બધે ફરીને આખરે પદ્મા નદીના કાંઠા પર ગયા. ત્યાં તેમણે રાયચરણને તોફાની વંટોળની જેમ આમથી તેમ દોડતો અને નિરાશાની બૂમો પાડતો જોયો. 'માલિક ! મારા માલિક !

જ્યારે તેઓ રાયચરણને છેવટે ઘેર લાવ્યા ત્યારે તે બાઇસાહેબના પગમાં પડી ગયો. તેમણે તેને હચમચાવ્યો અને પૂછ્યું કે તેણે બાળકને ક્યાં મૂક્યું હતું; પણ તે માત્ર એટલું જ કહી શક્યો કે તે કશું જ જાણતો નથી.

જો કે દરેક જણ એમ જ માનતું કે પદ્મા નદીમાં બાળક ડૂબી ગયું છે, છતાં દરેકના મનમાં એક પ્રકારની આશંકા રહેતી. બાવાઓની એક ટોળકી તે સાંજે ગામ બહાર જણાઈ હતી અને તેથી તેમના પર શંકા હતી. અત્યંત દુ:ખી થયેલી માતાને એટલે સુધી વિચાર આવી ગયો કે રાયચરણે બાળકને

સંતાડી દીધું હતું. તેણે તેને એક તારું ઓશાળી ધ્વંદ સ્વરે કહ્યું પણ ખરું, 'રાયચરણ, મને મારું બાળક આપી દે. અરે ! મને મારું બાળક આપી દે ! તારે જોઈએ એટલા પૈસા મારી પાસેથી લઈ જા, પણ મને મારું બાળક આપી દે !'

અનુકૂલે પોતાની પત્નીની આવી અન્યાયી આશંકા દૂર કરવા પ્રયત્ન કર્યો: 'આ ધરતી પર', તેણે કહ્યું, 'તે આવો ગુનો તો ન જ કરે !'

માતાએ માત્ર જવાબ દીધો: 'બાળકના શરીર પર સોનાનાં ઘરેણાં હતાં એટલે કોણ જાણે...'

તેની સાથે આ અંગે વધુ દલીલને અવકાશ ન હતો.

રાયચરણ પોતાના ગામડે પાછો ગયો. અત્યાર સુધી તેને પુત્ર ન હતો અને બાળક જન્મે એવી આશા પણ ન હતી. પણ એક વરસ પૂરું થતાંમાં તો તેની પત્ની પુત્રને જન્મ આપી મૃત્યુ પામી.

નવા બાળકના આગમનથી રાયચરણના હૃદયમાં પ્રથમ તો નિરાશાની એક તીવ્ર લાગણી રણઝણી ઊઠી. તેના મનમાં એવી શંકા થઈ કે તે નાના માલિકની યાદ છીનવી લેવા જન્મ્યું છે. પોતાના માલિકના પુત્ર અંગે જે બન્યું હતું તે પછી પોતાના પુત્ર સાથે સુખી થવું તે અક્ષમ્ય ગુનો છે, એમ તેને લાગ્યું. જો તેની વિધવા બહેને અનાથ બાળકને ઉછેર્યું ન હોત તો કદાચ એ બાળક લાંબું ન જીવત.

પણ રાયચરણના મનમાં ધીરે ધીરે પરિવર્તન આવ્યું એક અજાયબ વાત થઈ. નવું બાળક પણ ભાંખોડિયાં કરતું અને ઉંબરો ઓળંગી તોફાન કરવા લાગ્યું. તે પણ બચવા માટે કિકિયારીઓ કરી ચાલાકી બતાવતું. તેનો સ્વર, હસવાનો અવાજ, આંસુ, હલનચલન વગેરે નાનકડા માલિક જેવાં જ હતાં કેટલીક વાર તેને રડતું સાંભળીને રાયચરણનું હૃદય ઊથલપાથલ અનુભવતું. તેને એમ લાગતું કે નાનકડો માલિક મૃત્યુના કોઈ અજાણ્યા ભૂમિ પર પોતાના 'અન્ના'ના અચાનક ખોવાઈ જવાથી રડી રહ્યો છે.

ફૂલીને (એ રાયચરણની બહેને નવા બાળકને આપેલું નામ હતું) ધીમે ધીમે બોલવાનું શરૂ કર્યું. બાળકની ભાષામાં તે 'મા–મા–મા' તથા 'બા–બા–બા' કહેવા લાગ્યો. જ્યારે રાયચરણે ઓળખીતા સ્વર સાંભળ્યા ત્યારે રહસ્ય દૂર થયું. નાનકડો માલિક પોતાના 'અન્ના'નો સાથ છોડી ન શક્યો—અને એટલે એણે ફરી જન્મ લીધો હતો.

રાયચરણની આ અંગેની દલીલો સર્વમાન્ય હતી. એક તો, નવું બાળક નાનકડા માલિકના મૃત્યુ પછી તરત જન્મ્યું હતું અને બીજું તેની પત્ની આધેડ વયે બાળકને જન્મ આપે એવી આશા ન હતી; અને ત્રીજું એ કે નવું બાળક ભાંખોડિયાં કરતું, અને 'બા–બા–બા' તથા 'મા–મા–મા' બોલતું. ભવિષ્યના ન્યાયાધીશ થવા માટે જરૂરી લક્ષણોમાં તેનામાં કંઈ બાકી ન હતું.

પછી રાયચરણને એકાએક બાઈસાહેબનો ભયંકર આરોપ યાદ આવ્યો. 'ઓહ !' તે પોતાની જાતને આશ્ચર્યથી કહેતો: 'માતૃહૃદય સાચું હતું—તે જાણતી હતી કે હું તેના બાળકને ઉઠાવી ગયો છું.' એકવાર આ નિર્ણય પર આવ્યા બાદ તે ભૂતકાળની બેદરકારી પર પસ્તાવો કરવા લાગ્યો. તેણે પોતાનો દેહ અને આત્મા નવા બાળકને સોંપી દીધા અને પોતે તેનો સેવક બની ગયો. તે પૈસાદારનો પુત્ર હોય એમ તેણે તેનું પાલનપોષણ કરવા માંડ્યું. તે બાબાગાડી લાવ્યો, પીળા સાટીનનો કોટ અને સોનેરી જરતારી ટોપી લઈ આવ્યો. સ્વર્ગસ્થ પત્નીના દાગીના ગળાવી નાખી તેણે પોંચીઓ અને સાંકળાં બનાવ્યાં. પડોશમાં તે નાના બાળકને કોઈ સાથે રમવા દેતો નહીં અને રાતદિવસ પોતે જ તેનો સાથીદાર બન્યો. જ્યારે છોકરો મોટો થયો ત્યારે તે એટલો બધો લાડમાં રહેતો કે ગામનાં બાળકો તેને 'આપ નામદાર' કહી ચીડવતાં અને મોટાઓ રાયચરણને બાળક પાછળ વધારે પડતો ગાંડો ગણતા.

છેવટે બાળકને નિશાળે જવાનો સમય આવ્યો. રાયચરણે રહીસહી જમીન વેચી દીધી અને તે

કલકત્તા ગયો. ત્યાં તેણે મહામહેનતે નોકર તરીકે કામ શોધી કાઢ્યું, અને ફેલનને નિશાળે મૂક્યો. સારામાં સારું શિક્ષણ, સારામાં સારાં કપડાં, અને સારામાં સારું ખાવાનું બાળક માટે પૂરાં પાડવા માટે તે બધું કરી છૂટ્યો. પોતે માત્ર મુઠ્ઠીભર ધાન ખઈને જીવતો અને મનમાં કહેતો: 'મારા નાનકડા માલિક! મારા માલિક! તારો મારા માટેનો સ્નેહ તને મારા ઘેર પાછો ખેંચી લાવ્યો છે. હવે તને મારી બેદરકારીથી કોઈ તકલીફ નહીં પડવા દઉં'.

આ રીતે બાર વર્ષ વહી ગયાં. છોકરો હવે સારી રીતે લખતાં-વાંચતાં શીખ્યો હતો. તે તેજસ્વી, તંદુરસ્ત અને દેખાવડો હતો. તે પોતાના દેખાવ તરફ ખૂબ કાળજી રાખતો અને વાળ ઓળવામાં ખાસ ધ્યાન આપતો. તે ઠાઠમાઠ અને મોજશોખ માટે છૂટથી ખર્ચ કરતો. તે રાયચરણને કદી પિતા માનતો નહીં કારણ કે પિતા હોવા છતાં તેનું વર્તન નોકર જેવું સવિશેષ હતું. બીજી વાત એ હતી કે પોતે બાળકનો પિતા છે એ વાત રાયચરણે દરેકથી છૂપી રાખી હતી.

જે હોસ્ટેલમાં ફેલન રહેતો હતો ત્યાંના વિદ્યાર્થીઓ રાયચરણની રીતભાતથી આનંદ પામતા. મારે કબૂલ કરવું પડશે કે પોતાના પિતાની ગેરહાજરી દરમિયાન ફેલન પણ તેમની ગમ્મતમાં ભાગ લેતો. પણ હૃદયથી તો દરેક વિદ્યાર્થી આ લાગણીશીલ અને નિર્દોષ માણસને ચાહતો અને ફેલનને પણ એ ખૂબ ગમતો. પણ મેં આગળ કહ્યું તેમ ફેલન તેને માત્ર દયાની લાગણીથી ચાહતો.

રાયચરણની ઉંમર વધતી ગઈ અને તેનો માલિક તેના કામમાં સતત ખામીઓ શોધ્યા કરતો. છોકરા માટે તે પોતે ભૂખે મરતો. તેથી તેને શારીરિક અશક્તિ આવી અને વધુ કામ કરી શક્યો નહીં. તે કામ ભૂલી જતો અને તેનું મન નીરસ બની ગયું. તેનો માલિક તેની પાસેથી પૂરા નોકરનું કામ લેતો અને બહાનાંઓ ચલાવી લેતો નહીં. જમીન વેચી દઈને રાયચરણે જે નાણાં લાવેલો તે ખૂટી ગયાં. છોકરો પોતાના મોજશોખનાં નાણાં માટે સતત ફરિયાદ કરતો અને વધુ ને વધુ નાણાંની માગણી કરતો.

રાયચરણે નિર્ણય કરી લીધો. પોતે નોકર તરીકે કામ કરતો હતો તે છોડી દીધું. થોડાંક નાણાં ફેલનને આપ્યાં અને કહ્યું 'હું ગામડે જાઉં છું. મારે થોડું ઘરનું કામ છે અને તુરતમાં જ પાછો આવીશ.'

તે બારાસત ગયો જ્યાં અનુકૂલ ન્યાયાધીશ હતો. અનુકૂલની પત્ની હજી દુઃખથી હતાશ હતી. તેને બીજું બાળક એ પછી થયું ન હતું.

કોર્ટના કંટાળાજનક લાંબા સમયના કામ પછી અનુકૂલ આરામ કરતો હતો. તેની પત્ની કોઈ ભિક્ષુક પાસેથી પુત્રજન્મ માટેની જડીબુટ્ટી ભારે કિંમતે ખરીદતી હતી. એટલામાં પરિચિત અવાજ સંભળાયો. કોણ છે એ જોવા અનુકૂલ બહાર ગયો. પોતાના વૃદ્ધ નોકરને જોઈને તેનું હૃદય દ્રવી ઊઠ્યું. તેણે તેને ઘણા પ્રશ્નો પૂછ્યા અને નોકરીમાં લેવા પણ કહ્યું.

રાયચરણે ફિક્કું હસીને જવાબ આપ્યો: 'મારે બાઈસાહેબને પ્રણામ કરવાં છે.

અનુકૂલ રાયચરણ સાથે ઘરમાં ગયો. બાઈસાહેબે તેને માલિક જેટલા ઉમળકાથી આવકાર્યો નહીં. રાયચરણે એ તરફ કંઈ ધ્યાન આપ્યું નહીં અને બંને હાથ જોડી તેણે કહ્યું: 'પદ્મા નદીએ તમારા પુત્રની ચોરી કરી ન હતી, મેં કરી હતી!'

અનુકૂલ આશ્ચર્ય પામ્યો: 'અરે! સાચી વાત છે? હેં! શું?! તે અત્યારે ક્યાં છે?'

રાયચરણે જવાબ દીધો: 'તે મારી સાથે છે. હું તેને પરમ દિવસે લેતો આવીશ.'

તે દિવસે રવિવાર હતો એટલે કોર્ટ ન હતી. પતિ-પત્ની બન્ને વારંવાર રસ્તો જોતાં સવારથી રાયચરણની રાહ જોતાં બેઠાં હતાં. લગભગ દસ વાગે એ ફેલનને દોરતો લઈને આવ્યો.

અનુકૂલની પત્નીએ કંઈ પણ પૂછ્યા વગર છોકરાને ખોળામાં બેસાડી દીધો. સ્નેહની ઉત્કટતાથી તે કદીક હસતી, કદીક રડતી, છોકરાને અડકતી,

તેના વાળ અને કપાળ ચૂમતી, પ્યાસી આંખોથી તે છોકરાને તાકી રહી. છોકરો દેખાવડો હતો અને તેણે સદ્‌ગૃહસ્થના પુત્ર જેવાં કપડાં પહેર્યાં હતાં. લાગણીની ભરતીથી અનુકૂલનું મન પુલકિત થઈ ઊઠયું.

તેમ છતાં અંદરના ન્યાયાધીશે તેને પૂછયું: 'તારી પાસે કોઈ સાબિતી છે?'

રાયચરણે કહ્યું: 'આવા કામની સાબિતી શી હોઈ શકે? ફક્ત ભગવાન જાણે છે કે મેં તમારા પુત્રની ચોરી કરી હતી. એ વાત એના સિવાય બીજું કોઈ યે જાણતું નથી.'

પોતાની પત્ની બાળકને જે સ્નેહથી વળગી રહી છે એ જોતાં અનુકૂલે સાબિતી પૂછવાની નિરર્થકતા સમજી લીધી. તે માની લેવું વધારે ડહાપણ ભર્યું હતું. વળી રાયચરણ જેવા વૃદ્ધ માણસને આવો છોકરો મળે પણ કયાંથી? કંઈ કારણ વગર પોતાનો વિશ્વાસુ નોકર પોતાને છેતરે પણ ખરો?

'પણ,' તેણે કડક સ્વરે કહ્યું: 'તારાથી અહીં નહીં રહેવાય'

'માલિક હું કયાં જાઉં?' ગદ્‌ગદ્‌ અવાજે રાયચરણે કહ્યું: 'હું વૃદ્ધ છું. વૃદ્ધ માણસને નોકર તરીકે પણ કોણ રાખે?'

બાઈસાહેબે કહ્યું: 'તેને રહેવા દો, મારો લાડકો ખુશ રહેશે. હું તેને માફ કરું છું'

પણ અનુકૂલનું ન્યાયપ્રિય મન સંમત ન થયું. 'ના.' તેણે કહ્યું, 'તેણે જે કર્યું છે તે માટે માફી આપી શકાય નહીં.'

રાયચરણ પગે પડયો. એણે અનુકૂલના પગ પકડી લીધા, 'મને રહેવા દો એ કૃત્ય મેં નહોતું કર્યું. એ પરમાત્માની માયા હતી.'

જ્યારે રાયચરણે ભગવાન પર દોષ ઢોળ્યો ત્યારે અનુકૂલનું મન વધારે જક્કી બન્યું.

'ના' તેણે કહ્યું: 'મને એ મંજૂર નથી હું તારી પર હવે વધારે વિશ્વાસ કરી શકું તેમ નથી. તેં વિશ્વાસઘાત કર્યો છે!'

રાયચરણ તેના પગે પડયો અને કહ્યું: 'માલિક! મેં વિશ્વાસઘાત કર્યો નથી. હું નિર્દોષ છું!'

અનુકૂલે પૂછયું - 'તો પછી કોણે કર્યું?'

રાયચરણે રડતાં રડતાં જવાબ દીધો: 'મારું કમનસીબ!'

પણ કોઈ પણ શિક્ષિત માણસ આવું બહાનું સ્વીકારી ન લે. અનુકૂલ મક્કમ રહ્યો.

જ્યારે ફલીને જાણ્યું કે પોતે પૈસાદાર ન્યાયાધીશનો પુત્ર છે અને રાયચરણનો પુત્ર નથી ત્યારે પોતાના જન્મ અંગે પોતાને છેતરવા બદલ તે રાયચરણ પર ગુસ્સે થયો. પણ રાયચરણને દુખી જોઈને તેણે ઉદારતાથી પોતાના પિતાને કહ્યું: 'બાપુજી, એને માફ કરો. જો તેને આપણી સાથે રહેવા ન દો તો તેને દર મહિને થોડાક રૂપિયા ની મદદ કરો.'

આ સાંભળીને રાયચરણ એક શબ્દ પણ બોલ્યો નહીં. પોતાના પુત્રના ચહેરા તરફ તેણે છેલ્લી વાર જોયું. તેણે પોતાના જુના માલિક અને બાઈસાહેબને પ્રણામ કર્યા. પછી તે બહાર નીકળી ગયો.

મહિનાને અંતે અનુકૂલે તેને ગામડે થોડાક પૈસા મ. ઓ.થી મોકલ્યા પણ પૈસા પાછા આવ્યા. પોસ્ટ ઓફિસના કહેવા મુજબ રાયચરણ નામનું એ ગામમાં કોઈ માણસ રહેતું ન હતું.

*

એકવાર બર્નાર્ડ શૉને એક જાડા માણસે કહ્યું, 'શૉ, તમને જોઈને બીજા દેશમાંથી આવનાર કોઈને એમ જ લાગે કે ઈંગ્લાંડમાં દુકાળ હોવો જોઈએ.'

શૉએ તરત જ જવાબ આપ્યો, 'અને આપને જોઈને એમ જ લાગે કે તે દુકાળનું કારણ આપ જ હોવા જોઈએ.'

પૃષ્ઠ ૧૨૮થી ચાલુ ]
ની આશા રાખેલી ત્યારે અન્વર સાદત ગ્હોં ફેરવી બેઠા હતા, અને સ્વર્ણસિંહને બહુ જ મોડું ભાન થએલું કે પાકિસ્તાન માટેની ઈજિપ્તની ફૂગી લાગણીમાં ફાયર પાડવી શકાય નથી. ઈઝરાયેલ સામે યુદ્ધે ચડવા માટે ઊચી જાતના લડાયક શસ્ત્રો રશિયાએ પૂરા ન પાડ્યા તે મુદ્દા ઉપર પોતાના દેશમાંથી રશિયન અફસરોને પાછા બોલાવી લેવાનું સ્પષ્ટ રીતે કહી દેવામાં અન્વર સાદતે મુદ્દત ન જેવું તેની ઘણાને નવાઈ લાગે છે. પણ સાદત સમજુ આદમી છે. મહાસત્તાઓની રમત તેઓ સમજી શકયા છે. ભારત પાસેથી તેમણે વધુ બોધપાઠ ગ્રહણ કર્યો છે. બાહડાના બળની કિંમત તેમને સમજાયી છે અને તેથી જરૂર પડયે એકલે હાથે લડવાની વાત કરી છે. ચીને અન્વર સાદતને શાબાશી આપી છે નિકસન પણ આપશે. અગર તો અમેરિકાએ જે શસ્ત્રો ઈઝરાઈલને આપ્યા છે તેવા જ ઈજિપ્તને પણ આપશે. ચીનની મૈત્રી માટે નિકસન સાહેબે ફોમોસાને કોરાણે મૂક્યું તે ઈઝરાઈલને પણ બોધ દઈ શકે છે આરબ રાજ્યોની શુભેચ્છા મેળવવા માટે અમેરિકા સાથે અન્વર સાદત સોદો કરે તો નવાઈ જેવું શું છે? રાજકારણમાં તો ગમે તેવી મેલી રમત રમી શકાય છે. રશિયા અને અમેરિકા અરસપરસ સમજીને જ બેઠા છે. તેમના હિતો કયારેય અથડાવાના નથી.

## ફરાકકા વિષે વધુ થોડુંક

૨૦૦ કરોડ રૂપિયાના ખર્ચે ફરાક્કા બંધ ગંગા નદી ઉપર બાંધવામાં આવ્યો તે તેના અશલ બેવડો છે હુગલી નદીને વધુ પાણી મળે અને તેના જળવ્યવહાર ચાલુ રહે તે એક હેતુ છે. ઉત્તર પ્રદેશ અને બીહારમાં થઈને ૧૩૦૦ માઈલનો પંથ કાપીને ગંગા બંગાળમાં પ્રવેશે છે તે સ્થળ કલકત્તાથી ઉત્તરે ૨૦૦ માઈલ આવેલું છે.

બંગાળમાં પ્રવેશ્યા બાદ ગંગા - બે ભાગમાં વહેંચાઈ જાય છે જેમાંનો એક ભાગ બંગલાદેશમાં થઈને બ્રહ્મપુત્રાને મળે છે તે પદ્મા નામે ઓળખાય છે. બીજો ફાંટો જે હુગલીને મળે છે તે ભાગીરથી કહેવાય છે. ફરાકકા બંધ બાંધવામાં આવેલ છે તે સ્થળ મુખ્ય નદી બે ભાગમાં વહેંચાય તેની, ઉપરે છે આ બંધમાંથી ૨૧ માઈલની ફીડર કેનાલ દ્વારા ૪૦૦૦૦ કયુસેક પાણી વહેતું રાખી હુગલીને જીવતીજાગતી રાખવાનો આ મૂળ પ્રયાસ છે. ફરાકકા બંધ તૈયાર થઈ ગયો છે ત્યારે ઉત્તરપ્રદેશ અને બીહાર વાંધા વચકા કાઢીને પોતાના પ્રદેશમાંથી વહેતા પાણીને રોકવા દલીલબાજી કરી રહ્યા છે કેમ કે તેમની જળસિંચાઈ યોજનાઓ મુરઝાઈ રહી છે. યોજના તૈયાર થઈ ત્યાં સુધી તેમણે વાંધો રજૂ કર્યો ન હતો. જો કે પાકિસ્તાને તો પ્રથમથી જ વાંધો નોંધાવી દીધો હતો કે તેનાથી પદ્મા નદીનો પુરવઠો (ત્યારે પૂર્વ પાકિસ્તાન) કપાઈ જશે આ બંધ બાંધવાનો વિચાર સૈકા જૂનો હતો અને ગઈ સદીના એક કુશળ એન્જિનિયર સર આર્થર કોટનને આવ્યો હતો અને કલકત્તા બંદરને બચાવી લેવા પદમા નદીમાં નિરર્થક વહી જતુ પાણી હુગલીમાં વાળી લેવા જમાના પહેલા ચેતવણી આપી હતી. સ્વ. બી સી. રોયના વખતમાં ફરાકકા બંધ વિષે નકકર દરખાસ્ત થઈ. તે અમલી બનાવ્યા પછી પણ આજે નર્મદા અને કાવેરીનાં જળની માફક વમળમાં ફસાઈ ગઈ છે તે એક દુર્ભાગ્ય છે. આ યોજનાનું ઘણુ ખરું કામકાજ અટવાઈને પડયું છે. આપણે ઈચ્છીએ કે દરેક પ્રશ્નને નીવેડો લાવવામાં ચતુર એવા આપણાં મહિલા વડાપ્રધાન આ પ્રશ્નનો સુખદ અંત લાવશે.

*



# ધનપ્રાપ્તિ

શ્રી. પી. નાગરાજરાવ

મનુષ્યને આ દેહ મળ્યો છે તે એની સાધનાનું ક્ષેત્ર છે. એ દેહમાં રહીને એ એવો પુરુષાર્થ કરે કે જેથી એની શક્તિઓ વ્યવસ્થિત થાય અને એનો વિકાસ થાય. એનામાં જેમ અધમ તત્ત્વ રહેલું છે તેમ દિવ્ય તત્ત્વ પણ છે. એટલે એ પોતે જ વિવેક રાખે અને અધમને વશમાં લઈ દિવ્યને પુષ્ટ કરે તો એ કેળવાય, અને તો એનુ સાધનાક્ષેત્ર સફળ બને.

હિંદુ ધર્મે મનુષ્યજીવનના વિકાસ માટે ચાર પુરુષાર્થ બતાવ્યા છે : એમાં અર્થ અને કામ ઉપર એના અસ્તિત્વનો પાયો માન્યો છે. કામના વિનાનો મનુષ્ય કેવો ? ઉપનિષદોમાં કહ્યું છે કે મનુષ્ય એટલે ઇચ્છાઓનો સમૂહ. જેવી કામના, એવી પ્રકૃતિ. આ કામનાઓને સંતોષવા એણે ભૌતિક સાધન મેળવવું જોઈએ, ધનપ્રાપ્તિ કરવી જોઈએ એને 'અર્થ'નું નામ આપ્યું છે. એ સાધન છે, સાધ્ય નથી.

મનુષ્યજીવનનાં અનેક અંગ છે, આર્થિક પાસું છે તેમ બીજાં પાસાં પણ છે. જ્યારે ધર્મ અને નીતિનો આશ્રય રાખીને મનુષ્ય અર્થનું ઉપાર્જન કરે ત્યારે એ પુરુષાર્થ ગણાય ને નહિ તો એનું મૂલ્ય ઊતરી જાય, એની નિંદા થાય એટલે અર્થ તથા કામ બન્ને ઉપર ધર્મનું ઢાંકણું જોઈએ.

અર્થ કોને કહેવો ? જે જે પદાર્થ મેળવી શકાય, ભોગવી શકાય, વહેંચી શકાય, આપી શકાય, જેની રોજ રોજ જરૂર પડે, જેના વિના જીવનનો રથ આગળ વધે નહિ અને એની શોભા કે સલામતી જળવાય નહિ—તે અર્થ. એનાથી ઇચ્છાઓ સંતોષાય એટલું જ નહિ પરંતુ સર્વે ગુણો એનો આધાર મેળવે. આપણા ધર્મવિધિઓના પ્રારંભમાં જે સંકલ્પ કરવાનો હોય છે એમાં ચારે પુરુષાર્થ મેળવવાનો ઉદ્દેશ રાખ્યો છે, અર્થને છોડી દીધો નથી. ભર્તૃહરિએ નીતિશતકમાં અર્થના દશ શ્લોક લખ્યા છે. કહ્યું છે કે આબરૂભેર જીવવું હોય એમણે ધન મેળવવું જોઈએ, નહિ તો બીજાની દયા ઉપર આધાર રાખવો પડશે. સાહસ ખેડીને લક્ષ્મી વસાવે તે સુખી થાય. તે કુટુંબનો નિર્વાહ કરી શકે અને એવો મનુષ્ય મોક્ષ માટે યત્ન કરી શકે સંન્યાસ લેતી વખતે દરેકે ત્યાગ કરવો જોઈએ. કશી પ્રાપ્ત કર્યા વિના એ શેનો ત્યાગ કરશે ? કોઈ નિર્ધન સંન્યાસ લે છે ત્યારે સંન્યાસનું ગૌરવ નહિ, એની હાંસી થાય છે.

હિંદુ પ્રજાનો આદર્શ એવો છે કે શ્રમ કરતાં રહેવું, પસીનાની કમાઈ વડે જીવવું; શરીર સશક્ત હોય અને જુવાની હોય ત્યારે પ્રમાદ કર્યા વગર પૂરતું ધન મેળવી લેવું. આ જિંદગીમાં કંઈ કરી લેવું હોય તેણે દરિદ્ર ના રહેવું, આર્થિક ચિંતા ના રાખવી, સ્વાવલંબી રહેવું. પોતનો અને પોતાના કુટુંબનો નિર્વાહ ના કરી શકે તે વળી મોક્ષપ્રાપ્તિ માટે શો ઉદ્યોગ કરશે ? એ કામ તો ઘણું કપરું છે. કંગાલિયત અને દુઃખમાંથી મુક્ત થયો હશે તો એ માણસ કંઈ પ્રાપ્ત કરી શકશે. માણસ આર્થિક રીતે સશક્ત હોવો જોઈએ.

અર્થથી ધર્મ મળે અને ધર્મથી અર્થ મળે છે. બન્ને એકમેકનું સાધન પણ છે અને આધાર પણ છે. જે ધન ગુમાવે તેના ઉપર સંકટો ઊતરે છે અને એકલી ગરીબી સેવ્યાથી મોક્ષપ્રાપ્તિ થતી નથી. મહાભારતમાં અર્જુન કહે છે કે ધર્મ અને કામ એ અર્થના અંગો છે. રામાયણમાં લક્ષ્મણનાં વચનો દ્વારા આ વાત સ્પષ્ટ કરી છે : 'પર્વતમાંથી જેમ નદીઓનાં ઝરણાં ફૂટે છે તેમ એકઠા કરેલા ધનમાંથી પ્રવૃત્તિઓ ચાલે છે નહિ તો ઉનાળામાં નદીનાળાં સુકાઈ જાય તેમ દરિદ્રનું કોઈ કામ આગળ વધતું નથી. ધન હશે તો સ્વજનો અને સ્નેહીઓ આવશે. ધનવાનને માણસો મહત્ત્વ આપે છે, એને વિદ્વાન માને છે, એને ભાગ્યશાળી પણ ગણે છે.

હિંદુઓનું દર્શન એવું છે કે સમાજની પ્રગતિ માટે ધનની જરૂર છે અને વ્યક્તિના વિકાસ માટે પણ જરૂરી છે. એ વિના વેપાર ઉદ્યોગ, સાહસ કે સંશોધન ચાલે નહિ. આસુરી બળોનો સામનો કરવા ધનની મદદ જરૂરી છે હિંદુઓએ શ્રીમંત સમાજને દૂષિત માન્યો નથી અને દારિદ્રય દુષ્કાળ કે રોગચાળાને રાજાના પાપકર્મોમાંથી નિપજેલો કુદરતનો કોપ માન્યો છે, એને ભ્રષ્ટ થયેલા રાજ્ય વહીવટનું પરિણામ ગણ્યું છે. પહેલાના જમાનામાં હિંદુસ્તાન કંઈ ગરીબ દેશ નહોતો એની પાસે અળુંક દ્રવ્ય હતું આપણા ઋષિમુનિઓને પણ ધનની શક્તિનું ભાન હતું એમણે ધનપ્રાપ્તિનો વાંધો નથી લીધો પરંતુ એના વ્યય માટે ખાસ કાળજી રાખી છે દાન, ભોગ અને નાશ એવી એની ત્રણ ગતિ બતાવી છે અને એથી જળભરેલા મેઘ જેમ પૃથ્વી ઉપર ઝૂકીને રહે છે તેમ ધનવાન બનેલા નમ્ર રહેવું એવો ઉપદેશ કર્યો છે. શ્રી અરવિંદે તો સ્પષ્ટ કહ્યું છે કે મનુષ્યના અહમ્‌ને આકર્ષી શકે એવા બળ ત્રણ છે—અર્થ, કામ અને સત્તા પરંતુ મોટે ભાગે કૃપણ માણસો એનો દુરુપયોગ કરે છે એના સ્વામી થવાને બદલે ગુલામ બની જાય છે. લાખાકાળ સુધી એનું સેવન કરનારા ભાગ્યે જ આની અસરથી મુક્ત રહી શકે છે

ધનના માલિક થવામાં દોષ નથી, દોષ તો એના દુરુપયોગમાં છે મહાભારતમાં વિદુરે કહ્યું છે 'કોઈ જ્ઞાનનો ગર્વ કરે છે, કોઈ ધનનો કરે છે. તો વળી કુળનો ગર્વ કરે છે જેમની પાસે સંયમનો અભાવ હોય છે તેમને આ ત્રણે વસ્તુથી ગર્વ થાય છે. પરંતુ જે નિયમમાં રહેનારા છે તે તો જ્ઞાન, ધન અને સત્તાનું રક્ષણ કરવા માટે સંયમનું પાલન કરે છે મનુષ્યને ભોગવિલાસ માટે જ ધન મળ્યું નથી. રઘુવંશના શ્લોકોમાં કવિ કાલિદાસે ધનના સાધનનું હેતુ મૂલ્ય છે તે બતાવ્યું છે. 'રઘુકુળના રાજાઓએ દાન કરવા માટે ધન પ્રાપ્ત કર્યું, યશ મેળવવા વિજયોની ઇચ્છા કરી, સત્યકર્મ થવા માટે મિતભાષી બન્યા અને પ્રજાતંતુ કાયમ રાખવા એમણે ગૃહસ્થ જીવનનો સ્વીકાર કર્યો.'

મનુસ્મૃતિમાં આદેશ આપ્યો છે કે 'મનુષ્યે એની સંપત્તિનો અમુક ભાગ દાનમાં આપવો, અમુક ભાગ વિપત્તિના સમય માટે સાચવી રાખવો અને બાકીના ભાગમાંથી કુટુંબીજનો, પરિજનો અને પોતાને માટે ઉપયોગ કરવો. ટૂંકમાં, સંપત્તિના સ્વામી તો ભગવાન છે, આપણે એનું રક્ષણ અને સદુપયોગ કરવાનો છે. એ સંપત્તિ આજે એમની પાસે હશે અને કાલે બીજા પાસે જશે પરંતુ જેની પાસે હોય તેણે લક્ષ્મીને સન્માનપૂર્વક રાખવી જોઈએ.

લક્ષ્મીની ઉપેક્ષા ના થાય. એમ કરવાથી તો દુષ્ટ માણસો એને ઝડપી લે અને પાપની વૃદ્ધિ કરવા માટે વાપરે લક્ષ્મીનો કેવળ સંગ્રહ પણ ના થાય. એનો નિઃસ્વાર્થ, ચોખ્ખો અને કાળજીવાળો વહીવટ કરવો જોઈએ. અર્થમાં એની વિશુદ્ધિ જાળવવી તે મોટો ગુણ છે.

કેટલાક લોકો એવું સમજી બેઠા છે કે ભારતના લોકો દરિદ્ર રહીને કે ઉપવાસો કરીને સ્વર્ગ મેળવવા તલસે છે. આ ખોટી વાત છે. મનુષ્યની જે જરૂરિયાતો છે, જેના વડે સમાજની મહેચ્છાઓ પરિપૂર્ણ બને છે અને એમના કર્તવ્યના ક્ષેત્રમાં સફળ થવાય છે તેને આપણે કોરે મૂક્યા નથી જીવનની વાસ્તવિક જરૂરિયાતોને આપણે વિસારી નથી. આપણું તો સામાજિક જીવન હતું, જવાબદારી ઓથી ભરપૂર હતું કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં ખાસ લખ્યું છે કે 'કુટુંબના અને આશ્રિતજનોના નિર્વાહની જોગવાઈ કર્યા વિના જે સંસાર છોડી દઈ સંન્યાસ લેવા નીકળે તે ગુનેગાર ઠરે છે, એવા માણસોનો દંડ કરવો અને એમને જેલમાં બેસાડવા. સંન્યાસ લેતા પહેલાં અધિકારી પાસેથી 'કંઈ દેવું બાકી નથી' એવું પ્રમાણપત્ર મેળવવું. એ દર્શાવે છે કે ધનનો વ્યવહાર અખંડ અને શુદ્ધ રહેવો જોઈએ.

હિંદુઓમાં કળાની ભાવના હતી, સૌન્દર્યની પરખ હતી. ગીત, નૃત્ય, શિલ્પ ચિત્ર, સ્થાપત્ય વગેરે કળાઓ અહીં સારી ખીલી હતી. કોઈ વિરક્ત પ્રજાની મૂડી એવી ના હોય. તૈત્તિરીય ઉપનિષદમાં પ્રાર્થના છે કે 'અમને ધન અને ધાન્ય મળો, પશુ

અને પ્રજા મળો. અમારું આયુષ સો વર્ષનું થાવ.' હિંદુ પ્રજાને આર્થિક લાભથી ડર નડેલો લાગતો. લક્ષ્મી જોઈને એ ભાગતા નહોતા. હિંદુધર્મમાં લક્ષ્મી કેવી શુદ્ધ રીતે પ્રાપ્ત કરવી અને એનો કેવો સદુપયોગ કરવો તેનો ખૂબ વિચાર કર્યો છે. ભાગવત પુરાણમાં કહ્યું છે કે 'પોતાના ભરણપોષણનો અધિકાર સૌને છે ક્ષુધાને જરૂર સતોષવી પરતુ એથી વધારે તો પરિગ્રહ કરે તે સમાજનો ચોર છે, એને સજા થવી જોઈએ.' ગીતામાં પણ કહ્યું છે કે 'જે કોઈ આપ્યા વિના ભોગ કરે છે તે ચોર છે, પાપી છે. ' આવા શાતિમય સમાજવાદની આપણે પ્રતિષ્ઠા કરી છે.

આવી સમ જવ્યવસ્થામાં નથી શ્રીમંત થવાનો મોહ રાખ્યો કે નથી સંગ્રહ કરવાનો. માણસોને ધન કમાવાની પુષ્કળ છૂટ આપી છે પરંતુ એની સાથે ડગલે ને પગલે પાળો પણ એવી બાંધી છે કે સંયમ જળવાય. આપણે એવું પણ નથી માની લીધું કે દરેક મનુષ્ય બધી રીતે સમાન સમજવો. આપણે તો દરેકની શક્તિ પ્રમાણે તે માટે પુરષાર્થ કરવાની જરૂર સમજી છે. દરેક જણ એનામા જેવું વિત્ત હોય અને એનો જેવો સ્વભાવ હોય એટલું આગળ વધી શકે. 'સર્વેજનાઃ સુખીનો ભવન્તુ' એવી શુભ પ્રાર્થનાઓ કરી છે પરંતુ એમ તો નથી જ માની લીધું કે એક મનુષ્ય બીજા મનુષ્ય જેવો જ છે, સર્વ રીતે સમાન છે. એવી સમજ રાખવાથી સમાજ યંત્રવત્ અને મૂઢ બની જાય છે.

' મનુસ્મૃતિમાં એવી સમજણ છે કે અંતિમ મૂલ્ય એકલા ધર્મનું નથી; ધર્મ એને અર્થનું પણ નથી અને અર્થ તથા કામનું પણ નથી. આ ત્રણે વચ્ચે વિવેકથી અને સયમથી સમતુલા જાળવવી તે જ ખરું છે. મનુષ્યજીવનના એ ત્રણે પુરુષાર્થ સચવતાં આવડે તેનું જીવન પૂર્ણ બને અને એને ચોથો મોક્ષનો પુરુષાર્થ પણ સહજ બને.

## હૃદય પરિવર્તન

શ્રીમાન ગોવિંદલાલ દારૂનો વેપાર કરીને શ્રીમંત બન્યા હતા. એક વખત ઉનાળામાં તેઓ નૈનીતાલમાં હતા. કંઈ કામ પ્રસંગે કલકત્તા જવાનું થયું, ત્યાં છાપામાં વાંચ્યું કે ગાંધીજી પૂનાની જેલમાં છે. એમને એપેન્ડીસાઈ-ટીસનું દર્દ થયું છે. અને જલ્દીથી ઓપરેશન કરાવવું પડશે. આ સમાચાર વાંચીને એમના મનમાં થયું કે આવડા મોટા લોકનેતા આ ઓપરેશનમાંથી બચે કે નયે બચે, એમનાં દર્શન તો કરી લઉં.

વિચાર આવ્યો ને તુરત જ ગાડીમાં બેસી ગયા. જેમ જેમ ટ્રેઈનમાં પૈડાં ફરવા લાગ્યાં તેમ તેમ એમના મનમાં ચક્રો પણ ફરવા લાગ્યાં આખી રાત ઊંઘ ન આવી. તેઓ મનોમન કહેવા લાગ્યાઃ કોણ છે તું દર્શન કરનાર? તું ગાંધીનાં દર્શન કરવાનો? સર્વસ્વનો ત્યાગ કરનાર ગાંધી, એમનાં દર્શન તું સંપત્તિનો ભાર તારા વાંસા પર બાંધીને કરવાનો? દારૂબંધી માટે જે માણસે પ્રાણની પરવા કર્યા વિના ઉપદેશ દીધો છે એવા ગાંધી પાસે ઊભા રહેવાની લાયકાત તારા જેવા દારૂડીઆની હોઈ શકે? દારૂમાં બોળેલા હાથથી તું ગાંધીને નમસ્કાર કરશે?"

આવું આત્મશોધન કરતાં કરતાં ગોવિંદલાલ પૂના સ્ટેશને ઊતર્યા ત્યારે સંપૂર્ણ આત્મશુદ્ધિ એમણે કરી લીધી હતી. "આજથી દારૂનો વેપાર છોડયો; દારૂમાં કમાયેલા સર્વ પૈસા રાષ્ટ્રકાર્યાર્થ દઈ દેવા" એમ શપથ લીધા. તે પછી જ તેઓ સાસુન હોસ્પીટલમાં ગાંધીજીના દર્શને ગયા અને પછી નૈની-તાલમાં "ગાંધીમંદિર" બાંધીને પત્ની સાથે રહી પ્રામાણિક વેપાર કરવા લાગ્યા.

# તે હિનો દિવસા ગતાઃ

હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય

જેમ હું વધુ ને વધુ બુઢ્ઢો થતો જઉં છું તેમ બાળપણની સ્મૃતિઓ વધુ ને વધુ સ્પષ્ટ રૂપે મારી સમક્ષ આવે છે. આ પણ વિચિત્ર જ છે ને કે, કેટલીય અસરો વર્ષોનાં વર્ષો સુધી દેખીતી રીતે વિસ્મૃતિ પાછળ છૂપાયેલી લાગે; અને પછી એક દિવસ પડદાને ચીરીને અચાનક જ બહાર આવે, જાણે એક નૂતન અને પરિપૂર્ણ જિંદગીના સુવર્ણ જળમાં હમણાં જ નહાઈ હોય !

હૈદરાબાદના અમારા ઘર પાછળનો બગીચો મને હજુ યાદ છે. હું જન્મ્યો ત્યારે હૈદરાબાદ તો અરેબિયન નાઈટ્સમાં આવતો કોઈક જાદુઈ નગર જેવું મનાતું.

બગીચામાં વસતી હતી જીર્ણ પુરાણાં વૃક્ષોની —એવાં વૃક્ષો, જેમની ડાળીઓ ગૂંચવાયેલી હતી અને જેની કરચલીવાળી છાલ ભૂખરી થઈ ગઈ હતી. કેટલાંક વૃક્ષો પર એવી નિશાનીઓ હતી જેને અમે એના હૃદયનો જખ્મ માનતા મને હજુય યાદ છે, એક જંગી વૃક્ષમાં એક મોટી બખોલ હતી, ને હું માનતો કે એ તો ભૂતનું ઘર છે. બગીચામાં આખોયે વખત વિવિધ સુંદરોની સુગંધ ભટકયા કરતી, એવી સુગંધ જે એક વાર તમારી પાસે આવે પછી તમે કદી ભૂલી ન શકો.. સુંદરની ગંધ, વરસાદથી ભીની થયેલી ધરતીની મહેક...ફેશનેબલ સમાજની મહિલાઓ જે સુગંધી વાપરે છે તેથી તદ્દન જુદી; પ્રકૃતિની આ સુગંધોમાં તો જીવનની ઊંડામાં ઊંડી, જન્મની ને મૃત્યુની ને ઉદાસીઓની, અધૂરાં રહી ગયેલાં સ્વપ્નોની મર્માહત પીડાની અનુભૂતિ ગૂંથાયેલી હોય છે.

એ બગીચામાં કેટલાક ટાલિયા કાળાભૂરા પથ્થરો પણ હતા. એમનાં એક મોટા ને સપાટ પથ્થરને હું મારા પિતાના વાળ વિનાના માથા સાથે સરખાવતો. બાળપણમાં આપણી સરખામણીઓ કેવી હિંમતભરી હોય છે !

અને મધ્યાહ્નની ચમકતી સોનેરી હવામાં આખોયે દિવસ પતંગિયાં તર્યા કરતાં. એ વખતે લાગતું, આ પતંગિયાં તો નાની નાની રંગીન નૌકાઓ છે અને પરીઓના દેશમાં સંદેશ પહોંચાડવા તે જાય છે. નીલી-છાયાવાળાં પતંગિયાં, શ્વેત પાંખો પર લાલ ટપકાંવાળાં પતંગિયાં, લીલાં પતંગિયાં જેને જોઈને એમ લાગે, પેલાં ફિક્કાં લીલાં પાંદડાંઓમાં અચાનક જ મહત્ત્વાકાંક્ષા જાગી પડી છે ને તેઓ ઊડવા લાગ્યાં છે. પીળાં પતંગિયાં-સાવ સામાન્ય, અને તો પણ પ્રકાશ સાથે ધબકતાં ! શ્યામરંગી પતંગિયાં અને એમની રેશમી પોચી, વારે વારે વળી જતી પાંખો ! લાલ ટપકાથી તો તેમને એક ભવ્યતા જ મળી જતી, અને આ લાલ રંગ પણ કેવો ! માત્ર કુદરતના લાલ રંગ સાથે જ એને સરખાવી શકાય; અગ્નિ, રક્ત, ધબકતો લાલ રંગ !

પણ સૌંદર્યને અમે હંમેશ કાંઈ સન્માનથી જોતાં નહિ, અમે—મારા પિતા જેને રમૂજ ચટોપ કહેતા, ભારતના પહેલા ડી. એસસીનાં બાળકો ! જ્ઞાન ને પ્રજ્ઞા સાથે જે જે વસ્તુઓનો સંબંધ હોય, તે બધી જ વસ્તુઓનું વિચિત્ર મિશ્રણ મારા પિતામાં હતું. અમને એની સાથે, એક વસ્તુ તરફ વૈજ્ઞાનિકની તેમ જ કવિની બન્ને દૃષ્ટિએ જોવાનું શીખવવામાં આવતું. પરિણામ એ આવતું કે ઊડતાં પતંગિયાંને હું પ્યાર કરતો ને તેમની તરફ અહોભાવ અનુભવતો અને સાથે સાથે એ બિચારાં નાજુક પ્રાણીની અંદર ટાંકણી બેસી દઈ, વૈજ્ઞાનિક રીતે તેનો અભ્યાસ કરવા માટેની સ્લેટ તૈયાર કરવામાં પણ મને આનંદ આવતો. હું કબૂલ કરું છું, મૃત્યુ પામેલું પતંગિયું, જીવંત કરતાં મેં વધારે રોમાંચ મારામાં પ્રેર્યું. એ રહસ્યમય હતું, ઘેરું ઊંડું મૌન અને ટાંકણીથી ચોંટાડી દીધેલી નિર્જીવ પાંખોમાંથી વ્યક્ત થતી, સ્તબ્ધ બની ગયેલી ગતિ. મૃત્યુની રહસ્યમયતા, જીવનના કરતાં પણ વધુ ભયંકર...તો શું જિંદગી મૃત્યુ કરતાં વધુ રહસ્યમય છે !

મારા ઘર પાછળના આ બાગે મારા સ્વભાવને ઘડવામાં ખૂબ ભાગ ભજવ્યો છે. ઊંડી અનુભૂતિઓમાં નીરખવાની દૃષ્ટિ એણે મને આપી અને મને પરિચય થયો હતો એ સૃષ્ટિઓનો, જે પોતાની મેળાએ જ, સમયની સાથે સાથે, પથ્થરો, ઘાસ, ફૂલો, પંખીઓ, વૃક્ષોમાં ઊગે છે ને અહર્નિશ થયા કરે છે. ને 'રહસ્યવાદી' શબ્દનો પૂરો અર્થ જાણવા વગર લોકો મારે માટે જે શબ્દ વાપરે છે એનો, પાછળથી મારા રહસ્યવાદી બનવા માટે પણ ઘણે અંશે એ બાગ જ જવાબદાર છે. ઈશ્વરનો હું આભાર માનું છું કે મારે ત્યાં એવો બાગ હતો. જેમાં બાળપણમાં હું ભટકતો, રમતો, સ્વપ્નાં જોતો. ઘણાં બાળકો ગંધાતી ગલીઓમાં, પ્રકાશહીણી નાની ઓરડીઓમાં મોટાં થાય છે, એ હું જોઉં છું ત્યારે મારું મન ખિન્ન થઈ જાય છે, કારણ કે હું જાણું છું, કે જિંદગી અનંત સાધના ને આશાનો અર્થ બની રહેતી શૈશવાવસ્થાની જિંદગીના કુતૂહલને આનંદો તેમણે ખોયાં છે.

એક પ્રસંગ મને ખૂબ જ યાદ આવે છે. બાગની વેળાએ એક વાર હું બગીચામાં ફરતો હતો, ડાળીઓ નિદ્રિત હતી, કોઈ અજાણ્યા થાકથી વૃક્ષો બગાસાં ખાઈ રહ્યાં હતાં, પોતાની સુંવાળી સપાટી પર ફરતી લાલ ગોકળગાયની પથ્થરોને દરકાર ન હતી, કોઈ મૌનવ્રતધારીની જેમ જ ધરતી ચૂપ હતી, હવામાં બધે જાણે એકલતા કંપી રહી હતી, એવે વખતે અચાનક જ બાગની દીવાલ આગે ઊગેલા વૃક્ષોની ઘેરી ઝાડીમાં એક સફેદ બિલાડી જોઈ મને બીક લાગી ગયું. કદાચ એ બિલાડી નથી. કોઈ શેતાન એ મને સતાવવા ને ડરાવવા બિલાડીનું રૂપ લીધું છે. એ કાળી નહિ, ધોળી બિલાડી છે.. મારે એની સાથે લડવું જોઈએ.. અને મેં પથ્થરો ઊંચકી ઊંચકીને એની તરફ ફેંકવા માંડયા. એનો કેવળ એટલો જ દોષ હતો કે કાળી હોવાને બદલે તે સફેદ હતી. કાળી હોત તો તેને જોવી એ મારું સારું નસીબ ગણાત. પથ્થર પર પથ્થર મારીને મેં એને એવી દુનિયામાં મોકલી દીધી, જ્યાં પોતાના અંત પછી તમામ વસ્તુઓ આરામમાં પેઠી જાય છે.

હવે મને યાદ આવે છે કે એક નાનકડા પ્રાણીને મેં કેવળ ડરથી જ મારી નાખ્યું હતું. જો કે ત્યારે એક વિચિત્ર આનંદ પણ એમાં ભરેલો હતો કે, બિલાડીના રૂપમાં આવેલો કોઈ દુષ્ટ આત્મા મારા જેવા આઠ નવ વર્ષના બાળક પાસે હારી ગયો!

બાળપણની જેમ હજુ પણ જે મને ગમે છે, તે આકાશ અને મધ્યાહ્નને એમાં તરતાં સફેદ વાદળ યાદ કરું છું ત્યારે આકાશ માટે એવી તીવ્ર તૃષા જાગી પડે છે! હું માનતો હતો કે તેઓ મારા પડોશીઓ છે. બાળપણમાં વાદળ અને તારા કેટલાં મારી નજીક રહેતા! મારી નાની હથેળીઓમાં હું જાણે વાદળોને દબાવી દેતો, અને એમની સ્નિગ્ધ સુંવાળાશનો આનંદ પણ જાતે અનુભવતો! મેઘધનુષ તો હાથ જેટલે જ છેટે રહેતાં. હું એમાં મરી પીછી લગભગ બોળતો ને ખરેખર કાગળ પર ઉતારતો. આ અનુભવ હું સાવ સાચા, હતા તેવા જ લખું છું, જેથી તમે સમજી શકો કે મારું બાળપણ કેટલું રંગીન ને ભવ્ય હતું.

પણ આજે આ બધું કેમ મારી સ્મૃતિમાં પાછું આવે છે? એટલા માટે કે હવેની જિંદગીમાં એ રંગ ને ભવ્યતા હું ખોઈ બેઠો છું? એટલા માટે કે હું પરાજિત થયો છું ને મને કશોક સહારો જોઈએ છે? આજના જીવનના શૂન્ય અસ્તિત્વને બાળપણની સ્મૃતિઓ કશી રંગીનતા અર્પે છે? મને ખબર નથી, પણ આ હકીકત સાચી રહે જ છે કે આપણે બધા જ, આજે નહિ તો કોઈક બીજા દિવસે વીતી ગયેલા દિવસોને, અને બાળપણની ઉદાસમાં ઉદાસ ઘડીઓને, ભાંગી ગયેલાં રમકડાંને, માસ્તરની નેતરની સોટીને, બા-બાપાની ધમકીઓની વેદનાભરી ઘડીએ ને પણ યાદ કરીએ છીએ. ન પૂરેપૂરી ન સમજી શકાય એવી કેઈક મધુરતા એ સ્મૃતિઓ લઈ આવે છે.

ઉંમર વધતી જાય ત્યારે બાળપણનાં સ્વપ્નો સ્મૃતિમાં જીવંત રાખવાની કલા કેટલી મોટી છે! સાધારણ રંગીન શીશીઓમાં મેઘધનુષ જોવાની, ક્યાંક તૂટીને પડેલી શીશીઓના કાચના ટુકડામાં તારાને ચમકતા જોવાની શક્તિ હોવી; વૃક્ષો સામે નીરખવું

અને આપણા કરતાં કોઈક જૂદી દુનિયાની એ ગીચ વસ્તી છે એવો અનુભવ કરવાની શકિત હોવી એ કેવી અમૂલ્ય વાત છે! જ્યાં માનવીઓ દેવોની જેમ રહે છે, જ્યાં દુઃખ નથી, શોક નથી, યુદ્ધ નથી, ભૂખ નથી, અજ્ઞાન નથી, નાની નાની વાતોમાં ઈતરપિંડી ને કપટ નથી, એવા બગીચા તરફ ઉઘડતાં બધાં રહસ્યમય દ્વારોનાં તાળાંને ઉઘાડી શકે તેવી, શિશુ–મનની સોનેરી ચાવી આપણી પાસે છે તેવી લાગણી હોવી એ કેવી અદ્‌ભુત ચીજ છે!

પ્રભુ જાણે છે, આજના આ વિપુલ ધર્ષણના યુગમાં આપણને બાળપણનાં શ્રદ્ધા ને હિંમતની જરૂર છે; એવું બાળપણ જેને ખાતરી છે કે, તે પોતની માટીની સૃષ્ટિને ભાંગી નાખીને પોતાની હદની ઈચ્છા પ્રમાણે તેને ફરી બાંધી શકશે.

---

પ્રેમ માટે પુરુષ પોતાના જીવનકાર્યને ત્યજતો નથી. એ જો ત્યાગ કરે છે તો આખરે બંધનમાં રહેવાથી એ ત ફડે છે. પોતાની પ્રેમિકા પ્રત્યે એના દિલમાં ફરિયાદો ઉદ્‌ભવે છે. આ માટે પુરુષને દોષિત ના ઠરાવાય; કેમ કે પ્રકૃતિએ જે પૂર્ણતાથી નારીનું સર્જન કર્યું છે એટલી પૂર્ણતાથી પુરુષનું નથી કર્યું માતૃત્વ પ્રાપ્ત થતાં જ્યારે નારીનું વ્યકિતત્વ પૂર્ણ બની જાય છે ત્યારે પુરુષ પિતા બનીને પહેલાની જેમ જ અધૂરો રહે છે. આ કારણે પુરુષ પોતાની પૂર્ણતા યોજવા પોતાના કાર્યમાં રત બની જાય છે. એમા જ એને સંતોષ થાય છે. પુરુષ નારીની જેમ પોતાનું સર્વસ્વ દાન કરવાની ક્ષમતા નથી ધરાવતો. અહીં જ સ્ત્રી અને પુરુષમાં મૂળભૂત અંતર રહેલું છે.

રવીન્દ્રનાથ ટાગોર

શિ.

'પથિક' ગુજરાત-અંક : મે જૂન ૧૯૭૨ :
તંત્રી, શ્રી. માનસંગજી બારડ
'પથિક કાર્યાલય' પ્રેમ દરવાજા બહાર
અમદાવાદ-૨
પાનાં ૧૩૬ કિંમત રૂા. ૨-૫૦

કચ્છ અને સૌરાષ્ટ્ર વિશે અનુક્રમે ત્રણ અને ચાર વિશેષાંકો આપનાર 'પથિક' એ એમાંથી હવે ગુજરાતને આવરી લે છે, અને પ્રથમ વિશિષ્ટ અંક મે-જૂનનો સંયુક્ત બહાર પડે છે. પુરાતત્ત્વ, સંસ્કૃતિ ઇતિહાસ, વાણિજ્ય, ભૂસ્તરીય તેમજ રક્ષિત સ્મારકો એટલા વિભાગ આ અંકમાં જોવા મળે છે.

જ્ઞાનનો એક ખાસ પ્રકાર અહીં આવિષ્કૃત થઈ રહ્યો છે. આ લેખો સામાન્ય મનોરંજન આપનારા અથવા સમયભાન કરવા લખાયેલા નિબંધો નથી. ઊંડો અભ્યાસ, સંશોધન, પુરાવા અને આધાર અને વિશાળ વાચન જેવી જ્ઞાન તપશ્ચર્યાને અંતે લાધેલા સાહિત્ય મૌક્તિકો છે અને સાચા ઝવેરી સિવાય અન્ય કોઈ તેનું મૂલ્યાંકન કરી શકે નહીં. જે વિદ્વાનોએ આ સામગ્રી પીરસી છે તેમાનાં થોડાં નામ આ રહ્યાં :

(૧) શ્રી કે કા. શાસ્ત્રી (૨) શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી (૩) ડૉ હસમુખ સાંકળિયા (૪) ડૉ. છોટુભાઈ નાયક ઇત્યાદિ.

ડૉ. સાંકળિયા 'ગુજરાતના પાષાણયુગો' વિષય લઈને આવ્યા છે અને આર્ટપ્લેટો તેમજ ચિત્રો દ્વારા તેને રસિક બનાવ્યો છે. ગુજરાતને કેન્દ્રમાં રાખીને તેમણે વિષયને જે રીતે વિસ્તાર્યો છે તે માત્ર તેઓ જ કરી શકે 'સંસ્કૃતિ' વિભાગમાં જે ચાર લેખો સમાવિષ્ટ થયા છે તે એકબીજાથી ભિન્ન હોવાથી સારી વિવિધા પૂરી પાડે છે. 'હડપ્પીય સંસ્કૃતિ' વિશે કુ. સુમન પંડ્યા, 'શૈલ સ્થાપત્ય' વિશે શ્રી મુકુંદ રાવળ, 'પ્રાક્ સોલંકી મંદિરો' વિશે ડૉ. કાન્તિલાલ સોમપુરા તથા 'તળ ગુજરાતના ઉત્સવો અને મેળા' જેવા સામાજિક વિષય ઉપર ડૉ મૃદુલાબહેન મહેતા ગુજરાતની ભૂતકાલિન સંસ્કૃતિના પોપડા ઉખેડીને જે સિંહાવલોકન કરાવે છે તે ઇતિહાસની કડીઓ સમજવામા મદદરૂપ બની રહે છે.

ઇતિહાસ વિભાગમાં ૭ લખો પ્રગટ થયા છે તે પણ વિષયની દૃષ્ટિએ નોંધનીય બને છે 'પ્રાચીન અભિલેખો' (ડૉ હરિપ્રસાદ શાસ્ત્રી), 'ગુજરાતના પ્રાચીન સિક્કાઓ' (શ્રી ભાસ્કરરાય માંકડ) 'ગુજરાતના પ્રાચીન પ્રવાસીઓ' (ડૉ ઇન્દ્રવદન ત્રિવેદી) તેમજ 'ગુજરાત ઉપર મધ્યયુગીન આક્રમણ' (ડૉ. છોટુભાઈ નાયક) ઉપરાંત 'ગુજરાતની પ્રાચીનતમ નગરીઓ' (શ્રી કે. કા. શાસ્ત્રી) આ વિભાગ માટે તંત્રીની લેખો માટેની પસંદગી તટસ્થ અને તુલનાત્મક રહી છે તેના દ્યોતક બની છે. કોઈ વધુ ધ્યાન ખેંચનારો લેખ આ વિભાગમાં પ્રગટ થયો છે અને તે છે 'આર્ય પ્રજા : મૂળ સ્થાન અને પ્રસાર' તેના લેખક છે આપણા અને વિદ્યાવાચસ્પતિ કે. કા શાસ્ત્રી. ભારતવર્ષમાં આર્યો બહારથી આવ્યાના મત-માન્યતાનું તેમણે જે રીતે ખંડન કર્યું છે અને તેમના મૂળસ્થાનને ભારતમાં સ્થાપ્યું છે તે આ વિષેના વિવાદમાં સુંદર પ્રકરણ ઉમેરી જાય છે. શ્રી શાસ્ત્રીજીની વિદ્વત્તા કેટલી અગાધ છે તેનું માપ અને ઊંડાણ આ લેખમાંથી મળી રહે છે આ અંકની શરૂઆતમાં જ 'તળગુજરાતની ભૂસ્તરીય રચના' વિશે પ્રા. મહેન્દ્રકુમાર ટૂંકો પણ મહત્ત્વનો લેખ આપ્યો છે તે માહિતીના દૃષ્ટિએ ખૂબ ઉપયોગી છે.

આજ પ્રકારનો બીજો લેખ છે 'ગુજરાતનો કિનારો અને બંદરો' (શ્રી શિવપ્રસાદ રાજગોર) જે આજના વિદ્યાર્થીને અમૂલ્ય તૈયાર સમગ્રી પૂરી પાડે છે સમગ્રમાંથી પ્રતિભાઓને શોધવાની તંત્રની ચીવટ એક જ દૃષ્ટાંતમાંથી દેખાઈ આવે છે કે 'ગુજરાત-અંક'માં પ્રથમવાર ઉપસ્થિત થનાર છ

લેખકો છે અને તેમાંથી બે તો બહેનો છે અને તેમના સૌના લેખોનું ધોરણ વિદ્દભોગ્ય રહ્યું છે.

ફરી-ફરી થાય છે કે 'ગુજરાત-અંક' પછી કાઢો તેની મૂલવણી કેમ કરવી? તંત્રીને બિરદાવવાથી શું વળે? ફકીરની જમાતના એવા ઓલિયાને બાજુએ રાખી, આજની પેઢીના હાથમાં આ અંક મૂકીને નીચેનો પ્રશ્ન કરીએ:

'હે ભારતવર્ષના આવતીકાલના નાગરિકો — તમે ઉચ્ચ શિક્ષણ આપતી કૉલેજમાં અભ્યાસ કરો છો સિનેમાના છાપાંઓ, સાપ્તાહિકો – માસિકો હીરોહીરોઈ ફેરવો છો—નટનટીઓની સ્ટાઈલને અપનાવો છો—થોભાવાળ અને દાઢી રાખો છો—જ્ઞાનમંદિરમાં તમારા આચાર્યની ઠેકડી કરો છો—કૉલેજોના ચૂંટણીઓમાં નારા ચગાવો છો, તોફાન કરો છો, પરીક્ષાએમાં પાસ થવા ચોરીનો હક્ક માગો છો. પણ આ અંકનો એક પણ લેખ વાંચી એમ થાય છે ખરું કે હું પણ આવું સંશોધન કરું? ઇતિહાસના પાના ઉથેલું? મારા દેશના ભૂતકાળ ઉપર વધુ પ્રકાશ ફેંકું? ડૉ. સાંકળિયાની જેમ ખોદકામ કરી, ખૂટતી કડીઓ મેળવું? પૂ. શાસ્ત્રીજી જેવી વિદ્વત્તા માટે આરાધના કરું? વર્તમાનની છીછરી સપાટી પરથી ઊંડે અવગાહન કરું? ઇતિહાસ, સંશોધન, પુરાતત્ત્વને માન આપું—છેવટે હું કાંઈ ન કરી શકું તો બીજાઓએ કરેલું વાંચી જઈને પચાવું?'

જો આવી કોઈ લાગણી આજના યુવાનને થાય તો તંત્રીનું જીવ્યું સાર્થક છે.

'વ્હાઈટ હૅાસ'

લેખક શ્રી સુધીર દલાલ પ્રકાશક: વોરા ઍન્ડ કું. ગાંધી માર્ગ, અમદાવાદ. પાનાં ૨૫૨ કિંમત ૭-૦૦

આ નવલિકાસંગ્રહને ૧૯૭૦ના વર્ષનું પ્રથમ ઇનામ પ્રાપ્ત થાય છે. એકંદરે ૨૦ નવલિકાઓમાંથી એકના નામ ઉપરથી સંગ્રહનું નામાભિધાન કર્યું છે, તે વાર્તા 'વ્હાઈટ હૅાસ' પરદેશમાં રહેતા અને ડરીને કામ થતા ધીરુભાઈ દારૂની લતે ચડી ગયા પછી વર્ષો પછી પણ દેશના માણસને જોતાં, દેશની વાનો યાદ આવતાં, બટાકાવડા જેવી વાનગી ઘૂંટતા પોતાના ઘરમાં બનાવતાં ધન્યતા અનુભવે છે પણ આ બધું ક્ષણિક છે–મિત્ર દેશમાં ચાલ્યો જતાં પોતાને તો પરદેશમાં –પરદેશી પત્ની સાથે જ રહેવાનું છે અને એ આશ્વાસન શોધે છે 'વ્હાઈટ હૅાર્સ'માં.

મોટાભાગની નવલિકાઓનો વિષય આજના યુગની તાસીરને સ્પર્શી જાય છે. 'હડતાળ' અને 'કાયર' માં આ હકીકતને કટાક્ષ દ્વારા લેખકે સહજતાથી ઉપસાવી છે. 'આશાની ઢીંગલી' માં નિઃસંતાન દંપતીને ભેટી જાય છે એક બાળક. માતાપિતા ગુમાવી બેઠેલા આ બાળકના દાદા-દાદી જ હયાત છે. દરિયા કિનારાની કૉટેજમાં આ ચારપાત્રો વચ્ચે બાળક અચાનક ગુમ થાય છે— દાદા-દાદીને શક આવવો જોઈતો હતો નિઃસંતાન દંપતી ઉપર. કેમકે તેમને ત્યાં જ એક જાપાની ઢીંગલી જોઈને આ બાળક પહેલો પાયલો થયો હતો. વર્ષો વીતી જાય છે. દાદા-દાદી ફરી પરવારે છે. અચાનક વર્ષો બાદ એ જ દરિયા કાંઠે લીધી કૉટેજમાં ગોરો તંદુરસ્ત યુવાન આવી ચડે છે અને જાપાની ઢીંગલી જોવા માગે છે. વાર્તા અંત આવે છે ત્યારે કિમોનો સજ્જ ઢીંગલી, યુવાને યાદ દબાવી હોવાથી, છતાં હલાવતી પાંપણો ઝપતી હોય છે. નવલિકા સંગ્રહનું શીર્ષક 'આશાની ઢીંગલી' રાખ્યું હોત તો?

શ્રી સુધીર દલાલના સિદ્ધિ એ વાતમાં રહી છે કે ઘટના કીન્ન કિસ્સાના જે આજની નવલિકાને દુર્બળ બનાવે છે. તેનાથી તેઓ મુક્ત રહ્યા છે. 'વ્યા છે' જેવી નવલિકામાં તેઓ જીવનના અગમ-નિગમ તત્ત્વને એવી ખૂબીથી મૂકી દે છે કે જે ત્રણ પ્રાત્રો ભૂત થઈને ભમતા હોવાનો ભાસ પાછળથી આવે છે તેનો શરૂઆતમાં તો ખ્યાલ પણ આવતો નથી. આજના જીવનની વાસ્તવિકતા સમજવા 'શાને, અભાગી જવું છે?' વાંચ્યા પછી જે વાતાવરણ અને પાશ્વભૂ વાચકના મન પર ઠસી જાય છે તે ચિરંજીવી બની રહે છે. 'અનંત મુસાફરી'માં પતિના અવસાન પછી દીકરીને ઘેર પરવશ અનુભવતી માતા એકલતા કરુણાનો બોધ પ્રગટાવે છે બધી જ વાર્તાઓમાં લેખકની રોચકતા તાજગી અને જીવનને નીરખવા પ્રત્યેનો દૃષ્ટિકોણ શ્રી દલાલની વાર્તાઓને અનોખી નવીનતા આપી જાય છે. એમ લાગે છે કે નવલિકાના પ્રકારને લેખક સાચા રાહ પર લાવી રહ્યા છે.

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઈએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી

ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખર સ્વતંત્ર થઇશુ"

—ગાંધીજી

ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રસિદ્ધ

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

## વિશ્વનાથનાં ચરણોમાં

બપોરનો સમય છે, કાશીવિશ્વનાથના મંદિરમાં યાત્રીઓ અને ઉપાસકોની ભીડ કંઇક ઓછી છે. એટલે ખાસ કરીને મંદિરના ગભારામાં શાંત વાતાવરણ વ્યાપેલું છે. એવે સમે એક સજ્જન મંદિરમાં પ્રવેશ કરે છે. એમણે રેશમી ધોતિયું પહેર્યું છે. અને કાંધે જનોઇ ધારણ કરી છે. બીજું કોઈ વસ્ત્ર શરીરે નથી. એમની આંખો કોઈ અદૃશ્ય સૂરત પર મીટ માંડી રહી છે એવું લાગે છે. એમની પાસે સફેદ કપડાંમાં વીંટેલી કોઇક ચીજ છે. પ્રથમ તેઓ તેને મંદિરની ફરસ પર મૂકે છે. પછી પદ્માસનની મુદ્રામાં બેસીને મૂર્તિની સામે ધ્યાનમગ્ન થઈ જાય છે.

લગભગ એકાદ કલાક પછી તે સજ્જન આંખો ખોલે છે. અને પોતાની સાથે આણેલી કપડે વીંટેલી પેલી ચીજ ખોલીને, વિશ્વનાથનાં ચરણોમાં નૈવેદ્યરૂપે ધરે છે અને ફરી વાર ધ્યાનમગ્ન થઈ જાય છે. એકાએક એમની આંખોમાંથી અશ્રુધારા વહેવા માંડે છે. એમનું મુખમંડળ કોઇ અલૌકિક પ્રકાશથી ઉજ્જવળ થઈ ગયું છે. વિશ્વનાથનાં ચરણોમાં તેઓ ફરી શિર નમાવે છે અને કહે છે :

'પ્રભો ! આજે આપની અપાર કૃપા થઇ છે. આજે મેં જે નૈવેદ્ય આપનાં ચરણોમાં ધર્યું છે તેને અનુગ્રહ કરી સ્વીકારો.' તેઓ આ બોલી રહ્યા ત્યારે મંદિરના પૂજારીને લાગ્યું કે, વિશ્વનાથનાં અધરો હાલી રહ્યાં છે.

–ગુરુદયાળ મલ્લિક



# પરિભ્રમણ

'આશુતોષ'

## નર્મદાઓ

અનાવૃષ્ટિ જેવી આફત કોઈને ગમતી નથી. વરસાદ મોડો થાય ત્યારથી જ લોકોના હૈયા બેસી જાય છે. આ વર્ષે ચોમાસું મોડુ શરૂ થયુ અને થયા પછી કેટલાક રાજ્યોમા તેનું પ્રમાણ બહુ જ અલ્પ રહ્યુ. દેશભરમા આ સાલ ચોમાસુ નિષ્ફળ નીવડયું છે પાછોતરો વરસાદ થાય તો પણ તેની ઉપયોગિતા અમુક અંશ પૂરતી મર્યાદિત રહે છે. ખાસ કરીને ગુજરાત, કચ્છ રાજસ્થાન અને સૌરાષ્ટ્ર–ભારતના પશ્ચિમકાંઠાના રાજ્યોમાં વર્ષાનું પ્રમાણ મર્યાદિત રહે છે. એટને એક નબળુ વર્ષ આવે તો પણ આફત સર્જે છે અને આવુ નબળુ વર્ષ ન આવે તો જાગૃતિ પણ આવતી નથી એ હકીકત છે. દરેક વર્ષ માડવી ખૂબ પાકે અને ખેડૂતને વળતર સારુ મળવા લાગે એટને તેની ભૌતિક લાભની ભૂખ એકદમ વધી જાય છે, અને સમાજ પણ માનવતા વીસરવા લાગે છે. આકરી તાવણી થાય ત્યારે જ માણસ અંતર્મુખી બને છે ચાલુ વર્ષ એ પ્રકારનુ છે. ઈશ્વરની કૃપા વિના માનવી કેટલો બિચારો છે તેવો ખયાલ સતત નજર સમક્ષ રહે તે માટે આવી કસોટીનુ નિર્માણ થાય છે બીજી પણ એક વાત છે પાણીનું મૂલ્ય આપણે સમજતા થયા નથી. પાણીને વેડફી દેતા આપણને કાંઈજ થતુ નથી નદીઓમા પણ પાણીને આપણે વહી જવા દઈએ છીએ. રાજસ્થાનમા એવા ઘણા ગામડા છે જ્યાના લોકોની અડધીથી વધુ જીંદગી પાણી દૂર દૂરથી ખેંચી લાવવામા પસાર થઈ જાય છે, અને પાણી પૈસાની સામે જોખમા મળે છે પાણીની કિંમત ત્યારે સમજાય નદીઓને નાથવી, ઠેરઠેર ચેક ડેમ બાંધવા, ગામે ગામે તળાવનું આયોજન કરવુ–નાન કા ઝરણાને પણ ઉપયોગમા લેવાની યોજના બનાવવી, મોટી નદી હોય તો ઠેરઠેર અનેક સ્થળે નાના મોટા ડેમ બાધી તેના મીઠા જળનો સદુપયોગ કરવો, શહેરી વિસ્તારોમા નળ દ્વારા પાણીનો બીનજરૂરી બગાડ અટકાવવો, માઈલોના માઈલો સુધી નહેરો બાધીને ઉપલબ્ધ પાણીને ખેતરોમા અને ગામડાઓમા પહોચાડવુ; નદી કાંઠાના તમામ ગામો માટે બારમાસ ચાલે તેટલો પુરવઠો સંઘરી શકાય તેવી ટાંકીઓ અથવા ભૂગર્ભ ટાંકાઓ રચવા– આ બધુ વિચારવા અને વિચારીને તેનો અમલ કરવા અનાવૃષ્ટિ કાળ ઉત્તમ છે. સમાજના દરેક વર્ગ, સમાજના હિતમા કામ કરતા શીખવુ જોઈએ ખાસ કરીને ગ્રામ પંચાયતોએ આ બાબતમા મૌલિક રીતે વિચારીને નાની નાની યોજનાઓ લોકો સમક્ષ મૂકવી જોઈએ. દરેક ગામડુ પોતાની રીતે, પોતાના ખપના પાણીના પ્રશ્ને સજાગતા બતાવે અને રચનાત્મક અભિગમ અપનાવે તો ઘણુ થઈ શકે. સરકાર તો નર્મદા જેવા પ્રશ્નમા વર્ષો સુધી અટવાએલી રહેશે. પણ એક બીજી રીતે વિચારીએ તો આપણને લાગ્યા વિના રહેશે નહી કે ગુજરાત–સૌરાષ્ટ્રમા જે નાની મોટી સેંકડો નદીઓ છે જેનો હજુ સુધી કોઈ ઉપયોગ થયો નથી અને ચોમાસાના ચાર માસ જે અવશ્ય મોટી નહી તો નાની નર્મદા બની રહે છે તે આપણા સૌને માટે દેવી નર્મદે બની શકે તેમ છે. જેવી નદી તેવી યોજના બનાવી શકાય નાની યોજનાઓ વધુ સરળ હોય છે –બહુ નાણાની જરૂર પડે નહી. ઝાઝો સમય લાગે નહી અને મર્યાદિત હેતુઓ તે અવશ્ય પુરા પાડે આવી સેંકડો નર્મદાઓ રાહ જોતી બેઠી છે લોક યત્નનું આ કામ છે પ્રજાએ ઉપાડી લેવુ જોઈએ મદદ અવશ્ય મળી રહેશે

## હડતાળ–હુરે, તાલ

હડતાળો સર્વવ્યાપી બની રહી છે તેનો પ્રચાર અને પ્રસાર દેશના, શહેરના, ગામડાના ખૂણે ખૂણાને આવરી લેવા જેવો શક્તિશાળી બની રહ્યો છે. માત્ર કારખાનાના કામદારો જ હડતાળ પાડે અને બીજા બેસી રહે તેનુ હવે બનનાર નથી હોસ્પિટલ ની નર્સો તેમજ શિક્ષકોની હડતાળ જોયા પછી

સમાજનો કોઈ વિભાગ બાકી રહેતો નથી મુંબઈની ઉલ્લી હડતાળે ૬૦ લાખ મુંબઈગરાને ઘેર બેસી રામ નામ લેતા કરી દીધા. ઈન્દિરાજીએ સમાજવાદની અને ગરીબી હટાવનો વાતો કર્દને હડતાવિયા પવનમા વાવા ઝાડાનું જોર ઉછીનું આપ્યુ છે. આજે દરેક રાજ્યમા કોઈ મોટા પડકાર રૂપ હોય તો હડતાળ છે. હવે તેને અટકાવી શકાય તેવુ રહ્યુ નથી "સઘશક્તિ કલૌયુગે' એવુ શાસ્ત્રનુ વચન છે – એટલે હવે યુનિયન રચીને સૌ કોઈ આ શસ્ત્ર વાપરવાનો ઈજારો લઈ શકે છે. હડતાળમા બન્ને પક્ષોનું ભાવિ હરિને હાથ હોય છે. એટલે હરિ જે તાન બતાવે તે જ જોવાનો હોય છે. હડતાળ શબ્દ હરે તાલ સાથે વધુ બધ બેસતો થાય છે – જેમ ત્રિતાલ તબલામા શોભે, તાળાબધીના જમાનામા 'નવત વનો વટ પડે, સ્વામી ભકતો બધા વડતાલમા અને લક્ષ્મીભકતો નૈનિતાલમા તેવી જ રીતે દરિદ્રનારાયણો હડતાલમધ્યે હોય તેમા આશ્ચર્ય નથી. ગરીબ દેશને હડતાલ પરવડે કે નહી તે જુદી વાત છે, પણ હડતાલને બધે જ પરવડતુ હોય છે, અને કોઈના આવકારની રાહ તેને જોવાની હોતી નથી આકાશી મેઘ જેવુ તેનુ સામર્થ્ય હોય છે – ન પડે ત્યા સુધી તેના જોરનો ખ્યાલ આવતો નથી પણ પડયા પછી તેના પૂરમા સૌ તણાવા લાગે છે બ્રિટન મા તાજેતરની પ્રચડ હડતાળે તે ટાપુની પ્રજાને તગ કરી દીધી હતી ફ્રાન્સ અને અમેરિકામા પડતી હડતાળો એવો જ તાસીરો બોલાવી દે છે, મુંબઈ અને કલકત્તા જેવા શહેરોમા બે ત્રણ કામદાર સઘોની હડતાળનો ત્રિવેણી સગમ રચાય તો નાગરિકોને માટે હરે, હરે સિવાય કોઈ વિકલ્પ રહેતો નથી. હડતાળના પ્રતિરોધક કોઈ બળની શોધ ન થાય ત્યા સુધી હાથમા કરતાળ લઈ હરે રામ, હરે કૃષ્ણની ધૂન લગાવવા સિવાય કોઈ બીજો રસ્તો છે નહિ.

ત્રીજા વર્ગમા નાબૂદી

રેલ્વે પ્રધાન બન્યા પછી ટી. એ. પૈ કોઈ નવો કિમિયો અજમાવીને ભારતીય રેલ્વેમા પોતાનું નામ અમર રાખી જાય તો નવાઈ નહો રેલ્વેમા ત્રીજા વર્ગને નાબૂદ કરી, પહેલો અને બીજો બે જ વર્ગ રાખવાની તેમની ઉમેદ છે. થર્ડકલાસ એ ભારતીય મુસાફરોનું અપમાન છે. વળી સૌથી વધુ કમાણી ત્રીજા વર્ગના મુસાફરો રેલ્વેને કરાવી આપે છે. તેથી તેમનો દરજ્જો વધારવો જોઈએ. ફસ્ટ અને સેકન્ડ એમ બે વર્ગ જ રાખવામા આવે તો ખોટુ નથી. અત્યારના ત્રીજા વર્ગમા સુવિધાઓ ઉમેરીને તેને બીજા વર્ગમા રૂપાતર કરી શકાય અને પહેલો-બીજો એક કરી શકાય એમ કરવા જતા બીજા વર્ગનુ ભાડુ થોડુ વધારવુ પડે. પણ દરજ્જો વધતો હોય તો આ દેશના નાગરિકોએ અત્યાર સુધીના કોઈ ભાડા વધારા સામે વિરોધ કર્યો નથી અને તેથી ભવિષ્યમા પણ કરશે નહી. અને એ જ રીતે પ્રથમ વર્ગનું ભાડુ થોડુ ઘટાડી શકાય. ટિકિટ ખરીદનારાઓ દ્વિધામા મુકાઈ જાય– હેમ્લેટની જેમ વિચાર કરતા થઈ જાય–ફસ્ટમા મુસાફરી કરુ કે સેકન્ડમા ? એવુ કાઈક આકર્ષણ ડબ્બાઓમા મૂકવુ જોઈએ પૈ સાહેબ ખરેખર સમાજવાદી હોય અથવા ઈન્દિરાજીની કેબિનેટમા પુરાયા પછી તેવા થવા માગતા હોય તો તેમણે અભૂતપૂર્વ ક્રાન્તિ એમ કરવી જોઈએ કે અત્યારના થર્ડ ક્લાસને ફસ્ટનુ લેબલ મારવુ–અને ફસ્ટ ક્લાસને થર્ડનુ ! સૌથી વધુ ધરાકો આપતા વર્ગને ભલે સવલતો મળે અને શ્રીમન્ત લોકો જરા ગરીબીનો અનુભવ કરે જો કે એવા સજોગોમા પણ પ્રથમ વર્ગમા બેસનારાઓએ ઊભા જ રહેવુ પડશે કેમ કે તેમને બેસવા જેટલી બેઠકો પ્રથમ વર્ગમાં હશે નહિ સૌથી સારો રસ્તો ત્રીજા વર્ગને નાબૂદ કરવાનો છે. એ લોકો રેલ્વેને પહેરે છે– તો બીજા વર્ગની ટિકિટ નહી ખરીદી શકે ?

રાજકોટ મ્યુનિ. કોર્પોરેશન

રાજકોટ બરો મ્યુનિસિપાલિટીને કોર્પોરેશન બનવાનું બહુમાન મળે છે તે સૌરાષ્ટ્ર માટે મગરૂમીની બાબત છે. અમદાવાદ, સુરત અને વડોદરા એમ ત્રણ ઠેકાણે જ મ્યુનિ. કોર્પોરેશન છે અને તેમા ચોથુ નામ રાજકોટનું ઉમેરાય છે. કોર્પોરેશન બનવા માટે રાજકોટ સામાજિક અને સાસ્કૃતિક ક્ષેત્રે જે જાગૃતિ બતાવી છે તેમા સતત વધારો નોધાવવો પડશે. નાણાકીય દૃષ્ટિએ કોર્પોરેશન આ શહેરના વિકાસ અને નાગરિકોની સુવિધાઓ માટે હવે પછી, અમદાવાદ–વડોદરાની જેમ, મોટી યોજનાઓનુ સાહસ કરી

શકશે. સાથે સાથે રાજકોટે સૌરાષ્ટ્ર માટે ઉદાહરણરૂપ બનવુ પડશે અને હવે પછી આ કદના આકાંક્ષી (ભાવનગર જેવા) શહેરો માટે અગ્રણી રહેવું પડશે. છેલ્લા દસ વર્ષમા રાજકોટે ઘણી પ્રગતિ સાધી છે–શહેરનો વિસ્તાર ખૂબ વધ્યો છે, વસતિ છે, ઉદ્યોગો વધ્યા છે. કોર્પોરેશન બન્યા પછી હવે રાજકોટ મ્યુનિએ ચોક્કસ નેતાગીરી પૂરી પાડવાની રહેશે અને સૌરાષ્ટ્રના અન્ય શહેરોને માર્ગદર્શન પણ આપવાનુ રહેશે.

## તેલના ભાવ

તેલના ભાવ વિષે તાજેતરમા અખબારોમા આકડાઓ પ્રસિદ્ધ થયા હતા સરકાર તરફથી અથવા તેલ વાપરનારાઓ તરફથી તેને પ્રસિદ્ધિ આપવામા આવી નથી પણ હિત ધરાવતા ઉત્પાદક–વેપારી વર્ગની તે દલીલો છે. ગયા વર્ષે આ સમયે તેલના જે ભાવો હતા તેના કરતા આ વખતે નીચા છે તો પછી સરકારે તેમજ લોકોએ શા માટે ઊહાપોહ કરવો જોઈએ ? છૂટક તેલના હજુ કાલોના પાચ રૂપિયા થયા નથી છેલ્લા ત્રણ વર્ષના આકડાઓને આધારે જે દલીલો કરવામા આવી છે તે બિલકુલ વાહિયાત છે. સૌ પ્રથમ સરકારને તેલના પ્રશ્ને હસ્તક્ષેપ કરવો પડ્યો ત્યારે વ્યાજબી ભાવના તેલનો ભાવ રૂા ૧–૮૦ હતો. તેમા કાલોએ ત્રણ રૂપિયાનો રાક્ષસી વધારો થવાના કારણો વેપારી વર્તુળો આપી શકશે ? આ સમય દરમ્યાન ઉત્પાદન એટલુ ઘટયુ નથી કે માત્ર એટલી વધી નથી કે આટલો વધારો વ્યાજબી ઠેરવી શકાય રાહતના ભાવમા ૨૦૦ થી ૩૦૦ ટકાનો વધારો થઈ ચૂકયો છે ખાડ અને તેલ – બન્નેના રાષ્ટ્રીયકરણ માટે વિચારવાનો સમય આવી પહોચ્યો છે.

## પઢરપુરમા ટેલિવિઝન

ભારતભરમા વિજ્ઞાનનુ પ્રયોજન સૌ પ્રથમ પઢરપુર ખાતે વિઠોબાજીમા મદિરમા થશે ત્યારે મદિરોની પ્રાચીનતા વિજ્ઞાને હસ્તક્ષેપ કર્યાનો પ્રથમ દાખનો ઈતિહાસને પાને નોધાશે. સવારથી સાજ સુધી ઊભા રહેવાનુ તપ કરવા છતા દરરોજ હજારો ભાવુકોને વિઠોબાની મૂર્તિના દર્શન કરવામા સરિયામ નિષ્ફળતા સાપડે છે. પઢરપુર દક્ષિણ ભારતનુ કાશી ગણાય છે. આ મદિરની સ્થાપના બારમી સદીમા થયાનુ કહેવાય છે, અને આદિ શકરાચાર્યે તે કરી હતી. પ્રખ્યાત મદિરોમા વખત જતા પૂજારીઓ દેવ થઈ બેસે છે. ભકતોના પ્રેમનો ભૌતિક લાભ લેવા તેઓ કિમિયાઓ અજમાવતા હોય છે વિઠોબા અને રૂક્મિણીજીના દર્શન બધા જ ભકતોને દરરોજ થઈ શકે તો પૂજારીનું મહત્ત્વ કયા રહ્યુ ? અષાઢી કે કાર્તિકી એકાદશી જેવા દિવસોએ ચારથી પાચ લાખ લોકો દર્શનાર્થે આવે છે મદિરની રચના એવી છે કે સતત ૨૪ કલાક દર્શન ચાલે તો પણ પચાસ હજારથી વધુ લોકો દર્શન કરી શકે નહી, કેમકે આવવા–જવાના દરવાજા એટલા સાકડા છે. જેમને ખાસ પૂજા કે દર્શન કરવાની ઈચ્છા હોય તેઓ ૨૫૦ રૂપિયાની ટિકિટ ખરીદી ખાસ પ્રવેશ મેળવી શકે છે.

લોકોની ધાર્મિક વૃત્તિનો લાભ મદિરના મહત અને આચાર્યો આ રીતે માત્ર પઢરપુરમા નહી સર્વત્ર લેતા હોય છે મદિરના આ ભ્રષ્ટાચાર સામે લોકમત પ્રબળ બનતા, મહારાષ્ટ્ર સરકારે એક વ્યક્તિનુ પચ તપાસાર્થે નીમ્યુ હતુ અને લોકોની હાડમારીઓ ઓછી કરવા આ પચે જે ભલામણો કરી તે બધુ વિધાનસભા સમક્ષ મૂકવામા આવ્યુ છે. પઢરપુરના પૂજારીને 'બડવે' કહેવામા આવે છે. રાજામહારાજા અને જાગીરદારો જેવા જ તેમના હક્કો હોય છે. પચની ભલામણોમા તેમના હક્ક છીનવી લેવા બદલ ૧૪ લાખનુ વળતર આપવાનુ કહેવામા આવ્યુ છે ! ભકતજનો મદિરની મૂર્તિના દર્શન સરળતાથી કરી શકે તે માટે ટેલિવિઝનના પડદાઓ ચોતરફ ગોઠવીને એક સામટા અનેક લોકો અદરનુ દશ્ય માણી શકશે ! ! લાખો લોકો મૂર્તિને ચરણસ્પર્શ કરે છે તેથી પ્રતિમાને થતુ નુકસાન નિવારવાનુ પણ વિચારાયુ છે બિચારા વિઠોબા અને રુક્મિણી– 'બડવ'ના હાથે કેદી બની દિવસો ગુજારી રહ્યા છે ! !

*

# કવિવરનો વિશ્વવાદ

'દિનકર'

ગાંધીજીએ અસહકારના આંદોલનની શરૂઆત કરી ત્યારે રવીન્દ્રનાથ યૂરોપમાં હતા. એમને જ્યારે ખબર પડી કે ગાંધીજી વિદેશી વસ્ત્રોનો બહિષ્કાર ને ચરખા તરફ લોકોને દોરી રહ્યા છે ત્યારે 'સત્યનો સાદ' (ધ કૉલ ઑફ ટ્રુથ) એ શિર્ષકથી એમણે એક લેખ 'મૉડર્ન રિવ્યુ'માં લખ્યો. એનો સારાંશ એ હતો કે જગત હજુ હમણાં જ યુદ્ધના અંધકારમાંથી બહાર નીકળ્યું છે ત્યારે એક દેશ બીજા દેશના બહિષ્કારનો પ્રચાર કરે એવું આપણે કહીશું તે શોભાસ્પદ બનશે? પ્રાતઃકાલના સમયે પક્ષી અરુણ આકાશમાં ઊડીને પ્રભુકીર્તિનું ગાન કરે છે. આપણે માટે પણ એ જ ઉચિત છે કે નવયુગના આ પ્રભાતે આપણે વિશ્વએકતાનો પ્રચાર કરીએ. લેખમાં ક્યાંક એવું સૂચન પણ હતું કે ચરખા તરફ જવું એ વૈજ્ઞાનિક સભ્યતાની વિરુદ્ધ જવા સમાન છે.

આ લેખનો ઉત્તર ગાંધીજીએ 'યંગ ઇન્ડીઆ' દ્વારા આપ્યો. એ લેખનું શિર્ષક હતું (ધ ગ્રેટ સેન્ટિનલ) 'મહાન સંત્રી.' વાણી અને કર્મ વચ્ચે જો સંઘર્ષ જાગી પડે તો જીત પ્રાયઃ કર્મની જ થાય છે. આ વિવાદમાં ગાંધીજીની દલીલોનો ઉત્તર કવિથી આપી શકાયો નહિ. ગાંધીજીએ લખ્યું હતું, 'કવિ આપણને પક્ષીનો દાખલો આપી બહેલાવવા માગે છે, પરંતુ સાચી વાત તો એ છે કે જે પક્ષી આજે ઊડીને આનંદનું ગાન ગાઇ રહ્યું છે તેણે કાલે રાત્રે સરસ ભોજન કર્યું હતું અને એની રગોમાં નવું લોહી દોડી રહ્યું છે. એ તાઝગી એનું ગીત બની ગઇ છે. જેને રોટીના સાંસા છે તેની સામે ભગવાન પણ રોટી સિવાય બીજા કોઇ રૂપમાં આવવાનું સાહસ કરી શકે નહિ. કવિના ખિસ્સામાં જે પૈસા આવી રહ્યા છે એ વિશે કવિ જરા વિચાર કરે કે તે પૈસા ક્યાંથી આવ્યા છે, તો એમને એની મેળે જ માલુમ પડી જશે કે ભારતનો હાથ ચરખા તરફ કેમ જઇ રહ્યો છે. હા, વિદેશી વસ્ત્રોની હોળી થવી જ જોઇએ. અને કવિને કહો કે તેઓ પણ એમનાં બધાં જ વિદેશી વસ્ત્રો સળગાવી દે. એ આજનો ધર્મ છે. કાલનો ધર્મ કાલ જોયો જશે.'

ગાંધી અને રવીન્દ્રની આ ચર્ચા શું રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીયતાની ચર્ચા હતી? આ ચર્ચામાં શું ગાંધીજી માત્ર પોતાના દેશના અને રવીન્દ્રનાથ નીખિલ માનવતાના મનુષ્ય હતા?

સાચું કહો તો ગાંધીજી એ જ પુરુષ હતા જેની પ્રતિક્ષા રવીન્દ્રનાં ગીતો અને નાટકોમાં કરવામાં આવી હતી અને જેના સ્વાગતમાં કવિએ પહેલેથી જ પોતાની કલ્પનાને માટી પર બિછાવી રાખી હતી. અને રવીન્દ્ર ભારતનો એ જ આત્મા હતો જેના ઉદ્‌ગારોને મૂર્ત સ્વરૂપ દેવા માટે ગાંધીનો આવિર્ભાવ થયો હતો. સાચું કહીએ તો ગાંધી અને રવીન્દ્ર એકબીજાના પૂરક નહિ પણ એક જ હીરાનાં બે પાસાં સમાન હતા.

જ્યારે ગાંધીજીએ આત્માનું શસ્ત્ર શોધ્યું ત્યારે આખી દુનિયા એક વાર અનુપમ 'ચમત્કારથી ભરાઇ ગઇ અને ખુદ ગુરુદેવે પણ પોતાના ચિરપોષિત આદર્શને પોતાની જ જન્મભૂમિમાં આકાર લેતા જોયા એટલે લંડનથી લખ્યું કે 'અમે તો ગાંધીજીના એ માટે ઋણી છીએ કે તેઓ ભારતવર્ષને માનવના આત્માની દિવ્યતામાં હજુ પણ અતૂટ વિશ્વાસ છે એ પુરવાર કરવાનો અવસર આપી રહ્યા છે.

આ એક ઉક્તિમાંથી રવીન્દ્રનાથને રાષ્ટ્રી-

થતાનું કર્યું રૂપ પસંદ હતું તેનો ઇશારો મળી જાય છે. અથવા તો ઊંચે જઇને જોવામાં આવે તો ગાંધીજી અને રવીન્દ્રનાથની રાષ્ટ્રીયતા તથા આંતરરાષ્ટ્રીયતા સંબંધી વિચારોમાં બહુ મોટો ભેદ જોવા ન મળે. ગાંધીજીએ પણ વિશ્વવેદનાથી પીડાઇને એક વાર કહ્યું હતું કે હિન્દુસ્તાનની આઝાદી પેરિસ કે લંડનની રાખમાંથી મળે તો એ શું કામની? ગાંધીજી રવીન્દ્રનાથની જેમ જ વિશ્વવાદી હતા. પરંતુ આટલું હોવા છતાં ગાંધીજીમાં આપણને રાષ્ટ્રની રેખાઓ વિલીન થતી જણાતી નથી તેનું સૌથી મુખ્ય કારણ એ છે કે ગાંધીજીએ જીવનમાં રાજકારણના માધ્યમથી પ્રવેશ કર્યો હતો અને પછી પણ એ માધ્યમને પ્રસાર કરી તેઓ સમસ્ત વિશ્વ સુધી લઇ ગયા. છતાં પણ એનું મૂળભૂત સ્વરૂપ અંત સુધી સરખું જ રહ્યું. આથી ઊલટું રવીન્દ્રનાથ જીવનમાં કૌતુક, વિસ્મય, શ્રદ્ધા અને ધર્મના માધ્યમથી આવ્યા હતા. એ પરથી એમ લાગે કે જાણે એમણે આસપાસ દૃષ્ટિ દોડાવતાં પહેલાં દૂર ક્ષિતિજ પર જ દૃષ્ટિપાત કર્યો હશે જ્યાં ભૂમિઆકાશ સાથે મળી ગયેલી જણાય છે. નજીકથી જોવાથી એક ઘર ને બીજા ઘરની વચ્ચે જે અંતર છે એ જ મુખ્ય રહે છે, પરંતુ દૂરથી જોવાથી આખું ગામ અવિચ્છેદ પુંજ સમાન દેખાય છે. રવીન્દ્રનાથની પ્રથમ દૃષ્ટિમાં જ વિશ્વની જે અવિચ્છેદ મુખ્ય બની ગઇ છે તે હંમેશ એમની સાથે રહી.

રવીન્દ્રનાથમાં રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીયતા એકાકાર દેખાય છે. રાષ્ટ્રીયતા વિશેની પોતાની માન્યતાની વ્યાખ્યા કરતા એમણે 'રિલીજન ઓવ મેન'માં કહ્યું છે કે ભારતવર્ષને હું કોઇ ભૌગોલિક ખંડ નહિ પરંતુ એક ભાવના માનું છું આ ભાવના આધ્યાત્મિક મનુષ્યની સત્તામાં વિશ્વાસની ભાવના છે. સંભવ છે કે એનાથી આપણી સર્વ ભૌતિક સમૃદ્ધિ જ સમાપ્ત થઇ જાય. ભારત બધું ગૂમાવીને પણ આજ સુધી એ ભાવનાને વળગી રહ્યું છે. એ એક જ ગૌરવ એની ભાવિની આશાં માટે પૂરતું છે. એમણે કહ્યું છે કે વિદેશોમાં પણ જ્યારે કોઇ મનુષ્યમાં એમને ભારતીયતાનું આ લક્ષણ મળતું હતું ત્યારે તેઓ એને આત્મીય સમજીને સત્કારતા હતા. એક જાતિના લોક બીજી જાતિના લોકોથી સર્વથા ભિન્ન છે. એ વિચારથી જ કવિ ગભરાઈ જતા હતા અને ભારતીય હોવાનું અભિમાન એમને એટલા માટે હતું કે તેઓ માનતા હતા કે ભારતનો મૂળ આત્મા આ જુદાઇની વિરુદ્ધ છે. એમને વિશ્વાસ હતો કે મનુષ્યના અનંત અને નિરવચ્છિન્ન વ્યક્તિત્વની પૂજક આ ભાવનાનો જ્યારે પણ વિજય થશે ત્યારે અસલમાં ભારત જ વિજયી બનશે.

આ જ રાષ્ટ્રીયતા એમની આંતરરાષ્ટ્રીયતાનું પણ પ્રતીક હતી. ઘણાં વરસો પહેલાં 'પ્રવાસી' શિર્ષક હેઠળ એમની એક કવિતામાં એમણે લખ્યું હતું :

સબ ઠાઈ મેર ઘર આછે આમિ સેઈ ઘર મરી ખૂંજિયા,
દેશે-દેશે મેર દેશ આછે આમિ સેઈ દેશ લેબો જૂઝિયા!

(મારું ઘર બધી જગાએ છે. હું એને જ શોધી રહ્યો છું. મારો દેશ બધા દેશોમાં છે. એને પ્રાપ્ત કરવા માટે હું સંઘર્ષ કરીશ.)

એ તો ચોખ્ખું છે કે જે હંમેશાં દીવાલોથી બંધાયેલું પડ્યું છે તે મનુષ્યનું શારીરિક ગૃહ નથી. આ તો આત્માનું ગૃહ અને આત્માનો જ દેશ છે. શરીરની દીવાલ એક આત્માને બીજા આત્મા સાથે મળતાં રોકી શકતી નથી. માનવ માનવમાં શરીરને કારણે જે ભેદ છે તે જ વર્ગ, વર્ણ, જાત, શ્રેણી અને રાષ્ટ્રના બંધવાડા ઉત્પન્ન કરે છે. જો એકવાર એનો બંધ તૂટી જાય તો વિશ્વમાનવતાનો સમુદ્ર એક સાથે લહેરી ઊઠશે.

પોતાની કલ્પનાની રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીયતાનો પારસ્પરિક સંબંધ બતાવતા એમણે પોતાના એક દીક્ષાંત ભાષણમાં કહ્યું

હતુ કે આજની અનંત સમસ્યાઓ આંતર રાષ્ટ્રીયતાની સમસ્યાઓ છે પરંતુ એને યોગ્ય માર્ગ આંતરરાષ્ટ્રીય મસ્તકનું હજી નિર્માણ જ નથી થઇ શક્યું જનસાધારણ જેને આંતર-રાષ્ટ્રીય અને વિશ્વવાદ કહે છે તેની સાથે રવીન્દ્રનાથને પ્રેમ નહોતો, તેઓ નામ અને આંદોલન નહિ પણ મનુષ્યના આત્માનો નિર્બંધ પ્રસાર ઇચ્છતા હતા વિશ્વવાદની ઉપમા એમણે વગળ તરીકે આપી છે પાણી જ્યારે વરાળ બની જાય છે ત્યારે તે વિશાળ અને પૂજીભૂત તો જણાય જ છે પરંતુ એ વરાળથી કોઇનું શુ કામ થાય? અને વરાળ તો કોઇની પકડમાં પણ નથી આવતી વિશ્વવાદનો નારો પણ એવો જ અસ્પષ્ટ અને ધૂંધળો પદાર્થ છે અસલ જરૂરત તો એ છે કે મનુષ્યનું હૃદય ઉન્નત થાય, એની સહાનુભૂતિ વધે અને બીજા તરફ જોવાની એમની દૃષ્ટિ બદલાઇ જાય

પૃથ્વી પોતાની ધરી પર ફરે અને તે સૂર્યની ચારેય બાજુ પણ ફરે છે એ જ રીતે પ્રત્યેક વ્યક્તિની પણ બે ગતિ હોવી જોઇએ એક તો પોતાની રાષ્ટ્રીય ભાવના પર ફરવા માટે અને બીજી એ આદર્શની ચારે તરફ ફરવાને જેમાં સમસ્ત માનવ સમાજ સમાયેલો હોય

*

ગંગા એટલે જનસમૂહને મન વિશાળતા, પવિત્રતા, ઔદાર્યનું પ્રતીક ગંગાના નીર જ્યાંથી વહે ત્યાંની ધરતી સુજલ બની જાય ગંગામાં જે સ્નાન કરે, તેના મન–આત્મા વિશુદ્ધ થાય

ઘરમાં આ ગંગા કયાં વહે છે? ગૃહને ગંગા તરીકે આપણે ક્યારે માની શકીએ?

નિઃશંક, જે જે ઘરમાં માનવીઓના હૃદય વિશાળ છે, પ્રેમથી પવિત્ર બન્યા છે, ઉદાર છે, તે તે ઘરમાં પુનિત ગંગાનો પ્રવાહ વહે છે

ગંગા પાસે વિપુલતા છે, સમૃદ્ધિ છે પણ એનું સૌથી વધુ મહત્ત્વ એની લંબાઈ ને પહોળાઈ નથી, એનો અખૂટ પ્રેમ છે જ્યાંથી ગંગા વહે છે, ત્યાંની ધરતી ફળવતી બને છે ત્યાંના ખેતરો ધન ધાન્યના મોલથી લચી રહે છે, એને કિનારે સંપત્તિના નંદનવન ખડા થઈ જાય છે

આવું શા માટે બને છે? એટલા માટે કે ગંગા એ માતા છે માતાનો સ્વભાવ આપવાનો છે, પોતાનું જે કાંઈ હોય તે આપીને અન્યને સમૃદ્ધ બનાવવાનો છે અને આશ્ચર્યની વાત તો એ છે કે એવી રીતે આપવાથી એનો પોતાનો ભંડાર ક્યારેય ખાલી થતો નથી. પુરાણકથાના અક્ષયપાત્રની જેમ એ તો નિતનવી સંપત્તિથી ઊભરાતો રહે છે

ગૃહગંગા—ગૃહને ગંગા ત્યારે કહી શકાય, જ્યારે ગંગાની જેમ, બીજા માનવીઓને ખાતર એ પોતાના ખજાનાનું દાન કરી દે એને દાનમાંથી જ પુનઃ પોતાની લક્ષ્મી પામે

અને આ દાન એટલે કેવળ પૈસાનું જ દાન નહિ આ દાન એટલે પ્રેમનું દાન, મમતાનું દાન નહકારનું દાન, સહાનુભૂતિ ને સંવેદનાનું દાન, આનંદ અને હૃદયનું દાન

ઘરના માનવીઓ કેવળ એકબીજાને જ નહિ, આસપાસનાને, એમના સંસર્ગમાં જે કોઈ આવતા રહે તે સહુને જ્યારે આ દાન આપતા રહે, ત્યારે એમનું ઘર ગંગા સમાન પુણ્યપાવન પ્રેમમય બની રહે પૃથ્વી ઉપરનું હરેક ઘર ગંગા સમનું જોઈએ, હરેક માનવીના હૃદયમાં પ્રેમપ્રવાહ વહેવો જોઈએ

કારણ કે દુનિયાના તમામ સંઘર્ષો વિસંવાદિતાઓ, કલેશો અને અથડામણો, દર્પો અને યુદ્ધો, દ્વેષ અને દાવાનળોનું શમન કેવળ એક જ માર્ગે થઈ શકે, કેવળ એક જ મંત્ર આ તમામ અનિષ્ટોનો ઉત્તર બની શકે અને તે પ્રેમ

અને એટલે જ કવિએ કહ્યું ગાયું છે

સબને ઊંચી પ્રેમસગાઈ

# ચિત્ત અને ચૈતન્ય

કેદારનાથજી

કાર્ય કરવાના સાધનને આપણે કરણ કહીએ છીએ. જે 'કરણ' બહાર દેખાતું નથી તેને અંતઃકરણ કહીએ છીએ. ચિત્ત એ આવું અંતઃકરણ છે. જ્યારથી એ ચિત્ત-એ ઇન્દ્રિય સ્પષ્ટ દશામાં આવે છે ત્યારથી અહમ્‌નું ભાન શરૂ થાય છે. જાગૃત અવસ્થામાં આ 'કરણ' સતત કાર્યરત હોય છે, ગાઢ નિદ્રામાં તેનું કાર્ય બંધ હોય છે, ચિત્ત ન હોત તો અહંને વિશ્વની પ્રતીતિ ન થાત. વિશ્વની અનંત વસ્તુઓનું તેને જ્ઞાન ન થાત. નિદ્રાવસ્થામાં દુનિયામાં શું થઈ રહ્યું છે તેની ખબર નથી પડતી. રાય અને રંક સાથે સાથે સૂઈ જાય તો તેમને તે સમય પૂરતો ભેદ નહિ લાગે. ભેદ જાગૃત અવસ્થામાં વરતાય છે, કારણ નિદ્રામાં ચિત્તનો લય થાય છે. તે સમયે બાજુમાં સોનાનો ઢગ હોય કે માટીનો ઢગ હોય, બધું સરખું જ છે.

ચેતનને નિદ્રા નથી. તે તો માણસની જાગૃત તેમજ અજાગૃત અવસ્થામાં અવિરતપણે પોતાનું કાર્ય કરે છે. ચૈતન્યનું સ્વરૂપ બાળપણ, યુવાની અને વૃદ્ધાવસ્થામાં એક જ છે. તેના સ્વરૂપમાં ફેર પડતો નથી. જ્યારે માણસ સૂઈ જાય છે, ત્યારે તેના ચિત્તનો લય થાય છે, ત્યારે તેનું ચેતન પણ વિશ્રાંતિ લેતું હોય તો તેના ખોરાકનું પાચન કોણ કરત ? કે તેના હૃદયની ક્રિયા કોણ ચલાવત ? ચેતન તો સતત તેનું કાર્ય કરે જ છે. કારખાનાઓમા જેમ જુદાં જુદાં યંત્રો એક વીજળીની મોટરથી ચાલે છે, તેમ ચેતન જુદી જુદી ઇન્દ્રિયો દ્વારા પોતાનું કાર્ય કરે છે બધાં યંત્રો સાથે ચલાવવાની જરૂર ન લાગે ત્યારે કુશળ કારીગર ગતિનો પાટો એક પૈડાં પરથી બીજા પૈડાં પર ચડાવી દે છે અને તે સમય પૂરતું તે યંત્ર આરામ કરે છે, પણ મુખ્ય મોટર કંઈ બંધ નથી પડતી. તેને બંધ કરવામાં આવે તો આખું કારખાનું જ બંધ થાય. આ દૃષ્ટાંત પરથી ચૈતન્ય અને ચિત્તનો સંબંધ બરાબર સમજાશે. ઑપરેશન કરવાનું હોય ત્યારે ડૉક્ટર દર્દીને ક્લોરોફોર્મ આપી તેને બેભાન કરે છે, તે સમયે પણ તેનું હૃદય તો ચાલુ જ હોય છે—ચૈતન્ય તો તેનું કાર્ય કરતું જ હોય છે. ફક્ત તે સમય પૂરતું લુપ્ત રહે છે અને તેથી જ શરીર, શસ્ત્રક્રિયાની વેદના અનુભવતું નથી.

ચેતનમાં વળી એક વિશિષ્ટ શક્તિ છે અને તેને લીધે જ બાહ્ય વિશ્વનાં દ્રવ્યોને આત્મસાત્ કરીને શરીર, બુદ્ધિ, પ્રાણ બધાંનું વ્યવસ્થિત ધારણ થઈ શકે છે. વિશ્વના પ્રચંડ અને અખંડ કારભારમાં ચેતનને લીધે જ માનવશરીરનું મહત્ત્વ છે. તેને લીધે જ આપણને વિશ્વનો અનુભવ થાય છે. વિશ્વની અપારના જાણવાની મહત્ત્વાકાંક્ષા પણ આ અણુમાં, આ ચેતન અને ચિત્તને લઈને જ રહેલી છે. નહિ તો માનવ તો અનંત વિશ્વના પ્રમાણમાં અણુરેણુ જેવો છે, છતાં પણ ચેતનના પ્રભાવને લીધે જ ચિત્તાદિ ઇન્દ્રિયો દ્વારા અનંત પર પોતાનો કાબૂ મેળવવાની અથવા વિશ્વને પોતાને અનુકૂળ બનાવવાની મહાન આકાંક્ષા સેવે છે. આજના જ્ઞાનવિજ્ઞાનનું કારણ આ ચિત્ત-ચૈતન્યની વિલક્ષણ જોડી છે.

આપણી ઉત્પત્તિ વિશ્વમાંથી થઈ છે. તેનું પાલન, પોષણ અને ધારણ વિશ્વમાંથી થાય છે અને આખરે તેનું વિલિન પણ વિશ્વમાં થવાનું છે. વિશ્વ અને આપણામાં તત્ત્વતઃ કંઈ ફરક નથી.

આ બધા પરથી એવો વિચાર આવે છે કે ચિત્ત ચૈતન્ય દ્વારા આજે જે ગુણોનું અને ધર્મોનું દર્શન થાય છે તે બધા ગુણધર્મો વિશ્વમાં અપ્રકટ અવસ્થામાં મૂળના જ હોવા જોઈએ. અનંતકાળથી વિશ્વની સુષુપ્તાવસ્થા તૂટતાં તૂટતાં આજે પ્રકટ દશાએ આવી છે. સૃષ્ટિનાં આદિ તત્ત્વોમાં આ ગુણો ન હોય તો આપણામાં કેવી રીતે આવે ? અન્નમાં પાલન કરવાની, પ્રાણ આપવાની શક્તિ છે ઘઉં ચોખા, શાકભાજી વગેરેમાં ચેતન છે, પ્રાણ છે તે એકદમ માલૂમ નથી પડતું, પણ જ્યારે તે માણસના પેટમાં જાય છે

ત્યારે તે ચેતનરૂપ બની તેને ટકાવે છે. ઘાસમાં પણ આવી શક્તિ છે. તે ગાયભેંસને ચેતન આપે છે. લાકડામાં પણ ચેતનતત્ત્વ છે. જો તેમ ન હોત તો ઉધઈ તેને ખાત નહિ. ઉધઈ માટે લાકડું ખાદ્ય પદાર્થ છે, અને તેથી જ તેનો પ્રાણ ટકે છે. લોખંડમાં, સુવર્ણમાં આ ચેતનતત્ત્વ છે, નહિ તો વૈદો લોહભસ્મ, સુવર્ણભસ્મ ઔષધ તરીકે ન આપત. માટીમાં પણ બધા ગુણધર્મો અને ચેતનતત્ત્વ છે. જે દ્રવ્યમાંથી કોઈ પણ જીવનું પોષણ થાય છે તેમાં તે તત્ત્વ હોવાં જોઈએ એમાં શંકા નથી. પછી તે જીવ-મનુષ્ય હોય, પશુપક્ષી હોય કે વૃક્ષ-વનસ્પતિ હોય, જેનામાં ક્ષય અને વૃદ્ધિની અવસ્થાઓ છે તેનામાં લેવડદેવડનો અને પોતાની વિશેષતા મર્યાદિત કાળ સુધી ટકાવી રાખવાનો ધર્મ છે.

આ દૃષ્ટિથી જોતાં વિશ્વમાં છે તે આપણામાં છે અને આપણામાં છે તે વિશ્વમાં છે. કેરીના ગોટલામાં આંબાના વૃક્ષના ગુણધર્મો સૂક્ષ્મતર સ્વરૂપમાં છે. બાળ-અવયવો પરિપૂર્ણ નથી હોતાં, પણ પુખ્ત વયના માણસમાં જે ગુણધર્મો દેખાય છે તે બધા તેનામાં સૂક્ષ્મ દશામાં હોવા જોઈએ. તર્કથી આપણને માલૂમ પડે છે કે જેમ જેમ એક પછી એક બાળપણની અવસ્થાઓ જોતા જઈએ છીએ તેમ તેમ ખાતરી થતી જાય છે કે અમુક અવસ્થા હોવી જોઈએ. તેવી રીતે આગળની સ્થિતિનું પણ છે. આજની માનવીની બુદ્ધિનો વિકાસ પાષાણ યુગના માનવીના કરતાં વિશેષ છે. વિકાસક્રમ ચાલુ જ છે. આજની પ્રગટ અવસ્થા અને આજે જેને વિશે આપણને આશ્ચર્ય થતું હોય તે કેટલાક કાળ પછીની પ્રકટ અવસ્થાના પ્રમાણમાં સૂક્ષ્મ દશા પણ લાગે; જેમ કે ઝડપી વાહનોના સંબંધમાં વિચારીએ તો વિમાનની ગતિ આગળ આગગાડી ધીમી લાગે છે અને બળદગાડી તો ચાલતી જ ન હોય તેમ લાગે છે, પરંતુ હજારો સાલ પછી આજની વિમાનની વિલક્ષણ ગતિ પણ કદાચ ધીમી લાગશે. અનંતની દૃષ્ટિએ, પરમાત્માની દૃષ્ટિએ જોઈએ તો તેમાં ફરક નહિ લાગે, કોઈ કહે કે અમુક માણસ સો વર્ષની ઉંમરનો છે, પણ અનંત વિશ્વની દૃષ્ટિએ તેની ઉંમર કંઈ નથી. દરેકને પોતાની દૃષ્ટિ મોટી લાગે છે. કીડીને પોતાની દૃષ્ટિ શ્રેષ્ઠ લાગે છે.

અનંતની દૃષ્ટિએ જોઈએ તો પાણીમાંથી (વ્યક્તમાંથી) વરાળ બને છે (અવ્યક્ત), અને વળી વરાળમાંથી (અવ્યક્ત) વાદળાં (વ્યક્ત) બને છે. ગુલાબના ફૂલની સુવાસ જ્યારે તે કળી હતું ત્યારે પણ હતી અને જે છોડનું તે પુષ્પ છે તેનાં બિયામાં પણ તે ગુણધર્મ હતો, પણ તે ખૂબ જ સૂક્ષ્મ દશામાં હતો. માટીમાં શાકભાજીનો ગુણ છે અને જો તે ગુણ માટીમાં ન હોત તો શાકભાજી થાત નહિ. ફેર માત્ર છે સ્વરૂપમાં. એક સમયે પુષ્પની સુગંધ અવ્યક્ત સ્વરૂપમાં હતી તે સૂક્ષ્મ હતી. પુષ્પના રૂપમાં તે વ્યક્ત બની અને વળી પાછી તે ફેલાઈને અવ્યક્તમાં ભળી જાય છે. દરેક અવ્યક્તમાંથી વ્યક્તમાં કંઈક ઠરાવેલા સમય પૂરતી રહે છે અને પછી પાછી અવ્યક્તમાં વિલીન થાય છે.

આપણા શરીરમાંથી જે તત્ત્વો નીકળે છે તે ઈતર પશુ પક્ષી, વનસ્પતિને કામ લાગે છે. ખેતરમાં ખાતર કોની આવે છે? જો ખાતર ન નાખવામાં આવે તો પાક કેવી રીતે ઊતરે? ખાતરના ગુણધર્મ પાકમાં આવે છે. તે અનાજ દ્વારા પાછાં આપણાં પેટમાં જાય છે. વ્યક્તમાંથી અવ્યક્ત અને અવ્યક્ત-માંથી વ્યક્ત બને છે. આપણે ભલે કહીએ કે અમુક વસ્તુનો નાશ થયો; પરંતુ ખરી રીતે તો તેનું રૂપાંતર થાય છે. બીમાંથી છોડ નિર્માણ થાય છે ત્યારે કહીએ છીએ કે બીનો નાશ થયો. ઝાડમાંથી લાકડું બને છે ત્યારે માનીએ છીએ કે ઝાડનો નાશ થયો. લાકડામાંથી કોલસો થાય છે ત્યારે કહીએ છીએ કે લાકડાનો નાશ થયો. ટૂંકમાં આપણી દૃષ્ટિથી નાશ માનીએ છીએ, પણ તત્ત્વનો સાચો નાશ થતો નથી. ફક્ત રૂપાંતર થયા કરે છે.

ભગવાન બુધ્ધે આપેલો

# ભારતની સ્ત્રીઓને મુક્તિનો અધિકાર

વેદના જમાનામાં ગાર્ગી અને મૈત્રેયી જેવી વિદુષી સ્ત્રીઓ હતી ખરી પરંતુ એવી સ્ત્રીઓની સંખ્યા થોડી હતી. એ પછીના જમાનામાં સ્ત્રીઓનું સ્થાન વધારે ગૌણ બન્યું હતું. એમના અધિકારો મર્યાદિત હતા. મોટે ભાગે સ્ત્રી પુરુષનો પડછાયો બનીને જીવતી અને પુરુષની ઈચ્છા તે જ પોતાની ઈચ્છા એમ સમજતી. આવી પરિસ્થિતિમાંથી બૌદ્ધ ધર્મે સ્ત્રીઓને મુક્ત કરી. ભારતમાં સ્ત્રીઓની મુક્તિનાં દ્વાર ખોલવાની પહેલ બુદ્ધે કરી છે.

બુદ્ધના ધર્મપ્રચારમાં બધી નાતજાતો માટે સમાનતા હતી. તેથી પછાત જાતિના અનેક માણસો આગળ આવ્યા હતા. ચુંદ લુહાર હતા, ઉપલી હજામ હતા. બીજા ઘણા સમાજના નીચલા થરમાથી આવ્યા હતા. બુદ્ધની એ સામાજિક ક્રાંતિ હતી. જન્મ વડે બ્રાહ્મણો ગણાવાને બદલે સાત્વિક જીવન વડે બ્રાહ્મણ થવા બુદ્ધે ઘણા માણસોને પ્રેરણા આપી હતી.

આ ક્રાંતિ સ્ત્રીવર્ગમાં પણ પહોંચી હતી. દીન, દુઃખી, ત્યજાયેલી અને તિરસ્કૃત બનેલી, કેટલીયે નિભાગી સ્ત્રીઓને બુદ્ધના ઉપદેશોથી હિંમત આવી હતી. નિરાશા અને અજંપો છોડીને કેટલીય સ્ત્રીઓએ સંસારના બંધનો, પુરુષોની ગુલામી, મોજશોખના મોહ, થઈ ગયેલી ભૂલોનાં કલંક અને સમાજે કરેલા દંડ એ બધાંનો ત્યાગ કર્યો હતો.

આવી શુભ શરૂઆત કરનાર મહાપ્રજાપતિ ગૌતમી હતાં. બુદ્ધને એમણે જ ઉછેર્યા હતા. એ શાક્ય પ્રજાના ગણનાયક શુદ્ધોદન રાજાનાં રાણી હતાં. શાક્યો અને કોશલ રાજા વચ્ચે લડાઈ થઈ તેમાં ૫૦૦ શાક્યોની કતલ થઈ ગઈ. હણાયેલા શાક્યોની વિધવા સ્ત્રીઓનાં દુખો હળવાં કરવા રાજમાતાએ નવો જ માર્ગ લીધો. એ સ્ત્રીઓને લઈને કપિલવસ્તુથી વૈશાલી સુધી એમણે કૂચ કરી. સૌ સ્ત્રીઓએ રાજમાતાની આજ્ઞા માનીને માથાના કેશ કાપી નાખ્યા અને સંસારિક વસ્ત્રો-આભૂષણો ઉતારીને ગેરુઆ રંગનાં સાદાં વસ્ત્રો પહેરી લીધાં. રાજમાતા ગૌતમી તો એમનાં નેતા હતાં. અને પહેલેથી જ આ પ્રમાણે રહેતાં હતાં.

આ નવો સંઘ બુદ્ધની સમીપે પહોંચ્યો ત્યારે એનો ઈન્કાર થઈ શક્યો નહિ. બુદ્ધે રજા આપી એટલું જ નહિ પરંતુ ભિક્ષુણી સ્ત્રીઓના સંઘ રચવા માટે એમણે નિયમો ઘડ્યા. ભારતીય સ્ત્રીઓની મુક્તિ લાવવામાં ગૌતમીને ધન્યવાદ ઘટે છે. એમનું જીવન પવિત્ર હતું અને ધ્યાનચિંતનમાં એ ઘણો સમય વ્યતીત કરતાં હતાં. ધર્મમાર્ગે પોતાનુ નિર્વાણ મેળવવા સ્ત્રીઓને પુરુષો જેવી સમાન તક અપાવનાર તે રાજમાતા મહાપ્રજાપતિ ગૌતમી છે. આશ્ચર્ય છે કે ભારતની નારીએ સમાન અધિકાર મેળવવાની શરૂઆત ધર્મથી કરી છે!

વેદની પ્રાર્થનાઓ-મંત્રોની જેમ બૌદ્ધ ધર્મનાં ભજનોનો સંગ્રહ રચાયો છે, એને ગાથા કહે છે. એના રચનારા સાધુઓ વડીલનું પદ પામતા-થેર કહેવાતા. ભિક્ષુણીઓએ પણ ગાથાઓ રચી છે. એ સંગ્રહને થેરી ગાથા કહે છે. જે થેરી માટે ઘણું માન હોય તેમની કથાઓ આ કાવ્યોમાં ગૂંથાઈ છે. એ ગ્રંથને બૌદ્ધધર્મગ્રંથોમાં સ્થાન મળ્યું છે. થેરી ગાથામાં ૭૩ ભિક્ષુણીઓની રચનાઓ છે.

આ થેરી ભિક્ષુણીઓ ક્યાંથી ભેગી થઈ હતી? એ આવી રાજમહાલયોના સુખવૈભવ છોડીને, એ આવી સમાજના છેવાડે રહી ગયેલા કંગાલોની-પછાત જાતિઓની ઝૂંપડીઓમાંથી અને એ આવી સમાજે જેમનો ઉપભોગ કરી કલંકિત બનાવી હતી એવી વારાંગનાઓમાંથી. એમનો મોટો ભાગ તો સુખી વેપારીવર્ગનાં કુટુંબોમાંથી આવેલી સ્ત્રીઓનો હતો. લગ્નજીવનમાં

મળેલી નિરાશાઓમાંથી એ હિંમત ભેગી કરી નીકળી ગઈ હતી.

એક લાંબી ગાથાની રચના રાજકુમારી સુમેધાએ કરી છે. એ કોઈ દેશના પાટનગર મંતાવદીમાં જન્મી હતી નાનપણથી જ એનું મન ધર્મમાં ઢળ્યું હતું. એ વયમાં આવી ત્યારે વર્ણાવતીના રાજા અનિકૃતે એની સાથે લગ્ન કરવા જણાવ્યું, પરંતુ સુમેધાએ એના માતપિતાને વીનવ્યા અને લગ્નને બદલે સન્યાસનો માર્ગ લીધો રાજાના ઘણી રાણીઓવાળા અંતઃપુરમાં જવાને બદલે એ ભિક્ષુણીઓના સંઘમાં પહોંચી ગઈ

આવી એક બીજી સ્ત્રીની કથા થેરી ગાથામાં છે. ઈશીદાસીનું લગ્ન થયું હતું સેવા અને ચારિત્ર્યથી અણુ સાસુ-સસરાને પ્રસન્ન કર્યાં હતાં. પતિ ઉપર એણે ઘણું હેત કર્યું પરંતુ એમને એ રીઝવી ન શકી ભગવાને અને રૂપ આપ્યું હતું અને એ પોતે વિદ્યાભ્યાસમાં નિપુણ બની હતી પરંતુ પતિદેવનું મન માન્યું નહિ એટલે પતિ સાથે છૂટાછેડા લીધા અને સાસુ-સસરાની રજા મેળવી ઈશીદાસી ભિક્ષુણીઓમાં ભળી ગઈ ત્યાંથી વળી એ ગૃહસ્થ જીવનમાં પાછી ફરી અને એક ધનિક શ્રેષ્ઠીપુત્ર સાથે પરણી પરંતુ જીવનમાં પહેલું પ્રકરણ જેમ કરુણ લખાયું તેવું જ બીજું પ્રકરણ લખાયું એનું ત્રીજું લગ્ન એક સાધુ જોડે થયું ત્યારે એણે આશા રાખેલી કે આ તો ગરીબ માણસ છે, પેલા ધનિક પુરુષની જેમ જીવન બરબાદ નહિ થવા દે પરંતુ એ લગ્નથી પણ ફેર ના પડ્યો લગ્નના પંદર દિવસમાં જ એ સાધુ ભાગી ગયો અને ઈશીદાસી મઠમાં પાછી ફરી

આવી થાકેલી ત્યજાયેલી નિરાશ બનેલી સ્ત્રીઓને ભિક્ષુણીઓના મઠમાં આશ્રય આપવા બૌદ્ધો તત્પર રહ્યા. પતિત થયેલી સ્ત્રીઓ પ્રત્યે એમણે કરુણા રાખી અને એમના ઉદ્ધારનો માર્ગ મોકળો કર્યો આવી એક પટાચરા નામની સ્ત્રી ત્યાં આવી. એની કથા પણ કરુણ છે શ્રાવસ્તીના એક ગૃહસ્થની એ દીકરી. પિતાની પેઢીમાં કામ કરતા એક યુવાન સાથે એણે પ્રેમ કર્યો પરંતુ ઘરમાં લગ્નની વાત નીકળી ત્યારે ગભરાઈને એ નાસી ગઈ. પાસેના ગામમાં એના પ્રેમી જોડે રહેવા લાગી અને એક બાળકનો ત્યાં જન્મ થયો બન્નેનો પૂરો મનમેળ હતો બીજું બાળક પણ થયું. પરંતુ તે પછી સુખના દિવસો પૂરા થયા, પ્રિયતમનું સર્પદંશથી મૃત્યુ થયું. આ વિશાળ સંસારમાં અનાથ બનેલી એ સ્ત્રી શું કરે ? એક બાળકને કેડમાં તેડયું અને બીજાને આંગળીએ વળગાડી, એ પિતાને ત્યાં પાછી ફરવા નીકળી પરંતુ માર્ગમાં એક નદીમાં ઓચિંતું ભારે પૂર આવ્યું તેમાં બન્ને બાળકો તણાઈ ગયા જેમ તેમ ઘેર પહોંચી તો ત્યાં વળી અધિક દુખ આગળ પડેલું હતું. મકાન તૂટી ગયું તેની હેઠળ માતપિતા અને ભાઈઓ દટાઈ ગયા હતા એમની ચિતાઓ રચાઈ ચૂકી હતી ।

આવી દુખપરંપરાથી પટાચરા ગાંડા જેવી થઈ ગઈ અને ભાન વિના ભમવા લાગી એવામાં એને બુદ્ધનો સમાગમ થયો બુદ્ધે એને શાંતિ આપી, આશ્રય આપ્યો અને ઉપદેશ પણ આપ્યો એ સ્ત્રી ભિક્ષુણી બની અને ધર્મસાધનામાં એ એવી તન્મય બની કે એને આર્હત્‌નું પૂર્ણત્વનું પદ મળ્યું, બીજી ત્રીસ ભિક્ષુણીઓની એ માર્ગદર્શક પણ બની હતી

એ જમાનામાં વારાંગનાનું સ્થાન ઊંચું મનાતું એમની પાસે પૈસાની છૂટ સારી હતી અને રાજદરબારમાં કે મોટા શ્રીમંતોમાં એમની લાગવગ ઘણી હતી એમના રૂપ અને કળાની જાહેરમાં કદર થતી. આવી એક આમ્રપાલી હતી વૈશાલીના લિચ્છવીઓમાં ગણતંત્રની રાજ્ય વ્યવસ્થા હતી. ત્યાંના એક આભીરને આમ્રકુંજમાંથી એક બાળક મળ્યું તેથી એનું નામ આમ્રપાલી પડેલું. એ એક અતિસ્વરૂપવાન યુવતી બની ત્યારે વૈશાલીના શ્રેષ્ઠિઓ અને સેનાપતિઓ એની સાથે લગ્ન કરવા ઉત્સુક બન્યા તેથી એના પાલક પિતા મહાનામને ઘણી ચિંતા થઈ હરીફો લડે ઝઘડો થાય અને એમાંથી લડાઈ ચાલે તો વૈશાલીનું નુકસાન થાય. એટલે વૈશાલીના સત્તાધારે નિર્ણય લીધો કે આમ્રપાલી સમસ્ત વૈશાલી રાજ્યની રહેશે, સર્વસુંદરી ગણાશે એને વિશેષ અધિકારો આપ્યા આમ્રપાલીએ પોતે જ શરતો મૂકી કે એના

મહાલયમાં દુશ્મન હોય કે ગુનેગાર પરંતુ તપાસ કરવી પડે તો સાત દિવસની ધીરજ રાખવી જોઈશે. આવી કેટલીક શરતો મંજૂર કરવામાં આવી હતી. એને લીધે મગધ દેશના રાજા બિંબિસાર છૂપી રીતે આમ્રપાલીના મહેમાન બની શક્યા હતા.

નિર્વાણ લેતાં પહેલાં બુદ્ધ વૈશાલીના માર્ગે નીકળ્યા અને આમ્રપાલીએ એમને તેમ જ સંઘને ભોજન માટે નિમંત્રણ આપ્યું. લિચ્છવી નગરજનોને ખબર પડી ત્યારે એમણે આમ્રપાલીને ખૂબ સમજાવી કે ભોજન તો વૈશાલીના નગરજનો જ આપે પરંતુ એણે માન્યું નહિ. એટલે એ બધા બુદ્ધને સમજાવવા ગયા. પરંતુ એમણે આમ્રપાલીની અવગણના કરી નહિ. નક્કી કરેલા સમયે ભિક્ષુઓને સાથે લઈને એ ભિક્ષા લેવા ગયા. ત્યાં ઉપદેશ પણ આપ્યો. કહે છે કે આ સમાગમથી આમ્રપાલી એટલી પ્રભાવિત બની કે એણે પોતાનું વિશાળ ઉપવન બુદ્ધને સમર્પિત કર્યું. પોતાના મહાલય પણ સંઘને આપી દીધો.

આમ્રપાલીને બિંબિસારથી થયેલો પુત્ર તે વિમલ કોંડાણ્ણના નામથી જાણીતો બન્યો. એ બુદ્ધને શરણે ગયો હતો. એણે પોતાની માતાને ઉપદેશ દીધો તેથી આમ્રપાલીએ સંસાર ત્યાગ કર્યો અને ભિક્ષુણી સંઘનો આશ્રય લીધો.

બુદ્ધના નિર્વાણ (ઈ. સ. પૂર્વે ૪૮૦) પછી ૨૩૪ વર્ષે સમ્રાટ અશોકની પ્રેરણાથી એમની પુત્રી (કે બહેન) સંઘમિત્રા લંકા ગઈ હતી અને ત્યાં ભિક્ષુણીઓનો સંઘ સ્થાપ્યો હતો. મિશનરી બનીને બીજા દેશમાં ધર્મપ્રચાર કરનાર સંઘમિત્રા આખી દુનિયામાં પ્રથમ છે અને લંકામાં હજી પૂજ્ય મનાય છે.

દુનિયાભરમાં આજે સ્ત્રીની પ્રબળ ઈચ્છા છે કે એ પુરુષ સમોવડી બને. એની પહેલ ભારતમાં થઈ છે, પરંતુ દુરાગ્રહથી નહિ અને વિનાશ માટે નહિ. જીવનમુક્તિના અંતિમ ધ્યેય માટે વ્રત, ઉપાસના અને ચિંતનનાં દ્વાર સ્ત્રીઓ માટે પણ ખુલ્લાં રહે એવો પ્રબંધ બુદ્ધ કરી ગયા તે કાયમ રહ્યો છે.

*



મારી જિંદગીમાં હમેશાં મેં તને મારાં ગીતો વડે શોધ્યો છે. તેઓ મને દ્વારેથી બીજે દ્વારે દોરી ગયાં છે, અને તેમના વડે જ મારી દુનિયાને શોધતાં અને સ્પર્શતાં હું મારી આસપાસની વસ્તુઓનો અનુભવ કરી શક્યો છું.

જે પાઠો હું શીખ્યો છું, તે સૌ મને મારાં ગીતોએ જ શીખવ્યા છે; તેમણે મને ગુપ્ત માર્ગો બતાવ્યા છે, અને મારા હૃદયની દૃષ્ટિમર્યાદા ઉપરના અનેક તારાઓને દૃષ્ટિ આગળ આણ્યા છે.

આખો દિવસ તેઓ મને સુખ તથા દુઃખના દેશનાં રહસ્યો તરફ દોરી ગયાં છે; અને આખરે સાંજને વખતે મારા પ્રવાસને અંતે તેઓ કયા મહેલને દરવાજે મને લઈ આવ્યાં છે?

—રવીન્દ્રનાથ ટાગોર

રામપ્રસાદ દવે

### કેરી

ઘરમાં બે જ માણસ.

એક સંબંધીએ વલસાડથી હાફૂસનું પાર્સલ મોકલ્યું

બીજા સંબંધીએ કેશોદથી કેરીનું પાર્સલ મોકલ્યું.

કેરીઓ પાકવા લાગી.

શરૂઆતમાં બે માણસ સુખેથી ખાઈ શકતા.

ત્યારબાદ કેરીઓ એકદમ પાકવા લાગી.

એને પરિસ્થિતિનો ખ્યાલ ઓછો જ હોય કે બે જણાં છે. આપણે ધીરે ધીરે પાકીએ.

બે ચાર માણસ બહારગામથી ગામમાં સંબંધીને ઘેર આવ્યા હશે ને આ દંપતીને ત્યાં બેસવા આવ્યા હશે ચા પાણી થયાં. પેલા લોકોએ ઉનાળાના દિવસો ના પાડી તોય કર્યાં. આવ્યા ને ગયા.

બીજે દિવસે થોડી કેરીઓ બગડી ગયેલી નીકળી.

ત્યારે દંપતીને ખ્યાલ આવ્યો કે આના કરતાં કાલવાળા મહેમાનને ખાવા આપી હોત તો સારું થાત.

પણ આપવાની મોટી ચુકાઈ ગઈ હતી.

કારણકે આપવાનો અભ્યાસ પાડ્યો ન હતો.

આપણે આવું કષ્ટ ન થાય માટે થોડો આપવાનો અભ્યાસ પાડતાં રહીએ.

શ્રુતિ કહે છે. આપવામાં મજા છે. આપેલું જ આપણું ખરા અર્થમાં ભોગવીએ છીએ. એનો સંતોષ ઓર જ હોય છે.

પણ એની ટેવ પડી નહિ હોય તો પછી આપણને એનો વસવસો રહી જશે.

• • • •

### સત્યનારાયણ દુઃખી છે

સત્યનારાયણ જન્મથી સુખી, સંતોષી. એ પહેલો પગાર લાવ્યો તે દિવસે એના પિતાએ એની જુવાની જોઈને કે ગમે તેમ આદેશ આપ્યો, 'દીકરા, આખો પગાર વાપરીશ નહિ. અડધો વાપરવો અને અડધો બેન્કમાં જમા કરાવવો.'

સત્યનારાયણને પણ કોઈ સારી ઘડીએ આ ઉપદેશ કાને પડી ગયો કે એણે અક્ષરશઃ પાળ્યો અને ભગવાને પણ પળાવ્યો.

વર્ષોનાં વ્હાણાં વાઈ ગયાં પણ અડધો પગાર વાપરે અને અડધો બેન્કમાં મૂકે.

પંદર વર્ષથી આ નિયમ ચાલે.

સદ્ભાગ્યે સ્ત્રી પણ એ જ કક્ષાની મળી હતી. છોકરાંઓ પણ એવા જ.

એકવાર કોઈ મોટા શહેરમાં એની બદલી થઈ ઘરનું ભાડું ભારે, પંદર વર્ષે પહેલીવાર એની સ્ત્રી માંદી પડી.

સત્યનારાયણે મનમાં ગાંઠ વાળેલી કે અડધો પગાર તો બેન્કમાં મુકાય. હવે એમાંથી કેમ લેવાય !

પોતે બહુ દુઃખી થઈ ગયો.

બેન્કમાં ફક્ત વખતે પૈસા ભરવાનું જ કોઠે ભરેલું. બેન્કમાં ચેક હોય, પૈસા ઉપાડાય એ વાત એના મનમાં કેમેય ઊતરે નહિ.

એનું પ્રયોજન જ નહિ.

તે દિવસે પોતાની ગરીબીનું ગાણું સત્યનારાયણે ભારે દુઃખપૂર્વક ગાયું.

તમે કહેશો કે સત્યનારાયણ નકામો દુઃખી થાય છે એની પાસે બેન્કમાં સંપત્તિ છે છતાં એ શા માટે દુઃખી થાય છે ?

પણ

આપણે પણ આ રીતે જ આપણી પાસે સંપત્તિ હોવા છતાં દુઃખી થઇએ છીએ.

જરાક દુઃખ આવે ને આપણે મુંઝાઇએ છીએ.

અંદર કંઈક કેટલું સળવળવા માંડે છે.

મનનું ધાર્યું ન થાય તો નિરાશ થઇએ છીએ જાણે બધી સંપત્તિ હારી ગયા. પણ આપણી શરીરની બેન્ક પાસે બેલેન્સ તો છે.

પગ કામ કરે છે.

હાથ કામ કરી શકે તેમ છે.

આ બધાની સાથે પરમેશ્વર જેવો ઉપરથી ઓવરનાર–ઓવર ડ્રાફ્ટ આપનાર–આપણી પાસે છે. એની પાસેથી શક્તિ માટે પ્રાર્થના કરીએ અને પુનશ્ચ હરિ ૐ કરવાપણું હોય તો તેમ પણ કરીએ.

ના, આપણા અને પેલા સત્યનારાયણમાં જરાય તફાવત ન ગણવો જોઇએ.

સત્યનારાયણ દુઃખી છે.

આપણે પણ?

° ° °

બે છેડા

શંકરલાલ એક બેન્કમાં પટાવાળો હતો. થોડો સંબંધ થયો.

એક દિવસ મને કહે, 'સાહેબ, મારે ઘેર જમવા ન આવો.'

મને થયું, બિચારાને ક્યાં હેરાન કરવો? આ જમાનામાં લોકો માંડ માંડ પૂરું કરતાં હોય છે. તેથી શંકરલાલને ક્યાં ખાડામાં ઉતારવો?

મેં ઘણીવાર ના પાડી જોઈ. આખરે સાદી રસોઇ હોય તો જ આવું એ શરતે હું જમવા ગયો.

રસોઇ સાદી હતી પણ ભાવ કેવો સારો હતો!

એના મુખ પર હર્ષનો પાર નહિ, ઉત્સાહ સમાય નહિ. ઓછો ઓછો થઇ જાય.

આ બધું તો ઠીક પણ એ મારી સાથે જમવા બેઠો ત્યારે લાગ્યું કે ખરેખર શહેનશાહ જમવા બેઠો.

મેં એની પત્નીને પૂછ્યું, 'શંકરલાલ આજે જ આમ કરે છે કે દરરોજ આ રીતે વર્તે છે?'

'દરરોજ આ પ્રમાણે' પત્ની મરકાઇને બોલી ઊઠી.

શંકરલાલ પૂરા રસપૂર્વક જમતો હતો. જમતી વખતે પોતાના જીવનરસનો આનંદ એટલો ભોગવતો હતો કે મને પણ તેનો ચેપ લાગ્યો. બહુ મજા આવી, મને થયું ઘણા દિવસે મેં ખોરાક માણ્યો.

મારા શિક્ષક મને કહેતા તે યાદ આવ્યું કે ક્રિયાને કળાનો પુટ આપી આકર્ષક બનાવી શકાય છે. અહીં તો કળા અને ક્રિયા બંને અપૂર્વ રીતે એકાકાર થઈ જતાં લાગ્યાં.

ત્યારબાદ એક બેન્કના મેનેજરને ત્યાં જમવાનું થયું.

તેઓ મારા મિત્ર હતા.

મિત્ર હજી આવ્યા ન હતા.

પત્ની ફરિયાદ કરી રહી, 'તમારા ભાઈને તો ઠેકાણું જ નહિ. દરરોજ ખાવાની લમણાઝીંક, જોજો, આવે પછી પણ કેટલી ઉતાવળ કરે છે!'

એટલામાં મિ. શાહ આવ્યા. હજી ઘરમાં પ્રવેશે એ પહેલાં જ બોલ્યા, 'ચાલ, ચાલ, જલદી કર.'

મને કહે 'તમારે જમી લેવું હતું ને? મારી સાથે તમે નકામા હેરાન થયા. મારી તો કોઈ જિંદગી છે. કૂતરા જેવી છે.'

ખાતી વખતે પણ ભારે ચિડાયા.

પત્ની કહે, 'આપણે દરરોજનું થયું પણ આ ભાઈને તો જરા સુખ લેવા દો.'

ખોરાકમાં નિષ્ઠાનનો સ્વાદ ક્યારેક ડોકિયાં કરતો હતો.

મિ. શાહ કહે, 'એ તો મને સારી પેઠે જાણે છે.

હું જાણતો ન હતો એ ખાવું ઘણું મેં તે

દિવસે જાણ્યું.

મને એક વિચિત્ર વિચાર આવ્યો મિ. શાહની સ્મશાન યાત્રામાં ઘણા માણસો સામેલ થશે. હું ઇચ્છી રહ્યો શંકરલાલની જીવનયાત્રામાં ઘણાં માણસો સામેલ થાય.

० ० ० ०

હું હરખચંદને ઓળખું છું.

હરખચંદ એક ભલો આદમી છે.

બહુ ભલો.

તમે કહો તે પ્રમાણે કરે. એકવાર તમારી નિત્રાચારી બાંધી પછી એ છોડવાનો નહિ. તમારું મને તે કામ કરે, પ્રેમથી કરે.

પણ હરખચંદની મોટી મુશ્કેલી એ છે કે એ તમારી સાથે પણ એવા વ્યવહારની આશા રાખે અને તમે એવો વ્યવહાર રાખવામાં પાછા પડો એટલે બસ, બીજી વાતની એને ખબર નથી. તમારી સાથે કટ કરી નાખે. પોતે બહુ જ દુ:ખી થાય.

આમ હરખચંદ સારો અને સેવાભાવી માણસ છે. એનામાં કોઈ દુર્ગુણ નથી એમ એના દુશ્મનો કબૂલ કરે છે છતાં સુખી નથી.

એક વાર હરખચંદ આ રીતે હેરાન થઈ ગયો હતો. એમાં એને એક ગુરુ મળ્યા. એણે કહ્યું, 'હરખચંદ ગંગાના કિનારે ગયા છું ?'

'હા મહારાજ.'

'લોકો ગંગાનો કેવો કેવો ઉપયોગ કરે છે.'

'હા, નદીનો તો એવો ઉપયોગ થાય ના ?'

'છતાં નદી કોઈ દિવસ બીજાની વાત ધ્યાનમાં લે છે ?'

'એને ક્યાં ચેતના છે ? એ તો જડ છે.'

'માની લઈએ કે એ જડ છે તો આપણે ચેતનવાળાની વાત તો એનાથી અલગ હોવી જોઈએ ને ?'

'પણ મહાત્મા, બુદ્ધિથી કોઈવાર એ સમજાય છે પણ એ પ્રમાણે કામ કરવું પડે છે ત્યારે આકરું પડે છે.' હરખચંદ સ્પષ્ટ હતો.

'હરખચંદ તારી વાત સાચી છે, પણ કામ કરવામાં પણ મનની આવી સમજણની આવી વિશેષ શક્તિ મૂકીએ તો તારું મન જેમ પાછું પડ્યા કરે છે એમ પાછું નહિ પડે.'

મહાત્માએ આગળ ચલાવ્યું 'હરખચંદ, આપણા વર્તન પર આપણે કાબૂ રાખીએ. બીજાના વર્તનની અપેક્ષાએ આપણું વર્તન ઘડી એમાંથી કલેશને નોતરું આપી બેસીએ તો ભારે થશે કારણ કે માણસ પોતાના મનનો સ્વામી છે. બીજાના મનનો સ્વામી તો એ ક્યારેય બની શકે નહીં. માનવ સહજ રીતે તું અપેક્ષા ભલે રાખ પણ એ અપેક્ષા ન મળે ત્યારે નિરાશ ન થા.

'નિરાશા તને ઘડે–નિરાશા ચલાવે તેમ તું ચાલ એ બરાબર ન ગણાય.'

હરખચંદને થોડું થોડું ગળે ઊતરતું હોય એમ તેના મુખ પરથી લાગ્યું.

० ० ०

રમણલાલ

રમણલાલને વાતવાતમાં ક્રોધ ચડી જાય. એ તમને ધમકાવે. અને એ પાછું એમને લાગેલા બંધ સત્યને નામે હોય !

પણ તે વખતે તો લાગે કે એ સત્યની એવી ચોકી કરે છે કે એ ન હોત તો બિચારા સત્યના શા હાલહવાલ થાત !

તમે એકવાર ટેવાઈ જાવ–ટેવાય કઈ જાવ–તો મજા પણ આવે. તમે જો એના ક્રોધનું પાત્ર હો તો તમારા મનમાં થાય કે દુનિયા ઊંધી વળી જાય તો પણ રમણલાલનું કદી નામ ન લેવું, એની સાથેનો વ્યવહાર ધીમે ધીમે સાવ ભાગી નાખવો.'

પણ આ તો રમણલાલનું એક જ સ્વરૂપ છે.

બીજું આદર્શ સ્વરૂપ મળાનું છે તે વખતે રમણલાલ તમારા પર અનરાધારે વરસતા હોય, જેથી તમારી જાતને એવી પાણી પાણી કરી દે કે તમારા મનમાં એમ થાય કે મને સ્વર્ગનું સુખ રમણલાલ જ આપી શકે તેમ છે.

પણ આ તો રમણલાલને પેસય. બાકી તમારામાં આ બન્ને રમણલાલો વસતા હોય તો ચેતવા જેવું. કયા રમણલાલને જરા અંકુશમાં રાખવા જેવા છે એ તમારે નક્કી કરવાનું રહે.

આવા રમણલાલ તમને મળે એમાં મજા છે. આવા પળે પળે પોતાનો મનોભાવ ઉત્તરથી સીધો દક્ષિણમાં અને વળી પાછો ઉત્તરમાં લઈ જનાર રમણલાલ તમને જ્ઞાન આપશે કે આપણે એટકેમ સંબંધ બાંધવા કે તોડવાનો નિર્ણય ન લેવો.

જગતમાં રમણલાલ આ એક મહત્ત્વનું કામ કરી રહ્યા છે. તમને રમણલાલ થવાનું ફાવશે કે?

*

## ઘડપણનું ડહાપણ

સોક્રેટીસ ગ્રીસનો મોટો તત્ત્વજ્ઞાની પુરુષ થઈ ગયો. ભારે વાતોડિયો. આખો દિવસ શહેરમાં રખડવું, લોકો સાથે જાતજાતની વાતો કરવી ને વાતો કરતાં પ્રશ્નોત્તરીથી લોકોને સાચા જ્ઞાનનું ભાન કરાવવું એ એનું કામ.

એક દિવસ એક યુવાન સોક્રેટીસને એને ઘેર લઈ ગયો. ખૂબ આદરપૂર્વક બેસાડી પોતાના વૃદ્ધ પિતાનો પરિચય કરાવ્યો. અદ્ભુત પ્રમાણે સોક્રેટીસે વાતો શરૂ કરી. પિતાને બાળપણથી તે ઘડપણ સુધીના પર્યંતની ઘણી વાતો પૂછી નાખી. અને એણે સંતોષ વ્યક્ત કરતાં કહ્યું : 'તમારું આજ સુધીનું જીવન તો બહુ સારી રીતે ગયું પણ હવે ઘડપણમાં કેવી રીતે જીવો છો એ જરા કહેશો?'

ડોસાએ કહ્યું : 'આખી જિંદગી સુધી જે કંઈ માલમિલકત, કીર્તિ પેદા કર્યું તે છોકરાને આપી દીધું છે હવે છોકરો બેસાડે ત્યાં બેસું છું. ખવડાવે તે ખાઉં છું ને છોકરાનાં છોકરાંને રમાડું છું. એના કામમાં જરાયે આડે આવતો નથી છોકરો કંઈક ભૂલ કરી બેસે તો પણ કંઈ બોલતો નથી પણ સલાહ લેવા આવે તો આખી જિંદગીના અનુભવોનો નિચોડ ઠાલવું છું પછી મારી સલાહ પ્રમાણે એ ચાલે છે કે નહિ એ જોતો નથી. મારા કહ્યા પ્રમાણે એ કરે એવો આગ્રહ પણ રાખતો નથી. ફરી ભૂલ કરે તો રોકતો પણ નથી. અને ફરીથી સલાહ માટે આવે તો એની એ વાતો ફરીથી કહું છું.'

વૃદ્ધની વાતો સાંભળી સોક્રેટીસને બહુ આનંદ થયો. એણે કહ્યું : ઘડપણમાં કેમ જીવવું એ તમને આવડે છે ખરું!'

—રવિશંકર મહારાજ



# તવારીખનાં તેજ

દેવેન્દ્રકુમાર પંડિત

શ્રીકૃષ્ણના પવિત્ર પાદસ્પર્શે પાવન થયેલી, કેસરી હાલ મરદ સિંહોની ડણકથી ગાજતી વતન અને ધર્મ કાજે જાન સમર્પણ કરનાર શૂરાઓથી શોભીતી ને અન્નદાનના હર હર હરના મધુર સાદે લીંપાતી સોરઠની ધરા ઉપર આપણે સંવત ૧૭૪૦માં જઈએ છીએ.

જુઓ જુઓ, જામનગરના અણદાબાવાના ચકલાના નામે ઓળખાતા સ્થાને ધૂળના એક ટીંબા ઉપર લાકડાનો પાટ ઢાળી સોની આણંદરામમાંથી અણદા બાવા બનેલ વિરક્ત. પાટના બેય બાજુના સૂંડામાંથી ખોબા ભરી ભરી દાણા અભ્યાગતોને આપે છે લોટ આપે છે દાળિયા-ખજૂર કે શીંગ મજૂર મુસાફિરની ઝોળીમાં ઠલવે છે. સંત મહાત્માઓને પટ પાસેની લાંબી ચાલીમાં ભોજન લેવા બેસાડે છે.

માથા પર કાન ટોપી, કપાળે તિલક, વદન ઉપર ભૂખ્યાઓને અન્ન આપવાની આતુરતા ને ઊછળતા જીવતરની એક માત્ર એષણા

પછી બબ્બે કાવડ ને જામનગરના પ્રત્યેક ઘેર પ્રયાણ કાવડના સૂંડા રોટલા, રોટલી, ભાખરા ભાખરી ધાન ખીચડી ને શાકથી છલોછલ ભરાઈ જાય એટલે સ્થાન ઉપર આગમન. અભ્યાગતોને તેનું ભોજન પીરસવું

દીવે દીવો પ્રગટે. જામનગરની પ્રજાને અન્નદાનની—નવતર જીવન ફિલસૂફીની વાત હૈયે વસી ગઈ. જામનગર રાજેન્દ્ર જામ રણમલને જામનગરની ભોમકા પર આચરાતો નિષ્કામ કર્મયોગ ગમ્યો ને એણે અણદાબાવાને સહાય કરવા માંડી. લોકોએ સાધુ, સંત, વૃદ્ધ, લૂલા, લંગડાને અજારને આપવા તેમને ચરણે વસ્ત્રો આપ્યા. ગરમ ધાબળા ધાબળી, છત્રી જૂતા ને અન્ય જીવનોપયોગી સામગ્રી આપી

આમપ્રજાને કાને આ વાત ગઈ. માનવમાં ઈશ્વર દર્શન કરવાની ને માનવ સેવા દ્વારા ઈશ્વરની પ્રસન્નતા પામવાની નવી જીવન-દૃષ્ટિવાળા અણદાબાવાને પોતે પોતને ગામ નોતર્યા. વાગોળ કર્યાં ઘેર ઘેર પધરામણી કરી આદરમાં ગોદડાં-અનાજ વસ્ત્રો આપો સહુ ચાર કપાસિયા આ બધું ચાલ્યું થયું. ગીતાકારે ગાયો નિષ્કામ કર્મયોગ હાલારની ભોમકા પર એમ જ કળાએ પ્રકાશી ઊઠ્યો

જીવતર આખું આ પવિત્ર યજ્ઞ આચરી વિક્રમ સંવત ૧૮૨૭માં અન્નગુરુ નિર્વાણ પામ્યા.

અન્નદાનની ગંગોત્રી એમ જ વહેતી રહી. એમની પછી એમના શિષ્ય મુગરામજી આ ધામ સેવાનું ક્ષેત્ર વિસ્તાર્યું, અણદાબાવાના ચકલાના સ્થાનને સુધાર્યું સંતને અન્નદાન ઉપરાંત વસ્ત્રો, કમંડળ, લોટા, છત્રી, જૂતા ને વટખર્ચી આપવા માંડ્યા. આ સારું જનતા જનાર્દન પાસે માગ્યું.

જામનગરથી અઢી ગાઉ દૂર અરણ્યમાં ત્રણ ગામના નિર્દોષ લોકો વગેરે મુંગાઓ, કૃષિકારો અને માલધારીઓ—પશુઓ તરસ્યે મરે. અંગ્રેજોની એજન્સી ખાલસા ટાણે પાણી અધાધૂંધીમાં માનવતા-દયા-મમતા મરી પરવારી હતા મુગરામજીએ આ સ્થાને આજુબાજુના લોકોને ભેગી વાવ ગળાવી. ભોજન ખર્ચ તેમણે આપ્યું. શ્રમ લોકોએ કર્યું.

જામ રણમલ પાસે ગયા. ને બોલ્યા : 'એક સાધુથી થઈ શકે તેવું કામ મેં કર્યું હવે તમે રાજા છો તમારું કામ તમે કરો.

'શું ? સેવા, દાન, ઓ...થી' અજબ જામ રણમલે કહ્યું.

'મેં જામનગરથી દક્ષિણ-પૂર્વ દિશાએ એક વાવ ગળાવી છે મીઠું ટોપરાં સરખું પાણી પ્રગટ્યું છે હવે આપ ત્યાં પાણી પી લોકોને છાંયો લેવા બેસવા એક પથ્થરની છત્રી બંધાવી આપો ને પુણ્ય પામો.'

પ્રતાપનો પૂંજ વેરતા મુળરામજીની વાત જામ રણમલ ન ટાળી શક્યા ને પથ્થરની છત્રી બધાવી આર શીલાલેખ મૂકયો

પછી તો પશુ માટે ત્યાં હવાડો બધાવ્યો કાર્યકરોને રહેવા મેઓરડા બધાવ્યા ત્યાથી દાળીયા નું સદાવ્રત ચાલુ કર્યું

અરપયમાંય અન્નદાનની પ્રગટેલી ગગોત્રીના દર્શને આજુબાજુના સોઢા રજપૂતો મુગ્ધ બન્યા ને આ યજ્ઞની ધુમ્ર-સેર જલતી રાખવા એકસો બાવન વીઘા જમીન અર્પણ કરી

ધર ઉપર આવેલ આ સ્થાનનું પાણી એવું ગુણવાન નીકળ્યું, હવા એવી આરોગ્ય પ્રદ નીવડી કે લોકોના દર્દ ત્યાના એ જ દિવસના વસવાટે નિર્મૂળ થવા માંડ્યા

મુળરામજીએ અહી શ્રી રામચંદ્રજીના અજોડ આરોગ્ય ભુવન બધાવ્યું અહી દર વર્ષે હજારો આવ્જારો આરોગ્ય પ્રાપ્ત કરવા સસ્થાના ખર્ચે આવી વસવા માંડ્યા-આજેય વસે છે

જ્યોત જલતી રહી એનો નિર્મળો પ્રકાશ વિશ્વ ની ખતુ હતુ વિક્રમ સવત ૧૯૦૨માં મુળરામજી મહત્મા કળધર્મને પામ્યા ને એમના ઊત્તરાધિકારી શ્રી દાસજી મહારાજ આવ્યા અમણે આગળના મહાપુરુષોની ઉજ્જવળ પ્રણાલી જાગતી રાખી ને પ્રજ્જ્વ પ્રજા આ સ્થાન ભણી વધુ આકર્ષઈ પણ બહુ ટૂંક સમય આ સેવા-યજ્ઞનો અગ્નિ પ્રજ્વલિત રાખ્યો સવત ૧૯૦૭માં તેઓ નિર્વાણ પામ્યા

એમના પછી રાણા બાવા સત ગાદીનશીન બન્યા આ તો સેવાધર્મ ગદી હતી ત્યાગ અને વૈરાગ્યની ગદી હતી એને જાળવી સાચવવી દેયતી હતી એમના સમયમાં અન્નદાન, અર્થે પેણુસો વાવા જમીન પ્રાપ્ત થઇ એમના સ યના જામનગર ા જામ વિભા અને તેની રાણીઓ આ સસ્થા પ્રત્યે વધુ શ્રદ્ધાવાન બન્યા

સેવા ધર્મની અમર જ્યોત સોરઠ ધરા ઉપર જલતી હતી. રાણા બાવા પછી રામપ્રસાદજી સ્થાનાધીશ બન્યા

એમણે બાસઠ બાસઠ વરસ સ્થાનની ઉજ્જ્વળ પ્રણાલીકાને ઓર ઉજ્જવળ બનાવી. સેવા-ધર્મના ચીરાગને ઓર પ્રકાશવતો બનાવ્યો

એમના સમયમાં ૧૯૩૪નો ભિષણ દુષ્કાળ પડ્યો આ દુષ્કાળ સમયે ભૂખ્યાઓને અન્નદાન સતત આપ્યું પછી તો આવ્યો ૧૯૫૫નો પ્લેગ જામનગરના સાગર કાંઠે લોકો માટે ઝૂપડા બાંધી દીધ ને રોગથી બચવાની ચિંતા હટાવી. ત્યાં વસી અન્નદાન આપ્યું

પછી આવ્યો ૧૯૫૬નો ભરખી જનારો દુષ્કાળ આ બધા સમયમાં મહતશ્રી રામપ્રસાદજીએ જાતાની ખીદમત ઊઠાવી. જામનગર રાજ્યના ગામે ગામ ધૂમી લોકોને અન્નદાન આપ્યું સવત ૧૯૮૯મા દુષ્કાળ પીડિત લોકોની ચિંતામાં એ બહાવરા બની ગયા ને માજની એક નસ ઉપાધિમાં તૂટી ગઈ સારવાર થઈ પણ ન બચ્યા. બાસઠ બાસઠ વરસ પર્યંત અન્નદાનની ગગોત્રી વહવી આવા દુષ્કાળો સમયે પણ લોકોની સેવા બજાવી સવત ૧૯૯૬માં નિર્વાણ પામ્ય

એમના અવસાન પછી મહત શ્રી ભગવાનપ્રસાદજી ગાદીનશીન થય પ્રખર વિદ્વાન, વેદાંત જેવા ગહન વિષયના પૂર્ણ પંડિત એમણે સસ્થાના મહાન આચાર્યોને પગલે ચાલી અન્નદાનની ગગા વહેતી રાખી ગુરુ અણુરામની સમાધિ સ્થાનને સમરાવ્યુ ઔષધાલય શરૂ કર્યું. કાશી હરિહર આશ્રમ જે સસ્થાના અર્થે ચાલે છે ત્યા સારા મકાનો વિદ્યાર્થીઓ માટે બનાવ્યા. જનતા, રાજ્યપરિવાર ને સતોમાં આદર મેળવ્યો. ને સવત ૨૦૧૩માં કાળ ધર્મ પામ્યા

એમના પછી મહતશ્રી શાંતિપ્રસાદજી સ્થાનાધીશ બન્યા. એમણે અન્નદાનની અમર જ્યોત જલતી રાખી સ્થાનના સર્વતોમુખી વિકાસ કર્યા

ધોળીવાવના આરગ્યભવનમાં આરોગ્ય પ્રાપ્ત કરવા આવતા લોકોને રહેવા સરસ પાકાં મકાનો બધાવ્યા. ફૂલની સુગધે મઘમઘતો ઉદ્યાન બનાવ્યો

સેવકો રાખ્યા. ત્યાં ભારત ને ભારત બહારથી આજારો સંસ્થાના ખર્ચે રહી શકે છે. એમના ક્રમ-માં જામનગરના રાજવીકુળ તરફથી અપતી સતત સહાય સૌરાષ્ટ્રનું સંયુક્ત રાજ્ય થતાં ને ગુજરાત રાજ્ય થતાં બંધ પડી. સંસ્થા માટે દ્રવ્ય સહાય મેળવવા એમને જહેમત પડવા લાગી તો પણ એમણે સંસ્થા-ના ખર્ચે ચરખા હાઇસ્કૂલ બંધાવી. જ્યાં ૧ થી ૧૧ ધોરણ મફત અધ્યાપન છે. અહીં તજાયેલી બહેનોને રહેવા ઠરવા સગવડ છે. બહેનોને હુન્નર ઉદ્યોગ, કલા-કારીગરી, સીવણ-ભરત સંસ્થાને ખર્ચે શીખવવા-માં આવે છે અને લગ્ન પણ મહારાજ શ્રી શાંતિ પ્રસાદજી સંસ્થાના ખર્ચે કરાવી આ તજાયેલી બહેનો-ના જીવન ગાળવા સભર અને કલ્યાણમય બનાવી સમાજ વચ્ચે મૂકી દે છે. એ વિશાળ પ્રાંગણના ખૂણે વ્યાખ્યાન-ખંડ છે. જ્યાં ધર્માચાર્યોના વ્યાખ્યાન યોજાય છે.

બહેનોની જેમ તજાયેલાં બાળકો માટે નાત-જાતના ભેદ વિના અનાથાલય ચાલે છે. બાળકો તથા બહેનોના બંનેથી ત્રણસો જીવોનો બે વખતનો ભોજન ખર્ચ સંસ્થા ઉપાડે છે. હાથી ને દ્વારકામાં એક રથ ને મહારાજશ્રી સદાવ્રત આપે છે. સંસ્કૃત પાઠશાળા અમૃતરામજી જેવા મુનિસંતોને જમાડતા તે મફતમાં ચાલે છે. તેમના અભ્યાસ માટે ઘણા પ્રખર વિદ્વાનો રોકેલા છે ઉપરાંત એમ. એસ. સી. ઇન્ટર આર્ટ્સ ને બી. એ.ના વર્ગો મફત ચલાવે છે સંસ્થાના ખર્ચે સુંદર ઔષધાલય ચાલે છે. દુષ્કાળ નિવારણ ફંડ પણ સરકારી નિયમો અનુસાર-નું જુદું છે જે ઠેઠ આ સંસ્થાની સને ૧૯૩૦ની સાલથી ચાલે છે.

હાથ લાંબો કરી સહાય મેળવી શકનાર સિવાય મધ્યમ વર્ગનાં એવા માણસો છે જેઓને સહાયની જરૂર છે પણ માગી શકતા નથી. વીસ વીસ ને પચીસ પચીસ રૂપિયે મણ અનાજ કેટલીક વાર તો નાણાંના અભાવે લોકોને મેળવવું પણ દુર્લભ છે ત્યારે આચાર્ય શ્રી શાંતિપ્રસાદજી મહારાજે આ હાથ લાંબો નહિ કરી શકનાર વર્ગ માટે એક યોજના વિચારી.

દર પુનમ અને દર અમાસે-મહિનામાં બે વખત કથાપ્રસંગ યોજાય ને તેમાં કથા સાંભળવા આવનાર આવા પીડિતોને કથાશ્રવણ બાદ પ્રસાદી તરીકે દોઢ દોઢ મણ અનાજ ત્યાં જ આપવામાં આવે એટલે લેતાં પણ તેઓ નાનમ કે સંકોચ ન અનુભવે.

આ ભીષણ યુગમાં અન્નદાનની આ કેવી પ્રબળ ઝંખના !

આ કાર્ય ઓર ખીલવવા મહારાજશ્રી શાંતિપ્રસાદજીને હૈયે તિતિક્ષા જન્મી ને એમણે ભારત ખ્યાત ડોંગરેજી મહારાજની ભાગવત સપ્તાહનું સંસ્થા-માં સંસ્થાના ખર્ચે આયોજન કર્યું. હજારો માનવો કથા શ્રવણ માટે આવ્યા ને તેની ઉપજમાંથી આવા ન માગી શકે તેવા પીડિતોને આપવા રૂપિયા એક લાખનું સ્થાયી ભંડોળ ઊભું કર્યું. અન્નદાનની અમર વેલડી જાણે ફૂલ સમી ઓર મહેકી ઊઠી.

દર મકર સંક્રાંતે અન્નદાતાના સ્થાનમાંથી એક સાધુને અઢી મીટર કપડું, સ્ત્રીઓને એક સાડી ને વિપ્રોને એક ધોતી દાનમાં અપાય છે. બારેમાસ રૂપિયા-કે હરદમ એવા સ્થાનમાં ભૂખ્યાંઓને સંતોને, બેઉ વખત ભોજન ભરપેટ અપાય છે દરરોજ સો થી દોઢસો મૂર્તિ નાત જાતના ભેદ વિના અન્નદાન પામે છે. અન્નદાનની અમરવેલ અહીં સદાકાળ નવ-પલ્લવિત જ રહી છે.

આજના સ્વાર્થ, વિષય ને ધર્મને વિસાર-નારા યુગમાં આવાં અન્નદાન, વણસેલાં તજાયેલાં નારી-નાનીને આશરો, આ બધું દુષ્કર છે પણ એ તો સોરઠની બેનમૂન આગવા સંસ્કાર છે, એથી તો એ કુળ-યુગ ને વૃંદાવન મૂકી શ્રીકૃષ્ણ-યોગી ને જ્ઞાની કૃષ્ણ સોરઠનો જ અધિવાસ. ગાંધીજી દયાનંદ અને રામચંદ્રની ભૂમિ માટે આવા સર્જન સહજ છે. પરાયા કાજે જીવન ખપાવી દેવાનો તો આ ધરાનો સહજ ગુણ છે. એ ગુણ આ અન્નદાતાના સ્થાનનાં સેવા કાર્યો પ્રસારે છે. આવા સ્થાનના દર્શન એ કદાચ કેટલીય શિક્ષણ કરતાં ચઢિયાતું શિક્ષણ છે. સાચું શિક્ષણ છે જ્યાં માનવતાનો વિકાસ આરંભ

પણ ઝળુકે છે. દાનની પાવનકારી ગંગોત્રી વહે છે. ને વહાવનારા મહાપુરુષો વસે છે, કીર્તિ કે પ્રશંસાની વાંછના વિના શ્રમણોના ચરણની ધૂળ બનીને ગર્વ રહિત પણે—

ગીતાનો ગાયેલ નિષ્કામ કર્મયોગ એટલે જામનગરનું અન્નદાનશાળાનું સ્થાન. સૌરાષ્ટ્રની શોભા. જ્યાં માનવતાનું અમર ગાન આજેય ગુંજી રહ્યું છે.

અન્નદાન સદાય નવપલ્લવિત અમરવેલ. નિત નવીન સુગંધ વેરી રહી છે. વિશ્વને માનવતાના સબક શીખવી રહી છે. અન્નદાનશાળાનું સ્થાન અને સ્થાનાધીશો એટલે આ રાષ્ટ્રની ઉજળી તવારીખ. એનાં તેજ કદીએ ઝાંખા નહિ પડે. જુગ જુગાંતરો સુધી ઝળુકતા જ રહેશે, આદર્શના અજવાળાં વેરતાં જ રહેશે.

## લેખકોની સહકારી મંડળી

પોતપોતાનું નિરનિરાળું વ્યક્તિત્વ ધરાવતા સર્જનાત્મક શક્તિવાળા લેખકો પણ પોતાની સહકારી મંડળી રચે એ કલ્પના ખરેખર અદ્ભુત છે. એક દસકા પહેલાં મુંબઈના મૂઠીભર પત્રકારોએ એક સહકારી છાપાની શરૂઆત કરેલી. પણ અર્થપ્રાપ્તિ અને આત્મવિશ્વાસને અભાવે એકાદ વર્ષમાં જ તેને બંધ કરી દેવું પડેલું. જ્યારે કેરાલાએ એ સિદ્ધ કરી બતાવ્યું છે કે લેખકો પણ સહકારી ધોરણે એકઠા મળી આવું સાહસ સફળતાથી ચલાવી શકે છે.

લેખકોને પડતી હાડમારીઓ દૂર કરવાના ઇરાદાથી ફક્ત ૧૨૦ રૂપિયાની ટૂંકી મૂડીથી ૧૨ લેખકોએ ભેગા મળી ૧૯૪૫માં 'સાહિત્ય પ્રવર્તક સહકારી સંઘ' નામે એક સહકારી સંસ્થાની શરૂઆત કરી.

દેખીતી રીતે જ આવાં સાહસોને ઝટઝટ સફળતા મળતી નથી. તે રીતે તેણે શરૂઆતનાં કેટલાક વર્ષો કસોટીમાં પસાર કર્યાં પણ તેના સ્થાપકોની અસાધારણ ધીરજ અને ખંતને પરિણામે ૧૯૫૦માં તો આ સંસ્થા સ્થિર પાયા ઉપર મુકાઈ ગઈ. તેમાં પણ તેનાં છેલ્લાં કેટલાંક વર્ષોની પ્રગતિ તો અસાધારણ છે. કેરલમાં આ મંડળી પ્રકાશન ક્ષેત્રે સૌથી મહત્ત્વનું સ્થાન ધરાવે છે. મલયાલમ ભાષામાં છેલ્લાં ૨૦ વર્ષમાં પ્રગટ થયેલ સાહિત્યનાં ૫૫ ટકાથી પણ મોટો હિસ્સો આ સંસ્થા દ્વારા પ્રકાશિત થયો છે. ૧૯૭૦ના એપ્રિલના અંત સુધીમાં તેણે ૨૫૦૦ કરતાં પણ વધારે પુસ્તકો પ્રકાશિત કર્યાં છે. અને તેનું વર્તમાન લક્ષ્ય રોજના એક પુસ્તક લેખે પ્રકાશન કરવાનું છે.

મલયાલમ લેખકોનું ૮૦ ટકા સભ્યપદ અને ૮ લાખની શેર કેપિટલ ધરાવતી આ સાહિત્ય પ્રવર્તક સહકારી સંઘ સંસ્થા દેશનાં સહકારી સાહસોમાં બહુ ઊંચું સ્થાન ધરાવે છે. પોતાની કાર્યદક્ષતા માટે જાણીતી અને સફળતા પામી ચૂકેલી ભારત સરકાર દ્વારા નોંધપાત્ર ગણાતી એવી બાર સંસ્થાઓમાં તેની પણ એક ગણના થાય છે. તે પોતાના સભ્યોને ૩૦ ટકા રોયલ્ટી ઉપરાંત બોનસ પણ આપે છે. ત્યાંના કેટલાક જાણીતા લેખકો વર્ષે દિવસે દસ હજાર કરતાં પણ વધારે રોયલ્ટી મેળવે છે.

આ સંસ્થાનું વાર્ષિક વેચાણ અત્યારે ૨૫ લાખ કરતાં પણ વધારે પહોંચ્યું છે એટલું જ નહીં, પણ એ પોતાનું વિશાળ મુદ્રણાલય પણ ધરાવે છે.

( 'ઇલસ્ટ્રેટેડ વિકલીના' સૌજન્યથી )

# જિબ્રાનનું જીવન-દર્શન

સ. જ. ભાગવત

જેલ-જીવન તત્ત્વચિંતન અને આત્મશોધન માટે વિશેષ અનુકૂળ હોય છે એવો આપણો સૌનો અનુભવ છે. મહાત્મા ગાંધીજીના ૧૯૩૦ના સત્યાગ્રહ આંદોલનમાં ખલીલ જિબ્રાનનો મૂલ્યવાન ગ્રંથ 'ધી પ્રોફેટ' સત્યાગ્રહીઓના હાથમાં આવેલો. ત્યારથી સત્યાગ્રહી સેવકોમાં આ ગ્રંથ બહુ જ માન્ય બન્યો છે.

એક ચિત્રકાર તરીકે ખલીલ જિબ્રાનની પ્રસિદ્ધિ સર્વત્ર છે. તેના સાહિત્યની જેમ તેની ચિત્રકલા પણ આધ્યાત્મિક ભાવથી પરિપૂર્ણ છે. તેનાં ચિત્રોની માનવ આકૃતિઓ દિગંબર હોય છે પણ એ કારણે ક્યાંય પવિત્રતાને હાનિ પહોંચી હોય એવું મને નથી લાગતું. એક સાથે કવિ અને ચિત્રકાર હોય એવી વ્યક્તિ બહુ ઓછી જોવા મળે છે. વિલિયમ બ્લેક, જ્યોર્જ રસેલ, રવીન્દ્રનાથ ઠાકુર એવા વિરલ કલાકારોમાંના છે. ખલીલ જિબ્રાનની ગણતરી પણ આ જ પંક્તિમાં થઈ શકે છે. 'ધી પ્રોફેટ' (ગુજરાતીમાં 'વિદાય વેળાએ')માં તેમનાં બાર ચિત્રો છે.

આ ગ્રંથ સિવાય જિબ્રાને બીજાં પણ ઘણાં પુસ્તકો લખ્યાં છે પરંતુ 'ધી પ્રોફેટ' (૧૯૨૩) જ તેનો ગ્રંથરાજ છે. અમેરિકા અને ઈંગ્લેંડ બન્ને દેશોમાં આ ગ્રંથની અનેક આવૃત્તિઓ પ્રકાશિત થઈ છે. પ્રસિદ્ધ આઈરિશ કવિ, દાર્શનિક અને સહયોગી કૃષિ-આંદોલનના પ્રવર્તક એ. ઈ. અર્થાત્ જ્યોર્જ રસેલે જિબ્રાનના આ ગ્રંથરાજની સ્તુતિ નીચેના શબ્દોમાં કરી છે:

'રવીન્દ્રનાથ ઠાકુરની 'ગીતાંજલિ' સિવાય કવિ અને ચિત્રકાર ખલીલ જિબ્રાનની 'પ્રોફેટ' જેવી અન્ય કોઈ વાણી પૂર્વમાંથી સાંભળવા મળી હોય એમ મને નથી લાગતું. વિચાર સૌંદર્યમાં તેની સાથે ટક્કર લઈ શકે એવો બીજો કોઈ ગ્રંથ છેલ્લાં ઘણાં વર્ષોમાં જોવામાં નથી આવ્યો. સોક્રેટિસે 'બેંક્વેટ'માં કહ્યું છે કે -આકાર- સૌંદર્ય કરતાં વિચાર-સૌંદર્ય મનને વધુ મોહી લે છે-આ ગ્રંથ વાંચતી વખતે આ વાક્યનો અર્થ હું બરાબર સમજી શક્યો.

ખલીલ જિબ્રાન જીવનનું અનુસંધાન કરનાર ક્રાન્તદર્શી કવિ છે, લૌકિક ચિત્ર ખેંચનાર સાધારણ લેખકોની દૃષ્ટિ લગભગ જીવનના બહિરંગ પર જ હોય છે. તેમના લેખનમાંથી સંસારી મનને થોડો-ઘણો દિલાસો મળી જાય છે ખરો એમાં શંકા નહીં; પરંતુ જીવનના અનતરંગના અનંત પ્રદેશમાં કેવી કેવી સમૃદ્ધિ પડી છે, કેવી કેવી પ્રેરણાઓ છૂપાયેલી છે તેનાં દર્શન તેઓના સાહિત્યમાં ક્યારેય જોવા નથી મળી શકતી. એ માટે તો જિબ્રાન જેવી અલૌકિક પ્રતિભાવના અસાધારણ કલાકાર પાસે જ જવું જોઈએ. ઉપર ઉપરથી જોતા તે આવા કવિઓના શબ્દ ગૂઢ જણાય છે અને કોઈપણ ગૂઢતાની જડ સુધી જવાની વૃત્તિ સાધારણ બુદ્ધિમાં ન હોવાથી એ લોકો જલદી માનવા લાગે છે કે જે ગૂઢ છે તે હંમેશાં દુર્બોધ અને અર્થશૂન્ય હોય છે. એટલે સાક્ષાત્કારી અથવા રહસ્યવાદી સાહિત્યને સમજનારનો એક સંપ્રદાય હમણાં હમણાં પેદા થયો છે. જિબ્રાન જેવા લેખકો આ વાત સારી રીતે સમજે છે એટલે તેઓ પોતે જ પોતાને 'મેડમેન' (પાગલ), 'વેન્ડરર' (રખડેલ ધૂની) જેવાં નામે આપે છે. ખરી રીતે તો આવા જ લોકોને સાચા બુદ્ધિશાળી અને જ્ઞાતા સમજવા જોઈએ. તેમની સ્થિતિ આવી હોય છે–

या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी

આવા પાગલોને જ જીવનનો પરમ અર્થ પ્રાપ્ત થએલો હોય છે. એટલે તેમની જ વાણી અર્થપૂર્ણ હોય છે. એ અર્થ એટલો બધો ઊંડો હોય છે કે એક જ વાર વાંચવાથી તે નહીં સમજાય. અનુભૂતિની વાણી તર્કયુક્ત પ્રત્યક્ષના કરતાં વિશાળ અને વ્યાપક હોય છે એટલે તેનો અર્થ કોઈ પણ પ્રકારના ખીનાંમાં સંપૂર્ણતઃ નથી સમાતો. પરન્તુ એ

તેનો દોષ નથી હોતો. તેને એ પ્રકારનો ગુણ સમજવો જોઈએ.

આપણે જેમ જેમ જડમાંથી ચેતન તરફ જઈએ છીએ તેમ તેમ જ્ઞાનનું સ્વરૂપ વિશાળ અને નિર્મળ થતું જાય છે. સાથે સાથે તેની સ્વસંવેદના વધી જવાથી તેનું પ્રામાણ્ય દૃઢતર બનતું જાય છે. એટલે જ ભૌતિકશાસ્ત્રો કરતાં આધ્યાત્મિક શાસ્ત્ર અનેક ગૂઢ હોય છે પરંતુ તેથી તેને ઉતકું સમજવું ન જોઈએ આધ્યાત્મ-જ્ઞાનના કોઈ પણ ગ્રંથમાં આના વિષે આવી જ મીમાંસા જોવામાં આવશે.

રવીન્દ્રનાથે ગીતાંજલિમાં કહ્યું છે :

'હું મારાં ગીતોમાં તારી કથાઓ પરોવું છું. એમાંથી મારા હૃદયનું રહસ્ય બહાર નીકળી આવે છે. લોકો મને પૂછે છે, 'તેનો શું અર્થ થાય છે તે અમને કહે.' તેમને શું જવાબ આપવો એ મને નથી સમજાતું. કહું છું, તેનો અર્થ શું છે તેની મને ખબર નથી.' આથી તેઓ હસવા લાગે છે અને તુચ્છતા દર્શાવીને ચાલ્યા જાય છે. પરંતુ તું તો હસતો રહે છે.'

'પ્રોફેટ'માં અંતે કહ્યું છે 'આ શબ્દો અસ્પષ્ટ હોય તો તેને સ્પષ્ટ કરવાની મહેનત ન ઉઠાવતા. કેમ કે જીવન અને જીવમાત્રનું ગર્ભાધાન ધુમ્મસ જેવી પરિસ્થિતિમાં જ થાય છે, સૃષ્ટિ જેવી આકારની વસ્તુમાં નહિ.'

અને આ સઘળું યથાર્થ છે એટલે જ જીવનનું અંતિમ સત્ય તર્કના શાસ્ત્રીય ગ્રંથોમાં નહિ પણ રહસ્યવાદી કવિઓની આર્ષ વાણીમાં મળે છે. દુનિયાના સર્વ ધર્મગ્રંથ આવા જ ઋષિઓના કાવ્યોદ્ગાર છે. વાસ્તવિક રીતે આવાં અર્થ કાવ્યોનો અર્થ અનંત હોય છે દરેક જણ પોતપોતાની શક્તિ અને અધિકાર પ્રમાણે તેને ગ્રહણ કરે છે.

જ્યોર્જ રસેલે 'પ્રોફેટ'ની તુલના 'ગીતાંજલિ' સાથે કરી છે તે રહસ્યવાદી કાવ્યની દૃષ્ટિએ જ છે 'ગીતાંજલિ'માં મુખ્યત્વે પરમાત્માની જ સ્તુતિ ગાવામાં આવી છે એટલે જીવનના આધ્યાત્મિક પાસાનું વિવરણ તેમાં પ્રધાનત્વ પામે છે તો પણ પ્રાર્થના વિનતિ, વિરતિ, ભૂતસેવા, મૃત્યુ, મરણોત્તર જીવન વગેરે વિષય પણ તેમાં આવે છે કારણ કે આધ્યાત્મિક જીવનની સાથે તેનો નિત્ય અને નિકટનો સંબંધ રહે છે. 'ગીતાંજલિ'માં કર્મયોગનાં પણ ગૌરવગાન ગાવામાં આવ્યાં છે. કેમકે નિષ્કામ કર્મ જ ચિત્તશુદ્ધિનું સૌથી વધુ સુલભ સાધન છે એટલે 'ગીતાંજલિ' ભક્તિપ્રેરક કાવ્ય હોવા છતાં તેમાં જીવનનું સંપૂર્ણ દર્શન સૂચિત થાય છે.

'પ્રોફેટ' સાક્ષાત્કારી દૃષ્ટિએ તો પરિવ્યાપ્ત છે જ પરંતુ સાથે સાથે વ્યક્તિગત અને સામાજિક બંને દૃષ્ટિથી જીવનનું સંપૂર્ણ દર્શન પ્રસ્તુત કરવાનો આ ગ્રંથનો પ્રધાન ઉદ્દેશ છે 'ગીતાંજલિ'માં જે સામાજિક દૃષ્ટિ સૂચિત થાય છે તેનો સામાજિક જીવનની દૃષ્ટિથી સંપૂર્ણ આવિષ્કાર 'પ્રોફેટ'માં જોવા મળે છે જિબ્રાનનું સંપૂર્ણ જીવન ઉપલબ્ધ ન હોવાને કારણે ગીતાંજલિનો પ્રત્યક્ષ પ્રભાવ તેમના ઉપર પડ્યો છે કે નહિ એ ન કહી શકાય, તેની પ્રતિભાએ સ્વતંત્ર રીતે પોતાની જીવનદૃષ્ટિ મેળવી હશે. 'પ્રોફેટ'ની લેખન શૈલી બિલકુલ બાઈબલના જેવી જ છે. ઈસુખ્રિસ્તનો પ્રેમ સંદેશ સામાજિક જીવનમાં ઉતારવાનો જે પ્રયત્ન કરશે તેણે 'પ્રોફેટ'માં નિરૂપિત જીવન દર્શન તરફ આવવું જોઈશે. એ રીતે જિબ્રાનના વિચાર વિકાસ બાઈબલની સ્ફૂર્તિમાંથી થયો હોય એ સંભવિત છે.

રહસ્યવાદી કવિઓ તરીકે રવીન્દ્રનાથ અને ખલીલ જિબ્રાન બંને જ્ઞાનેશ્વર, તુકારામ કબીર, જમાલુદ્દીન, રૂમી વગેરેની પંક્તિમાં આવે તેવા છે છતાં પણ તેમના કાવ્યોમાં આધુનિકતા હોવાને કારણે તેમનામાં એક વિશેષતા પ્રાપ્ત થઈ છે આધુનિક વિચારના નિષ્કર્ષ તરીકે 'સમાનતા'નું નામ લઈ શકાય છે. સમાજના રાજનૈતિક, આર્થિક, સાંસ્કૃતિક વગેરે સઘળા વિભાગોમાં વિકાસનો સમાન અવસર સમાજની પ્રત્યેક વ્યક્તિને સમાન રૂપે પ્રાપ્ત થાય, એવો 'સમાનતા'નો અર્થ સમજવામાં આવે છે. આવી સામાજિક સમાનતાના નિર્માણ અર્થે નૂતન જીવન દર્શનની આવશ્યકતા ઉત્પન્ન થઈ છે. આધ્યાત્મિક એકતાના પાયા ઉપર જ

સમાનતાની સામાજિક ઈમારત ખડી કરી શકાય છે.

આધુનિકતાનો નિશ્ચિત અર્થ હજી સુધી જાણીતો થયો નથી. કેટલાક લોકો કહે છે કે જડવાદ જ આધુનિકતાનો પ્રાણ છે. કેટલાક લોકો એવું પણ માને છે કે ભૌતિક સુખવાદ જ આધુનિકતાની પ્રધાન કસોટી છે. કોઈનો ખ્યાલ એવો હોય છે કે સ્વેચ્છાચાર જ આધુનિકતા છે. પરંતુ સામાજિક ધ્યેયવાદનું સાચું સ્વરૂપ તત્ત્વતઃ આધ્યાત્મિક જ હોય છે કેમ કે તે વ્યક્તિને પોતાના સુખથી અને સીમિત જીવનથી દૂર લઈ જાય છે. ધ્યેયવાદની આંતરિક સ્ફૂર્તિ આત્માની અમર આકાંક્ષાઓમાંથી ઉદ્ભૂત થાય છે અને ધ્યેયવાદનું સ્વરૂપ જેટલું વ્યાપક હશે તેટલો તે સર્વોદયકારી અને અખિલ જીવન કલ્યાણપર હોય છે. ધ્યેયવાદની સિદ્ધિ અર્થે જે સાધનો સ્વીકારવા પડે છે તે સાધનો જેટલાં શુદ્ધ અને માંગલ્યપૂર્ણ હશે તેટલી સફળતા એ ધ્યેયવાદને પ્રાપ્ત થશે. એટલે સામાજિક આદર્શોની સિદ્ધિ માટે તે આદર્શોના ઉપાસકોના જીવનમાં ઉદાર અને ઉન્નત ભાવનાઓની અવિરત ઉપાસના ચાલુ જ રહેવી જોઈએ. એટલા માટે જ તો જીવનને માટે આધ્યાત્મિકતાનું અધિષ્ઠાન અપરિહાર્ય હોય છે. મને લાગે છે કે અધ્યાત્મ અને આધુનિકતામાં વિરોધ જાહેર કરવાનું કોઈ કારણ નથી. પરંતુ અધ્યાત્મને માત્ર નિવૃત્ત જીવનની જ વસ્તુ ન સમજવી જોઈએ તેનું સમાજીકરણ થવું જોઈએ તેને અધ્યાત્મનું કર્મયોગી સ્વરૂપ કહે છે. 'ગીતાંજલિ' અને 'પ્રોફેટ'માં આ જ આધ્યાત્મિક કર્મયોગ નિરૂપિત કરવામાં આવ્યો છે અને એટલે જ આ ગ્રંથો આધુનિક જીવનને આકર્ષક લાગે છે.

ખલીલ જિબ્રાનના 'જીવનદર્શન'માં માનવજીવનના સઘળાં પ્રમુખ પ્રશ્નોની ચર્ચા કરી છે. માનવ-જીવન એ તો દિવ્યજીવન અથવા પરમેશ્વરીજીવનનો એક અંશ છે, માનવના અંતરમાં એક ઊંડી આશા-આકાંક્ષાઓ આ પરમેશ્વરની જ પ્રેરણા છે અને આ દૃશ્ય-પ્રપંચ અદૃશ્ય અંતરાત્માની લીલા છે–જિબ્રાનની જીવન વિષયક પ્રધાન કલ્પના આ જ છે.

'યદરં દવૈં' આત્માએ ઉપનિષદીય દર્શનની જેમ જ જિબ્રાનનું જીવનદર્શન અદ્વૈતરૂપ છે. પ્રેમ, જીવન, ઈશ્વર જેવા વિવિધ શબ્દો દ્વારા જિબ્રાન એક જ સિદ્ધ તત્ત્વનું વર્ણન કરે છે. તેનું સાહિત્ય વાંચતા ઘણીવાર લાગે છે કે 'જીવન' શબ્દ દ્વારા એ ચૈતન્યના નિર્ગુણ સ્વરૂપનો ઉલ્લેખ કરે છે અને ચૈતન્યના સગુણ સ્વરૂપનું નામ જ ઈશ્વર છે. પરંતુ કયારેક વ્યક્તાવ્યક્ત ચૈતન્યસાગરને તે 'જીવન' કહીને પુકારે છે અને એમ લાગે છે કે ઈશ્વરને એ ચૈતન્યસાગરનું નિયમન કરનાર શક્તિ તરીકે માને છે.

પ્રારંભમાં જ તેણે 'પ્રેમ' ઉપર જે પ્રવચન કર્યું છે તેમા પ્રેમ શબ્દનો અર્થ જીવનપ્રેમ છે. તે એક પરમેશ્વરની જ પ્રેરણા છે. મનુષ્યે પોતાના જીવનમાં આ પરમેશ્વરીય પ્રેરણાની સાથે પ્રતારણા કરવી જોઈએ નહિ. સર્વભાવથી એ પ્રેરણાને શરણે જવામાં જ તેનો પુરુષાર્થ છે. આ પ્રેરણા શુદ્ધિથી પણ અલગ હોવાથી તેનું સંપૂર્ણ સ્વરૂપ પહેલેથી જ્ઞાત નથી હોતું. છતાં પણ આત્મનિવેદન બુદ્ધિથી એ પ્રેરણાની સાથે એકરૂપ થવાથી જીવનનો અજ્ઞાન વિભાગ અચાનક ખુલ્લો થઈ જાય છે. જીવનની આ પ્રેરણા અથવા જીવન પ્રેમ કયારેક રુદ્રસ્વરૂપી હોય છે તો કયારેક શિવસ્વરૂપી પોતાના ઘોર અને મંગળ બંને રૂપોમાં તે જીવનમાં આવિષ્કૃત થતો રહે છે, આ બંને સ્વરૂપોમાં તેને મળવાની શક્તિ જીવનોપાસકે પ્રથમ પ્રાપ્ત કરવી જોઈએ જિબ્રાનનું પ્રેમ વિષેનું આ પ્રારંભિક પ્રવચન તેના સંપૂર્ણ જીવન-દર્શનના સાર સ્વરૂપે જ છે.

લગ્ન છૂટાછેડા, અપરાધ–દંડ, ભલું–બૂરું અને સુખ વગેરે વિષય ઉપરના જિબ્રાનના વિચાર અધ્યયન કરવા જેવા છે. મનુષ્ય તત્ત્વતઃ પરમેશ્વરનો અંશ હોવાથી તેના જીવનમાં મંગળતાનાં બીજ રહેલાં જ. પ્રાચીન કાળથી સાક્ષાત્કારી સાધુ સંત આ જ શ્રદ્ધા રાખતા આવ્યા છે અને આધુનિક સમયના સમાનતાના સમર્થકો પણ અલગ રીતે આ જ શ્રદ્ધાનો સ્વીકાર કરે છે. આધુનિક સમયમાં શિક્ષાશાસ્ત્ર, મનોવિજ્ઞાન, રાજ્યશાસ્ત્ર, નીતિશાસ્ત્ર વગેરે વગેરે જીવનનાં પ્રમુખ શાસ્ત્રોમાં નિયંત્રણના સ્થાને સ્વતંત્રતા અને દંડના સ્થાને સહાનુભૂતિને વધારે મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે. અત્યાર સુધીના ઇતિહાસમાં એવું જોવા-

-માં આવે છે કે સ્ત્રીએ હંમેશાં પુરુષને આધીન રહેવું જોઈએ, આજ્ઞાકારિતા એ જ બાળકોનો ધર્મ છે, દુષ્ટોનું નિર્મૂળન અને દંડ કઠોરતાપૂર્વક કરવા જોઈએ, સુખની વાસનાને દબાવીને જ રાખવી જોઈએ વગેરે સિદ્ધાંતો સામાજિક જીવનમાં દૃઢમૂળ થઈ ગયા છે. બુદ્ધે અવૈરનો, ઈસુએ અપ્રતિકારનો અને સર્વ સાધુ-સંતોએ પ્રેમનો જે સંદેશ આપ્યો તે સામાજિક દૃષ્ટિથી અવ્યવહાર્ય છે એમ કહીને આજ સુધી તેની ઉપેક્ષા અને અપમાન કરવામાં આવ્યાં છે પરંતુ આધુનિક વિચારોની દિશા ફરીથી આધ્યાત્મિક પ્રકૃતિના સંત-મહાત્માઓના જીવનદર્શન પ્રતિ પરિવર્તિત થઈ રહી હોય એવું લાગે છે.

કોઈક અસાધારણ અપવાદ છોડી દઈએ તો સ્ત્રી-પુરુષ બંનેના જીવન-વિકાસની દૃષ્ટિથી લગ્ન આવશ્યક હોય છે. પુરુષે પોતાના પાશવિક બળ વડે સ્ત્રીને ગુલામ બનાવી એટલે આધુનિક સમયમાં સ્ત્રીએ પુરુષની વિરુદ્ધ વિદ્રોહ કર્યો છે પુરુષે લગ્ન સંસ્થાનો દુરુપયોગ કર્યો એટલે સ્ત્રીએ એ લગ્ન-સંસ્થાની વિરુદ્ધ જ હથિયાર ઉઠાવ્યાં છે. પરંતુ બર્ટ્રાન્ડ રસેલે Marrage and Moralsમાં સ્પષ્ટ કહ્યું છે તેમ લગ્ન એ જ સ્વાભાવિક સ્થિતિ છે અને પતિ-પત્નીએ છૂટાછેડા લેવા પડે તો એ વસ્તુ જીવનની અસફળતા દર્શાવનારી છે. લગ્ન એ માત્ર ભૌતિક કે આર્થિક સંસ્થા નથી. લગ્નનો આદર્શ છે જીવનનો સંપૂર્ણ વિકાસ કરવાનો આ આદર્શની સિદ્ધિ અર્થે પતિ અને પત્ની બંનેના વ્યક્તિત્વનો સમાંતર વિકાસ થવો જોઈએ. પત્ની જો પોતાના વ્યક્તિત્વને પતિના વ્યક્તિત્વમાં વિલીન કરે તો પતિને તે વિનાશી અને સત્તાલોલુપ બનાવે છે અને પરિણામે પત્નીને ગુલામ બનાવે છે. પતિના પાશવિક સામર્થ્યની વિરુદ્ધ સંઘર્ષ કરવા માટે તેણે 'અનૃત સાહસ માયા' વગેરે કપટપૂર્ણ શસ્ત્રો અંગીકાર કરવા પડે છે. આથી વિપરીત પુરુષ જ્યારે સ્ત્રીનો અનુનય કરવા લાગે છે અને પત્નીના વ્યક્તિત્વમાં પોતાનું વ્યક્તિત્વ વિલીન કરે છે ત્યારે સ્ત્રી ઉન્માદિની અને પુરુષ લંપટ બનતો જાય છે. લગ્નના આદર્શમાં પતિ-પત્નીએ એક બીજામાં વિલીન થઈ જવાની જરૂર નથી પરંતુ બંનેએ મળીને જીવનધર્મનો પરિપોષ કરવાનો હોય છે. ગૃહસ્થધર્મમાં પતિ જે રીતે ગૃહનો સ્વામી હોય છે એ જ રીતે પત્ની ગૃહની સ્વામિની હોય છે અને ઉભયના જીવન ઉપર ગૃહસ્થધર્મનું અધિરાજ્ય ચાલે છે; પત્ની પતિની સહચારિણી નહીં પણ સહધર્મચારિણી છે.

'બાળકો'વાળા પ્રવચનમાં જિબ્રાને જે વિચાર પ્રકટ કર્યો છે તે પણ આધુનિક શિક્ષણશાસ્ત્ર સ્વીકૃત કરતો જાય છે. પિતા જમદગ્નિની આજ્ઞા થતા જ પોતાની કુહાડી વડે માતાની ગર્દન કાપનાર પરશુરામનું આજ્ઞાપાલન કોઈ આદર્શ-પુત્ર-ધર્મ નથી. સત્ય માટે પિતા હિરણ્યકશ્યપની વિરુદ્ધ વિદ્રોહ કરનાર પ્રહ્લાદ અને કૈકેયીને ધિક્કારી અરણ્યવાસ સ્વીકારનાર ભરતને જ આદર્શ પુત્ર માનવા જોઈએ.

બાળકોના રૂપે જીવન પુનઃ પુનઃ અવતાર ધારણ કરે છે. એ ઉપરથી તો જીવનનું અમરત્વ પ્રતિપાદિત થાય છે. ગત પેઢીની અપૂર્ણ રહેલી આકાંક્ષાઓને સંપૂર્ણ કરવા માટે નૂતન પેઢીનો જન્મ થાય છે. એટલે બાળક આગત જીવનના પ્રતિનિધિ હોય છે; તેના પાલક પોતાનો પ્રેમ તેમને અર્પે પરંતુ પોતાના જીર્ણ વિચારોની જંજીરો તેમના પગોમાં બાંધવાનું પાપ ન કરે.

હમણાં હમણાં અપરાધીઓના મનોવિજ્ઞાનનું જે અધ્યયન થઈ રહ્યું છે એ ઉપરથી નિશ્ચિત થઈ રહ્યું છે કે અપરાધી અથવા ગુનેગાર કોઈ રાક્ષસી જાતનું પ્રાણી છે તેવી સામાન્ય માન્યતા ખોટી છે. અપરાધેનું કારણ આનુવંશિક, આર્થિક કે સામાજિક હોય છે એવું જોવામાં આવે છે. એટલે અપરાધને માટે વ્યક્તિને નહિ પણ સમાજને જવાબદાર ગણવો જોઈએ એવો મત પ્રતિપાદિત થવા લાગ્યો છે. અપરાધીઓ પ્રત્યે વૈર અને ઘૃણાની ભાવના ન રાખતા તેમના પ્રત્યે સહાનુભૂતિ અને પ્રેમભાવ રાખવો જોઈએ. જેલમાં ગુનેગાર ઉપર જે અત્યાચાર ગુજારવામાં આવે છે તેને ખતમ કરીને જેલમાં એવું વાતાવરણ નિર્માણ કરવું કે જેથી કેદીઓના હૃદયમાં માનવતા જાગૃત થાય, આવી વિચારસરણી ઝડપથી ફેલાઈ રહી છે. સાધુ-સંતોએ પોતાના આચરણ અને ઉપદેશથી પતિતોને

પુનિત કરવા માટે આવા જ માર્ગ અપનાવવાનું નથી કહ્યું ? સજ્જન અને દુર્જનની કોઈ જુદી જુદી જમાતો નથી હોતી. સજ્જનમાં પણ હીનતાનો અંશ મળી આવે છે અને દુર્જનોમાં પણ સત્-અંશ મળી આવે છે આ વિષે વિજ્ઞાનનું જે પ્રવચન છે તે સૌ સ્વીકારશે.

મનુષ્યને સુખની વાસના ક્યારેક એટલી બધી ઉન્માર્ગગામી બનાવે છે કે જે તેના નગ્ન સ્વરૂપથી ભયભીત થઈને તેને જીવનનો ત્યાગ કરવાનો બીજા છેડાનો માર્ગ બતાવવામાં આવે છે જિજ્ઞાનના 'સુખ'વાળા પ્રવચનમાં એ વિષેનું એટલું બધું સંતુલન જોવામાં આવે છે કે તે કોઈ પણ જીવન-ભીરુ વૈરાગીને જીવનમાં લાવી શકાશે.

'વિવેક અને વાસના'નું વિવેચન પણ જીવનનો સંપૂર્ણ વિકાસ કરનાર માટે સંપૂર્ણતઃ માર્ગદર્શક બની શકશે નરો વિવેક જીવનને નિયંત્રીત કરનાર શક્તિ છે અને નાગીવાસના જીવનને બાળી મૂકનાર જ્વાળા છે. વાસ્તવિક રીતે તે શાંતિ અને ગતિ એક જ જીવનમાં બે રૂપ છે વિવેકમાં શાંતિનો અને વાસનામાં ગતિનો સાક્ષાત્કાર થાય છે વિવેક અને વાસનાની તાલબદ્ધતામાં જીવનના સુસ્વરનું સંગીત પ્રકટ થાય છે.

જિજ્ઞાનનું 'શ્રમ' ઉપરનું પ્રવચન આ ગ્રંથનો સર્વોત્કૃષ્ટ ભાગ છે આધ્યાત્મિક કર્મયોગી દૃષ્ટિ એવી છે કે જીવન અખંડરૂપે ગતિમાન છે અને એ ગતિમાં જ તેની શાંતિ સમાયેલી છે નિસર્ગ કર્મ શાશ્વત ગીતામાં જગદ્વ્યાપારને જ કર્મની સંજ્ઞા આપવામાં આવી છે અને જગત તો જગદીશ્વરથી અલગ નથી એટલે કર્મ અને બ્રહ્મમાં તત્ત્વત કોઈ ફેર નથી રહેતો. કર્મથી વ્યક્તિનું ધારણ થાય છે, સમાજનો સંવર્ધ થાય છે અને ચિત્ત શુદ્ધ થઈને બ્રહ્મનો સાક્ષાત્કાર પણ પામે છે એટલા માટે જ જીવનમાં કર્મને અસાધારણ સ્થાન પ્રાપ્ત થયેલું છે ઉપયોગિતાનું સુખ કલાનો આનંદ અને ઉપાસનાની શાંતિ આ ત્રણે અમૃતફળ જીવનના કર્મવૃક્ષ ઉપર લાગેલાં હોય છે એટલે કર્મનો મહિમા અવર્ણનીય થઈ ગયો છે

આધુનિક શિક્ષણ-મનોવિજ્ઞાને એવો આવિષ્કાર કર્યો છે કે બુદ્ધિ અને ભાવનાના વિકાસની સાથે શરીર-શ્રમનો સંબંધ હોય છે ખેડૂત કરતા શિલ્પી મોટો છે અને ચર્મકાર કરતા ચિત્રકાર શ્રેષ્ઠ છે, એવી જૂઠી ધારણાઓને તો વિજ્ઞાને હદમપાર કરી મૂકી છે. સદા કર્મનું સ્વરૂપ સામાજિક હોવાથી તે વ્યક્તિને વિશાળ બનાવવા માટે સાહજિક રીતે ઉપયોગી થઈ પડે છે. કર્મના આ વિરાટ સ્વરૂપનું જે આકલન પામ્યા હોય તેવા અપ્રમત્ત કર્મદેવતાઓની આજે આપણા સમાજને આવશ્યકતા છે

જીવનના તમામેતમામ વ્યાપારો જ્યારે આધ્યાત્મની વિશાળ પૃષ્ઠભૂમિ ઉપરથી થવા લાગે છે ત્યારે ખાવું-પીવું, કપડાંલત્તા, ઘરબાર, મિત્રતા-વર્તાલાપ વગેરે સાધારણ વિષયોને અલૌકિક પ્રભા પ્રાપ્ત થાય છે ભોજન એ ફક્ત ઉદરભરણ ન રહેતા એક યજ્ઞકર્મ જ બની જાય છે, વસ્ત્રોમાં છુપાવેલી શરમ મનને વિકૃત નથી બનાવતી, ઘરની દિવાલોથી આપણા આત્માનો ક્ષિતિજ સંકીર્ણ નથી બનતો, મૈત્રી આપણી આત્મશક્તિને ઊંડી બનાવે છે અને સત્યાર્થને શબ્દોની શૃંખલા બાંધી નથી શકતી

'સુંદરતા'ના પ્રવચનમાં સૌંદર્યની કેટલીક લૌકિક કલ્પનાઓ અલૌકિક સૌંદર્યના રૂપમાં વર્ણવવામાં આવી છે અને ગ્રંથકારે પોતાને એ સિદ્ધાંત બતાવ્યો છે કે 'જીવનનું અનાવૃત દર્શન એ જ સુંદરતા છે.

'ક્રય-વિક્રય' નામના અધ્યાયમાં જિજ્ઞાનના અર્થશાસ્ત્ર વિષેના વિચારો આપવામાં આવ્યા છે શ્રમ કરનારને જ વિનિમયનો અધિકાર છે— એવો મહત્ત્વપૂર્ણ સમાજવાદી (Socialist) સિદ્ધાંત તેમાં પ્રથિત થયો છે, પરંતુ તેમાં ઉત્પાદક પરિશ્રમ કરનાર જેટલું જ કલાકારનું પણ ગૌરવ આંકવામાં આવ્યું છે જો કલાકાર સાધારણ અન્ન-વસ્ત્રથી સંતુષ્ટ રહેશે તો સમાજ તેનું પાલન-પોષણ અવશ્ય કરશે પણ ઉત્પાદક પરિશ્રમની સાથે કલાનો વિરોધ નહિ હોવો જ જોઈએ એ સિદ્ધાંત સ્વીકારી શકાય નહિ.

આધ્યાત્મવાદી દૃષ્ટિ સુધરાવનાર તો તો એ

જિબ્રાનનો આ સિદ્ધાંત હંમેશા યાદ રાખવો જોઈએ—જ્યાં સુધી આર્થિક વ્યવહારમાં ન્યાયની સંપૂર્ણ પ્રસ્થાપના નથી થતી ત્યાં સુધી જીવનમાં શાંતિ નથી આવી શકતી

સમાજના રાજનૈતિક અંગ વિષે જિબ્રાને પોતાના વિચાર 'કાયદો' અને 'સ્વતંત્રતા' નામના અધ્યાયમાં પ્રકટ કર્યા છે આધ્યાત્મિક દૃષ્ટિથી આદર્શ સમાજમાં દંડશક્તિ ઉપર આધારિત રાજ્ય સંસ્થા રહેશે જ નહિ લોકસત્તા' અથવા સમાજસત્તા' રાજ્યસંસ્થાનો અંતિમ આદર્શ હોય તો પણ સામાજિક જીવનનો અંતિમ આદર્શ તો આત્મસત્તા જ છે જનતાના હૃદયમાં રહેનાર દુષ્ટ વિચારો નિયમન અર્થે જ તત્વત રાજ્યસંસ્થાનો જન્મ હોય છે સમાજ–જીવન સત્યમય, ન્યાયનિષ્ઠ અને ભયરહિત બનતા રાજ્યસંસ્થાની આવશ્યકતા સમાપ્ત થાય છે અને તે પછી જ સાચી સામાજિક સ્વતંત્રતાનો ઉદય થાય છે એવા સમાજમાં કાયદાઓની કૃત્રિમ બેડીઓ અને લૌકિક નીતિના બાહ્યબંધનો છૂટી જાય છે એટલા માટે જિબ્રાને રાજનૈતિક કાયદા અને રાજકીય સ્વાતંત્ર્યની હાંસી જ ઉડાવી છે આધ્યાત્મિક સ્વાતંત્ર્યનો તે સમર્થ હોવાથી તેની આ હાંસીને યથાર્થ કહેવી જોઈએ

જિબ્રાનના 'જીવનદર્શન'માં મનુષ્યને ગુનાખ બનાવનાર પ્રચંડ મશીનરી અને રાષ્ટ્રોને બરબાદ કરનાર યુદ્ધ વિદ્યા માટે જરાય સ્થાન નથી

'તમારુ જીવન જ તમારુ મંદિર છે અને એ જ તમારો ધર્મ છે' આવા અત્યંત ઉચિત શબ્દોમા જિબ્રાને ધર્મનું વ્યાખ્યાન કર્યું છે પોતાના બાગબગીચા, આકાશની મેઘમાળાઓ અને વૃક્ષો ઉપરના ફૂલોમાં મલકાઈ રહેલા પરમેશ્વરને જોવા કરો નકામી વિતંડાવાદમા ન પડો—એવો સંદેશ તેણે આપ્યો છે

આધ્યાત્મિક દૃષ્ટિથી વિચારનાર મૃત્યુથી ડરી નથી ડરતો જન્મ અને મૃત્યુ એક જ જીવનના બે રૂપ છે જીવનના અંતરમાં રંગાયેલા ઉપાસકને नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् વાળી સામ્યવસ્થા પ્રાપ્ત થયેલી હોય છે, વ્યક્તિના જીવનમાં અધૂરી આકાંક્ષાઓ જાગે છે તેમાંથી જ આત્માનું અમરત્વ પ્રતિબિંબિત થાય છે માનવજીવનમાં પૂર્ણતાના સ્વપ્નો ભભૂકતા રહેતા હોય છે, તેની ઉપરની શ્રદ્ધાથી માનવને શાશ્વતતાનો સાક્ષાત્કાર થાય છે અને દેહના મૃત્યુની અનંતની સાથે એકરસ થવાનો માર્ગ ખૂલી જાય છે માત્ર વિફળતા ન રહેતા કૃતાર્થતા બની જાય છે

જિબ્રાને દાન દુખ, પ્રાર્થના વગેરે ઘણા વિષયોની ચર્ચા કરી છે પણ તેના વિષે અહીં કશુ કહેવાની આવશ્યકતા નથી જિબ્રાનનો જે સમાજમા ઉછેર થયો તે સમાજ માંસાહાર અને પરિમિત મદ્ય સેવન કરનાર હોવાથી જિબ્રાનની રચનાઓમા તેનો નિષેધ જોવામા નથી આવતો ભારતીય સંતોની એવી માન્યતા છે કે આધ્યાત્મિક વિકાસમા આ બંનેનો ત્યાગ કરવો જોઈએ જો કે હવે તો આધુનિક આહારશાસ્ત્ર પણ મદ્ય અને માંસનો નિષેધ કરવા લાગ્યુ છે

*

મહાન ગ્રીક ફિલસૂફ સોક્રેટિસ તેની પાસે શિષ્ય થવા આવનારને પહેલો સવાલ પૂછતો "તળાવમા જોઈ આવો, અને તેમા તમે શુ જુઓ છો તે મને કહેજો "

લગભગ બધા તળાવે જઈને અંદર જોતા અને જવાબ આપતા કે "તળાવમા અમે અમારુ પ્રતિબિમ્બ જોયુ "

સોક્રેટિસ મનમા કહેતો, તેઓ એવા મિથ્યાભિમાની છે, કે પોતાની જાત સિવાય તેમને કશુ જ દેખાતુ નથી આવો જવાબ આપનારને તે શિષ્ય તરીકે સ્વીકારતો નહિ એક વાર એક યુવાન આવ્યો અને સોક્રેટીસની સૂચના મુજબ પાછા આવી તેણે કહ્યુ, કે 'મે તળાવમાં માછલા જોયા '

સોક્રેટિસે કહ્યુ "આ માણસ પોતાની બહાર જોઈ શકે છે તે મારો શિષ્ય થવા લાયક છે અને તેણે શિષ્ય તરીકે સ્વીકારી લીધો

# ચવાકરાં

અભ્યાસી

લોકસાહિત્યમા દુહા, સોરઠા, ગીતો અને રાસની માફક ચવાકરાઓનો પણ એક પ્રકાર છે, તેની પ્રથમ બે પંક્તિઓમા પ્રશ્ન અથવા સમસ્યારૂપે હકીકત અને પછીની પંક્તિઓમા તેનો ઉકેલ અથવા જવાબ રજૂ કરવામા આવતો હોય છે

જૂના સમયમા આવા ચવાકરા લોકહૈયે રમતા વાતડાહ્યા માણસો તેમની વાતચીત અથવા સવાદમા વણી લઈ વાતને વધુ રસિક બનાવતા ભવાઈમા મનોરંજન અને ચાતુરી અર્થે તેનો ઉપયોગ થતો અર્વાચીન કાવ્ય-સાહિત્યમાથી "ચવાકરા"નો આ પ્રકાર હવે બધ પડ્યો છે પરતુ લોકસાહિત્યમા આવા ચવાકરા મળી આવે છે

આવા કેટલાક જૂના ચવાકરાનો અહી પરિચય આપવામા આવ્યો છે

એક વિશાળ જગતમા દંપતી તેમનો માર્ગ કાપતા જતા હતા રસ્તામા સ્ત્રી અને પુરુષને બાજુ બાજુમા મૃત્યુ પામેલા જોઈ તેઓ થભી ગયા વનમા માનવશબને નિહાળીને ગ્લાનિ સાથે પતિ-પત્ની આ બેઉના મરણનાં કારણો વિચારવા લાગ્યા.

આખરે પત્નીએ પૂછ્યુ

પાસ ન દેખુ પારધી, અગ ન દેખુ બાણ
હુ તુજ પૂછુ પિયુ, કઈ પેરે છાડ્યા પ્રાણ

હે પ્રીતમ, અહી આજુબાજુમા કોઈ શિકારી દેખાતો નથી, બેઉની કાયા ઉપર બાણની કે પશુના પ્રાણી પ્રહારની ઈજાના ચિહ્નો નથી તો પછી આ બેઉનુ મૃત્યુ કેવી રીતે થયુ હશે-તેમણે પ્રાણ કેવી રીતે છોડ્યા હશે?

પુરુષ ચતુર હતો ગ્લાનિ સાથે તે પણ બેઉ શબને નિરખી રહ્યો હતો આસપાસ પડેલી વસ્તુઓ અને બીજા ચિહ્નો ઉપરથી તારણ કાઢી તેણે જવાબ આપતા કહ્યુ

જળ થોડુ ને નેહ ઘણો,
થઈ છે તાણાતાણ
તુ પી, તું પી કરતા,
બેઉએ છોડયા પ્રાણ

પ્રવાહમા ગરમી કાચકી બાઝે અને જીવ જાય તેવી તરસ આ સ્ત્રી-પુરુષ બેઉને લાગી હશે. બેઉ પી શકે તેટલુ પાણી પાસે નહિ હોય બેઉ વચ્ચે એવી પરમ પ્રીતિ કે પોતે તૃષા છીપાવી અને બચી જાય અને પોતાનુ પ્રિય પાત્ર મરણ પામે તે વાતનું દુખ બેમાથી એકેય સહન કરી શકે તેમ ન હતુ આ વિચારથી પાણી પી પોતે બચવા માગતા ન હતા, પણ સામાને બચાવવા માગતા હતા એટલે પાણી પાવાના આગ્રહમા સ્નેહની ખેચતાણમા આ બેઉના પ્રાણ ગયા છે

બીજુ ચવાકરૂ જોઈએ

ચદ્રવદની, મૃગલોચની, ગજની ચાલ ચલત,
હુ તુજ પૂછુ હે સખી, તુ કાજળ કયમ ન કરત

ચદ્ર સરખી કાતિવાળી હરણ સરખા તરલ અને સ્નેહભીના નયનોવાળી, હાથીના જેવી મદ ચાલવી જેનું મોહક સૌન્દર્ય વિસ્તરે છે. એવી સ્ત્રીને તેની કાજળ વિનાની સૂની આખો જોઈ તેની સખીએ પૂછ્યુ કે, 'હે સખી, તારી આખોને તુ ક્યારે ય કેમ કાજળ કરતી નથી?'

પુરુષોના માનસને જાણનાર પોતની આ ભોળી સખીના પ્રશ્નનો સ્ત્રીએ મલકાઈને જવાબ આપ્યો

કાજળ કરે હવે મરે, બેસર ચારુ બીજ,
ને એક ચાડુ ટીલડી, નિત્ય મરે પચીસ

સખી, કાજળ-શણગાર કરવાનું મુ મને છે, પણ કાજળ કરુ છુ તો માગ રૂપ પર મોહાઈને ઘણા મરે છે વેણી ગૂંથુ તો તો એથી ય,

વધારે પુરુષો મારા રૂપ ઉપર અવાયા પતા હોય છે તેમા વળી જો કપાળે ટીલી કરુ એટલે કે પૂરા શણગાર સજુ તો હમેશા પચીસ-પચાસ મારા પાછળ ભમવા લાગે છે સૌન્દર્ય પાછળ ગાડા થઈને ભમતા આ પુરુષોને કારણે કાળજી કે શણગાર કરતી નથી.

આ ત્રીજુ ચવાકરુ છે

આ ચવાકરામાં અરસિક અને અબુધ પતિને પનારે પડેલી ગામડાની એક કોડભરી યુવતીની વેદના વ્યક્ત કરવામા આવી છે

બપોરને વખતે કામથી પરવારી યુવતી એની જેઠાણીના માથામા તેલ નાખતી હતી ત્યારે અરસિક અને અબુજ પતિના દુખની વરાળ ઠાલવતા તેની જેઠાણીને મરમમા કહ્યુ

સામે છેડે વરખડી તાણી ચડાવ્યા તીર,
લાગ્યુ નવ જાણતી, પિયુજીને નહિ પીડ

સામા છેડાના વરખડીના વૃક્ષને તીર માર્યા પણ તેને પીડા થેલી-અસર થયેલી જણાતી નથી મારાથી દૂર રહેતા પ્રીતમને રસિક બનાવતા સઘળી કળાઓ અજમાવી છતા તે તો એવા જ ગમાર રહ્યા છે

દેરાણીનું દુખ જેઠાણી અદરથી સમજતી હતી એટલે મરમમા કરેલી વાત તરત જ સમજી જઈ જવાબ આપ્યો

સામે છેડે વરખડી, વણુ વણુ વધતી જાય,
તુ જ પિયુને પરખ નહિ તેથી ગોથા ખાય

સામા છેડાનું વરખડીનું વૃક્ષ વહાણુ વાયે-દિવસે દિવસે ઘેઘુર બનતુ જાય છે તુ યૌવનમા આવતી જાય છે પણ તારા કોડનો ખ્યાલ તારા અરસિક પતિના મનમા આવતો નથી તેથી તુ મુઝાયા કરે છે તેમા અમે શુ કરી શકીએ ?

જેઠાણીના આ ઉત્તરથી સતોષ ન થતા વહુએ તેની મૂઝવણ ઠાલવતા સાસુને કહ્યુ —

ઓછી અક્કલ આવડત, નિરખે નાસી જાય,
બાઇજી તમારો બેટડો, ગારામા શુ ચાય

સાસુજી, ઓછી આવડત અને થોડી અક્કલ વાળા તમારા પુત્રની સામે સ્નેહભરી નજરે જોઈએ છીએ પણ હૃદયના મારા ભાવો સમજ્યા વિના ચાલતા થાય છે અને નાના બાળકની માફક ગારામા-કાદવમા રમતા હોય છે-બાળકની ચેષ્ટા કરતા હોય છે ચીર ન સહજ રસિકતા હજી તેમનામા ખીલી નથી

સાસુ તો પોતાના પુત્રને પૂરેપૂરા ઓળખે છે વહુની મૂઝવણ પણ જાણે છે આમ છતા સમાજમા કાઈ સ્ત્રી પતિની નુકશ દેખાડે તેવી અપેક્ષાથી વહુને કહે છે

અમે જાણ્યુ વહુ આવિયા, અક્કલવત કે'વાય,
એમા અમને શુ કીધો, સમજાવો સુખ થાય

આવી વાતમા તમે અમને શુ કહેવા આવ્યા,
અમે તો સમજતા હતા કે ઘરમા અક્કલવત વહુના પગના થયા છે તે ધણીને રસ્તે લાવશે। તમે શિખા, મણ આપીને સુધારો તો સુખી થશો

તદ્દન શુષ્ક અને શક્તિહીન પતિથી જીવનમા નિરાશાપામેલી એ યુવતી છેવટે નણદ પાસે દુખ ઠાલવે છે

ના સમજે, ના સાભળે, નણુદલ તારો વીર,
હોસે આવી નાસરી, પણ જાણે વાનો પીર

નણદજી, તમારા ભાઈ સસારની વાત તો સમજતા નથી, પણ સાભળતા ય નથી. હુ કોડભરી સાસરિયામા આવી પણ જાણે કેમ પિયરીયામા રહેતી હોઉ તેવુ અધૂરુ જીવન જીવ્યા કરુ છુ

પારકા દુખ સમજવા કે દૂર કરવાની ક્યાં પડી હોય। નણદી તો જવાબ વાળે છે

ભાભી અમને શુ કહો અમે નાનેરા બાળ,
ભણતર ભણાવે પડિતા, તેમ તમે મારા નિશાળ

ભાભી, હુ તો જીવનના અનુભવ વિનાની નાની બાલિકા કહેવાઉ સસારની વાતમા મને શુ ગમ પડે। પણ એટલુ કહુ કે, મારા ભાઈમા સમજણ ન હોય તો પડિતાની જેમ ભણાવીને તેને સમજણ-જ્ઞાન આપો

જીવનની આહ જેમની પાસે નારી ઠાલવી શકે એવી કુટુંબની સઘળી સ્ત્રીઓ પાસે ઠાલવી, પણ કાંઈ રસ્તો ન સૂઝતાં છેવટે હિંમત એકઠી કરી સસરાને કહ્યું :–

સસરાજી શુભ લક્ષણા, સમજુ છો સહુ પેર,
સાસરિયે સોહાય નહિ, જવું તાતને ઘેર.

સસરાજી, તમે સદ્‌ગુણી અને બધી વાતને જાણનારા છો એટલે મારે વિશેષ કાંઈ કહેવા જેવું રહેતું નથી, હવે તો સાસરિયામાં રહેવામાં મને શોભા લાગતી નથી એટલે પિયર જવાની મને રજા આપો.

સસરા પણ શું કહે ? તેમણે તો જણાવ્યું કે :

વહુજી વાંક ન કાઢશો, સાસરીઉં સુખ પેર.
સાચી સમજણ હોય તો, ભણાવી ઘો ભરથાર.

વહુ દીકરા, કસર કાઢવાથી કંઈ વળે તેમ નથી. જેવા ભાગ્યના લેખ. સંસારમાં વહુને સાસરિયા સિવાય બીજું કોઈ ઉત્તમ સ્થળ નથી. માટે તમારામાં ખરી સમજણ હોય તો પતિને ભણાવીને સમજણ-બુદ્ધિ આપો.

સસરાના આ જવાબથી વહુનું દુઃખ ઓછું ન થયું. નાદાન અને અરસિક પતિ સાથે પનારા પડયા તેને જીવનની બીન અનુભવી અને ઊગતી યુવતી સમજણો અને રસિયો કેમ બનાવી શકે ?

"દીકરી સાસરે આવી" એ રીતે પિયર પણ કેમ લાંબો વખત સંઘરે ? આમ ચિંતા અને દુઃખમાં દા'ડા કાઢતી વહુને જોઈ એક દિવસ તેની સખીએ તેને પૂછયું-

ઘેર વલોણું ધ્રુસકે, અવળ ગોવળ સાથ;
કયે દુઃખે તું દુબળી, હળવા પડિયા હાથ.

ઘેર દુઝાણાં વાઝાણાં છે; એટલે કે ખાધે-પીધે સુખી છો, સરખે સરખી સખીઓનો સાથ અને મોટું કુટુંબ છે. અને છતાં એવા કયા દુઃખથી તું દુબળી પડતી જાય છે ? આ તારા હાથ-અંગ ઉપરનું લોહી કેમ ઊતરી ગયું છે !

યુવતીએ નિઃસાસા સાથે જવાબ આપ્યો :
ખાનપાન ખાસાં મળે, સઘળો સમજું સાર;
પણ એ દુઃખે દુબળી કે, નાવલિયો ગેમાર.

હે સખી, ખાનપાન વગેરે સાસરિયામાં સારાં મળે છે. બધી વાતનો સાર પણ સમજું છું; પરંતુ જીવનમાં મોટામાં મોટું કોઈ દુઃખ હોય તો તે એ છે કે, પરણ્યો નર્યો નાદાન છે. અને તે દુઃખે દુબળી છું.

સ્ત્રીને ગેમાર પતિના પનારા જેવું કોઈ બીજું મોટું દુઃખ હોતું નથી.

આ ચવાકરાંમાં દાંપત્ય જીવનની મીઠી મસ્તી દેખાય છે.

મઝાક કરવા પતિ તેની પ્રિયતમાને પૂછે છે :

ચંદ્રવદની, કટિ કેસરી, હંસની ચાલ ચલંત;
મેં પૂછું તું જ મોહના, તેરી જીભ બોરી હલંત.

ચંદ્ર સરખા મુખવાળી, સિંહ સરખી પાતળી કટિવાળી અને હંસ જેવી ચાલવાળી હે પ્રિયા હું તને પૂછું છું કે તારી જીભ કેમ બહુ ચાલ્યા કરે છે–તું અવિરત કેમ ગાયા જ કરતી હોય છે ?

અવિરત ગાયા કરતી એની પ્રિયતમા–મોહના તરત જ થોડા મીઠા ઠપકા સાથે જવાબ આપે છે કે :

મેં જાણ્યું મુરખ મર ગયા, મુરખ હજુ વસંત;
રસ ઝરે, મીઠાશ વધે, મેરી જીભ ગાયન કરંત.

હું તો સમજતી હતી કે, મૂરખાઓ મરી ગયા છે, પણ ના તે હજી જીવે છે. ગાવાથી સંગીતથી માનવીના અંતરની રસિકતા બહાર પ્રગટ થાય છે. અને તેથી સંગીતથી જીવનની મીઠાશ વધે છે, એટલે મારી જીભ સતત ગાયન કરતી હોય છે. મારું સંગીત અવિરત ગૂંજતું હોય છે.

કેવો સુંદર છે જવાબ !

હવે જોઈએ ગામડાંની ખેડૂત નારી અને તેની સખી વચ્ચેના મીઠાં સંવાદનાં ચવાકરાં.

ખેતરમાં જુવારના ડાંડર–સાંઠા પરથી યુવતી લોથા લણતી હતી. તેની સખી પણ બાજુમાં એ જ કામ કરતી હતી. લોથા ઉતારતાં ઊંચા ડાંડરનો ખૂપો વાગે લાગવાથી લોહી નીકળવા લાગ્યું. આ જોઈ તેની સખીએ યુવતીને સહજ એવી મસ્તીના ભાવે પૂછ્યું.

પરાયાં પુરુષ સાથેની પ્રેમમસ્તીએ બન્યું

હોવુ જોઇએ એવા પુરુષ સહજ શકાના ભાવથી પતિ પૂછશે એ પ્રકારનો પોતાની સખીનો ભાવ સમજી જઈ પિયુ વધુ ઉત્તેજિત બને તે માટે સમસ્યામા પુરુષનો ઉલ્લેખ લાવી યુવતીએ જવાબ આપ્યો કે

ઊભો નર નિદ્રા કરે, ટાઢ, તાપ, ઝાકળ, ખાય,
માથે મોતીડા નીપજે, તે લેવા ગઈ રાય

જેના માથા ઉપર મોતી પાકે છે અને જે ટાઢ, તડકો અને ઝાકળ ખાતો નિદ્રાવસ્થામા ઊભો છે એવા પુરુષની પાસે મોતી લેવા ગઈ હતી ત્યા આ ઈજા થઈ છે એવો જવાબ આપીશ

સમસ્યાનો ઉત્તર તો જુવાર લણવા ગઈ હતી અને તેના સાઠાથી આ ઈજા થઈ છે એવો છે પરતુ વચમા ગર્ભિત રીતે પુરુષ (સાઠા છોડ)નો ઉલ્લેખ કરી ચવાકરામા મસ્તીનો ભાવ લાવે કે

આ ચવાકરૂ ઉપરના જેવુ જ છે

ચદ્રવદની, મૃગ લોચની, હસની ચાલ ચલ ત,
મે પછુ તુજ સખી, અપથા કયુ હલ ત

ચદ્ર સમાન મુખવાળી, હરણ સરખી આખો વાળી અને હસની ચાલવાળી હે સખી, હુ તને પૂછુ છુ કે, ધોરી જનમાર્ગ છોડીને બીજે રસ્તે તરીને ચાલતી તુ કેમ જોવામા આવે છે?

મે જાણ્યુ મુરખ મર ગયા, હજુ શહેર વસ ત,
પુરુષ અડે ગિરિવર ડગે, અથવા કયો ન હલ ત

સખીના આવા પ્રશ્નથી હળવા રોષ અને થોડી મજાકમા જવાબ આપતા કહે છે કે હુ તો સમજતી હતી કે, મૂરખાઓ મરી ગયા છે પણ ના, મૂરખના તો ગામ વસેલા જણાય છે તને એટલી પણ સમજણ નથી કે પુરુષના સ્પર્શ માત્રથી મોટા ડુગરો ચલાયમાન થાય છે, તો તેના સ્પર્શથી ન ચલાયમાન થાય તેમા નવાઈ શુ? આથી પથમ છોડી દૂર અને દૂર ચાલુ તેમા આશ્ચર્ય પણ શુ!

હવે ગામડાના પનઘટ પરના ચવાકરા જોઈએ

ગ્રામજીવનમા પનઘટ મહત્ત્વનો ભાગ ભજવતો હોય છે સમોવડી ગ્રામનારીઓ પાણીને આરે એકઠી મળી ઘરના સુખદુખની કથની કોઠા ઠાલવતી હોય છે ઘરમાથી નીકળી પનઘટ પર મુક્ત વાતાવરણ અનુભવતી હોય છે

ગામના પનઘટ પર એક સમયે સાસુ અને વહુ સાથે પાણી ભરવા ગયેલા. કૂવામા ઘડો નાખતા નાખતા વહુની દૃષ્ટિ રસ્તા પર રૂપાળા જુવાન ઉપર પડી અને વિચારને વાયરે ચડી ગઈ બેધ્યાનપણે હાથમાથી દોરડુ સરતા ઘડો પાણી પર પહોચ્યો પરતુ મન રમવે ચડેલુ એટલે એના હાથ કામ કરતા નહિ મુખ પરના ભાવો બાજુમા ઊભેલા સાસુ કળી જશે. એવુ એકાએક ભાન થતા ઓઢણાનો છેડો નીચો કરી આછા સાળુની લાજમાથી યુવાનને મુગ્ધતાથી વહુ નિરખી રહી

ઘડો ડુબાડયા વિના શૂન્યમનસ્ક સ્થિતિમા ઊભેલી વહુને સાસુ જોઈ રહ્યા તે થોડી પળો વીતી ગયા પછી યુવાન વહુને ખ્યાલ આવ્યો કે સાસુ તેને નિહાળી રહ્યા છે અને તેનો મનોભાવ તેઓ કળી ગયા છે આથી પોતાની જાતનો બચાવ કરતા વહુએ સાસુને ઉદ્દેશીને કહ્યુ

ઊડો કૂવો ઉનાવળો, માહે સિદૂર સેવાળ,
નાખ્યો ઘડો ડૂબે નહિ, કામણગારો કુભાર

ઊડા અને સિદૂર સરખા ચીકણા સેવાળવાળા કૂવામા ઘડો નાખ્યો પણ બાઈજી તે ડૂબતો નથી કુભારે ઘડા ઉપર કઈ કામણ કર્યું લાગે છે

સ્ત્રીની વૃત્તિઓ સ્ત્રી સહજ રીતે સમજી જાય તે રીતે વહુના મનોવ્યાપાર પરખી ગયેલા સાસુએ સ્પષ્ટ ન કહેતા મરમાળી ભાષામા સમજાવતા કહ્યુ

આઘા ઓઢા ઓઢણા, કેડનો ભીડી લક,
કાઠે ઊભા કાનજી, તેમા કુભારનો શો વાક?

ઓઢણુ આછુ કરી–લાજ કાઢી નાખી, ચણિયા સથળના લકમા લઈ કેડ નમાવી અને ઘડો ડૂબાડો તો ડૂબે કાઠે કામણગારો ઊભો હોય તેમા કુભારનો વાક શુ જોવો!

લોકસાહિત્યમા આમા ચવાકરા ઠીક ઠીક પ્રમાણમા મળી આવે છે તેમાથી થોડા અહી આપ્યા છે જૂના સમયમા ભવાઈમા કાન અને ગોપી, રાણી અને ડેલમટાઉના નામે ગવાતા ચવાકરા જાણીતા છે. દૂહા અને સોરઠાની માફક વાર્તા કે વાતની અદર રસની જમાવટ માટે છૂટથી તેનો ઉપયોગ થતો જૂના જમાનામા લોકજીભે રમતા આવા ચવાકરા હવે વિસરાતા જાય છે

# 'હજુ ઘણું બાકી છે!'

નરોત્તમ પલાણ

સ્વાતંત્ર્યની પચીશી નિમિત્તે જુદા જુદા ક્ષેત્રોના સરવૈયા કાઢવામા આવી રહ્યા છે 'હજુ ઘણુ બાકી છે' એવા વાક્યો પણ ચીલાચાલુ ઢબે ઉચ્ચારાય છે વાસ્તવમા શુ બાકી છે તેનો ક્યાસ પણ આપણે કાઢી શક્યા નથી ગુજરાત પૂરતી જ વાત કરીએ તો આપણે આપણા જ પ્રદેશની ચોક્કસ માહિતી હજુ સુધી એકઠી કરી શક્યા નથી સાહિત્યમા નવા પ્રયોગો થયા છે પણ પ્રાચીન સાહિત્યને પ્રકાશમા લાવવાનુ કેટલુ બન્યુ? ઇતિહાસનો નવી ઢબે લખાણો છે પણ લોકઇતિહાસ, લોકકલા અને સંસ્કૃતિને આવરી લેતુ સંશોધન કેટલુ? ભૂગોળ અને ખાસ કરીને નકશાઓની બાબતમા હજુ પણ આપણે યોગ્ય ફેરફારો કરી શક્યા નથી સો દોઢસો વર્ષ પહેલા અંગ્રેજોએ તૈયાર કરેલા નકશા જ યથાવત્ ચાલુ છે, તે પછી થયેલા માર્ગો અને રેલ્વેલાઇનોને આજે પણ નકશામા સ્થાન નથી મળ્યુ

અત્યારે મારી સામે તારીખ 6–3–71ના પ્રસિદ્ધ થયેલો લીથો નકશો પડયો છે (પ્રકાશક બાલગોવિંદ કુબેરદાસ) ખાસ 'ગુજરાત'ના આ નકશામા જામનગર પાસેના હડમતિયા–જોડિયાની રેલ્વેલાઇન નથી! આમા દહીસરા ગામને જંકશન તરીકે હજુય સ્થાન નથી મળ્યુ! 'ખાખરેચી' રેલ્વેલાઇનની બહાર જ છે! વાસ્તવમા ખાખરેચી આજે જંકશન છે!!

નદીઓના પ્રવાહો અને પર્વતોના સ્થાન વિશે પણ જબ્બર ગોટાળો પ્રવર્તે છે કયો ડુંગર કયા ગામ પાસેથી શરૂ થયો અને કયા સુધી તેની ચોક્કસ માહિતી આજ પણ આપણે આપણા શૈક્ષણિક પ્રકાશનોમા લાવી શક્યા નથી પ્રાથમિક શાળાઓના, બેંકોમા અને ટ્રાન્સપોર્ટ કંપનીની ઑફિસોમા લટકતા 'ગુજરાત' તથા જિલ્લાવાર નકશાઓ જોવા જેવા હોય છે! અનડા પ્રકાશન 'ગુજરાત'મા જામનગરના પાદરમા નાગમતી તથા રંગમતીનો સંગમ થતો હોવા છતાય નાગમતીને દૂર બતાવી છે, જ્યારે રંગમતી તો સમૂળગી નકશામા છે જ નહિ! મિયાણી ગામ આગળ દરિયાને મળતી વરતુને દ્વારકા તરફથી એક પણ નદી મળતી ન હોવા છતાય આ નકશામા ખાસ્સી લાંબી-પહોળી નદી બતાવવામા આવી છે! અનડા પ્રકાશનના જ જિલ્લાવાર નકશામા મીણસાર નદીને દરિયામા મળતી બતાવી છે જ્યારે આ 'ગુજરાત'મા તે ભાદરને મળે છે! 'મુખ્ય સિંચાઈ યોજના'ના ખાસ નકશામા (૧) કાલિન્દ્રી બંધ મીણસાર નદી ઉપર (૧) કરી બતાવ્યો છે અને કાલિન્દ્રી તો નકશામા જ નથી!

મારા જિલ્લાની વાત કરુ તો 'અનડા પ્રકાશન જૂનાગઢ જિલ્લો'મા કુતિયાણા ગામના પાદરમાથી પસાર થતી નદીનુ નામ 'ભાદર'ને બદલે સુખભાદર આપ્યુ છે મીણસાર જે દરિયામા નથી મળતી તેને મળતી બતાવી છે ભાદર અને ઓઝતનો આ નકશામા સંગમ નથી બરડા ડુંગરની શરૂઆત આદિત્યાણાથી થાય છે તેને બદલે સાતવીરાથી થતી બતાવી છે, વાસ્તવમા સાતવીરા બરડા ડુંગરની મધ્યમા આવેલો નેસ છે! ખાગેશ્રીની આજુબાજુ આલેચ ડુંગરની હારમાળા છે જ્યારે આ નકશામા તેને પણ 'બરડો ડુંગર' કહેવામા આવ્યો છે! અનેક ગામનુ સ્થાન અન્ય ગામથી ફાવે તેમ પૂર્વ-પશ્ચિમ, ઉત્તર દક્ષિણ મૂકેલુ

છે ગુસ્સો તો શિક્ષકો ઉપર પણ ચડે છે કે એ પોતાના જ જિલ્લાની આવી ખોટી માહિતી આપતા નકશાઓને શા માટે ચલાવી લ્યે છે ?

અનડા અને બાલગોવિંદ જેવા પ્રકાશ કોના નકશામા જ ભૂલો છે એમ નથી ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી બહાર પડેલ 'ગી ગુજરાત' નામની, પ્રવાસીઓ માટે ખાસ તૈયાર થયેલી ચોપડીમા ય રેલ્વે લાઇનો અને માર્ગો ખોટા છે જૂનાગઢ જિલ્લામા શાપુરથી સરાડિયાની રેલ્વેલાઇન કુતિયાણા સુધી બતાવી છે ! જામનગરથી બેડીબ દરની રેલ્વેલાઇન આ ચોપડીમા આપેલ નકશામા ખાસ દર્શનિય છે ! બેડીબ દર જોડિયા પાસે આવ્યુ અને ત્યા જવુ હોય તો ધ્રોળ જઇને જવાય ! ! આવી ઘણી ભૂલો તેમા રહી ગઇ છે

પ્રાથમિક શ્રેણીની જિલ્લાવાર સરકારી ભૂગોળ પર પણ એક દૃષ્ટિ નાખી લો માગરોળ તાલુકાના નકશામા જ માગરોળ જ નથી ! (પૃ ૩૫ પ્રકાશક શિક્ષણ પ્રકાશન કાર્યાલય, રાજકોટ) એક શિક્ષક તરીકે મને શરમ આવે છે અને આવા નકશાઓ વિદ્યાર્થીઓ સન્મુખ ખુલ્લાં કરતા હુ લજાઇ મરુ છુ આપણને ખબર નથી કે ક્યો બ ધ અને પર્વત કયા આવ્યા ? આપણે જાણતા નથી કે કઇ રેલ્વેલાઇન અને નદી કયાથી પસાર થાય છે ?

પચીસ વર્ષમા આપણે શુ કર્યું ? વિચારવા જેવો પ્રશ્ન છે કે દુનિયા ચંદ્ર ઉપર પહોંચી છે ત્યારે આપણે આપણા જ પ્રદેશની ચોક્કસ માહિતીથી અજ્ઞાત છીએ માહિતી એકઠી કરવાતુ કામ જેને સોપાયુ છે, તેમના તરફથી પણ અસ્પષ્ટ અને ખોટી માહિતી બહાર આવ્યાના અનેક દાખલાઓ છે અન્ય દેશોએ તૈયાર કરેલા પોતાના સ શોધન વિષયક પોસ્ટરોનુ પ્રદર્શન ભરવામા આપણે ગૌરવ અનુભવીએ છીએ જ્યારે આગણામા જ શુ પડયુ છે તેને પ્રકાશમા લાવવા આપણે આતુર નથી ગુજરાતની કોઇ નદી કે ગિરિમાળાનો આદિથી અ ત સુધીનો અહેવાલ તૈયાર કરવાનું આપણા માહિતી ખાતાને કે કોઇ શિક્ષણ સ સ્થાને કયારે સૂઝશે ? 'હજુ ઘણુ બાકી છે એમ ઉચ્ચારતી વખતે ખરેખર શુ બાકી છે તેની ભય કરતાનો ખ્યાલ કરીએ તો ?

પૃષ્ઠ ૨૨૨ થી ચાલુ ]

*

## ગાધીજીને મહાત્માનું બિરુદ કેવી રીતે મળ્યું ?

ગાધીજીને મહાત્માનુ બિરુદ કેવી રીતે મળ્યુ ? તેમને આ બિરુદ કોણે આપ્યુ ?

મુ બઈના એક ઉદ્યોગપતિ શ્રી મનુભાઈ ભીમાણીનું કહેવુ છે કે, ગોડલ રાજ્યના દીવાન શ્રી આર બી પટવારીના પ્રમુખપદે ૧૯૧૫ની ૨૭મી જાન્યુઆરીએ યોજાયેલ જાહેર સન્માનસમારભમા ગોડલ રાજ્યના શાસ્ત્રી વૈદ્યરાજ જીવરામ કાલિદાસે ગાધીજીને મહાત્માનુ બિરુદ આપ્યુ હતુ.

પોતે વિદેશમા ચલાવેલી ઝુબેશને ગોડળના રાજાએ આપેલી સહાય માટે તેમનો આભાર માનવા ગાધીજી દક્ષિણ આફ્રિકાથી ભારત આવ્યા તે પછી ગોડલના રાજાને મળવા ગોડલ ગયા હતા અને ત્યા તેમના માનમા યોજાયેલા સમારભમા સસ્કૃતના આ વિદ્વાન શાસ્ત્રીએ કેટલાક શ્લોકોનુ ઉચ્ચારણ કર્યું હતું અને ગાધીજીને મહા મા તરીકે વર્ણવ્યા હતા અને ત્યારથી ગાધીજી મહાત્મા ગાધી થયા એમ શ્રી ભીમાણીએ એક અખબારી નિવેદનમા જણાવ્યુ હતુ.

### બહતા પાની નિર્મલા

શ્રી. ભગીરથ કાનોડિયા, પ્રકાશક માર્તંડ ઉપાધ્યાય સસ્તા સાહિત્ય મંડળ, નવી દિલ્હી પાના ૨૧૬ કિં ૮ ૨૦

રાજસ્થાનની મનોરંજક અને બોધપ્રદ લોક કથાઓનું સંપાદન આ પુસ્તકમાં શ્રી ભાગીરથજી કાનોડિયાની વિદ્વત્તાભરી કલમે થયું છે. લોકકથા, કહેવતો, દંતકથાઓ મનુષ્યની સામાજિક પ્રક્રિયાઓનો એક ભાગ બની રહે છે. આ કથાઓ જેટલી રાજસ્થાનની છે એટલી જ ગુજરાતની છે, બલ્કે ભારતના દરેક ભાગમાં તે પોતીકી બની શકે તેમ છે. શ્રી યશપાલ જૈન આ પુસ્તકની 'ભૂમિકા'માં જણાવે છે છે તે યથાર્થ છે 'લોકકથાઓકા પ્રચલન હમારે દેશમેં હી નહીં, સારે સંસારમેં હૈ. જિન દિનોં યાતાયાત કે સાધન નહીં થે, અથવા બહુત હી સીમિત થે, ઉન દિનોં ભી લોકકથાઓકી યાત્રા હોતી રહતી થી. યહ દેખ કર વિસ્મય હોતા હૈ કિ એક હી કથાનક પર આધારિત કથાએ ન કેવલ ભારત કી વિભિન્ન ભાષાઓંમેં મિલતી હૈ બલ્કિ થોડેબહુત હેરફેર કે સાથ વિદેશી ભાષાઓંમે ભી પાઈ જાતી હૈ" હિંદી ભાષામાં લખાએલ રાજસ્થાની પૃષ્ઠભૂવાળી આ વર્તાઓ વાચતી વખતે ગુજરાત વાચકને આ ખ્યાલ પણ નથી રહેતો કે તેની ભાષા હિંદી છે અથવા કથાઓ રાજસ્થાની છે એટલી સાહજીક રીતે તેની માવજત થઈ છે અને શ્રી યશપાલ જૈનના ઉપરોક્ત કથનને પુષ્ટિ મળે તેવી આ બોધપ્રદ કથાઓ બની શકી છે. અહીં એક વાતનું ખાસ ધ્યાન રાખવાનું છે કે આ કથાઓનું મૂલ્યાંકન બુદ્ધિની કસોટીએ કરવાનું નથી કેમકે આ કથાઓ સામાન્યજન જેમાં નાના મોટા, અલ્પશિક્ષિત, અર્ધશિક્ષિત, તેમજ અભણનો સમાવેશ થઈ જાય છે. શંકર – પાર્વતી વિમાનમાં બેસીને આવે અથવા પશુ-પક્ષી મનુષ્યની બોલીમાં વાતચીત કરે તેનાથી કોઈ બુદ્ધિશાળી વાચકના ભવા ચડી જાય તે શક્ય છે પણ લોક-કથાઓમાં તો કુતૂહલ તેમજ અસંભવ વસ્તુનો વિનિયોગ મહત્ત્વનો બની રહે છે અને શ્રોતાને પકડમાં રાખવા માટે તેનું પ્રયોજન થતુ હોય છે. અભણ તેમજ નિરક્ષર લોકો અન્યને મુખેથી આ કથાઓ સાંભળીને પોતાની મેળે વાચી શકતા વાચક જેટલો જ લહાવો લઈ શકે છે તે આ વાર્તાઓની ખૂબી છે. શ્રી ભાગીરથજી કાનોડિયાએ કથાવસ્તુ રાજસ્થાનમાંથી મેળવ્યુ છે પણ માવજત અને શૈલી તો તેમની પોતાની જ છે. 'બે બોલ'માં તેઓ જણાવે કે "મૈં પાઠકોંકો યહ બતા દેના ચાહતા હૂં કિ ઈન કહાનિયોંમેં મેરી અપની ગઢી હુઈ કહાની એક ભી નહીં હૈ બીજ રૂપ મેં યા કથાનકરૂપ મેં અધિકાંશ કહાનિયાં તો મેરી બચપનમેં સુની હુઈ હૈ લેકિન હાં, ઉનમેં પરિવર્તન ઔર પરિવર્ધન મૈંને અપની રુચિ કે અનુસાર અવશ્ય કિયા હૈ" શ્રી. ભાગીરથજીની શૈલી અત્યંત સરળ છે અને કથાવસ્તુને પ્રવાહી રાખવામાં તેમજ ચોટદાર બનાવવામાં બહુ સફળ બની છે. પ્રાંત તરીકે પણ રાજસ્થાન અને ગુજરાત અત્યંત નિકટ છે – બન્નેના લોકજીવન તેમ જ સાંસ્કૃતિક જીવનમાં ઘણું સામ્ય છે– બન્ને રાજ્યોની લોકબોલીમાં ઘણું સામ્ય છે તેથી 'બહતા પાની નિર્મલા' ગુજરાતી પાઠક માટે પોતાનુ જ પુસ્તક બની રહે છે. દિલ્હીના સસ્તા સાહિત્ય મંડલના મંત્રી શ્રી માર્તંડ ઉપાધ્યાય સાહિત્યિક મૂલ્યોના પ્રખર પરીક્ષક છે કથાસાહિત્યની જે શ્રેણી તેમણે બહાર પાડી છે. તેમાં આ ચૌદમુ પુસ્તક છે. અગાઉ 'મહાભારત કથા', 'રાજાજીની લઘુકથાઓ', વિનોબાની બોધકથાઓ' 'ભાગવત કથા' 'રામકીર્તિ', 'સપ્તદશી' જેવા કીમતી પ્રકાશનો બહાર પડી ચૂકયા છે. વહેતું પાણી નિર્મળ હોય છે તેવી જ રીતે કહાની સાહિત્યના આ પુસ્તકો નિર્દોષ હોવા ઉપરાંત એક ચોક્કસ દિશા અને ધ્યેયને વરેલા છે અને સમાજના દરેક વર્ગને સાંસ્કૃતિક વારસો આપવાનુ સામર્થ્ય ધરાવે છે.

## વિરલ સહવાસ  પત્રો દ્વારા

સંપાદક  કાકા કાલેલકર

નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪

પાના ૨૭૪ કિંમત રૂા ૫

પૂ બાપુના પત્રોની પ્રકાશનશ્રેણીમા અગિયારમુ પુસ્તક પૂ ગાધીજીએ કાકા કાલેલકરને લખેલા આ પત્રો છે અને ૧૯૨૫ની સાલથી ૧૯૪૭ આખર સુધીનો સમયગાળો તે દર્શાવે છે પત્ર વ્યવહારની કળામા પૂ. બાપુ કેટલા પાવરધા હતા તે ભિન્ન ભિન્ન વ્યક્તિઓને જુદે જુદે સમયે અનેક પ્રસંગોના સદર્ભમા લખાએલા પત્રો પરથી જાણવા મળે છે રચાતા ઈતિહાસની આ તુટક તુટક કડીઓ છે કેટલાક પત્રોનું ઐતિહાસિક મૂલ્ય પણ છે ૧૯૪૬મા પૂ કાકા સાહેબે ગુજરાત માટે એક યુનિવર્સિટી હોવી જોઈએ તે વિષે લખતા કહેલુ 'એ કમિટિમા ફક્ત ગુજરાતીઓ જ હોય એવો પણ દાદાસાહેબનો આગ્રહ છે તેના જવાબમા ગાધીજીએ લખેલુ "કમિટિમા ફક્ત ગુજરાતીઓ જ હોય એવો આગ્રહ દાદા શાને રાખે? કૃપાલાનીને સિધી ગણી યુ પી અથવા બિહાર કાઢી નાખે એ ગજીના કૂતરા જેવુ જ થયુ ને? પોતાને ખાતા આવડે નહી અને બીજાને ખાવા દેવુ નહી ગાધીજી કેટલા સ્પષ્ટવક્તા બની શકતા તેનો આ દાખલો છે આ વાતને વર્ષો વીત્યા પછી ગુજરાત, સૌરાષ્ટ્ર દક્ષિણ ગુજરાતની ત્રણ ત્રણ યુનિવર્સિટીઓ આપણે રચી. સ્થળ માટે, સ્થાપના માટે, ઉપકુલપતિ માટે સઘર્ષો ઊભા કર્યા–ગાધીજી પછી જમાનો કેવો પલટાઈ ગયો?!! ગાધીજીની જીવન પ્રવૃત્તિઓના સારભૂત અંગ તરીકે "પત્રવ્યવહારે" મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. શ્રી કાકાસાહેબ સાચુ જ કહે છે

"ગાધીજીએ પોતાની કલમદ્વારા એટલુ જ મહત્ત્વનું જે ત્રીજુ કામ કર્યુ છે તે ધ્યાનમા લેવાનું હજુ કોઈને સૂઝ્યુ નથી"

રચનાત્મકપ્રવૃત્તિ તેમજ રાષ્ટ્રભાષા પ્રચાર ઈત્યાદિ ગાધીજીની પ્રિય કામગીરીમા કાકાસાહેબ એક મહત્ત્વની વ્યક્તિ હતા અને તેથી આ પત્રોનું મહત્ત્વ અદકેરુ છે કેમકે તેમા ગાધીજીના આધારભૂત વિચારોનું પ્રતિબિબ ઝીલાયુ છે. વળી આ પત્રોમા બાપુ શબ્દોની કેટલી કરકસર કરતા તે આસ્વાદ જોઈ શકાય છે કાકાસાહેબે આ પત્રોના સપાદનમા જરૂરી જણાય ત્યા પાદટીપો આપીને ઘટના અથવા પ્રસગનો સદર્ભ આપ્યો છે તેનાથી પત્રો સમજવામા બહુ સરળતા થાય છે ગાધીજીના પત્રો મહાભારતની કથા જેવા છે તેમાથી હરકોઈને પોતાની યોગ્યતા પ્રમાણે જીવનપાથેય અવશ્ય મળી રહે છે જેવી જેની ગ્રહણ કરવાની શક્તિ.

## 'અભિનવ ભારતી'

ઑગસ્ટ વિશેષાક

તંત્રીઓ મોહનલાલ મહેતા લાભુબેન મહેતા

૮૪, મિન્ટ રોડ મુબઈ ૧ પાના ૧૩૦ રૂા ૧

માસિકોમા ૧૫મી ઑગસ્ટ ૧૯૭૨ને બિરદાવવામા 'અ. ભારતી મોખરે રહ્યુ છે ખટમધુરા સ્મરણો મા શ્રી સ્નેહરશ્મિ શ્રી ગુનામ દાસ ગ્રોવર, અમૃતલાલ યાજ્ઞિક મૃદુલિની દેસાઈ તથા લાભુબેન મહેતાએ આઝાદકાળને શબ્દદેહ આપવામા ભૂતકાળને સુદર રીતે અને સચોટ રીતે રજૂ કર્યા છે 'એક બાદબાકી મા શ્રી ચદ્રવદન મહેતા હળવી શૈલીમા સ્વાતંત્ર્યા સાધનાબાદની તાસીર રજૂ કરે છે તેવીજ રીતે શ્રી ગગનવિહારી મહેતા 'ચૂટણીના વચનોમા નર્મ મર્મ પીરસે છે લેડી પ્રેમલીલા ઠાકરસીનો પરિચય, તેમની મુલાકાત દ્વારા શ્રી લાભુબેન આપે છે તેમા ગાધીજીના પારસમણિના સ્પર્શ વ્યક્તિમા થતા ફેરફારનું દર્શન થાય છે વજુભાઈ ટાકનુ રૂપાતરિત નાટક 'ના, અગારા નહિ ઓલવાય' આ અકની ધ્યાનખેચતી કૃતિ બની રહે છે–જો કે આ અકમા તે સપૂર્ણ રજૂ થઈ શકયુ નથી ગુજરાત ઉપરાત મલયાલમ મરાઠી અને તમિળ વાર્તાઓ સારી વિષયવિધતા પૂરી પાડે છે



Reg No. G. 153

શ્રી. મસ્તિરાજ કૃત
અમારાં પ્રકાશનો

# વૈષ્ણવજન

વર્ષ : ૧૧ ]　　　　ઓકટોબર : ૧૯૭૧　　　　[ અંક : ૭

અનુક્રમણિકા





સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, નાનું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, રેષકોર્સ રોડ, રાજકોટ.

## અંતર
## આવરે છે–



# ભારત અને
# વિશ્વના અન્ય દેશો વચ્ચે

સિંધિયાના જહાજો સર્વ પ્રકારનો માલ વિશ્વના
કોઈ પણ બંદર માટે ત્વરિત સુરક્ષિત અને
કરકસરભરી રીતે પહોંચાડે છે
દરિયાપારની સર્વિસો :
ભારત પાકિસ્તાન ઇંગ્લેન્ડ, યુરોપ
ભારત પોલેન્ડ
ભારત પશ્ચિમ એશિયા (ગલ્ફ)
ભારત રશિયા
ભારત પેસિફિક (પૂર્વના બંદરો)
ભારત અમેરિકા (એટલેન્ટિક અને ગલ્ફનાં બંદરો)
ભારત ગ્રેટ લેઈક્સ-પૂર્વ કેનેડા
ભારત કેરિબિયન
ભારત-એડ્રિયાટિક પૂર્વ મેડિટરેનીયન
ભારત યુ. કે. આર.
ભારત-લાલ સમુદ્રના બંદરો
કાંઠા પરની સર્વિસો :
ભારત પાકિસ્તાન-બર્મા સિલોન




### ધી સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની લિ.

સિંધિયા હાઉસ, નરોત્તમ મોરારજી માર્ગ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ ૧
ટેલિફોન ... (૧૨ લાઈન) ટેલેક્સ ...
ઇન્ડિયન બેંક બિલ્ડિંગ, ૩૩, નેતાજી સુભાષ રોડ, કલકત્તા
ટેલિફોન ... ટેલેક્સ ...

દુનિયાના સર્વે મુખ્ય બંદરોમાં એજન્સી છે

# કૌટુંબિક સલામતી...

## આપનાં બાળકોના ભાવિની સુરક્ષા કરો

સમજુ માબાપ જાણે છે કે
દેના બેંકમા પોતાના બાળકોને
નામે સગીર બચતખાતું ખોલવુ
એ તેમના ભાવિની સુરક્ષા
કરવાનો તેમ જ તેમની વધતી જતી
જરૂરતો પૂરી પાડવાનો
એક ઉત્તમ માર્ગ છે
આપના બાળકને નામે આજે જ
ખાતુ ખોલાવો _વ્યાજ_ ૪ ટકા_



**દેના બેંક**

(ગવર્નમેન્ટ ઑફ ઈંડિયા અંડરટેકિંગ)
હેડ ઑફિસ દેના બેંક બિલ્ડિંગ,
૬ નિમેન સ્કલ ફોર મુંબઇ ૧

BATRA DB/GJ 47

# વૈષ્ણવજન

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

## જનતાના સાચા પ્રતિનિધિ

સોનેરી નિયમ તો એ છે કે જે કરોડોને મળી શકે એમ નથી તે મેળવવાની ધસીને ના પાડવી. જ્યાં સુધી એક પણ સશક્ત પુરુષ કે સ્ત્રીને કામ કે અન્ન વગર રહેવું પડતું હોય ત્યાં સુધી આપણને આરામ ભોગવતા કે ભર્યે ભાણે ભોજન કરતાં શરમ આવવી જોઈએ.

એક જ રસ્તો છે અને તે લોકોની વચ્ચે જઈને બેસવાનો અને અડગ શ્રદ્ધાથી તેમના શેઠો તરીકે નહીં પણ તેમના ભંગીઓ, ખરદાસીઓ, નોકરો તરીકે કામ કર્યે જવાનો...

પોતાના બરડા ઉપર સૂર્યનો બળબળતો તડકો ઝીલીને વૈતરું કરતા ગામડાના લોકો સાથે આપણે આત્મીયતા સાધવી જોઈએ અને જે ખાબોચિયામાં એ ગામડાના લોકો નહાતા હોય છે, વાસણો અને કપડાં ધોતા હોય છે, અને જેમાં તેમના ઢોર પાણી પીતા અને આળોટતા હોય છે તેમાંથી પાણી પીવાનું આપણને કેટલું ગમે તે જોવું જોઈએ. આ પછી જ, પહેલાં નહીં, આપણે જનતાના સાચા પ્રતિનિધિઓ બની શકીએ; અને તો તેઓ આપણી હાકલનો જવાબ આપશે એ વિશે મારા મનમાં લગારે શંકા નથી.

—ગાંધીજી.



# પરિભ્રમણ

'આશુતોષ'

## યુવાનીનો વિદ્રોહ

વિદ્યાર્થી અસંતોષનો અજંપો સારા યે રાષ્ટ્ર માટે એક ઘેરી ચિંતાનું કારણ બની રહ્યો છે. માત્ર કોલેજોમાં જ નહીં, નીચેની કક્ષાની શૈક્ષણિક સંસ્થાઓમાં યુવાનોનો વિદ્રોહ ખુલ્લે આમ બળવાનું સ્વરૂપ ધારણ કરી રહ્યો છે. દરેક રાજ્યમાં કેટલી યુનિવર્સિટીઓ અને કોલેજો બંધ રાખવી પડે છે? તદુપરાંત હવે તો રાજકારણીઓ વિદ્યાર્થીઓનો ઉપયોગ કરવાનું ગનીમત માની રહ્યા છે અને હાઈસ્કૂલો તેમજ કોલેજોમાં, વિદ્યાર્થીઓની ચૂંટણીઓમાં આ અસર અને તેના વિપરીત પરિણામો સ્પષ્ટ જોઈ શકાય છે. ત્યારે સવાલ એ છે કે યુવાનોને યોગ્ય માર્ગે વાળવા કાંઈ થઈ શકે તેમ છે? તેમને રાજકારણથી અળગા પાડી શકાય તેમ છે? તેમની પ્રવૃત્તિઓ અભ્યાસ અને જ્ઞાનયજ્ઞ પૂરતી મર્યાદિત રાખવી શકય છે? શા માટે તેમનું માનસ ધર્મ ચૂકી જાય છે? શિસ્ત અને આજ્ઞાપાલન તેને આકરાં કેમ લાગે છે?

સંભવ છે કારણ તેના ઘરમાંથી, કુટુંબના વાતાવરણમાંથી ઉદ્ભવ પામતું હોય. વડીલો કહેતા હોય એક વાત, અને કરતા હોય બીજી સંભવ છે અમુક આચારસંહિતા વડીલો ન પાળતા હોય જ્યારે ઊછરતી પેઢી પાસેથી તેની આશા રાખતા હોય. ફેશન અને દેખાદેખી યુવાનો માટે લલચાવનારું અનિષ્ટ છે. ઘરમાં અને ઘરની બહાર, યુવાનો માટે એવું કોઈ આકર્ષણ નથી જે તેમના ચિત્તને રોકી શકે. અભ્યાસના વર્ષો કંટાળાજનક છે. અભ્યાસ પૂરો કર્યા પછી શું એ પ્રશ્ન મોટો હાઉ બની જાય છે. શિક્ષકો અને ગુરુઓ વિદ્યાર્થીથી અતગા રહે છે. અભ્યાસેતર અન્ય પ્રવૃત્તિઓનો વિકલ્પ નહીંવત્ છે.

અને પાઠ્યપુસ્તકો તથા અભ્યાસક્રમને બાદ કરતાં, યુવકો માટે નિર્દોષ, રચનાત્મક અથવા શિક્ષાત્મક પ્રવૃત્તિઓના અભાવે યુવાનો અશિસ્ત તરફ વળે છે. પરીક્ષાની પદ્ધતિનો પણ ફાળો કંઈક અંશે તેમાં વૃદ્ધિ કરે છે. લાગણીશીલ હોવાથી યુવાન માનસ ઉપર પ્રવર્તમાન રાજકારણ ઘેરી અસર કરે છે કેળવણીનું ધોરણ નીચે ગયું છે તે હકીકત પણ વિદ્યાર્થી-અજંપા માટે સ્વીકાર કરવો જોઈએ. આ બધામાં સૌથી મોટું નખ્ખોદ સિનેમા વાળે છે. પોતાની શક્તિઓ માટે કોઈ રચનાત્મક ક્ષેત્ર નહીં હોવાથી તેઓ વિધ્વંસક માર્ગે જાય છે. સારાં પુસ્તકાલયો, વાંચી શકાય તેવી સુવિધાઓ, સારી હોસ્ટેલો તેમજ રમતગમત માટે ખુલ્લાં મેદાનો આ બધાનો અભાવ હોવાથી, વિદ્યાર્થીનો અસંતોષ બીજો માર્ગ શોધે છે. સૌથી પ્રથમ જરૂરિયાત વિદ્યાર્થીને, હાલમાં જે રીતે તે રાજકારણમાં અંગત ભાગ લે છે તે અટકાવવાની છે. અલબત્ત, રાજકારણના દરેક પાસાનો અભ્યાસ કરવાની તેમજ દેશવિદેશના પ્રવાહોથી વાકેફ થવાની તેને છૂટ હોવી જોઈએ. વિદ્યાર્થીઓની સંખ્યા વધી રહી છે. અને આ આંકડો સ્ફોટક પ્રમાણ તરફ જઈ રહ્યો છે. જોતજોતામાં તે દસ કરોડ સુધી પહોંચી જશે. તે બધાને માટે રોજગારી કયાં? કેળવણીનો ઢાંચો બદલવાની વાતો થાય છે જુદી જુદી ઉંમરે જુદો જુદો અભ્યાસક્રમ પૂર્ણ થતો જાય તેમ યુવાનો રોજગારી વડે આવરી લેવાતા જાય એવી પણ યોજના વિચારાઈ છે. કેળવણીના પ્રશ્નને આપણે ચકડોળે ચડાવ્યો છે તેને પરિણામે યુવાનો અને ઉછરતી પેઢીનાં બાળકો પણ ચકડોળે ચડયા છે.

## ચીન-જાપાન

ચીન-જાપાન સંબંધો નાટકીય ઢબે સુધરી રહ્યા છે તેમાં બન્ને દેશોને અમેરિકાએ પીઠિકા પૂરી પાડી છે. ચીન જેવા દુશ્મન સામે સંબંધો સુધારવા અમેરિકી પ્રમુખ જાતે ચીન ગયા અને ફોર્મોસાના પ્રશ્ને પણ છૂટછાટ મૂકવા જેવું વલણ દર્શાવ્યું એટલે જાપાન જેવા ચીનના પાડોશી દેશે પણ વિચાર કરતાં થવું જોઈએ. મહાસત્તાઓ પોતાના સ્વાર્થની

કર્યા અને રાજકોટ શહેરે તેમને સન્માન્યા તે બહુ ઉચિત હતું. પૂ. મોટાને અપાતું દાન શ્રેષ્ઠ હેતુ માટે થાય છે. ધાર્મિક સંસ્થાઓ પાસે આજે અઢળક સમૃદ્ધિ છે અને ભારતભરમાં પથરાએલી એ સમૃદ્ધિનો વિચાર કરીએ તો કોઈપણ સમાજોપયોગી હેતુમાં નહીં વપરાતી અને કેવળ સંઘરી રાખેલી આ સંપત્તિ આ દેશ માટે એક નાજુક કોયડો છે. કાળું નાણું બહાર કઢાવવા આજે ઘણી દિશાઓમાંથી પ્રયત્નો થઈ રહ્યા છે તેમ ધાર્મિક નાણું કઢાવવા માટે પણ પ્રયત્નો શરૂ કરી દેવા જોઈએ. સમજાવટ અને શુભેચ્છાથી થાય તો જ આ કામને સફળતા મળે.

વિતરણ વ્યવસ્થા

ચાલુ વર્ષે ઘણાં રાજ્યોમાં અછતની પરિસ્થિતિ પ્રવર્તે છે. કેટલેક સ્થળે પરિસ્થિતિ ખૂબ ગંભીર છે; ક્યાંક હળવી છે. તો વળી અમુક વિસ્તારોમાં સંતોષકારક છે. પરંતુ એકંદર ચિત્ર અછત અને નિરાશાનું છે. વર્ષાના અભાવે દેશના ઘણા ભાગો માટે આફત ઊભી કરી છે. લોકોને માટે અનિવાર્ય એવી જીવન જરૂરિયાતની ચીજો દેશના દરેક ભાગમાં નિયતભાવે સૌને નિયમિત મળતી રહે તેવી વિતરણ વ્યવસ્થા ઊભી કરવાનું ભગીરથ કાર્ય સરકાર સમક્ષ આવી પડ્યું છે. વેપારીઓના માધ્યમ દ્વારા કરાતો આ પ્રયોગ અત્યાર સુધીમાં નિષ્ફળ ગયો છે કેમકે વેપારીઓ પાસે આચારસંહિતા પળાવવાનું શક્ય બનતું નથી અને કાળાં બજાર થતાં અટકાવી શકાતાં નથી. ગ્રાહકોને આપવાને બદલે વેપારીઓ ચોરીછૂપીથી માલને કાળાબજારમાં ધકેલી દે છે. એટલે હવે જ્યારે પડકાર આવીને ઊભો જ છે અને તેને હલ કરવાની અમુક અંશે સરકારને ફરજ પડી ત્યારે આ વર્ષે એક એવી તક ઊભી થઈ છે જ્યારે આખા દેશમાં અસરકારક વિતરણ વ્યવસ્થા ઊભી કરવા માટે સમય મળ્યો છે. વળી અછતના નામે જે અનેક રાહત કાર્યો ઊભાં થશે ત્યાં પણ રોજમદારોને પેટિયું પૂરું પાડવાની વ્યવસ્થામાં સરકારી તંત્રે અનાજ–ખાંડ–તેલની વહેંચણી કરવી પડશે. આજે દરેક રાજ્ય સાબદા બનીને ઊભું છું અને રાજ્યમાં પણ દરેક તાલુકામાં કલેક્ટરો–મામલતદારોને યુદ્ધને ધોરણે પાકી વ્યવસ્થા ગોઠવી દેવામાં કામે લગાડી શકાય તેવી છે. એકવાર સરકારને પોતાની વિતરણ વ્યવસ્થા કામ કરતી થઈ જાય તો, મોંઘવારીના આંક નીચો લાવવા અને મુકરર ભાવે જીવન જરૂરિયાતોની ચીજોની વહેંચણી કરવાનો પડકાર ઝીલીને જે વિષચક્ર અત્યારસુધી ભેદાતું નથી તેને સફળતાપૂર્વક ભેદી શકાશે, અને આફતના વર્ષમાં એક મોટો વિજય હાંસલ કર્યો ગણાશે.

*

એક શેઠ હતા. એમને મોટો બંગલો હતો; ઘણા નોકર ચાકર હતા. જે નોકર એમની તહેનાતમાં રહેતો હતો તેને સામ્યવાદી સભાઓમાં જવાનો શોખ હતો. ત્યાં સાંભળેલી વાતો એ બીજા નોકરોને ઉત્સાહપૂર્વક કહી સંભળાવતો અને પોતાના શેઠ માટે બે કડવા શબ્દો કહેતાં બહાદુરી બતાવતો. શેઠ એ બધું જાણે, પરંતુ કંઈ બોલે નહિ.

પછી એકાએક એ નોકરનો સામ્યવાદી ઉત્સાહ શમી ગયો. મિટિંગોમાં જતો બંધ થઈ ગયો અને બંગલામાં પ્રચાર કરતો હતો તે પણ બંધ થઈ ગયો. એથી શેઠને નવાઈ લાગી ને નોકરને બોલાવી તેનું કારણ પૂછ્યું.

નોકરે કહ્યું : 'એક સભામાં મેં એવું ભાષણ સાંભળ્યું કે દેશની તમામ મિલકત દરેક જણને સરખે ભાગે વહેંચી આપો તો દરેકને ભાગે ૫૦૦ રૂપિયા જ આવે. પછી મે જવાનું બંધ કર્યું'.

'કેમ એમ ?' શેઠે ફરી પૂછ્યું.

નોકરે ખરી હકીકત કહી દીધી : 'શેઠ, મારી જ કને ૫૦૦ રૂપિયા બચાવેલા છે તેનું પછી શું થાય ?'

# સંત લાલદાસ અને ગાંધીજી

નરેશ પંડયા

ધરતીનો કોઇ ટુકડો પણ એટલો ભાગ્યવાન હોય છે કે, કોઇ ચાંદ–સિતારાની જેમ સદાને માટે એ પ્રકાશ ફેલાવી રહે યા ઝગમગી ઊઠે છે! પોરબંદરની ધરતી પણ એવી ભાગ્યવાન કહી શકાય. ભલે ગાંધીજીને લીધે એને વિશેષ પ્રસિદ્ધિ મળી, પણ એ પહેલાં મધ્યકાલમાં થઇ ગયેલા સંત લાલદાસને કારણે પણ ભાગ્યવાન ધરતી તો કહી શકાય. અલબત્ત, સૌરાષ્ટ્રના સંતોમાં લાલદાસજીનો ઉલ્લેખ જવલ્લે જ જોવા મળે છે, એટલે પૂ. ગાંધીજી અને સંત લાલદાસ વચ્ચે કંઇ સંબંધ સ્થાપિત કરતાં પહેલાં સંત લાલદાસ વિષે વિસ્તારથી જોવું–જાણવું જરૂરી બની રહે છે.

સંત લાલદાસ આમ તો ઠઠ્ઠાનગરના લક્ષ્મણદાસ શેઠ. એમનાં નવાણું વ્યાપારી વહાણો અરબસ્તાન સાથેના વેપારમાં જ સંકળાયેલાં રહેતાં. લક્ષ્મણદાસ શેઠનો વેપાર ધમધોકાર ચાલે. પરંતુ, એક વખત એમનો નોકર ચતુર એમની પાસે સમાચાર લાવ્યો કે "આપણા ગામમાં આવેલા પ્રાથનાથ સ્વામી ભાગવતની સરસ કથા કરે છે ને વ્રજરાસનું વર્ણન તો ખૂબ સારું કરે છે." સંત લાલદાસજીએ જ આ પ્રસંગનો ઉલ્લેખ કરતાં કહ્યું છે:

તબ ચતુરેને કહ્યા કોઈ સાધ આયા ઈન ઠૌર
તહાં ચરચા હોત્ હૈ, વ્રજ રાસકી જોર.

× × × ×

તબ લાલદાસેં કહ્યા, મોકોં લે ચલો તુંમ
મેં જાય મુલાકાત કરોં, એ રહેમત પાવે હમ.

આમ, ચતુરા દ્વારા એમની મુલાકાત પ્રણામી ધર્મના પ્રચારક અને પ્રસારક સંત પ્રાણનાથ સાથે થઇ. એ નોકર પુષ્કર્ણા બ્રાહ્મણ હોય તેમ જણાય છે, કેમ કે લાલદાસે એક જગ્યાએ 'ચતુરા એક પોકોકરણ' ઉલ્લેખ કર્યો છે. પ્રણામી સંપ્રદાયમાં આ પ્રસંગનો સમય સં. ૧૭૨૪ માનવામાં આવે છે. પરંતુ, સંપ્રદાયના ગ્રંથોમાં કે લાલદાસના પોતાની રચનાઓમાં પણ એમના પૂર્વજીવનની–જન્મ, પરિવાર વગેરે વિગત નથી મળતી. પ્રણામી સંપ્રદાય લક્ષ્મણદાસ શેઠને લોહાણા જ્ઞાતિના માને છે. પરંતુ, પોરબંદરમાં એમનું જે નિવાસસ્થાન હતું અને એ પ્રાણનાથ શિષ્ય થઇ ગયા બાદ એને મંદિરમાં ફેરવી નાખવામાં આવેલું એ સ્થળ જોતાં એમ લાગે છે કે, લાલદાસ જ્ઞાતિએ લોહાણા નહીં પણ, વાણિયા કે ભાટિયા હશે.

લક્ષ્મણદાસ શેઠનું મન ધીરે ધીરે સાંસારિક મોહ–માયામાંથી છૂટતું ગયું. વળી ત્રણ–ચાર વર્ષ પછી તો વેપારમાં પણ મોટું નુકસાન થયું. આમ, સાંસારિક જીવનથી કંટાળી સં. ૧૭૨૯માં ફરી ગુરુ પ્રાણનાથજીના દર્શને ગયા અને જીવનપર્યંત એમની સાથે જ રહ્યા. પોતે જ એક જગ્યાએ કહ્યું છે:

લાલદાસ સંગ ચલે, ખાલી લેકર હાથ
નિબાહે આખર લોં, ચલે રાજકે સાથ.

ગુરુ પ્રાણનાથે પોતાના આ શિષ્યનું લાલદાસ નામ રાખ્યું અને ત્યારબાદ, કોઇ એમને લક્ષ્મણદાસ શેઠ તરીકે ઓળખતું જ નહીં! ગુરુના પ્રમુખ શિષ્યોમાં લાલદાસનું નામ બની ગયું. જ્યારે પ્રાણનાથે દિલ્હીમાં ઔરંગઝેબ પાસે જઇ ધર્મસહિષ્ણુતા અપનાવવાનો પ્રયત્ન કર્યો–તેને સમજાવવા મથામણ કરી. ત્યારે એ ટુકડીના નેતા તરીકે લાલદાસને જ મુખ્ય જવાબદારી સોંપાઇ હતી. સં. ૧૭૩૪માં આ

ધર્મયુદ્ધ ચાલ્યુ અને તેમા સફળતા ન મળતા, પ્રાણનાથ પોતાના અસખ્ય શિષ્યો સાથે પન્ના-બુદેલખડ પહોચ્યા સ ૧૭૫૧મા ગુરુના મૃત્યુ બાદ લાલદાસજીએ ધર્મયુદ્ધની એ સપૂર્ણ યાત્રાનુ વર્ણન 'બીતક' (વીતક) ગ્રથમા કર્યુ આ ગ્રથનુ આજે પણ પ્રણામી સપ્રદાયમા પૂજનીય સ્થાન છે, એના પ્રત્યે આદર અને શ્રદ્ધાની નજરે જોવામા આવે છે તથા તથ્ય-નિરૂપણની દૃષ્ટિએ એ રચનાને જ વધુ પ્રામાણિક માનવામા આવે છે આમ તો, લાલદાસે અનેક ગ્રથ લખ્યા છે એમ મનાય છે પરતુ એ બધી રચના જોવા નથી મળતી લાલદાસના મૃત્યુ અગે નિશ્ચિત સમય બતાવવો મુશ્કેલ છે પરતુ, અતિમ રચના 'બીતક' લખી લીધા બાદ, એમનો દેહ ઢળ્યો આજે પન્ના-બુદેલખડના પ્રણામી મદિરના એક ભાગમા લાલદાસની એક સમાધિ છે આમ, આ પોરબદરનો સંત પન્ના જઇ સદાને માટે પોઢી ગયો અને પોરબદર એને વિસરી ગયુ ! પરતુ, એમનુ નિવાસસ્થાન જે આજે પ્રણામી મદિર છે-એક સ્મારક તરીકે ઊભુ છે 'મહાત્મા ગાધી'મા પ્યારેલાલજીએ એ ઉલ્લેખ કર્યો છે કે, પૂતળીબાના મા-બાપ પ્રણામી સપ્રદાયમા માનતા હતા વળી ગાધીજી નાના હતા ત્યારે પ્રણામી મદિરમા જતા, રમતા અને ક્યારેક કથા-કીર્તન પણ સાભળતા-મોટેરાની સાથે એમીને સભવ છે કે, ગાધીજીના બાળમાનસ પર એક ઇશ્વર, અદ્વૈત, સર્વધર્મસમભાવ, ચરખા તકલીનો આદર્શ વગેરે બાબતો-જે પ્રાણનાથ-લિખિત ગ્રથના પારાયણમા ચર્ચાતી હોય છે-નો પ્રભાવ પડ્યો હોય એટલે, ગાધીજીને ગાધીજી બનાવવામા સત લાલદાસનો પરોક્ષ ફાળો હોય તો, એમનુ મહત્ત્વ વધી જાય છે



## વેપાર ને નીતિ

શ્રી મોહનરાવ પુણતુરના હતા હસ્તુ મો ને જ્યારે નવરા પડે ત્યારે પટેલ મલિક ને સાયગલના ગીત ગાતા જ હોય મને એમને વિષે એક કુતૂહલ હતુ કે એમણે પોતનો ધધા કેમ છોડી દીધો !

જતી વખતે જ્યારે મારી પાસે મારુ સરનામુ લેવા આવ્યા, ત્યારે હિમત કરી મે પૂછી લીધુ

ખોટુ ન લગાડશો પણ તમે મને કહેશો, શા માટે તમે તમારો ધધો છોડી દીધો ? અવિનય માફ કરશો."

ત્યારે હસીને કહે "ના, ના, એમા ખોટુ શુ લગાડવુ ? મારો ધધો પાઉ ને ટકા-પીણાનો હતો આરોગ્ય ને નિસર્ગોપચારના પુસ્તકો વાચતા મને સમજાયુ કે પાઉ ને ટકા-પીણાં સ્વાસ્થ્ય માટે નુકસાનકારક છે ઘરાકને થૂલાયુક્ત પાઉ (બ્રાઉન બ્રેડ) પસદ ન હતા, મને લાગ્યુ કે આમ હુ સમાજના સ્વાસ્થ્યને નુકસાન પહોચાડુ છુ એટલે મે એ ધધો છોડી દીધો સારી ભાવના હૃદયમાં હશે તો પ્રભુ બીજો ધધો ચોક્કસ આપશે.

દવાઓમા ભેળસેળ કરી લોકોના પ્રાણ સાથે રમત કરનારા વેપારીઓ મને યાદ આવ્યા ને સમાજના સ્વાસ્થ્ય માટે ત્યાગ આપનાર વ્યક્તિને વેપારીને અતર આપી મારુ હૈયુ નમી પડ્યુ

–વિપીન પરીખ

# પ્રાચીન સમયના ફારસી કવિઓ

કૃષ્ણલાલ મહેતા

સ્વર અને શબ્દ દ્વારા મનુષ્ય પોતાની સંવેદના વ્યકત કરતો આવ્યો છે. આ પ્રક્રિયામાં દેશ, કાળ કે ધર્મ અંતરાય રૂપ તત્ત્વ નથી નીવડતાં. એટલે જ, અહીં પ્રાચીન પ્રદેશના અને પ્રાચીન કવિસમૂહનો પરિચય કરાવવાનો પ્રયત્ન કર્યો છે, જેમનું ફારસી સાહિત્યમાં ઉલ્લેખનીય સ્થાન છે.

રૂદાકી ટ્રાન્સોકસિયાનાનો વતની હતો. આ જન્માંધ કવિ એટલો બધો કુશાગ્રબુદ્ધિનો હતો કે પોતાની આઠેક વર્ષની વયે તો કુરાનેશરીફ કંઠસ્થ કરી લીધું હતું. બંસીવાદક કવિ તરીકે એનું આલ્હાદક ચિત્ર ઊભું થાય છે. સમાણીવંશના નસરબિન અહમદનો એ આશ્રિત હતો. રૂદાકીના પદ્યગ્રંથોની સંખ્યા ૧૦૦ જેટલી થઇ જાય છે. એજ રીતે, દકીકી સમાનિયન વંશના વખતનો એક ખ્યાતકવિ કહી શકાય. તેને 'શાહનામા'ની ૮૦૦૦ કંડિકાઓ લખી અને પાછળથી ફિરદોશીએ એ રચના પૂરી કરી તેમ કહેવાય છે. કવિ અમરાહ પણ સમાણીવંશના સમયમાં થયેલો બીજો ઉલ્લેખનીય કવિ છે. એના પદસાહિત્યમા છવાયેલું લાલિત્ય અને માધુર્ય એને અનોખું સ્થાન આપે છે

મહમ્મદ સબકતગીને અન્સારીને 'મુલ્લાં'ની પદવી આપી એનું બહુમાન કર્યું હતુ. કવિ અન્સારી એના જમાનાનો એક ખ્યાતનામ અગ્રણી કવિ હતો. કહેવાય છે કે, એણે લખેલી ઘણી મસનવીઓમાં વચ્ચે વચ્ચે મહમ્મદ સબકતગીનની પ્રશસ્તિ મળી આવે છે. એની કૃતિ 'વામિકે ઇઝરાહ' અત્યારે અપ્રાપ્ય રચના છે. એવી રીતે, મહમ્મદ સબકતગીનના દરબારનો બીજો ઉલ્લેખનીય કવિ અસજાદી ગણાવી શકાય. તેણે હિન્દુસ્તાનની જીત પર એક કસીદા લખેલ છે. કવિ ફરરાદી પણ એ જ સુલતાનના સમયમાં જ થયો. રાજકૃપાથી તેણે સારી એવી સંપત્તિ પ્રાપ્ત કરી હતી બીજા બધા ફારસીકવિઓ કરતાં ફિરદોશીને વધુ ખ્યાતનામ અને બુદ્ધિશાળી કવિ ગણાવી શકાય. એ પોતાના સમૃદ્ધ પદ્યસાહિત્ય ઉપરાંત 'શાહનામા' માટે પણ પ્રશંસાપાત્ર કવિ નીવડયા છે. અતિ સ્વરૂપવાન આ કવિએ જિંદગીભર સંપત્તિની પરવા નહીં કરી અને સંપૂર્ણ મસ્ત હાલતમાં જ જીવી ગયો.

ફિલસૂફી અને કાવ્યત્વની દષ્ટિએ નાસર ખુશરૂનું નામ આગળ આવે છે. અલબત્ત, એના પર નાસ્તિકતાનો પણ આરોપ મૂકાયો હતો. 'સફરનામા' નામનો ગ્રંથ એના યાત્રાપ્રેમનો સાક્ષી છે. રખડપટ્ટીનો એ શોખ ધરાવતો અને દુનિયાના ઘણા દેશોની તેણે મુસાફરી કરી હતી. ફિલસૂફી અને વિજ્ઞાનના જ્ઞાતા કવિ અરઝાકીએ પણ કવિતા પર સારી હથોટી જમાવી હતી. સંજાર બિન મલેકશાહના વખતમાં થયેલો મોઆઝી કવિ બાદશાહનો પ્રશંસક હતો અને બાદશાહે પણ એનું સારું એવું સન્માન કર્યું હતું. કાવ્યની દષ્ટિએ, કસીદા પર એનું સારું એવું પ્રભુત્વ હતું એમ કહી શકાય. ફારસી અને એરેબિક બન્ને ભાષાઓમાં કલમ ચલાવતા, વિદ્વાન ધંધાદારી કવિ તરીકે અબ્દુલ વસા જબાલીનું નામ લેવું જોઇએ. કાવ્યત્વની મિઠાસની દષ્ટિએ તથા સુજ્ઞ તરીકે આદીબે સાબીરનું ફારસી કવિઓમાં સ્થાન છે. 'દીવાન' નામના ગ્રંથમાં જેની રચનાઓ સકલિત થયેલી છે તે અનવારી કવિ વિદ્વાન ફિલસૂફ અને સારો વકતા હતો.

'હિદાયમકુલ શહર' પુસ્તકનો કવિ રશીદીએ વતવત ટ્રાન્સોકસિયાનાનો નિવાસી હતો. એવી જ રીતે એ જ સ્થાનનો અમ્માકી બુખારી કવિ પોતાની કસીદા રચનાઓને કારણે વિશેષ પ્રસિદ્ધ હતો.

નસફના નિવાસી કવિ સુઝાની સાધના માટે બુખારા ગયો હતો અને ત્યાં એક દરજી સ્ત્રી તરફ આસક્ત થતાં એણે એ જ ધંધો શીખી લીધો અને તેમાં પ્રવીણ બન્યો. સાથે સાથે કાવ્યરચના પણ ચાલુ રાખી. એની રચનાઓમાં રમૂજીતત્ત્વ પણ વિશેષ દેખાય છે. કાવ્યક્ષેત્રે વિદ્વતા માટે 'હુસ્ન ઉલ આઝમ' નો ખિતાબ મેળવનાર કવિ ખાકાની શેરવાનીની રચનાઓ પર હકીમ શનાઇનો પ્રભાવ દેખાય છે. 'વાઇસો રામીન'નો કવિ ફકરી જોરજાની પોતાના સમયનો મહાવિદ્વાન હતો. પરંતુ આજે એનો ગ્રંથ અપ્રાપ્ય છે. અટલક અબુબકર શાહના દરબારમાં સન્માનિત થયેલ કવિ જહીરી ફરિયાબી પણ સારો કવિ હતો. પંજગંજનો કવિ નઝામી ગંજવી ગંજનો વતની હતો. ખાલિક-ઉલ-મઆની તરીકે ઓળખાતા કવિ કમલી ઇસ્પહાનીની ઘણી કાવ્યરચનાઓ વખણાય છે. અલબત્ત, એનું દીવાન વિશેષ પ્રસિદ્ધ છે. ઇસ્પહાનીની કવિતાની અસર કવિ સલમાને સવજી પર જણાય છે. 'મહેર વા મુસ્તારી'થી પ્રસિદ્ધિપ્રાપ્ત કવિ મહમદ અસ્સારી તબ્રીઝીનું ફારસી સાહિત્યમાં મહત્ત્વનું સ્થાન છે.

'સાદી' તખલ્લુસથી જ પ્રસિદ્ધ થયેલા કવિનું મૂળ નામ તો મુસલે-ઉદ-દીન હતું.

ગઝલકાર તરીકે શેખ સાદી વિશેષ પ્રસિદ્ધ છે. કહેવાય છે કે, અત્યાર સુધી પર્શિયામાં ત્રણ કવિ પોત-પોતાના ક્ષેત્રમાં અજોડ રહ્યા છે: વર્ણનાત્મક પદ્યકાર તરીકે ફિરદૌસી, કસીદા શૈલીમાં અનવારી અને ગઝલકાર તરીકે સાદી. એવી જ રીતે ગેય, સરળ અને ભાવપૂર્ણ ગઝલ માટે કવિ ખ્વાજા હાફિઝ શિરાઝીનું પણ સ્થાન છે. એનાં પદોમાં અનુપમ લાલિત્ય છે, મધુરપ છે. કવિ શેખ કમલી ખુજન્દી પણ ઉલ્લેખનીય ફારસી કવિ છે. કસીદા, ગઝલ, મસનવી વગેરેમાં અમીર ખુશરૂ દેહલવીની પણ સારી હથોટી છે. એના જ સમકાલીન ખ્વાજા હુસ્ને દહેલવીની ગઝલ અનોખી શૈલીમાં પ્રાપ્ત થાય છે.

ખ્વાજા અહમદ ફકીઆ કરમનનો વતની હતો. એ શેખ હતો અને એક મઠનો મહંત હતો. એ આગંતુકનું સ્વાગત કાવ્યપ્રસાદીથી જ કરતો. એ જ સ્થાનનો નિવાસી કવિ ખાજુ કરમાણી વાણીવિલાસ અને અન્યોક્તિનો કવિ કહી શકાય. તેથી જ તેને કવિઓના માળી તરીકે ઓળખવામાં આવે છે. ખુશરુની ગઝલ-શૈલીનું અનુકરણ કરનાર ખ્વાજા ઉસ્મતલ્લા બુખારી હતો. કવિ તરીકે સાધારણ હોવા છતાં માધુર્યની દૃષ્ટિએ સમરકંદના ખસાતી ઉલ્લેખનીય કવિ છે. ખ્યાલીને સ્વપ્નકવિ સમાન ગણાવી શકાય. ખુરાસાની કવિ અઝારી અસ્પરાની રચનાઓમા કેટલીક જગ્યાએ વિસંગતિઓ જોવા મળે છે. એવી જ રીતે નિસારપુરના કવિ કતબીમાં લાલિત્ય અને પ્રવાહિતાનો અભાવ જણાય છે, પરંતુ તેની પદ્યશૈલીમા એક આકર્ષક મિઠાશ છે. લયાત્મકતા અને મધુરતાની દૃષ્ટિએ રુબઝવારના વતની શાહી આગળ આવે છે. હેરાતનો વતની કવિ અરફી એની કૃતિ 'ગુઇવર ચોગા'થી જાણીતો છે. પર્શિયન અને તુર્કીમા કલમ ચલાવનાર કવિ અમીર અલી શહર એટલો ભાગ્યવાન હતો કે તે સર્વત્ર સન્માનનીય રહ્યો હતો. ગઝલમા એ વિશેષ સફળ રહ્યા 'દરિયાઇ અબહાર' કૃતિથી એને અનંત પ્રસિદ્ધિ મળી છે.

આમ વિવિધ ફારસી કવિઓ દ્વારા ફારસી સાહિત્યનો ઇતિહાસ સમૃદ્ધ થયો છે.

# આ જિંદગી છે શું ?

કાકાસાહેબ કાલેલકર

ફિલસૂફીનું નામ લેતાં જ કેટલાક લોકોને ઊંઘ આવવા માંડે છે. આત્મા શું છે ? પરમાત્મા છે તો કેવા છે ? આત્મા-પરમાત્મા વચ્ચે શું અને કેવો સંબંધ છે ? તેમના પ્રતિ આપણું કર્તવ્ય શું છે ? આવા આવા પ્રશ્નો પર જે ચર્ચા થાય છે તેને ફિલસૂફી કહેવામાં આવે છે. આપણે ત્યાં ફિલસૂફીને 'દર્શન' કહેવાય છે, ઉપર જણાવેલ બધા પ્રશ્નોને દાર્શનિક પ્રશ્નો કહેવાય છે. આ બધા પ્રશ્નોને બાજુએ મૂકીને આજે હું એક બીજો જ પ્રશ્ન પૂછવાનો છું કે 'આવા પ્રશ્નો સાથે આપણને શું લાગેવળગે ?' ભગવાને આપણને જીવવા માટે જિંદગી આપી છે, આપણે સારી રીતે જીવશું, સંતોષથી જીવશું અને આપણી પવિત્ર તથા ઉપયોગી જિંદગીની સુવાસ મૂકતા જશું. તો આ જિંદગી છે શું ? આપણે આપણું જીવન સફળ કઈ રીતે કરી શકીએ ? જો આ બાબત આપણે વિચારીએ તો ઉપરના બધા પ્રશ્નોનો જવાબ આપણને મળી જાય. આપણે આ જગતમાં જ જીવીએ છીએ, આપણી આત્મશક્તિથી જ જીવીએ છીએ. જરા ઊંડા ઊતરશું તો જણાશે કે આપણે અંતે તો આપણા આત્મસંતોષ માટે જ જીવીએ છીએ. અને જો આપણે નકામી વાતોમાં આપણી જિંદગી વેડફી નાંખવા ન ઇચ્છતા હોઈએ તો આપણા જીવન માટે કોઈ સારો, ઊંચો અને સંતોષકારક આદર્શ, હેતુ અથવા ધ્યેય આપણી સમક્ષ હોવો જોઈએ. આવા કોઈ ઊંચા આદર્શ વિશે વિચારતા આપણને પરમાત્મા વિશે, કોઈ પરમતત્ત્વ વિશે વિચારવું જ પડે છે. આમ જીવનનો વિચાર કરતાં આખી ફિલસૂફી તેમાં આવી જાય છે. જીવનદર્શન જ સંપૂર્ણ દર્શન છે.

જ્યારે હું મારા પોતાના જીવન વિશે વિચારું છું ત્યારે મારી નજર સમક્ષ આખું જગત તો હોય જ છે. સવાર-સાંજનું સોનેરી આકાશ; સૂર્ય, ચંદ્ર અને તારાઓથી માંડીને ફળ-વૃક્ષ, પશુ-પક્ષી, હીરા-મોતી, સોના-ચાંદી, શહેર અને જંગલ બધાનું એક સુંદર ચિત્ર-આનંદમય છબિ-નજર સમક્ષ ખડી થઈ જાય છે, અને ભગવાને આવી સુંદર અને મીઠી જિંદગી આપણી આસપાસ જીવવા માટે ફેલાવી છે એ વિચાર આવતાં મન ભક્તિનમ્ર બની જાય છે.

પરંતુ પોતાના જીવનની વાત વિચારતાં મનમાં તરત બીજો વિચાર આવે છે કે આ મોટી, વિશાળ અને સનાતન દુનિયામાં રહેનાર હું એકલો નથી, મારા જેવા બીજા લોકો પણ આ દુનિયામાં છે, અને હજારો લાખો વર્ષોથી આવા લોકો અહીં રહેતા આવ્યા છે. અને મારા પછી પણ આ દુનિયા આજની જેમ ભરેલી અને આબાદ રહેશે. માટે જીવનદર્શન આખી માનવજાતિના જીવનનું રહસ્ય જ હોઈ શકે છે.

આપણા પૂર્વજોને સાધુ સંતોને, ઋષિ-મુનિઓને જીવન વિશે વિચારતાં લાગ્યું કે જો અંદરથી જોઈએ તો આપણે બધા એક જ છીએ, જાણે કે બધા જીવો એક જ ફૂટ કડાના તણખા છીએ. જેવું સુખ-દુઃખ મને થાય છે. એવું બીજાને પણ થાય છે. બીજાને સુખ આપતાં તે તો રાજી થાય જ છે, એ કંઈ મોટી વાત નથી, પરંતુ બીજાને સુખ આપવામાં મને અનેરો આનંદ આવે છે, બહુ સુખ મળે છે અને એ સુખથી મારુ જીવન ઉન્નત બને છે.

બસ, આ જ છે જીવનદર્શનનો સાર. બીજાને સુખ આપતાં મને જે સુખ પ્રાપ્ત થાય છે તે કોઈ અનેરું અને ઊંચા પ્રકારનું સુખ હોય છે, એને પ્રાપ્ત કરવા માટે હું કષ્ટ કે નુકસાન સહેવા પણ તૈયાર હોઉં છું. આનું કારણ શું છે ? કારણ આ જ છે કે જેને હું 'બીજો' કહું છું તે મારું જ એક રૂપ છે. બીજામાં પોતાપણાનો અનુભવ કરવો, ભિન્નતા હટાવી દેવી, ભેદને દૂર કરવો અને બીજાના સુખે સુખી થવું, એ જ છે જીવનનો સૌથી મોટો આનંદ. જેને પારકું ગણ્યું હતું તેને અપનાવવું, અને પોતાના આનંદને માટે એને સુખ આપવું, એનું ભલું કરવું, એની મદદથી આખી દુનિયાને ઊંચે લાવવી, એમાંથી જ જીવનની કૃતાર્થતા પ્રાપ્ત થાય છે. આખું જીવન એક છે, એમાં કોઈ પારકું નથી, બીજાના ભલામાં જ

આપવું ભનુ છે, બધાના જીવન દ્વારા પોતાના જીવનની સમૃદ્ધિનો અનુભવ કરવો, તે જ જીવનનો શ્રેષ્ઠ હેતુ છે.

જો આટલી વાત આપણે સમજી જઈએ તો આપણે સાચુ જીવનદર્શન કરી શકીએ અને જો આગળ જતાં આવુ જીવન આપણે જીવી શકીએ અને તેમા તલ્લીન થઈ શકીએ તો તે જીવનનો સાક્ષાત્કાર ગણાય દર્શનની ભાષામા તેને આત્મૌપમ્ય કહેવાય છે બધાને સમાન ગણવા, બધાના સુખ-દુ ખને પોતાના સુખ-દુ ખ ગણવા અને બધાની સેવાને માટે પોતાનુ જીવન અર્પણ કરવુ આ જ છે જીવનની કૃતાર્થતા પરિભાષા એને વિશ્વાત્મૈક્ય કહે છે આનુ જ બીજુ નામ પ્રેમ અથવા આત્માર્પણ છે દરેક માતા પોતાના બાળકોની સેવા કરવામા એવી તલ્લીન થઈ જાય છે કે તેમની સેવા કરતી વખતે પોતાના ભૂખ તરસ પણ ભૂલી જાય છે પોતાનાં બાળકોને બધુ આપી દેવામા તેને પરમ આનદ થાય છે એ કઈ પરોપકાર કરી રહી છે એમ તો એ કદી માનતી જ નથી. જ્યા 'પર' જ નહી ત્યા વળી પરોપકાર કેવો ? પ્રેમ આપવામા આનદ આવે છે પોતાનુ ગુમાવી દેવામા એને સર્વસ્વ મળી જાય છે

અને જેટલો વધુ આપીએ તેટલો વધુ મળે એ જ પ્રેમની ખૂબી છે આપવાનો અર્થ જ છે બમણુ કરવુ

આ થયુ જીવનદર્શનનુ એક પાસુ, સૌથી મહત્ત્વનુ પાસુ આમ તો જીવનદર્શનમા, આત્માર્પણમા અને વિશ્વસેવામા સફળતા મેળવવા માટે આખી દુનિયાને અને તેના કાયદાઓને જાણી લેવા જરૂરી હોય છે, અજ્ઞાની મનુષ્ય કઈ કરી શકતો નથી એની સેવા પણ નકામી હોય છે માટે શક્તિ વધારવા દુનિયાના દરેક ભાગને સમજી લેવો, દરેક પાસાનો પરિચય કરી લેવો આવશ્યક છે આને કહે છે જ્ઞાનોપાસના જ્ઞાન જ સાચી તાકાત છે જેટલુ જ્ઞાન વધે છે તેટલી આપણી સેવા શક્તિ વધે છે અને આપણે એક રીતે જગતના સ્વામી બનીએ છીએ

પરતુ માત્ર મગજમા કે હૃદયમા બધા પ્રકારનુ જ્ઞાન ભરી દેવાથી આપણી સેવા-શક્તિ વધતી નથી એને માટે તો આપણે દરેક પ્રકારનુ કૌશલ્ય મેળવવુ જોઈએ. ભગવાને અ પણને આખ, કાન અને હાથ જેવી ઇન્દ્રિયો આપી છે. પ્રયત્ન કરવાથી આપણી જીભ દ્વારા અને આપણી આખો દ્વારા, આપણા કાન દ્વારા, આગળીઓ દ્વારા આપણે કેટલુ સૂક્ષ્મ, સુદર અને સુઘડ કામ કરી શકીએ છીએ તે વિચારતા આશ્ચર્યમા ડૂબી જવાય છે જ્યારે દૂરબીન અને સૂક્ષ્મદર્શકયત્ર જેવા યત્રો આપણે જોઈએ છીએ, વિજ્ઞાનના નવા-નવા સાધનો જોઈએ છીએ, ત્યારે આપણને આશ્ચર્ય તો થાય જ છે, પરતુ જ્યારે આ બધુ બનાવનાર અ પણુ મન જ છે, બુદ્ધિ છે, આપણી આગળીઓ છે, એમ ધ્યાનમા આવે છે ત્યારે 'ભગવાનની કૃપા અસીમ છે' એવી કૃતજ્ઞતાની વાણી આપણા મુખમાથી સ્વાભાવિક રીતે સરી પડે છે આટલી કિંમતી દોલત એણે આપણને આપી છે તેથી જ આપણે બધુ કરી શકીએ છીએ

અને જ્યારે આપણે આ બધુ વિચારવાની આપણી શક્તિનો વિચાર કરીએ છીએ અને બીજાને સમજાવવાની આપણી શક્તિની ગણતરી કરીએ છીએ, ત્યારે એમ લાગે છે કે ભગવાને પોતાની જ શક્તિનો પરિચય આપી દીધો છે બીજાને સમજવાની શક્તિ અને બીજાને સમજાવવાની શક્તિથી વધુ કોઈ શક્તિ હોઈ જ ન શકે અને ખૂબીની વાત એ છે કે આ શક્તિ પોતાને સમજવાથી જ આપણને મળે છે જ્યારે આપણે આ સમજી લઈએ છીએ ત્યારે જીવનના રહસ્યનો ફરી એકવાર સાક્ષાત્કાર થાય છે કે આપણે બધા અદરથી એક જ છીએ-'કોઈ નહી હૈ ગૈર બાબા, કોઈ નહી હૈ ગૈર' તેથી જ જ્ઞાનની અખડ સતત ઉપાસના કરવી, દરેક પ્રકારનુ કૌશલ્ય મેળવવુ, બધાને સમજવાનો અને સમજાવવાનો પ્રયત્ન કરતા રહેવુ અને બધાની સેવામા બધાની ઉન્નતિમા પોતાનો સતોષ અને ઉન્નતિ મેળવવા, એ જ છે પૂર્ણ જીવનદર્શન

એને માટે જગલમા જઈ આખો મીચી, અથવા શ્વાસ રોકી ગુફામા બેસવાની જરૂર નથી જીવન જીવત, ઉત્કટતાથી જીવતા આ બધુ મેળવી શકાય છે એને માટે જોઈએ નિષ્ઠા, પ્રયત્ન, ભક્તિ અને ઈશ્વરની કૃપા

# સંસ્કૃતિએ ગાંધીરૂપે માનવદેહ ધારણ કર્યો

કાંતિલાલ વ્યાસ



લોકોત્તર મહાત્માઓની જીવનકલા વિશ્વની એક અદ્‌ભુત ઘટના છે. એને યથાર્થ રીતે સમજવી, એનું મૂલ્યાંકન કરવું સરળ નથી. ગાંધીજી વિષે આટઆટલું લખાયું છે, એમણે પોતે જ એમના જીવનની કિતાબ આપણી સમક્ષ ખુલ્લી મૂકી છે, છતાં આપણે હજી એમના વિષે કેટલું ઓછું જાણીએ છીએ, અને જાણીએ છીએ તેમાંથી કેટલું ઓછું સમજીએ છીએ! એમના જીવનના આંતરતમ પ્રદેશો ઉપર, એમની મહનતમ મન:પ્રક્રિયા ઉપર પ્રકાશ તો એમના પરમ અન્તેવાસી પાસેથી જ મળે ને! આજે મહાદેવભાઈની ડાયરી મળ્યા પછી ગાંધીજીના મનનાં કેટલાંક ઊંડાં ઊંડાં પડો ઉકેલાય છે.

ગાંધીજીના વ્યક્તિત્વનું ઘડતર એક રસપ્રદ વિષય છે. ચીવટ, ચોકસાઈ, આગ્રહ, બાહ્યાન્તર સ્વચ્છતા, પવિત્રતા, ભલાઈ એમને વારસામાં મળ્યાં હતાં. ગુજરાતની સંસ્કૃતિના લાક્ષણિક ગુણો-ઊંડી વ્યવહારબુદ્ધિ ( Common—Sense ), સમાધાનવૃત્તિ, અહિંસાવૃત્તિ, કર્મશીલતા—એમનામાં પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા. જાણે ગુજરાતની હજાર વર્ષની સંસ્કૃતિએ ગાંધીરૂપે માનવદેહ ધારણ કર્યો! ગુજરાતના વૈષ્ણવ સંપ્રદાયની ભક્તિ, નિરભિમાન, નમ્રતા, કોમળતા તો એમને ગળથૂથીમાંથી મળ્યાં હતાં. એમાં શ્રીમદ્ રાજચંદ્રજીના સંસર્ગ દ્વારા જૈન ધર્મના, વિશેષતઃ અહિંસાના, સંસ્કારો ભળ્યા. મુસ્લિમ મિત્રોના સંપર્ક દ્વારા એમણે ઈસ્લામની ઈમાનદારી અપનાવી. ખ્રિસ્તી મિત્રો દ્વારા અને બાઈબલના સતત અભ્યાસે ખ્રિસ્તી ધર્મચિંતનની ગાઢ છાયા એમના જીવન પર પડી. ખ્રિસ્તી ધર્મનાં અહિંસા, બંધુપ્રેમ અને સેવાભાવ એમના અંતરમાં વસી ગયાં અને જીવનમાં મૂર્ત થયાં—એટલે સુધી કે દીનબંધુ ઍન્ડ્રૂઝ અને અમેરિકાના હોમ્સ જેવા પરમ ભાવિક ખ્રિસ્તીઓએ એમને ખ્રિસ્તના આધુનિક અવતારસમા ગણ્યા. પણ વસ્તુત તો એમનામાં હિંદુ ધર્મ જ અતીવ સંસ્કાર પામીને, અન્ય ધર્મના સંપર્કે પરિશુદ્ધ બનીને, એક માનવધર્મ કે વિશ્વધર્મ રૂપે આવિષ્કાર પામ્યો હતો. આ સર્વ કુલક્રમાગત, ધર્મપ્રાપ્ત, સહવાસજન્ય સંસ્કારોનું અપૂર્વ મિલન, અદ્‌ભુત સુમેળ એમના આત્મામાં સધાયો હતો.

આટલી બધી આધ્યાત્મિક સંપત્તિનો વિનિયોગ એમણે આપણા રાષ્ટ્રના રાજકીય અને સામાજિક પુનરુત્થાનમાં કર્યો. એનાં પ્રથમ પગરણ દક્ષિણ આફ્રિકામાં મંડાયાં. ત્યાં હિંદી કોમના હિતાર્થે શું સહન કર્યું છે એમણે![1] પણ એ તપશ્ચર્યાના ઈશારા

૧. જુઓ 'મહાદેવભાઈની ડાયરી' પુસ્તક પહેલું. પૃ. ૧૮-૯.

સરખોય એમની આત્મકથામાં નથી. આત્મશ્લાઘાનો આછો પડછાયો પણ એમના સત્યપ્રિય આત્માને ન ખપે. આફ્રિકામાં એમણે હિંદી કોમને સંગઠિત કરી, એનામાં સ્વાભિમાન પ્રેર્યું, અને એના ઉત્થાન માટેના પ્રયાસો કરતાં પોતાના ઐતિહાસિક સત્યાગ્રહ શસ્ત્રને બરાબર ઘડ્યું.

ભારતવર્ષમાં આવીને એમણે ભારતના આત્માને બરાબર ઓળખ્યો, અને એની સાથે તદ્રુપ થઈને રહ્યા. ભારતવર્ષ એટલે કોટ્યવધિ દરિદ્રનારાયણો. ગાંધીજીનાં ભોજન, વસ્ત્ર, પરિગ્રહ વગેરે જુઓ; એમની ખાદી, ગ્રામોદ્યોગ, અસ્પૃશ્યતાનિવારણ ઈત્યાદિ પ્રવૃત્તિઓ તપાસો. એ સહુમાં દરિદ્રનારાયણ સાથે એકરૂપ થવાનો, એમનામાંના એક બની રહેવાનો પ્રયત્ન નથી શું? પ્રસિદ્ધ હિંદી કવિ મૈથિલીશરણ ગુપ્ત એક કાવ્યમાં રામનું વર્ણન કરતાં કહે છે કે, શસ્યશ્યામલા ધરિત્રી જાણે રામરૂપે નરદેહ ધારણ કરીને પ્રગટ થઈ. આપણે કહી શકીએ કે, અકિંચન પણ ગૌરવવંત, પદદલિત છતાં સંસ્કારશોભન, પુરાતન ભારત જાણે ગાંધીરૂપે મૂર્તિમંત થયો.

ગાંધીજીની લાક્ષણિકતા આપણા રાષ્ટ્રજીવનનાં મૂલ્યોનાં સર્વાંગીણ ઊર્ધ્વીકરણમાં છે. બધા પયગંબરોમાં હોય છે તેમ માટીમાંથી માનવી સરજાવવાની, કથીરમાંથી કંચન બનાવવાની અદ્ભુત શક્તિ એમને વરી હતી. એ ઊંડી મનુષ્યપરીક્ષા કરી શકતા, અને સામાન્ય માણસમાં પણ ઊંડે ઊંડે ગૂઢ રહેલાં ઉચ્ચ તત્ત્વોને પારખી શકતા. પ્રેમથી માણસોને વશ કરીને, એમની પ્રાકૃતતા ગાળી નાખી, એમનાં પાર્થિવ મૂલ્યો વિસરાવી, એમને જીવનનાં ઉન્નત મૂલ્યો આપતા. આ રીતે એમના સ્પર્શમાત્રે માણસની આધ્યાત્મિક કાયાપલટ થઈ જતી અને એનામાં અપૂર્વ સામર્થ્ય પ્રગટતું. સામાન્ય મનુષ્યોએ પણ એમની રાહબરી નીચે અકલ્પ્ય બલિદાનો આપ્યાં છે અને અપૂર્વ નૈતિક બળ દર્શાવ્યું છે. આ રીતે ગાંધીજીએ આમ જનતામાં સ્વાભિમાન, આત્મવિશ્વાસ પ્રગટાવ્યાં, કિસાનોને જાગ્રત કર્યા, અનેસદીઓ થયાં અજ્ઞાન અને હીનદશામાં રહેલી નારીશક્તિની પુનઃપ્રતિષ્ઠા કરી. આમજનતાને ઉત્થાન પંથે લાવવાને ગાંધીજી એમની કક્ષા સુધી નીચે ઊતરી એમના હૃદયને, આત્માને સ્પર્શતા. ગાંધીજીના જીવનની પરમ ઋજુતા અને સાદાઈ એમને સરળતાથી દરિદ્રનારાયણોના આત્મા સાથે તન્મયતા સધાવી આપતી.

આમજનતાને દોરવાને માટે, એમની પ્રવૃત્તિઓમાં સળંગસૂત્રતા આણવા માટે સ્વદેશપ્રેમી ત્યાગવૃત્તિવાળા સમર્થ નેતાઓની જરૂર હતી. એ માટે ગાંધીજીએ જ્યાં જ્યાં સત્ત્વ જોયું ત્યાં ત્યાં, પોતાના વ્યક્તિત્વના પ્રભાવે, પોતાના પ્રેમના બળે તેને આકર્ષ્યું અને રાષ્ટ્રના સ્વાતંત્ર્યયજ્ઞમાં નિયોજ્યું. વ્યક્તિની શક્તિ અને મર્યાદાની એ અચૂક પરીક્ષા કરતા, અને સૌને બરાબર ઘટતું–સાહિત્યપ્રેમને રાષ્ટ્રીય સાહિત્યનિર્માણનું, વ્યવસ્થાનિપુણને ભિન્ન ભિન્ન રાષ્ટ્રીય સંસ્થાઓના સંચાલનનું, સેવાપ્રેમીને અસ્પૃશ્યાદિ જાતિઓના સમુદ્ધારનું—કામ સોંપતા. જ્યાં ગૂંચવણ પડે, વિસંવાદ કે ઘર્ષણ થાય, ત્યાં એમની અમોઘ પ્રેમશક્તિ બધું બરાબર કરી દેતી. આથી જ ભારતનાં નરરત્નોના એ સૂત્રસ્થાને હતા.

એમની ક્રાન્તદષ્ટિએ જોયું કે, રાષ્ટ્રના સર્વતોભદ્ર ઉત્કર્ષ માટે સ્વતંત્ર્યની સૌથી પ્રથમ આવશ્યકતા છે. એથી એમણે પ્રથમ રાષ્ટ્રના સ્વાતંત્ર્ય માટે પ્રચંડ ઝુંબેશ ઉપાડી. એમની પહેલાં પણ સ્વદેશપ્રેમી નેતાઓએ દેશની સ્વાધીનતા માટે ચળવળ શરૂ કરી હતી, પણ એ બહુ મન્દ અને વિનીત—કૉન્ફરન્સો, ભાષણો અને ઠરાવોમાં જ સમાપ્ત થઈ જનારી—હતી. ગાંધીજીના હાથમાં રાષ્ટ્રીય ચળવળની કાયાપલટ થઈ ગઈ. એમણે કૉંગ્રેસને થોડા સુશિક્ષિતોનું જ વાહન ન રહેવા દેતાં સમસ્ત આમજનતાની પ્રતિનિધિ બનાવીને એમાં નવા પ્રાણ રેડ્યા, અને સમસ્ત જનતાને જાગ્રત કરીને સમગ્ર લોકશક્તિનો મોરચો વિદેશી સત્તા સામે ખડો કરી દીધો. ૧૯૨૦, ૧૯૩૦, ૧૯૪૨—ચંપારણ, બારડોલી, દાંડીકૂચ ઈત્યાદિ એ સ્વાતંત્ર્ય સંગ્રામનાં સીમાચિહ્નો બની રહ્યાં. ધીમે ધીમે વિદેશી સત્તાના પાયા હચમચતા ગયા. અને



ઉપર તો એને પોતાનું સ્થાન ટકાવી રાખવું અશક્ય થઈ પડયુ, અને દેશને સ્વાધીનતા પ્રાપ્ત થઈ. ગાધીજીની રાહબરી વિના આ મુક્તિયાત્રા સફળ થઈ હોત એમ કોણ કહી શકે !

ગાધીજીનું જીવનદર્શન સર્વતોમુખ હતુ રાજકીય સાથે સમાજસુધારણાનું, ગ્રામોદ્ધારનું, ધર્મશોધનનું એમણે ઘણુ કામ કર્યું નથી રાજકીય પ્રવૃત્તિની સાથે સાથે આ પ્રકારના રચનાત્મક કાર્યમા એમણે સમસ્ત જીવન રેડી દીધુ, અને જ્યા જ્યા એમનો વરદ હસ્ત ફર્યો ત્યા ત્યા અપૂર્વ નવનિર્માણ થયુ. ગાધીજીએ સૂચવેલો રચનાત્મક કાર્યક્રમ રાષ્ટ્રે સંપૂર્ણ પણે અપનાવ્યો હોત તો રાષ્ટ્રની સૂરત ફરી જાત તો પણ ગાધીજી પૂર્વેનું હિંદ અને હાલનું હિંદ સરખાવતા, સમાજજીવનમા સ્ત્રીઓનું, દલિતોનું, પીડિતોનું સ્થાન ત્યારનું અને હાલનું સરખાવતા, સમાજશોધનમા સારી પેઠે પ્રગતિ થઈ છે, એમ પ્રતીત થયા વિના રહેશે નહી. ભારતવર્ષમા છેલ્લી પચીસીમા સામાન્ય માનવીનુ જે આશ્ચર્યજનક ઉત્થાન થયુ છે એનુ શ્રેય ગાધીજીને છે.

ગાધીજીએ ભારતનો આત્મા જાગ્રત કર્યો એનુ એક શુભ પરિણામ એ થયુ કે, હિંદુ ધર્મ માટે આદરભાવ અને હિંદુ સંસ્કૃતિ માટે સ્વાભિમાનની ભાવનાને વેગ મળ્યો ઓગણીસમી સદીના અતભાગથી હિંદુ સંસ્કૃતિના પુનર્જીવનનો પ્રારભ તો થયો જ હતો યુરોપીય સંસ્કૃતિના પ્રથમ આઘાતે જેમા કેવળ હીન તત્ત્વો જ જણાતાં હતા તે હિંદુ ધર્મ અને હિંદુ સંસ્કૃતિ ધીમે ધીમે મહાશાળા શાળાઓમા સંસ્કૃતનો વ્યાપક અભ્યાસ થવાથી, યુરોપીય વિદ્વાનોના સંસ્કૃત સાહિત્ય અને હિંદુ તત્ત્વજ્ઞાન માટેના આદરનું આપણને ભાન થવાથી, અને વિશેષત હિંદુ સંસ્કૃતિપ્રેમી વિદ્વાનોના ઉદ્બોધનથી, સનાતન તત્ત્વોથી સભર, ગૌરવવત લાગવા માડ્યા હતા. ગાધીજીએ રાજકીય પ્રવૃત્તિની સાથે ભારતીય સંસ્કૃતિનું રક્ષણ અને પુનરુજ્જીવન જોડી દીધુ, ભારતીય સંસ્કૃતિની ઉપાસનાને રાજકીય ઉત્થાનનુ પ્રતીક બનાવી દીધી એથી હિંદુ સંસ્કૃતિ સત્વર પુનપ્રતિષ્ઠા પામી. ગાધીજીએ આપણું રાષ્ટ્રીય સ્વમાન જાગ્રત કરીને આપણુ પ્રાચીન સંસ્કારધન કેટલુ મૂલ્યવાન છે એ બતાવી પશ્ચિમના અધ સંસ્કારદાસત્વમાથી દેશને મુક્ત કર્યો. એ રીતે ભારતીય ભાષાઓ, ભારતીય પોશાક, ભારતીય જીવનપ્રણાલી એ સર્વ ફરી આદરણીય મનાયા. પણ સાથે સાથે જ હિંદુ ધર્મ અને હિંદુ જીવનના ઘણા અંશોને ગાધીજીએ સંસ્કારી લીધા. હિંદુ ધર્મમા રહેલા સત્ય, માનવપ્રેમ અહિંસા, સેવા, અપરિગ્રહ, સ્વાશ્રય વગેરે તત્ત્વોને એમણે વિકસાવ્યા, અને સાપ્રદાયિકતા, અસ્પૃશ્યતા આદિ અનિષ્ટોને એમણે દૂર કર્યાં. એમણે આપેલા સત્ય અને અહિંસાના નવા મૂલ્યો ભારતે જેટલે અંશે પચાવ્યા, તેટલે અંશે રાષ્ટ્રનું આધ્યાત્મિક સત્ત્વ વધ્યુ એમનુ સત્ય એ માત્ર વાણીનું જ સત્ય નહોતુ, પણ સમસ્ત આચરણનું સત્ય, જીવનનું ઋણ હતુ એમા રુક્ષતા નહોતી, પણ હૃદયની વિશાળતા હતી, માનવપ્રેમની કોમળતા હતી. ખરુ જોતા આ પ્રેમ અને કોમળતા એમને ભારતીય સંસ્કૃતિ પાસેથી મળ્યા હતા— આપણા મધ્યકાલીન ભક્તજનોના એ વિપુલ પ્રમાણમા હતા આ રીતે એમની અહિંસા પણ વ્યાપક સ્વરૂપની હતી. અહિંસા અને પ્રેમ, અહિંસા અને બ્રહ્મચર્ય એમને મન સમાનાર્થ છે અહિંસા એટલે જીવનના વિલાસમાત્રનો ત્યાગ, માનવ માટે ઉત્કટ પ્રેમ અને હૃદયની ઉદારતા આ અહિંસાને એમણે પોતાના જીવનમા વણી લીધી અને પોતાની સમસ્ત પ્રવૃત્તિઓમા આચરી બતાવી

રાષ્ટ્રના સાસ્કૃતિક પુનરુત્થાનના એક અગ રૂપે ગાધીજીએ ભારતીય ભાષાઓનું પ્રતિષ્ઠાપન કર્યું. એમણે આપણા દૈનિક વ્યવહારમા અંગ્રેજીના ઉપયોગની શરમજનક વિચિત્રતા દર્શાવીને એને સ્થાને રાષ્ટ્રભાષા તરીકે હિંદી-હિંદુસ્તાનીની અને અન્ય વ્યવહારમા પ્રાન્તિક ભાષાઓની મજબૂત હિમાયત કરી એમણે પોતે જ કોંગ્રેસના મંચ ઉપરથી, શિષ્ટ સમારભોમા, વાઈસરોયની સભામા રાષ્ટ્રની ભાષા હિંદીમા જ બોલવાનો આગ્રહ રાખી આ દિશામા પ્રથમ પ્રયાન કર્યું. એમાથી કેવુ શુભ પરિણ

આવ્યુ ! આજે હિંદી-હિંદુસ્તાની ત્વરિત ગતિએ રાષ્ટ્રભાષાનું સ્થાન પ્રાપ્ત કરતી જાય છે, અને પ્રાન્તિક ભાષાઓમા વિપુલ પ્રમાણમા સત્ત્વશાલી સાહિત્ય નિર્માણ થતુ જાય છે

ભારતની સર્વ ભાષાઓમા ગુજરાતી સૌથી બડભાગી છે કે એને ગાધીજી સમા ઘડવૈયા મળ્યા પાડિતના ભાર તળે કચરાતી ગુજરાતી ભાષાને આડબરમાથી મુક્ત કરી સરળ અને ખૂબ સામર્થ્ય વાળી એમણે બનાવી. પ્રથમ 'નવજીવન' અને પછી 'હરિજનબધુ' દ્વારા એમને હાથે ગુજરાતી ઘડાઈ અને એમની 'આત્મકથા' એ તો એમણે પોતાની માતૃભાષાને ચરણે ધરેલુ અમૂલ્ય રત્ન છે.

એમના અનુયાયીગણે—સદ્ મહાદેવભાઈ, કાકાસાહેબ, નરહરિ પરીખ, કિશોરલાલ મશરૂવાળા અને અન્ય વિદ્વાનોએ, અને વિદ્યાપીઠની અસર તળે આવેલી આખી નવલોહિયા યુવાન લેખકોની પેઢીએ આ દિશામા ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવામા મણા રાખી નથી આ લેખકોના ગભીર વાઙ્મય સર્જને લલિત સાહિત્યસર્જનની સમતુલા જાળવી છે પરિણામે આજે હિંદની ભાષાઓમા ગદ્ય પરત્વે ગુજરાતીનું સ્થાન જો મોખરે હોય તો તેનો યશ મહદ શે ગાધીજીને છે

ગાધીજીની શૈલીમા સૌન્દર્ય કરતા સરળતા અને સામર્થ્ય વધારે છે એમા ઉદ્યાનના ફૂલોની પરિમલ નહિ હોય, પણ નવવર્ષાએ મહેક મહેક થતી ધરતીની મીઠી સુવાસ ફોરી રહે છ છતાય ઘણી વાર વિના પ્રયાસે અનિચ્છાએ પણ એમના જીવનનું મહાકાવ્ય, એમના આત્માનું કલગાન એમના લખાણોમા પ્રગટ થયા વિના રહેતુ નથી.

એમના તપસ્વી જીવને ઘણાને એમ માનવાને પ્રેર્યા છે કે, એમને સાહિત્યમા રસ નહોતો, એમના જીવનમા લલિત કલાઓને સ્થાન નહોતુ, પણ એ વાત સાચી નથી એ પોતે પણ એમની સ્વભાવસિદ્ધ વિનીતતાથી—નમ્રતાથી કહેતા કે, પોતે સાહિત્યકાર નથી, કલાપ્રેમી નથી એનું તાત્પર્ય એટલુ જ કે, સાહિત્યના અને કલાના આનદો કરતા એમને માનવતાની સેવા કરવી વધુ ગમતી હતી, રાષ્ટ્ર સ્વતત્ર ન થાય ત્યા સુધી સાહિત્યસર્જન કરતા રાષ્ટ્રના નવવિધાનના પ્રયાસો એમને મન વધારે મહત્ત્વના હતા બાકી તો જેલનિવાસ દરમિયાન ફરજિયાત વિશ્રાન્તિના સમયમા એમની સાહિત્ય રસિકતા મુક્તપણે પ્રકાશતી 'મહાદેવભાઈની ડાયરી' માથી થોડાક પ્રસગો જ જુઓ એટલે એમની સાહિત્યપ્રિયતાની પ્રતીતિ થશે.

એમણે જેલમા નવરાશે વાચવાને મગાવેલા પુસ્તકોની યાદી જુઓ.

પ્રસિદ્ધ અમેરિકન લેખક અપ્ટન સિન્કલેર વિષે એ અભિપ્રાય આપે છે "આ માણસ તો અદ્ભુત સેવા કરી રહ્યો લાગે છે. સમાજનો એક એક સડો લઈને બેઠો છે અને એને આબાદ રીતે ઉઘાડો પાડે છે"

ગોવર્ધનરામની કલાનું એમનું મૂલ્યાકન મિતાક્ષરી છતા કેવુ સગીન છે! "(સરસ્વતીચદ્રના) પહેલા ભાગમા એમણે પોતાની શક્તિ ઠાલવી નવલકથાનો રસ પહેલામા ભરેલો છે. ચરિત્રચિત્રણ એના જેવુ કયાય નથી, બીજામા હિંદુ સસાર સરસ ચીતરાયો છે, ત્રીજામા એમની કળા ઊડી ગઈ, અને ચોથામા એમને થયુ કે હવે મારે જગતને જેટલુ આપવુ છે તે આ પુસ્તક દ્વારા જ આપી દઉ તો કેવુ સારુ,"

હિંદી સાહિત્યનો પણ એમને શોખ હતો. મૈથિલીશરણ ગુપ્તનુ 'સાકેત' એમણે જ વાચીને મહાદેવભાઈને એ વાચી જવાની ભલામણ કરી હતી પછી મૈથિલીબાબુનુ 'અનઘ' નામનુ મધ વિષેનુ એક સુદર કાવ્ય એક દિવસમા પૂરુ કર્યું, અને મહાદેવભાઈને પણ એ વાચી જવાનો આગ્રહ કર્યો

ગાધીજી જે વાચતા એ આરૂઢ સાહિત્ય-રસિકના રસથી વાચતા. એમના સાહિત્યના રસ અને અધ્યયનનુ ફલક કેટલુ વિશાળ હતુ ! હવે આપણે ગાધીજીને અરસિક કહી શકીએ ખરા ? સારા સાહિત્યભ્યાસીને શરમાવે એવુ તો ઘણુ સાહિત્ય

એમણે વાચ્યુ છે, અને જે વાચ્યુ છે તે સર્વ આત્મસાત્ કર્યુ છે. 'ગીતા' કે 'Unto This Last' વાચીને એમણે જેમ જીવનમા ઊતાર્યા તેમ બીજા કોણે એવા મહાગ્રન્થોને જીવનમા ઉતાર્યા છે?

ખરુ જોતા એમનો આત્મા આ જન્મ સાહિત્યકારનો, સર્જકનો હતો, પણ એમનુ મિશન જીવનકર્તવ્ય સાહિત્યરચના કરતા ઘણુ વધારે વિશાળ અને ઉન્નત હતુ નીચેના એમના લખાણોમાથી ઉપાડેલા અવતરણો જુઓ

એલ્વિનને લખેલા એક પત્રમા એ કહે છે

" Your church is in your heart. Your pulpit is the whole earth The blue sky is the roof of your church And what is this Catholicism? It is surely of the heart But my testimony is worth nothing if when you are alone with your Maker, you do not hear the Voice saying

'Thou art on the right path.' That is the unfailing test and no other'

અહી તમને સામ (psalm)ના સૂર નથી સભળાતા? આવા જ મજુલ ધ્વનિ મિસ હેરિસને લખેલા નાના પત્રમા શ્રવણે પડે છે

'If we simply make ourselves instruments of His will, we should never have an anxious moment

Yes, there is no calm without a storm There is no peace without strife Strife is inherent in peace. Life is a perpetual struggle against strife whether within or without Hence the necessity of realizing peace in the midst of strife.'

જિજ્ઞાસુઓને એ ઈશ્વરનું સ્વરૂપ સમજાવે છે

'ઈશ્વરનુ સપૂર્ણ વિશેષણ તો સત્ય જ છે, બાકીના બધા વિશેષણ અપૂર્ણ છે ઈશ્વર શબ્દ પણ વિશેષણ છે, અને અનિર્વચનીય મહાન તત્વને ઓળખાવનારુ એક વિશેષણ છે ઈશ્વર સત્ય છે એમ કહેવુ એ પણ અધૂરુ વાક્ય છે. સત્ય એ જ ઈશ્વર છે, એ માણસની વાચા પહોચી શકે ત્યા લગીનું પૂર્ણ વાક્ય છે "

". આત્મા એ પોતે જ બુદ્ધિથી પર છે. જેણે આત્માને અને ઈશ્વરને બુદ્ધિથી જ જાણ્યો તેણે કાઈ જ જાણ્યુ નથી આત્મા કે ઈશ્વર જાણવાની વસ્તુ નથી તે પોતે જાણનાર છે અને તેવી જ તે બુદ્ધિથી પર છે ઈશ્વરને ઓળખવો એ ઈદ્રિયોનો કે બુદ્ધિનો વિષય નથી એને સારુ નોખી શક્તિ જોઈએ અને તે અચળ શ્રદ્ધા છે '

આમ એમની વાણી સૌન્દર્ય શોધતી ન હોવા છતા ઘણીવાર અનાયાસ સહજ ભાવે એમા મધુર સૌન્દર્ય પ્રવેશે છે પણ સૌન્દર્યનું દર્શન એને નિરૂપણ એમનુ ધ્યેય નથી એ તો વાચે છે પરમ સત્ય, 'જેના મગલરૂપમા' સમસ્ત સૌન્દર્ય લય પામે છે.

ગાધીજીના અતિ સમૃદ્ધ જીવનના વિવિધ પાસા આપણે જોયા અને એમના જીવનકાર્ય ઉપર ઊડતી નજર નાખી જે જે ક્ષેત્રમા એમણે પ્રવૃત્તિ કરી તે તે ક્ષેત્રને એમણે દીપાવ્યુ પણ એમણે આપણા સામાજિક અને રાજકીય જીવનના મૂલ્યોમા જે પરિવર્તન આણ્યુ, અને પરપરાગત મૂલ્યોનુ જે શોધન અને ઊર્ધ્વીકરણ કર્યું એ જ એમનુ સૌથી મૂલ્યવાન પ્રદાન ગણાશે એમા શકા નથી સત્ય અને અહિસા, પ્રેમ અને સેવા, સ્વાશ્રય અને અપરિગ્રહ—એ નવા મૂલ્યો એમણે સ્વીકાર્યા, જીવનમા ઉતાર્યા, અને રાષ્ટ્રની રાજકીય અને સામાજિક પ્રવૃત્તિઓમા પ્રયોજ્યા એમની પ્રજ્ઞા ઘણી સતેજ હતી જીવનની ઘણી બાબતોમા એમનુ જ્ઞાનનુ ઊડાણ અને વ્યાપકતા આશ્ચર્ય પમાડે તેવા હતા. પણ એમના નૈતિક જીવનની ભવ્યતા અને મહત્તા તો વર્ણનાતીત હતી. એ નૈતિક બળે એમને સર્વત્ર

વિજય અપાવ્યો, અને એમના આદર્શોને એમના જીવનકાળમાં સિદ્ધ કર્યા. રાષ્ટ્રને એમણે આપેલાં નવાં મૂલ્યોની પાછળ કેટલી બધી ક્રાન્તદષ્ટિ હતી, એમણે રાજકીય જીવનમાં સ્થાપેલી અહિંસાની મહત્તા કેટલી વાસ્તવિક હતી, એ આજે ચીન અને બ્રહ્મદેશના હાલ જોતા સ્વયંસ્પષ્ટ જણાય છે. અહિંસા અને પ્રેમ જેવી સાત્ત્વિક વૃત્તિઓનાં ફળ મોડાં, પણ ચિરસ્થાયી અને કલ્યાણકર; ભય અને હિંસાનું પરિણામ તાત્કાલિક પણ ક્ષણજીવી અને અંતે વિનાશકર. એ આજે હવે પ્રતીત નથી થતું શું?

ગાંધીજી તો હવે ગયા, ભયને હિંસાને મૃત્યુને જીતીને જગતને પેલે પાર, જ્યાં સત્ રૂપે પરમ તત્ત્વ સદૈવ વિલસે છે. પણ એમની ભાવનાઓ, આદર્શો, અને જીવનમૂલ્યોનો અમૂલ્ય વારસો આપણને આપતા ગયા છે.

એમણે આપેલા એ મહામૂલ્યવાન વારસાને આપણે લાયક નીવડીએ, એથી અન્ય કઈ વધારે સુયોગ્ય અંજલિ આપણે એમને અર્પી શકીએ?

---

એક વિખ્યાત ફ્રેંચ નવલકથાકાર એના એક મિત્રને ત્યાં મિત્રની તેમ જ મિત્રપત્નીના અત્યંત આગ્રહને માન આપી સાંજની પાર્ટીમાં ગયો હતો. આમતેમની વાત ચાલી રહી હતી, તેવામાં જ એ મિત્રપત્નીએ ધડાકો કર્યો:

'હવે તમારી નવલકથાઓમાં પહેલાં જેટલો રસ નથી પડતો. પહેલાં તો તમારી કોઇ પણ નવલકથા એકીબેઠકે જ વાચી નાખતી. પણ હમણાં પ્રગટ થતી તમારી નવલકથાઓમાં એટલો રસ નથી પડતો. તમારી નવલકથાઓનું ધોરણ હવે ધીરે ધીરે નીચું ઊતરતું જાય છે. છતાયે મને નથી સમજાતુ કે પ્રકાશકો શા માટે તમારી કૃતિઓ સ્વીકારે છે?'

મિત્રપત્નીએ એમની ઓળખાણના પ્રમાણમાં કંઇક વધારેપડતી છૂટ લીધી હતી. આવા અણધાર્યા હુમલાથી એ નવલકથાકાર થોડીવાર તો સ્તબ્ધ જ થઇ ગયો. પણ થોડીવાર વિચાર કરીને એણે આક્ષેપનો બરાબર ઉત્તર આપ્યો. એક આછુ સ્મિત કરતા એણે મિત્રપત્નીને કહ્યું:

'જુઓને બાનુ, મારી નવલકથાઓનુ ધોરણ ઊતરતું જાય છે એ વાતની મને હજી સુધી ખબર નથી પડી. છતાયે એમ માની લઇએ, કે એ વાત સાચી છે તો યે મારી નવલકથાઓ પ્રકાશકો શા માટે સ્વીકારે છે અને વાંચકો પણ શા માટે વાંચે છે એ તમને એક સીધુ ને સાદું દષ્ટાંત આપી સમજાવું. મારી વિદ્યાર્થી અવસ્થામાં હું નિશાળમા હમેશા પહેલો નંબર રાખતો. એનો અર્થ એ નથી કે હું બહુ હોશિયાર હતો. એવો દાવો મેં હજી સુધી કદી કર્યો નથી. હુ પહેલો આવતો કારણ કે બીજા બધા વિદ્યાર્થીઓ મારા કરતા મૂર્ખ હતા. હવે સમજાયું?'

એ મિત્રપત્ની શું બોલી શકે?

એનો પતિ અને એ નવલકથાકાર એક જ નિશાળમાં અને એક જ વર્ગમાં ભણ્યા હતા!

—સુરેશ પારેખ

# મૈત્રી !

હીરેન્દ્રનાથ બસુ

લગ્નની ચર્ચાથી ઉત્તેજિત થઈ જઈને, એકાએક વિભાસ બોલી ઊઠયો. 'આચાર્ય શંકર શું કહી ગયા છે તે જાણો છો ભાભી ?'

મિત્રપત્ની શાંતિલતાએ હોઠ દાબી હસતા હસતા પૂછ્યું 'શું કહી ગયા છે ? સંન્યાસી ઠાકુર !

એ કટાક્ષસ્મિતથી વિભાસ વધુ ઉશ્કેરાઈ ગયો ને બોલ્યો કહ્યુ છે કે નારી નરકનું દ્વાર છે

પતિના આ બાલમિત્રનો સ્વભાવ શાંતિલતા સારી રીતે જાણતી હતી એટલે એણે એ રીતે જ હસતા હસતા કહ્યુ 'એમ હશે

પરંતુ લીના આ વાતને માત્ર મશ્કરી સ્વરૂપે લઈ શકી નહીં લીના શાંતિની સહવિદ્યાર્થિની અને સખી હતી આંખમાંથી આગના કંઈક તણખા વિભાસ તરફ ફેંકીને તે બોલી 'પરંતુ એટલુ યાદ રાખજો કે જે શંકરે આવા સ્પષ્ટ મતનો પ્રચાર કર્યો છે એમણે પોતે પણ એ નારીનું જ દૂધ પીધું છે અને નારીના સ્નેહ-સંભાળથી ઉછરીને જ તેઓ મોટા થયા હતા !

ઉશ્કેરાટમાં વિભાસ જે કંઈ બોલી ગયો હતો તેથી એ પોતે જ થોડો મૂંઝાઈ ગયેલો, છતા શકય તેટલો સ્વાભાવિક સ્વર રાખી એણે જવાબ દીધો 'આપ ખોટું સમજો છો, એ વાત કહેવા પાછળ શંકરનો ઉદ્દેશ તો એટલો જ છે કે નારી ભોગની ચીજ નથી માતૃમૂર્તિ એ જ નારીની શ્રેષ્ઠ મૂર્તિ છે'

મોટેથી હસી પડીને શાંતિલતા બોલી 'દિયરજી, ટીકા કરો તો ભલે પણ અહીં મલ્લીનાથની ભૂલ થાય છે માતૃમૂર્તિ નારીની શ્રેષ્ઠમૂર્તિ છે એ વાત ખરી, પણ લગ્ન એ જ એનું મૂળ છે

માથું હલાવતા હલાવતા વિભાસે કહ્યુ એમ હશે.

તો પછી હાર્યા ? માને કહેવડાવી દઉં ?'

ચર્ચામા હાર્યા પછી રોષ જ માણસનો પ્રથમ આશ્રય બની જાય છે, 'તમારા ઘરમાંથી આ ચાલ્યો ભાભી!' કહેતોકને રોષપ્રજ્વલિત મુખે છત્રી લઈને વિભાસ ઊભો થઈ ગયો

'આ સમી સાંજે કયા જશો, કહો જોઈએ ?' બોલતી બોલતી શાંતિલતા ઊભી થઈ, એનો જવાનો રસ્તો રોકી ઊભી રહી

વિભાસે ઉદાસ ભાવે કહ્યુ 'જ્યાં બે આંખ રસ્તો દેખાડશે ત્યાં'

'શું એકદમ વૈરાગી બની જશો ? આશ્રમમાં પણ નહીં ?

'હં'

મોટા ઓરડાના-દીવાનખંડ પણ કહી શકાય- એક ખૂણે સોફા પર બેઠેલા શશિશેખરે બૂમ મારી 'વિભૂ

'હં દાદા આવ્યો ! કહીને વિભાસ શશિશેખરની પાસે ગયો. શશિશેખર ત્યારે સંધ્યાના આછા ઉજાસમાં કોઈ એક પુસ્તક આંખની એકદમ નજીક રાખીને વાચતો હતો એને પુસ્તકમાં જ પરોવાયેલો દેખીને રોષભર્યા સ્વરે વિભાસે કહ્યુ 'દાક્તરે તમને વાચવાની મના નથી કરી, શશિદા ?'

પુસ્તકમાંથી માથું ઊંચુ કર્યા વિના મ્લાન સ્મિત સાથે શશિશેખરે કહ્યુ 'અરે, ના રે ના ! અને હવે તો થોડુંક જ બાકી છે

'હું એ કંઈ સાંભળવા માગતો નથી ચોપડી બંધ કરો છો કે નહીં ? બોલો, નહિ તો

'દિયરજી વચ્ચે તો કોઈ માર્ગ જ નથી સાવ તોડીફોડી નાખવાની જ વાત ! ઢાલ-તલવાર લઈને જ આવ્યા છે !

'એ તમારે મારે, પણ એની ચર્ચા વળી કયારેક કરશું, હવે દાદા, તમે ચોપડી મૂકો છો કે

નહીં?' એના સ્વરમાં અને મુખ પર મધુર સ્નેહના અધિકારનો એવો સરસ પ્રકાશ પથરાઈ ગયો કે તે અતિ સ્નેહશીલ રમણીની પણ ઈર્ષાનું કારણ બની શકે. શાંતિ અને લીનાએ એકબીજા સામે જોઈ લીધું. એક બગાસું ખાઈ પુસ્તક મૂકી ઊભા થતાં શશિશેખરે કહ્યું: 'બસ, બસ હવે ઝઘડો નહીં! તને એક નવી ચીજ બતાવું!' ચંપલમાં પગ મૂકી શશિને બહાર જવાની તૈયારી કરતો જોઈ વિભાસે કહ્યું: 'આવી ઠંડીમાં બહાર ક્યાં ફરશો?'

'આવ ને!' કહેતો શશિશેખર બારણા તરફ ગયો.

'કંઈ ગરમ ઓઢયું જ નથી, આ ચાદર તો ઓઢી લો,' બોલતાં બોલતાં વિભાસે પોતાની ખાદીની જાડી ચાદર ખૂબ સંભાળપૂર્વક મિત્રના કૃશ રોગી શરીર પર વીંટાળી દીધી.

બારણા પરનો વેલ્વેટનો પડદો ખસેડીને બન્ને બહાર જતા હતા એ દરમ્યાન લીનાએ કંઈક સ્વસ્થતા પ્રાપ્ત કરી લીધી ને પૂછ્યું: 'ક્યાં જાઓ છો શશિબાબુ?'

'બેસ, હમણાં આવું છું.' કહીને વિભાસના ખભે હાથ મૂકી શશિશેખર ધીમે ધીમે બહાર નીકળી ગયા. શાંતિની સહવિદ્યાર્થીની અને સખી હોવા છતાં વિભાસનો પરિચય લીનાને બહુ દિવસથી ન હતો. થોડી પળો ચુપ રહીને એકાએક શાંતિ તરફ જોઈ એણે પૂછ્યું:

'આ મહાશય કોણ છે શાંતિદી? તમારી સાથે ગાઢ મૈત્રી લાગે છે!'

શાંતિલતાએ એક દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યું: 'હા, એજ મારી પેલી શોકય!'

'એનું લગ્ન હજી થયું નથી લાગતું દીદી?'

'એ જાણવાની તારે શી જરૂર બજ્યા મોંની?' શાંતિએ હસતાં હસતાં લીના તરફ તાકીને જોયું. એના પ્રફુલ્લ ગાલ પર લજ્જાની લાલાશ ફૂટી આવી. ત્યાર પછી ધીમે ધીમે લીના સામેનું ટેબલ ખસેડીને ઊભી થતાં શાંતિ બોલી:

'વળી જોયું ને? લગ્નનું નામ પડતાં કેવા સળગી ઊઠે છે! સ્ત્રીઓની તો આડા ઊતરતા નથી. કોણ જાણે કેમ કેવળ મારી જ આટલી ભક્તિ કરે છે! મને તો દેવી જ માને છે!'

'એને શું મા-બાપ નથી?' લીનાએ પૂછ્યું.

શાંતિએ જરા ખિન્ન સ્વરે જવાબ આપ્યો: 'શું કામ ન હોય?'

લીનાએ પૂછ્યું: 'તો પછી?'

શાંતિએ કહ્યું: 'તો પછી શું?'

લીનાએ લજ્જિત સ્વરે કહ્યું: 'એટલે એમ કે તો લગ્ન કેમ કરતા નથી?'

'કેમ કરતા નથી? કેટલીય સમજાવટ ને રડવા ઝઘડવાનું થઈ ગયું. એણે તો કહી દીધું કે જો લગ્ન કરશો તો ઝેર ખાઈશ! ક્યાંક આશ્રમ છે ત્યાં જાય છે. એ લોકોએ જ એનું મગજ-ભમાવી દીધું છે!

'દેવીનો આદેશ પણ સાંભળતા નથી?'

'દેવી? સ્વયં ભગવાન આવીને કહે તોય તેમનો મત ફેરવી શકે નહીં. કેટલીય પદ્મ ફૂલ જેવી કન્યાઓ જોઈ નાખી, એનું મન તો સૌ રાક્ષસી! રાક્ષસી! મને કહે છે; 'માફ કરો ભાભી! મારા નરકનું દ્વાર ખોલવા તમે શા માટે તૈયાર થયાં છો!'

લીના મનમાંને મનમાં બોલી: પુરુષનો આટલો દંભ! આટલો મિજાજ! આટલો અહંકાર! રાક્ષસી!' એનું સમસ્ત મન જાણે આ નારીવિદ્રોહી યુવક વિરુદ્ધ જાગી ઊઠયું, તે બોલી: 'ઠીક શાંતિદી. આ પથ્થર–'

'શું કહ્યું? પથ્થર? એનું હૃદય તો માખણ કરતાં ય નરમ છે. મિત્ર સિવાય આ જગતમાં તે કશાને ઓળખતો નથી. એ જ એનું...' બોલતાં બોલતાં ફરીથી શાંતિએ એક દીર્ઘ નિશ્વાસ છુપાવી દીધો.

એ વખતે ખડખડાટ હસતાં હસતાં બન્ને મિત્રોએ ખંડમાં પ્રવેશ કર્યો અને ઓરડો એક તાજા ખીલેલા ગુલાબની મધુર સુગંધથી ભરાઈ ગયો.

વિભાસના હાથમાં એક મોટું સફેદ ગુલાબ હતું. લીના ફૂલ તરફ નજર કરતાં આપોઆપ બોલી ઊઠી :

'વાહ ! ઋતુ વિના પણ આવું સુંદર ગુલાબ ખીલે છે !'

'હં.., પણ ભાભી હું તમારી સાથે સંધિ કરવા આવ્યો છું. શશિદાએ મને આ ભેટ આપી છે.'

શાંતિએ મનોમન કહ્યું: 'આગળ જા વિભૂ !'

પરંતુ મનનો એ ભાવ છુપાવીને એણે કહ્યું : 'મારી વસ્તુ આપીને સંધિ ! બહુ કહેવાય !'

વિભાસે કહ્યું : 'તમારા બાગમાં ઊગ્યું છે ને શશિદાની સંભાળથી ખીલ્યું છે એટલે તમારું, પરંતુ દાન તો લોકો નિરાસકત થઈને પણ કરે. આ ફૂલ હવે મારું.'

'માત્ર આ ફૂલ જ શું કામ ? બધું તમારું જ છે ને ! બોલતાં બોલતાં શાંતિનો સ્વર સહેજ કંપી ઊઠયો. શશિશેખર મૃદુ હસીને બોલ્યો : 'બધું ય તો ઠીક, પરંતુ તમારા પર થોડો મારો પણ અધિકાર છે !'

શાંતિ અન્યમનસ્ક ભાવે બોલી : 'અધિકાર ? હા, એ હશે.' પરંતુ એના આ ઉદાસીભર્યો ભાવ શશિની નજરથી છાનો ન રહ્યો. તેણે કહ્યું : 'કેમ ! કેમ અધિકારની વાત કરતાં તમારો કંઠ કંપ્યો શા માટે ?'

'હું જરા અન્યમનસ્ક બની ગઈ હતી.' શાંતિએ જવાબ આપ્યો.

'શું વિચારતી હતી ?'

'તમે અને દિયરજી મને એકવાર સરકસ બતાવવા લઈ ગયા હતા, યાદ છે ? હું એ પ્રસંગ યાદ કરતી હતી.'

'એ વાત શું કામ યાદ કરતી હતી ?'

'જે જમીન પર તેઓ સરકસ કરતા હતા ત્યાં એક પાટિયું ટીંગાડેલું હતું. તેના પર લખ્યું અનક્લેઈમ્ડ લેન્ડ—આના પર કોઈનો અધિકાર નથી, અચાનક મને તે યાદ આવી ગયું.' બોલતાં બોલતાં શાંતિની બંને આંખોમાંથી બે મોટાં અશ્રુબિંદુઓ સરી પડયાં.

શશિશેખર સચિંત બની ગયો, 'આ શું ? આ શું ? હિસ્ટીરિયા ! કયારેક કયારેક શાંતિને આવું થાય છે, આની તો દવા કરવાની જરૂર છે ! વિભૂ, મારી દવા કરાવવા માટે તમે લોકો શું કામ ચિંતા કરો છો ? પહેલાં શાંતિની દવા કરો. આ તો ચોક્કસ હિસ્ટીરિયાનું જ લક્ષણ છે, એનું હસવું કે રડવું કંઈ જ મને બરાબર લાગતું નથી.'

દિનાન્તના મ્લાન સૂર્યની જેમ શાંતિ જરા હસી. 'હાય રે ! દવા ? સ્વામીના, હૃદયમાં જેને માટે જરા પણ સ્થાન નથી, સમસ્તમાં આ મિત્ર ભળી ગયો છે, એની દવા પણ શું હોય ? અને પ્રતિકાર પણ શું હોય ?' પરંતુ એ મર્મભેદી વ્યથાને પ્રાણપણે દાબી દઈ વિભૂ તરફ જોઈ, હસીને શાંતિ બોલી : 'દિયરજી, ફૂલ કરતાં એ દેવાની તમારી ઈચ્છાની જ મને વધુ કિંમત છે, પરંતુ મારી સાથે વળી સંધિ શાની ? જેની સાથે ઝઘડો થયો હોય તેની સાથે સંધિ કરો.' કહીને ઈશારાથી એણે લીનાને બતાવી દીધી.

'તમારો આદેશ શિરોધાર્ય.' કહીને વિભાસ લીનાના હાથમાં ગુલાબ દેવા જતો હતો ત્યાં અચાનક બંનેના હાથ કંપી ઊઠયા, ને ફૂલ જમીન પર પડી ગયું. તરત જ લીનાએ સંભાળપૂર્વક એને ઉઠાવી લીધું ને શશિશેખર પાસે જઈને બોલી : 'શશિબાબુ, આજે આપનો જન્મદિન છે, જો કે આ ફૂલ આપને માટે યોગ્ય ભેટ નથી, છતાં પણ ગંગાની પૂજા તો ગંગાજળથી જ થાય !'

શશિશેખરે ફૂલ લેવા માટે હાથ લંબાવતા કહ્યું : 'ઉત્તમ ! આના કરતાં વધુ યોગ્ય ભેટ કઈ હોઈ શકે !' લીનાએ હસીને કહ્યું : 'એના કરતાં વધુ યોગ્ય ભેટ મારી પાસે છે જ, પરંતુ ફૂલની જેમ તેના પર પણ આપ પ્રથમથી જ અધિકાર કરી બેઠા છો.' હસતાં હસતાં લીનાએ શાંતિને બતાવી દીધી.

શશિશેખરે કહ્યું : 'આજની યોગ્ય ભેટ તો તું જ તે કહેવાય !'

વિભાસ ઉત્સાહથી બોલી ઊઠયો : 'વાહ ! વાહ ! આપ માત્ર વિદૂષી જ નહીં, પણ સંગીતજ્ઞ પણ છો !'

શાંતિએ કહ્યું : 'હા, ભાઈ એનો કલહનો કર્કશ કંઠ તો તેં સાંભળ્યો. હવે સાંભળ કે એ જ કંઠ કેવી સુધા વર્ષાવે છે!'

લીનાએ હસીને કહ્યું : 'સુધા ? સુધા તો સ્વર્ગની ચીજ છે અને નારી...'

શાંતિએ હસીને પૂરું કર્યું : 'નરકનું દ્વાર !'

વિભાસ બોલ્યો : 'હજી પણ તમે લીઢો એ વાત ભૂલી શકયાં નથી ? શું કરું તો તમે મને માફ કરશો, કહો જોઉં ?'

લીનાએ હસીને કહ્યું 'મેં સાંભળ્યું છે કે તમે સુંદર ગાઈ શકો છો. એક ગીત ગાઓ એટલે સંધિ !'

વિભાસે કહ્યું : 'ઠીક, એમ કરશું, પરંતુ નારીનું સ્થાન બધાથી આગળ !'

'નરકના દ્વારે જાય તો યે ?'

વિભૂએ હસીને કહ્યું : 'નારીના ગુણ સ્વર્ગની સામગ્રી છે ! મળતાં જ નરકના દ્વારથી મુક્તિ મળે.'

લીના જાણે આજે શત્રુનો પરાજય કરવા માટે ઉત્તેજિત થઈ ગઈ હતી. એની સમગ્ર શક્તિ એકત્ર કરી એણે ગીત ગાયું : 'જદિ આસે, તબે કેન જેતે ચાય...' (જો આવો જ છો, તો પછી જવાની ઈચ્છા કેમ કરો છો !) એની મધુર સ્વરલહરી ઝૂલી ઝૂલીને જાણે પવનમાં રમતી ફરવા લાગી. રસજ્ઞ વિભાસ શાંત રહી શકયો નહીં. એણે પોતાનું વાયોલિન ઉતારી, સૂર મેળવી વગાડવાનું શરૂ કર્યું. સંગીત વિશારદ લીનાએ સૌને મોહવશ કરી લીધા. આ બાજુ શશિશેખર ગીત સાંભળતાં સાંભળતાં અન્યમનસ્ક ભાવે પેલા સુંદર, આકર્ષક ગુલાબમાંથી એક એક કરીને પાંદડી તોડતો હતો. ગીત જ્યારે પૂરું થયું ત્યારે સૌએ જોયું કે તેના બંને નયનોમાંથી અશ્રુ-ધારા વહી રહી છે. અને તેના હાથમાં માત્ર ફૂલની દાંડી રહી ગઈ છે.

સૌથી પહેલાં લીના બોલી : 'વાહ, અમારી ભેટને આવી રીતે પીંખી નાખી !'

'ઓહ ! મેં એને પીંખી નાંખ્યું ! પણ ફૂલનું બીજું પરિણામે ય શું હોય ભાઈ ! કાં તો ખરી જાય, નહીં તો કોઈ તોડી નાખે ! પરંતુ આજે તે મને જે આપ્યું છે...એ વિશે મોંએથી વધુ શું કહેવું. તેં ગીત ગાયું; જો આવો જ છો તો પછી પાછા જવા કેમ ઈચ્છો છો ? (જદી આસે, તબે કેન જેતે ચાય) તારું ગીત હવે મારી પાસેથી જશે નહીં, જવા ઈચ્છતું જ નથી. પરંતુ સંધ્યાનો આ પ્રકાશ શું હમણાં ને હમણાં જ ઓગળી જશે!'

લીનાએ હસીને કહ્યું : 'એમાં શું ? શશિ-બાબુ હું રોજ-સાંજે અહીં આવીશ ને તમને ગીત સંભળાવીશ, માત્ર સંભળાવીશ જ નહીં, પણ સાંભળીશ ય ખરી. તમારા મિત્રનું ગીત તો આજે સાંભળી ન શકાયું.'

ગાડીમાં બેસતાં બેસતાં લીનાએ શાંતિના કાનમાં કહ્યું : 'તારા માથે પડેલા ભૂતને હું ઉતારી દઈશ.' લીનાએ વિચાર્યું કે વિભાસને દૂર કરવાથી પતિના હૃદયમાં શાંતિનું ગૌરવ સ્થાપિત થશે.

\+ + +

'જો એમ થશે તો સૌથી પહેલા તમારા આ મિત્રને નરકમાં જવું પડશે.' સહાસ્ય બોલતાં બોલતાં લીના પાનાં વહેંચવા લાગી.

વિસ્મય પામતાં વિભાસે પૂછ્યું : 'કેમ ?'

'શાંતિદી માટે, એમણે જ એમને નરકનાં દ્વારથી ઉગાર્યા છે.' એક વાર વિભાસના લાલ લાલ મુખ તરફ જોઈને લીના ફરીથી પાનાં દેવા લાગી.

જુદી જુદી જાતની રમતો રમાતી હતી. આ રમત તો હમણાં લગભગ કોઈ રમતું નથી, પણ શશિશેખરના બધા વિચારો એ સમય જેવા જ હતા. જાણે અકાળવૃદ્ધ.

વિભાસે કહ્યું : 'પરંતુ શંકર કહી ગયા છે !'

લીનાએ કહ્યું : 'એને કહેવા દો, એમ થાય તો તો અનેક દેવતાઓને પણ નરકમાં જ સ્થાન લેવું પડે.'

'કારણ ?'

'કારણ કે તેઓ સૌને એક એક સ્ત્રી તો છે જ. દેવતાઓમાં જે દેવોના દેવ જેવા મહાદેવ છે તેઓ સ્મશાનવાસી સંન્યાસી હોવા છતાં ગૃહસ્થ છે. એમને માટે પણ નરકના દરવાજા સારી રીતે ખુલ્લા છે. ત્યાર પછી વિષ્ણુ ...સે ળસો ને આઠ સ્ત્રી, નરકનાં દ્વાર એમણે તૈયાર કર્યાં છે સોળસો ને આઠ.'

હાથમાંથી પાનાં ફેંકી દઈને વિભાસે કહ્યું : 'ઓહ, બસ કરો, હવે વધુ દેવનિંદા ન કરો ! એમની વાત જુદી.' હોઠ દાબીને હસતી હસતી લીના કહેવા લાગી, 'તે હશે, દેવતાઓની તો લીલા કહેવાય !'

તમે જાણો છો ? તેઓ જેમના સાથી છે, તેઓ માતૃત્વના આદર્શ છે.......બધી જ માતૃમૂર્તિ છે !'

આ વખતે લીના કૃત્રિમ ક્રોધ દર્શાવીને બોલીઃ 'માતૃત્વનો આદર્શ, માતૃમૂર્તિ, આવી વાત સાંભળી સાંભળીને મારું તો શરીર સળગી ઊઠયું છે ! કેમ જાણે માતૃત્વ સિવાય સ્ત્રીઓનું બીજું કંઈ કામ જ ન હોય ?'

'શું કામ ? તમારા મોંએ જ સાંભળું !'

'ફ્લોરેન્સ નાઇટીંગેલ કેવી આદર્શ સ્ત્રી હતી? સેવા જ નારીનો પરમ ધર્મ છે. સ્ત્રી એ પુરુષની સહધર્મિણી છે, જીવનસંગિની છે. પુરુષ કાર્ય કરશે. સ્ત્રી એને ઉત્સાહ દેશે. થાકી જશે તો સેવા કરી એને સ્વસ્થ કરશે. સ્ત્રી નહીં હોય તો મહાન કાર્યની પ્રેરણા, ઉત્સાહ, ફુરણ મેળવશે ક્યાંથી ? આ પૃથ્વી પર સ્વર્ગનું સર્જન કર્યું છે કોણે ? નારીએ રોગમાં શુશ્રુષા, શોકમાં સાંત્વના, હતાશામાં ઉત્સાહ, નિષ્ફળતામાં સહાનુભૂતિ જો નારી નહીં આપે તો પુરુષને એ બધું આપશે કોણ ? મિત્ર ? જો થઈ શકે તો એ બહુ ઊંચો વિચાર છે, પરંતુ તે સ્ત્રીની પાસે કંઈ વિસાતમાં નથી. શાંત, દાસ્ય, વાત્સલ્ય, સખ્ય એ બધા ભાવો કરતાં મધુર ભાવને વૈષ્ણવ સાધકગણે ઉચ્ચભાવ ગણ્યો છે. તમે યાદ રાખજો કે અંતઃપુર એક મોટું વિશાળ શયનગૃહ જ નથી ! સમજ્યા વિભાસબાબુ ?'

વિભાસ વિસ્મિત બનીને લીનાના મુખ તરફ જોઈ રહ્યો. એના ફરકતા હોઠ, ગાલ પરની રેખની લાલાશ વિશાળ નીલ નયનના ઉજ્જવલ દિપ્તી.... જાણે વિભાસને મોહવશ બનાવી દીધો હતો. અન્ય મનસ્ક ભાવે એણે પૂછયું : 'ત્યારે શું એમ નથી ?'

લીનાએ હસીને કહ્યું : 'નહીં, ક્યારે ય નહીં.'

'તો પછી શું છે ?'

લીનાએ ગંભીર થઈને કહ્યું : 'તો પછી શું છે ? અંતઃપુર તો છે વિશ્વપ્રેમનું જન્મસ્થાન, અહીં જ વિશ્વપ્રેમનો જન્મ થાય છે. એને પોષણ મળે છે. તેનો વિકાસ થાય છે. નારીનું શ્રેષ્ઠ દાન સંતાનરત્ન નહીં, પણ પ્રેમ છે. જેને માટે ભગવાને પોતે લોહી-માંસનો દેહ ધરી અવતાર લીધો હતો. અને એક બીજી વાત યાદ રાખજો કે આ દેશમાં જ સીતા, સાવિત્રી, અરુંધતી જન્મ્યા હતાં.'

વિભાસ એકદમ બોલી ઊઠયો : 'મને માફ કરો લીના ...ના, ના, માફ કરશો ને ?'

'આ શું વિભાસબાબુ ? હું કંઈ તમારી ગુરુ નથી, ગુરુમહાશય પણ નથી.'

'એ ભલે ન હોય પણ હું ખુલ્લા દિલે કબૂલ કરું છું કે તમારી પાસે હું અનેક નવી વાતો શીખ્યો છું.'

ભાભીએ હસીને પૂછયું : 'એમ હોય તો પછી ગુરુમહાશય કહેવાનું સ્વીકારો છો ?'

'નિઃસંકોચ, ભાભી !'

શશિશેખર ક્ષીણ સ્વરે બોલ્યો : 'લીના, આજ શું માત્ર ચર્ચા જ કર્યા કરશો ? એ તો ખૂબ થઈ ગઈ. હવે એકાદ ગીત થવા દે.'

લીનાએ કહ્યું : 'વિભાસબાબુ ગાય તો.'

'હું ? ઠીક, પરંતુ પહેલાં તમે.'

'ના, પહેલાં તમે.'

'શાંતિએ હસીને કહ્યું : 'થિયેટરના નાટકમાં સહગાન થાય છે ને ? એવું જ અહીં શા માટે ન થાય ?'

શાંતિ હાર્મોનિયમના સૂર દેવા લાગી લીના અને વિભાસે સહગાનનો આરંભ કર્યો. ગીતના ભાવમાં તેઓ એકબીજાનાં પ્રેમનું નિવેદન કરતા હતા. કલ્પિત નાયક, કલ્પિત નાયિકા, કલ્પિત પ્રેમ, પરંતુ સંસારમાં એક એવી અદશ્ય શક્તિ છે જે ક્યારેક કલ્પનાને પણ સત્યમાં પલટાવી નાખે છે. આ ક્ષેત્રમાં પણ એવું જ થયું.

તે દિવસે એકાંત શયનગૃહમાં, પથારીમાં એકલો પડયો પડયો, નિદ્રાહીન નયને વિભાસ કલ્પનાની એક છબી જોવા લાગ્યો. અને ચોકકસપણે સમજ્યો કે તે પ્રેમમાં પડયો છે. પરંતુ નિરુપાય. ક્રિયા અને પ્રતિક્રિયાનો વેગ સમાન હતો. સંયમનો બંધ એક વાર તૂટયો એટલે પૂરનો વેગ સાચવી શકાય નહીં. વિભાસ આ મોહક નારીમૂર્તિ પાસે પોતાનો આત્મા વેચી બેઠો હતો.

શાંતિએ શશિશેખરને કહ્યું : 'દિયરજીના વિવાહ ...'

શશિ હાંફળોફાંફળો થનો પથારીમાં બેઠો થઈ ગયો. અને વિસ્ફારિત આંખે શાંતિના મુખ તરફ જોઈ બોલ્યો : 'લગ્ન ?'

શાંતિ સમજી ગઈ કે એકદમ સમાચાર દેવાનું ઠીક નથી એટલે એવું કહ્યુ : 'ઉશ્કેરાવ નહીં.'

'ના ના, મને કશું થયું નથી, પણ તેં કઈ રીતે જાણ્યું શાંતિ ? કોની સાથે લગ્ન કરવાનો છે ?'

'લીના સાથે.'

'બધું નક્કી થઈ ગયું છે ?'

'હા.'

'કોણે કહ્યુ ? લીનાએ ?'

શાંતિએ ડોકી હલાવી કહ્યું : 'હા.'

નિરાશ થઈને પડતો હોય તેમ શશિએ બિછાનામાં ઢળી પડીને પૂછ્યું : 'ક્યારે છે લગ્ન ?'

'હજી દિવસ નક્કી નથી થયો.'

શશીના મુખ પર જાણે થોડા આનંદનો આભાસ આવી ગયો ને બોલ્યો : 'દિવસ નક્કી નથી, એટલે કે હજી વાર છે, શું કહે છે શાંતિ ! મને ઠીક નથી, હું તો કઈ . આ સમયે કંઈ...હજુ સુધી કઇ થયું નથી ? તો પછી બધું થશે કયારે ?'

શાંતિએ કહ્યું : 'બધું જલદી જ થશે.'

શશિશેખર ક્યાંય સુધી ખુલ્લી બારીમાંથી બહારનું આકાશ અને ઉદ્યાન જોવા લાગ્યો. ધીરે ધીરે કરતાં સંધ્યાની છાયા દિવસના અજવાળાને ગળી જતી હતી. દૂરના એક વૃક્ષની ટોચ પર કોઈ એક પંખી કરુણ સ્વરે બોલતુ હતું. શશિએ પૂછ્યું : 'શાંતિ, વિભાસ સુખી થશે ?'

શાંતિએ કહ્યું : 'ચોક્કસ, લીના જેવી છોકરી સાથે જે લગ્ન કરે તે સુખી જ થાય.'

શશિ જાણે ખૂબ ઉત્સાહથી બોલી ઊઠયો : 'ચોક્કસ, ચોક્કસ' પણ એનો કંઠ થોડો રૂંધાયેલો હતો. શશિ બોલવા લાગ્યો : 'પરંતુ શાંતિ ! હું તો બીમાર છું. તું જા ને જે કરવાનું હોય તે કર.'

શાંતિએ કહ્યું : 'વાહ, હું તમને મૂકીને કેવી રીતે જાઉ ?'

'મને મૂકીને ? ઠીક ત્યારે, શાંતિ જે થાય છે તે સારા માટે જ થાય છે નહીં ?'

'ચોક્કસ.'

શશિશેખર એમ જ ઉદાસભાવે આકાશ તરફ જોઈને બોલવા લાગ્યો : 'એ ઠીક જ થયું, નહીં તો એને ભારે દુ:ખ લાગત, દિવસ વિતાવત કઈ રીતે ? શાંતિ, વિભૂ આ કારણે જ બે દિવસથી આવતો નહીં હોય ?'

શાંતિએ કહ્યું : 'મને લાગે છે કે લગ્નને કારણે કામમાં હશે.'

'બરાબર, બરાબર, પરંતુ શાંતિ એ આવશે

તો ખરો ને, પહેલા જેમ આવતો હતો તેમ ? એમ નહી તો એકાતરે તો આવશે જ ને ?'

શાતિએ કહ્યુ 'ચોક્કસ જ વળી !'

એક હૃદયભેદક નિશ્વાસ નાખી શશિશેખર બોલ્યો 'ચોક્કસ જ, એ મને મળ્યા વિના રહી જ કેમ શકે ?'

*

લીના અને વિભાસનું લગ્ન એક શરત પર થઈ ગયુ બને બ્રહ્મચર્ય વ્રત લઈ જીવન વ્યતીત કરશે પરતુ લીના આજ સિનેમા કલ નાટક એમ કરીને સ્વામીને રોજ ફેરવે છે. નૂતન મોહવી વિભાસ પૂરેપૂરો ઢકાઈ ગયો છે તે એટલે સુધી કે એના મિત્રના ઘરનું પણ એને આકર્ષણ નથી ક્યારેક વાવાઝોડાની માફક આવે ને વાવાઝોડાની માફક ચાલ્યો જાય, તાજા પિંજરમુક્ત થયેલ પખીની જેમ આકાશમા ઊડયા કરે

ત્યાર પછી લીના વિભાસને લઈને રાચી ચાલી ગઈ શરમનો માર્યો વિભાસ એ વાત શશિશેખરને કહી શકયો નહી પરતુ શાતિથી કશુ અજાણ્યુ રહ્યુ નહી થોડા દિવસો પછી રાચીથી વિભાસનો પત્ર આવ્યો 'એકાએક કોઈ કારણે અમે અહી આવ્યા છીએ, જલદી પાછા ફરીશુ ભલી ! દદા કેમ છે ? એક પત્ર લખીને જણાવજો. વિજ્યાદશમીને દિવસે ચોક્કસ જ તમારી ને દાદાની પગધૂલિ માથા પર લઈશુ.'

પત્ર વાચી શશિશેખર ઊભરાતા અશ્રુને છુપાવતા છુપાવતા બોલ્યો . 'શાતિ, તે સુખી છે, આનદ કરતો ફરે છે, એમા બાધા નાખવાની જરૂર નથી એને લખી નાખ હુ સારો છુ, ઊઠીને થોડુ ફરુ પણ છુ'

પરંતુ શશિશેખર જલદીથી મૃત્યુમુખ તરફ આગળ વધવા લાગ્યો હતો. શરીરમા દારુણ રોગની ભયકર યતના અને મનમા વિભાસ માટે ભયકર હાહાકાર. શાતિ, દત ભીસી, નિરુપાય બની મૂગી આખે સ્વામીની યતના જોઈ રહી. જોતજોતામા એ ભયકર દિવસ આવી પહોચ્યો રુગ્ણ શશિશેખરે ક્ષીણ કઠે બૂમ પાડી 'શાતિ, એકવાર સાભળ !'

તે જ ઓરડાના એક ખૂણે શાતિલતા સ્ટવ ઉપર કાઈક મિષ્ટાન્ન બનાવી રહી હતી. એણે જવાબ દીધો શુ કહો છો ?'

'એકવાર જરા બારી બહાર જો તો, વિભૂ આવ્યો કે નહી ?'

શાતિ જાણતી હતી કે સ્વામીનો આ ખોટો ઉદ્વેગ જ છે, છતા તેનું મન સતોષવા એણે કડાઈ ઉતારી નાખી બારી બહાર જોઈ આવીને બોલી 'ના આજે તેઓ શુ કામ આવે ?'

'ના શાતિ ના, એને તુ ઓળખતી નથી. પૃથ્વી પણ આજે ઊધી થઈ જવાની હોય ને, તો પણ વિભૂ આજે આવ્યા વિના ન રહે. એ તુ બરાબર સમજી લે'

થોડીવાર પછી શશિશેખરે ફરીવાર પૂછ્યુ 'શાતિ, તારુ કામ પતી ગયુ ?' શાતિએ રકાબીમા ખાવાનું ગોઠવતા ડોકુ હલાવી કહ્યુ 'હા.'

'થોડુ અહી લાવીને બતાવ જોઉ, કેવુ થયુ છે, જોઉ ?' કહીને શશિશેખર પાસુ બદલીને સૂતો. શાતિએ ખાવાની રકાબી લાવીને સ્વામીની સામે ધરી. રકાબી જોતા જોતા શશિશેખરે પૂછ્યુ ? 'શાતિ વિભૂને સૌથી વધુ ભાવતી ચીજ કેમ દેખાતી નથી?'

અશ્રુભર્યા શ્વાસથી કઠ રૂધાઈ ગયો હતો, છતા દઢતાથી પોતાને સભાળતા શાતિએ કહ્યુ 'દાળની બરફી ને ? હા, એ તો પહેલા તૈયાર કરી લીધી હતી એની રકાબી ઢાકી રાખી છે' એ રકાબી ત્યા જ રાખી શાતિ બીજી રકાબી લઈ આવી ને સ્વામીને બતાવી

'વાહ શાતિ આજે તે મને જે આનદ આપ્યો છે તે હુ આખી જિદગી ભૂલીશ નહી, શશિશેખરની આ વાતથી શાતિની છાતી સોસરવો એક દીર્ઘનિશ્વસ નીકળી આવ્યો. મનમા થયુ સ્વામીના હૃદયમા એનું સ્થાન કયા છે ? કેટલુ છે ? વિભાસચદ્ર હજુ પણ એના સમસ્ત હૃદય પર અધિકાર જમાવીને બેઠો છે ?

આજ વિજયાદશમી. સંધ્યાનો અંધકાર ધીમે ધીમે ગાઢો થતો જાય છે. રાજરસ્તા પર વાજિંત્રો અને રોશનીનો ઉત્સવ ચાલે છે. પરંતુ આ મૃત્યુની છાયાથી ઢંકાયેલો ખૂણો ? આકાશમાં એક બે તારા ઊગે છે. દશમીનો શશી નીકળ્યો છે, પણ શશિશેખરના હૃદયનો શશી ?

પહેલાં તો સંધ્યા પૂર્વે જ વિભાસ આવીને એના દાદાને ભેટી, ભાભીને પ્રમાણ કરી હસતાં હસતાં કહેતો : 'ભાભી, હંમેશા જો હું આ રીતે રહી શકું તો સ્વર્ગે જવાની પણ ઇચ્છા ન કરું.' હાય રે નારીનો મોહ ! આજે એ વિભાસ કયાં છે ! શશિશેખરે એ બધી વાતો વિચારતાં-વિચારતાં બૂમ મારી 'શાંતિ !'

'આ રહી !'

શશિશેખર વિચારતો હતોઃ 'મારું જીવનનાવ કાંઠે પહોંચવા લાગ્યું છે હવે થોડું જ બાકી છે. પરંતુ હાય, સંભાળ વિના ખીલી ઊઠેલું પુષ્પ, આ સંસારનો તાપ કેમ કરીને સહન કરી શકશે ! એને કોણ સંભાળશે ? જેને માટે મેં પતિપરાયણ રમણીને દૂર રાખી છે તે તો અત્યારે મારી અંતિમ શય્યા પાસે નથી. પરંતુ અનિચ્છાના અનાદરથી જેનું હૃદય ચૂર્ણવિચૂર્ણ કરી નાખ્યું છે તે હજી પણ મારા તરફથી નજર ફેરવતી નથી. છાતી કઠણ કરીને યમરાજ સાથે પ્રાણપણે યુદ્ધ કરે છે. કેવી ભ્રાંતિ છતાં ય એ મોહ જતો નથી !' શશીએ અત્યંત મધુરા કરુણ સ્વરે બૂમ પાડી : 'શાંતિ' સ્વામીના હૃદયમાં શું યુદ્ધ ચાલી રહ્યું છે તે શાંતિ, એનાં પ્રેમભર્યા નયનો, કરુણાભર્યું સંબોધન સાંભળીને જ સમજી ગઈ. એણે પૂછ્યું : 'શું કહો છો ?'

'કંઈ નહીં', પાસે આવ, હજી પણ પાસે. 'શાંતિ !' શાંતિનો હાથ પકડી શશિ જાણે પરમ સંતોષથી ઊંઘી ગયો આ રીતે થોડી પળો નિદ્રામાં વિતાવી. ત્યાર પછી શશિશેખર ભડકીને ચારે બાજુ જોતો જોતો પૂછવા લાગ્યો : 'વિભૂ હજુ પણ નથી આવ્યો ? મને લાગે છે કે આવ્યો !' આમ હરપળે શશિ વ્યાકુળ થઈ જવા લાગ્યો. શાંતિ વિચારવા લાગી : 'ઓહ ! હજી પણ તે જ વિભૂ ! હાય, જે મિત્ર જ સર્વસ્વ હતો તો— !'

'શાંતિ, એનું જમવાનું ઢાંકી રાખજે, એ આવશે. મારું મન કહે છે.' અચાનક શશિનો કંઠ રૂંધાઈ ગયો.

શાંતિ ભયભીત બની અશ્રુબંધ તોડી, મોટેથી રડી પડી, 'ઓ, જી....મને મૂકીને કયાં જાઓ છો!'

શશિશેખરના વિસ્ફારિત નેત્રો ફરતાં ફરતાં શાંતિના મુખ પર સ્થિર થયાં. એ સ્થિર દૃષ્ટિ સ્મૃતિ એ જ શાંતિના જીવનની મૂડી !'

ત્યારે દશમીની રાત લગભગ પૂરી થઈ ગઈ હતી. એક–બે પંખી શરીર પરથી ઝાકળ ખંખેરતાં હતાં. શાંતિના નેત્રના નીરની જેમ પાંદડાં પરથી મૃદુ મંદ ઝાકળ ખરતી હતી. રાત્રીનો અંધકાર ધીમે ધીમે ઓછો થતો હતો. શશિશેખરના જીવનનો અંત આવ્યો છે. પરંતુ એ નિસ્તબ્ધ ઓરડામાંથી યમની છાયા ત્યારે પણ ગઈ નથી. હજી પણ જાણે તે ત્યાં ફરે છે. એ જ વખતે શશિશેખરના બહારના બારણે અવાજ આવ્યો : 'ભાભી !'

શાંતિ ભયભીત બની ધીરે ધીરે નીચે આવી. વિભાસે કહ્યું : 'હું કાલે જ આવ્યો ભાભી પરંતુ લીનાએ કેમે કરી છોડ્યો નહીં. થિયેટરમાં તાણી ગઈ. દાદા કયાં છે ?'

શાંતિએ માથું ફેરવી ઉપરની તરફ બતાવી દીધું.

*

# ગાંડાની હોસ્પિટલમાં

રામપ્રસાદ દવે

રમણીકલાલ બહુ સારા માણસ. કથામાં જાય. ચર્ચામાં ભાગ લે. બોલનાર બીજો કોઇ ના હોય તો પોતે સારું બોલે. બ્રહ્મ વિષે દાખલા દલીલથી સમજાવે. જગત મિથ્યા છે એ વાત એવી રીતે સમજાવે કે આપણને ગળે ઉતરી જાય. આપણને થાય, વાહ રમણીકલાલ વાહ, ધન્ય છે તમારા જ્ઞાનને.

પણ રમણીકલાલની એક મુસીબત ભારે. જ્ઞાનનો એકેય છાંટો જીવનમાં ઉતારેલ નહીં. પોતે જાણે પોસ્ટમેન હોય એમ સદ્ગ્રંથો, સત્પુરુષોના વચનો, મહાપુરુષોની કર્મગંગા વગેરે મસાલો મેળવી અને બધી ભેગી કરેલી ટપાલ વહેંચી આવે. એમાં જરાય ચૂક ન કરે! ટપાલીથી એ એટલું અદકું કામ કરે કે સારા વિચારોની જ ટપાલ વહેંચે. પણ હૃદયમાં રંગ લાગે નહીં. દાનનો મહિમા ગાય. પણ પોતાથી દમડી છૂટે નહીં.

એકવાર હું અને રમણીકલાલ ગાંડાની હોસ્પિટલમાં ગયા.

એક ગાંડો કાંકરા એકઠા કરતો હતો.

બીજા ગાંડાએ કાચના ટુકડા જતન કરીને સાચવ્યા હતા. અને એમાં એક બીજા ગાંડાએ આવીને તેના બધાયે કાચ વેરવિખેર કરી નાંખ્યા. હોસ્પિટલનાં માણસોએ રોકવા ઘણું કર્યું. પણ પેલાનો વેગ એટલો બધો હતો કે રોકયો રોકાય નહીં. જેના કાચના ટુકડા વેરાયા એ ગાંડો તો પોતાનો બાપ કે બૈરી મરી ગઇ હોય એ પ્રમાણે પોક મૂકીને રડી પડયો. આપણાથી સાંભળ્યું ન જાય એવું રુદન કર્યું.

રમણીકલાલના મુખ પર વિચિત્ર ફેરફાર થવા માંડયા.

એક બીજા ગાંડા પાસે અમે રોકાયા. નો એને ગામનાં રંગબેરંગી ગાભાં એકઠાં કરીને એવી સુવ્યવસ્થિત ગોઠવણી કરી હતી કે રંગની આટલી ઊંડી સમજ આને કંઇ રીતે મળી હશે એનું અમને આશ્ચર્ય થયું. રમણીકલાલ મને કહે, બિચારો બહારથી કેટલો વ્યવસ્થિત લાગે છે. અંદરથી અવ્યવસ્થિત હશે ત્યારે જ અહીં આવ્યો હશે ને? મેં કહ્યું. 'અંદરથી અવ્યવસ્થિત તો આપણે બધા હોઇશું. પણ એની અવ્યવસ્થિતતા ગજાઉપરવટ થઇ ગઇ હશે.'

એક બીજા ગાંડાએ તો રમણીકલાલને પૂછયું. 'તમે કોણ છો? તમારી પાસે કેટલા પૈસા છે?'

રમણીકલાલ પત્ની પાસે પણ સાચું ન બોલે. એ કોણ જાણે કેમ સાચું બોલી ગયા. અથવા તો એવું અમને લાગ્યું.. '૨૫૦૦૦.'

'પચીસ હજારે શું થાય? મારે તો બાવન કરોડ જોઇએ છીએ.'

રમણીકલાલને રસ પડયો. પૂછયું. 'બાવન કરોડનું શું કરવું છે?'

'મારે એક હોટલનો પ્લાન છે. એમાં દેશવિદેશની રૂપસુંદરીઓ હશે. સહેલાણીઓ માટે વિમાનની વ્યવસ્થા હશે. પાંચથી માંડી પચીસ હજાર માણસો જમી શકે તેવી વ્યવસ્થા ત્યાં હશે. રાતને દા'ડો ભક્તિગીતો-સીનેમા ગીત, શાસ્ત્રીયસંગીત. જુદાં જુદાં દેશોના લોકગીતો જ્યાં ચાલતા હોય તેવા જુદા જુદા ઓરડા હશે.' એમ કહી એણે આખો પ્લાન બતાવ્યો.

રમણીકલાલ પ્લાન જોઇ છક્ક થઇ ગયા. એમાં કાંઇ ખામી ન હતી. પછી રમણી

એમને પૂછયું. 'તમારા પચ્ચીસ હજારનો શું પ્લાન છે?'

રમણીકલાલ કંઇ જવાબ આપી શકયા નહીં. ઊંડા ઊતરતા ગયા. પેલાએ તેને એમાંથી બહાર કાઢવા જાણે કહ્યું 'જુઓ મારે પચ્ચીસ હજાર ખૂટે તો તમે આપશો ને! હું તમને એક વરસમાં વ્યાજ સાથે પાછા આપીશ.'

રમણીકલાલનું મોઢું ધારી ધારીને જોઇ એ ખડખડાટ હસી પડયો. 'જાવ, જાવ. તમારાથી નહીં છૂટે. હું મારો પ્લાન બિરલા કે તાતા પાસે મોકલીશ. એ નહીં માને તો મારે અમેરિકાથી જ કોકને શોધવા પડશે'

તમે કહેશો કે, 'હવે તમારે એમ કહેવું છે ને કે પછી રમણીકલાલ સુધરી ગયા. અથવા એમણે એમના પૈસા વિશે પુનઃ વિચાર કર્યો કે હું કાચના ટુકડાની જેમ પૈસા એકઠા કરું છુ.

ના, મારા સાહેબ, ના. મારે તો એમ કહેવું છે કે, અમારા રમણીકલાલે મનમાં માડ એક ડૂબકી ખાધી પછી પાછા જેમ હતા તેમ તરતા રહ્યા.

ભાઇ, એ તો એવું છે કે બહુ ઓછાના નસીબમાં લખ્યું હોય છે કે 'મારે એક ડુબકી બસ થાય!'

અમારા રમણીકલાલને આનો ભાર માત્ર દોઢ કલાક રહ્યો.

*

સુરેશ મજાનો માણસ. અફલાતુન માણસ! તમે જુઓ ને તમને ગમી જાય. તમારી સાથે સંબંધ બાંધવાની ભૂખ પણ એને કયારેક જાગે. તમારે માટે કામ કરે. પણ એની એક ટેવ ખરાબ

સુરેશ નાનું મોટુ કોઈ કામ કરે ત્યારે એવુ વાતાવરણ ઊભું કરે કે આપણને ત્રાસ થઈ જાય. આરંભમાં તો તેમજ થાય કે આ કામગરો માણસ છે.

પણ એની ઓફિસના એની નીચેના કે ઉપરના બધા ત્રાસી જાય. કેટલાક તો મોઢે ચઢીને કહે 'કે સાબ, તમે 'ડીસ્ટીક'મા રહેતા હો તો સારું કામ થાય. અહીંનું કામ તો અમે સંભાળી લઈશુ'

પણ ગામડામા જઈને પૂછો ને મુખી આખા બોલો હોય તો તમને એમ કહે, 'સાબ, અમ સારા પણ એમનો સ્વભાવ કૂતરાનો કોઈનુ ખરાબ ન કરે પણ એ જ્યાં સુધી હોય ત્યાં સુધી આપણે ત્રાસી જઈએ. ભાઈ, એ આવીને જાય તે દિ નાળિયેર વધેરું છુ.'

બધાને જ ત્રાસ થાય એટલું જ નહિ પણ એને ય ત્રાસ થઈ જાય. એને ય થાય કે આ તે નોકરી છે! પણ કામ સાથે એકરૂપ થવાની વાત નહિ. કામમાંથી આનંદ મેળવવાની તો કલ્પના પણ નહિ. પછી એમાથી બીજાને જીવનરસ મળે એ વાત તો જડે જ કયાંથી?

આવડત નથી એમ નહિ પણ ઉહાપોહ-ધમાલ વિના કામ જ ન કરી શકે.
કામ વખતે કોઈ સુરેશને જુએ તો એને જરૂર લાગે કે આ કેટલો ભાર ઉપાડે છે!
સુરેશમાં સ્વસ્થતા આવે એવી પ્રાર્થના મુખમાંથી નીકળી જાય.
વળી મનમાં પ્રશ્ન ઉભરાયા કરે.

મારામાં સુરેશ જન્મતો નથી ને-કયારે ય તે?

હું કામને ચાહું છું?

મારી કામ કરવાની પદ્ધતિથી જગતની અશાંતિમાં વધારો તો નથી થતો ને?

—રામપ્રસાદ દવે

# મમતા પેટ ભરીને રોઈ

'સ્નેહાબ્ધિ'

રાતના કોઇક ખેતરનો બાવળીઓ કાપી ગયું હતું. ઉપરનાં ડાળાં-પાંખડાં બધું જ કપાઇ ગયું હતું. કેવળ એક કાળા થડનું ઠૂંઠું સૂનમૂન ખેતર વચ્ચે ઊભું હતું. શિયાળાની વહેલી સવારે સૂરજના હૂંફાળા તડકામાં બોરડીના બોર વીણતો જ્યારે હું મારી દાદીમા સાથે ખેતરે ગયો, ત્યારે અમે આ જોયું, ને માગથી બોલાઈ ગયું : 'બા, આપણો બાવળીઓ—'

ને આગળ બોલતાં જ્યાં મારી નજર દાદીમાના મુખ પર ગઇ ત્યાં હું એકાએક થંભી ગયો. સહેજ પૂર્વે જે મુખ પર સંસારના સર્વ નિર્ગલિત ભાવોની નિષ્કમ્પ સૌમ્યતા ધરતી પર છાયેલા નિર્દોષ તડકા જેવી છલકાતી હતી તે મુખ સહેજ મલાન બની ગયું હતું. ઘેરી ઉદાસી એમની આખી આંખોમાં પથરાઇ ગઇ હતી. ને એક પણ હરફ બોલ્યા સિવાય દાદીમા સ્તબ્ધ ભાવે કપાયેલા બાવળીઆને એવી રીતે નિહાળી રહ્યાં હતાં કે જાણે એકના એક સાત ખોટના દીકરાની લાશને કોઇ જનેતા ના નિહાળતી હોય ...

'દાદીમા . ' મેં ફરી તેમને બોલાવ્યા, પણ એકે ય હરફ તેમના મોમાંથી બહાર ન નીકળ્યો, તે ન જ નીકળ્યો. હાથમાની દાતરડી જેમની તેમ જ રહી ગઇ. ને એ ઢેફાની જેમ ધફ દઇને નીચે બેસી ગયાં. જે ઘાસ લેવાને માટે અમે આવ્યાં હતાં, તે ઘાસ કયાંય સુધી રખડી ગયું.. આખરે ચાર ફલ્લી કાપી, ન કાપી, ને અમે ઘાસ લઇને ઘેર આવ્યાં, પણ તે દિવસે દાદીમાનું મન કયાંય ચોટતું નહોતું. એકે ય કામમાં તેમનો જીવ નહોતો . .. જેમ તેમ રોટલા કરીને એમણે મને કહ્યું : 'રઘુ ખાઇ લે ...'

પાણીનો લોટો ભરતાં હું બોલ્યો :'બા, તમે ય બેસો ને.'

'ના, આજ મારે નથી ખાવું. તું ખાઇ લે' એમ કહી તે ચૂલામાં લાકડાં સંકોરવાં લાગ્યાં.

તેમની એ વેદનાને હું એ પળે બરાબર તો નહોતો સમજ્યો. પણ આજ આ ઉંમરે જ્યારે વિચાર કરું છુ ત્યારે મને સમજાય છે કે લેખકો ને કવિઓ જે નિસર્ગ પ્રેમની અદ્ભુત વાતો લખે છે, ને માનવના હૈયામાં ઊંડે ઊંડે સૂતેલી અજબ મમતાની આશ્ચર્યભરી વાર્તાઓ લખે છે; તેમાં ઉમેરો કરી જાય તેવો નજરે દીઠો મારાં આ દાદીમાનો એ પ્રસંગ છે ... માનવી વૃક્ષોને પ્રેમ કરે છે, વૃક્ષોનેચાહે છે, ને મમતાથી ઉછેરે છે, ને એમને ખુલ્લા આકાશમાં પવનના હિલોળે ડાળપાંદે ઝૂલતા જોઇને આનંદ ને સંતોષથી હરખાય છે નહિ, આંબો, નહિ જાંબુ, નહિ રાયણ કે નહિ જામફળી; કે નહિ બીજું એવું એકે ય ફળાઉ ઝાડ પણ કેવળ એક બાવળીઓ કપાયેલો જોઇને જેણે દિનભર ખાધું પણ નહિ—જેને ગળે ખાવાનું ઊતર્યું પણ નહિ તેવી એ અભણ વૃદ્ધ નારીના હૈયામાં એ શૂળોવાળો બાવળ કેવી અજબ મમતા જમાવી ગયો હતો, તેનો ખ્યાલ કરું છું ત્યારે સહેજે કહેવાઇ જાય છે કે 'કેવો અદ્ભુત વૃક્ષપ્રેમ!'

—ને સાચી વાત તો એ છે કે જ્યારે એ બાવળનો કાપનાર પકડાયો, ને એના બધાં જ લાકડા અમારો ખેડૂત અમને પાછા દઇ ગયો, ત્યારે દાદીમાએ એટલું જ કહ્યું કે : 'હવે એનાથી મને બાળજો...!'

એ સાંભળી ખેડૂત બોલ્યો : 'ડાશીમા, એમાં જીવ શું બાળો છો? હતો તો બાવળી-

એ જ ને ? એના કાંટા વાગતા રહ્યા... અને ખેતર વચ્ચે નકામો જમીન રૂંધનો હતો... મને તો સાવ ભૂંડાભૂખ જેવો લાગતો તો... કપાઇ ગયો તે સારું જ થયું...'

એને જવાબ દેતાં દાદીમાએ કહેલું : 'આપણો દીકરો કદરૂપો હોય એટલે શું આપણે એને ફેંકી દઇશું, વારુ ? ને બાવળ તારે મન જે હોય તે પણ મારે તો દીકરાથીય વિશેષ હતો.. આખી જિંદગી વેતરું કૂટીને જેની છાયા નીચે બે ઘડી શાંતિથી રોજ બેઠી છું તેની કિંમત તને સમજાય, વારુ ? વિચાર તો કરી જો કે એ બાવળીઓ કેટલો સુંદર લાગતો હતો ! એ કપાઇ ગયા કેડે ચોમેર નજર નાખીએ છીએ, ને આકાશ સાવ અડવું લાગે છે...જાણે કોઇ ખાવા ધાતું ન હોય...ઝાડનીય માણસોમાં એક પ્રકારની વસ્તી છે. એના વિના આપણને શી રીતે સોરવે ? એ બાવળ કપાતાં ખેતરના આકાશનો આખો ચહેરો-મહોરો સાવ કદરૂપો થઇ ગયો.'

ને પછી ભૂતકાળમાં સહેજ આંખો માંડીને ઘરની બારસાખ પર બનાવેલી માટીની ઓટલી પર બેસી જતાં દાદીમા બોલી રહ્યાં : 'ભાઈ તું શી રીતે સમજે કે જે દિવસથી પરણીને આ ઘરમાં મેં પગ માંડયો છે, તે દિવસથી આ બાવળીઓ પ્રત્યે મને પ્રેમ ને લાગણી જાગ્યાં છે. દુઃખના દિવસોમાં અનેક ગણી ચિંતાઓ વચ્ચે એની છાયા નીચે બેસીને ખાધેલું ડુંગળી ને રોટલાનું ભાતું મીઠું મધ જેવું લાગ્યું છે...ને એના પર માંચડો નાખીને જાર ને બાજરી ટોવા ગોફણની ગલોલીએ ઢેફા ઉડાડતો મારો દીકરો જોઇને મને કેવો આનંદ થયો છે એ કેમ કરીને તને બતાવું !'

ને જાણે કે ભૂતકાળના કોઇ પરમ સ્વજનનું સ્મરણ ન કરતાં હોય તેમ એ બાવળની કેટલીય વાતો હર્ષભેર કરી રહ્યાં......ને એજ બાવળની આગમાં એમની ચિતા જલાવીને એ આજ તો આ દુનિયામાંથી સદાયને માટે ક્યારનીયે વિદાય લઇ ચૂકયાં છે, પણ હજુય ખેતર વચ્ચે ઠૂંઠું થડ મહેરાવતો પેલો બાવળ જ્યારે જ્યારે જોઉં છું; ત્યારે દાદીમાનો વૃક્ષ પ્રેમ મારા હૈયામાં ઉભરાઇ આવે છે, ને હું એ બાવળની પ્રીતને તાજી કરતો જૂનો ભૂતકાળ યાદ કરીને સૂના આકાશ સામે નિહાળી રહેતાં બોલું છું કે : 'હે આકાશ, તારા કાવ્યની એક લીટી અહીંથી કોઇકે છેકી નાંખી હતી, તે દિવસે એ એક અભણ ડોશીની મમતા પેટ ભરીને રોઇ હતી......'

ને મૂંગું આકાશ મારા એ બોલ છાના છાના સાંભળીને આજેય નિસાસો નાંખે છે–'



સુપ્રસિદ્ધ અમેરિકી નાગરિક ને ફોર્ડમોટર કંપનીના માલિક શ્રી હેનરી ફોર્ડને એના પાછલા દિવસોમાં એક પત્રકારે પૂછ્યું :

'આપને સર્વ પ્રકારનું સુખ છે, ધન છે, કીર્તિ છે, મોટાંમોટાં કાર્યો કરવાનું આપને ગૌરવ છે. છતાં શું કોઈ એવી ચીજ છે ખરી, જે આપ માનો છો કે આપને નથી મળી ?' શ્રી ફોર્ડે જણાવ્યું:

'હા, મને ધન ને કીર્તિ મળ્યાં છે, પણ મૈત્રી નથી મળી શકી. મારા ધનને લીધે હું જનતાથી અલિપ્ત થઈ ગયો છું, આજે મારો કોઈ સાચો મિત્ર નથી. જો મારે ફરીથી જીવન શરૂ કરવાનું હોય તો પહેલું કામ હું, સાચા મિત્રોની શોધનું કરું. પૈસા આપીને મિત્ર ખરીદાતો નથી. એ તો ખરીદાય છે, કેવળ આપણી જાત એને અર્પણ કરવાથી જ. હું એ કરી શકયો નથી. વૃદ્ધાવસ્થામાં દિલ ખોલીને મારી સાથે મનભર વાતો કરે; સાહિત્ય, સમાજ અને રાજકારણની ચર્ચા કરે એવું કોઈ આજે મારી પાસે નથી; મને આમ મિત્રો તો મળ્યા, પણ તે કોઈને હું મારા પોતાના ન બનાવી શકયો.'

# જ્યાં જીવન છે ત્યાં દુઃખ છે

દરેક માનવી દુઃખમુક્ત અને ચિંતામુક્ત જીવન ચાહે એ સ્વાભાવિક છે, પરંતુ જીવન જેનું નામ, તેમાં એ શક્ય જ નથી. ધર્મગ્રંથોમાં જીવનમુક્ત દશાની જે કલ્પના થઈ છે તે એમ સૂચવે છે કે દુઃખ અને ચિંતામાંથી મુક્ત થવું હોય તો જીવનમુક્ત થવું જોઈએ. આ જીવનમુક્તિ એટલે આત્મહત્યા નહિ, મૃત્યુ નહિ, પરંતુ દેહ અને મનથી પર એવા પરમાત્માતત્ત્વ સાથેનું અનુસંધાન. એ તત્ત્વ સમગ્ર વિશ્વમાં વ્યાપેલું છે, એનું જ્ઞાન પ્રગટે અને તેની એકરૂપતા સધાય તો શરીર અને મન હોવા છતાં તેના સુખ-દુઃખથી મુક્ત થઈ શકાય; પરંતુ આવી જીવનમુક્ત દશા મેળવવા માટે જે સાધના કરવી પડે તેનું શું ?

દુઃખ ને ચિંતાથી મુક્ત થવા આત્મહત્યાનો માર્ગ લેનારા માણસો મળી આવે છે. મૃત્યુ પછી શું થાય છે તે ઈશ્વર જાણે. પરંતુ ઈશ્વરમાં અને પુનર્જન્મમાં ન માનનારા પંથો ને એવી વ્યક્તિઓ પણ આત્મહત્યાનું સમર્થન કરતાં નથી. આત્મહત્યાની ક્રિયા બીજું કંઈ નહિ તો એટલું સૂચવે જ છે કે એથી દુઃખની પરાકાષ્ઠા સરજાય છે. માત્ર માનવી જ નહિ, પ્રાણી માત્ર જીવવા ચાહે છે ને તે માટે હજાર જાતના પ્રયાસો કરે છે. મરવા માટે માણસ પાસે અનેક સાધનો મોજૂદ હોય છે, છતાં આપણે જાણીએ છીએ કે લાખો ને કરોડો દુઃખીઓમાંથી એકાદ બે માણસો જ આત્મહત્યાનો માર્ગ લે છે. શરીરદ્વારા કોઈ ક્રિયા થઈ શકતી ન હોય અને દેહની હસ્તી કેવળ પોતાને માટે જ નહિ, બીજાઓ માટે પણ ત્રાસદાયક હોય તોયે માનવી તેને છોડવા ઈચ્છતો નથી. અરે, પાગલ ગણાતા માણસો પણ જીવવાનો પ્રયાસ તો કરતા જ હોય છે.

આ વાસ્તવિક પરિસ્થિતિ એમ દર્શાવે છે કે આધ્યાત્મિક અર્થમાં જીવનમુક્તિ કઠિન સાધના માગી લે છે અને સ્થૂળ અર્થમાં તે જો આત્મહત્યા હોય તો ત્યાં દુઃખની પરાકાષ્ઠા છે એટલે તેનો સ્વીકાર કોઈક જ કરે છે. આ પ્રશ્ન પર જો ઊંડાણથી આપણે વિચારશું તો એમ પણ જણાશે કે કુદરતે પ્રાણીમાત્રમાં જે જિજીવિષા મૂકેલી છે તેનો હિસ્સો તો જીવવા પાછળ હોય જ છે, પરંતુ તે ઉપરાંત ગમે તેવા ત્રાસદાયક જીવનમાં આનંદ અને રસ આપનારાં તત્ત્વો પણ હસ્તી ધરાવતાં માલૂમ પડે છે. માનવીને આકાશ ગમે છે, ધરતી ગમે છે, વનસ્પતિ ને પશુ પંખી પણ ગમે છે. શરીરની પાંચે પાંચ ઇંદ્રિયોનું સુખ જ્યાં સુધી છીનવાઈ જાય નહિ ત્યાં સુધી કંઈ ને કંઈ સુખ મળતું રહે છે. આંખ ઉઘાડી હોય તો ચિત્ત પ્રસન્નતા અનુભવે એવું કેટલું બધું દેખાય છે ? કાન ખુલ્લા હોય તો આ સૃષ્ટિના વિવિધ સ્વરોમાંથી આનંદ આપનારા સ્વરો ચિત્તને ખેંચી રાખે છે. સ્વાદેન્દ્રિયની તો શી વાત કરવી ? પ્રથમ ભલે સંયોગવશ, પણ અંતે તો ટેવ પડતાં બધામાં સ્વાદ અનુભવાય છે તે કોણ નથી જાણતું ? સ્પર્શ અને ગંધનો વિચાર કરીએ તો સ્પર્શેન્દ્રિય તો છેવટ સુધી રસ આપ્યા કરે અને ગંધશક્તિ જાગૃત હોય તો તે દ્વારા પણ સુખ ભોગવી શકાય. સંભવ છે કે જેને આપણે જિજીવિષા કહીએ છીએ તેની ઉત્પત્તિ આવા આનંદમાંથી થઈ હોય.

આ ઉપરથી એટલું ફલિત થાય છે કે જીવનમાં દુઃખની સાથે કોઈને કોઈ પ્રકારનું સુખ પણ રહેલું હોય છે અને તેથી જ માણસ જીવવા ઈચ્છે છે. હવે જો જીવન ભોગવીને એમાંથી દુઃખ અને ચિંતા નાબૂદ કરી શકાય અથવા તો ઓછાં કરી શકાય તો માનવીના આનંદનો અને સંતોષનો પાર ન રહે. આ માટે આધ્યાત્મિક અર્થમાં જેને જીવનમુક્ત દશા કહે છે તેની પ્રાપ્તિ એ શ્રેષ્ઠ ઉપાય છે એમાં શંકા નથી. દુઃખનો અનુભવ મન કરે છે. ચિંતા, ભય, શંકા મનમાં પ્રગટે છે. શરીર અને મનનું એવું જોડાણ છે કે સતત એકમેક પર અસર પાડે છે. આ

શરીર રહે ને મન પણ રહે, છતા તે સુખદુ ખનો અનુભવ ન કરે એવુ તો ત્યારે જ બની શકે, જ્યારે એ બને કરતા વધુ પ્રકાર અને શક્તિ ધરાવતા તત્ત્વનું જીવન પર આધિપત્ય હોય આટલુ તો સો કોઈ સમજે છે કે એવુ તત્ત્વ આ આત્મા જ છે આત્માની પ્રાપ્તિ એટલે જ જીવનમુક્તિ

આત્મતત્ત્વના જ્ઞાનરૂપ એવી જીવનમુક્ત દશા સાધના વિના થઈ શકે નહિ એમ સો કોઈ સ્વીકા રશે, પરતુ સાધના તો કષ્ટમય જ હોય એ પ્રચલિત મા યતા સાચી નથી હા, જે સાધના સાથે હૃદયનો મેળ ન હોય અને જે સાધના આપણા પર કોઈએ લાદી હોય અથવા તો આપણે જ બેજારૂપે સ્વીકારી હોય તે કષ્ટમય હોય એમા શકા જ નહિ, પરતુ સાધનાનો ભાવ હૈયામાથી જાગ્યો હોય અને સાધના ન થાય તો બેચેન બની જવાય એવી સ્થિતિ હોય તો સાધનાનો કાળ પણ આનદમય બની રહે બુદ્ધ કે મહાવીરનો ગૃહત્યાગ કે ગાધીજીના ઉપવાસ એમના માટે દુ ખરૂપ નહિ પરતુ અતરની વેદનામા રાહત આપનારા હતા આ દૃષ્ટિએ વિચારીએ તો આપણી સાધના, બીજાની નજરે દુ ખમય ને કષ્ટમય હશે, આપણી નજરે પરમ સુખ અને આનદની એ યાત્રા બની રહેશે પછી પ્રશ્ન એ ઉદ્ભવે છે કે સામાન્ય માનવીના સામાન્ય જીવનમા દરરોજ જે ભય, ચિતા, દુ ખ, તકલીફ આવે છે તેમાથી એ મુક્ત કઈ રીતે થઈ શકે ? આનો ખરો અને છેવટનો ઉપાય તો જીવનમુક્તિનો જ છે પરતુ સાધના એ યાત્રા છે અને તેનો ક્રમ હોય છે તે જો આપણે ધ્યાનમા રાખીએ તો સામાન્ય માટે સામાન્ય ઉપાયો પણ શોધી કાઢીએ સર્વ પ્રથમ તો એ જ સમજી લેવુ જોઈએ કે જ્યા જીવન છે ત્યા દુ ખ છે, ચિતા છે, ભય છે, તકલીફ છે. ભગવાન બુદ્ધના 'સત્યો'ની વાત જેવુ આ છે જગતમા જન્મ, આ જરા, વ્યાધિ, મરણ, પ્રિયનો વિયોગ અને અપ્રિયનો સયોગ છે ને છે અટલુ જો સમજી લેવાય તો આપણુ મન એ સહી લેવા અર્ધુ તૈયાર થાય. જીવન એટલે સગ્રામ એમ જે કહેવાયુ છે તે ખોટુ નથી શ્વાસ લેવામા, ઉઠવામા, બેસવામા, સૂવામા, ભોજન લેવામા, તે પચાવવામા, અરે, આખને ઉઘાડ બધ કરવામા પણ કોઈને કોઈ જાતનો સગ્રામ રહેલો હોય છે. જીવનને સલામત રાખીને આ સગ્રામમાથી કોઈ નાસી જઈ શકે એમ નથી આ સત્ય સમજીને સૌથી પહેલા તો સહન-શક્તિ કેળવીને તકલીફોને આપણે સહજ બનાવી દેવી જોઈએ. એ પછી વિવેકદ્વારા તેનુ પ્રમાણ ઓછુ કેમ થાય તે શોધવુ જોઈએ આપણી ઘણી તકલીફો આપણે જ પેદા કરેલી હોય છે એમ ચોક્કસ સમજી લેવુ આપણી વાસના મમતા, અપેક્ષા ને લાલસા કેટલી તકલીફો પેદા કરે છે ?

દુ ખ તો જીવનમા હોય જ કામની સાથે તકલીફ સહજ ગણાય, કોઈ વાસનાની પૂર્તિ કરવી હોય તો વધુ તકલીફ સહેવી જ પડે, લાલસામા તો આપણે તણાઈ પણ જઈએ, અપેક્ષા ને તૃષ્ણા સાથે દુ ખ જડાયેલુ જ છે આશક્તિ સાથે વિયોગનુ દુ ખ અનિવાર્ય વગેરે જો આપણે સમજી જઈએ તો એ સમજણથી દુ ખનું પ્રમાણ એટલુ હશે તોયે તેની અસર ઘણી ઓછી થઈ જશે. એ પછી દુ ખ-ચિતાના કારણો શોધી તેને દૂર કરવાના ઉપાયો યાજશુ તો જીવનમુક્ત દશાની અહીં જે વાત કરી છે તે ધીમે ધીમે અતરથી સમજાવા લાગશે અને એ દિશાની સાધના પણ ઓછા પરિશ્રમે શરૂ થઈ જશે. દુ ખમુક્તિ માટે પહેલી જરૂર તેના અને અસ્તિત્વના જ્ઞાનની અને સ્વીકારની છે બીજી જરૂર તેના કારણો શોધી તેનુ પ્રમાણ ઘટાડવાની છે અને ત્રીજી જરૂર તેના પર જઈને જીવનમાથી તેનું સ્થાન નાબૂદ કરવાની છે જીવનમુક્તિ વિના સપૂર્ણ દુ ખમુક્તિ શક્ય નથી



સત્યને ખાતર મરી ફીટવાનુ અઘરુ છે, પરતુ તેથી ય વધુ કઠિન તો સત્યમય જીવન જીવવાનુ છે મૃત્યુનો સામનો કરવામા થોડી ક્ષણો માટે હિમત અને દઢતાની જરૂર પડે છે, જ્યારે જીવવા માટે તો એ ગુણો આત્મસાત્ જ થઈ જવા જોઈએ.

# "લગન દીકરીના, ફેરા માના!"

ભગીરથ કાનૌડિયા

બે જુવાન મિત્રો હતા. તેમાં એક બ્રાહ્મણ અને બીજો જાટ. બન્ને આજુબાજુમાં રહેતા હતા. એક વાર બન્ને મિત્રો દસ ગાઉ દૂર, ઊંટ પર બાજુના શહેરમાં મેળો જોવા ગયા. પાછા ફરતી વખતે, ઊંટને બાંધેલી રસ્સી તૂટી ગઈ એટલે જાટ યુવાને સહજ-ભાવે બ્રાહ્મણ મિત્રને કહ્યું "દોસ્ત, તારા ગળામાં જનોઈ છે તે કાઢી આપ તો તેના વડે આ દોરીને ગાંઠ જોડી દઉં."

બ્રાહ્મણ યુવાન ગુસ્સે થઈને બોલ્યો: 'તું પણ કેવી જડભરત જેવી વાત કરે છે—જનોઈનો આવો ઉપયોગ થતો હશે? આ તો દોરાના પવિત્ર તંતુમાંથી બને છે. ગુરુને હાથે મંત્રો બોલીને તથા હવન કર્યા પછી જ તે ધારણ કરાય છે અને તે પહેરનારને હંમેશા પવિત્ર મંત્રોચ્ચાર સાથે ત્રિકાળ સંધ્યા કરવી પડે છે. તેમજ "ૐ ભૂર્ભુવઃ સ્વઃ" ગાયત્રી મંત્રનો જાપ હંમેશાં કરવો પડે છે. તે દર વર્ષે બદલવી પડે છે ત્યારે પણ મંત્રોચ્ચાર સાથે જૂની જનોઈને પીપળાના વૃક્ષમાં પધરાવી, નવી ધારણ કરવી પડે છે. બ્રાહ્મણને મન જનોઈનું આટલું મહત્વ છે ત્યારે તને ઊંટના દોરડામાં બાંધવા માટેનો દોરો દેખાય છે! આવું બોલવાથી પણ કેટલું પાપ લાગે, તે ખબર છે?'

જાટ મિત્રને આમાંનું કાંઈ સમજાયું નહિ અને પોતાનો બ્રાહ્મણ મિત્ર શું લવારી કરી ગયો તે ખયાલ પણ આવ્યો નહીં. તેને માત્ર એટલું સમજાયું કે તે જનોઈ આપવા માગતો નથી, એટલે કહ્યું: 'અરે ભાઈ, એમાં નારાજ થવાની જરૂર નથી. મારે દોરાની જરૂર પડી અને તારા ગળામાં જોયો એટલે માગ્યો. ન આપવો હોય તો ન આપ પણ નારાજ શું કામ થા'છ?'

તૂટેલી લગામ સાથે ઊંટને ચલાવવામાં જાટને મુશ્કેલી તો બહુ પડતી હતી પણ તેણે જેમ તેમ કરીને ચલાવી લીધું અને બન્ને મિત્રો પોતાને ગામ પહોંચી ગયા. ઘેર જઈને જાટ યુવાને પોતાના બાપને વાત કરી:

'બાજુવાળો બ્રાહ્મણનો દીકરો આમ મારો દોસ્ત થાય છે પણ જણુ બરોબર નહીં!'

બાપે પૂછ્યું: 'કેમ?'

એટલે દીકરાએ બનેલી હકીકત કહી સંભળાવી. વાત જાણી લીધા પછી તેના બાપે કહ્યું: 'એ બ્રાહ્મણના છોકરાનો બાપ પણ એવો જ છે. એક વાર મારે તેની સાથે કામ પડયું હતું પરંતુ કોઈને પણ ઉપયોગમાં આવે એ તેમના સ્વભાવમાં નથી. બ્રાહ્મણ કોઈ દિવસ કોઈને ઉપયોગી થતો નથી. હા, કોઈનું બગાડવામાં એ પાવરધો એટલે તો કહેવત પડી છે.

દીકરાએ બાપને પૂછ્યું: 'તમારે એનું શું કામ પડયું હતું?'

બાપે સ્પષ્ટતા કરી: 'તારી બેનના લગ્ન વખતે આ બાજુ જાન આવી અને વરરાજા તોરણે આવ્યા એ જ વખતે તારી બેનને સખત તાવ ચડયો. એ વખતે આ બ્રાહ્મણ છોકરાના બાપને મેં કીધું કે મારી છોકરી તાવમાં શેકાય છે. તારી પુત્રીને બે કલાક માટે જો મોકલ તો લગ્નવિધિ પતી જાય અને ફેરા પણ ફેરવી લેવાય! પછી સવારે વિદાય વખતે તો મારી છોકરી સાજી થઈ જશે. પણ બ્રાહ્મણ એકનો બે ન થયો!'

કુતૂહલવશ પુત્રે પિતાને ફરીથી પૂછ્યું : 'પછી તમે વિવાહ કેમ પતાવ્યા?' બાપે કહ્યું : 'ગમે તેમ કરીને કન્યાને પધરાવવી તો જોઈએ જ. એટલે મેં તારી બેનને ઠેકાણે તારી માને બેસાડી. બીજે દિવસે સવારે તારી બેનની તબિયત ઠીક થઈ જતાં બધું રંગે ચંગે પતી ગયું! બ્રાહ્મણને ભરોસે રહ્યો હોત તો લગન રખડી પડત!'*

* શ્રી ભાગીરથ કાનોડિયાના પુસ્તક 'બહતા પાની' માંથી સાભાર

•

## સર્વધર્મસમભાવ

મુગલ સમ્રાટ જહાંગીરે પોતાના મહાન પિતા–મહાન અકબરની સર્વધર્મસમભાવની વિશાળ દૃષ્ટિ વિશે તેની આત્મકથા 'જહાંગીરનામા'માં નીચે પ્રમાણે નોંધ્યું છે.

જહાંગીર લખે છે.

'મારા વડીલ–બાદશાહ અકબરે કોઈના પણ ધર્મમાં હસ્તક્ષેપ કર્યો નથી. શું હિંદુ કે શું મુસલમાન એ બન્ને તરફ તેમની વર્તણૂક એકસરખી રહી છે. કોઈ પણ હિંદુ મંદિરની મૂર્તિ કે એવા કોઈ મંદિરનો તેમણે નાશ કર્યો નથી. એટલું જ નહિ, પણ હિંદુઓના જે અનેક ધાર્મિક ઉત્સવો છે તેમને પણ ઉતારી પાડવાનો કદાપિ પ્રયત્ન કર્યો નથી. તેમની આવી દૃષ્ટિ પાછળ શો હેતુ હશે એ જાણવાના સાહજિક ઈરાદાથી એક વાર મેં તેમને પૂછયું એટલે તેઓએ મને કહ્યું :

'બેટા, આ વિશાળ પૃથ્વીને જોતાં હું તો એક ક્ષુદ્ર રાજા છું. મહાશક્તિશાળી પરમેશ્વરનો એક અત્યંત સૂક્ષ્મ અંશ છું. સાચી રીતે જોઈએ તો પરમેશ્વરથી જ જગતના પ્રાણીમાત્રનું નિષ્પક્ષપાત બુદ્ધિથી રક્ષણ કરે છે. એટલે જ્યારે આવા ન્યાયી પરમેશ્વરે થોડીક વસ્તીના રક્ષણનો ભાર મારા પર મૂકાયો છે, ત્યારે મારે પણ એ વસ્તીનું રક્ષણ પક્ષપાતથી ન કરવું ઘટે. પ્રભુ જેટલી દયા અને નિષ્પક્ષપાત બુદ્ધિથી પ્રાણીમાત્રનું પાલન કરે છે, તેટલી જ દયા અને નિષ્પક્ષપાત બુદ્ધિથી હું (મને સોંપાયેલી) વસ્તીનું પાલન ન કરું તો મારું કર્તવ્ય ચૂકયો ગણાઉં; એટલે અરે હું પાપનો અધિકારી બનું.

ઈશ્વર જેવી રીતે સર્વ પ્રાણીઓને સમાન ગણે છે, તેવી જ રીતે તમામ પ્રજાને મારે સમાન ભાવે લેખવી જોઈએ.

પ્રજાના થોડા ભાગને ત્રાસ કે અન્યાય આપવાનો મને અધિકાર નથી.

આ કારણે હું હિંદુ અને મુસલમાનોને સમાન હક આપું છું.'

–શિવમ્ સુંદરમ્

શિ.

'ધૂમકેતુનાં વાર્તારત્નો'

(લે. શ્રી ધૂમકેતુ : પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાનાં ૨૫૬ રૂ. ૪-૫૦)

શ્રી. ધૂમકેતુની પાણીદાર મોતી જેવી ૨૫ વાર્તાઓના આ સંગ્રહની પ્રથમ આવૃત્તિ ૧૯૬૬માં બહાર પડયા પછી, બીજે જ વર્ષે પ્રથમ પુનર્મુદ્રણ અને જૂન ૭૨માં બીજું પુનર્મુદ્રણ થાય છે તે જ આ વાર્તાઓની લોકપ્રિયતાનો પુરાવો બની રહે છે. આ સંગ્રહને છેડે 'રત્નપ્રભા' શીર્ષકથી શ્રી અનંતરાય રાવળે દરેક વાર્તાનું મૂલ્યાંકન તેમજ ખૂબી વિવેચકની ચકોર દષ્ટિથી લખી આપ્યાં છે તે એક વિશિષ્ટતા હોવા ઉપરાંત વાચક/વિદ્યાર્થીને બહુ ઉપકારક બની રહે છે. દક્ષિણ ગુજરાત યુનિ.એ આ સંગ્રહને કોલેજના અભ્યાસક્રમમાં પાઠયપુસ્તક તરીકે રાખેલ છે કેમકે વાર્તાકલાના સોપાનમાં શ્રી ધૂમકેતુ મોખરે રહ્યા છે.

ઉપનિષદ્ કથાઓ ૧–૬

(શ્રી. ધૂમકેતુ : પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. ૭ ભાગના ૭ રૂપિયા)

આજે ઉપનિષદો કોણ વાંચે છે? વાંચવાનો કોને સમય છે? અને વાંચે તો સમજનારા કેટલા? ઉપનિષદ્ કથાઓમાંથી નિત્યના જીવનવ્યવહારને અનુલક્ષીને શ્રી. ધૂમકેતુએ જાણવા જેવી તમામ કથાઓ જે ૩૨ જેટલી થવા જાય છે તેને છ ભાગમાં સરળ, પ્રેરક, અને જીવંત કથાશૈલીમાં રજૂ કરી છે. માત્ર ઊગતી પ્રજાને જ નહીં', પ્રૌઢોને પણ આ કથાઓ વાંચીને પ્રેરણા મળે તેવું તેનું આલેખન છે. આમાંની એક એક કથા અત્યંત પ્રાણવાન છે અને કોઇ ચોક્કસ હેતુ કે આદર્શને પ્રબોધે છે. સત્યકામ જાબાલ, મહીદાસ ઐતરેય, ધૌમ્ય, શ્વેતકેતુ, અષ્ટાવક્ર, નચિકેતા, પિપ્પલાદમુનિ, ગાર્ગી જેવા વિશ્વવિખ્યાત પાત્રોને અહીં નજરે નિહાળવાનું પ્રાપ્ત થાય છે. 'શ્રેષ્ઠ કોણ?', 'અક્ષર એક–અર્થ ત્રણ', 'જ્ઞાનદાન', 'આત્માની ઓળખાણ', 'સુર અને અસુર', 'છ પ્રશ્નો ને છ ઉત્તરો', 'જ્ઞાનનાં સાત સોપાન' ઇત્યાદિ પ્રકરણોમાં જે રીતે શ્રી ધૂમકેતુએ ઉપનિષદ્ની કથાઓને સરળ બતાવી છે તેથી સામાન્ય જનતાના લોકહૃદય સુધી પહોંચવામાં તેને આડ આવતી નથી. સચિત્ર તેમજ મોટા ટાઇપમાં હોવાથી વિષયની ગભીરતા જાણે કયાંય અલોપ થઇ જાય છે! ચોથી આવૃત્તિનું આ પુનર્મુદ્રણ ભારે હૃદયંગમ બની શક્યું છે.

આશાની ક્રાંતિ

(લે : એરિક ફ્રોમ : યજ્ઞ પ્રકાશન વડોદરા
પાનાં ૧૬૫ કિંમત બે રૂપિયા)

મૂળ અંગ્રેજીમાંથી શ્રી કાન્તિ શાહે ગુજરાતીમાં આ પુસ્તકનો અનુવાદ કર્યો છે. "વ્યવહારમાં આજે માણસને ફરી કેન્દ્રસ્થાને સ્થાપવાની આકાંક્ષા છે. વિજ્ઞાન, ટેકનોલોજી, પ્રગતિ, બધું જ આખરે માણસને માટે છે એવો વિચાર રૂઢ થતો જાય છે. માણસને શોભે એવો અને માણસની માણસાઈ જેમાં પૂર્ણપણે વહોરી શકે એવો માનવસમાજ રચવાની આજે સાર્વત્રિક ભૂખ છે" આ કથનને પુષ્ટિ આપતા એરિક ફ્રોમના "The Revolution of Hope"નો ગુજરાતી શબ્દદેહ ચિંતનની દિશામાં એક નવું દ્વાર

ખોલી આપે છે. અણુયુદ્ધથી સર્જાતા સર્વનાશમાંથી માનવજાતને ઉગરવું હોય તો સંપૂર્ણપણે યાંત્રિક એવા સમાજમાંથી તેણે મુક્તિ મેળવવી જોઇએ અને માનવતાવાદ તરફ ઢળવું જોઇએ. આ પુસ્તક તદ્દવિષયક વિચારસરણીમાં મહત્વનું પ્રદાન કરે છે.

'શિક્ષણમાં ક્રાંતિ'

(યજ્ઞ પ્રકાશન : હુઝરતપાગા વડોદરા-૧
૪૮ પાનાં ૫૦ પૈસા)

"કેળવણીમાં ક્રાંતિની તમન્ના સેવનારા ભાઇ મહેન્દ્ર ભટ્ટ આ પુસ્તિકાનું સંકલન કર્યું છે. શિક્ષણના સારા પ્રયોગો જરૂર થયા છે પણ એને વ્યાપક કરવા જતાં વિનાયકનો વાનર બની ગયાનો અનુભવ ઓછો નથી. શિક્ષણનો સવાલ સારી પેઠે ગુંચવાયો છે... એ બધા મુદ્દાઓ સારું અંગુલિનિર્દેશ કરવાનો આ પુસ્તિકાનો ઉદ્દેશ છે." જેમના વિચારો વ્યક્ત થયા છે તેમાથી કેટલાક નામો:– નારાયણ દેસાઇ, ટાગોર, વિનોબા, બબલભાઇ મહેતા, વિવેકાનંદ, મહેન્દ્ર ભટ્ટ, નિર્મળા દેશપાંડે, પુ. માવલંકર, જયપ્રકાશજી, આર. એસ. ત્રિવેદી, ઇશ્વર પેટલીકર, હરભાઇ ત્રિવેદી.

તરુણોને

(લે : દાદા ધર્માધિકારી
યજ્ઞ પ્રકાશન, હુઝરતપાગા, વડોદરા-૧
પાનાં ૮૮ એક રૂપિયો)

આજકાલ તરુણો રાષ્ટ્ર માટે કોયડારૂપ બનતા ચાલ્યા છે. ઘણીવાર તરુણ પેઢી વિદ્રોહનો પથ સ્વીકારે છે. આ પુસ્તિકામાં તરુણોને ઉદ્દેશીને દાદા ધર્માધિકારીએ યુવક શિબિરોમાં આપેલા વ્યાખ્યાનો સમાવિષ્ટ થયા છે. એક પ્રખર ચિંતક તેમજ પોતાના જમાનાથી વધુ આગળ જોઇ શકનાર તરીકે દાદાની કીર્તિ જાણીતી છે. મરાઠી પુસ્તકનો ગુજરાતી અનુવાદ થી મહેન્દ્ર ભટ્ટ તથા ભારતી પરીખે કર્યો છે. આજના યુવાનો માટે આ પુસ્તક બહુ મહત્વનું બની રહે છે કેમકે તેમની આકાક્ષાઓ અરમાનોનું પ્રતિબિંબ પણ અહીં ઝીલવામાં આવ્યું છે. દાદા ધર્માધિકારીના વિશાળ અનુભવ અને વાચનનો નિચોડ એક જ સ્થળે ઉપલબ્ધ બને છે તે બેવડો લાભ છે.



ભક્ત હરિદાસના જીવનનો એક પ્રસંગ છે. જન્મથી પોતે હતા મુસલમાન પણ હરિનામ એમને અત્યંત પ્રિય. દુલિયા ગામના એક ચુસ્ત મુસલમાન ગોરાઇ કાજીને આ પસંદ ન પડવાથી મુકુલપતિ પાસે નક્કી કરાવ્યું કે ભરબજારમા લાતો મારતાંમારતાં લઇ જઇ એમને સજા કરવી કે એ ભૂલી જાય. બરાબર બાધીને મારાઓ બજારમાંથી પોતાને લઇ જતા હતા. ત્યારે પણ હરિદાસના મુખથાથી હરિનામ નીકળવું બંધ ન થયું. 'હરિનામ બંધ કરો' કહેનારા મારાઓને એમને કહ્યું :

'ભાઇઓ ! જોઇએ તો મને એક લાત વધારે મારો, પણ હરિનામ લેતા રહો; એ બહાને તમારા મુખમાંથી પણ હરિનું નામ તો નીકળશે.'

પછી તો એ બેભાન થયા, ગંગામાં એમને નાખવામાં આવ્યા ને અંતે દુલિયા ગામના ઘાટ પર પહોંચ્યા. આ ઘોર કાર્યથી મુકુલપતિની વિરુદ્ધ જનતા અત્યંત ઉશ્કેરાઇ ત્યારે પણ હરિદાસ બોલ્યા :

'એમાં એનો શો વાંક ? એ તો બાપડો નિમિત્ત હતો. હું હરિનામ હૃદયથી લઉં છું કે નહિ એની આ પ્રસંગ દ્વારા ભગવાને પરીક્ષા કેમ નહિ હોય ? એનો વાંક હોય તો યે ઇશ્વર એને ક્ષમા કરે.'

# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી' ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઈએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારજ આપણે ખરેખર સ્વતંત્ર થશું"

—ગાંધીજી

# વૈષ્ણવજન

વર્ષ : ૧૧ ] નવેમ્બર : ૧૯૭૨ [ અંક : ૮



## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

**લવાજમ**

દેશમાં [વરસનું] ૮ રૂપિયા.
પરદેશમાં સોળ શિલિંગ

વૈષ્ણવજન
૨-રામકૃષ્ણનગર
રાજકોટ-૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ.



# રાજકોટ નગરપાલિકા.

## રાજકોટ શહેરના નાગરિકોને વિનંતી.

ચાલુ સાલમાં અનાવૃષ્ટિના કારણે દુષ્કાળની પરિસ્થિતિ સર્જાયેલ છે. જેથી પાણીનો ઉપયોગ શકય તેટલો ઓછો કરવા અને દુર્વ્યય થતો અટકાવવા અનુરોધ કરવામાં આવે છે.

અગાઉ અનાવૃષ્ટિના સમયે પાણીનો બગાડ અટકાવી જે રીતે નગરપાલિકાને નાગરીકોએ સાથ અને સહકાર આપેલ તેવો જ સહકાર ચાલુ સાલે મળી રહેશે તેવી આશા રાખવામાં આવે છે.

તા. ૨૭–૧૦–૭૨.

મનસુખભાઈ જોષી
અધ્યક્ષ,
રાજકોટ નગરપાલિકા

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લી.

૪૮૯, આશ્રમ રોડ,
અમદાવાદ – ૯.

( કૃષિ વિકાસના ક્ષેત્રે લોન ધીરાણના
કાર્યમાં બેન્કે ભજવેલ આગળ પડતો ભાગ )

## –: બેન્કે જૂન' ૭૨ સુધીમાં કરેલ ધીરાણની વિગત :–

| અનુક્રમ | હેતુ | સંખ્યા | રકમ | "કરોડમાં" |
|---|---|---|---|---|
| (૧) | નવા કૂવા. | ૧,૯૦,૧૨૩ | ૪૭.૮૩ | |
| (૨) | જુના કૂવા. | ૩૬,૪૮૬ | ૪.૬૩ | |
| (૩) | ઓઈલએન્જીન અને ઈલેકટ્રીક મોટર | ૧,૮૪,૪૭૬ | ૧૭૯૬ | |
| (૪) | ટ્રેકટરો. | ૫,૩૫૭ | ૧૧.૮૪ | |
| (૫) | જમીનના કબ્જા હક્ક મેળવવા | ——— | ૪.૧૯ | |
| (૬) | અન્ય હેતુ | ——— | ૧૬.૦૪ | |
| | | કુલ ધીરાણ : | ૧૫૩.૨૯ | |

ઉદયભાણસિંહજી
યુવરાજ ઓફ પોરબંદર,
પ્રમુખ.

મગનભાઈ ર. પટેલ
ઉપ-પ્રમુખ

હ. મ. જોષી
આઈ.એ.એસ
મેનેજીંગ ડીરેકટર



# હાર્દિક શુભેચ્છાઓ સાથે

## ગરીબોની સેવામાં આપણે આનંદ લઈ ન શકીએ તો આપણી બધી ફિલસૂફી મિથ્યા છે.

○ હે ભગવાન, તું ત્યારે જ વહારે આવે છે જ્યારે માણસ અત્યંત નમ્ર બની તારું શરણું લે છે. અમને વર આપ કે સેવક અને મિત્રરૂપે જે પ્રજાની સેવા કરવા અમે ઈચ્છીએ છીએ તેનાથી અમે વેગળા ન પડી જઈએ. અમને આત્મ સમર્પણ અને સદ્‌ગુણોના ભાજન બનાવ, અને નમ્રતાની સાક્ષાત્ મૂર્તિ કર, જેથી આ દેશને અમે વધારે ઓળખીએ અને વધારે ચાહીએ.



○ ક્રોધ ન આવે એવુ કરવાને સારુ બધા પ્રત્યે ઉદારતા કેળવવી અને બધામા આપણે છીએ ને આપણામા બધા છે, એ ભાવના કેળવવી. સમુદ્રના બધા બિંદુ નોખા છે છતા એક જ છે તેમજ આપણે આ સસાર સમુદ્રમાં છીએ. તેમા કોણ કોની ઉપર ક્રોધ કરે.

○ મોટી ઉંમરે મને ભાન આવ્યુ કે શરીર માટે અન્ન અનિવાર્ય છે તો તેટલી જ આત્માને માટે પ્રાર્થના અનિવાર્ય છે.

– ગાંધીજી







# *Research Quality Expansion...*

## *we are deeply dedicated to each!*

Amar Dye-Chem are pioneers in the dyestuff industry in India—and have sustained the performance through the years In meticulous quality control In unceasing research. In consistent expansion. In mounting exports Today, Amar Dye-Chem make dyestuffs for almost every conceivable application—in textile, paper, leather, plastic paint, coir and many other industries



*we believe that Research is the life blood of the chemical industry.*

**AMAR DYE-CHEM LTD.**

'Rang Udyan', Mahim, Bombay 16

M RAT/AD 203-1



'ખીલેલા પુષ્પમાંયે તે સુવાસે શો ભર્યો રસ છે ?
ખીલેલા દિવ્ય જીવનનો ઝરંતો રસ ખુમારી છે.

ખીલેલા દિવ્ય જીવનની જુદી જુદી શી શક્તિ છે.
ખુમારી, શકિતનું એનું પ્રતિબિંબ ખરેખર તે.

પૂ. મોટા.



# પ્રેમાંજલિ

## મારામાં રામનો શ્વાસ છે

વાંસળીને પૂછ્યું : "અરે વાંસળી જેની ભ્રકુટીને ઇશારે શહેનશાહ ભયભીત બને છે; ભીષ્મ, અર્જુન, દુર્યોધન જેના ચરણસ્પર્શ કરવા તલસે છે; રાજા-મહારાજા જેની પદરજ મસ્તક પર ધારણ કરે છે; જેના મૃદુ સ્મિત નિહાળવા ચંદ્રમુખીઓ ઝંખી રહે છે—તેવા પ્યારા મુરલીમનોહર તને અત્યંત સ્નેહથી વારંવાર ચૂમે છે એ તે કેવું આશ્ચર્ય! તું એક સામાન્ય વાંસની લાકડી, ભગવાન કૃષ્ણ પર તેં તો કેવાં કામણ કર્યાં? આવી કરામત ક્યાંથી શીખી?"

વાંસળીએ જવાબ આપ્યો—'પગથી તે માથા સુધી હું વચમાંથી ખાલી થઇ ગઇ. મેં અહંકાર ત્યાગ્યો છે. પરિણામ એ આવ્યું કે કૃષ્ણ સ્વયં આવીને મને ચૂમે છે—જેના ચરણોને ચૂમવા લોકો તરસે છે, તે શોખથી મને ચૂમે છે. મારામાંથી સુંદર ગીતો કેમ ન નીકળે? મારામાં રામનો શ્વાસ છે; મારો સુરીલો અવાજ એનો જ સ્વર છે.'

ही शेखचो नय शो जे पार ताज़रे खुद ।
बगलनः बोसे दबे लबे यार आशा नेस्त ॥

—મુરલીની જેમ શિરથી ચરણ સુધી અહંકાર-અહંમન્યતા ત્યાગી દે, અન્યથા-પ્રેમ-મૂર્તિના લાલ હોઠોનું ચૂમવું સહજ નથી.

—સ્વામી રામતીર્થ



# ચિંતા શા માટે કરીએ?

કાળનો પ્રવાહ કદી અટકતો નથી. પળપળ કરતાં કેટલાં વર્ષ વીતી ગયાં આપણી જિંદગીનાં, ઉંમરમાં જેટલાં વર્ષ ખોયાં તેમાં શું મેળવ્યું તેનો આંક મૂકીએ અને જિંદગીના સંભવિત આયુષ્ય સાથે તેને સરખાવીએ તો એમ જ લાગે કે શુભ પળોમાં ચિત્તમાં જે આદર્શો ચમકયા હતા તે તો આ જિંદગીમાં પૂર્ણ થાય એમ નથી. પચ્ચીસ જ વર્ષની ભલેને ઉંમર હોય, પણ એટલાં લાંબાં વર્ષોમાં મેળવ્યું શું? બાકીનાં ચાલીસ કે સાઠ વર્ષમાં એ ગણતરીએ શું મળશે? અને બાકીનાં વર્ષો તો કેવા કપરાં છે! જુવાનીનું જોમ ધીમેધીમે ઓસરતું જશે, સંસારની વિટંબણાઓ પણ શક્તિ ને સમય ખૂંચવી લેશે, ચાલીસ વટાવ્યા પછી તો શરીર-મન થાક અનુભવવા લાગશે...

અને આયુષ્યનો પંથ વધુ કપાઇ ગયો હોય તો? ત્રીસ, ચાળીસ, પચાસની ઉંમરે પહોંચ્યા હોઇએ તો? તો તો હવે બાકી શું રહ્યું? નિરાશાથી મન ઘેરાઇ જાય એવું છે... પણ યાદ રાખીએ કે ઇશ્વરની આ સૃષ્ટિમાં કાળગણના એક મોટી ભ્રમણા છે. એમ નથી લાગતું કે ભૂત, ભવિષ્ય અને વર્તમાન જેવું કંઇ છે જ નહિ અથવા તો જીવનનો આ સ્રોત દૂરદૂરથી ચાલ્યો આવે છે ને દૂરદૂર સુધી જવાનો માર્ગ ખુલ્લો છે? વરસોનો તો હિસાબ જ કયાં છે આ જીવનપ્રવાહ પાસે? અને બીજી રીતે વિચારીએ પ્રભુની આ અજબ દુનિયામાં કેટલાંક કાર્યો વર્ષોનાં વર્ષો વીતે તો યે ન થાય ને કયારેક પલકવારમાં જ થઇ જાય એવું આપણે નથી જોયું? શુભ અને અશુભ બંને બળો અત્યંત આશ્ચર્યકારક રીતે કામ કરતાં આપણે નથી જોયાં? મહેલાતો ઊભી કરતાં ને નગરો બાંધતાં કેટલા વર્ષો વીતે છે? ને ભૂકંપનો આંચકો આવતા એ બધુ કેટલી ક્ષણોમાં ધરાશાયી થાય છે? માનવ-જાત ઉપર અઘોર અત્યાચારો ગુજારતાં સામ્રાજ્યો કેટલાં વર્ષે રચાય છે ને કોઇ વિરાટ પુરુષ પેદા થાય છે, ત્યારે કેટલી વારમા એ પાપ-પુંજનો નાશ થઇ જાય છે? ઇશ્વરની સૃષ્ટિમાં કાળગણનાને મહત્ત્વ આપીએ તો યે તેની પળેપળમાં કેવી શક્તિ ભરેલી છે!

તો પછી નિરાશ શા માટે થઇએ? આજના દિવસને નવ-જન્મનો દિવસ સમજીને શા માટે જોશભેર કદમ ન ઉઠાવીએ? પંથ કેટલો બાકી છે તેની ચિંતા શા માટે કરીએ? આપણા પુરુષાર્થની સાથે ઇશ્વરની કૃપા જાગશે તો આપણા પગે પવનપાવડી પણ મુકાશે, પણ તેની યે ફિકર આપણે શા માટે રાખીએ? આપણો ધર્મ ચાલ-વાનો-સાચે માર્ગે ઝડભેર ચાલવાનો. —શ્રી.

# આત્મશુદ્ધિ

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

એક હતા સ્વામીજી.

સ્વામીજીનું નામ હતું આચાર્ય જ્ઞાનસાગરજી. તેઓ મોટા જ્ઞાની હતા. એમના એક શિષ્યે તેમના ચરણોમાં બેસીને શાસ્ત્રોનું ઊંડું અધ્યયન–મનન કર્યું. પરિણામે આ શિષ્યમહોદય પણ મહાવિદ્વાન બન્યા. તેઓ સ્નાન–ધ્યાનાદિ નિત્યકર્મ બહુ વિધિપૂર્વક કરતા હતા. થોડા સમય પછી સ્વામીજીના આ જ્ઞાની શિષ્ય ગુરુથી જુદા પડયા અને નદીના કિનારે પોતાનો એક જુદો આશ્રમ બાંધીને રહેવા લાગ્યા. શિષ્ય મહોદયે પોતાનું નામ કપિલાચાર્ય ધારણ કર્યું. ઘણા ભાવિકો તેમના દર્શને આવતા હતા; કપિલાચાર્ય આ ભાવિકોને ધર્મોપદેશ કરતા હતા.

આ રીતે કપિલાચાર્ય પોતાનું આશ્રમજીવન ગાળતા હતા. એવામાં એક દિવસ એક મેલોઘેલો સાધુ તેમની પાસે કયાંકથી આવી પહોંચ્યો. કપિલાચાર્યનો ચરણસ્પર્શ કરીને સાધુએ કહ્યું : 'મહારાજ, આપના માટે એક ખાસ તેલ લાવ્યો છું, તેનો સ્વીકાર કરો. તેલનો વિધિ એવો છે કે પહેલાં તેને આખા શરીરે બરાબર ચોળવું અને એ પછી સ્નાન કરવું.'

આટલું કહીને સાધુએ કપિલાચાર્યને તેલ ભેટ ધર્યું.

કપિલાચાર્યે પૂછયું : 'ભાઇ, આ તેલની કોઇ વિશિષ્ટતા છે ?'

'શરીરનું રક્ષણ કરતી ચામડીને આ તેલ ખૂબ જ લાભકર્તા છે. આપ આ તેલનું જરૂર મર્દન કરો. વધુ નહિ તો છેવટે ચાર દિવસ માટે પણ આ તેલનો આપ જરૂર પ્રયોગ કરો. આટલી આપને મારી ખાસ વિનંતિ છે. આશા છે કે મારી આટલી મનકામનાને આપ જરૂર પૂરી કરશો.' સાધુએ ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરી.

સાધુની ભાવુકતા જોઇને સ્વામી કપિલાચાર્યે તેના તેલનો સ્વીકાર કર્યો અને સાધુના બતાવ્યા પ્રમાણે રોજ તેલનો ઉપયોગ કરવા માંડયો.

એમ કરતાં ચાર દિવસ પૂરા થયા. અને પાંચમા દિવસે વિચિત્ર ઘટના બની. એ દિવસે હંમેશની જેમ લોકો સ્વામી કપિલાચાર્યનો ઉપદેશ સાંભળવા તો આવ્યા; પરંતુ સ્વામીને જોતાં જ તેઓ આવ્યા તેવા જ પાછા ફર્યા; લોકો પ્રસાદ લેવા પણ રોકાયા નહિ. બીજે દિવસ પણ આમ બન્યું. ત્રીજે દિવસે પણ લોકોએ આ જાતનો વ્યવહાર કર્યો, એટલે સ્વામીજી વિચારમાં પડી ગયા. તેમણે વિચાર્યું: 'માનો ન માનો, પણ સાધુના તેલમાં કાંઇક એવું છે, જેથી કરીને મારા પ્રત્યેની લોકોની ભક્તિભાવના નષ્ટ થઇ ગઇ છે. કદાચ મારી લોકપ્રિયતાની ઇર્ષ્યા કરીને સાધુએ મને કોઇ મેલા જાદુનું તેલ આપ્યું હોય.'

લોકોના તિરસ્કારભર્યા વર્તનથી કપિલાચાર્ય મૂંઝવણમાં મુકાઇ ગયા. મૂંઝવણના ઉકેલ સારુ તેમણે પોતાના ગુરુ–જ્ઞાનસાગરજીનો આશરો લીધો. જ્ઞાનસાગરજી પાસે જઈને તેમણે સર્વ વૃત્તાંત નિવેદિત કર્યો.

ગુરુ જ્ઞાનસાગરે કહ્યું: 'તેલ વધ્યું છે ? વધ્યું હોય તો મને બતાવો.'

કપિલાચાર્યે ગુરુના હાથમાં વધેલું તેલ મૂકયું. તેલનાં થોડાંક ટીપાં હથેળીમાં લઇને ગુરુજીએ તેલને સૂંઘ્યું અને તેની પરીક્ષા કરી, પછી કહ્યું : 'ભાઇ, આ તેલના ગંધે જ લોકોમાં

આવું પરિવર્તન થવા પામ્યું છે તેલને બનાવતી વખતે તેમાં 'સુદર્શનમંત્ર' ફૂંકવામાં આવ્યો છે મંત્રના પ્રભાવથી તેલમાં એક અદ્ભુત શક્તિ આવી છે જે કોઈ આ તેલનું શરીર પર મર્દન કરી સ્નાન કરે છે, તેના તમામ આંતરિક ભાવો આપોઆપ બહાર પ્રગટ થઈ જાય છે આ તેલનું માલિશ કર્યા પછી બીજાઓની દૃષ્ટિથી આંતરિક ભાવોને છુપાવવાનું કામ અશક્ય બની જાય છે હા, કેટલાક એવા પણ યોગીઓ મળી આવે છે, જે આ તેલનું સેવન કરીને હૃદયને, અંતરને એકદમ સ્વચ્છ કરવાના કાર્યમાં લાગી જાય છે બાકી આપણા જેવાઓ માટે આ તેલ કામનું નથી'

ગુરુજીની વાત સાંભળીને કપિલાચાર્ય એકદમ શરમિંદા બની ગયા અને ત્યાંથી ચાલ્યા ગયા

કપિલાચાર્યના ગયા પછી ગુરુ જ્ઞાનસાગરજી પોતાના બીજા શિષ્યોને સમજાવતા કહેવા લાગ્યા 'હે શિષ્યો, જ્યાં સુધી મન પરિપક્વ દશાએ નથી પહોંચ્યું, ત્યાં સુધી શાસ્ત્રોનું મનન કે પૂજાપાઠ આદિ સર્વ વ્યર્થ છે. દુનિયામાં જો કોઈ સૌથી આવશ્યક વસ્તુ હોય તો તે છે આત્મશુદ્ધિ'

ગુરુના આ ઉપદેશ ઉપરથી શિષ્યો પોતાની મેળે વિચારવા લાગ્યા

કેટલાક શિષ્યો બોલી ઊઠ્યા 'ત્યારે સુદર્શનતેલ તો બહુ જ ખરાબ!'

બીજા કેટલાકને થયું 'મનને અંકુશમાં રાખવું એ કેવું કઠિન કામ છે!'

કેટલાકે વિચાર્યું 'નીડર થઈને આ તેલનું મર્દન કરવાની શક્તિ કોણ જાણે આપણામાં ક્યારે આવશે!'

ભલાભોળા શ્રદ્ધાવાળા શિષ્યો કહેવા લાગ્યા

'અરે ભાઈ, આપણા માટે તો સરસવ કે તલનું તેલ જ સારું! આવા મંત્રતંત્રવાળા તેલોનો આપણે શો ખપ!'

*

## બિંદુ અને સિંધુ

સ્વામી વિવેકાનંદ પોતાને પુછાયેલા કઠિન પ્રશ્નોના ઉત્તર પણ કેવી સરળતાથી આપતા, તેનો એક પ્રસંગ ભગિની નિવેદિતાએ નીચે પ્રમાણે નોંધ્યો છે

'એક દિવસ સ્વામીજી સાથે વ્યક્તિસ્વાતંત્ર્યની ચર્ચા ઊપડી. ચર્ચા ચાલતાં હું અધીરી બનીને બોલી ઊઠી 'નહિ, હું એવો વિચાર જ નથી કરી શકતી મારું સ્વતંત્ર વ્યક્તિત્વ હોવું જ જોઈએ. અનંતમાં સદાને માટે વિલીન થઈ જવાની ઇચ્છા હું નથી કરી શકતી એના વિચાર માત્રથી હું ડરી ઊઠું છું' સ્વામીજી પોતાની સ્વભાવસહજ સરળતાથી મારી વાતો સાંભળી ગયા અને પછી પૂરી ગંભીરતાથી બોલ્યા 'એક દિવસ જળનું એક બિંદુ સમુદ્રમાં પડીને, તમારી માફક જ રોવા લાગ્યું અને પોતાના સ્વાતંત્ર્યની રક્ષા માટે અકળાવા લાગ્યું એ સાંભળીને મહાસાગરે એને કહ્યું તું શા માટે રડે છે? મને તો તારા રડવાનું કારણ શોધવા છતાંયે મળતું નથી મારી સાથે મળી જઈને તું તારાં જ ભાઈ બહેનોની સાથે મળી ગયું છે અંતે તો હું તમારા બધાંની જ સમષ્ટિ છું ખરેખર તો તમે જ સમુદ્ર છો. છતાંયે જો તું મારાથી અલગ થવા ઇચ્છતું હો, તો સૂર્યનાં કિરણોની સહાયથી ઉપર જા અને વાદળોનો આધાર લઈને ત્યાંથી કલ્યાણપ્રદ આશીર્વાદના રૂપમાં પૃથ્વીની તરસી છાતી પર ઊતરી આવ.'

અને તેમનો આ જવાબ સાંભળી હું મારી શંકાઓનું નિવારણ પામી ચૂપ થઈ ગઈ.'

# કાવ્યધારા....

[ આ સૃષ્ટિની પ્રત્યેક પ્રક્રિયામાં કવિતા જ સર્વોપરી રહી છે. આ સૃષ્ટિના સર્જનનો પ્રથમ વિચાર જેને આવ્યો હશે-કોઇ અદષ્ટ શક્તિને, કોઇ મહાન સર્જકને-તેના હૃદયમાં કવિતા સિવાય બીજું કશું જ નહિ હોય. જગતના મહાન વિજેતાઓનાં મસ્તક સૌ પહેલાં કવિતાને ચરણે નમ્યાં હતાં. યુદ્ધમાં શું કે અધ્યાત્મિક સૃષ્ટિમાં-કવિતા વિના કોઇને ચાલ્યું નથી. પંડિત જવાહરલાલના વસિયતનામામાં ને શ્રી અરવિંદની આધ્યાત્મિક વિચારસરણીની ટોચે એ જ બેઠી છે-કવિતા.

કવિતાની આવી કલ્યાણગામી વિચારસરણીને કેન્દ્રમાં રાખીને રાજકોટની સુ-રંગ સંસ્થા અને લેંગ લાયબ્રેરીના સંયુક્ત ઉપક્રમે તા. ૨૮-૧૦-૭૨ના રોજ રાત્રે નવ વાગે લેંગ લાયબ્રેરીના મધ્યસ્થ ખંડમાં કવિમિલનનો વિશિષ્ટ કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. અને એ કાર્યક્રમમાં લગભગ બાર જેટલાં કવિમિત્રોએ ભાગ લીધો હતો. એ કાર્યક્રમમાં રજુ થયેલી કવિતા-રચનાઓમાંથી કેટલીક રચનાઓ અમે અહીં પ્રગટ કરીએ છીએ. ]

**મેધાવી મેઘાણીને / ભાસ્કર વોરા**

આજ માડી તારા મઢમાં
મોટા માણસોમાં અનમેળ નથી,
એનાં સાંધણ-સીવણ કરનારો
કસબી અહીં કોઇ કાબેલ નથી.

-૧-

મોટા ખોરડે કો' ખરડાઇ ગયા,
કોઇ કાચે કુવે કોચવાઇ રહ્યા,
મીઠું મોત કરી કોઈ મલકાતા,
કોઇ કૂંખ લજામણ કંપી રહ્યા,
એવા સંઘને સિંધૂડે સજ્જ કરે એવો
શાયર શોધવો સ્હેલ નથી-

-૨-

વેરઝેરમાં કોઇ વ્હેરાઇ ગયા,
કોઇ પાળિયામાંહી પૂરાઈ રહ્યા.
કોઇ પ્રીત વછોયાંના ઓરતાઓ,
ધૂળ ઢેફાં માંહી ધરબાઇ ગયા,
એનો મેળો કરી નવા ઘાટ ઘડે એવો
કુંભાર કો' કસવેલ નથી-

-૩-

કોઇ પીરના પ્યાલા ઢોળાઇ ગયા,
કોઇ સાંઇના ઓળા રોળાઇ રહ્યા,
સાધુ સોરંગાની કો' સમાધ પરે
એકતારાનાં આંસુ થીજાઇ ગયાં,
એવાં આંસુના સગડે શોધનારો
મરમી અહીં કોઇ મઢેલ નથી.

-૪-

જૂના પુરાણે કોઇ ડુબાઇ ગયા,
કોઈ દંતકથામાં ડુલાઇ રહ્યા,
લોહડૈયાના માણેકથંભ પરે
કોઇ મીંઢળબંધા ભૂલાઇ ગયા,
એની વેરણ છેરણ વીતકનો
વહીવંચો ય કો' વિહમેલ નથી.

**ગઝલ/ચંદુ લાખાણી**

માણસાઇની વાતો કરનારા બધા માણસ નથી હોતા,
શેતાનનો સંગ કરનારા બધા શેતાન નથી હોતા,
એટલે તો કહું છું સમજી વિચારીને
નીતિની બહસ કરનારા બધા નીતિવાન નથી હોતા.

## લંગર/રામપ્રસાદ દવે

૧

બ્હાર જે સિકંદર,
ઘરમાં એ ફૂંકીફૂંકી
કરડે ઉંદર!

૨

તરે કદાચ સુખદુઃખનો,
સારો સમંદર,
એય બને ડૂબી જાય,
પોતામાં ઇંદર!

૩

મળ્યો એક ગુંદર
પોતે ક્યાંય ચોંટે નહિ,
બીજા બેને ચોંટાડીને,
કરે કે ભગંદર

૪

માણસ એ સાચો,
જે રહે બંદર,
એક નહિ બે નહિ,
ગુલાટ લે પંદર!

૫

કાચબો ઉપાડે,
મોટોમસ બંદર;
એય રહે એને
નાગથી ગળાતો છછુંદર!

૬

જોતાં જોતાં આવું,
ચંદર ની અંદર,
સલવાય મારું
દોરા વગર લગર!

## મેઘાણી / સુરેશ પંડિત

ઉષા હો કે પછી સંધ્યા બધે રેલ ય ઘાણી
સુંબલ રંગ ર    ય ાય ત્યાં રંગાય મેઘાણી.
વતન ધીંગુ વળી મસ્તી મળી એને કસુંબલની.
ધરાના કાળજાની કોરમાં પથરાય મેઘાણી.
લીલી નાધેરના ડાલામથાળા ત્રાડ મારે ત્યાં,
અડીખમ પ્હાડ જેવો પ્હાડમાં પડઘાય મેઘાણી.
યુગે યુગે યુગોથી યુગની એ વંદના ઝીલે,
ભલે છે પાળીયો પણ તોય બેઠો થાય મેઘાણી.
અલખનું નામ લેનારા અમે ધૂણી ધખાવી છે,
મીઠા તંબૂરના નાદે રણકતો જાય મેઘાણી.
અમારું બ્હારવટું એટલે પૂરું નથી થાતું,
અહીં અન્યાય છે અન્યાયમાં સંભળાય મેઘાણી.
સીસકતા ઓતરાદા વાયરાનો શ્વાસ બોલું છું,
પનોતો એકનો એક જ બીજો ના થાય મેઘાણી.

## દંતકથા શી વાત... / આનંદ મહેતા

રૂપલ, હવે તો દંતકથાની રાજકુમારી જેવી તારી વાત.
લેણદેણના લીલાં-પર્ણો ખરી પડયા ને, ધૂધવે ઝંઝાવાત!
રૂપલ, હવે તો દંતકથાની રાજકુમારી જેવી તારી વાત.

આંખોની બે માછલીઓને હોઠ હસે પરવાળાં;
હજું હજું પગ મેલ્યાને, ઓરડે પથરાયાં અજવાળાં!
ઢળતી સાંજે, આજી કાંઠે ઊગતી મુલાકાત...
રૂપલ, હવે તો દંતકથાની રાજકુમારી જેવી તારી વાત.

શહેર હવે તો મહેલ, પડધા ભીંતે-ભીંતે લટકે...
ખુલ્લાં એનાં દ્વાર મહીંથી હંસો જેવા દિવસો છટકે!
દિવસોને શું પાળે? અમે તો વણઝારાની જાત...
રૂપલ, હવે તો દંતકથાની રાજકુમારી જેવી તારી વાત.

## ગઝલ / ચંદુ લાખાણી

હું ફુલોથી પ્યાર કરું ને મને ખાર મળે
હું કંટકોની ગિલા કરું ને મને પ્યાર મળે
તકદીરની મારી આ ખત્રા તો જુઓ
હું જવાબ માગું ને મને સવાર મળે.

*

## શિયાળાનો તડકો / ઉપેન્દ્ર પંડ્યા

ઝલમલ ઝલમલ સૂરજ ચમકે,
તેજ-બિન્દુઓ ઝરમર વરસે,
તે જ અહો શું તડકો !
સૂરજમુખીની પાંખડી જેવો
પ્રશાંત ચંચલ તડકો,

કૃષ્ણસરીખું આભ અને આ પીતાંબર તે તડકો?
અબરખિયો ને હિંગળોકિયો આ જાદુઈ તડકો?
પ્રભાત કેરા શ્વેત ભાલ પર કુંકુમરંગ્યો તડકો,
કોડીલી કન્યાને અંગે પુનિત પીઠી શો તડકો;

કંકાવટીમાં કલ્યાણીએ
કેસરમાં ઘૂંટેલો,
ચારુ સુગંધી ચંદનથી ચર્ચેલો,
નમણી ચંપકકળીઓ જેવો
આ પીળો પીળો તડકો,
આ કૂંળો કૂંળો તડકો !

નવશિશુની અંગુલિઓ જેવો
ફૂલગુલાબી તડકો;
ચમક ચમક લોચનિયાં જેવો
તગતગતો આ તડકો !

ઝગઝગતાં કિનખાબી ઝરણાં,
સોનલવરણી સડકો,
સમાધિમાં લેલીન જાગતા
ભૂરા ભૂરા ખડકો,
આ સોનેરી તડકો !

મખમલ જેવો સાવ મુલાયમ,
રેશમ જેવો રંગ-મનોરમ;
પ્રીછી લેવો પલવટ એનો ?

તો ધીમેથી અડકો,
ચળક ચળક ને ઝળક ઝળક હા,
આ સોનેરી તડકો,
જલતરંગ પર હીરાકણીશો ઝગમગ ઝગમગ તડકો.
ઓરા આવો, બહાર નીસરો,
બંધ બારણે બેઠા બેઠા,
આમ તમે શું થડકો ?

રણઝણતી એ સીમ અને આ ખુલ્લાં ખેતર દેખો,
પંખીસંગે ડોલતઝૂલત હાર તરુની પેખો,
વૃક્ષહિંડોળે હીંચકતી આ બાલટોળીઓ પેખો,
ભાંભરતાં આ વાછરડાં ને ધેનુ ઊછળતી દેખો,
બાલ્ય ગયું, યૌવન પણ સૂતું વહી જશે, કંઈ લેખો !
આવો આવો, નગરબંધુઓ !
ખુશખુશાલ થૈ માણી લ્યો આ કંચન જેવો તડકો,
'કાલ કાલ' કરવામાં વીત્યાં, વળી વીતે કંઈ વરસો,
પછી ઉનાળે તો થઈ જાશે ભડભડ એનો ભડકો.

કાનજીએ જાતે ગૂંથેલી,
ઝીણું જતન કરી દીધેલી,
નીલબુટ્ટીની ઝાંય ભરેલી
વણમૂલી આ સોનલવરણી શિશિરશાલ લઈ ઘૂમો,
ગામગોંદરે, ખીણુખેતરે,
નદીડુંગરે, કેડીકોતરે,
ઘૂમો ઘૂમો બસ ઘૂમો,
ધરતીનું ઉર હર્યું ભર્યું છે,
આજ કયાંય નથી દૂમો.

ઓઢી લ્યો રે ઓઢી લ્યો થૈ ખુશખુશાલ આ તડકો,
આ કૂંળો કૂંળો તડકો,
આ પીળો પીળો તડકો.

## ગઝલ / ચંદુ લાખાણી

દોસ્તીને મેં કદિ કલંકિત નથી કીધી
નેકીની મેં કદિ બગાવત નથી કીધી,
હા, એ જ છે દોષ જિંદગીનો
ખુશામત કદિ કોઇની નથી કીધી.

*

## શબ્દ / ભૂપેન્દ્ર ત્રિવેદી

શબ્દોને મારા ટેરવે ચાલવું પડે
શબ્દો વડે આ જીવતર સંતાડવું પડે

શબ્દોથી હવે ક્યારેક સંભાળવું પડે
શબ્દોને હવે ક્યારેક ખવડાવવું પડે

શબ્દોની હવે જ્યારે ઉડાવતો હું હાંસી
એ શબ્દની જ પાસે ખરડાવવું પડે

શબ્દોનો સાથ લઇ અહિં બોલવું પડે
શબ્દો વડે હૃદયને બહેલાવવું પડે

શબ્દોની અહિં ખાણ ને તો ય અમે ખાલી
ઉછીનું લઇ મ્હોરું દેખાડવું પડે

ભાગીને ભીડમાંથી એકાંતમાં હું બેસું
તો શબ્દ નીચે અમને કચડાવવું પડે

શબ્દોથી ભાગવા દમ છોડવો પડે
શબ્દોથી લોહીને ઉકાળવું પડે

શબ્દોને માટે પુસ્તક ઉઘાડવું પડે
શબ્દોને માટે મસ્તક ઉપાડવું પડે

તમને તો હવે શબ્દથી નવાજવા પડે
ઇશ્વરને વગર શબ્દએ સંભળાવવું પડે

## વિદાય ગીત / દિનકર જોષી

સંજોગના ખૂણે સંતાવા ફળિયું ફાંફા મારે,
આંખે વહેતી તરલતાનો પ્રસંગ માથે ભારે.

શરણાઈના સૂરો ઓઢી ચૂંદડી ગીતો ગાય,
રંગોના અવાજ લઇને ઓરડા આવે જાય.

પરોઢિયાનું સ્મિત વેરતો સૂરજ આંગ્યો ભાલે
ઉલ્લાસની આંગળીએ વળગી ઉમંગ ધીમે ચાલે.

પડઘાઓની સ્મૃતિ સાચવી દીવાલ ભાગોળ જુએ
શૂન્યતાને આંખે આંજી ઓસરી ઉદાસ રુએ.

જાવાનું છે દૂર હવે એમ વિદાય આવી કહે
સાદ પાડેલા સમયના પછી ટેલીયે આંસુ વહે.

## ગીત / મહેન્દ્ર જોશી

કેટ-કેટલા જન્મોનો હુ થાક લઇને આવી'તી ગોકુળ
માધવ, તું તો કયાયે ના દેખાયો!
માધવ, તું તો એવો શું રીસાયો?
આ વખતે પણ એમ હતું કે જીવવું ફળશે
માધવ મળશે મોરપીંછનો પડછાયો પડશે.
પડછાયામા જન્મોનો હું થાક ઝબોળીશ
ને જન્મો મારા ફૂલ જેમ પાણીમાં તરશે!
તરવાનું તો ઠીક હવે તો જીવવાનું છે આ ભવ ધૂળ....
મળવાની આશે હુ તો ઝંખનાઓને
મારી હથેળીઓમાં મ્હોરી રાખું
પછી તો આઠમ વીતતી તરસબળી હું પાછી જાતી
જાતાં-જાતાં જમનામા હથેળીઓ ને સુકવી નાખું!
મેં કાંઠે-કાંઠે રોપેલાં આ કદમ્બવૃક્ષમાં ઉગી નીકળતી શૂળ
પછી તો વનરાવનમા વાયરામાં
રેલાતી જાશે તારી, વેણુઓની ફૂંક
મારી વેણુને હું ખૂલ્લી રાખીશ એક ગ્દિ તો
રેલાતી આવી વાગી ઉઠશે અચૂક
માધવ, એવા તે કયા પાપ કર્યાં કે જન્મોનું નંઇ મૂળ

## આંસુ / પ્રવીણ રાવલ (આરઝૂ)

કિનારા પર ફેંકાયેલ અરમાનોની લાશ છે આંસુ
જિંદગી કેરી ખુશીનો આખરે તો સાર છે આંસુ
જુઓ તો છે પાણી છતાંયે પ્યારનાં મોતી છે આંસુ
કયારે ક શબનમ તો કયારેક આગ છે આંસુ
દર્દથી થીજી ગયેલ પ્યારની નિશાની છે આંસુ
ગરીબોના લાચાર પ્યારનો આધાર છે આંસુ

મજબૂરી છે નામ બીજું જિંદગીનું તે બતાવે છે આંસુ
મજનૂની થયેલ દફન મોહબ્બતનું કફન છે આંસુ
લયલાની આહ પુકારીને કહે છે કે ઇશ્ક છે આંસુ
દિલના દર્દની ખામોશ જબાન છે આંસુ
પૂરી ન થતા કંટાળીને આંખમાં આવેલ આરઝૂ છે આંસુ
દિલમાં ન મળતા જગ્યા આખરે પાલવમાં પથરાય છે આંસુ

## ધન્ય ક્ષણ / ઇન્દુલાલ ગાંધી

આ ભૂમિના સંક્રાન્તિ કાળે
અર્ધવિકસિત-સંસ્કૃતિની પુણ્યપાળે
પ્રજ્વળેલ જઠરાગ્નિ અને
અતૃપ્તિના પડની વચાળે
બેબાકળી ઘૂમી રહેલી માનવીની ભૂખને
સંતોષવા ને શાંત કરવા
કોઈ કણ—સંશોધકે
એકાદ કે એથી વધુ
બીજને શોધ્યાં હશે.

એ બીજને પૃથ્વીની દેયા-પાંદડીમાં પ્રગટવા
-કોઈ પ્રેમિકા-ઉરે પ્રગટી રહે પહેલું કિરણ
પ્રેમનું કે ચિત્તવ્યાકુલ પ્રણયનું-
એવી રીતે
હળની અણી દેયાં ઉપર વાગી હશે.

ચિત્કાર મીઠી વેદનાનો સાંભળીને
એ ઘા ઉપર જલબિન્દુ શીતલ છાંટવાને
પ્રેમનાં અશ્રુ સમી વર્ષાની ધારા
વીજની સીડી પરેથી-વ્યોમની કેડી પરેથી
બિન્દુની સેના લઇ ઊતરી હશે
એ ધન્ય ક્ષણ કેવી હશે ?

નાની લચકતી શરીરવેલ પરે ઉપાડી
ધાન્યની ડૂંડી-
ડાંડલી જ્યારે અહીં ડોલી હશે,
ને પવન સાથે પ્રેમનાં બે વેણ એ બોલી હશે !
એ ધન્ય ક્ષણ કેવી હશે ?

આજના સ્પુટનિક-એટમબૉંબથી સો—સો ગણી
કોઇ કણશોધક તણા શ્રમની
તૃપ્તિથી તરબોળ
અન્નના પ્રાગટ્યની એ પળ હશે.

# પરિભ્રમણ

'આશુતોષ'

## એવા રે અમે એવા

યુગાન્ડામાથી ઈદી અમીને એશિયનોને હાકી કાઢવાની ઝુંબેશ આદરી છે તેનાથી ભારતવાસીઓ ક્ષુબ્ધ બન્યા છે કેમકે આ એશિયનોમા મોટા ભાગનાં ભારતના છે. દેખીતી રીતે જ બધુ ત્યા ઉપાડીને આવવાનું કોઈને ન ગમે યુગાન્ડાના પ્રમુખે શા કારણે આવુ પગલુ ભર્યું હશે? ઘણા વર્ષો કેન્યામાં ગાળેલા એક ભારતીય પત્રકાર શ્રી ચંદ મહેરા ભારતીયજનો વિશે શુ કહે છે તે જાણવુ રસપ્રદ થઈ પડશે. આ અગાઉ બર્મા, સિલોન કેન્યા, ઝાંઝીબારમાથી આપણને જાકારો મળી ચૂકો છે એટલે યુગાન્ડાનો ખાસ અપવાદ નથી અંગ્રેજોએ આપણને રાખ્યા તેથી વધુ સારી રીતે આપણે આફ્રિકનોને રાખ્યા નથી. આફ્રિકાનો વતની એશિયાવાસી તરફ નફરતથી જુએ છે. એશિયનો જ્યા ગયા ત્યા ગુરુતાગ્રંથિથી સ્થાનિક લોકોને નિહાળવા લાગ્યા વેપારની તેમજ અન્ય આવડતને કારણે તેને પોતાને અંગ્રેજો અને ધોળી પ્રજાને ગાડે ચડી બેસવામા શ્રેય લાગ્યુ સામ્રાજ્યવાદીઓ સાથે તેમણે હાથ મેળવ્યા અને કાળી પ્રજાને થતા અન્યાયમા ભાગીદાર બન્યા ગાંધીજીને બાદ કરતા સ્વાતંત્ર્ય માટેની આફ્રિકનોની લડતમા એશિયન માનવી ખાસ હિસ્સેદાર બન્યો નથી તેના કરતા યુરોપના મીશનરી પાદરીઓ ઘણા આગળ વધી ગયા. કોઈ એશિયનોએ શાળા બંધાવી હોય, દવાખાનું બંધાવ્યુ હોય તેવુ જાણમા નથી શિક્ષકો અને ડૉકટરો તરીકે મોટે ભાગે એશિયનો જ હોવાના પણ તેમની આબરૂ લૂંટ ચલાવતા વેપારી દુકાનદારો જેવી. એશિયાવાસી લોકોની દોટ દ્રવ્ય પાછળ રહી છે અને આ એક જ હેતુથી પરદેશ ગાળે છે આપણે જેવુ અંગ્રેજો માટે માનતા હતા તેવુ જ આફ્રિકાના લોકો આપણે માટે ધારે છે આપણો દેશ ગરીબ છે અને ભારતમા કમાવાની કોઈ તકો નથી હોવાથી પરદેશમા જઈ ત્યા શોષણ કરી, તેમના ભોગે પૈસા કમાતા હોવાની આપણી આબરૂ છે આનો અર્થ એવો નથી કે આમા કોઈ અપવાદ નથી. થોડાઘણા એશિયાવાસીઓ મદદરૂપ બન્યા પણ હોય. ભારતવાસીઓએ પણ જાણ્યે-અજાણ્યે પરદેશોમા જઈને આ પાપ કર્યું છે અને ત્યાંના લોકોને "કાળા" કહેવામા સાથ આપ્યો છે. ત્યા જઈને વેપાર-રોજગાર ખીલવ્યો, રેલ્વે બાંધી આપી, અર્થતંત્રને સદ્ધર કરવામા ફાળો આપ્યો, તેમનું વહીવટતંત્ર ચલાવી આપ્યુ. આ બધું છતા એકંદરે જે છબી એશિયાવાસીએ ઊભી કરી તે સ્વાર્થમૂર્તિની છે, તકવાદીની છે. એટલે ભારતવાસી લોકપ્રિય બન્યો નથી. દીર્ઘદૃષ્ટિ વિનાની અને સ્વાર્થલોલુપ વૃત્તિએ જ આપણને એક પછી એક દેશમાથી જાકારો મળી રહ્યો છે. શ્વેતરંગી પ્રજાએ બહુ ખૂબીથી એશિયનોને યજ્ઞનો બલિ બનાવવામાં કુનેહ વાપરી છે હબસીઓ હજુ શ્વેતરંગી લોકોથી ડરે છે-પણ એશિયાના લોકોથી હરગીઝ નહી આપણે આપણા વિશે વધુ જાણીએ અને સુધરીએ તે હવે તાકીદનું બન્યુ છે – પેલી પુરાણી વાત હવે નહી ચાલે

" અમે એવા રે અમે એવા  
વળી તમે કહો છો તેવા! "

## બિચારી ખાદી

ગાંધીજીએ ખાદીને જન્મ આપ્યો ત્યાર પછી ગાંધીજી તો ચાલ્યા ગયા ખાદી આજે મરવા વાંકે જીવી રહી છે તેનુ મૃત્યુ જાહેર કરતા આપણે અચકાઈએ છીએ. દર વર્ષે રેંટિયાબારસે ખાદીને જીવતી કરીને, એક માસનું જીવન આપીએ છીએ. ઑકટોબર માસમા વળતરની જાહેરાત કરીને, દરેક રાજ્યમા અમુકતમુક ખાદી વેચાણનું લક્ષ્યાંક નક્કી કરીએ છીએ શાળાના બાળકો માટે પહેરવેશમા ખાદી સુચવીએ છીએ પંચાયતો ઉપર દબાણ લાવીએ છીએ. પોસ્ટમેનોને ગણવેશમા ખાદી આપી

જોઈ અને બીજે વર્ષે તેમના યુનિયનની ફરિયાદ આવતાં પાછી ખેંચી લીધી. રેલ્વેમાં પણ અખતરો કરી જોયો. કોઈને ખાદી ગમતી નથી. કોઈને ખાદી પહેરવી નથી. વારુ.

તો પછી ખાદીના પ્રશ્ને આવી આત્મવંચના ક્યાં સુધી? ગાંધીજીને ઝોળીએ દેતાં શરમ ન આવી તો હવે ખાદી નહીં પહેરવાથી શું ખાટું-મોળું થઈ જવાનું છે? પ્રધાનો, પદાધિકારીઓ શિક્ષકો અને વિદ્યાર્થીઓ માત્ર દેખાવ ખાતર ખાદી પહેરે તેથી રાષ્ટ્રને અથવા ખાદી ઉદ્યોગને શો ફાયદો થવાનો છે? આ પ્રશ્ને માત્ર બે જ વિકલ્પ છે. કાં ખાદી પહેરો અથવા તેને ત્યાગો. પહેરવાની રીત પણ બહુ સ્પષ્ટ છે અને લોકશાહીમાં બધ બેસતી થાય તેવી નથી. ચીનની જેમ આપણે કરીએ તો જ બેકારી પણ નિવારી શકીએ. ભારતવાસીઓ માટે ખાદી ફરજિયાત હોવી જોઈએ. મીલનું કાપડ માત્ર નિકાસ માટે. ઘરગથ્થુ ઉપયોગ માટે કેવળ ખાદી. પરદેશથી હૂંડિયામણ રળવા માટે જ મીલોનું અસ્તિત્વ વધુ હેતુલક્ષી બનાવવું જોઈએ. બેકારી દૂર કરવાની યોજનાઓ છેલ્લાં પચીસ વર્ષોથી ઘડીએ છીએ. તેમાં ફાવટ આવી નથી અને આવવાની પણ નથી. અંબર-ચરખાના ચમત્કારની વાતો કરીએ છીએ, સાંભળીએ છીએ, નિહાળીએ છીએ. રસ્તો સીધો, સરળ અને સાફ છે. છતાં કેમ જતાં નથી? પંચોતેર રૂપિયે મીટરના ભાવનું ટેરેલીન અને અઢીસો રૂપિયાની નાઈલોન સાડી તરફ મન કેમ વળે છે? કારણ એ છે કે આઝાદી બહુ સસ્તામાં મળી ગઈ અને પછી તો રાજકારણના વમળમાં ફસાઈ ગયા. કરોડો લોકોનો વિનાશ સર્જે નાખે તેવી આફત માથે આવીને ઊભી રહે અને તેમાંથી ઉગારનાર કોઈ ન મળે તો જ આપણા મગજમાં વિચારણાનું કિરણ પ્રવેશ પામે.

## ફરી પાછું ચંદીગઢ!

ઉપર કહી તે વાત વિષે કોઈને શંકા થતી હોય તો તે દૂર કરવા પંજાબ સળગ્યું છે—ચંદીગઢના પ્રશ્ને! આજથી અઢી વર્ષે પહેલાં વડાપ્રધાને ચુકાદો આપેલો કે ચંદીગઢ પંજાબમાં રહે અને ફાઝીલકા તથા અબોહારના વિસ્તારો હરિયાણાને આપવા. પંજાબ હવે આ વિસ્તારો આપવા ના પાડે છે. શું કામ આપવા? ચંદીગઢ તો મળી ચૂક્યું છે અને હવે તોફાનો કરાવવા-વિદ્યાર્થીઓને ઉશ્કેરવા-બસ અને ગાડીઓ સળગાવી મૂકવી. પંજાબ અને હરિયાણાના મુખ્ય પ્રધાનોએ આ પ્રશ્ને અનેક બેઠકો યોજી સમાધાનનો પ્રયત્ન કરી જોયો પણ વ્યર્થ! બન્ને પક્ષો અનુનમ છે. એટલું સારૂં છે કે ચંદીગઢનો સર્જક વિશ્વવિખ્યાત શિલ્પી લા કર્બુઝિયર પાણીમાં ડૂબી મૂઓ નહીંતર તેને આપઘાત કરવાનું મન થાત કે તેણે રચેલી નગરીનું ભાવિ બેકાબૂ વાંદરાઓના હાથમાં જઈ ચડયું છે!

## કન્યાકુમારી સુધી

અત્યાર સુધી આપણે કહેતા હતા કે કાશ્મિરથી કન્યાકુમારી—પરંતુ ખરા અર્થમાં તો હજુ ત્રણેક વર્ષ બાદ આ સત્ય ચરિતાર્થ બનશે. આ વર્ષના એપ્રિલ માસમાં પ્લેનીંગ કમીશને ત્રિવેન્દ્રમ—નાગર-કોઈલ—તિરુનેલવેલી બ્રોડગેઈજ રેલ્વે જોડાણ કરવા મંજૂરી આપી અને વડાપ્રધાને આ યોજનાનું મુહૂર્ત પણ પતાવી દીધું. હવે ઉત્તરથી દક્ષિણ—સાડાત્રણ હજાર માઈલના બે બિંદુઓ બ્રોડગેઈજથી સીધાં સંકળાય છે અને ઉત્તરમાંથી આવતા યાત્રીઓ કન્યાકુમારીથી વિવેકાનંદ મંદિર સુધી રોકટોક વિના જઈ શકશે. તામીલનાડુ ભારતના બીજા ભાગો સાથે વિધિસર જોડાઈ જતાં તેના વેપાર ઉદ્યોગની ખીલવણીમાં તેમ જ ખેતપેદાશની આયાત નિકાસમાં જબ્બર પલટો આવશે. હવે આપણે ઈચ્છીએ કે રામના વિરોધી અને રાવણના પ્રશંસક નાઈકર સાહેબ ભાવાત્મક એકતાની અસર નીચે દેવ—દેવીઓની મૂર્તિ-ઓને જાહેરમાં ચપ્પલ મારવાનું ઓછું કરશે અગર તો ઉત્તર ભારતમાં બદરીનાથ સુધીની યાત્રા કરવાથી તેમના સિદ્ધાંતમાં કોઈ ફેરફાર નોંધાય. ઉત્તરના અને દક્ષિણના ભારતવાસીઓ અરસપરસ બદરીનાથ અને કન્યાકુમારીની જાત્રાઓ કર્યા કરે અને પોતપોતાના સાંસ્કૃતિક વિનિમય ચાલુ રાખે તો નવી નવી રેલ્વે લાઈનો નાખવાનો ખર્ચ સાર્થક લાગશે.

# પરિભ્રમણ

'આશુતોષ'

### એવા રે અમે એવા

યુગાન્ડામાથી ઈદી અમીને એશિયનોને હાકી કાઢવાની ઝુબેશ આદરી છે તેનાથી ભારતવાસીઓ ક્ષુબ્ધ બન્યા છે કેમકે આ એશિયનોમા મોટા ભાગના ભારતના છે દેખીતી રીતે જ બધુ ત્યા છોડીને આવવાનું કોઈને ન ગમે યુગાન્ડાના પ્રમુખે શા કારણે આવુ પગલુ ભર્યું હશે? ઘણા વર્ષો કેન્યામા ગાળેલા એક ભારતીય પત્રકાર શ્રી ચદ્ર મહેરા ભારતીયજનો વિષે શુ કહે છે તે જાણવુ રસપ્રદ થઈ પડશે. આ અગાઉ બર્મા, સિલોન કેન્યા, ઝાંઝીબારમાથી આપણને જાકારો મળી ચૂકેો છે એટલે યુગાન્ડાનો ખાસ અપવાદ નથી અગ્રેજોએ આપણને રાખ્યા તેથી વધુ સારી રીતે આપણે આફ્રિકનોને રાખ્યા નથી. આફ્રિકાનો વતની એશિયાવાસી તરફ નફરતથી જુએ છે એશિયનો જ્યા ગયા ત્યા ગુરુતાગ્ર થિથી સ્થાનિક લોકોને નિહાળવા લાગ્યા વેપારની તેમજ અન્ય આવડતને કારણે તેને પોતાને અગ્રેજો અને ધોળી પ્રજાને ગાડે ચડી બેસવામા શ્રેય લાગ્યુ સામ્રાજ્ય વાદીઓ સાથે તેમણે હાથ મેળવ્યા અને કાળી પ્રજાને થતા અન્યાયમા ભાગીદાર બન્યા ગાધીજીને બાદ કરતાં સ્વાતત્ર્ય માટેની આફ્રિકનોની લડતમા એશિયન માનવી ખાસ હિસ્સેદાર બન્યો નથી તેના કરતા યુરોપના મીશનરી પાદરીઓ ઘણા આગળ વધી ગયા. કોઈ એશિયનોએ શાળા બધાવી હોય, દવાખાનુ બધાવ્યુ હોય તેવુ જાણ્યુમા નથી શિક્ષકો અને ડૉકટરો તરીકે મોટે ભાગે એશિયનો જ હોવાના પણ તેમની આબરૂ લૂટ ચલાવતા વેપારી દુકાનદારો જેવી. એશિયાવાસી લોકોની દોટ દ્રવ્ય પાછળ રહી છે અને આ એક જ હેતુથી પરદેશ ગાળે છે. આપણે જેવુ અગ્રેજો માટે માનતા હતા તેવુ જ આફ્રિકાના લોકો આપણે માટે ધારે છે. આપણો દેશ ગરીબ છે અને ભારતમા કમાવાની કોઈ તકો નહી હોવાથી પરદેશમા જઈ ત્યા શોષણ કરી, તેમના ભોગે પૈસા કમાતા હોવાની આપણી આબરૂ છે. આનો અર્થ એવો નથી કે આમા કોઈ અપવાદ નથી. થોડાઘણા એશિયાવાસીઓ મદદરૂપ બન્યા પણ હોય ભારતવાસીઓએ પણ જાણ્યે-અજાણ્યે પરદેશોમા જઈને આ પાપ કર્યું છે અને ત્યાના લોકોને "કાળા" કહેવામા સાથ આપ્યો છે. ત્યાં જઈને વેપાર-રોજગાર ખીલવ્યા, રેલ્વે બાધી આપી, અર્થતત્રને સદ્ધર કરવામા ફાળો આપ્યો, તેમનું વહીવટતત્ર ચલાવી આપ્યુ. આ બધું છતા એકદરે જે છબી એશિયાવાસીએ ઊભી કરી તે સ્વાર્થમૂર્તિની છે, તકવાદીની છે. એટલે ભારત વાસી લોકપ્રિય બન્યો નહી. દીર્ઘદૃષ્ટિ વિનાની અને સ્વાર્થલોલુપ વૃત્તિએ જ આપણને એક પછી એક દેશમાથી જાકારો મળી રહ્યો છે શ્વેતરગી પ્રજાએ બહુ ખૂબીથી એશિયનોને યજ્ઞનો બલિ બનાવવામાં કુનેહ વાપરી છે હબસીઓ હજુ શ્વેતરગી હાકેમોથી ડરે છે-પણ એશિયાના લોકોથી હરગીઝ નહી. આપણે આપણા વિષે વધુ જાણીએ અને સુધરીએ તે હવે તાકીદનું બન્યુ છે – પેલી પુરાણી વાત હવે નહી ચાલે

" અમે એવા રે અમે એવા
વળી તમે કહો છો તેવા ! "

### બિચારી ખાદી

ગાધીજીએ ખાદીને જન્મ આપ્યો ત્યાર-પછી ગાધીજી તો ચાલ્યા ગયા ખાદી આજે મરવા વાકે જીવી રહી છે તેનુ મૃત્યુ જાહેર કરતાં આપણે અચકાઈએ છીએ. દર વર્ષે રેટિયાબારસે ખાદીને જીવતી કરીને, એક માસનું જીવન આપીએ છીએ. ઑક્ટોબર માસમા વળતરની જાહેરાત કરીને, દરેક રાજ્યમા અમુકતમુક ખાદી વેચાણનું લક્ષ્યાક નક્કી કરીએ છીએ શાળાના બાળકો માટે પહેરવેશમા ખાદી સુચવીએ છીએ. પચાયતો ઉપર દબાણ લાવીએ છીએ. પોસ્ટમેનોને ગણવેશમા ખાદી આપી

જોઈએ અને બીજે વર્ષે તેમના યુનિફર્મની ફરિયાદ આવતાં પાછી ખેંચી લીધી. રેલ્વેમાં પણ અખતરો કરી જોયો. કોઈને ખાદી ગમતી નથી. કોઈને ખાદી પહેરવી નથી. વારુ.

તો પછી ખાદીના પ્રશ્ને આવી આત્મવંચના ક્યાં સુધી? ગાંધીજીને ગાળો દેતાં શરમ ન આવી તો હવે ખાદી નહીં પહેરવાથી શું ખાટું-મોળું થઈ જવાનું છે? પ્રધાનો, પદાધિકારીઓ શિક્ષકો અને વિદ્યાર્થીઓ માત્ર દેખાવ ખાતર ખાદી પહેરે તેથી રાષ્ટ્રને અથવા ખાદી ઉદ્યોગને શો ફાયદો થવાનો છે? આ પ્રશ્ને માત્ર બે જ વિકલ્પ છે. કાં ખાદી પહેરો અથવા તેને ત્યાગો. પહેરવાની રીત પણ બહુ સ્પષ્ટ છે અને લોકશાહીમાં બંધ બેસતી થાય તેવી નથી. ચીનની જેમ આપણે કરીએ તો જ બેકારી પણ નિવારી શકીએ. ભારતવાસીઓ માટે ખાદી ફરજિયાત હોવી જોઈએ. મીલનું કાપડ માત્ર નિકાસ માટે. ગરગથ્થુ ઉપયોગ માટે કેવળ ખાદી. પરદેશી હૂંડિયામણ રળવા માટે જ મીલોનું અસ્તિત્વ વધુ હેતુલક્ષી બનાવવું જોઇએ. બેકારી દૂર કરવાની યોજનાઓ છેલ્લાં પચીસ વર્ષોથી ઘડીએ છીએ. તેમાં ફાવટ આવી નથી અને આવવાની પણ નથી. અંબર-ચરખાના ચમત્કારની વાતો કરીએ છીએ, સાંભળીએ છીએ, નિહાળીએ છીએ. રસ્તો સીધો, સરળ અને સાફ છે. છતાં કેમ જતાં નથી? પંચોતેર રૂપિયે મીટરના ભાવનું ટેરેલીન અને અઢીસો રૂપિયાની નાઈલોન સાડી તરફ મન કેમ વળે છે? કારણ એ છે કે આઝાદી બહુ સસ્તામાં મળી ગઈ અને પછી તો રાજકારણના વમળમાં ફસાઈ ગયા. કરોડો લોકોનો વિનાશ સર્જી નાખે તેવી આફત માથે આવીને ઊભી રહે અને તેમાંથી ઉગારનાર કોઈ ન મળે તો જ આપણા મગજમાં વિચારણાનું કિરણ પ્રવેશ પામે.

ફરી પાછું ચંદીગઢ!

ઉપર કહી તે વાત વિષે કોઈને શંકા થતી હોય તો તે દૂર કરવા પંજાબ સળગ્યું છે—ચંદીગઢના પ્રશ્ને! આજથી અઢી વર્ષ પહેલાં વડાપ્રધાને ચુકાદો આપેલો કે ચંદીગઢ પંજાબમાં રહે અને ફાઝીલકા તથા અબોહારના વિસ્તારો હરિયાણાને આપવા. પંજાબ હવે આ વિસ્તારો આપવા ના પાડે છે. શું કામ આપવા? ચંદીગઢ તો મળી ચૂક્યું છે અને હવે તોફાનો કરાવવા-વિદ્યાર્થીઓને ઉશ્કેરવા-બસ અને ગાડીઓ સળગાવી મૂકવી. પંજાબ અને હરિયાણાના મુખ્ય પ્રધાનોએ આ પ્રશ્ને અનેક બેઠકો યોજી સમાધાનનો પ્રયત્ન કરી જોયો પણ વ્યર્થ! બન્ને પક્ષો અણનમ છે. એટલું સારૂં છે કે ચંદીગઢનો સર્જક વિશ્વવિખ્યાત શિલ્પી લા કર્બુઝિયર પાણીમાં ડૂબી મૂઓ નહીંતર તેને આપઘાત કરવાનું મન થાત કે તેણે રચેલી નગરીનું ભાવિ બેકાબૂ વાંદરાઓના હાથમાં જઈ ચડયું છે!

## કન્યાકુમારી સુધી

અત્યાર સુધી આપણે કહેતા હતા કે કાશ્મિરથી કન્યાકુમારી-પરંતુ ખરા અર્થમાં તો હજુ ત્રણેક વર્ષ બાદ આ સત્ય ચરિતાર્થ બનશે. આ વર્ષના એપ્રિલ માસમાં પ્લેનીંગ કમીશને ત્રિવેન્દ્રમ-નાગરકોઈલ-તિરુનેલવેલી બ્રોડગેઈજ રેલ્વે જોડાણ કરવા મંજૂરી આપી અને વડાપ્રધાને આ યોજનાનું મુહર્ત પણ પતાવી દીધું. હવે ઉત્તરથી દક્ષિણ-સાડાત્રણ હજાર માઈલના બે બિંદુઓ બ્રોડગેઈજથી સીધાં સંકળાય છે અને ઉત્તરમાંથી આવતા યાત્રીઓ કન્યાકુમારીથી વિવેકાનંદ મંદિર સુધી રોકટોક વિના જઈ શકશે. તામીલનાડુ ભારતના બીજા ભાગો સાથે વિધિસર જોડાઈ જતા તેના વેપાર ઉદ્યોગની ખીલવણીમાં તેમ જ ખેતપેદાશની આયાત નિકાસમાં જબ્બર પલટો આવશે. હવે આપણે ઈચ્છીએ કે રામના વિરોધી અને રાવણના પ્રશંસક નાઈકર સાહેબ ભાવાત્મક એકતાની અસર નીચે દેવ-દેવીઓની મૂર્તિઓને જાહેરમાં ચપલ મારવાનું ઓછું કરશે અગર તો ઉત્તર ભારતમાં બદરીનાથ સુધીની યાત્રા કરવાથી તેમના ચિદ્‌તંત્રમાં કોઈ ફેરફાર નોંધાય. ઉત્તરના અને દક્ષિણના ભારતવાસીઓ અરસપરસ બદરીનાથ અને કન્યાકુમારીની જાત્રાઓ કર્યા કરે અને પોતપોતાના સાંસ્કૃતિક વિનિમય ચાલુ રાખે તો નવી નવી રેલ્વે લાઈનો નાખવાનો ખર્ચ સાર્થક લાગશે.

## નૌકાદળનો ઇતિહાસ

મઝગાંવ ડોકસ માટે હવે ભારત ગૌરવ લઈ શકે તેમ છે. યુદ્ધજહાજો તૈયાર કરવાં એ કોઈ સરળ અથવા સહેલી કામગીરી નથી. લિએન્ડર વર્ગનાં ત્રણ જહાજો અહીં બની ચૂકયાં છે અને તાજેતરમાં જ ત્રીજા જહાજ 'ઉદયગિરિ'ને તરતું મૂકવાનો વિધિ સંરક્ષણ પ્રધાનના ધર્મપત્ની શ્રીમતી ઈન્દ્રાણીદેવીના શુભ હસ્તે થયો હતો. ૨૦ કરોડ રૂપિયાને ખર્ચે આવું જહાજ બની શકે છે, જો કે કેટલીક મશીનરી બહારથી આયાત કરવી પડે છે તો પણ મઝગાંવના બે હજાર કારીગરો, એન્જિનિયરો અને ટેકનીશિયનો દેશનું ગૌરવ છે. બીજાં છ યુદ્ધ જહાજો બાંધવાની સંરક્ષણ પ્રધાને જાહેરાત કરી તે બહુ સૂચક છે. હિંદી મહાસાગરમાં હવે ભારતે આગળ પડતો ભાગ ભજવવાનો છે અને ભારતનું નૌકાદળ આ વિસ્તારમા મહાસત્તાઓના ડખલને પડકારી શકે તેટલું શક્તિશાળી હોવું જોઈએ. યુદ્ધ જહાજની બાંધણી ખૂબ અટપટી છે. તેમજ જે અદ્યતન વૈજ્ઞાનિક સુવિધાઓ તેમાં હાથવગી રાખવાની હોય છે તે કામગીરી અસાધારણ નિપુણતા માગી લે છે. જાપાન અને બ્રિટન પાસે આવી જાણકારી છે. ભારતે તેનું પ્રદર્શન કરી, અને ઘરઆંગણે યુદ્ધજહાજો બાંધી આપી દુનિયાને બતાવી આપ્યું છે કે ચમત્કાર વિના કોઈ નમસ્કાર કરતું નથી. ખાસ કરીને ચીનને આ વધુ લાગુ પડે છે જાપાન સાથે સબંધો સુધારી લેનાર ચીન ભારતને તો દાદ દેતું નથી.

## બોનસનો અર્થ

૮.૩૩ બોનસ આપવાના પ્રશ્ને સરકારે જે ઊહાપોહ થવા દીધો, આડકતરી રીતે કામદારોને હડતાળ પાડવાની સરળતા કરી આપી અને હવે રેલ્વે, તાર, ટપાલ તેમજ રાજ્યના કર્મચારીઓને ચાળે ચડાવ્યા તેની પાછળનો આશય જીવનધોરણનો આંક નીચે લાવવાનો હોય તેમ લાગતું નથી. તાજેતરમાં કેન્દ્ર સરકારે થોડીક વચગાળાની રાહત જાહેર કરી અને રાજ્યો પણ તેને અનુસરીને કાંઈક આપવા લાગ્યા છે તેનાથી કર્મચારીઓને જરા પણ રાહત થઈ નથી અને વધી રહેલી મોંઘવારીમાં આ બધું હજમાહજમ થઈ ગયું. જેમને બોનસ નીચે નથી આવરી લેવાયા તેમને માટે ચર્ચાવિચારણા ચાલી રહી છે, અને વાહિયાત દલીલો આગળ ધરવાની શરૂઆત થઈ ચૂકી છે. જેમકે બોનસ આપવા કરતાં ભાવોને કાબૂમાં લાવવા ઈત્યાદિ. સરકાર સારી પેઠે જાણે છે કે ભાવોની સપાટી નીચે લાવવી એ આપણા દેશમાં માત્ર દલીલ કરવાની વાત છે. વળી સરકારની એવી ત્રેવડ પણ નથી કે લોકોને જીવન-જરૂરિયાતની ચીજોની વહેંચણી કરી શકે. સરકારી તંત્ર તદન સડેલું, આવડતવગરનું અને ભ્રષ્ટાચારથી ખદબદી રહ્યું છે. બોનસ એક જાતનો મોઘવારી વધારો છે અને અર્થતંત્રના ફુલાવવામાં તે નોધનીય ફાળો આપશે.

## નળ સરોવર

સરકારની મહેર નળસરોવર ઉપર ઊતરી છે. તેનો ઉદ્ધાર થશે. ૬૦ ચોરસ માઈલના વિસ્તારમાં પથરાએલા સરોવરમા નાનામોટાં ત્રણસો ટાપુઓ છે. સપ્ટેમ્બરથી ફેબ્રુઆરીના મહિનાઓમાં અહીં જે રંગબેરંગી પક્ષીઓ જમેલો જામે છે તેને લીધે નળ સરોવર વિશ્વવિખ્યાત બન્યું છે. આ પરદેશી મહે-માનો સાઈબિરિયા, તિબેટ અને મોગોલિયાથી ઊડીને આપણે ત્યા આવે છે. તેમાં સૌથી મોટુ આકર્ષણ ફ્લેમીંગો છે. આ નયનમનોહર પક્ષીઓનો વસવાટ, સવનન, બચ્ચાનો ઉછેર, તેમનાં સામૂહિક ઉડ્ડયનો ઇત્યાદી નજરે નિહાળવા અને માણવા હજારો ટુરી-સ્ટો પ્રતિવર્ષ આવે છે. હવે તો ત્યાં હેલીકોપ્ટર વસાવશે અને સહેલાણીઓ તેમા બેસી સરોવર તથા પક્ષીઓનું નિરીક્ષણ કરશે. ટાપુઓમાં વધુ પ્રમાણમાં વૃક્ષો ઉગાડશે જેથી પક્ષીઓ તેમના પર વસવાટ કરી શકે. પ્રેક્ષકો માટે સરોવરને કાઠે શક્તિશાળી બાઈનો-કયુલર મૂકવામાં આવશે. સરોવરને કાંઠે અદ્યતન આરામગૃહ કેન્દ્ર અને રાજ્ય સરકારથી બંધાઈ રહ્યું છે. તેમજ અહી આવતા પક્ષીઓ વિશેનું એક સંગ્રહસ્થાન પણ ઊભું કરવામાં આવશે. સરોવરમાં ઠેકઠેકાણે ટેલિસ્કોપની સુવિધાવાળા નિરીક્ષણ મથકોનું આયો-જન થશે તેમ જ પક્ષીઓના બચ્ચાંનો ઉછેર વધુ

સલામત થાય તથા તેમને ઠંડી અને પવનથી રક્ષણ મળી રહે તે માટે સેંકડો પક્ષીઘરો બનાવવામાં આવશે. પક્ષીઓના અવાજ રેકર્ડ કરી લેવાના સાધનો પણ ત્યાં હશે દેશી પરદેશી નિષ્ણાતોની સેવાઓ આ આખી યોજનાને અમલી બનાવવા લેવામાં આવશે.

## ઘઉં ની તંગી

હરિયાળી ક્રાંતિથી આપણે ગયા વર્ષ સુધી વધુ પડતો આશાવાદ સેવતા થઈ ગયા હતા. હવે તો ઘઉંની નિકાસ પણ કરશું એવી બડાશ શિન્દે સાહેબ અને અન્ન ખાતા સાથે સંકળાએલા પ્રધાનો ફેંકતા હતા આ વર્ષ નબળું આવતા સાચી પરિસ્થિતિનું ભાન હવે થયું છે અને ખાદ્ય તેનો સાથે અનાજની આયાત જરૂર પડયે કરશું એમ વાતને ફેરવી તોળીને કહેવાની ફરજ પડી છે. ચાલુ વર્ષે રશિયામાં ઘઉંનો પાક નિષ્ફળ જતા તેણે અમેરિકા સાથે ઘઉંનો જંગી સોદો કર્યો છે રશિયા અને ભારત અથવા ચીન જેવા બે ત્રણ દેશોમાં અનાજની તંગી પડે એટલે આખા જગતમાં તેની અસર થવાની વિશ્વસંસ્થાના અહેવાલો પ્રમાણે ચાલુ વર્ષે ખેત ઉત્પાદનમાં આખા જગતમાં ઘટાડો નોંધાયો છે, ચાલુ વર્ષ અછતનું નીવડયું તે એક રીતે આંખ ઉઘાડનારું અને અનાજ ઉત્પાદનને પ્રોત્સાહન આપનારું નીવડશે. મગફળીને વધુ પાણી જોઈએ તેને બદલે સૂર્યમુખીની ખેતી ઓછા પાણીથી થાય છે તો આપણા ખેડૂતો આ દિશામાં વિચારતા તો થઈ ગયા છે, અને તેની ચર્ચાઓ થતી ખૂબ જોવામાં આવે છે ખેતી અને વાવેતરના ક્ષેત્રે પણ પરિવર્તનને અવકાશ છે. આજે ગુજરાતમાં રોકડ પાકનું વાવેતર વધુ થાય છે–જેમકે મગફળી, કપાસ, તમાકુ. પણ આવતીકાલે પોતાની જરૂરિયાત પૂરતા ઘઉંનું ઉત્પાદન કરતા ગુજરાતે શીખવું પડશે.

## ગાંધીનગર

ગાંધીનગર ખાતે શાસક કોંગ્રેસનું મહાસમિતિનું અધિવેશન મળી ગયું તેમાં સમાજવાદ તરફ ભૂસકો મારવાની કોઈ ઉતાવળી પ્રક્રિયાનો નિર્દેશ મળ્યો નથી તે સારું થયું ઘઉં અને ચોખાનો વેપાર રાજ્ય હસ્તક લેવાનું સૂચન હવામાં તરતું થયું તે કદાચ વેપારી આલમને શોક 'ટ્રીટમેન્ટ' આપવાની ચાલબાજી પણ હોય ખરી વાત એ છે કે રાજ્ય આવી બધી બાબતોનું સંચાલન હાથમાં લે તો એ બોજો અસહ્ય નીવડવાનો સંભવ છે અને વહીવટીક્ષેત્રે અન્ય મહત્વની બાબતોના ભોગે જ તે થઈ શકે. વળી સરકાની બધી જ શક્તિઓ ખાંડ તેલ, ઘઉં, ચોખામાં ખર્ચાઈ જાય સરાવ છે અસરકારક નિયમન રાખવાનો મુક્ત વેપારમાં હરીફાઈનો જે અંશ રહેલો છે તેનો લાભ લોકોને મળે છે. સરકારી હસ્તક્ષેપથી આ લાભ બંધ થઈ જાય છે. ખરી વાત તો એ છે કે આપણે ત્યાં ઉદ્યોગપતિઓ અને વેપારીઓ છેક છેલ્લે પાટલે બેસવાની સરકારને ફરજ પાડે છે તેઓ ઈરાદાસર બજારમાં કટોકટી ઊભી કરે છે ભાવો વધારે છે અથવા માલને અદશ્ય કરે છે સરકાર અને ઉદ્યોગ એકબીજા સામે સંતાકૂકડી રમ્યા કરે છે વડાપ્રધાનનો આજ સુધીનો ઈતિહાસ કહી જાય છે કે કોઈ ઉતાવળિયું પગલું તેમણે હજુ સુધી ભર્યું નથી

*

એક ફિલ્મનિર્માતા પાસે એક લેખક વાર્તા લઈને ગયા નિર્માતાએ કહ્યું 'આટલું બધું વાચવાનો મને સમય નથી ટૂંકું કરીને લાવો,

લેખક દસ પાનામાં સાર લખીને પાછા ગયા. નિર્માતાએ કહ્યું 'હજી લાંબુ છે એક જ પાનામાં બને તેટલું ટૂંકાણુથી લખો '

એક કલાકમાં લેખક કાગળ લઈને પાછા ગયા. તેમાં લખ્યું હતું એક રાજા નાયક છે. નાયિકા છે રાણી. રાણી વહેમાય છે અને રાજા સંન્યાસ લે છે'

નિર્માતા 'આ તો શબ્દશ ભર્તૃહરિની કથા છે પાછી લઈ જાઓ.'

# બોધગયા મંદિર

ગે.

ભગવાન ગૌતમને વૈશાખ સુદ પૂનમને દિવસે એક બોધિવૃક્ષ (પીપળાના ઝાડ) હેઠળ બોધિ અર્થાત્ જ્ઞાન પ્રાપ્ત થયું, અને તે બુદ્ધ બન્યા ૧૯૫૩ના મેની ૨૮મી તારીખે પૂર્ણિમાને દિવસે અર્થાત્ એ બનાવની ૨૪૭૯મી જયંતીએ એ વૃક્ષ અને તેની પાસેનું બોધગયા મંદિર, હિંદ સરકારે ૧૯૪૮ના બોધગયા મંદિરના ખાસ કાયદા હેઠળ નીમેલી, એક વડા સરકારી અમલદારના પ્રમુખપદ નીચેની ચાર બૌદ્ધો અને ચાર હિંદુઓની એક સંયુક્ત સમિતિને સોંપવામાં આવ્યું

અનેક રીતે જોતાં એ બનાવ સ્વતંત્ર હિંદને શોભારૂપ એવો અગત્યનો બનાવ છે એ સમજવા માટે થોડાક પાછલા ઈતિહાસ તરફ વળવું પડશે

ભગવાન બુદ્ધના જીવન સાથે સંકળાયેલાં ચાર મહત્ત્વના સ્થાનો ગણાય છે (૧) લુમ્બિની (નેપાળની તરાઈમાં) જ્યાં બુદ્ધનો જન્મ થયો હતો (૨) બોધગયા, જ્યાં તેમની તપશ્ચર્યા સિદ્ધ થઈ અને તેમને જ્ઞાન પ્રાપ્ત થયું (૩) ઋષિપત્તન (વારાણસીમાં) જ્યાં તેમણે પોતાના નવા માર્ગનો પ્રથમ ઉપદેશ આપ્યો (૪) કુસિનારા (ગોરખપુર જિલ્લામાં) જ્યાં તે મહાનિર્વાણ પામ્યા આ ચારમાં બોધગયા સૌથી વધુ પવિત્ર મનાય છે તેથી અશોક રાજાએ ત્યાં ૨૨૦૦ વર્ષ પહેલાં મંદિર બંધાવ્યું હતું ૫૦૦ વર્ષ બાદ તે ફરીથી બાંધવામાં આવ્યું ઈતિહાસકારો કહે છે કે, અત્યારે બોધગયામાં જે મંદિર છે, તે આ ૧૭૦૦ વર્ષ પહેલાં ફરી બંધાયેલું મંદિર છે હ્યુએનત્સાંગે થોડા સૈકા બાદ આ મંદિરનું જે વર્ણન આપ્યું છે તે બરાબર આજના મંદિરને મળતું આવતું હોવાથી એ વાતને ટેકો મળે છે

ત્યારથી માંડીને પરદેશોમાંથી બૌદ્ધો આ મંદિરની યાત્રાએ આવવા લાગ્યા છે મુસલમાનોએ જીત્યું ત્યાં સુધી બૌદ્ધો ત્યાં સતત રહેતા પણ હતા. પરંતુ મુસલમાનોના કબજા બાદ બૌદ્ધો તે મંદિર છોડી ગયા એ પછીનાં ત્રણ ચાર સૈકા દરમ્યાન એ મંદિર ભુલાયેલી દશામાં ઝાડવાંઝાંખરામાં વીંટાયેલું પડી રહ્યું આશરે ૪૦૦ વર્ષ પહેલાં એક



સન્યાસીએ ત્યાં જઈએ જંગલ સાફ કર્યું અને બોધગયા મઠ સ્થાપી ત્યા રહેવા માંડયુ. વખત જતાં એ મઠના અધ્યક્ષોએ મંદિરની આજુબાજુની ઠીક ઠીક મિલકત કબજે કરી અને મંદિરનો પોતાનો પણ કબજો લીધો દિલ્હીના મહમદશાહે મઠના અધ્યક્ષને બે ગામડા પણ બક્ષિસ આપ્યા. આ બધી મિલકતને આધારે મઠના મહંતો ત્યા આવતા બૌદ્ધ યાત્રિકોને જોઈતી સગવડ પૂરી પાડતા. સિલોન અને બ્રહ્મદેશના રાજાઓ અવારનવાર પોતાને ખર્ચે એ મંદિરનું સમારકામ કરાવતા હિંદુઓ પણ બુદ્ધને વિષ્ણુના અવતારરૂપ માનતા આવ્યા છે, છતા એ કબૂલ કરવુ જોઈએ કે, બૌદ્ધધર્મીઓને મન એ બોધગયા મંદિર જેટલુ મહત્વનું પૂજ્ય સ્થાન હોય, તેટલુ હિંદુઓને મન ન હોય પરંતુ સાથે સાથે એ પણ ખરુ કે, હિંદુઓ કદી ત્યાના બૌદ્ધોના ધર્મમા કે બીજી પ્રવૃત્તિમા કશી દખલગીરી કરતા નહોતા.

'ધી લાઈટ ઑફ એશિયા' કાવ્યના સુપ્રસિદ્ધ અંગ્રેજ લેખક સર એડવિન આર્નોલ્ડે ૧૮૮૫મા ત્યારની હિંદ સરકારનું ધ્યાન બોધગયાની ખેદજનક પરિસ્થિતિ વિષે દોર્યું હતું. જે બોધિવૃક્ષ નીચે બુદ્ધે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ, તેની આસપાસ જંગલમા અને ખંડેરના ઢગલાઓમા તેમણે કેટલાય ખંડિત શિલ્પો એવા રખડતાં જોયા કે જે અમૂલ્યના કહી શકાય. પરંતુ સરકારે એ વાત ધ્યાન ઉપર ન લીધી. પરંતુ સર એડવિને બ્રિટિશ છાપાંમા લખેલા લેખોને પરિણામે ૧૮૮૧મા મહાબોધિ સોસાયટીની સ્થાપના થઈ સિલોનના અનગારિક ધર્મપાલ તેના કરતાકારવતા પુરુષ હતા અને તે સોસાયટીનું મુખ્ય ધ્યેય બુદ્ધગયાના પવિત્ર તીર્થનો પુનરુદ્ધાર કરવાનું જ હતુ અનગારિક ધર્મપાલે બોધગયા મંદિરનો વહીવટ આ સોસાયટીના હાથમા સોંપી દેવામા આવે એવો બૌદ્ધો અને હિંદુઓમા જાહેર મત કેળવવા પ્રયત્ન કર્યો. મામલો અદાલતે પણ ચડયો જો કે, તેમા તો માલકીહકની રૂએ મઠના મહંત જ ફાવ્યા પરંતુ ધર્મપાલે પોતાના પ્રયત્નો જારી રાખ્યા.

ગયામા ૧૯૨૨મા મળેલી રાષ્ટ્રીય મહાસભાની બેઠકમા ફુંગી યુ. ઉત્તમની આગેવાની હેઠળ બ્રહ્મ-દેશથી એક પ્રતિનિધિમંડળ આવ્યું અને તેણે બોધગયા મંદિરના વહીવટનો પ્રશ્ન મહાસભા આગળ રજૂ કર્યો. મહાસમિતિએ આખી તપાસ કરી અહેવાલ રજૂ કરવા શ્રી રાજેન્દ્રબાબુને નીમ્યા. અનેક કારણોથી એમાથી કશુ વિશેષ નીપજ્યુ નહી ગાંધીજીએ જણાવ્યુ કે, હિંદ સ્વતંત્ર થશે ત્યારે આ સવાલ પતાવવામા એક ક્ષણ વાર પણ નહી લાગે.

બૌદ્ધોનુ બીજુ પ્રતિનિધિમંડળ કાકીનાડા મહાસભા વખતે અને ફરી પાછુ બેલગામ મહાસભા વખતે આવ્યુ. બેલગામમા ગાંધીજી પ્રમુખ હતા. તેમની સૂચના હેઠળ બોધગયા મંદિરનો પ્રશ્ન ફરી હાથ ઉપર લેવાયો. તપાસ પછી એટલુ નિશ્ચિત થયુ કે, બૌદ્ધોની માગણી વાજબી છે, પરંતુ હિંદુઓ પણ એ જ મંદિરમા કેટલાક ધાર્મિક વિધિઓ કરતા હતા તથા બુદ્ધને વિષ્ણુનો અવતાર માનતા હતા એ બીના લક્ષમા લઈને એવુ વિચારવામા આવ્યુ કે, મંદિરનો વહીવટ અમલદારો ઉપરાંત હિંદુઓ અને બૌદ્ધો એમ બંનેના પ્રતિનિધિત્વવાળી એક સમિતિને સોંપવામા આવે તો યોગ્ય કહેવાય. બોધગયા મઠના મહંત પાસે આ સૂચના મંજૂર કરાવવા પ્રયત્ન કરવામા આવ્યો, પણ તેમા સફળતા મળી નહી, અને મહાસભા જેવી બિનસરકારી સંસ્થા એ બાબતમા વિશેષ કાંઈ કરી શકે તેમ હતુ નહી.

તે વખતે હિંદુ મહાસભાએ પણ આવી સંયુક્ત સમિતિને મંદિરનો વહીવટ સોંપવાની સૂચનાને ટેકો આપ્યો હતો. ૧૯૩૭મા જ્યારે પહેલી વાર પ્રજાના પ્રતિનિધિઓ સત્તા ઉપર આવ્યા, ત્યારે બૌદ્ધોએ ફરીથી પોતાની માગણી આગળ કરી પરંતુ તે વખતે મહાસભાનું પ્રધાનમંડળ થોડા વખત માટે જ સત્તા ઉપર રહ્યુ, અને તે કાંઈ કાયદો પસાર કરી શકે ત્યાર પહેલા તેણે રાજીનામુ આપી દીધુ પછી ૧૯૩૯થી ૧૯૪૬ સુધી કોઈ પ્રગતિ આ સવાલ અંગે થઈ નહી

૧૯૪૭મા જ્યારે હિંદવાસીઓ પૂરેપૂરા સ્વતંત્ર થયા, ત્યારે આ અંગે કાયદો કરવાની વાત ફરી ઉપાડવામા આવી પરિણામે ૧૯૪૯મા બોધગયા મંદિર

મારેનો કાયદો પસાર કરવામા આવ્યો. પરતુ અદાલતમાં ફરિયાદ ચાલતી રહેવાને કારણે મ દિરનો વહીવટ એ નવા કાયદામા સૂચવેલી સમિતિને હસ્તક સોપી શકાયો નહી

પરતુ આજરે બધી અડચણોનું નિવારણ થઈ શકયુ અને મહત હરિહરગિરિ, કે જેઓ બોધગયા મ દિરના અધ્યક્ષ હતા. તેમણે કાયદા અનુસાર રચાયેલી સમિતિને ૨૮મી મે ૧૯૫૩ને રોજ મ દિરનો વહીવટ સોપી દીધો તેમણે તે વખતે જે જાહેરાત કરી તેમા જણાવ્યુ કે "પચ પાડવનું મ દિર, હવનકુડ અને ધર્મશાળા, એટલો ભાગ બાદ કરીને મ દિરનો વહીવટ હુ નવી વ્યવસ્થાપક સમિતિને સોપુ છુ આ મ દિર કે જે આખી દુનિયાનું આદરપાત્ર છે, તે નવા વહીવટ હેઠળ ફૂલશે ફાલશે, તેમ જ તેનાથી હિ દુઓ અને બૌદ્ધો વચ્ચે સમજૂતી અને સહાનુભૂતિનો નવો યુગ આવશે, અને ભગવાન બુદ્ધ તથા બીજા મહાપુરુષોની પાવન સ્મૃતિનું તે કેન્દ્ર બનશે, એવી મારી હાર્દિક આશા છે '

આ શુભ પરિણામ આવવામા, શ્રી રાજેન્દ્ર બાબુએ પોતાના સ દેશામા જણાવ્યુ હતુ તેમ સાઠ સાઠ વર્ષો સુધી અગારિક ધર્મપાલે આદરેલા ભગી રથ પ્રયત્નો કારણભૂત હતા જ, પરતુ રાષ્ટ્રપતિ રાજે ન્દ્રબાબુનો પણ એમા સારો સરખો હિસ્સો હતો ૧૯૨૨મા ગયાની બેઠક વખતે તેમને જ મહાસભાએ આ પ્રશ્નની તપાસ કરવા નીમ્યા હતા તથા બિહાર સરકારના બોધગયા મ દિરના કાયદામા સર્વપક્ષસ મત એવા સમાધાનને સામેલ કરાવવામા પણ તેમણે જ અગત્યનો ભાગ ભજવ્યો હતો. તેમણે આ પ્રસ ગે પોતાના સ દેશામા દર્શાવેલી આશા અહી ઉતારીએ

"હિ દુ તથા બૌદ્ધ ધર્મો વચ્ચે કશી તકરાર હોવાનું કાઈ કારણ નથી ઈતિહાસ એ વાતની શાખ પૂરે છે કે, લાબા વખત સુધી બને ધર્મો હિ દમા એકસાથે જ ફૂલ્યા-ફાલ્યા હતા અને કરોડો માનવોને આશ્વાસન અને દોરવણીરૂપ થઈ પડ્યા હતા બૌદ્ધ ધર્મ અત્યારે ઓછેવત્તે અ શે હિ દમાથી અદશ્ય થઈ ગયો છે, પરતુ એનો અર્થ એ નથી કે હિ દુઓએ તેને બળજબરીથી દેશનિકાલ કર્યો છે. ખરુ કારણ એ છે કે, હિ દુઓએ તે ધર્મના ઘણા ખરા સિદ્ધાતો સ્વીકારી લીધા છે અને પોતાના ધર્મમા સામેલ કરી દીધા છે

" છેવટના થોડા સમયથી હિ દવાસીઓ બૌદ્ધ ધર્મ અને તેના સિદ્ધાતો તરફ આકર્ષાવા લાગ્યા છે બૌદ્ધ સાહિત્યના અભ્યાસ તથા શિક્ષણ માટેની સગવડો પણ વધતી જાય છે હિ દી ગણરાજ્યે બુદ્ધના અનુયાયી અશોકના સિહ અને ચક્રને રાજ્યચિહ્ન તરીકે સ્વીકાર્યા છે બિહારનું તો નામ જ બૌદ્ધ વિહારો ઉપરથી પડયુ છે ત્યા પહેલાના વખતમા હજાર હજાર વર્ષ સુધી નાલ દા વિદ્યાપીઠ બૌદ્ધ સાહિત્યના અભ્યાસ, લેખન તથા પ્રચાર માટે સગવડ આપતુ રહ્યુ હતુ. નાલ દા આખી દુનિયા માટે બૌદ્ધ વિદ્યાનું કેન્દ્ર હતુ તાજેતરમા ત્યા પ લિ ભાષા, કે જેમા બૌદ્ધ સાહિત્યનો ઘણોખરો ભાગ લખાયેલો છે, તેના સ શોધન માટે એક કેન્દ્ર ખોલવામા આવ્યુ છે.

'મને આશા છે કે, યાત્રાના કેન્દ્ર તરીકે બોધગયા વધુ ને વધુ પ્રગતિ કરશે અને પરદેશોમાથી સ્ત્રીઓ અને પુરુષો પ્રેરણાના આ ધામની યાત્રાએ આવતા રહેશે. અહીથી જ્ઞાન અને શ્રદ્ધાના કિરણો પરદેશોમા દૂર દૂર સુધી પ્રસાર પામો અને ભૂતકાળમા હતુ તેવુ નાલ દા વિદ્યાનું મોટુ ધામ ફરીથી બનો"

*

આવતી આફતો શોચી, દુખ ના કરવું ઘટે,
મોતના આવતા પ્હેલા, ખરે ના મરવું ઘટે
નથી શુ કરવુ એનો, કરેલો ખ્યાલ જો હશે,
કાર્ય મુશ્કેલ હો તોયે, તેનુ ના કષ્ટ લાગશે —ન. પ.

# નમસ્કારનો વિધિ

ધર્મના પાલન માટે શાસ્ત્રોએ ઠરાવેલી રીત તે વિધિ અને એમણે કરેલી મનાઈ તે નિષેધ. એ વિધિ વારંવાર ઘણા માણસો પાળે ત્યારે એ શિષ્ટાચાર ગણાય. દેશની સભ્ય પ્રજામાં એક જ જાતનો શિષ્ટાચાર જળવાય તે એની એકતા અને સંસ્કૃતિનું લક્ષણ છે. આવું એક લક્ષણ તે આપણા નમસ્કાર.

ઘેર કોઈ મળવા આવે તે પ્રથમ નમસ્કાર કરે, ને પછી જે કહેવું હોય તે કહે. એ નમસ્કાર શીખવા જોઈએ. બંને હાથની હથેળીઓ છાતી આગળ જોડી માથું નમાવવું એવી નમસ્કારની રીત છે. એની પાછળ ગભીર અર્થ રહેલો છે. ॐ तत् सत् । આ સૂત્ર જીવનમાં વારંવાર સાંભરે એવી એમાં વ્યવસ્થા છે. तत् જે પરમાત્માનું તત્ત્વ છે તે सद् શ્રેષ્ઠ છે અને સત્ય છે એમ માન્યું છે. એ તત્ત્વનું સ્થાન હૃદયમાં કહ્યું. જીવાત્માનું પરમાત્મા સાથે મિલન થાય એને જીવનનું અંતિમ ધ્યેય માન્યું છે એ મિલન બંને હાથની હથેળીઓ હૃદય આગળ ભેગી કરીને દર્શાવ્યું છે. અને સામા માણસમાં જે પરમાત્માનો વસ રહ્યો છે તેને માથું નમાવી પ્રનામ કરે એટલે એ વિધિ પૂરી થાય છે. કોઈ મોંથી એ વેળા પણ બોલે નમસ્તે। નમસ્કાર વ્યક્તિ કરતાં એનામાં વાસ કરીને રહેલા દૈવી તત્ત્વને કરવાના હોય છે.

માણસો એકબીજાને મળે ત્યારે પરસ્પરને માન આપવું જોઈએ એથી સૂતા હોય કે બેઠા હોય તે ઊભા થાય છે અને નમસ્કાર કરે છે. વિદાય થતી વખતે પણ એવો વિધિ થાય છે. અર્જુને વિરાટ દર્શન કર્યા પછી શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા આગળથી કર્યા પાછળથી કર્યા એમ ચારે તરફથી કર્યા, કાયા ઢાળીને કર્યા, હજારવાર વળી વળી ને વારંવાર નમસ્કાર કર્યા. પુનશ્ચ ભૂયોઽપિ નમો નમસ્તે । હજી પણ એથી વધારે વાર પ્રણામ કરીએ છીએ ત્યારે જ એનો સંતોષ વળે છે.

નમસ્કારની કેટલીક વિશિષ્ટ પદ્ધતિઓ છે. સૂર્યનમસ્કારમાં પ્રાર્થના અને સરળ વ્યાયામ બંનેનું શુભ મિશ્રણ છે. સાષ્ટાંગ (પગથી તે માથા સુધી આઠ અંગો ભૂમિનો સ્પર્શ કરે તે) દેવ અને ગુરુને થાય છે. પ્રદક્ષિણા એ ચારે તરફથી નમસ્કાર કરવાનો વિધિ છે.

સામાન્ય રીતે આવનાર વ્યક્તિ પહેલી નમે. પરંતુ વડીલ આવ્યા હોય, વિદ્વાન કે રાજા આવ્યા હોય ત્યારે નાના માણસે પહેલાં નમવું જોઈએ, એટલું જ નહિ પરંતુ ખબર પડે એ રીતે નમવું જોઈએ. છાનામાના નમી લેવામાં વિવેક નથી અને બેઠા બેઠા નમવામાં તો અવિવેક જ છે. વિદાય વેળાએ ઘરના દ્વાર સુધી સાથે જઈને ફરીથી નમવું તે વિવેક છે. કહે છે કે વડીલ આવી પહોંચે ત્યારે નાનેરાઓના પ્રાણ અસ્વસ્થ બની જાય, તે ઊભા થાય એટલે સ્થિર બને છે. આશીર્વાદ મેળવી તૃપ્ત બને છે.

ચરણ સ્પર્શ કરીને નમવાના વિધિ તરફ આજે કેટલાક વાંકો લે છે, એથી ગુલામી માનસ ઘડાય છે એમ સમજે છે; પરંતુ મૂળ અર્થ જુદો છે. કહે છે કે આધ્યાત્મિક શક્તિ અપાય છે હાથ વડે, લેવાય છે નમ્ર બનીને. પગનો સ્પર્શ કરીને હિંદુઓ જેના તેના ચરણમાં માથું મૂકતા નથી, એવા અધિકારી પુરુષ મળે ત્યારે એ રીતે નમે છે, આત્મા ત્યાગીને નમે છે જેમનો સ્પર્શ થઈ ના શકે તેમની સમક્ષ ભૂમિ ઉપર માથું મૂકે છે.

આ દેશમાં યાત્રીઓ ઘૂમતા રહે છે કેઈવાર નદીને સામે કાંઠે મળી જાય અને કોઈ વાર પહાડની સામી ધારે પણ દેખાય. ત્યારે એ પરસ્પરનું અભિવાદન કરવા વાણીથી નમસ્કાર કરે છે— नमो नारायण કે जय सच्चिदानंद । એક હાથ આકાશ તરફ ઊંચો કરીને ઈશ્વરનો જયઘોષ અને નમસ્કાર કરી લે છે.

# 'અનામત'

પ્રવિણચંદ્ર ભટ્ટ

શસ્ય શ્યામલ પતિત પાવની ભારતમાતાનું ઔદ્યોગિક પાટનગર એટલે મોહમયી મુંબઈ નગરી છે. અહીં કંગાલમાં કંગાલથી માંડી માનેતુંજાર કરોડપતિઓ પોતપોતાનું પેટિયું રળી રહે છે. અહીં રોટલો મળે છે પણ રહેવા માટે ઓટલો મળતો નથી. સામાન્ય માન્યતા છે કે અઢીથી ત્રણલાખ લોકો ફૂટપાથને પોતાનો શયનખંડ સમજી જીવનનું નાવ હંકારે જાય છે.

આવા મુંબઈ શહેરમાં સાબરકાંઠા જિલ્લાના કડિયાદરા ગામનો વતની કેશવ પોતાનું તકદીર અજમાવવા આવી ચઢ્યો. કડિયાદરામાં કાકા જોડે કજીઓ થતાં મુંબઈની રાહ લેતાં પહેલાં જો કેશવને મુંબઈમાં રહેઠાણની જટીલ સમસ્યાની કોઈએ વાત કરી હોત તો કદાચ તે જુદો માર્ગ લેત.

મુંબઈમાં રોટી રળવા માટે 'પ્રોન્સેસ ડૉક'માં મજૂરીનું કામ મળી ગયું. તેના સાથી સખારામની કૃપાથી 'લોઅર પરેલ'ની એક ગંદી ચાલીમાં જ્યાં જાણે કે માનવ કીડિયારું ઉભરાતું હોય તેવી વસ્તીમાં સૂઈ રહેવા પૂરતો આસરો મળ્યો. થોડાક મહિનાઓ ટૂંકા થયા. 'અક્કર્મીનો પડિયો કાણો' એ ન્યાયે કસ્તુમલ કબાડીએ આ ગંદી ચાલી ખરીદી લીધી ને તે જમીનદોસ્ત કરી ત્યાં સારા ભાડાં ને પાઘડી–ડીપોઝીટ પ્રાપ્ત થાય માટે ૩૪ ગરીબ કુટુંબોને ઘરબાર વિહોણા કરી ફૂટપાથ ઉપર રઝળતા કરી મૂક્યા–જેમાં કેશવ પણ હતો.

'સનમની શોધમાં' નામનું પુસ્તક તો કેશવે વાંચ્યું હતું પણ 'રૂમની શોધ'નો જાત અનુભવ એટલે કે 'અગ્નિ પરીક્ષા' હતી. આકાશ પાતાળ એક કર્યા. બે ત્રણ જોડીઓ ચંપલોની ઘસાઈ ગઈ હતી પણ રહેવાની સગવડ ન મળી તે ન જ મળી.

એક શનિવારની સાંજે કેશવ 'ભાજીપાલા લેન'માંથી પસાર થઈ રહ્યો હતો. આજુ બાજુ ફાંફાં મારતો હતો એટલામાં તેની નજર પડેલેમાળે એક રંગ ઉખડી ગયેલા પાટિયાવાળા મકાન ઉપર પડી. એના ઉપર માંડ માંડ વાંચી શકાય તેવું લખ્યું હતું. 'જગા ભાડે આપવાની છે.' આંધળો શું માગે? નયન. કેશવનું મન પ્રફુલ્લિત થઈ ગયું. આંધળી આશાને સહારે ધડ..ધડ.. દાદર ચઢી ગયો. પ્રવેશ–દ્વાર બંધ હતું. વીજળીનું બટન દબાવતાં ઘંટડી વાગી. દરવાજો ખુલ્યો. દરવાજો ખોલનાર નાની પાંચ–છ વર્ષની તાજા ગુલાબની નાની કળી જેવી બાલિકા હતી. તેણે કાલાઘેલી ભાષામાં પૂછ્યું :– 'તોનું તામ... તે?'

"મકાન–માલિકનું કામ છે. જરા બોલાવશો કે?" કેશવે કહ્યું

'મા...ઓ મા ..તોઈ તને બોલાવે તે...' કાલીઘેલી મધુરી ભાષામાં કહ્યું. એક પ્રૌઢ વયની સ્ત્રી આવી પહોંચી. તેનો ચહેરો ઉદાસ–ચિંતાગ્રસ્ત–ફિક્કો–આંખો ઊંડી ઉતરી ગયેલી હતી. તેના વાળ અર્ધ-શ્વેત થઈ ગયા હતાં. સૌભાગ્યવતી હોવાના અન્ય એંધાણો નહોતાં. તેણે રુક્ષ અને લાગણીહીન કઠોર સ્વરમાં પૂછ્યું : 'હું મકાન–માલિકણ છું. બોલો શું કામ છે?'

"આપના બોર્ડ ઉપર લખેલી જાહેર ખબર વાંચી આવ્યો છું. રૂમ ભાડે મળશે કે?" ઉત્સાહથી કેશવે પૂછ્યું.

'ના. ભાડે આપવા જેવી કોઈપણ જગ્યા અમારી પાસે નથી. બે ઓરડીઓમાં માંડ માંડ અમારો ગુજારો થાય છે. તદુપરાંત એક કોઠાર જેવી નાનકડી રૂમમા વધારાનો સામાન ડબા–ડુબલી પડી રહે છે. આ છોકરીથી તોબા. કુસુમ અરે કુસુમ...મેં તને કેટલી વાર કહ્યું કે આ જૂનું રંગ ઉખડી ગયેલું પાટિયું ફેંકી દે. તડકો રોકવાને માટે બીજું કાંઈ કર. આ પાટિયું તો મારો જીવ લેશે...ચાલો...મારા ભાઈ

ચાલતી પકડો...મારે બીજા ઘણાં કામ કરવાના છે... કોણ જાણે કેમ આ પાંચમી વાર આવું થયું...' કહી ધડામ .. દઈ દરવાજો બંધ કરી તે મોઢા ચાલી જતી હતી, એટલામાં કાકલુદીભર્યા અવાજે કેશવે કહ્યું : "મા...મને રૂમ ન મળે તો વાંધો નહીં પણ રાત્રિ પૂરતાં રહેવા-પડી રહેવા મળે તો બસ છે. જો આપ સ્વીકારો આપશો તો..." તે વાક્ય પૂર્ણ ન કરી શક્યો. તેનું ગળું ભરાઈ આવ્યું. પરાણે રોકી રાખેલાં આંસુઓ દડ... દડ...સરી પડ્યાં. કાંઠે આવેલું વહાણ ડૂબી જતાં વેપારીના જેવા બેહાલ થાય તેવું તેનું થયું. એટલામાં મકાન-માલિકણ બાઈના હૈયામાં રામવસ્યા કે 'મા' શબ્દનો જાદુ થયો કે પછી કેશવની દયનીય હાલત ઉપર તેણીને દયા ઉપજી કે ગમે તે અન્ય કારણ હોય તે સત્તાવાહી અવાજમાં બોલી.

"શ્રીનાનજી, તમે કાચી ઉમ્મરના છો. હજી પચીસી વટાવી નથી. મારું ઘર છોકરીઓ વાળું છે, હું કઈ તાલેવર નથી. મકાનના ભાડાની નજીવી આવકમાં પૂરું ન થતું હોવાથી સિલાઈ કામકાજ કરી મારો રોટલો રળું છું. તમને રાત્રિ દરમિયાન પડી રહેવા કોઠાર-ભંડારિયા જેવી રૂમ મળી શકે તેમ છે. તમારે ભાડું નિયમસર આપવું પડશે. જો મને એકલી અટૂલી વિધવા સમજી ઠગવા પ્રયત્ન કરશો તો ધ્યાનમાં રાખજો કે મારું નામ દુર્ગા છે. તમારું ગળું પકડી પકેલે માળથી રસ્તામાં ફેંકી દઈશ. તમારે કંઈક ડીપોઝીટ-અનામત આપવી પડશે ? બોલો મંજૂર છે ?" દુર્ગાબાઈએ કહ્યું :

'મા, દુર્ગામા....તમારી વાત સાચી છે. અજાણ્યા ઉપર વિશ્વાસ ન મૂકી શકાય. મારું વર્તન બતાવશે કે હું કેવો છું ! ડીપોઝીટ કે પાઘડી આપી શકું તેવી મારી સ્થિતિ નથી. આ મારી અનામત રાખો ..આજ ડીપોઝીટ સમજો. જ્યારે તમારો હિસાબ પૂરો કરી અન્યત્ર જાઉં ત્યારે પરત કરજો' કહી કેશવે ગળામાં પહેરેલી સોનાની ચેન કઢી. ખર...કરતો દરવાજો ઉઘડી ગયો. જાણે કે અજાણપણે દુર્ગાબાઈના હૃદયના અજ્ઞાત ખૂણામાં કેશવનું સ્થાન જાણે કે નિશ્ચિત થઈ ગયું. શરૂ શરૂમાં દુર્ગાબાઈ કેશવની પ્રત્યેક હીલચાલ શંકાની દૃષ્ટિએ જોતી હતી પણ સાહજિક ક્રિયાઓ સિવાય તેમાં કશો પણ વિરોધ કે વાંધો લઈ શકાય તેવું નહોતું.

કેશવે દુર્ગાબાઈના ભંડારિયા કોઠાર જેવી સાંકડી ઓરડીને પોતાનો આવાસ બનાવ્યો. પહેલે જ દિનથી તેણે કુસુમ-ટીનુ- પપ્પુને રામાયણ, મહાભારત ને પુરાણોની રસમય વાર્તાઓ બાળકોને આનંદ પડે તેમ કહેવા માંડી. દુર્ગાબાઈને 'મા' ના સંબોધનથી બોલાવવા લાગ્યો. કદીક કદીક દુર્ગાબાઈ પણ આ 'ચતુરો ના ચોતરા'માં આવી બેસવા લાગ્યાં. તેમને ધાર્મિક ને બોધપ્રદ ચરિત્ર ઘડનારી કથાઓ પુષ્કળ પસંદ હતી. આ ઉપરાંત સવારે-સાંજે કે રાત્રે જ્યારે સમય મળે ત્યારે દુર્ગા-માના સંતાનો કુસુમ ટીનુ પપ્પુને શાળાનો અભ્યાસ કરાવતો હતો. છોકરાઓનો સ્નેહ જીતતાં-દુર્ગા-માના દુર્ગમ કિલ્લા જેવા હૃદયમાં પણ જાણે કે ધીરે ધીરે પણ મક્કમપણે આગળ વધી રહ્યો હતો. ઉપરથી કઠોર જણાતી દુર્ગામા અંદરથી અતિસ્નેહાળ અને ઋજુ હતી, જાણે કે 'નારિયેલ પાક' જેવી હતી.

પ્રથમ સામયિક પરિક્ષાઓનું પરિણામ જાહેર થયું. કુસુમ અને ટીનુ સાંજે દોડતા દોડતાં, શાળામાંથી આવી દુર્ગામાને બાઝી પડ્યાં. ચબરાક બટાક બોલી કુસુમ બોલી ઊઠી : મા ..મા...જો ગણિતમાં મારે સહુથી વધારે માર્કસ આવ્યા છે. કેશુભાઈએ એટલી સહેલી રીત બતાવી કે મારા ગણિત શિક્ષક મહાદેવભાઈ તો મારું પેપર જોતાં જ રહી ગયા. બાર માસિક પરિક્ષામાં પહેલો નંબર લાવીશ-તો શું ઈનામ આપશો ?'

'જા...જા ..મોટી ઈનામવાળી આવી ? કેશુભાઈની મદદથી તો અંગ્રેજીમાં મારો મારા વર્ગ વર્ગમાં 'નંબર-વન' આવ્યો છે. મારા માર્કસ પણ તારા ગણિતનાં કરતા વધારે છે-બોલ શરત મારે છે ? મારાથી વધારે માર્કસ લાવી શકશે ? ટીનુએ શરત બકવા માંડી.

દૂર્ગામા કઈ બોને તે પહેલા કોઈ દાદર ચઢતુ હોય તેવો અવાજ સભળાયો કેશવ થાકેલો-ઉદાસ-કઈ નખાઈ ગયેલો દાખલ થયો. છોકરાઓ એ વધાઈ ખાધી, મહામહેનતે મદ-સ્મિત કરતા કેશવે કહ્યુ

'જુઓ, કુસુમ-ટીનુ-પપ્પુ તમે તમારી બાર માસિક પરિક્ષાઓમા પ્રથમ વર્ગમા ઉત્તીર્ણ થશો તો રાણીનો બાગ, એપાલો બદર, જુહૂ બીચ, અને કેન્હેરી ગુફાઓની સહેલ માટે લઈ જઈશ. બસ હવે જાઓ રમો' કહી તે ખુરસી ઉપર ફસડાઈ પડયો

'કેશુ? કેમ ઢીલો છે? તબિયત તો સારી છે ને? કહેતા કહેતા દૂર્ગામાએ તેનો હાથ પકડયો. પછી કપાળનો સ્પર્શ કર્યો.

'એ મા રે ધાણી ફૂટે તેટલો તાવ છે. ચાલ દીકરા સૂઈ જા. હમણા જ દવાની સગવડ કરુ છુ ' દૂર્ગામાએ સઘળુ કામકાજ છોડી કેશવની સુશ્રુષા માટે તૈયારી કરવા મ ડી.

'મા રહેવા દો, સાધારણ તાવ છે ઉતરી જશે તમે '

'તમે ભલે ન માને દીકરો તાવથી ફફડી ઉઠે ને મા ઊભી ઊભી તમસો જુએ તે કેમ બને? દૂર્ગામાનું મતૃહૃદય ઊભરાઈ આવ્યુ દૂર્ગા મા જાણે કે પત્ના પુત્રની સેવા ન કરી રહ્યા હોય તેમ એક અજાણ્યાને થોડાક સમયથી પરિચિત એવા પુરુષની કરી રહ્યા હતા પરાયો માનવી જાણે કે ધીમે ધીમે આપ્તજનના વર્તુલની પરિધ ઉપર આવી રહ્યો હતો કેશવનુ જમવાનું-રહેવાનુ સ્નાનાદિ વિગેરે કાર્યો હવે દૂર્ગામાના રૂમોમા જ થતા હતા કેશવ નિયમિત ભાડુ કે ખર્ચની રકમ ન આપી શકતો તો કહેતો-'મા હમણા હાથ ખેચમાં છે આવતે મહિને બને મહિનાનો ખર્ચ સાથે આપી દઈશ ' તો દૂર્ગા મા બોલી ઊઠતા— ગાડા તુ કયા પરાયો છે? તારી પાસે પૈસનો છૂટ થાય એટલે આપજે ને? તુ થોડો નાસી જવાનો છે? મારે મન તો કુસુમ ટીનુ-પપ્પુ જેવો તુ પણ છે' સાચી પરિસ્થિતિ આથી ઉલટી હતી. દૂર્ગા માને દિન પ્રતિદિન કુદકે ને ભૂસકે વધતી જતી મેઘવારીમા કઈ વસ્તુ વગર ચાલે? ઓછામા પૂરું કેશવ તેમને રસોડે જમતો હોઈ રાબે તા મુજબના ખર્ચમા વૃદ્ધિ થઈ હતી. દૂર્ગા મા પસે કઈ ધનનો અણખૂટ ભડાર થોડો હતો? કરિયાણાવાળાની દુકાન-હેરકટીંગ સલુન ને પાનના ગલ્લાના ભાડાની આવક એકદરે રૂા ૧૫૦-૨૦ માસિક હતી જ્યારે કુલ માસિક ખર્ચ રૂા ૨૫૦ થી ૩૦૦નો આવતો હતો આ માટે પણ સારી જેવી કરકસર કરવી પડતી હતી ઓછી પડતી રકમ કમાવવા માટે દૂર્ગામાને રાત દિન લોકોના કપડા આખો તાણી તાણી સીવવા પડતા હતા

અડોશી પડોશીઓ કદીક દીક દૂર્ગા માના કાન ભભેરતા રહેતા હતા—'દૂર્ગા મા, તમે સાવ ભોળા શ્રમ જેવા છો અજાણ્યાને ઘરમા રાખી આંધળો વિશ્વાસ મૂકયો છે— તો જો જો કોઈક દિવસ પસ્તાવુ ન પડે તો તમારુ ભાડુ તો શુ પણ ઘર વખરી લઈ રસ્તો પકડશે તો તમે તેને કયાથી પકડશો? આ તો પાડોશીઓ તરીકે અમારી ફરજ રહી એટલે કહીએ છીએ બાકી તમે બધુ યે લૂટવી દો તો અમારે શુ?'

આવી આવી ટીકા ટીપણીઓથી તથા ... ગોળી દૂર્ગામા અકળાઈ જતી હતી કદીક કદીક તેમ । પુણ્યપ્રકોપ પ્રજ્જવળી ઊઠતો ને સભળાવી દેતા કે—'મને એ સમજાતુ નથી કે બીજાના ઘરમા કજીયાનો કકાસ સળગાવી તમને તાપણુ કરવામા શો આનદ આવે છે? મે અજાણ્યને મારા ઘરમાં રાખ્યો છે તો દગો કરશે તો મારો કરશે—એમા તમારે શુ—હાવા નચોવવાનુ છે? તમારા પેટમા શીદ તેલ રેડાય છે? મારા પતિના સ્વર્ગવાસ પછી દળણા દળી કપડ સીવી સીવી મે મારા છોકરાઓને ઉછેરવાનો ભગીરથ પ્રયત્ન શરૂ કર્યો ત્યારે મને કામ આપવાને કે અપાવવાને બદલે મોં તરે નડોતુ મચકોડયુ? આજે જાણે કે મારો ગયા જન્મનો પુત્રધર્મ પુત્ર રૂપે મને મળ્યો છે તો તમને શી ચૂક આવે છે તે સમજાતુ નથી-મહેરબાની કરી નારદ વિદ્યા બધ કરજો.'

ટીકાકારો નિષ્ફળ નિવડતાં પીઠ પાછળ દુર્ગા-માને વેવલી, બેવકૂફ તથા 'સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ' વિગેરે વિશેષણો–અલંકારોથી નવાજતાં હતાં. દુર્ગા-માને આની પરવા નહોતી 'હાથીની પીઠ પાછળ છોને કૂતરાં ભસે' ન્યાયે તે આવી ટીકાઓને હસી કાઢતી હતી.

એક દિન કેશવે પ્રસ્તાવ મૂક્યો : "મા.... તમારું ભાડું ને ખર્ચ પેટે છેલ્લા નવ નવ મહિનાઓથી એક રાતી પાઈ પણ આપી શક્યો નથી. મને આથી ઘણું દુઃખ થાય છે. લાવો મારો અનામત રાખેલો સોનાનો ચેન જે વેચી કાઢી તમારી નિકળતી રકમ આપી દઉં ને તમને પૈસા ન આપવાનો મારા મનમાં નો ડંખ નિકળી જાય .."

'ના ભાઈ ના, એવું કેમ બને ? તેં તો મને એકવાર કહેલું કે આ સોનાનો ચેન તારી જનનીની એંધાણી છે તો તે આ તારા ધર્મની મા પાસે રહેવા દે ને ? તારા સ્નેહના પ્રતિક રૂપે છોને રહી ? તું મારા લેણા નિકળતા પૈસા ખોટા નહીં કરે તેની મને પાકી શ્રદ્ધા છે. તને અનુકૂળ થાય ત્યારે આપજે.' દુર્ગા માએ કહ્યું.

થોડાક દિનો પછી કુસુમ ટીનુના વાર્ષિક પરીક્ષામો જાહેર થયાં. કુસુમ ગણિતમાં સર્વપ્રથમ આવીને ગણિતશાસ્ત્રનું પારિતોષિક જીતી લાવી. ટીનુ અંગ્રેજી વિષયમાં શિષ્યવૃત્તિ જીતી ગઈ. પપ્પુ ધોરણ ત્રીજામાં બીજે નંબરે ઉત્તીર્ણ થયો. આખી મંડળી રાત્રે કાગડોળે કેશવની રાહ જોતી બેસી રહી હતી. આજે જેવો કેશવ ઘેરે આવે કે રાણીબાગ, જુહુ, દરિયા કિનારો ને કેન્ટી ર્ફ્કોઓની સહેલગાહનું આયો-જન કરવાનું હતું.

ઘડિયાળમાં રાત્રિના ૮–૦૦ વાગી ગયા. કેશવની રાહ જોતાં બધાં ભૂખ્યાં બેઠાં હતાં. ઘડિયાળ-નો કાંટો ખસતો ખસતો ૧૦–૦૦ ઉપર આવ્યો પણ દરરોજ રાત્રે આઠના ટકોરે ઘેરે આવી જનાર કેશવ હજુ સુધી આવ્યો નહોતો. છોકરાઓને સમજાવી પટાવી સુવડાવી દીધા. દુર્ગામા રાહ જોતી બેઠી હતી. બેઠાં બેઠાં ઝોકું પણ આવી ગયું.

'ધડામ...' અવાજ જોડે બિલાડીએ વાસણ અભરાઈ ઉપરથી નીચે પાડ્યું ને દુર્ગામા ઝબકી જાગી ગયાં. દિવાલ ઉપરના ઘડિયાળમાં ટન..જોડે દોઢનો ટકોરો થયા. થાકી કંટાળી ભૂખ્યા દુર્ગામા બત્તી બંધ કરી સૂઈ ગયાં.

એક દિન વીત્યો. ચાર દિન વીત્યા. કેશવની કશી ભાળ ન મળી. ઉલ્ટું કેશવને બદલે કેશવના લેણદારો, પાન બીડીવાળો ભગવાનજી, ધોબી રામ-લખન ભૈયો, ચા–નાસ્તાની દુકાનવાળો ધીરાલાલ શામજી દુર્ગામા પાસે આવી કેશવ પાસે નિકળતાં લેણા માટે રોકકળ-ઉઘરાણી કરવા માંડ્યા. દુર્ગામાએ કેશવ-ની દેવા પેટે પાઈએ પાઈ ચૂકવી દીધી જે ખ.રસી બસો રૂપિયા જેટલી થતી હશે.

કદીક કદીક દુર્ગામાને વિચાર આવતો કે લેણ-દારો તથા મારા ૯ મહિનાના ચઢી ગયેલા ખર્ચના ડરથી તો તે નાસી ગયો નહીં હોય ને ? ના...ના... ગુણીયલ ને નીતિમાન કેશવ આવું ન કરે ? તો શું તેને અકસ્માત થયો હશે ? જરૂર કંઈ ભેદ ભરેલું રહસ્ય છે. નહીં તો ત્રણ ચાર તોલાની સોનાની ચેન મૂકી ન જાય ?

દુઃખનું ઓસડ દહાડા છે, ચાર છ મહિના-ના વહાણાં વાઈ ગયાં સમયનું ચક્ર અબાધિત ગતી-એ ફરતું જ રહ્યું. કદીક કદીક અડોશી પડોશીઓ દુર્ગામાને કટુવચનો સંભળાવવા બાકી ન રાખતાં. છતાં દુર્ગામાનું મન માનતું નહોતું. કેશવ મેદાન છોડી નાસી જનાર કાયર નહોતો. કવચિત કવચિત મનોમન બબડતી 'ગાંડીયા પૈસા ન હોય એટલે નાસી જવાનું હશે ! જો નાસી જવું હતું તો....શા માટે મને ચેતવી નહીં...મારા મનના અજ્ઞાત ખૂણામાં પુત્ર...બની શું કામ બેઠો ? જો પહેલેથી પરાયો જ રહ્યો હોત તો....તો આટલી વેદના વસમી ન લાગતને ? ..'

દુર્ગામાની પુત્રીઓ કિશોરી અવસ્થા વટાવી યૌવનને ઉંબરે આવી પહોંચી. સમય સમયનું કાર્ય કરી રહ્યો હતો. દીકરીઓના હાથ પીળા કરી સાસરે વળાવી દીધી. કુસુમ ને ટીનું સાસરે જતાં રોસીમા

દુર્ગા ને પપ્પુ બે જ રહ્યાં. પપ્પુને પણ પૂનાની વાડિયા કૉલેજમાં ઈજનેરી શિક્ષણ માટે પ્રવેશ મળ્યો હોઈ તે પણ ઉપડી ગયો. હવે 'વનમાં સોનબાઈ એકલાં' ન્યાયે દુર્ગામા એકલાં પડી ગયાં.

વૃદ્ધાવસ્થાને લીધે શરીર કૃશ અને શિથિલ થતું ગયું હતું. શ્રવણેન્દ્રિય પણ ઓછું કર્યું કરતી હતી કાચું પાકું રાંધી દુર્ગામા પોતાનું ગાડું ગબડાવે જતા હતા. કદાચિત કદાચિત કુસુમ રીનુ મુંબઈ સોલાપુરથી આવી જતા હતા. 'વૅકેશન'મા પપ્પુ પણ દુર્ગામા પાસે આવતો હતો. આ સમય બાદ કરતા દુર્ગામા એકલાં જ રહેતા હતા.

રવિવારની બપોરે 'ભાજીપલા લેન'મા તદ્દન નવીન ચમકદાર ભપકાદાર વિદેશી બનાવટની 'ઈમ્પાલા' ગાડી પ્રવેશી ચૂકી હતી તેના સંગીતમય હૉર્નના અવાજે લોકોનુ ધ્યાન ખેંચ્યુ હતુ. શેરીમા રમતા નાના છોકરાઓ તે 'કારની પાછળ પાછળ દોટ મૂકી રહ્યા હતા. મેટેરા ડોક લંબાવી ભપકદાર ગાડી કયા થોભ છે તે જોવા ઉત્સુક હતા.

'ઈમ્પાલા' દુર્ગા માના મકાન આગળ ઊભી રહી. નીચેની દુકાનવાળો પાનવાળો કરિયાણાવાળા શામજીભાઈ દોડી આવ્યા. શ્વેત વર્દીવાળા પોશાકમા સજ્જ શોફરે 'કાર'નું પાછલું બારણું ઉઘાડ્યુ. એક પ્રૌઢ વયના સજ્જન ઊતર્યા. લાંબો કાળો કોટ, બગલાની પાંખ જેવું 'સ્નો વ્હાઈટ' ધોતિયુ, પગમા ચકમક થતા 'પમ્પશુ', આંખો ઉપર ગૌરવ ને પ્રતિષ્ઠામા અનેરો ઉમેરો કરનાર સોનેરી ફ્રેમવાળા ચશ્મા હતાં માથે કાશ્મીરી વણાટની ટોપી હતી. મકાન ઉપર દૃષ્ટિ ફેરવતા પ્રૌઢ સજ્જને પાનવાળાને પૂછ્યુ :

'દુર્ગા માનું આ મકાન ને ?'

'જી હા.'

જુવાનને શરમાવે તેટલી ઝડપથી ટપ .. ટપ... ...ટપ તેઓ જાણે અતિ પરિચિત હોય તે રીતે દાદર ચઢી ગયા. ઓરડીમાં જઈ જુએ છે તો દુર્ગામા ચૂલો ફૂંકી રહ્યાં હતાં.

'મા . હું આવી ગયો છું ...' પ્રૌઢ સજ્જને કહ્યુ'

'કોણ છો ભાઈ ? શા માટે આવ્યો છો ? હવે સિલાઈ કામકાજ બંધ કરી દીધું છે—માટે જતાં રહો. મારાથી સિલાઈ કરી શકાય તેવી શક્તિ પણ હવે રહી નથી....' દુર્ગા માએ ચૂલો ફૂંકતા ફૂંકતા કહ્યું.

'મા..ન ઓળખ્યો ! હું...હું ...' ગળું ભરાઈ આવ્યું.

'મારે કંઈ સાંભળવું નથી...ભાઈ જત રહો.'

કાનથી બરાબર સાંભળતી ન હોઈ પ્રૌઢ સજ્જન બુટ કાઢી અંદર ગયા. નજીક જઈ બોલ્યા : 'મા મન કાઢી ન મૂકો.. હું તમારો નાદાન દીકરો... કેશવ . તમને કહ્યા વગર નાસી ગયો હતો . તમને દેવામા ડુબાડી ગયો હતો તે . મારી અનામત સોનાની ચેન .જે તમારી પાસે છે . તે આપી દો . લો મારા નિકળતા પૈસા .' કહી આગંતુકે દસ દસ રૂપિયાની નોટોનું એક બંડલ ડોશીના હાથમા મૂક્યુ.

દુર્ગા માએ ઝાંખી થતી આંખોથી ને ધ્રૂજતી કર્ચુંબિવતી કેશવને પારખતા થોડી ક્ષણો વીતવી ગળગળા અવાજે કેશવનું માથું છાતી સરસુ ચાંપતાં કહ્યુ : 'ગાંડા માને છોડી નાસી જતા તારો જીવ કેમ ચાલ્યો. મને કેટલી રડતી તડપતી હજુ તું તો નાલાયક ' વાક્ય પૂર્ણ કરતા આંખોમાથી શ્રાવણ-ભાદરવો વહેવા માંડયા.

થોડીક ક્ષણો વીતી. આવેગ કંઈક શમતાં કેશવ બોલ્યો :

'મા .. તને કુસુમ-રીનું –પપ્પુને તેડી જવા આવ્યો છુ. હવે તારો દીકરો કેશુ કંગાલ નથી. તારી પાસેથી નાસી જઈ આફ્રિકા જતો રહ્યો. ત્યાં સાધારણ નોકરી પછી ધંધો કરતાં સારી સ્થિતિ તારા ને ઈશ્વરના આશિષથી થઈ છે. મારી માવડી, નાદાન છોરુને ક્ષમા કર ચલ બધાં ક્યા છે ?'

દુર્ગા માએ કહ્યું : કુસુમ-રીનુ સાસરે છે. પપ્પુ પૂના છે. હાં પણ ગાંડા વચન આપ કે હવે પાછો નાસી નહીં જાય.'

'મા..તારા આસરે તો હું ઢોરમાંથી માનવ બન્યો છું. દુનિયાએ મને જાકારો આપ્યો ત્યારે તેં મને પાંખમાં લીધો. જે કદી ભૂલી શકું કે? આજે તારું ઘડપણ ન પાળું તો મારો દેવ રૂઠે માવડી. તારી જોડે દગાનું પાપ કર્યું તો તારા આ અભાગી પુત્રને પ્રાયશ્ચિત તો કરવા દે ને?' કેશવે કહ્યું.

નાના શિશુને જેટલી સહેલાઈથી ઉંચકી લેવામાં આવે તે રીતે કેશવે દુર્ગામાને ઉંચકી 'ઈમ્પાલા' ગાડીમાં બેસાડી દીધી. અડોશી પડોશીઓ તમાશો જોવા એકત્રિત થઈ ગયાં. કોઈકે કેશવને ઓળખી કાઢયો ને કહ્યું: 'આ તો પેલો નાસી ગયો હતો તે કેશવો છે—જાણે મોટો નવલશા હીરજી થઈ ગયો લાગે છે.

પોતાના દુઃખના દહાડામાં આશ્રય આપનાર મકાનને જાણે કે વંદના ન કરતો હોય તેમ કેશવ ઘડીભર તે તરફ જોઈ રહ્યો. પુરાણી સ્મૃતિ સજાગ થતાં નયનોમાં મોતીઓ ચમકી ઊઠયા. દુર્ગામા જોડે બેસતાંની સાથે શોફરે ધુર..ર...ર... 'ઈમ્પાલા' નું એન્જિન ચાલુ કર્યું. ગાડી સડસડાટ ઉપડી.

રૂમેની હોટલના રેડિયો ઉપર ગીત ગૂંજતું હતું:

"ગીજ થી જૂડી, પર દિલ થા સચ્ચા;
બેટેકો મીલી મા, ઔર મા કો બેટા"

*

## પ્રયત્નને વળગી રહો

રામકૃષ્ણ પરમહંસદેવ પાસે એક ગૃહસ્થે પોતાનું દુઃખોનું વર્ણન કરી તેમાંથી ઊગરવાનો ઉપાય બતાવવા વિનંતિ કરી.

રામકૃષ્ણદેવે કહ્યું: 'મા કાલી, રામ, કૃષ્ણ વગેરેમાંથી જે કોઈ નામમાં તને શ્રદ્ધા હોય તે નામ લે, જેમ જેમ રામરટણ સ્વાભાવિક થતું જશે તેમ તેમ તું દુઃખમુક્ત થશે.'

પેલા ગૃહસ્થ તો ઘેર ગયા. પોતાના વેપારના ધંધામાં મંડી પડયા, પણ વેપારમાં ચિત્ત હોય ત્યારે રામનામ ભૂલી જાય અને રામનામમાં એકચિત્ત થાય ત્યારે વ્યાપાર ભૂલી જાય!

પાછા રામકૃષ્ણદેવ પાસે આવ્યા, પોતાની મુશ્કેલી જણાવી રામકૃષ્ણદેવે એક સરસ ઉદાહરણ આપતાં જણાવ્યું: 'જો ભાઈ, એક સ્ત્રીના માથા પર મટલી છે. તે રાગ અને તાલ પ્રમાણે અનેક પ્રકારે અંગ મરડીને નૃત્ય કરે છે, છતાં તેનું ધ્યાન તો સદા પેલી માટલી તરફ જ હોય છે. તેમ તમે પણ ઘરગૃહસ્થીનાં કામ કરો અને તમારું ચિત્ત રામમાં રાખો.'

વળી વધારે સમજાવતાં કહ્યું: 'પણ પેલી નાચનારી નૃત્ય કરે છે અને માટલી તરફ દરેક ક્ષણે ધ્યાન આપે છે ત્યારે જ માટલી પડતી નથી. તે કેમ બને છે? સ્ત્રી નૃત્યની સતત ટેવ પાડે છે, અભ્યાસ કરે છે. લાંબા અભ્યાસને અંતે તેને માટે બને કાર્ય સહજ બને છે. તે જ પ્રમાણે ભલે તમારું ચિત્ત એકે બાજુ હમણાં ઢળી જાય, પણ તમે વારંવાર પ્રયત્નને વળગી રહો. સમય જતાં એ પણ સધાશે. પછી હાથને કામમાં ને ચિત્તને રામમાં રાખવું સ્વાભાવિક થશે. પછી જ તમારું જીવન તાલબદ્ધ થશે.'

# મીરા

દેવેન્દ્રકુમાર કા. પંડિત

મા ઊભી ઊભી નીહાળે છે.

નાના મહાલયના ચોગાનમાં મીરા એની સાહેલીઓ સાથે રમત રમી રહી હતી. નાનું શું ગારાનું મંદિર બનાવ્યું છે. અંદર કનૈયાની મૂર્તિ પધરાવી બધી સાહેલીઓ તેને નમે છે. અને પછી મીરા સાચો પ્રસાદ બધાને આપે છે.

આ રમત મીરાની નિત્યની. મા અને બાપ બન્ને વૈષ્ણવ છે. બાર ગામના ધણી છતાં માતા 'કુડકી' ગામના મંદિરમાં રોજ દર્શને જાય છે. મીરા પણ દરરોજ સાથે જ દર્શને જાય.

પૂજારી ભગવાનને શૃંગાર કરાવે પછી પૂજા આરતિ કરે. પ્રાર્થના બોલી પ્રસાદ વેંચે. આ દૃશ્ય મીરાને ખૂબ ગમતું. વારસાગત સંસ્કારથી ભગવાનમાં મીરાની દૃઢ પ્રીતી હતી.

મા ક્યારેક મંદિરે જવાનું મોડું કરતી તો એ વાત ધ્યાન પર મૂકતી મીરા એને ઝટ મંદિરે જવા વીનવતી. આમ છતાં કોઈ કારણે માતાને મોડું થતું તો મીરા રોતી. મા આ સહી શકતી નહિ અને સ્વરૂપવાન-શાંત અને સદ્‌ગુણ સંપન્ન પુત્રીને બે ચૂમીઓ ભરી શાંત કરી મંદિરે તેડી જતી

એક દિવસ ગામમાં વાજાં વાગ્યાને હાથીની અંબાડીમાં એક વર નીકળ્યો. એ જોઈ મીરાએ માતાને કહ્યું.

'મા આ કોણ ?'

'એ તારી સાથે અહીં રમવા આવે છે ને તે સાહેલીનો વર છે.'

'હવે એ ક્યાં જશે ?'

'તારી સાહેલીને ઘેર'

'પછી ?'

'પછી એ તારી સાહેલીને તેડી જશે.' તેડી જશે ને એ પાછી આવશે ને પાછી જશે.'

'એ વર સખી ઉપર મારા જેટલો પ્રેમ નહિ રાખે.'

'ના બેટા તારાથી પણ વધારે.'

'એ ન બને મા, અમારા જેટલો પ્રેમ કોઈજ ન રાખી શકે ને આમ છતાં તે અહીંથી કેમ જાય છે ?'

'એને એના વર પાસે જવું જોઈએ એટલે જાય છે.'

'હેં મા, છે તે મારો વર ક્યાં હશે ? હું ય એને પ્યાર કરીશ.'

માતા શું બોલે ? એ વૈષ્ણવ હતી વૈષ્ણવથી તો જુઠું ઉચ્ચારણ થાય જ નહિ ને આ પળે મીરાને સત્ય પણ શું કહેવાય ?

'મીરા !' સામેના મંદિર ભણી આંગળી ચીંધતી માતા બોલી 'તારો વર ત્યાં છે.'

બસ. માતા સહજપણે બોલી ને ગઈ પણ મીરાના અંતરમાં આ શબ્દો જડાઈ ગયા. એના બાળ હૃદયમાં એ અંકીત થઈ ગયું કેઃ સખી જોડે પ્રેમ રાખ્યો છતાં ય એ ચાલી ગઈ તો હું હવે એવા પતિ જોડે પ્રેમ રાખીશ કે તે કદી ક્યાંય જાય જ નહિ.

ભક્તો એના આરાધ્ય દેવને એક ચોક્કસ રૂપમાં જોવા માગે છે. તુલસીદાસે વ્રજમાં કૃષ્ણને રામ રૂપે જોવા ઈચ્છ્યું. મોરલીવાળા એના આરાધ્ય દેવ ન હતા. ધનુષ્ય બાણ વાળા હતા. એજ રીતે મીરાએ પોતાના આરાધ્ય દેવ – પતિ – માટે એક ઉત્કૃષ્ટ સ્વરૂપ મનોમન નક્કી કરી રાખ્યું. શ્યામ-સુંદર અધર પર મોરલી ને ગળામાં વૈજયંતીમાલા વાળા વિશાળ આંખો વાળા.

આ સ્વરૂપવાન સ્વરૂપ કલ્પ્યું તે એવા વિગ્રહ

પામવા ને તેની સેવા પૂજા કરવા ઝંખના જાગી. મંદિરમા પૂજારી પૂજા કરતા હતા તેમ.

એ તીવ્ર અનુરક્તા મીરાની ફળી હોય તેમ રતનસિંહને ત્યા એક સાધુ બાવા મહેમાન બન્યા. ને તેમની પાસે મીરાએ કલ્પ્યુ હતુ તેવુ જ ભગવદ્ સ્વરૂપ હતુ. મીરાને તે મેળવવા ઉત્સુકતા જાગી. તે એણે પિતાને કહ્યુ.

'પિતાજી ! મને આ સાધુ બાવા પાસે ભગવદ્ વિગ્રહ છે તે અપાવો'

'અરે બેટા ! એ તો ભગવાન છે એને પણ વહાલા છે એ કાંઈ મગાય ?'

'ના ના મારે તો એજ શ્યામસુંદરની મૂર્તિ જોઈએ છે' મીરાએ હઠ પકડી. એકની એક પુત્રીની હઠ પાસે પિતાએ નમતુ જોખ્યુ ને સાધુ બાવા પાસે જઈ બે હાથ જોડી વીનતિ કરી કહ્યુ.

'પ્રભુ ! આપની પાસે જે મૂર્તિ છે તે આપો તો સારુ મારી દીકરીએ હઠ લીધી છે'

'રાઠોડ રાજા ! સાધુઓ પણ પોતાના ઉપાસ્ય દેવ કોઈને આપે ખરા ?'

'એમ હોય તો આપ માગો તેટલુ દ્રવ્ય અપુ.'

છતા મહાત્માએ વિગ્રહ આપવા ઈન્કાર કર્યો ને તે રતનસિંહ કદાચ લઈ લેશે એ ભયે વહેલી સવારે ભાગી નીકળ્યા.

મીરાને આ ખબર થતા તેના પર જાણે વજ્ર તૂટી પડ્યુ. એ વ્યાકુળ બની ગઈ અને આંસુ છલકાવતી રોવા માડી. ખાવુ પીવુ છોડી દીધુ

માતા પિતાએ બીજુ ભગવદ્ વિગ્રહ લાવી આપવા ખૂબ સમજાવટ કરી પણ મીરા ન માની.

આ બાજુ 'કુડકી' છોડી એકાદજ ગાઉ દૂરના ગામે રાતવાસો રહેવા પેલા સાધુ મહાત્માની આંખ સામે આ વિગ્રહ નહિ મળવાથી વ્યાકુળ ભૂખી તરસી રાઠોડરાજની કન્યા દેખાઈ. ને તેના દયાળુ દીલમા હમદર્દી જાગી. એને થયુ પ્રભુ સ્વરૂપ બાળકીને દુખ થવાથી ભગવાન દુખી થશે. ને મારી સેવા આરાધના વ્યર્થ જશે એટલે એ સવારમા પાછા 'કુડકી' આવ્યા ને સીધા મહેલમા મીરાના માત પિતા પાસે ગયા. એ તો મહાત્માને પાછા આવેલા જોઈ રાજી રાજી થઈ ગયા. મીરા પણ આનંદથી નાચી ઊઠી.

'બેટા !' ઝોળીમાથી પેલી શ્યામસુંદરની પ્રતિમા કાઢી મીરા ભણી લબાવતા એ બોલ્યા 'લે આ મૂર્તિ એ તારા સારુ જ છે. એની સેવા પૂજા કરજે તારુ કલ્યાણ થશે. તુ એથી અનેકોના કલ્યાણ કરી શકીશ.'

મીરાને પ્રતીમા હાથમા આવતાં જાણે સંસારનુ બધુજ સુખ સાંપડી ગયુ અને મીરાએ આ વિશ્વવિદિત ગાયુ.

મેરે તો ગિરિધર-ગોપાલ દૂસરો ન કોઈ
જાકે સિર મોર મુકુટ મેરો પતિ સોઈ

રાઠોડ રતનસિંહ રાજા ન હતા. મેડતાધિશ્વર દુદાજીના એ ચોથા પુત્ર હતા અને તેને કુંકી, વાજોલી આદી બાર ગામ આપ્યા હતા ને તે ત્યાજ રહેતા હતા. મીરા તેમનુ એક માત્ર સંતાન હતી. રાઠોડરાજની ઈચ્છા હતી કે મીરા કોઈ ગૌરવવંત રાજપુત પરિવારમા રાજરાણી બને

એ સમયે લગભગ બધા રાજપુત રાજવીઓએ મુસલમાન શાસકોની તાબેદારી સ્વીકારી લીધી હતી. કેવળ ચિતોડના સિસોદીયા રાણાઓ ઉન્નત મુખ રાખી રહ્યા હતા. તેઓ સ્વતંત્ર હતા. યવના સાથે તેઓ સતત સત્તર યુદ્ધો ખેલ્યા હતા ને મારવાડ, અંબર, ગ્વાલિયર, અજમેર, રાયસિંહ અને બુંદી આ નરપતિઓ તેમના ખંડિયા હતા ઈબ્રાહીમ લોદી સાથે તેણે લડાઈ કરી તેને પરાસ્ત કરી ભગાડ્યો હતો.

આ રાણા સંગને ભોજરાજ નામે કુમાર હતા ને તે ભાવી રાજગાદી વારસ હતા તેની સાથે મીરાનુ સગપણ કરવા રતનસિંહે વિચાર્યુ ને આ પ્રસ્તાવ તેણે ચિતોડ જઈ રાણા સંગ પાસે મૂક્યો. પ

વરસની મીરાના રૂપ, ગુણ, સૌંદર્ય અને સુશીલતાની જાણ હતી. વળી મીરાના દાદા રાવ દુદાજી રાણા સંગના મિત્ર હતા એટલે રાણાએ રતનસિંહની આ વાત સ્વીકારી લીધી ને સગપણ નિશ્ચિત થયું.

રાઠોડ રતનસિંહે આવી પત્નીને આ શુભ સમાચાર કહ્યા. પણ મીરા તો એના મનમોહનની ઉપાસનામાં મસ્ત હતી એને ખબર ન હતી કે માતા પિતા શું કરે છે. પણ માતાએ તો હર્ષભેર આવી મીરાને કહ્યું.

'બેટા ! તું ભાગ્યશાળી છે. ચિત્તોડના મહારાણા સંગ જેવા તને સસરા મળ્યા.

પણ મીરાએ તો માની સામે ગાયું.

'ગોવિન્દ લિન્યો મોલ માઈ મેં ગોવિન્દ લિન્યો મોલ.'

મીરાએ વિવાહની ના કરી પણ વિવાહને જ જીવનનું બધું સુખ અને સર્વસ્વ માનનાર મા બાપ ભલા કેમ સમજે ? મીરાના વિવાહ તો એક બીજા પતિ સાથે થઈ જ ગયા હતા. એને છોડી બીજા સાથે વિવાહ કરવાનું મીરા આર્ય સંસ્કારો વિરૂદ્ધ ગણતી હતી. એટલે તો એણે ગાયું.

'માઈ મ્હાંને સુપને મેં વરી ગોપાલ.
રાતી પીલી ચુનડી ઓઢી મેહદી હાથ રસાલ.

મીરાએ માને કહ્યું : 'મારી સગાઈ કરવી હોય તો ગીરધરલાલની સાથે કરો, મીંઢળ એના નામના બાંધો ચુંદડી એ વરના નામની ઓઢાડો, ફેરા એની સાથે ફેરવો.'

પણ માતા પિતાએ માન્યું મીરા બાળક છે. યોગ્ય ઊમરમાં આવશે એટલે તે આપ મેળે સમજી રહેશે.

ને વિક્રમ ૧૫૭૩માં નાના 'કુડકી' ગામમાં ચિતોડાધિપતિ રાણા સંગ જાન લઈને આવ્યા. નાનું ગામ સહસ્ત્રો રાજપુતોથી ઉભરાઈ ચાલ્યું.

શુભ મુહૂર્તમાં વિદ્વાનોએ કુંવર ભોજરાજ સાથે મીરાના શુભ વિવાહ સંસ્કાર કર્યા.

મીરા તો માનતી હતી : "મારા લગ્ન શ્યામસુંદર સાથે થયા.'

કેટલાયે દિવસ જાન રોકાઈ ને પછી માએ મીરાને છાતીએ લગાવી વિદાય આપી.

દહેજમાં રતનસિંહે હાથી ઘોડા ને ધન આપ્યું. જતી વેળા મીરા પણ રોઈ. દાસ દાસીઓ કરિયાવરની જણસો બાંધવા માંડયા. હીરા મોતીની માળા, બહુ મૂલા વસ્ત્રો, સોના ચાંદીના આભૂષણ પણ મીરાના 'નીજ મંદિર'માં બેઠેલા ગીરધરલાલ ભણી કોઈનું ધ્યાન નથી.

માતાને હતું : ભગવાનની મૂર્તિ સાથે ક્યાં મોકલવી ? તેની અહીં જ પૂજા કરીશું. પણ મીરા માટે આ અસહ્ય હતું.

ખરેખર વિદાય સમયે મા મીરાને છાતીએ લગાડી ખુબ રોઈ અને કંઈક માગે તે માગી લેવા કહ્યું ત્યારે મીરાએ માગ્યું : 'મારા ગીરધરલાલ ને સાથે લઈ જવા દો' — 'દે, રી, માઈ, મ્હાંકો ગીરધરલાલ'

માતાએ ગીરધરલાલ સાથે લઈ જવા અનુમતિ આપી.

મીરા સાસરે આવી કુમાર ભોજરાજ સાથે નવવધુ મીરાને જોઈ મીરાની સાસુ આનંદ વિભોર બની ઊઠી. સુંદર, સુશીલ ને ગુણવાન મીરાને સાસુએ બધા કુળ રિવાજ વિદિત કર્યા.

પણ મીરાએ તો જવાબ વાળ્યો : બહુ નમ્રતાથી, વિવેકથી મધુર ભાષામાં કહ્યું : 'મારે તમારા રીત રીવાજો સાથે કાંઈ લેવા દેવા નથી. હું તો મારા ગીરધરલાલ સિવાય બીજું કાંઈ જાણતી જ નથી.'

સાસુ દિગ્મૂઢ બની ગઈ.

કુળરિવાજ પ્રમાણે ગૌરી પૂજા કરવા જવા મીરાને કહેવામાં આવ્યું. મીરાએ જવાબ વાળ્યો.

'હું મારા સ્નેહી ગોવિંદ સિવાય કોઈની પૂજા કરતી નથી.'

'વહુ ! સાસુએ મીરાને કહ્યુ . 'વહુ ! ગોવિંદ ભગવાનથી સ્નેહ કરવો એ વિરક્તોના કામ છે. આપણુ નહિ, તુ રાજરાણી છે એ હઠ મૂકી દે'

મીરાએ કહ્યુ

રાણ્ય કરૈ જાના કરણે દિજે, મૈ ભગતારીદાગ
સેવા સાધુ જનનકી મ્હારે, રામ મિલનકી આગ

'મીરા !' સાસુએ કહ્યુ 'આથી તો તારા પિયર અને સસરા પક્ષ બેયને નીચુ માથુ શરમથી કરવુ પડશે. તારા કારણે બધા પરિવારની નિંદા થશે. અને બધા તને ધિક્કારશે'

આમા નીચુ મસ્તક કરવા જેવી કઈ વાત છે ? બદનામી તો ત્યારે થાય કે જ્યારે હુ કાઈ ચોરી બદમાશી કરુ હુ તો પૂર્વની વાટે ચાલુ છુ અને મારે પિયર કે શ્વસુર પક્ષ કોઈની જ પરવા નથી.' મીરાએ કહ્યુ.

આવો ઝઘડો સાસુ વહુ વચ્ચે નિત્યનો થયો કુંવર ભોજરાજ સાસારિક પુરુષ હતા રાજકુમાર હતા. મીરા ધર્મશાસ્ત્રાનુસાર એની પત્ની હતા સાસારિક સુખ સારુ કુવર મીરા પાસેથી અપેક્ષિત હત

પણ મીરાએ તો કુમારને કહી દીધુ 'આપનો હું હૃદયથી આદર કરુ છુ પણ પતિરૂપનો સબધ તો મે ગોરધરલાલ સાથે બાધી લીધો છે હવે આપ મારી પાસેથી કોઈ સાસારીક સુખની અપેક્ષા ન રાખશો.'

યુવરાજ બુદ્ધિમાન અને ગુણગ્રાહી હતા આત્મબળ, પ્રભુપ્રેમ અને સચ્ચાઈની મીરાના મો પર નિષ્પન્ન થતી આભા એ નીહાળી ચૂકયા હતા. ને એ પછી એમણે મીરા પાસેથી સસારિક સુખની આશા તજી દીધી આટલુ જ નહિ હૃદયપૂર્વક મીરા પ્રત્યે શ્રદ્ધા ને ભક્તિ પ્રગટ કર્યા અને વિચાર્યું 'હુ ભાગ્યશાળી છુ કે આવી પરમ ભક્ત અને પ્રભુ પરાયણ નારી સાથે મારો વિરહ સબધ થયો'

મીરા માટે મહેલમા જ કુવર ભોજરાજે એક સુદર મદિર બનાવી દીધુ અને મીરાની આજ્ઞા મેળવી એવુ બીજા વિવાહ પણ કરી લીધા.

હવે તો મીરા એકાતમા રહે છે. પગમા ઘુઘરૂ બાધી હાથમા કડતાલ લઈ ગીરધરલાલ સમક્ષ ગવા ને નાચવા માડી. ગાતા ને નાચતા ભાવા વેશમા કદીક મોટેથી રોતી, હસતી, ને ક્રોધિત બનતી. બસ, રાત અને દિવસ એ ગીરધરલાલની સ્મૃતિમા પાગલ બની મૂર્તિ સમ્મુખ બેસી જ રહેતી તેની બધી ક્રિયાઓ, એષણાઓનો મહારાજને રીઝવવામા જ વ્યય કરતી દસ વરસની બાળા અલૌકીક સ્વામીના આગમનના સપના જોવા લાગી

એ અરસામા એમની માતાનુ મૃત્યુ થયુ. દાદા દુદાજી પણ કાળધર્મને પામ્યા આટલુ બસ ન હોય તેમ પોતાના ભક્તિ-માર્ગના સહાયક કુવર ભોજરાજનુ પણ અવસાન થયુ વિક્રમ સવત ૧૫૮૫ મા બાબર અને રાણા સગ વચ્ચે ફરી યુદ્ધ થયુ, પિતા રત્નસિંહ રાણાની પક્ષે રહ્યા પણ રણમે ન મા પિતાનુ મૃત્યુ થયુ ને ઝેરી તીર વાગવાથી રાણા સગનુ પણ મૃત્યુ થયુ તે પછી તેમના દિયર કરણ સિંહ ગત થયા આ સમયે આટલા બધા આપ્તજનોના મૃત્યુ પછી મીરાને સસારની ક્ષણભગુરતા જણાઈ ને સસાર અનિત્ય છે આ વાત પાકી રીતે ઠસાઈ ગઈ

રાણા સગના મૃત્યુ પછી તેના ત્રીજો પુત્ર રતનસિંહ ચિતોડના રાજ સિંહાસન પર બેઠો તેણે ચાર વરસ રાજ કર્યું એણે મીરાબાઈના ભજન, પૂજન, સત્સગમા કોઈ વિક્ષેપ ન પડ્યો.

મહારાણા સગના મૃત્યુ કાળે તેમની એક રાણી ગર્ભવતી હતા તેમને પેટે રાણા ઉદયસિંહનો જન્મ થયો.

ચાર પાચ વરસ રાજ કર્યા પછી રતનસિંહનુ મૃત્યુ થયુ ને તેનો નાનો ભાઈ વિક્રમાદિત્ય ચિતોડના રાજ સિંહાસન પર બેઠો.

રાણા વિક્રમાદિત્યનો રાજ્ય કારોબાર સારો ન હતો પ્રજા કે સરદારો કોઈ જ તેના પર પ્રસન્ન ન હતા.

સ્વજનોના મૃત્યુ પછી મીરાની ભક્તિ ઊત્તરો

ગાર વધતી ગઈ પ્રથમ તો મીરા એકલી જ મંદિરમાં પૂજા સેવા અર્ચન, પાદસેવન, આ નવધાભકિત ગીરધરલાલ સમક્ષ આચરતી હતી પણ જેમ જેમ એની ભકિત ભાવનાની વાત પ્રસરતી ગઈ તેમ તેમ સંધુ, સંત મહાત્માઓ ત્યાં જવા માડયા, ને મીરાનો પ્રેમઉ માદ નીરખવા માડયા તેમના રચેલાં પદોના ગાન અને નાચ સત મડળી જોવા લાભ લેવા લાગી

વિક્રમાદિત્યને આ વાત બરાબર ન લાગી પણ સાધુ સંતો મહેલમા જતા આવતા તો તે નજ રોકી શકાય સાથેસાથ પર્દાનશીન રાજપુત નારી આમ નાચે, કૂદે તે સહ્ય પણ ન બ નું મીરાને સામ, દામ, દંડ અને ભેદ નીતિથી સમજાવટ આદરી પણ વ્યર્થ એ પછી બે કુશળ દાસીઓને મીરા પાસે રાખી દાસીઓએ આ નાચવા કૂદવાનું છોડી દેવા કહ્યુ એ પણ નકામુ ગયુ છેલ્લે રાણાએ પોતની બહેન ઉદાબાઈને મીરા પાસે મોકલ્યા ઉદાબાઈએ ભય બતાવ્યો રાણાની શકિત શી છે એ કહ્યુ પણ મીરાએ તો જવાબ દીધો

મિરા બાત નહિ જગ છાની,
ઉદાબાઇ સમઝો સુધર સયાની
સાધૂ માત પિતા કુલ મેરે, સજન સનેહી જ્ઞાની
સન્ત ચરનકી સરન રૈન દીન, સત્ત કહત હુ બાની
રાણાને સમઝાવો જાવો, મૈ તો બાત ન માની
મીરા કે પ્રભુ ગીરીધર નાગર, સન્તો હાથ બિકાની

ઉદાબાઈએ વિષય સુખ, બહુ મૂલા વસ્ત્રા ભૂષણોના લોભ બતાવ્યો. એક નારી જે પ્રલોભનોમા વશ થઈ સસરી બને છે એ બધા ઉપાય ઉદાબાઈ એ કર્યા પણ મીરાએ તો સ્પષ્ટ કહી દીધુ

ભાવ ભગત ભૂષણ સજે, શીલ સંતોષ સિંગાર
ઓઢી ચૂનર પ્રેમ કી ગિરધરજી ભરતાર
ઉદાબાઇ મન સમઝ જાઓ અમને ધામ
રાજપાટ ભોગો તુમ્હી, હમે ન તોસુ કામ

એ પછી પણ રાણાએ સમજાવવા ઘણા પ્રયત્ન કર્યા પણ મીરાની સમજ તો ઉલટી હતી એને આ વાતો વિપરીત જણાતી હતી

ને મીરાએ તો પછી રાણાને સાફ કહી દીધુ

'અંગ નહિ માનુ રાણા થારી,
મૈ વર પાયો ગિરધારી'

કુલ પ્રતિષ્ઠાનું ભૂત રાણાના માથા પર સવાર થઈ ગયુ હતુ તે કેઈને કોઈ રીતે મીરાને પોતાની આજ્ઞામા ચલાવવા માગતો હતો. જ્યારે એ પોતની વાતમા સફળ ન થયો. ત્યારે મીરાને વિષ દેવા રાણાને એના મંત્રીઓએ કહ્યુ

એ પરી ? રાણાએ પૂછ્યુ

'હા ચરણામૃત છે આમ કરી મોકલવાથી મીરા પી જશે મીરા કદી જ ચરણામૃત પાછુ કાઢે નહિ

રાણાએ દયારામ પંડયા સાથે વિષનો કટોરો ભરી મોકલ્યાને તે મીરાની પણ પાસે મૂકી પંડયો બોલ્યો

'આ ચરણામૃત રાણાએ મોકલ્યુ છે'

ઉદાબાઈને આ કાવત્રાની જાણ થઈ એ મીરા પાસે દોડતી આવી ત્યારે કટારા મીરા સંમુખ પડયો હતો ઉદાબાઈ બોલી

'ભાભી ! આ ઝેર છે પીશો નહિ'

'બહેન ઝેર હોય તો ભલે ઝેર રહ્યું હું તો પ્રભુ ચરણામૃત માનીને જ એ પીવાની છુ

કહી સોનાના કટોરાને મીરાએ હાથમા લીધો એ મુસ્કરાઈ પછી કટોરો મસ્તક પર ચડાવી માથુ નમાવી ગયુ

મીસોદા રાણો થ્યાવો મ્હાને કયૂં રે પઢાયો
ભલી બૂરી તો મૈ નહિ કીન્હી રાણા કયુ રે રિસાયો
થા ને મ્હાને દેહ દીવી રે જોહી હરિગુણ ગાયો
કનક કટોરે લે વિષ ઘોલ્યો, દયારામ પંડો લાયો
અડી ઊડી તો મૈ દેખ્યો, કર ચરણામૃત પાયો
આજકાલકી મૈ નહિ રાણા જદ ચહ બ્રમાંડ છાયો
મેડતિયા ઘર જન્મ લિયો રે, મીરા નામ કહાયો

પ્રહ્લાદ કી પ્રતિજ્ઞા રાખી। ખંભ ફાડ વેગે ધાગે।
મીરા કહે પ્રભુ ગિરધર નાગર, જનકો બિડદ બઢાગે।

• રાણા ! ઝેર શા માટે મોકલે છે ? ઝેર મોકલવા કોઈ જ પ્રયોજન ન હતું, મેં કોઈ કુકર્મ કર્યું હોત કે જેનાથી કુળને કલંક બેસત, તો તો તમારું આ આચરણ બરાબર હતું પણ મેં તો, સંસારને રચવાવાળા ઈશ્વરના ગુણ ગાવાનું કામ કર્યું છે. એને સાચો સ્વામી માની રિઝવ્યા છે. તેમ છતાં ચરણામૃતનું નામ આપી વિષ મોકલી મને મારી નાખવામાં તમારી કેટલી મોટી ભૂલ છે ? ભલા, અમૃતથી કોઈ મરે ખરું ? કદાચીત કોઈ મરી જાય તો તે વિનાશી હશે, અશાશ્વત હશે, હું તો મારા અવિનાશી ને શાશ્વત સ્વામીની દાસી છું, મારા પતિ તો બ્રહ્માંડના સ્વામી છે. એટલે ભલા ઝેર મને કેમ મારી શકશે ? ઠીક છે હવે મારે તે શું, એમણે ચરણામૃત કરીને મોકલ્યું છે એટલે એનો તિરસ્કાર પણ થઈ શકે નહિ.

મીરા મનમાં ને મનમાં ગીરધરલાલનું સ્મરણ કરી ઝેર કટોરો મોંએ માંડી પી ગઈ. ને પછી નિર્ભયતાપૂર્વક બોલી -

મીરા પ્યાલા પી લિયા રે, બોલી દોઊ કર જોર
તૈં તો મારણ કી કરી રે, મેરો રાખણ હારો ઔર.

મીરાના શરીરમાં જતા ઝેર અમૃત બની ગયું. મીરાની મસ્તી હતી તેથી વધી ગઈ. એ તો ગાઈ ગાઈ નાચી નાચી ગીરધરલાલને પોતાની વ્યથા વિદિત કરવા માંડી.

રાણીવાસની તમામ રાણીઓએ, ચિતોડના નારી વૃંદે મીરાના ચરણોમાં વંદના કરી તેની ચરણ-રજ મસ્તકે ચડાવી પણ રાણાને હજુ ઓળખ ન થઈ. ભક્તિ માર્ગીની મીરાને એ પીછાની ન શક્યો. ઝેર નિષ્ફળ જવાથી એનો કોપ ઓર વધ્યો.

એણે એક પેટી ઉપહાર રૂપ મીરાને મોકલી. એ પેટીમાં મોટો વિષધર સાપ હતો. સેવકે પેટી મીરાને આપી. પ્રત્યેક સ્થાને પોતાના પ્રિયતમ ગીરધરલાલને જોતી મીરાએ આ પેટી ખોલી તો અંદર ફૂલહારોથી લદાએલ શાલીગ્રામની મૂર્તિ જોઈ.

મીરાએ શાલીગ્રામને હૃદયે લગાડી ફૂલહાર પ્રસાદી માની ડોકમાં પહેરી લીધો ને ઉન્માદીની બની ગાવા નાચવા લાગી.

રાણાને આ સમાચાર ગયા-એ વધુ કોપાયો.

એ સમયે શૂળની એક શય્યા બનાવવામાં આવતી. સેજ નીચે તીક્ષ્ણ કાંટા રાખવામાં આવતા જે બધા ઝેરમાં બોળેલા હોય, પ્રત્યક્ષ જોઈ શકાય નહિ પણ એ શય્યામાં સૂતા જ કાંટા, સૂનારના શરીરમાં ખૂપી જઈ વિષ લોહીમાં પ્રસારી દે ને થોડી જ ક્ષણોમાં સૂનાર મરી જાય.

રાણાએ આવી 'શૂળીની સેજ' મીરા માટે મોકલી. એ શય્યા પણ નાકામયાબ નીવડી. મીરાને કોઈ જ અસર ન થઈ.

મેડતેશ્વર રાવ વિરમદેવને પોતાની ભત્રીજી મીરા પર થતા આ જુલમની વાત મળી. ચુપચુપ વિરમદેવે મીરાને સંદેશો કહાવ્યો. મેડતા આવી રહો ને પ્રભુ ભજન સુખેથી કરો

મીરાને પણ હવે ચિતોડમાં રહેવું ગમતું ન હતું. એક રાતે મીરા પોતાની બે સાહેલીઓ સાથે ગેરૂઆ રંગના વસ્ત્રો પહેરી મહેલ છોડી મેડતા ભણી પ્રયાણ કર્યું.

આ બાજુ મીરાના ગયા પછી રાજ્યમાં ભયાનક ક્રાંતિ થઈ. સરદારોએ બંડ કર્યું અને રાણાના જ પરીવારના એક પુત્ર વનવીરે રાણા વિક્રમાદિત્યની હત્યા કરી.

મીરા એ પળોમાં મેડતા હતા-પણ જોધપુરના રાવ માલદેવે મેડતા પર ચડાઈ કરી-એ ય સગા ભાઈ હતા.

માલદેવે વીરમદેવ પાસેથી મેડતા લઈ જોધપુરની રિયાસતમાં ભેળવી દીધું. મીરાને આ કલેશ ન ગમ્યો ને ત્યાંથી વૃંદાવન જવા ઈચ્છા કરી. ને એ વૃંદાવન આવ્યા-યમુનાજીના દર્શનની વરસોની પ્યાસ મીરાએ બુઝાવી વ્રજની ધૂળ મસ્તકે ચડાવી, કદંબના વૃક્ષો, ઘેરી કુંજો, જોઈ મીરા હર્ષભેર નાચવા

ને ગાવા માંડી.

વૃંદાવનમાં ચારે બાજુ એમની ખ્યાતિ પ્રસરી ગઈ. દૂર દૂરથી ભક્તો મીરાના દર્શન કરવા આવવા લાગ્યા 'મેરે તો ગીરીધર ગોપાલ, દુસરા ન કોઈ' પદ. હાથમાં કડતાલ લઈ એ ગાતી ત્યારે સાંભળનારાના માથા મીરા તરફ ઝૂકી જતા. ને સૌની વૃત્તિઓ ઈશ્વરમય બની જતી.

મીરાની વૃત્તિઓ પણ એમના આરાધ્ય દેવની સ્મૃતિ-સંભારણાંમાં ડૂબી રહેતી. અહીં એના પ્રિયતમનું ધામ છે. વૃંદાવનના વૃક્ષો, વેલીઓ અને પાંદડા સુદ્ધાંને મીરા પાગલની જેમ એના પ્રિયતમની પૂજા કરતી, રાધા પાસતી-વૃંદાવનની પ્રત્યેક રજકણ મીરાને ગીરધરવલ્લ મય દેખાતું.

આ બાજુ કાળનું ચક્ર ફર્યું ને ઉદયસિંહ ચિતોડના રાજ સિંહાસન પર બેઠો. સંવત ૧૫૯૮માં.

રાજના સત્તાનાં સુત્રો હાથમાં લેતા જ મહારાણાને પોતાના કુળને ઉજળું બનાવનાર દેવી મીરાબાઈની ચિંતા થઈ. તેને થયુ એ દેવીના શ્રાપથીજ આ રાજ્યની આટલી દુર્દશા થઈ છે.

રાણાએ મીરા પાસે અપરાધોની ક્ષમા માગી. જગતજનનીની જેમ પૂજા કરવા મન થયુ તે એ રીતે પોતાના ભાઈઓના પાપના પ્રાયશ્ચિત કરવા ઈચ્છા જાગી. પણ એમના દુશ્મન એ કાળે ઘણા હતા ચિતોડથી વૃંદાવન સુધી રાણા એકલા મીરા પાસે જાય તેમાં વાટમા મોટું જોખમ હતું. વળી તે સમયે આજના જેવા અવરજવરના કોઈ સારા સાધનો ન હતા.

આ બાજુ મેડતામાં પણ વિક્રમ સંવત ૧૬૦૦ માં વિરમદેવના મૃત્યુ પછી તેનો પુત્ર રાવ જયમલ રાજસિંહાસને બેઠો. તેણે પણ બહેન મીરાને મેડતા લાવવા વિચાર કર્યો.

મીરાને એ સમયે સાસરા અને પિયર બેઉ પક્ષમાં આપત્તિ ટળી ગઈ હતી. મીરાની ઉંમર આ વેળા ૫૦ વરસની હતી. વિપત્તિઓએ એનાં હૃદયને કુંદન બનાવી દીધું હતું, તેમના દીલમાં મોહની ગંધ સરખી ન હતી. પરિવારના મમત્વનો અંશ સરખો રહ્યો ન હતો. મેવાડ અને મેડતા બેવ હવે એમના માટે સ્વપ્ન બની ગયા હતા એમને ખરેખર એ કાળે બાહ્ય જગતનું ભાન ન હતું. એ તો એના પ્રિયતમમય બની ગયા હતા.

ક્રમશઃ ચિતોડ અને મેડતા બેઉ સ્થાનેથી એમને તેડવા માણસો આવ્યા. મીરાએ એમને નવા નાખા ઢગની વાતો કરી પાછા મોકલી દીધા. મેડતાના મહારાજાને ગળે મીરાની વાત ઉતરી ગઈ ને તેમણે વિચાર્યું : ઠીક છે. તીર્થવાસમાં છે તે, અહીં એમનું મન ચોટત નહિ '

મીરાને મેડતા તરફથી તો સંપૂર્ણ સંતોષ હતો, કારણ કે ત્યાં એમને કોઈ કષ્ટ આપવામાં આવ્યું ન હતું. પણ ચિતોડમા તો રાણાએ એમને વિષ આપ્યું હતું. સાપ અને વિંછી કરડાવ્યા હતા. વિષની શૂળી સેજ પર સુવડાવી હતી આ યાતનાઓથી તંગ આવી મીરા પિતાને ઘેર ગયા હતા.

રાણા ઉદયસિંહને પણ આ સ્મૃતિઓ વ્યથિત કરી રહી હતી એને એક વાર મીરાના ચરણ પકડી માથાં પકડી ખૂબ રોવું હતું. મીરાની ચરણરજ એને એક વાર મસ્તકે ચડાવવી હતી એ તિવ્ર ઈચ્છાએ એમણે ફરી વૃંદાવન દૂત મોકલ્યા.

આ વખતે એમણે રાજપુરોહિત અને અન્ય બ્રાહ્મણોને મોકલ્યા રાજપુરોહિતે રાણા પાસે પ્રતિજ્ઞા કરી કે 'અમે મીરાને લઈને જ આવશું જો તે નહિ આવે તો અમે ત્યાં ઉપવાસ કરી દેહ પાડી નાખશુ.'

વિક્રમ સંવત ૧૬૦૪માં આ બધા વૃંદાવન જઈ મીરાને મળ્યા. ચિતોડ પધારવા વિનય સહિત વાત કરી, અનેક પ્રકારે સમજાવટ કરી પણ પ્રેમની પૂજારિણી મીરાએ વૃંદાવન છોડી ક્યાંય પણ જવા અનિચ્છા દર્શાવી.

બ્રાહ્મણોએ સમજાવટ પૂરી થઈ ગયા પછી મીરાને કહ્યું.

'હવે અહીં અમે અમારો દેહ અનશન વ્રત-

તો આશરો લઈ પાડી નાખશું જો તમે નહિ આવો તો.'

મને મારા પ્રિયતમથી શા માટે વિખૂટી પાડો છો?' વેદનાભર્યા અવાજે મીરાએ રાજપુરોહિત અને અન્ય બ્રાહ્મણોને પ્રાર્થના કરી

પણ પ્રતિજ્ઞાબદ્ધ ભૂદેવો ન માન્યા ને રણછોડરાયના મંદિરમાં જઈ ઉપવાસ ઉપર ઊતરી ગયા

મીરા માટે સંકટ ઊભું થયું બ્રાહ્મણોના ઉપવાસનું દુઃખ તેમનાથી જોયું જતું ન હતું

ને મીરાએ હરિને પ્રાર્થના કરી.

'હરિ તુમ હરો જનકી પીર.

મીરાના અંતરમાં જાણે એક પ્રકાશ ઝબક્યો

મીરાએ પ્રસ્થાન સમયનો શૃંગાર સજ્યો સુંદર સાડી ઓઢી સોળ શણગાર ધારણ કર્યા, વેણી ગૂંથી, સિંદૂર ભરી કપાળે તિલક કર્યું સૌભાગ્યના સ્વાંગ સજી પ્રિયતમના નિત્ય વિહાર માટે ચાલી–રણછોડજીની ડેલી તરફ

મેવાડી રાજસેવકો આ જોઈ રાજી થયા ને ગોચવા લાગ્યા બ્રાહ્મણોના ત્રાગાએ કામ કર્યું ખરું

ધાબળી બિછાત પર સૂતેલા બ્રાહ્મણોને જઈને મીરાએ કહ્યું 'ચાલો હું આવું છું તમે કાંઈક ભોજન પાણી તો લો!'

'મહારાણી! રાજપુરોહિતે કહ્યું 'આપ પધારો તો જ હું અહીંથી ચાલીશ અન્યથા અહીં પ્રાણ તજીશ'

'હું આવું છું જરા દર્શન કરતી આવું, તમે ચાલવા માંડો'

વિપ્રોએ મીરાના પોશાક સામે જોઈ આ વાત માની ને ખાઈ પી આગળ ચાલ્યા, મીરા મંદિરમાં આવી, ભગવદ્ વિગ્રહની સામે ગદ્ ગદ્ બની ગાવા માંડ્યું પૂજારી આ ભાવાવેશનાં દર્શન કરતા ઊભા હતા

સાજન સુધ જ્યું જાને ત્યું લીજે હો
તુમ બીન મેરે ઔર ન કોઈ,
કૃપા રાવરી કીજે હો
દિનસ ન ભૂખ રેન નહિ નિંદિયા,
યૂ તન પલ પલ છીજે હો
મીરા કે પ્રભુ ગિરિધર નાગર,
મિલ બિછુરન નહિ કીજે હો

હવે તો જાણે સાજન પણ મીરા વિના પૃથક રહેવા ચાહતા ન હતા. તેમ ગાતી ગાતી મીરા ત્યાં ઢળી પડી તેના દેહમાંથી એક તેજ–પુંજ ઊભરી ભગવદ્ વિગ્રહમાં સમાઈ ગયું

*

નાનપણથી આટઆટલો વૈરાગ્ય કેળવેલો અને આગલી ધર્મસાધના કરી, સામાજિક અને રાજકીય કૃતિ વિષે આટલું બધું વાંચ્યું ને વિચાર્યું પૈસા કમાવામાં કંઈ રસ નહોતો અને સ્નેહજીવનમાં કંઈ દિલચસ્પી નહોતી, ગાંધીજીના અને હિંદ સેવક સમાજના સંસ્કાર પણ અને દેશસેવામાં ઝંપલાવવાના મનસૂબા કર્યા, નવું માસિક ને નવી લેખનપ્રવૃત્તિ શરૂ કરીને નવા જીવનકાર્યનું મંગલાચરણ કર્યું – તો હવે દેશમાં કરવાનો છેવટનો નિર્ણય કેમ ન કરવો?

શાસ્ત્રીજીના સ્નેના શબ્દો કાનમાં રમતા હતા આ નવી પ્રવૃત્તિ કંઈ ચાર દિવસનું ચાદરણું નહોતું લાંબી રજા લઈને દેશસેવા લેવાના આ સવાલ નહોતો પદ્ધતિસર દેશસેવા કરવાને તો હિંદ સેવક સમાજમાં દાખલ થવું જ જોઈએ, તે માટે દેશસેવાનું જીવનવ્રત લેવું જોઈએ વકીલાતને કાયમને માટે છોડી જોઈએ ધનપ્રાપ્તિ ને કુટુંબજીવનના બધા સ્વપ્નાને હમેશને માટે તિલાંજલિ આપવી જોઈએ મારો નિશ્ચય એટલો ઊંડો અને અચળ હોય તો જ મારે આવું વ્રત લેવું જોઈએ અને તે માટે મારું દિલ મારે પૂરેપૂરું ચકાસવું જોઈએ

પછી જીવનના અંતરની એકનિષ્ઠ બનીને જે અનેક સાધના અને અભ્યાસ કરતે કરતે રાજકીય ફકીરી લેવાની ભાવના મેં કેળવી હતી તે પરમ જ્યોત જેવી મારી દૃષ્ટિ સમીપ ઝળકી ઊઠી, અને તેણે મારો ભાવિ જીવનપથ ઉજાળ્યો. —ઇન્દુલાલ યાજ્ઞિક

# સંગીતનો જીવ

છગનલાલ પરમાર

અઢારમી સદીમાં મહાન સંગીતકાર બીટોવન થઈ ગયો. હતો તો જર્મનીનો, પણ સમગ્ર યુરોપમાં એની બોલબાલા. એના યુગનો એ સર્વશ્રેષ્ઠ સંગીતકાર સંગીતનો જ જીવ જાણે! એમ લાગે કે ઈશ્વરે જ કોઈ અપૂર્વ સંગીતની સૃષ્ટિ સર્જવા આ પૃથ્વી પર એને મેકલ્યો છે.

સૃષ્ટિમાં સંભળાતા વિવિધ સૂરને એનું ચિત્ત પકડી લે, અને એ તમામ સૂરને એના પિયાનો પર એ આબેહૂબ ઊભા કરી દે પેના મૂળ સૂરને ચિત્તની ખરલમાં ઘૂંટીને, કલાવિવેકના ગળણામાં ગાળીને એની વચ્ચે અજબ મેળમાધુર્ય સાધીને એ સૂરને એવું અવનવું સ્વરૂપ આપે કે એ સૂર લાગે તો આબેહૂબ મૂળ જ જોઈ લો જાણે, પણ બની ગયા હોય મૂળ કરતા યે અતિશય અસરકારક ને સ્વાદસભર. આ સ્વરૂપ ઉપરથી સ્વતંત્ર સ્વરલિપિ એ સર્જે.

આની સ્વરલિપિના આધારે એકએકથી ચડિયાતી એવી અનેક સ્વરસંવાદિકા—'સિમ્ફની' બીટોવને સર્જી છે, સિમ્ફનીનો અમર રચયિતા એ લેખાય છે. ઉષાકાળથી માંડીને સાયંકાળ પર્યંતનું પ્રહરપ્રહરનું પલટાતું વાતાવરણ એની એક સિમ્ફનીમાં સજીવ થયું છે, તો બીજી એક સિમ્ફનીની સ્વરલીલામાં મધમધ દેવનું રૂપરંગભર્યું ગોપજીવન મુખરિત બન્યું છે.

ફ્રાન્સના ડહોળાયેલા ને વેરવિખેર થયેલા રાજતંત્રને કબજે કરી તેને વ્યવસ્થિત રૂપ આપી, યુરોપની એક પ્રચંડ શક્તિ બનાવવાનો જે ભગીરથ પુરુષાર્થ નેપોલિયન બોનાપાર્ટે આદર્યો હતો, તે ઉપરથી કેટલાક તત્કાલીન ચિંતકોની જેમ બીટોવનને પણ લાગેલું કે યુરોપનો ઉદ્ધાર કરવા, પૃથ્વી પર સ્વર્ગનું રાજ્ય સ્થાપવા આ તો કોઈ અવતારી પુરુષ પ્રગટ્યો છે. આવો અહોભાવ અનુભવીને એ બેતાજ બાદશાહ નેપોલિયનને બિરદાવતી, 'એમ્પરર' નામની એક સિમ્ફની એણે રચી. નામદાર ગવર્નર સાહેબે યોજેલા એક ભોજનસમારંભમાં બીટોવન એ બજાવવાનો હતો. બરાબર એ જ સમયે કાસદ સમાચાર લાવ્યો કે નેપોલિયન તો રાજમુકુટ ધારણ કરીને રાજા બનવાનો છે. આ સમાચાર સાંભળતા જ બીટોવનનો અહોભાવ ઓસરી ગયો, ભ્રમણા ભાગી ગઈ, સ્વમાન ઘવાયું, એનો સ્વાતંત્ર્યપ્રિય આત્મા કકળી ઊઠ્યો. તે પામી ગયો કે નેપોલિયન પણ આખરે તો એક મહત્ત્વાકાંક્ષી, સત્તાશોખીન, અદનો આદમી જ નીકળ્યો. સમગ્ર માનવજાતિના કલ્યાણ કાજે સ્વર્ગના રાજ્યની સંસ્થાપના કરી શકે એવા માનવસમ્રાટને બિરદાવતી તેની સિમ્ફનીનો નાયક બની શકે એવી પાત્રતા તેનામાં નહોતી અને નેપોલિયનની ગુણગાથા ગાતા સિમ્ફનીની શરૂઆતના બે પાના કલાકાર બીટોવને એ જ સમયે ને એ જ સ્થળે સૌના દેખતા ફાડી નાખ્યા.

આવો પરમ પ્રતિભાસંપન્ન ને સંનિષ્ઠ સાધક બીટોવન તેના જીવનના વર્ષોમાં બિલકુલ બહેરો બની ગયો. સંગીત એક રીતે કહીએ તો, કાનની જ કલા. કાનના દેવતા ઊડી જાય એટલે સંગીતકાર નકામો જ બની રહે. સ્વરની રાગ–રાગિણી તાનપલટા, મદ્રુત ગતિ, આરોહ, અવરોહ, લયસંવાદ, સૂર તાન આ બધાનું નિયમન મેળમાધુર્ય કાનની જ કુમક વડે કલાકાર સાધી શકે. કર્ણદેવતાની જ કૃપાએ કલાકાર આ સ્વરસૃષ્ટિ સર્જી શકે. એટલે આ દેવતાએ વિદાય લીધી કે બીટોવને જાહેરજીવનમાંથી યે વિદાય લીધી ને નિવૃત્તિ સ્વીકારી.

પરંતુ એ કોઈ સાધારણ સંગીતકાર થોડો હતો? એ તો હતો સંગીતનો જ જીવ. જલ વિના જેમ માછલી જીવી ન શકે એમ સંગીત વિના આવો જીવ કેમ રહી શકે? સ્વરના સ્રોતમાં તરતા રહેવું અને સંગીતની સૃષ્ટિ સરજ્યે જવું, એ જ હોય છે એનો જન્મહેતુ. બીટોવનના કાન ગયા, પણ એનું દિલ સાબૂત હતું. એનો આત્મા જાગતો અને દરેક કલા મૂળ તો છે આત્માની જ કલા, આત્માનો

જ આવિર્ભાવ. ઈંદ્રિય તો એનું માધ્યમ માત્ર, વાહન જ. એ વાહનમાં વિરાજીને યાત્રા કરનાર કે યુદ્ધ કરનાર મહારથી તો કલાકારમાં રહેલો આત્મા જ છે. વાહન જાય એટલે શું યોદ્ધાનું શૌર્ય ચાલ્યું જાય? એનું યુદ્ધ શું થંભી જાય? જરૂર પડે તો પગપાળા બનીને યે એ પોતાનું શૌર્ય ને યુદ્ધ જારી રાખવા મથે છે, પરિણામ ભલે ગમે તે આવે! બીટોવનમાં રહેલો કલાકારનો આ આત્મા, સંગીતનો આ જીવ નિવૃત્તિકાળમાં યે સંગીતની સાધનામાંથી નિવૃત્તિ કેમ સ્વીકારે? સૂરની સૃષ્ટિમાં જ એથી એ જીવ રમ્યા કરતો.

ઘરમાં એકલો બેઠોબેઠો બીટોવન પોતાનો પિયાનો વગાડયા કરતો. એના પાસા પર આંગળીઓ રમાડયા કરતો. પિયાનો પરથી જે સૂર ઊઠે એ તો તે બહેરો માણસ હવે શેનો સાંભળે? પણ જેનામાં સાચી ને સમર્થ પ્રતિભા પડેલી હોય, જે પ્રતિભાએ આંગળીઓને વાદ્ય પર રમાડવા જ કરી હોય, સૂરની સૃષ્ટિનું સતત સર્જન કર્યું હોય તે નવનવોન્મેષશાલિની પ્રતિભાની એકાગ્ર પ્રક્રિયામાંથી કોઈ ને કોઈ નવું સર્જન નીકળી આવે તો શી નવાઈ! બીટોવનને પોતાને લાગ્યું કે તેના અંતરમાં કંઈક નવું ને અપૂર્વ એવું સર્જાઈ રહ્યું છે, અને એ સર્જન પિયાનોના સૂરમાં પ્રગટ થઈ રહ્યું છે.

એવામાં વિયેનાની એક કલાસંસ્થા તરફથી બીટોવનને તેનો સંગીત કાર્યક્રમ રજૂ કરવાનું નિમંત્રણ મળ્યું. જર્મનીના લોકો તો પોતાના દેશવાસી બીટોવનની તત્કાલીન બધિરતા ને નિવૃત્તિ જાણે, પણ વિયેના સુધી એ વાત પૂરી પહોંચી નહિ હોય એથી, કે પછી સંગીતસમ્રાટ બીટોવનની જૂની જાણીતી ચીજો સાંભળવાની ઈચ્છા થઈ હોય એથી, ગમે તેમ એ આમંત્રણ આવ્યું એટલે બીટોવનને પોતાની નવી સર્જાયેલી ચીજ કેવીક બની છે એ ચકાસવાનું, ઓરકેસ્ટ્રા સંગીતરૂપે એ રજૂ કરવાનું મન થયું. એણે આમંત્રણ સ્વીકાર્યું, અને પોતાની એ સિમ્ફની વિયેનાના સુસજ્જ સંગીતગૃહમાં (કૉન્સર્ટ-હૉલમાં) એક સાંજે રજૂ કરી.

સમગ્ર રંગમંડપ રોશનીથી ઝગઝગી રહ્યો હતો. સુવિશાળ સભાખંડ શિષ્ટ ને સુજ્ઞ સંગીતપ્રેમી શ્રોતાજનોથી ખીચોખીચ ભરાઈ ગયો હતો. સમય થયો કે મંચ ઉપરનો પડદો ખેંચાયો. મંચ ઉપર સો સવાસો જેટલા વાદકારો પોતપોતાનાં જુદાં જુદાં વાદ્યો સહિત અર્ધવર્તુલાકારે ત્રણચાર હરોળમાં ગોઠવાયેલા નજરે પડયા. તેમની સંમુખ, બરાબર વચ્ચે, સભાજનો તરફ પીઠ રાખીને બીટોવન ઊભો હતો, સંગીતસંચાલકનો ('કંડકટર'નો) વિશિષ્ટ પોશાક પહેરીને અને જમણે હાથે તેની નાનકડી ખાસ સોટી (બેટન) પકડીને.

શ્રોતાજનોએ કલાકારોને તાલીઓના ગડગડાટથી વધાવ્યા. સંગીત સાંભળવાને તેઓ અધીરા થઈ રહ્યા. બીટોવને તેની સોટી ઊંચકી તાલ આપ્યો કે સામેના વાદ્યવૃન્દમાંથી સંગીતના સુમધુર સૂર વહી આવ્યા. બીટોવનના કુશળ હાથમાં સોટી રમી રહી. તાલ, લય, ગતિ, વેગ, આરોહઅવરોહ વગેરેની વિવિધ ભાવવાહી સંકેતમુદ્રાઓ એમાંથી પ્રગટ થતી ગઈ. એ મુદ્રાને અનુસરીને વાદ્યોમાંથી સરી આવતા સૂરો રમણાએ ચડયા. કોઈ અજબ માધુર્યભર્યું વાતાવરણ જામી ગયું. સંગીતની હૃદયસ્પર્શી અસર શ્રોતાજનો પર ફરી વળી. મંત્રમુગ્ધ બનીને, એકતાન થઈને તેઓ સાંભળી રહ્યા. ઘડીક તેમનાં દિલ જાણે થંભી જતાં, તો બીજી ઘડીએ ડોલી ઊઠતાં. છતાં પૂર્ણ શાન્તિ સભાખંડમાં જળવાઈ રહી. ચાલુ સંગીતે કોઈ પણ પ્રકારનો વિક્ષેપકર અવાજ ન થાય, એ વિવેક યુરોપમાં સૌથી સંગીતરસજ્ઞ ગણાતો વિયેનાનો સમાજ સમજતો હતો.

જાણે જાદુઈ લાકડી જેવી બીટોવનની એ સોટી જેમ ઊંચકાતી તેમ સંગીત ઊંચકાઈ આવતું હતું. વાદ્યોમાંથી સૂરના તરંગો, વીચિઓ, મોજાંઓ ઊછળી રહ્યાં. ધીમે ધીમે સોટીના આરોહઅવરોહે સ્વરૂપ પલટયું કે સંગીતનું સ્વરૂપ પલટાતું ગયું. લાગણીના ઉછાળા ઉત્પન્ન કરતું સંગીત હવે ઊંડી લાગણીની અસર ઉગાડે એવું ઘેરું બનતું ગયું. કરુણનો સૂર ગહનગંભીર બની રહ્યો, અને પછી તો એ સૂર એક મોટા મહાનદ સમો વિશાળ, વેગીલો ને અગાધ

ઊંડો બની ગયો એ સો સવાસો જેટલાં વાદ્ય જાણે એક જ મહાવાદ્ય બનીને કારુણ્યને ઉદધિ એકસામટો વહાવી રહ્યા

વિયેનાના એકેએક શ્રોતાજનની આંખમાંથી આંસુની અખંડ ધારા ચાલી નીકળી એ સૂર જેમ જેમ વધુ ઘેરો, વધુ ઊંડો, વધુ કરુણ બનતો ગયો, તેમ તેમ તો અનેક શ્રોતાજનોના મુખમાંથી ડૂસકાં નીકળવા મંડયાં

પરંતુ શ્રોતાજનોની આંખમાંથી આંસુ વહે કે મોંમાંથી ડૂસકાં નીકળે બીટોવન ક્યાં એ જોતો કે સાંભળતો હતો? એ તો શ્રોતાજનો ભણી પીઠ ફેરવીને ઊભો હતો ડૂસકાંના અવાજ એના બહેરા કાન શેના સાંભળે? સોટી પર જ તેનું ચિત્ત ચોંટ્યું હતું. તાલ આપતી જતી એ સોટીના સંકેત પર બજી રહેલા વાદ્યવૃંદ પર એની નજર રમતી હતી તાનના આરોહઅવરોહ અનુસાર એનું શિર ને અન્ય ઊર્ધ્વ અંગો ડોલતાં હતાં

સંગીતસંચાલક તરીકે તેના કુશળ હાથમાં સંચાલિત થઈ રહેલી એ સોટી જ તાલ અને સૂરનું જીવતું, જાગતું, જમાડતું ભાવપ્રતીક બની રહી સર્વે વાદ્યકારો પણ આ તાલ ને સૂરના તાનપલટા, ભાવ વૈવિધ્ય ને ઊર્મિઊંડાણ સાથે એકરૂપ બની રહ્યા સંગીતનો જીવ બીટોવન તો સંગીતના સાગરમાં સેલારા મારી રહ્યો, એના શ્રોતાવૃંદને તાણતો ગયો

આવી સર્વવ્યાપી ને મર્મસ્પર્શી અસર ઉપજાવે એવો ભવ્ય ને કરુણ વિષય હતો એ સિમ્ફનીનો સિમ્ફનીના નાયકને એવી અનુભૂતિ થઈ રહી છે કે તેની પોતાની અંદર કોઈ મહાન ઈશ્વરી તત્ત્વ વિરાજી રહ્યું છે એ ઈશ્વરી તત્ત્વને પ્રગટ કરવા અને પરમ ઉત્કૃષ્ટ જીવન જીવવા નાયક ભારે પુરુષાર્થ આદરે છે, મોટી મથામણ કરે છે, પણ આ બધામાં તેને એક પછી એક નિષ્ફળતા જ સાંપડતી રહે છે તે સમજી જાય છે કે તેના ઊંડ–ઊંડાણને તળિયે અણમોલ મોતી સમું એ ઈશ્વરી તત્ત્વ ભલે વિરાજેલું હોય, પરંતુ તે ગમે તેટલી મથામણ કરે, ગમે તેટલી ડૂબકી મારે તો યે તળિયા સુધી પહોંચવાનું, ત્યાંથી એ મોતીને મૂઠીમાં ભરી લાવવાનું તેનું ગજું નથી, આ જન્મે તો તેનામાં એટલી ક્ષમતા કેળવાય ને ઈશ્વરી તત્ત્વની પ્રાપ્તિ થાય એવી શક્યતા નથી જ.

આમ છતાં નાયક તેનો પુરુષાર્થ છોડતો નથી તેના અંતરતમ અંતરમાં તેને એવી અટળ શ્રદ્ધા બેસી ગઈ છે કે તે પોતાના પુરુષાર્થની અખંડિતતા જાળવી રાખશે તો આ જન્મે નહિ તો બીજે જન્મે, ત્રીજે જન્મે, કે ઈ ને કોઈ જન્મે આ ઈશ્વરી તત્ત્વને પ્રાપ્ત કરી જ કરશે' તેની આ જીવંત શ્રદ્ધા, તેનો આ પ્રબળ પુરુષાર્થ અને અત્યારે તો તેને સાંપડી રહેલ આ ભવ્ય પરાજય, આ બધા ભાવોનું એવું ઊંડું, વેધક સંવેદન બીટોવને સિમ્ફનીમાં મૂક્યું છે, અને એ સંવેદનને પ્રગટ કરી રહેલા ઓરકેસ્ટ્રા સંગીતને તેણે એ સમો એવું તો જમાવ્યું કે શ્રોતાજનોના હૈયાં હચમચી ઊઠયાં, હાલકડોલક થઈ રહ્યાં. જાણે ઊંચે આભ ને નીચે પાણી, એવા કોઈ મધદરિયે પ્રચંડ વાવાઝોડું ચડી આવ્યું હોય, અને એમાં કોઈ એકલદોકલ, જબરજસ્ત જહાજ અટવાઈને હાલકડોલક થઈ રહ્યું હોય, એવી મનસ્થિતિ સૌની થઈ રહી શ્રદ્ધાન્વિત પુરુષાર્થનો મહાન આનંદ અને ભવ્ય પરાજયનો મહાન વિષાદ, આ બન્ને ભાવો નાયકની સાથે શ્રોતાજનો યે અનુભવી રહ્યા.

આ ભાવાનુભૂતિ પરાકાષ્ઠાએ પહોંચી કે સિમ્ફની પૂરી થઈ, હાથનો છેલ્લો પ્રલંબ વળાંક લઈને બીટોવને સોટી નીચે મૂકી દીધી અને વૃંદવાદન થંભી ગયું

શ્રોતાજનોની આંખમાંથી આંસુ ને ગળામાંથી ડૂસકાં નીકળી રહ્યાં હતાં, સિમ્ફની પૂરી થતાં અને એની અસરમાંથી સહેજસાજ સ્વસ્થતા પ્રાપ્ત થતાં શ્રોતાજનોની તાલીઓના નાદનો મહાનદ ઊછળી રહ્યો

બીટોવનના જીવનની આ સર્વોત્તમ પળ હતી તેની વિજયસિદ્ધિ પર સુવર્ણકળશ ચડી ગયો હતો પણ બીટોવનને એનું ભાન જ ક્યાં હતું? એ પણ પોતાના સંવેદનમાં ડૂબી ગયો હતો શ્રોતાજનો તરફ પીઠ રાખીને જ તે ઊભો રહ્યો મોં ફેરવીને શ્રોતાજનો તરફ નજર કરી લેવાનો યે તેને ખ્યાલ ન આવ્યો.

શ્રોતાજનોનાં આંસુ, હીબકાં અને તાલીઓનો ત્રિવેણી પ્રવાહ વેગભર વહી રહ્યો હતો.

આ બધું વાદ્યવૃન્દનો પ્રથમ હરોળમાં ઊભેલા એક વાયોલિન-વાદકથી દેખ્યું ન ગયું, સાંભળી ન શકાયું. બીટોવનને શ્રોતાઓ પરના એ પરમ વિજયનું ધન્ય દર્શન કરાવવાના આવેગે એ વાયોલિનવાળાને પ્રેર્યો. તેણે આગળ આવીને બીટોવનનો હાથ ઝાલીને તેનું મુખ પાછળ, શ્રોતાઓ ભણી ફેરવી દીધું.

અને બીટોવને જોયું કે તેના સંગીતની અસરે શ્રોતાઓની આંખમાંથી આંસુનો સ્રોત વહી રહ્યો છે, તેમની છાતી હીબકાંઓથી ધબકી રહી છે. કારુણ્યની ભૂલી ભુલાય નહિ એવી અપૂર્વ, સુરેખ છાપ એમની સમગ્ર મુખમુદ્રા પર અંકિત થઈ ગઈ છે. અને તાલીઓના ગડગડાટથી તેઓ તેને વધાવી રહ્યા છે.

અને બીટોવનની આંખ પણ સજળ બનીને પરમ આનંદ ને ધન્યતાનાં મોતી ટપકાવી રહી.

–આજે યે બીટોવનની સર્વોત્તમ લેખાતી આ 'ધારુટ સિમ્ફની'ની રેકર્ડ સાંભળતાં સંવેદનશીલ સંગીતરસજ્ઞોની આંખને ટોડલે આંસુનાં તોરણ બંધાઈ જાય છે.

---

કુમારશ્રી મંગલસિંહજીભાઈએ કહેલી વાતને આધારે.



## સ્ત્રીઓનું ભૂષણ

સ્ત્રીએ પોતાની જાતને પુરુષની ભોક્તા સમજવી ન જોઈએ. એ સ્ત્રી પોતાના પતિની સાચા અર્થમાં સહધર્મિણી બનવા માગતી હોય, તો તેણે પોતાના સાજ-શણગાર સજાવવા છોડી દેવા જોઈએ. સીતાએ રામને પોતાના શારીરિક આકર્ષણથી પ્રસન્ન કરવાનો પ્રયત્ન કર્યો હોય એવી કલ્પના મને ક્યારેય આવતી નથી.

મેં વારંવાર આ પ્રશ્ન પૂછ્યો છે, કે બહેનોને એવી કઈ વસ્તુ વિવશ બનાવી દે છે કે જેના કારણે એ પુરુષ માટે સાજ-શૃંગાર કરે છે?

સ્ત્રીનું સાચું આભૂષણ તેનું ચારિત્ર્ય છે, તેની શુદ્ધતા છે. ધાતુ અને પથ્થર ક્યારેય તેનાં વાસ્તવિક આભૂષણો બની શકતાં નથી. સીતા-દમયંતી જેવી સ્ત્રીઓ આજે આપણા માટે તેમના આ આભૂષણોના કારણે નહિ પરંતુ પોતાના ગુણોના કારણે અવિસ્મરણીય બની ગઈ છે. હું તમને આભૂષણોનો ઉપયોગ કરવાની મનાઈ એ માટે કરું છું, કે ઘણી બહેનોએ મને સમજાવી દીધું છે કે તેઓ આભૂષણો વિના પણ ખૂબ સુંદર દેખાય છે.

તેમનાં સાચાં આભૂષણો ધાતુ અને પથ્થર, સોના અને ચાંદીનાં બનેલાં આભૂષણો નથી; પરંતુ હૃદયની શુદ્ધિ અને આત્માના સૌંદર્યનો વિકાસ કરવો એ જ સાચાં આભૂષણો છે. હું જ્યારે કોઈ સ્ત્રીને ઘરેણાંમાં લદાયેલી જોઉં છું ત્યારે મને ખૂબ જ દુઃખ થાય છે. તેમને એ કોણ સમજાવશે કે આભૂષણોથી તેમના સૌંદર્યની અભિવૃદ્ધિ થતી નથી. સાચું સૌંદર્ય તો આત્માનું સૌંદર્ય છે. પરંતુ તેનો ઉપાય શું છે? તેનો ઉપાય ત્યારે જ સામે આવી શકે છે, કે જ્યારે કોઈ દૃઢનિશ્ચયી દ્રૌપદી આ કામને માટે આગળ આવે.

– ગાંધીજી

# સૌન્દર્ય ક્યાં છે!

ગોપાલજી 'સર્વકિરણ'

માઈકલ એન્જેલોએ જ્યારે સૌન્દર્યને 'કાયરપણાને માટે અગ્નિકુંડ' કહ્યું ત્યારે એમનું ધ્યાન સૌન્દર્યની ચુસ્તતા પર અધિક રહ્યું છે. વાસ્તવમાં સૌન્દર્યને આવી સીમિત પરિભાષામાં બાંધી દેવું એ ઉચિત નથી. સૌન્દર્ય તો બ્રહ્મની જેમ પોતે પોતાનામાં જ અસીમ છે. બ્રહ્મની ચેતના સાથે સૌન્દર્યની ચેતના (જો હોય તો) અભિન્ન છે. સૌન્દર્ય કાવ્ય અથવા સાહિત્યની ચેતના મનાય છે. એના અભાવમાં સાહિત્ય કેવળ કંગાલ જ સિદ્ધ થશે. એટલા માટે સૌન્દર્યની સાથે કાવ્ય અથવા સાહિત્યની ગાઢ મિત્રતા માનવામાં આવે છે. આ મિત્રતા અનિવાર્ય છે, અપરિહાર્ય છે, કેટલાક લોકો સૌન્દર્યને સત્ય અને શિવની સાથે ત્રિપુટીમાં બેસાડે છે અને કહે છે કે, આ ત્રણનું પરસ્પર સામંજસ્ય જ કાવ્ય છે, સાહિત્ય છે. પરંતુ વાસ્તવિક બીના તો એ છે કે, આ વિવાદનો પ્રશ્ન છે. કારણ કે, કાવ્ય અથવા સાહિત્ય હિતયુક્ત હોવા છતાં પણ ક્યારેક ક્યારેક અહિતકારી પણ સાબિત થાય છે. એટલે એમાં સદૈવ સત્યને જ વાણી મળે એ આવશ્યક નથી. કાવ્યનો સત્યતાની સાથે અભિન્ન સંબંધ મનાતો નથી. ક્યારેક ક્યારેક જૂઠી અને કપોલકલ્પિત વાતો સાહિત્ય અથવા કાવ્યનું ઉપજીવ્ય બનતી હોય છે. ત્યારે સૌન્દર્યને કારણે એ વાતો જૂઠી અથવા તો કપોલકલ્પિત નથી લાગતી, બલકે એમાં એક એવી ચેતના આવી જાય છે કે જે મનને જૂઠી અથવા કપોલકલ્પિત લાગવાને બદલે સત્ય જેવી પ્રતીત થાય છે. માનવનું મન કદીક મૃગતૃષ્ણામાં ભટકે છે. આ મૃગતૃષ્ણા મિથ્યા હોવા છતાં સત્ય જેવી પ્રતીત થાય છે. સાહિત્ય અથવા કાવ્યમાં સત્યની આવી જ પ્રતીતિ થાય છે. આ પ્રતીતિ સૌન્દર્યને કારણે હોય છે.

કીટ્સ કહે છે કે: જે વાત સત્ય છે તે સુંદર પણ છે અને જે સૌન્દર્ય છે તે જ સત્ય છે. એના રહસ્યને પામવામાં સર્વ કંઈ પામવા જેવું છે; અને એને જાણ્યા બાદ બીજું કંઈ જાણવાની આવશ્યકતા જ નથી રહેતી. આ વાત દાર્શનિક દૃષ્ટિથી ભલે યોગ્ય લાગતી હોય, પરંતુ વ્યવહારિક દૃષ્ટિથી તેને વાજબી કહી શકાય નહિ. એક ઉચ્ચ અને જ્ઞાનપ્રાપ્ત દાર્શનિક ભલે સત્ય અને સૌન્દર્યને અભિન્ન રૂપમાં જુએ, પરંતુ એક સાધારણ માણસ તો આવું માનવાને માટે તૈયાર નહીં થાય. ક્ષય રોગ કે કોઢ સત્ય અવશ્ય છે, પરંતુ એ સુંદર પણ છે એમ માનવા કેટલા માણસો તૈયાર થશે? જીવનમાં જે કાંઈ સત્ય છે એ બધું જ સુંદર પણ છે એમ કહી શકાય નહિ. પ્રાકૃતિક જગતમાં ઘણીય એવી ઘટનાઓ બને છે કે જે અસત્ય હોવા છતાં પણ સુંદર છે. ઉદાહરણ તરીકે આકાશ-કુસુમ અથવા સ્વર્ણસેતુ. આકાશ-કુસુમ વાસ્તવમાં કોઈએ જોયું નથી એમ છતાં એનું મિથ્યાત્વ સિદ્ધ છે. આ નર્યું કાલ્પનિક અને કપોલકલ્પિત છે. બરાબર એની જેમ જ સ્વર્ણસેતુ કલ્પનાની વસ્તુ છે. વાસ્તવમાં કોઈ સેતુ (પુલ) સોનાનો બનતો નથી અને બનાવવામાં પણ આવ્યો નથી. હવે રહી સંભાવનાની વાત, એ બની શકે છે. આવી સંભાવના જ કલ્પનાનું ઉપજીવ્ય છે. આ કલ્પના જ મિથ્યાત્વને સત્ય જેવું દેખાડે છે અને અસુંદરને સુંદર કહેવડાવે છે.

શિવની સાથે સૌન્દર્યનો શો સંબંધ છે? શું જે શિવ છે એ જ સૌન્દર્ય છે? અથવા જે સૌન્દર્ય છે તે જ શિવ પણ છે? આ વિવાદાસ્પદ વિધાન છે. કેટલાક લોકો જેવા કે ટોલ્સ્ટોય, ઈકબાલ વગેરે કાવ્યમાં સત્ય અને શિવની સ્થાપના કરવા સંબંધમાં સૌન્દર્યને પણ શિવની સાથે મિલાવી શકે છે. અર્થાત્ જે શિવ છે, કલ્યાણકારી છે તેજ સુંદર છે. જે છત્રી તડકાથી અને વરસાદથી આપણું રક્ષણ કરે તે સુંદર છે; કારણ કે તેનાથી કલ્યાણ થાય છે. જે ઝૂંપડી આપણને આશ્રય આપે છે. આપણા જીવનની રક્ષા કરે છે, તડકાથી ને વર-

સાદથી આપણું રક્ષણ કરે છે તે સુંદર છે. અમૃતા, શંખપુષ્પી, રુદ્રવંતી, ગોરખમુંડી વગેરેના સેવનથી શરીરમાં સૌન્દર્ય આવે છે, એનાથી શરીરની મોહકતામાં વૃદ્ધિ થાય છે. એટલે કે, અમૃતા, શંખપુષ્પી, રુદ્રવંતી, ગોરખમુંડી વગેરે જંગલની જડીબુટ્ટીઓ સુંદર છે. કૂવાના પાણીથી અથવા નદીનાં નીરથી આપણી તરસ છીપે છે અને આપણા જીવનની અન્ય આવશ્યકતાઓ પૂરી થાય છે, એટલે કૂવાના અને નદીના પાણીમાં સૌન્દર્ય છે. જે ઘોડો આપણી સવારી માટે કામ લાગે છે અને આપણને થાકથી બચાવે છે તે અસુંદર હોય તો પણ સુંદર છે. વાસ્તવમાં શિવ અને સૌન્દર્યનો મેળ બેસાડવો આસાન છે. જે સુંદર છે તે સદૈવ શિવ હોઈ શકે નહિ. સર્પ જોવામાં અવશ્ય સુંદર છે, તેથી શું તેને શિવ અથવા કલ્યાણકારી પણ માની શકાય ખરો? જો એનો ઉત્તર હકારમાં આપીએ તો પણ એ કોઈક ખાસ પરિસ્થિતિ પૂરતો જ. સર્પ હંમેશ કલ્યાણકારી નથી. નદીના વમળમાં અતુલિત સૌન્દર્ય અને મનને મુગ્ધ કરવાની શક્તિ છે, પરંતુ એમાં પડવાથી જીવનલીલાનું પૂર્ણવિરામ આવી જવાની સહજ સંભાવના છે. એટલે કે, એને કલ્યાણકારી શી રીતે કહી શકાય? મૃત્યુ માણસને સાંસારિક દુઃખોથી મુક્તિ અવશ્ય અપાવે છે, પણ તેથી એના આધાર પર એને આપણે શું કલ્યાણકારી કહી શકીએ ખરા? જો એમ હોય તો નદીનાં વમળ સુંદર હોવાની સાથેસાથ કલ્યાણકારી પણ ગણાય. વાસ્તવમાં શિવના સંબંધમાં આપણી ધારણા એવી નથી. આ જીવનમાં આનંદ-લાભ કરાવે એ શિવ છે, એ કલ્યાણકારી છે. આ જીવનની પછી શું થવાનું છે? શું થશે? એ આપણે સહસા વિચારવા નથી બેસતા. એ તો દાર્શનિકનો હિસ્સો છે. તેઓ ઈહલોક અને પરલોકની સમસ્યાઓ ઉકેલે છે. આપણી સ્થૂલ દૃષ્ટિ સ્થૂલ આનંદ પામવા ચાહે છે અને જેનાથી મનની પ્યાસ છીપે અને મનની વૃત્તિઓ સંતુષ્ટ બને એને જ સૌન્દર્ય કહે છે. જીવનમાં કોઈ ને કોઈ પ્રકારે આનંદ આપે તે જ ઘટનાઓ સુંદર છે. એ અવસરે આપણે એમ કહી શકીએ કે જે શિવ છે તે સુંદર પણ છે અને જે સુંદર છે તે શિવ પણ છે. પરંતુ દાર્શનિકો અને એમના અનુયાયીઓ સૌન્દર્યમાં શિવ અથવા ઉપયોગિતાનાં દર્શન કરતા નથી. એમની માન્યતા મુજબ સૌન્દર્ય એક ભાવ છે, એમાં શિવ અથવા ઉપયોગિતા હોવી જ જોઈએ એવું જરૂરી નથી.

સૌન્દર્યનું મૂર્ત સ્વરૂપ શું છે? શું નારી અથવા પુષ્પ જ સુંદર છે કે પછી અન્ય કોઈ પદાર્થ પણ સુંદર હોઈ શકે છે? આ પ્રશ્ન વિચારણીય છે. આપણે વીજળીને શું કહીશું? વીજળીમાં શું સૌન્દર્ય નથી? અને જો છે તો કેવા રૂપમાં છે? એમાં કેટલી બધી મોહકતા છે! આંખોને મોહ પમાડવાની કેટલી બધી શક્તિ છે! એમાં કેટલી બધી ચમક છે! શું એ બ્રહ્મની શક્તિ છે? શું એ અગ્નિનું પ્રતિરૂપ છે અથવા તો તે શું બ્રહ્મતેજનો પર્યાય છે? વીજળીનું વીજળી રૂપ શા માટે છે? શું તે વાદળોના સંઘર્ષમાંથી ઉત્પન્ન થાય છે? અથવા તો જલધોષના જોરદાર ઉદ્દામ વેગમાંથી પેદા થાય છે? જો તે વાદળોની અથડામણમાંથી ઉત્પન્ન થાય છે તો પછી આપણે આપણા ઘરમાં તેને શી રીતે કેદ કરી લઈએ છીએ? એ વીજળીથી આપણાં ઘરોને શી રીતે આપણે પ્રકાશિત કરીએ છીએ? શી રીતે આપણે એ વીજળીથી દુકાનો ઝાકઝમાળ કરીને શણગારીએ છીએ? ઉત્સવ અને સમારંભોમાં એ વીજળીથી શી રીતે આપણે કામ લઈએ છીએ? શું વીજળીની રોશની મનુષ્યે પોતાના બુદ્ધિબળથી પ્રાપ્ત કરી છે? જે હોય તે! વીજળીની શક્તિ, વીજળીની રોશની એ બ્રહ્મની જ શક્તિ છે, બ્રહ્મનો જ પ્રકાશ છે. બ્રહ્મમાં જે અગ્નિ છે, સંકલ્પ છે, તેજ છે, વીજળી એનું જ પ્રતીક છે. એણે આ રૂપ બ્રહ્મની ઈચ્છામાત્રથી જ ધારણ કર્યું છે. આ જ વાત સૃષ્ટિના પ્રત્યેક પદાર્થની સાથે સંકળાયેલી છે. હેગલના પરમ વિચારે (IDEA) જ ભિન્ન ભિન્ન રૂપ ધારણ કર્યું. આ પરમ વિચાર સ્વયંબ્રહ્મ છે. એમાં કેવળ ઈચ્છા થઈ અને એ. પશુજગત, વનસ્પતિજગત, માનવજગત વગેરેના માધ્યમથી વિકસિત બનવાનું શરૂ થયું. આજે એ પોતાના વિસ્તૃત રૂપમાં ઉપસ્થિત છે. એમ છતાં પણ તે અપૂર્ણ છે. સૃષ્ટિના વિસ્તારનો

ક્રમ હજી પણ ચાલુ જ છે અને એ ક્યાં સુધી ચાલુ રહેશે એ કહી શકાતુ નથી ઈચ્છા અનુસાર વિવિધ પદાર્થ આવિર્ભૂત થાય છે. એક જ પરમવિચાર વિવિધરૂપ ધારણ કરે છે કદીક કોલસા, કદીક પથ્થર, કદીક ફૂલ કદીક નદી, કદી નિર્ઝર, કદીક વન, કદીક પર્વત પરંતુ એ સર્વમા એક જ પ્રાણની ચેતના છે, એક જ પરમ વિચારની સત્તા રહેલી છે. સર્વમા એક જ પરમવિચાર તરંગિત હોય છે અને આવશ્યકતા પ્રમાણે બોધવૃત્તિ જગાડે છે. મનુષ્યના મનમા જે તરેહતરેહની વૃત્તિઓ જાગે છે તેમાં પરમવિચારોનો ઘણો હાથ હોય છે. પછી વૃત્તિઓમા સુખ અને દુખના જે બીજ લાગે તે પણ પરમવિચારનું જ કારણ થયુ. સૌન્દર્યના જે ભાવ ઉત્પન્ન થયો તે પણ પરમવિચારને કારણે જ

સૌન્દર્યનો માપદડ શુ છે? ભિન્નભિન્ન દેશોમા સૌન્દર્યના શુ વિવિધ રૂપ માન્ય થઈ શકે છે કે પછી એક જ રૂપ માન્ય છે? ચીનમા મહિલાઓના પગ નાના હોય તેમા જે સૌન્દર્ય ગણાય છે તે અહીં પણ મનાય એવુ તો નથી. હબસીઓમા કાળા કેશ સુદર ગણાય છે તો અગ્રેજો ભૂરા કેશને સુદર માને છે આમા કેશના સૌન્દર્ય માટે એક માપદડ કયા રહ્યો? લાબુ મોઢુ, ગોળ મોઢુ સફાચટ હજામત કે દાઢીના કટ વિગેરે અનેક બાબતોમા દેશદેશની માન્યતા નિરનિરાળી છે.

પુષ્પવાટિકાના પ્રાકૃતિક સૌન્દર્યને દિવસે દિવસે કૃત્રિમ બનાવવાનો પ્રયાસ થઈ રહ્યો છે તેનું કારણ શુ? એમા જગલી વલ્લરી, પુષ્પછોડ અને લતાઓને કાપકૂપ કરીને તેને સુદર' બનાવવાનો પ્રયાસ ચાલે છે ત્યારે એમ વિચાર આવે છે કે, શુ એના સ્વાભાવિક વિકાસને સૌન્દર્ય કહી શકાય નહિ? જો એમ ન હોય તો સૌન્દર્યનો આ માપદડ બદલાઈ કેમ ગયો?

શિક્ષણ અને સભ્યતાને કારણે સૌન્દર્યનો માનદડ દિનપ્રતિદિન પરિવર્તનશીલ રહે છે. વાસ્તવમા તો આપણી મનોવૃત્તિઓ જેનાથી સતુષ્ટ બને છે, સુખ પામે છે એને આપણે સુદર કહીએ છીએ સુખ અને એ વૃત્તિઓનો સ્વાભાવિક સુમેળ જન્મે છે અને તેથી એ વસ્તુઓમા સૌન્દર્યનાં દર્શન થાય છે

જીવનમા સૌન્દર્યનું સ્થાન શુ છે? સૌદર્ય જીવનને માટે ખૂબ જ આવશ્યક છે, કારણ કે તેનાથી માનસિક તૃપ્તિ મળે છે. પેટની ભૂખ મિટાવવા માટે તો આપણે વિવિધ ઉપાય અજમાવી લઈએ છીએ પરંતુ મનની ક્ષુધાને શાંત કરવા માટે આપણે કલાનો આશ્રય લઈએ છીએ. આ કલા તે જ સૌન્દર્ય છે સુદર ગુલાબને, નદીને, પખીને, દેખીને આપણને જે પ્રસન્નતાનો અનુભવ થાય છે તેનું કારણ સૌન્દર્ય છે.

કેટલીક વ્યક્તિઓ સૌન્દર્યને ઉપયોગી નથી માનતી. જ્યોર્જ રસેલ બાઇબલનો હવાલો આપીને કહે છે કે મેદાનોમા ખીલેલા કુસુમોને જુઓ આ કુસુમો ન તો મહેનત કરે છે ન તો ચરખા પર સૂતર કાતે છે, અને છતા પણ એ દરેક પુષ્પમા એવી શોભા છે કે સમસ્ત આભૂષણોથી વિભૂષિત સમ્રાટ સોલોમનની સુદરતા પણ એની આગળ કોઈ વિસાતમા નથી પરતુ ટોલ્સ્ટોયનું કહેવુ એમ છે કે પુષ્પો નિરર્થક છે, કારણ કે એ ન તો પરિશ્રમ કરે છે, ન તો સૂતર કાતે છે અને વધુમા પોતાનુ અસ્તિત્વ સિદ્ધ કરવાનો કોઈ પ્રચાર કરતા નથી આ પુષ્પો ચૂપચાપ ખીલે છે અને કશુ જ કર્યા વિના કરમાઈ જાય છે.

સૌન્દર્યને કલાનો સર્વોપરિ ધર્મ માનવામા આવે છે, પરંતુ કેટલીક વ્યક્તિઓના મંતવ્ય અનુસાર કળામા કેવળ સૌન્દર્ય જ નહિ, પરંતુ તે ઉપરાત સૌન્દર્યમા સત્ય અને શિવ પણ હોવુ જોઈએ કવિવર શ્રી રવીન્દ્રનાથે આના આધાર પર જ કલાની પરિભાષા આપતા જણાવ્યુ છે કે 'જે સત્ય, શિવ અને સુદર છે તે કલા છે' પરતુ વાસ્તવમા કલામા આ ત્રણનો યોગ હોય તો છે, પરંતુ તેના અંશોમા, તેના પ્રમાણમા અસમાનતા હોય છે.

આ બધી વિચારણાને અંતે એમ પ્રશ્ન જાગે છે કે, વાસ્તવમા સૌન્દર્ય છે કયા? કોઈ ચીજમા કે મનમા? સૌન્દર્ય આત્મનિષ્ઠ છે કે વસ્તુનિષ્ઠ?

સૌન્દર્ય જેટલું વસ્તુનિષ્ઠ છે એટલું જ આત્મનિષ્ઠ છે. તલમાં તેલ છે પણ ક્યાં છે! દૂધમાં નવનીત છે પણ ક્યાં છે? ક્યા સ્થાન પર છે! જોવાથી માલૂમ પડતું નથી કે તેલ અને નવનીત તલ અને દૂધના ક્યા અંશમાં અધિક છે, ક્યા અંશમાં ઓછું છે. આ કહેવું જ મુશ્કેલ છે. સૌન્દર્યનું પણ એવું જ છે. સૌન્દર્ય પણ વસ્તુના કોઈ ખાસ અંશ કે અવયવમાં નથી. રમણીના નાકમાં, મુખમાં, આંખમાં, દાંતમાં કે હોઠમાં એમ એક જ સ્થળે સૌન્દર્ય હોતું નથી. કોઈ ચિત્રનું સૌન્દર્ય એના કોઈ ખાસ અંગમાં નથી, રેખાંકનમાં અથવા રંગમાં નથી. સૌન્દર્ય તો સ્ત્રીની અથવા તો ચિત્રની સંપૂર્ણતામાં છે. પુષ્પનું પણ એવું જ છે. રંગ, સુગંધ અને આકૃતિ વગેરેથી સમગ્રતયા એકરૂપ બનેલ પુષ્પ સુંદર લાગે છે. તાત્પર્ય કે સૌન્દર્ય આત્મનિષ્ઠ હોવાને કારણે ઉપરથી આરોપિત છે, મનકલ્પિત છે; પણ એનું મૂર્તસ્વરૂપ ચુસ્ત અને સામંજસ્યપૂર્ણ છે. એમાં કશું જ નિરર્થક અથવા તો ત્યાજ્ય નથી.

*

કવિ કાલિદાસ ભિખારી વેશે ભોજરાજા પાસે જાય છે, તે સમયનો આ પ્રસંગ છે :

રાજા : ભાઈ તમારી આ કથા સાવ જીર્ણ થઈ ગઈ લાગે છે; તેમાં જ્યાં ત્યાં કાણાં પડી ગયાં દેખાય છે.

ભિખારી. નહિ રાજન્! એ કથા નથી, પરંતુ એ તો માછલાં પકડવાની જાળ છે.

રાજા : શું તમે માછલાં ખાઓ છો?

ભિખારી : હું તો દારૂ પણ પીઉં છું, એટલે તેની સાથે માછલાં વગર મારે ન ચાલે. (રાજાનું આશ્ચર્ય વધતું જાય છે.)

--રાજા : ત્યારે શું તમે ભિક્ષુ થઈને દારૂ પીઓ છો?

ભિખારી : હા રાજન્! પણ હું એકલો નથી પીતો, પણ ગણિકાના સંગમાં દારૂ પીઉં છું.

રાજા : શું તમે ગણિકાને ઘેર પણ જાઓ છો?

ભિખારી : મારે કોની બીક છે? શત્રુની છાતી ઉપર પગ મૂકીને જાઉં છું. (રાજાનું આશ્ચર્ય એકદમ વધી જાય છે.)

રાજા : અમારે રાજાઓને તો દુશ્મન હોય, પણ તમ જેવા ભિક્ષુને પણ દુશ્મન હોય એ તો નવાઈની વાત છે.

ભિખારી : દુશ્મન થવાનું કારણ એવું છે કે હું ચોરી પણ કરું છું અને તેથી સહજ વેર થાય જ.

રાજા : હાય! હાય!! શું તમે ચોરી પણ કરો છો?

ભિખારી : હા રાજન્: હું જુગાર રમું છું તેમાં પૈસા તો જોઈએ ને? તેથી તે મેળવવા હું ચોરી કરું છુ. (રાજાના આશ્ચર્યનો પાર રહેતો નથી).

રાજા : ત્યારે તો દુર્ગુણોની આખીએ પરંપરા તમારામાં એકી સાથે જ આવી વસી લાગે છે.

ભિખારી : હા રાજન્! માણસ જ્યારે મર્યાદાનું એક પગથિયું ચાતરે છે ત્યારે પછી તે ક્રમશ: એક એકલે પગથિયે પડતો જાય છે; વચમાં ક્યાંય થોભાતું નથી नास्ति भ्रष्टे विचार :

—સ્વામી ચિદાનંદ સરસ્વતી

સૌન્દર્ય જેટલું વસ્તુનિષ્ઠ છે એટલું જ આત્મનિષ્ઠ છે. તલમાં તેલ છે પણ ક્યાં છે! દૂધમાં નવનીત છે પણ ક્યાં છે? ક્યા સ્થાન પર છે? જોવાથી માલૂમ પડતું નથી કે તેલ અને નવનીત તલ અને દૂધના ક્યા અંશમાં અધિક છે, ક્યા અંશમાં ઓછું છે. આ કહેવું જ મુશ્કેલ છે. સૌન્દર્યનું પણ એવું જ છે. સૌન્દર્ય પણ વસ્તુના કોઈ ખાસ અંશ કે અવયવમાં નથી. રમણીના નાકમાં, મુખમાં, આંખમાં, દાંતમાં કે હોઠમાં એમ એક જ સ્થળે સૌન્દર્ય હોતું નથી. કોઈ ચિત્રનું સૌન્દર્ય એના કોઈ ખાસ અંગમાં નથી, રેખાંકનમાં અથવા રંગમાં નથી. સૌન્દર્ય તો એની અથવા તો ચિત્રની સંપૂર્ણતામાં છે. પુષ્પનું પણ એવું જ છે. રંગ, સુગંધ અને આકૃતિ વગેરેથી સમગ્રતયા એકરૂપ બનેલ પુષ્પ સુંદર લાગે છે. તાત્પર્ય કે સૌન્દર્ય આત્મનિષ્ઠ હોવાને કારણે ઉપરથી આરોપિત છે, મનકલ્પિત છે; પણ એનું મૂર્તસ્વરૂપ સુરત અને સામંજસ્યપૂર્ણ છે. એમાં કશું જ નિરર્થક અથવા તો ત્યાજ્ય નથી.

*

કવિ કાલિદાસ ભિખારી વેશે ભોજરાજ પાસે જાય છે, તે સમયનો આ પ્રસંગ છે:

રાજા: ભાઈ તમારી આ કથા સાવ જીર્ણ થઈ ગઈ લાગે છે; તેમાં જ્યાં ત્યાં કાણાં પડી ગયાં દેખાય છે.

ભિખારી. નહિ રાજન્! એ કથા નથી, પરંતુ એ તો માછલાં પકડવાની જાળ છે.

રાજા: શું તમે માછલાં ખાઓ છો?

ભિખારી: હું તો દારૂ પણ પીઉં છું, એટલે તેની સાથે માછલાં વગર મારે ન ચાલે. (રાજાનું આશ્ચર્ય વધતું જાય છે.)

—રાજા: ત્યારે શું તમે ભિક્ષુ થઈને દારૂ પીઓ છો?

ભિખારી: હા રાજન્! પણ હું એકલો નથી પીતો, પણ ગણિકાના સંગમાં દારૂ પીઉં છું.

રાજા: શું તમે ગણિકાને ઘેર પણ જાઓ છો?

ભિખારી· મારે કોની બીક છે? શત્રુની છાતી ઉપર પગ મૂકીને જાઉં છું. (રાજાનું આશ્ચર્ય એકદમ વધી જાય છે.)

રાજા: અમારે રાજાઓને તો દુશ્મન હોય, પણ તમ જેવા ભિક્ષુને પણ દુશ્મન હોય એ તો નવાઈની વાત છે.

ભિખારી: દુશ્મન થવાનું કારણ એવું છે કે હું ચોરી પણ કરું છું અને તેથી સહજ વેર થાય જ.

રાજા: હાય! હાય!! શું તમે ચોરી પણ કરો છો?

ભિખારી: હા રાજન્: હું જુગાર રમું છું તેમાં પૈસા તો જોઈએ ને? તેથી તે મેળવવા હું ચોરી કરું છુ. (રાજાના આશ્ચર્યનો પાર રહેતો નથી).

રાજા: ત્યારે તો દુર્ગુણોની આખીએ પરંપરા તમારામાં એકી સાથે જ આવી વસી લાગે છે.

ભિખારી: હા રાજન્! માણસ જ્યારે મર્યાદાનું એક પગથિયું ચાતરે છે ત્યારે પછી તે ક્રમશ: ઠેઠ છેલ્લે પગથિયે પહોંચી જાય છે; વચમાં ક્યાંય વિસામો નથી નાસ્તિ ગ્રહે વિચાર:

—સ્વામી ચિદાનંદ સરસ્વતી

ફરજંદ કેવા થાય ?'

બીજે દિવસ. શિવનેરીના દુર્ગમાં શાહુ રાજાના આગમનનો આનંદ છવાયો હતો. પણ સૌને થતું હતું કે, વિજયપુરના સુલતાનના નોકર અહીં ! જે સુલતાન અને મોગલ શહેનશાહને વેરઝેર છે તેના શાહી-શિવનેરીના દુર્ગમાં કિલ્લેદાર જાદવરાયને ત્યાં શા સારુ આવ્યા હશે ?

ને દુર્ગમાં સૈનિકો વાતો કરતા હતા.

'શાહુ રાજા કેમ આવ્યા હશે ?'

'કેમ શું બાતમી લેવા ને વિજાપુરના સુલતાનને દેવા ?'

'હાં ?'

'હાં શું એ વિજાપુરના સુલતાનની ચાકરીએ રહ્યા છે.'

'હા, તો બરાબર વાત છે કે મોગલોની બાતમી લઈ જાય ખરા.'

'પણ જાદવરાયે એમને કીલ્લામાં આવવા જ કેમ દીધાં ?'

'કંઈક સગા હશે.'

ત્યાં બહારથી આવી આ વાતમાં સામેલ થતાં એક સૈનિક બોલ્યો :

'ભાઈ સગા છે નહિ પણ થવા આવ્યા છે.'

'એટલે ?'

'શાહુ રાજા જીજાબાઈ જોડે લગનનું માગું લઈને આવ્યા છે.'

'આવે લે ! આ મારું બેટું સાવ નવું. આ તો કલ્પનામાં ય નહોતું.'

'અત્યારનાં રાજકારણમાં કલ્પનામાં ય ન હોય એવું જ બને છે.'

બરાબર આજ પળોમાં જાદવરાય પોતાની પુત્રી જીજાબાઈનો લગન સંબંધ શાહુ રાજા જોડે કરવાનો પ્રસ્તાવ મંજૂર કરતા હતા. ગીતો ગવાતા હતા, સાકર વહેંચાતી હતી. જીજાબાઈના કપાળે લાલ કંકુનો ચાંદલો થતો હતો.

શાહુ રાજા ગયા. થોડા દિવસો પછી વિધિપૂર્વક શાહુ રાજા જોડે જીજાબાઈનાં લગન થયાં અને હિંદુપત પાદશાહીનું સ્વપ્ન જોનાર નરશાર્દુલ શિવાજી મહારાજનો જીજાબાઈના ઉદરથી જન્મ થયો ને ભગવો ઝંડો ભારતના નીલા આભ હેઠળ લહેરાવ્યો.



પઠાણો કેટલું ભયંકર વ્યાજ લે છે તે તો સર્વને વિદિત હશે. એક વાર એક ગામમાં એક ગરીબને પઠાણ પાસે ન છૂટકે સો રૂપિયા ઉછીના લેવા પડ્યા. સામાજિક પ્રસંગ હતો ને પ્રતિષ્ઠાના મોહમાં મે ઉકેલવો જ પડે એમ હતો. બેત્રણ વર્ષમાં તો સો રૂપિયા મુદ્દલ ઉપર બસો રૂપિયા વ્યાજના થઈ ગયા ! પઠાણ ઘરે ઉઘરાણી કરે ને દમદાટી આપે. પેલો ઘેર ન મળે તો ૧લી તારીખે મિલના દરવાજા આગળ જઈ ઊભો રહે : લાવ પૈસા ! બહુ સમજાવ્યો. પણ પઠાણ પાઈ પણ ઓછી કરવાની ના કહે. અંતે મામલો અદાલતે પહોંચ્યો. ન્યાયાધીશ પણ સાંભળીને સડક થઈ ગયા. આટલી ભયંકર ચૂસણનીતિ હોય ? છેવટે તેમણે કહ્યું :

'બેમાંથી એક લે : ચાહે વ્યાજ, ચાહે તો મુદ્દલ.'

પઠાણે વ્યવહારુ બની કહ્યું :

'સાહેબ, હું મુદ્દલ છોડી દઉં છું. વ્યાજ અપાવો.'

હસતા ન્યાયધીશ બોલ્યા :

'ભલા માણસ, જેનું મુદ્દલ નથી, તેનું વ્યાજ કેવું ?'

*

બાઈ આગળ ચાલી. એટલી સાહજીકતાથી ને સ્વાભાવિકતાથી ચાલી કે જાણે કાંઈ બન્યું જ નથી. કોઈ મહાન કાર્ય કીધેલું દાખેરદાલીનું જેમ-વંતુ કોઈ કામ બતાવ્યું જ નથી.

સામે પગદંડી પર શાહુ મહારાજા ઘોડે ચડી ઊભા હતા. તેની સમીપ જેવી આ મુગ્ધા આવી કે શાહુ રાજા બોલ્યા :

'આવી હિંમત ને મર્દાનગી મેં કદી જોયા નથી.'

જીજાબાઈએ તેજ વરસાવતી આંખો શાહુ રાજા ભણી જોઈ કહ્યું.

'એમાં મારી પ્રશંસા કરવા ન લાગી જશો. આ તરફની છોકરીઓ તો ઘણુંા મારી સિંહને ભગાડે છે. એમને મન એ કોઈ ભારે વાત નથી તેમ મેં પણ કોઈ મહાન કામ નથી કર્યું. પ્રશંસા એ ઝેર છે.'

'ભલા જેવું હોય એવુ કહેવામાં કાંઈ ખોટું નથી ?'

'કવિ લાગો છો ?'

ના રાજપુરુષ છું. કવિ હોત તો તો અહીં જ તમારી વિરતાનું કાવ્ય રચી વગડો ગજાવત ?'

'ને એમ કરતા પાછો સિંહ આવી જાત તો પાછા સંતાઈ જાતને ?

'ના, તમે છો એટલે તમારા એ.થે ને આશરે ઊભો રહેત.'

'પુરુષ ઊઠી ને ?'

'શું કરું ? તમારા જેટલી હામ નથી કે સિંહનો સ્પર્શ તો શું પણ સિંહની સામેય ઊભો રહી શકું ?'

'રાજપુરુષો કાયર થાશે તો રાજ કેમ ચલવી શકશે ? અત્યારનાં તખ્તકે તો રાજપુરુષોમાં સિંહ સરખી નિર્ભયતા જોઈએ, તમે રાજપુરુષ નથી લાગતા.'

'નાનો જાગીરદાર છું. મારું નામ શાહુ રાજા.'

નામ સાંભળ્યું છે. અત્યારે તો બધાય જાગીરદારો ખાય છે પીએ છે ને મોજ કરે છે. સાચા રાજપુરુષ તો પ્રજાના સુખ દુઃખના સાથી બને.'

જેવા તમે નિર્ભીક એવી તમારી વાણી પણ નિર્ભયતા ભરી છે.'

નારીઓ નિર્ભય કદી હોઈ જાણી છે ? એ તો પુરુષના સહારે છે એનું જીવન જ પુરુષના ઓથે છે. એ પછી નિર્ભય બને છે!'

'એ સનાતન સત્ય આજ ખોટું પડ્યું મેં જોયું. આજ નારીની એકાકી નારીની મેં નિર્ભયતા જોઈ.'

'હવે, મને યાદ આવ્યું કે રાજપુરુષો કાંઈ કરતા હોતા નથી બોલકા હોય છે. તમે પણ બોલ બોલ કરો છો ને મને પહોંચવા નહિ દો. મારે હજી શિવનેરીના દુર્ગમાં પહોંચવું છે.'

'શિવનેરી રહો છો ?'

'હા.'

'મા-બાપ છે ?'

'છે.'

'ક્યાં રહે છે ?'

'શિવનેરીના દુર્ગમાં મોગલોની ચાકરી કરે છે.'

'નામ ?'

'મારું નામ જીજા.'

'કેવા છો ?'

'ક્ષત્રિય મરાઠા.'

'આપના પિતાનું નામ ?'

'જાદવરાય'

'પરણ્યા છો ? સગપણ થયું છે ?'

કન્યાએ આ પ્રશ્નનો જવાબ ન આપ્યો ને આગળ ચાલતી થઈ.

એ દેખાઈ ત્યાં સુધી શાહુ રાજા એના ભણી જોઈ જ રહ્યા, એને થયું : આને પેટ પાકે છે

ફરજ દ કેવા થાય ?'

બીજે દિવસ શિવનેરીના દુર્ગમા શાહુ રાજાના આગમનનો અ નદ ફવાયો હતો પણ સૌને થતુ હતુ કે વિજયપુરના સુલતાનના નોકર આહી ! જે સુલતાન અને મોગલ શ હનો વરઝેર છે તેના શાહી શિવનેરીના દુર્ગમા કિલ્લેદાર જાદવરાવને ત્યા શા સારુ અ વ્યા હશે ?

ને દુર્ગમા સૈનિકો વાતો કરતા હતા

'શ હુ રાજા કેમ આવ્યા હશે ?'

'કેમ શુ બાતમી લેવા ને વિજાપુરના સુલતાનને દેવા ?

કા ?'

'કા શુ એ વિજાપુરના સુલતાનની ચાકરીએ રહ્યા છે'

'હા, તો બરાબર વાત છે કે મોગલોની બાતમી લઈ જાય ખરા'

'પણ જાદવરાયે એમને કી લામા આવવા જ કેમ દીધા ?

'કઈક સગા હશે

ત્યા બહારથી આવી આ વાતમા સામેલ થતા એક સૈનિક બોલ્યો

'ભઈ સગા છે નહિ પણ થવા આ ના છે'

'એટલે ?'

'શાહુ રાજા જીજાબાઈ જોડે લગ્નનુ માગુ લઈને આવ્યા છે'

'આવે લે ! આ મારુ બેટુ સાવ નવુ આ તો કલ્પનામા ય નહોતુ '

'અત્યારના રાજકારણમા કલ્પનામા ય ન હોય એવુ જ બને છે'

બરાબર આજ પળોમા જાદવરાય પોતાની પુત્રી જીજાબાઈનો લગન સ બધ શાહુ રાજા જોડે કરવાનો પ્રસ્તાવ મ જૂર કરતા હતા ગીતો ગવાતા હતા, સાકર વહેચાતી હતી જીજાબાઈના કપાળે લ ન કકુનો ચાદલો થતો હતો.

શહુ રાજા ગયા થોડા દિવસો પછી વિધિ પૂર્વક શાહુ રાજા જોડે જીજાબાઈના લગન થયા અને હિ દુપત પ દશાહીનુ સ્વપ્ન જોનાર નરશાર્દુલ શિવાજી મહારાજનો જીજાબાઈના ઉદરથી જન્મ થયો ને ભગવો ઝડો ભારતના નીલા આભ હેઠળ લહેરાવ્યો



પઠાણો કેટલુ ભયકર વ્યાજ લે છે તે તો સર્વને વિદિત હશે. એક વાર એક ગામમા એક ગરીબને પઠાણ પ સે ન છૂટકે સો રૂપિયા ઉછીના લેવા પડ્યા સામાજિક પ્રસગ હતો ને પ્રતિષ્ઠાના મોહમા મે ઉછેડવો જ પડે એમ હતો બેત્રણ વર્ષમા તો સો રૂપિયા મુદ્દત ઉપર પસો રૂપિયા વ્યાજના થઈ ગયા ! પઠાણ ઘરે ઉઘરાણી કરે ને દમદાટી આપ. પૈસો ઘેર ન મળે તો ૧લી તારીખે મિલના દર વાજા આગળ જઈ ઊભો રહે લાવ પૈસા ! બહુ સમજા યો પણ પઠાણ પાઈ પણ એ છી કરવાની ના કરે અતે મામલો અ દાલતે પહોચ્યો. ન્યાયાધીશ પણ સાભળીને સ ક થઈ ગયા. આટલી ભયકર ચૂસણનીતિ હોય ? ઉત્તરે તેમણે કહ્યુ

'બેમાની એક લે ચહે વ્યાજ, ચાહે તો મુદ્દલ

પઠાણે ચબરાક બની કહ્યુ

'સાહેબ, હું મુદ્દલ છોડી દઉ છુ વ્યાજ અપાવો

હસતા ન્યાયધીશ બોલ્યા

'ભલા માણસ, જેનુ મુદ્દલ નથી, તેનુ વ્યાજ કેવુ ?'

*

# અશોકનાં ફૂલ

આચાર્ય હજારીપ્રસાદ દ્વિવેદી

વળી પાછાં અશોકમાં ફૂલ આવી ગયાં છે. એનાં નાજુકતમ લાલ લાલ ફૂલોમાં મન અવશપણે મોહી જ પડે છે. મનોહર પુષ્પોની ખોટ નથી. લાખો છે, છતાં કામદેવે પાંચને જ ચૂંટયા છે. એમાંનું એક છે અશોકનું ફૂલ.

આમ છતાં પુષ્પિત અશોકને જોઇને મન મારું ઉદાસ થઇ જાય છે. એટલા માટે નહીં કે સુંદર વસ્તુઓને હતભાગી સમજવામાં મને વિશેષ રસ પડે છે. કેટલાકને આમાં મજા પડે છે. એમની દૃષ્ટિ દીર્ઘ હોય છે. જે કંઇ વસ્તુ સામે પડે, એના અંત સુધી એવા લોકો પહોંચી જાય છે. મારી દૃષ્ટિ એટલી બધી દૂરગામી નથી. છતાં આ ફૂલને જોઇને મન ઉદાસ થઇ જ જાય છે. એનું મૂળભૂત કારણ તો મારો અંતર્યામી જાણતો હશે, થોડુંઘણું અનુમાન હું પણ લગાવી શકયો છું...

ભારતીય સાહિત્યમાં, ને એટલે જ જીવનમાં પણ, આ ફૂલની આવ જા વિચિત્ર રહી છે. એમ તો ન કહી શકાય કે કાલિદાસની પહેલાં આ ફૂલને કોઇ જાણતું જ નહીં હોય; પણ કાલિદાસના કાવ્યોમાં અશોકને જે શોભા અને સુકુમારતા પ્રાપ્ત થયાં છે, એનો અગાઉ અભાવ હતો. એના આગમનમાં નવવધૂના ગૃહપ્રવેશની શોભા છે, સુંદરતા છે, પવિત્રતા છે ને સુકુમારતા છે ને પછી ઇસ્લામી સલ્તનતની પ્રતિષ્ઠા સાથે જ આ મનોહર પુષ્પને સાહિત્ય-સિંહાસનેથી ઉતારી મૂકવામાં આવ્યું. એને લોકો યાદ તો પછીથી યે કરતાં પણ એ તો બુદ્ધ, વિક્રમાદિત્યની જેમ. કાલિદાસથી અશોકને મળેલું સન્માન અપૂર્વ હતું. યૌવનાઓના નૂપુરવાળા રંજિત ચરણઆઘાતથી એ ખીલી ઊઠતું, અને આભૂષણરૂપે રહીને સુંદરીઓના સૌંદર્યમાં એ અનેકગણો વધારો કરી રહેતું; મહાદેવના ચિત્તને એ ચલાયમાન કરી દેતું; મર્યાદા પુરુષોત્તમના મનમાં સીતાનો ભ્રમ જન્માવતું અને મનોજના એક ઇશારા સાથે જ ખીલી જતું. કુશળ અભિનેતાની જેમ અશોક રંગમંચ પર આવે છે અને દર્શકોને રસ-સભર કરીને જતું રહે છે. આમ કેમ બન્યું? કામદેવનાં બીજાં બાણો તો કવિ-જગતમાં આજ પણ જેમના તેમ છે. અરવિંદ-ને કોઇ ભૂલ્યું નથી. આમ્ર-મંજરી અદૃશ્ય નથી થઇ, ને કમળની માયા તો છૂટે એમ છે જ કયાં? નવ-મલ્લિકા ઓછી દેખાય છે, પણ એનું વિશેષ સ્થાન તો હતું જ કયારે? જ્યારે એક માત્ર અશોક એકદમ ભુલાઇ ગયો છે. રહી-રહીને અને ફરી-ફરીને મારું મન ભારતીય રસ-સાધનાનાં હજારો વર્ષો પર ફરી વળે છે. શું આ મનમોહક ફૂલ ભૂલવાને પાત્ર હતું? શું સહૃદયતાનો અભાવ હતો? કવિતા શું નિદ્રામાં પડી ગઇ હતી? ના, આવું કશું જ માનવાને મારું મન તૈયાર નથી. ને દાઝયા પર નિમક છાંટવા જેવી વાત તો એ છે કે એક તરંગી પત્રવાળા તો ઉત્તરના એક ફૂલ વિનાના વૃક્ષને અશોક ગણાવવા લાગ્યા છે! બિચારા અશોકને યાદ કર્યું, પણ ભયંકર અપમાન સાથે!

પણ મારા માનવા ન માનવાથી શું? ભગવાન ઇશુની સાથે જ, કે જરા આગળ-પાછળ અશોકના શાનદાર ફૂલને ભારતીય ધર્મ, સાહિત્ય અને શિલ્પમાં અદ્‌ભુત સ્થાન મળેલું. એ જ સમયે સદીઓથી પરિચિત યક્ષો અને ગાંધર્વોએ ભારતીય ધર્મ-સાધનાને એકદમ નવા રૂપમાં બદલી નાંખેલી. એટલે તો વિદ્વાનો કહે છે કે ગંધર્વ અને કંદર્પ ખરેખર તો એક જ શબ્દ છે, ફેર માત્ર ઉચ્ચારણમાં છે!

જો કંદર્પ-દેવતાએ અશોકને ચૂંટયો છે, તો એ ચોક્કસપણે આર્યેતર સભ્યતાની બક્ષિસ છે આ આર્યેતર જાતિઓના આરાધ્યદેવોમા વરુણ હતા, કુબેર હતા વજ્રપાણિ યક્ષપતિ હતા. જો કે કંદર્પ કામદેવનુ નામ બની ગયુ છે, પણ એ છે તો ગંધર્વ શબ્દનો જ પર્યાય શિવની સાથે બાથ ભીડવામા એકવાર એ માર ખાઇ ચૂકેલા, વિષ્ણુથી ડરતા રહેતા અને બુદ્ધની સામે પણ એણે હાર સ્વીકારી લીધેલી પણ કંદર્પને હારવાથાકવાની ટેવ નથી વાર વાર હારવા છતા એ ન ચૂકે અવનવા અસ્ત્રોના પ્રયોગ કર્યે જ જાય અશોક કદાચ છેલ્લુ અસ્ત્ર હતુ આ અસ્ત્રથી બૌદ્ધ-ધર્મને એમણે ઘાયલ કરી દીધો, શૈવ-માર્ગને અભિભૂત કરી દીધો અને શક્તિના સાધકોને નમાવી દીધા વજ્રપાત આની સાબિતિ છે, કૌલ-સાધના આનુ પ્રમાણ છે, ને કાપાલિકો આની સાક્ષી પૂરી રહ્યા છે

કવિવર ટાગોરે ભારતવર્ષને 'મહામાનવ સમુદ્ર' કહ્યો છે વિચિત્ર એવો આ દેશ છે અસુર આવ્યા આર્યો આવ્યા, શક આવ્યા, હૂણ આવ્યા, નાગ આવ્યા, યક્ષ આવ્યા, ગંધર્વ આવ્યા-ન જાણે કેટની માનવજાતિઓ અહી આવી અને ભારતની રચનામા પોતાનો ફાળો આપતી ગઇ હિંદુ-રીતિ-નીતિ ખરેખર તો અનેક આર્યઆર્યેતર તત્ત્વોનુ અદ્ભુત મિશ્રણ છે એક એક પશુ-પંખી ન જાણે કેટકેટલી સ્મૃતિઓનો સાર લઇને આપણી સામે ઊભા છે। અશોકની પણ પોતાની આગવી સ્મૃતિ-પરંપરા છે આમ્રાની પણ છે, બકુલની પણ છે, ચંપાની પણ બધુ આપણે ક્યા જાણીએ છીએ? જાણીએ છીએ તેટલાથી અર્થ સ્પષ્ટ થાય છે? ન જાણે ક્યા ખરાબ ચોઘડિયામા કંદર્પ શિવ ર બાણ ફેંક્યુ હતુ, તે શરીર ભસ્મ થઇ ગયુ ને વામન-પુરાણ મુજબ એમનુ રત્નમય ધનુષ છિન્ન-ભિન્ન થઈને ધરતી પર પડયુ મૂઠનો મણિમય ભાગ બન્યો ચંપાનુ ફૂલ ને એના દરેક ટૂકડામાથી એક-એક ફૂલનુ નિર્માણ થયુ સ્વર્ગને જીતનાર ધનુષ્ય ધરતી પર પડીને કોમળ પુષ્પોમા ફેર વાઇ ગયુ ધરતીના સ્પર્શ વિના સ્વર્ગીય વસ્તુઓ પણ મનોહર નથી થઇ શકતી!

પણ હુ બીજી વાત વિચારુ છુ આ કથાનુ રહસ્ય શુ છે? આ પુરાણકથા સુકુમાર કલ્પના માત્ર છે કે ભારતીય સંસારને આ ફૂલ ગંધર્વોએ જ આપ્યા છે? અમુક નિશ્ચિત કાળ પહેલાના આપણા સાહિત્યમા પુષ્પોની વાતોનો અભાવ હતો સોમરસ તો ગંધર્વો પાસેથી જ ખરીદવામા આવતો આ ફૂલ પણ શુ એમણે જ આપ્યા હશે?

કેટલીક બાબતો તો વિચાર્યા વિના જ સામે તરવરી જાય છે-યક્ષ-ગંધર્વોના દેવતા-કુબેર, સોમ અપ્સરાઓ જો કે પછીના બ્રાહ્મણ-ગ્રંથોમા પણ સ્વીકૃત છે, છતા જૂના ગ્રંથોમા તો એ અપ દેવતાના રૂપમા જ મળે છે બૌદ્ધ-સાહિત્યમા એને બુદ્ધ માટે હરકતરૂપ થતા બતાવ્યા છે મહાભારતમા એવી કેટલીયે કથાઓ છે, જેમા પુત્ર ઝંખતી સ્ત્રીઓ યક્ષ પાસે જતી રહેતી યક્ષ અને યક્ષિણીને સામાન્ય રીતે વિલાસી દેવતા ગણવામા આવતા ભારહુત, બોધગયા સાચી વગેરેની કલા-કૃતિઓમા સંતાન ઇચ્છતી સ્ત્રીઓને યક્ષના સાન્નિધ્ય માટે વૃક્ષો પાસે જતી અંકિત કરવામા આવી છે આવી સ્ત્રીઓ લગભગ નિર્વસ્ત્ર છે। આ વૃક્ષોમા સૌથી વધુ રહસ્યમય છે અશોક સુંદરીઓના પદાઘાતથી એમનામા રસ-સંચાર થાય છે અને પછીના ધર્મ-ગ્રંથો પ્રમાણે તો, ચૈત્ર-શુક્લ આઠમના વ્રત કરવાથી અને અશોકના આઠ પાદડા ખાવાથી સ્ત્રીની સંતાન કામના ફળતી અશોક-કલ્પમા જણાવ્યુ છે કે અશોકના ફૂલ બે જાતના હોય છે-સફેદ અને લાલ તાંત્રિક ક્રિયાઓ માટે સફેદ ફૂલ સર્વોત્તમ ગણાય છે ને લાલ છે કામ-વર્ધક આ બધાનુ

રહસ્ય શુ હોઈ શકે ? પ્રાચીન કાળના છવાયેલા આકાશમા ઊડવા માટે મન તલપાપડ થઈ રહ્યુ છે, પણ હાય, પાંખો તો છે નહી !

મને તો આ પ્રાચીન યુગની વાત જણાય છે આર્યોનુ રચેલુ સાહિત્ય જ આપણી પાસે છે એમા બધુ જ આર્ય દૃષ્ટિકોણથી જોવાયુ છે. આર્યો અનેક જાતિઓના સઘર્ષમા આવેલા કેટલીક ગર્વિલી જાતિઓએ આર્યોની આધી નતા ન સ્વીકારી મઘર્ષ ખૂબ જ ચાલ્યો. પુરાણો આ વાતની સાક્ષી પૂરે છે ને વિશેષ પુરણી વાત તો એ છે કે સઘર્ષકારી આ જાતિઓને દેવયોનિ ગણી લેવામા આવી દેવોને અસરો, દૈત્યો, દાનવો અને રાક્ષસો સાથે સઘર્ષ થયો ગધર્વો અને યક્ષો સાથે સઘર્ષ નહોતો થયો એ લોકો કદાચ વધુ શાંતિપ્રિય હતા પણ અકિત થયેલી એમની મૂર્તિઓ પરથી જાણવા મળે છે કે એ જાતિઓ પહાડી હતી હિમાલય પ્રદેશ જ ગધર્વ, યક્ષ ને અપ્સરાઓની નિવાસ-ભૂમિ છે આજકાલની 'પુનાનુન સોસાયટી' જેના કદાચ એમનો સ્તર હતો કદાચ એથીયે વધુ પ્રાચીન હશે ! પણ નાચ-ગાનમા એ જાતિ ખૂબ જ કુશળ હતી યક્ષો તો ધનિક પણ હતા એ લોકો ખેતી-પૂર્વની દશામા યે નહોતા તેમ વેપાર-વાણિજ્યની સ્થિતિને ય નહોતા પહોચ્યા એ લોકો મણિ રત્ન અને કિમતી ખાનજોનુ જ્ઞાન ધરાવતા, ને એકાએક ધનવાન બની જતા આથી જ કદાચ એમનામા વિનાસની ભાવના સુવિશેષ હતી એ પછીના કાળમા આ જાતિ ૧ા જ સુખી સમૃદ્ધ ગણાતી યક્ષ અને ગધર્વ એક જ શ્રેણીના હતા પણ એમની આર્થિક દશા ભિન્ન-ભિન્ન હતી સુવાની વાત એ કે જૂના જમાનામા આર્યોને અનેકાનેક જાતિઓ સાથે સઘર્ષમા આવવું પડેલુ, હાર માનવાને ન ટેવાયેલી, ગર્વિલી જાતિઓને, પ્રાચીન સાહિત્યમા ઘૃણા સાથે જ યાદ કરવામા આવી છે જ્યારે સહજ રીતે મિત્ર બની જનારાઓ પ્રત્યે ઉપેક્ષા-અવજ્ઞાનો ભાવ નથી રખાયો અસુર, રાક્ષસ, દાનવ અને દૈત્ય પહેલી શ્રેણીમા અને યક્ષ, ગધર્વ કિન્નર, સિદ્ધ, વિદ્યાધર, વાનર, વગેરે બીજી શ્રેણીમા આવે છે હિદુ સમાજ આમનામા અદ્ભુત શક્તિનો વાસ માને છે

અશોક-વૃક્ષની પૂજા આપણને આ ગધર્વો અને યક્ષો પાસેથી જ મળી છે આ વૃક્ષ-પૂજાના ઉત્સવોના વર્ણનો પ્રાચીન સાહિત્યમા ઠેર-ઠેર વેરાયેલા પડયા છે ખરેખર તો આ પૂજા અશોક-વૃક્ષની નથી, પણ એના અધિષ્ઠાતા કદર્પ-કામદેવની છે આ પૂજાને 'મદનોત્સવ' કહેતા મહારાજ ભોજના 'સરસ્વતીકઠાભરણ' પરથી જાણવા મળે છે કે આ ઉત્સવ તેરસના દિવસે ઊજવાતો 'માલવિકાગ્નિમિત્રમ્' અને 'રત્નાવલિ'મા આ ઉત્સવનુ મનોહારી વર્ણન થયુ છે ખીલી ઊઠેલા અશોકને જોતા જ એ ઉત્સવનુ વાતાવરણ મારા મનોચક્ષુ સામે આવી ઊભુ ખડુ થઈ જાય છે રાજકુળોમા સામાન્ય રીતે રાજરાણી જ પોતાના મૃદુ ચરણાઘાતથી અશોક વૃક્ષને પુષ્પિત કરતી કયારેક એ પોતાના બદલામા અન્ય સુદરીને પણ નિયુક્ત કરતી કોમળ હાથથી અશોકની ડાળી એનો નાજુક ગુચ્છો એ હાથમા લે રજિત નૂપુરવાળા પગથી અશોકના થ પર પ્રહાર કરે આછેરો રણકતો અવાજ ને એ સાથે જ લાલ ચટક ફૂલોનો ઉલ્લાસ ! ને પછી મનોહર વૃક્ષની છાયામા પોતાના પ્રિયને બેસાડીને સુદરીઓ અબીલ, ગુલાલ, કુમકુમ ચદન અને ફૂલ-પાદડીઓથી પ્રથમ કામદેવની પૂજા કરે અને ત્યાર બાદ પ્રિયતમના ચરણોમા વસત પુષ્પોની અજલિ ધરી દે હુ તો આ ઉત્સવને ખરેખર માદક માનુ છુ અશોકના લાલચટક ફૂલોની માદકતા તો આજેય નથી ઘટી, પણ એની પડી છે કોને ?

પણ કહે છે કે દુનિયા ગજબની ભૂલકણી છે સ્વાર્થને અવકાશ ન હોય એવુ કશુ જ યાદ રાખવાનુ એને પસદ નથી કદાચ

અશોકથી એનો સ્વાર્થ નથી સધાતો. તો પછી દુનિયા એને શા માટે યાદ રાખે? સ્વાર્થનો અખાડો છે આ તો!

અશોક-વૃક્ષ-ગમે તેટલું મનોહર, રહસ્યમય કે અલંકારમય હોય પણ એ છે તો વિશાળ સામંતસભ્યતાની-વિશુદ્ધ રુચિનું પ્રતીક જ. એવી સામંત સભ્યતા, જે જનસામાન્યના પસીનાથી ચાલતી, એના જ લોહીથી જે વિશાળ બની હતી ને લાખો-કરોડોની ઉપેક્ષાથી જ એ સમૃદ્ધ થયેલી. એ સામંતો ઊપડી ગયા. એ સમાજ તૂટી ગયો ને મદનોત્સવની ધામધૂમ પણ જતી રહી. સંતાન-કામીઓને ગંધર્વોથી યે વધુ શક્તિશાળી દેવોનું વરદાન મળવા લાગ્યું-પીરો, ભૂત-ભૈરવો અને કાલી-દુર્ગાએ ગંધર્વોની આબરૂ ઘટાડી દીધી. પોતાના રસ્તે દુનિયા આગળ વધી ગઈ, ને અશોક પાછળ રહી ગયું.

અદમ્ય અને નિર્મમ માનવ-જાતિની ધારાના હજારો વર્ષોનું રૂપ મને તો સ્પષ્ટ દેખાઈ રહ્યું છે. માનવની જીવનશક્તિ અતિ નિર્મમ છે, સભ્યતા અને સંસ્કૃતિના ખોટા મોહને કચડીને એ આગળ વધતી રહી છે. ન જાણે કેટ-કેટલા ધર્માચારો, વિશ્વાસો, ઉત્સવો અને વ્રતોને ધોતી-વહાવતી આ જીવન-ધારા આગે ધાપી રહી છે. વિઘ્નો અને સંઘર્ષોએ માનવને નવી શક્તિ અર્પી છે. અનેકાનેક પ્રાપ્તિ અને ત્યાગ બાદ આજનો માનવ-સમાજ ઘડાયો છે. દેશ અને જાતિની વિશુદ્ધ સંસ્કૃતિ તો પછીની વાત છે. બધામાં થોડીઘણી ભેળસેળ છે, કંઈજ વિશુદ્ધ નથી. શુદ્ધ છે એક માત્ર માનવની જિજીવિષા. (જીવનની ઇચ્છા) બીજું ઘણું ઘણું પચાવવા છતાં, ગંગાની વિશુદ્ધ ધારાની જેમ એ સદાય પવિત્ર છે. સભ્યતા અને સંસ્કૃતિનો મોહ ક્ષણભર માટે વિઘ્ન ઉપસ્થિત કરે છે, ધર્માચારના સંસ્કાર થોડા સમય સુધી આ ધારા સાથે ટકરાય છે; પણ આ અદમ્ય ધારામાં બધું જ વહી જાય છે. જે કંઈ આ જીવન-શક્તિને બળ આપે, એ એનું અંગ બની જાય છે, બાકીનાને એ હડસેલી દે છે. મહાકાલને ધન્ય છે! કેટલીકવાર એણે મદન-દેવતાના ગર્વનું ખંડન કર્યું છે! ધર્મરાજના કારાગારમાં ક્રાંતિ મચાવી છે, ધર્મરાજના નિષ્ઠુર ન્યાયને ગળે ઉતાર્યો છે ને વિધાતાના અભિમાનને પણ એણે નથી ગણકાર્યું! આજે આપણામાં જે મોહ છે, કલા અને સંસ્કૃતિ માટે જે આસક્તિ છે, ધર્માચાર ને સત્યનિષ્ઠાની જે મહત્તા છે એનો કેટલો ભાગ મહાકાલના કંઠનત્યથી નષ્ટ થઈ જશે, એ કોણ જાણી શકે? તેમ છતાં માનવની જીવન-શક્તિ તો પોતાની મસ્તાની ચાલે ચાલતી જ રહેવાની. અશોકનાં ફૂલને જોઈને આજ હું ઉદાસ થઈ ગયો છું, કાલે ન જાણે કઈ વસ્તુથી કોઈ સહૃદયીના હૈયામાં ઉદાસી જાગી ઊઠશે! જે બાબતો હું અતિ મૂલ્યવાન સમજું છું અને જેના પ્રચાર માટે ગળું મૂકી રહ્યો છું, એમાંથી કેટલી સ્થિર નીવડશે, એની શી ખબર પડે? એ યુગનાં શિલ્પ અને સાહિત્યની માયા-મમતા છૂટતી જ નથી. અશોકનાં ફૂલ જ નહિ, કૂંપળો પણ હૈયાને સ્પર્શી જાય છે. કવિકવિ કાલિદાસે તો અશોકની કળીઓને પણ મદભર કરનારી બતાવી છે એટલું ખરું કે એ પ્રિયાના કાનમાં ઝૂલતી હોવી જોઈએ 'કિસલય પ્રસવોપિ વિલાસિનાં મદયિતા દયિતા શ્રવણાર્પિત:!' પણ લહેરોથી લહેરાતી કળીઓમાં પણ માદકતા છે. મારી નસેનસમાં આજે કરુણ ઉલ્લાસનું તોફાન ઊઠી રહ્યું છે. ખરેખર હું ઉદાસ ભાવે અકળાઈ રહ્યો છું.

તો શું આપણી કહેવાતી મૂલ્યવાન સંસ્કૃતિ આમ જ જળવાઈ રહેવાની? સામંતોએ જે આચાર-વિધિને આવું મોહક રૂપ દીધેલું, એ લુપ્ત થઈ ગઈ; જે જ્ઞાન અને વૈરાગ્યનું મહત્ત્વ ગવાતું એ પણ સમાપ્ત થઈ ગયું. મધ્યયુગના ઇસ્લામી અનુકરણથી જે

રમઝરો ઊછળેલો, એ પણ વરાળની જેમ ઊડી ગયો. તો શું મધ્યયુગના હાડપિંજરમાં અંકાયેલું ઉદ્યોગ-કાળનું કમળ એ જ રીતે જળવાઈ રહેશે? મહાકાવના એક એક આઘાતથી ધરતી ધણધણી ઊઠવાની એના કઠનૃત્યમાં થોડું ઘણું તો સમેટાનું જ જવાનું બધું જ બદલાશે, વિકૃત પણ થશે ને નવીન આકાર પણ લેશે જ.

માર-વિજય પછી ભગવાન બુદ્ધે વૈરાગીઓની પલટન ઊભી કરેલી. આ 'માર' એ મૂળ તો મદનનું જ નામાંતર છે. કેવું મધુર અને મોહક સાહિત્ય એમણે આપણને આપ્યું છે? પણ ન જાણે ક્યારે યક્ષોના વજ્રપાણિ નામના દેવતા આ વૈરાગ્ય-પ્રધાન ધર્મમાં ઘૂસ્યા અને બોધિસત્વોના શિરોમણિ બની બેઠા! ને પછી પ્રસિદ્ધિમાં આવ્યો વજ્રયાનનો. અપૂર્વ ધર્મ-માર્ગ ત્રિરત્નોમાં મદન દેવતાએ સ્થાન મેળવ્યું એ પણ એક ગજબનો ઝગાવાત હતો. એમાં બુદ્ધ વહી ગયા, શિવ વહી ગયા, શાક્ત વહી ગયા. ને ત્યારે 'શ્રી સુંદરીસાધનતત્પરાણાં યોગશ્ચ ભોગશ્ચ કરસ્થ એવા'નો મહિમા સ્થપાયો. અચરજભેર હું આ યોગ અને ભોગની મિલન લીલાને જોઈ રહ્યો છું. એ શું અદમ્ય એવી જીવનશક્તિનું રૂપ હતું? આ ધર્મમતે પણ ન જાણે કેટલાના ભોગ લીધા હશે! ને વિચિત્રતા તો એ કે અશોકનાં ફૂલો ને પાંદડાંઓ આ વિચિત્ર પરંપરાનો ભાર વહેતાં હતાં!

પણ ઉદાસ થવાનો શો અર્થ? પ્રાચીન યુગની જેમ જ અશોક તો આજ પણ મોજમાં જણાય છે. નથી તો એ જરા યે બદલાયો કે નથી તો એનું કાંઈ બગડયું. ફેરફાર થયો છે એક માત્ર માનવની મનોવૃત્તિમાં. બદલ્યા વિના આગળ વધી શકાત તો એ પણ ન બદલાત, ને એ ન બદલી હોત અને ઔદ્યોગિક યુગ આરંભાઈ જાત, મશીનના પૈડાં ચાલી નીકળત, તો એનું પરિણામ અતિ બૂરું આવત. આપણે જાતે પિસાઈ જાત. સારું જ થયું કે બદલવા યોગ્ય મનોવૃત્તિ બદલી ગઈ! પણ પૂરેપૂરી કયાં બદલી છે? હા, બદલી તો રહી જ છે. અશોકનું ફૂલ તો એની પ્રાચીન મસ્તીથી જ હસી રહ્યું છે. પુરાણી મનોવૃત્તિ ધરાવનારાઓ એને જોઈને ઉદાસ થઈ જાય છે. પોતાની જાતને એ પંડિત સમજે છે. પંડિતાઈ પણ એક જાતનો બોજો છે. જેટલો વધુ વજનદાર, ડૂબવામાં પણ એટલો જ ઝડપી. જીવનના અંગરૂપ બનીને એ સહજ થઈ રહે છે, ત્યારે એ ડૂબતી નથી. એ સ્થિતિમાં ઉદાસી પણ એને નથી ઘેરી લેતી. કેમ! અશોકનું તો કંઈ જ નથી બગડયું. કેવી મસ્તીમાં ઝૂમી રહ્યો છે! એક કાલિદાસ એનો રસ માણી શકેલા પોતાની રીતે. જ હું પણ મારી રીતે એ મસ્તી માણી શકું છું. ઉદાસ થવું બેકાર છે.

•

એક વખત દ્રૌપદીએ યુધિષ્ઠિરને પૂછ્યું, 'જે ધર્મના આચરણથી દુઃખ જ પ્રાપ્ત થતું હોય તેને ધર્મ શી રીતે કહેવાય? આપના જેવા ધર્મશીલ મનુષ્યોને વિપત્તિમાં પડેલા જોતાં એમ જણાય છે કે પરમેશ્વર પણ ધર્મનો પક્ષ લેતો નથી.'

આના જવાબમાં યુધિષ્ઠિરે કહ્યું:

धर्मं चरामि सुश्रोणि न धर्मफलकारणात् ।
धर्मवाणिज्यको हीनो जघन्यो धर्मवादिनाम् ॥

'હે સુંદરી! હું ધર્મનું આચરણ કરું છું તે ધર્મનું ફળ પ્રાપ્ત કરવા માટે નહિ. જે માણસ ધર્મને વેપાર સમજે છે તે નીચ છે અને સાચો ધર્મ પાળનાર એવા ધર્મના વેપારીને તિરસ્કારપાત્ર સમજે છે.'

# અમારી આઈ

કિશનચંદ્ર

કલકત્તાની ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં તબીબીના છેલ્લા વર્ષમાં હું અભ્યાસ કરી રહ્યો હતો, ને મારા મોટાભાઈના લગ્નપ્રસંગે મારે લાહોર જવું પડ્યું. આ વખતે આઈ અસીરી-પાવલીવાળી આઈની પિછાન થઈ. આઈ અમારી સગી કાકી નહોતાં; પરંતુ એમને જોતાં વેંત જ 'મા' કહેવાનું મન થઈ જાય એવું હતું.

એક દિવસ શેરીના નાકે એક ટાંગો આવીને ઊભો રહ્યો ને કોઈ બોલી ઉઠ્યું: "પાવલીવાળી આઈ આવ્યાં....પાવલીવાળી આઈ....આવ્યાં..!' અવાજની સાથે નાના મોટાં સૌ ઘરની બહાર દોડી આવ્યાં. બે જણનો ટેકો લઈ આઈ ગાડીમાંથી ઉતરી. આઈ શરીરે ભરાવદાર હતી. ચાલવવાથી કે વાતો કરવાથી એને શ્વાસ ભરાઈ આવતો.

આઈ આવી હતી એ ટાંગાવાળાને ભાડાના પૈસા ચૂકવવા એકી સાથે બે ચાર જણે ગજવામાંથી પૈસા કાઢ્યા: ત્યાં આઈએ, હાંફ સાથે, હસતાં હસતાં કહ્યું કે, "ગાડીભાડાના પૈસા તો મેં અગાઉથી જ આપી દીધા છે."

હાંફતી ને હસતી જતી આઈ મને બહુ ભલી બાઈ લાગી. પૈસા કાઢનારાનાં મોં વ્હીલાં પડ્યાં ને પૈસા પાછા ખિસ્સામાં નાંખતાં કહેવા લાગ્યાં: "આવું કેમ કરો છો, આઈ? આટલી નાની સેવાનો લાભ પણ તમે અમને ન આપો? એવું ન ચાલે, આઈ!'

માથાના શ્વેત અને શ્યામ કેશ આઈના ગોળ-મટોળ ઘઉંવર્ણા ચહેરાને દીપાવતા હતા. ઊંડા ઉચ્છ્-વાસ લેતાં લેતાં, વાત કરવાની એમની નિર્દોષ ઢબ આકર્ષક હતી; આ બધામાં-એની આખીયે મધુર મુખાકૃતિમાં—એની બે આંખો મને ખૂબ જ ગમી ગઈ. વાત્સલ્યઝરતી એ મીઠી આંખોમાં મને ફૂલીફાલી ધરતીનાં દર્શન થયાં; માઈલો સુધી ફેલાયેલાં હરિયાળાં ખેતરોની યાદ મને એ આંખોએ આપી. બીજી રીતે કહું તો અતિ ઘન અને ગહન એવી સરિતાનો ભાસ મને એ આંખોમાં દેખાયો.

એ ચમકતી આંખોમાં પ્રેમ ભર્યો હતો: એ પ્રેમને કોઈ આડ નહોતી. પ્રેમ સાથે થોડું દર્દ પણ મેં એ આંખોમાં દીઠું! જીવનની આકરી કસોટી પણ જેને હલકી ફૂલ જેવી લાગે; નાના મોટા વારંટાળ અને વિરોધ પણ પોતાના વેગમાં ખેંચી જાય એવી શક્તિશાળી, ગહન ને નિઃસીમ; ક્ષમા અને કરુણાથી ભરપૂર એવી આઈના જેવી આંખોવાળી બીજી કોઈ સ્ત્રી મેં હજી સુધી જોઈ નથી.

સોનેરી બુટ્ટાઓ ભરેલો, ઝલકઝલક થતો નીલ-વર્ણો ઘેરદાર ચણીઓ, જરીની ફૂલગૂંથણીથી ઓપતું વાસંતી રંગનું રેશમી પહેરણ અને બેય પાખે લહે-રિયાં ખાતું કિરમજી મલમલનું ઓઢણું; કાંડા પર સે નાનાં કડાં: આટલું જ આઈનું પરિધાન હતું.

આઈ, ઓસરીમાં દાખલ થઈ કે ચારેકોર કિલકિલાટ મચી ગયો. વહુ, દીકરીઓ, ભોજાઈઓ સૌ કોઈ એની ચરણરજ લેવા દોડી આવ્યાં: એક સ્ત્રીએ જલદીથી એક રંગીન બાજઠ આઈને બેસવા ગોઠવી આપ્યો ને મીઠું મધુરું હસતાં આઈએ આસન જમાવ્યું. હાથમાંનો રંગીન પંખો નીચે મૂકી આઈએ આશીર્વાદ આપતાં વાટવો છોડી તેમાંથી ચાર આની કાઢીને સૌને આપવા માંડી. પંદર-વીસ મિનિટમાં તો એણે સો એક પાવલીઓ વહેંચી દીધી.

આમાંથી પરવારી આઈએ માથું ઊંચું કર્યું, પોતાની પાછે પંખો નાંખતી છોકરી તરફ નજર કરીને પૂછ્યું: "અરે, દીકરી! તને મેં નો ઓળખી, તારું નામ?"

"મારું નામ સાવિત્રી." શરમાતાં બોલી.

"અરે રામ! તું તો જયકિશનની દીકરીને! હું તો તને વિસરી જ ગઈ! આવ, આવ." કહેતાંક

આઈએ સાવિત્રીને છાતી સરસી ચાંપી અને વાટવા માથી પાવલી કઢીને એને આપી.

આ જોઈ ત્યા ઊભેલા બધા હસી પડ્યા એક જણે કહ્યુ "આઈ, આ જયકિશનની દીકરી સાવિત્રી નથી, એ તો હીરા પખાલીની દીકરી સાવિત્રી છે !"

"અરર મૂઈ હું . !" બોલતા આઈનો શ્વાસ ચઢી પડ્યો "હાય રામ, હવે તો મારે નાવું પડશે !"

પખાલીની દીકરી સાવિત્રી હેબતાઈ ગઈ ! એણે તો રોવા માંડ્યું. આઈનું ધ્યાન એના પર ગયું. તરત જ આઈએ એનો હાથ પકડી ધીમી ટાપલી મારતા કહ્યું 'અરે ! બેન, તું શું કામ રુવે છે ? તું તો અજાણ્યું છો. તારામા પણ પરમેશ્વર વસેલો છે મારે તો મારા ધરમના લીધે નાવું પડે છે, તું બીજી પાવલી લેઈ લે !" ને ફરી પાછી ચળકતી ચાર આની આઈએ સાવિત્રીના હાથમા મૂકી. સાવિત્રીનું રડતુ મો મલક્યુ પછી આઈએ હીરા પખાલીને પણ નાવાનું પાણી કઢાવીને તેને પણ પાવલી આપી.

આઈ અસીરીને બધા પાવલીવાળા આઈ કહેતા. કોઈ એને કુવારી આઈ પણ કહેતા આનું કારણ એ હતુ કે, ચોથરાજ કાકા સાથે આઈનુ લગ્ન થયુ હતુ છતાય આજ લગી આઈ કુવારી ને કુવારી જ રહેલી વાતો કરનાર તો એમ પણ કહેતા કે ચોથરાજ શેઠે તેના લગ્ન પહેલા એટલી બધી ખૂબ સૂરત અને ફેશનેબલ લલનાઓ જોઈ નાખી હતી કે, ગામની આ સાદી સીધી છોકરી એને ન ગમી લગ્નના પહેલા દિવસથી જ આઈનો એણે ત્યાગ કર્યો પણ આઈએ એક પણ કટુ શબ્દ ઉચ્ચાર્યા વિના કે કઈ પણ ઝઘડો કર્યા સિવાય મૂગે મોએ સાસુ સસરા સાથે રહી તેમની સેવા કરવા માંડી

*

ચોથરાજ શેઠનો જતપરમા લોખંડનો વેપાર હતો કમાણી સારી હતી, આઈને મહે દર મહિને પચોતેર રૂપિયા મોકલી આપતા પણ ઘેરે કદી આવતા નહિ. આશાભરી જુવાન દીકરીની આ દશા જોઈ આઈનાં માબાપને લાગી આવતુ, કેટલીવાર આઈને લેવા તેઓ આવ્યાં, પણ આઈએ પીયર રહેવાનો ઈન્કાર કર્યો તેઓએ આઈને બીજી વાર લગ્ન કરવા પણ સમજાવ્યા પણ આઈએ એ વાત ઉચ્ચારવાની પણ ના પાડી દીધી

આઈએ તો દિલ દઈને, એકનિષ્ઠાથી સાસરિયાંની ચાકરી કરવા માડી ચોથરાજ શેઠના પિતા મલિકચંદ તો પોતાના ઘરની તમામ ચાવી-કૂંચી આઈને જ સુપ્રત કરી દીધી સાસુજી પણ આઈને એટલા જ ચાહતા હતા એણે પોતાના બધા ઘરેણાં આઈને હવાલે કરી દીધા પોતાના પેટની દીકરી કરતાય તેઓ આઈને વધુ વહાલ કરતાં.

ઘણી સ્ત્રીઓને જોતા આપણને વિચાર આવી જાય છે કે જુવાનીમા તે કેવી હશે ! પણ આઈને જોઈને માત્ર એક જ વિચાર આવતો કે બચપણથી જ આઈ આવી પ્રેમાળ અને વાત્સલ્યમૂર્તિ હશે !

કદાચ આવા ઉદાર અને માયાળુ સ્વભાવને કારણે જ એણે એના પતિનું વર્તન સહી લીધુ હશે ! સગાવહાલાની નજરે ચોથરાજ શેઠ દારૂડિયો, માંસાહારી ને લંપટ ગણાઈ ચૂક્યો હતો એ મોટો લોખંડનો વેપારી હતો એથી શુ ? આ રીતે આઈનું જીવન બરબાદ કરવાનો એને કોઈ અધિકાર નહોતો. પરંતુ, એ સમજાતુ નથી કે આઈમાં એવુ શુ હતુ કે, જેને લીધે આઈના મો પર એ બરબાદીની-એ દુખની અસર સરખીયે નહોતી દેખાતી ! જ્યારે જુઓ ત્યારે આઈ હસતી ને હસતી જ દેખાતી

હરકોઈના સુખમા-દુખમા શામિલ થવા અને સેવા કરવા આઈ તત્પર રહેતી એ તો કેવળ અસંભવિત જ ગણાતુ કે પડોશમા કોઈને ત્યા ખુશાલીનો દિવસ હોય અને આઈ ત્યા ન હોય, કોઈને ઘેર શોક હોય ને આઈનો હિસ્સો એમા ન હોય ! આઈનો પતિ અમીર હતો, પણ પોતે કઈ ધનવાન નહોતી છતાય મહિને દહાડે જે પચોતેર રૂપિયા આવતા એનાથી આઈએ ઘણાના દુખ દર્દ દૂર કર્યા હતા એ રકમ તે આ રીતે જ ખર્ચી નાખતી

• અહી એક સ્પષ્ટતા કરી દઉ કે લોકો આ

મદદના કારણે જ આઈને પ્યાર કરતાં એવું નહોતું. આ પ્યારનું કારણ તો કોઈ અલૌકિક જ હતું ! કોઈ વાર તો આઈની કે થળીમા ખોટા પૈસો ય દેખાતો નહિ, આ છતા લોકો એટલા જ ભાવથી આઈ પાસે જતા તેઓ કહેતા કે: 'માત્ર આઈની ચરણરજ લેવાથી પણ અમને પૈસા વિનાની શાંતિ મળી રહે છે"

આઈ જેટલી ઉમદા હતી, એટલો જ ચોથ રાજ શેઠ બૂરો હતો. ત્રીસ વર્ષ સુધી તો આઈને એણે એના માબાપ પાસે ગામડામા જ રાખી મૂકી: જ્યારે મા ને બાપ પરવાર્યા અને ઘર સાવ ખાલી થયુ, ઘરના બીજા બધા મોટા થઈ પરણીને જુદા ઘર કરી રહ્યા, ત્યારે નિરૂપાયે આઈને જલધર બેલાવવી પડી પરંતુ ત્યા આઈ ચાર દિવસથી વધુ ન રહેતા ચોથરાજ શેઠને લઈ લાહોર પછી આવી.

અ નું કારણ એ હતુ કે પઠાણાગ્રના પ્રતિ ષ્ઠિત પઠાણોની એક છોકરી સાથે પ્રેમ કરવાની ચોથ રાજ શેઠે કોશિશ કરી, આથી પઠાણો ગુસ્સે થયા, અને આઈને આવીને કહ્યુ "આપને લીધે ચોથરાજને અમે જીવતો રહેવા દીધો છે. અહી વધુ સમય રહેશે તો એના જીવની સલામતી નથી." આથી ચોથરાજ શેઠને લઈ આઈ લાહોર આવી, અને વચ્છોવાલી શેરીમાં એણે એક નાનું મકાન રાખી લીધુ

સદ્ભાગ્ય કહો કે દુર્ભાગ્ય' અહી પણ બે ચાર મહિનામા જ ચોથરાજનો વેપાર ચમકી ઉઠયો અને ભાગ્યની ભરતીમા, શાહી મહેલ્લામા એક લક્ષ્મી નામની વેશ્યા સાથે સબધ બધાઈ ગયો. એ વાત વધીને એટલી પહોચી કે શેઠે સદને માટે લક્ષ્મીને ત્યા જ રહેવાનું રાખ્યુ ને વચ્છોવાલીવાળા ઘેર તો પગ મૂકવાનું પણ બધ કર્યું.

આ છતા આઈનું ચહેરું કે રડતુ મો કોઈએ જોયુ નહોતુ એમના મુખ પર દુઃખની છાયા કોઈએ નિહાળી નહોતી આ અરસામા અમારા મોટાભાઈના લગ્ન લેવાયા, એમા ચોથરાજ હાજર ન રહ્યા, પણ આઈએ તો સગાવ્હાલા, સ્નેહી સબધી, મહેમાન જાન એ બધાની સરભરા કરવામા બાકી ન રાખ્યુ. એમની આનદી ને ખુશખુશાલ પ્રકૃતિને લીધે જ અટપટી ગૂચેનો ઉકેલ સહેજમાં આવી જતો. ચહેરા પરની ચિંતાની રેખાઓ ચડે તેવી ઓસરી જવા પામતી અને પાછા હસતા ચ્હેરા બની જતા.

કોઈની બૂરાઈ કરતા કે પ્રારબ્ધને દોષ દેતા મે આઈને કદી નથી સાભળી, તેમજ કદી દુખી કે ઉદાસ પણ નથી નિહાળી હા, એકવાર એની આખોમા એક અસાધારણ એવો ચમકારો જોવા મળ્યો હતો એને કારણરૂપ ઘટના પણ આ લગ્નના સબધમા જ બનવા પામી હતી.

મારા મેટાભાઈ તો આખી રાત લગ્નની વેદી ઉપર બેસી રહ્યા હતા સવારે પાચ વાગે, લગ્નવિધિ પતી ગયા બાદ, કન્યાપક્ષે કરિયાવરની વસ્તુઓ સામા વળાને જોવા સારુ ગોઠવી હતી, એ પુરાણો જમાનો હતો એ જમાનામા હાલના સોફાસેટની જગાએ રગ બેરગી પાગ્લા, પાટલી, બાજઠ અને નકશીદાર પાયા વાળા પલગો આપવામા આવતા એ જમાનામા હાલના ડ્રોઈંગ રૂમને બેઠકનો ખડ અગર દીવાનખાનું કહેવામા આવતુ

મારા મોટાભાઈના સસરાજી મોટા અમલદાર હતા, એટલે એમણે કરિયાવરમા સુતરેલી ઢબનુ ઘણુ આપ્યુ હતુ પશ્ચિમી ઢબનો સોફાસેટ અ વતા તો આખી બિરાદરીમા એક જાતની વાતોનો વિષય બની ગયો હતો

દૂરદૂરના મહેલ્લાની સ્ત્રીઓ આ સોફાસેટને જોવા આવતી હતી તેમની સાથે આઈ પણ હતી શરૂ શરૂમા તો બહુ મૂઝવણથી એ એના ભણી જોતી રહી. બે ખુરશીઓ ને એક સોફા પર વારવાર હાથ ફેરવતા એ રોમાચ અનુભવતી હતી છેવટે એણે મને પૂછ્યુ "બેટા, આને સોફાસેટ કેમ કહેતા હશે ?'

હુ એનો શો ઉત્તર આપુ ? માથુ ધુણાવીને મે કહ્યુ 'મને કઈ ખબર નથી, આઈ !'

'આમાની બે ખુરસીઓ નાની, અને એક મોટી કેમ હશે ?" આઈએ બીજો સવાલ પૂછ્યો હુ નિરુત્તર બની ગયો ફરીવાર મે નકારમા મ થુ હલા વ્યુ

આઈ કઈ વિચારતી રહી. પછી એકાએક

એના મો પર કંઈ સંજ્યું હોય એવુ દેખાયું. એના ગંભીર ચહેરા પર ઉલ્લાસની છાયા ફરી વળી એ નિર્દોષતાથી બોલી "હું કહુ એનું કારણ ?"

"હા, જરૂર કહો, આઈ !' મે કીધું.

બાળકોની માફક અમને સૌને સમજાવતી આઈ બોલવા લાગી "જુઓ, મને એમ લાગે છે કે, આ સોફા એટલા માટે બનાવ્યો છે કે જ્યારે વરવહુ બને ખુશી આનંદમા હોય ને એકમેકને વ્હાલ કરતા હોય ત્યારે આ મોટા સોફા ઉપર બેસતા હશે. અને જ્યારે એ બેમા મતભેદ જાગે, ઝઘડો થાય ત્યારે છૂટા પડી અલગ અલગ આ નાની ખુરસીમા બેસતા હશે ! ખરે ખર, અંગ્રેજ લોક બહુ અક્કલબાજ છે ! અને તેથી એ આપણા પર અમલ ચલાવે છે ને !"

આઈની વાત સાભળીને બધા ખડખડાટ હસી પડયા મે હસતા હસતાં આઈ સામે જોયુ તો તે ગભીર બની ચૂપ થઈ બેઠી હતી એને એના પતિ સાથેના મનદુઃખ યાદ આવી ગયા હશે કે કેમ, એ તો હુ ના કહી શકુ પરંતુ ધ્યાનપૂર્વક એમની આખો તરફ જોયુ તો એક ક્ષણને માટે એ કાળી આખોમા વીજળી શો ચમકારો દેખાયો.

*

કલકત્તાથી એમ બી. બી એસમા ઉત્તીર્ણ થયા બાદ, મે એક બગાળી યુવતી સાથે લગ્ન કરી લીધુ, ને ત્યા જ ધરમતાલામા ડાક્ટરી શરૂ કરી દીધી હતી વર્ષો જતાં હતા પણ ધધો બરાબર જામતો નહોતો, ને મારા મોટાભાઈના આગ્રહથી હુ લહોર ચાલ્યો ગયો.

મોટાભાઈએ ઠાકુરદાસ ગલીના નાકે પોતાની દુકાન ખોલી ને મે પણ અમારા રહેવાના ઘરમા જ, અમારા સ્નેહી સબધીના આશરે, ડૅાક્ટરની પ્રેક્ટીસ શરૂ કરી દીધી ધીમે ધીમે ધધો જામવા માંડયો. અને મારે ત્યા બબ્બે પણ થયાં રાતદિન હુ એમાં જ પરો- વાયેલો રહેતો. અહી કે ત્યાં, આવવા જવાની તો ઓછી મળતી હતી.

આઈને તો વર્ષો થયાં હુ મળી શક્યો નહોતો, પણ એટલું તો જાણતો હતો કે આઈ વણઝારા મહોલ્લાના મકાનમાં રહેતી હતી. એ મેઘરાજ શેઠ શાહી મહોલ્લામા પેલી લક્ષ્મીના ઘેર જ પડયો રહેતો હતો. બે ત્રણ મહિને, કોઈને કોઈ વાર આઈને મળવા આવતો જતો.

એક દિવસ સવારના પહોરમા દર્દીઓની ભીડ જામી હતી, ત્યા વણઝારા મહોલ્લાના એક આદમીએ આવી ખબર આપી. "ડૅાક્ટર સાહેબ, આઈ બિછાને પડી છે ! જલદી ચાલો"

તુરત જ ગાડી મગાવી અને ત્યા પહોચ્યો. આઈનુ ઘર વણઝારા મહોલ્લામા તદ્દન છેવટના ભાગમા હતુ પહેલા મજલાનો દાદરા ચઢી લોખડના સળિયાવાળા છજામા થઈ, જરા અંધારાવાળા ઓરડામા દાખલ થયો, આઈ મોટા તકિયાને અઢેલી પલગને પકડી બેઠેલી હતી એનો શ્વાસ ખૂબ વેગથી ચાલી રહ્યો હતો મને જોઈ એ ખુશ થતા બોલી : "તુ આવી ગયો દીકરા ! હવે હું જરૂર જીવી જઈશ"

શુ તકલીફ ઉભી થઈ છે, આઈ !"

"થવાનુ શુ હતુ ? મોતનું તેડું આવી ગયું હતુ ! બે દિવસ મને સખત તાવ આવી ગયો પછી તો એકાએક શરીર બધુ ટાઢુ પડવા માંડયુ" વાત કરતા આઈની કીકીઓ ફરવા માડી, 'પ્રથમ તો પગ ચેતન વગરના લાગ્યા, હાથ લગાડી જોઉ તો ઠડા હિમ જેવા, ચૂટણી ખણુ તોય કંઈ લાગે નહિ. ને ધીરે ધીરે મારી કમરમાથી પણ પ્રાણ અલોપ થવા લાગ્યો ને પછી તો આખુ બદન જાણે ચેતન હીન બનવા માડયુ. મ જોરથી મારા હૈયાને પકડી લીધુ છે !'

ખરેખર ! જમણા હાથે હૃદયવાળા ભાગને, ભારપૂર્વક દબાવતી આઈ બોલી "પછી મે બૂમ પાડી કહ્યુ 'જાઓ, જલદી જાઓ, મારા જય- કિશનને તુર્ત બોલાવી લાવો એ મને ઉગારી શકશે ! હવે તો તુ આવી ગયો છે, એટલે હુ બચી જઈશ.' આઈના શબ્દોમા પૂરી શ્રદ્ધા અને વિશ્વાસ હતા

આઈના હાથ તરફ હાથ લખાવી મેં કહ્યું: "આઈ, તમારો હાથ લાવો, હું નાડ જોઈ લઉં !"

બીજા હાથથી મારો હાથ હડસેલી દઈ આઈ બોલી ઊઠી: "અરે ભગવાન ! તું કેવો ડૉક્ટર છે ? તને એટલી પણ ગતાગમ નથી કે હાથથી તો મેં પ્રાણ પકડી રાખેલો છે ? પછી એ હાથની નાડ તને શી રીતે દેખાડું ?" આવી રમૂજ કરી, આઈએ ગમગીન વાતાવરણ હળવું બનાવી દીધું.

એ ચાર અઠવાડિયામાં લોઈના દવાખાની તકલીફ દૂર થઈ એટલે આઈ પછી હરવાફરવા અને પડોશીની, માફક સૌ કોઈના સુખદુઃખમાં સામેલ થવા માંડી.

આ પછીના છ એક મહિનામાં ચોથરાજ શેઠનું અવસાન થઈ ગયું. શાહી મહોલ્લામાં, લક્ષ્મીના ઘેર જ એમનું હૃદય બંધ પડી ગયું. એમની નનામી પણ લક્ષ્મીના ઘરથી જ નિકળી, કેમ કે એમના મૃતદેહની પોતાને ઘેર આણવા આઈએ સમતિ નહોતી આપી. આઈ, ન તો સ્મશાને ગઈ, ન એમની નનામી તરફ નજર નાંખી, ને ન તો એની આંખમાંથી એક આંસુ પડયું.

શાંતિથી આઈએ પોતાની સૌભાગ્યની ચૂડી ભાંગી નાખી, સેંથીનું સિંદુર ભૂસી નાંખ્યું. રંગીન વસ્ત્ર ઉતારી સફેદ ઓઢણાનો અંગીકાર કર્યો. આ સિવાય બીજો ફરક એનામાં પડયો નહિ. ઉનટું, માથાના સફેદ વાળની સાથે સાથે શ્વેત વસ્ત્રો આવતાં આઈનું વ્યકિતત્વ ઓર દીપી ઉઠ્યું !

બીજા ચાર વર્ષ વીતી ગયાં. હવે મારી પ્રેક્ટિસ ઘણી જામી ગઈ હતી મેં શાહઆલમના દરવાજાની અંદરના ભાગમાં બીજું દવાખાનું પણ શરૂ કરી દીધું હતું. જીવન એવું વ્યવસાય બની ગયું હતું. કે મારી ઈચ્છા છતાં લાંબા સમય સુધી આઈને મળી શકાતું નહોતું.

ચોથરાજ શેઠે એની તમામ મિલકત લક્ષ્મીને જ આપી દીધી હતી. માત્ર જ્વાલઘરમાંની એક દુકાન અને એક ઘર આઈના નામ પર રહેવા દીધું હતું. દર મહિને દોઢસો રૂપિયા એનું ભાડું આવતું હતું. આ રકમનો મોટો ભાગ, આઈ બીજાનું દુખ ટળવામાં જ વાપરતી.

× × ×

એક દિવસ, શાહી મહોલ્લામાં એક દર્દીને તપાસી હું પાછો જઈ રહ્યો હતો; એકાએક મને ચોથરાજ શેઠ યાદ આવ્યા અને મારું મન આઈ પ્રતિ દોડી ગયું. મારું અંતકરણ મને ઠપકો આપી રહ્યું હતું: લગભગ પંદરેક મહિના થયા આઈને હું મળવા જઈ શકયો નહોતો.

એક બે દિવસમાં આઈને મળવાનો વિચાર કરતો હું આગળ વધતો હતો, ત્યાં જ શાહી મહોલ્લાની એક ગલીમાંથી આઈને આવતી જોઈ. કિરમજીના બદલે, કોઈ પણ ભાત કે ભરત વિનાનો તદન શ્યામ ચણિયો એણે પહેર્યો હતો: ઉપરનું પહેરણ–પણ સફેદ હતું; અને માથે પણ શ્વેત મલમલનું ઓઢણું નાખેલું હતું. આ પરિધાનમાંય એનું ગેહુંવરણું અને સુડોલ મુખમંડલ, નિર્દોષ છતાંય ગહન એવી મેડોનાની આબાદ પ્રતિકૃતિ સમું પ્રતિત થતું હતું !

જેમ, મેં એમને જોઈ લીધાં, એ જ ક્ષણે એમણે પણ મને દીઠો. મને દેખતાંજ એ પાછાં પડી ગયા હોય એમ આડાં ફરી પાછા ગલીમાં જવા માંડયા, એટલે "આઈ ! અરે, આઈ !" કહી, ચીડાઈને મે બૂમ પાડી. "એ આઈ !" મેં ફરીથી ઘાંટો પાડયો.

મારો સાદ સાંભળીને એ પાછી ફરી. મારી સામે આવી એક અપરાધીની માફક ઊભી રહી ગઈ. એની નજર ઊંચી નહોતી થતી.

"આઈ, તું અહીં શું કરવા આવી છે ?" મેં કંઈક ઉશેરાટ અને આશ્ચર્યથી પૂછી દીધું.

એણે તો નજર નીચી રાખીને જ જાણે મનમાં ને મનમાં ગણગણતી હોય એમ, ઉત્તર દીધો: "દીકરા, શું કહું ..એ...એ...મે સાંભળ્યું કે લક્ષ્મી માંદી છે, બહુ ગભીર છે: એની ખબર

લેનાર કોઈ નથી : મનમાં થયું કે એને હું જાતે જોઈ આવું !"

'આઈ . ! તું લક્ષ્મીને જોવા આવી હતી ?' હું ક્રોધથી, ઊંચા અવાજે બોલી ઊઠયો. "લક્ષ્મીને ?.. લક્ષ્મીને ? એ હલકટ બદમાસ જેણે તારી જીંદગી ..!"

આઈએ, આસ્તે આસ્તે પોતાનો હાથ ઊંચો કર્યો ને હું બોલતા બોલતાં અટકી ગયો

"ના, બેટા, એને કંઈ ન કહેતો – કાંઈ ના બોલતો" ઝળઝળિયાભરી આંખો ઊંચી કરી અને એક ઊંડો નિશ્વાસ કાઢી, આઈ ધીમેથી બોલી "મરનારની એ એક જ યાદગીરી રહી ગઈ હતી .. ! આજ એ પણ ખોવાઈ ગઈ !"

* *

૧૯૪૭ના તોફાનોમા, અમે લાહોરથી જીવ લઈ નાઠા ને જાલધર ભેગા થઈ ગયા. કેમકે ત્યાં આઈનું ઘર હતુ જ. ખાસ્સુ મોટુ બે મજલાવાળુ મકાન. ઉપરનો મજલો એણે એના લાગતાવળગતા શરણાર્થીઓને રહેવા આપી દીધેલો હતો નીચેના ભાગમા આઈ પોતે રહેતી.

દરરોજ, આઈ શરણાર્થીઓના કેન્દ્રોમાં જતી અને કદી કદી એક બે અનાથ બાળકોને પણ સાથે લેતી આવતી.

ચાર પાચ મહિનામા, ચાર છોકરા અને ત્રણ છોકરીઓની એણે જમાત એકઠી કરી લીધી હતી ! પાછલા ભાગના વાડામા તેમ જ સામેની પરસાળમાં, શરણાર્થીઓને સૂવા અને રાંધી ખાવાની પરવાનગી આઈએ આપી દીધી હતી

આમ જાણે અજાણે, સારુ ય ઘર એક ધરમ શાળામા બદલાઈ રહ્યુ હતુ. રહેતા તે સૌ કોઈ વિશ્વાસ અને આશ્વાસનથી જ કિલ્લોલ કરી રહ્યા હતા કોઈને મનમાં એવુ નહોતુ આવતુ તેઓ અજાણ્યાને ઘેર કે પારકાને આશરે આવી પડ્યાં છે એમ નહોતુ લાગતુ !

આઈના ઘરમાં આખો દિવસ ધમાલ અને ધોંધાટ મચી રહેતો પરંતુ, આઈના મો પર મે લેશ પણ ફરક કે ઉકળાટ જોયો નહોતો એની પાસે જે કંઈ હતુ, તે અન્યની સેવામા સમર્પિત થયુ હતુ. એનુ ઘર છે એણે બીજાને આશરો આપ્યો છે, એવી ભાવના આઈમા આવી નહોતી.

જાલધર આવીને આઈએ એક જ ટંક ખાવાનું રાખેલુ હતુ એની આવી બધી વિટંબનાઓથી હું ઘણો ચીડાતો. મે મારી ધંધાની કિંમતી કમાણી, લાહોરમા જ ખોઈ નાખી હતી. મોડેલ ટાઉનવાળુ મારુ મકાન પણ ત્યા જ રહી ગયુ હતુ મારા માટે કોઈ જગ્યાએ સ્થાન નહોતુ રહ્યુ. માલ-મિલકત અને મૂડી અને બધુ મૂકી જીવ બચાવવા, પહેરેલ કપડે નાઠા હતા. આથી હાથ બહુ ભીડમા રહેતો મનપસંદ કપડા અને ખાવાનું તો ક્યાંથી જ મળે ? જે કંઈ મળ્યું તે ખાઈ લેવુ પડતુ, અને એ પણ જ્યારે મળ્યું ત્યારે. ને ન મળ્યુ તો ભૂખે રહ્યા !

આ દિવસોમા મને દુઝતા, હરસની બિમારી પણ લાગુ થઈ ગઈ દવાઓ તો મે જાતજાતની કરી, ઉપચારની સાથે ખરાબ સજોગોને લઈ પરેજી રાખી શકાતી નહોતી. અઆમ એ અબ્યો કે, દિન-પ્રતિદિન હું શક્તિહીન બનતો ગયો. એક દિવસ આ બધાની જાણ, આઈને થઈ, ને બ્હાનરી જેવી તુરત એ મારી પાસે આવી પહોચી

'દીકરા આ તો દુઝતો હરસનો રોગ છે. તમારા આજકાલના ડાક્ટરી ઈલાજથી એ મટે તેમ નથી, તુ એમ કર, લે, આ ગાડીભાડાના પૈસા, અને સીધો જ ગુજરાનવાલા ચાલ્યો જા ત્યા સુનારા મહોલ્લામા, ચાચા કરીમબક્ષ કરીને, હરસની શસ્ત્ર ક્રિયાનો ઉસ્તાદ છે એની પાસે એવી દવાઓ છે કે, હઠીલામા હઠીલા હરસ પણ બેસી જાય છે તારા કાકા (ઘેવરાજ)ને પણ વીસ વરસ ઉપર આવુ જ દરદ હતુ અને ચાચા કરીમબક્ષે જ એમને મટાડ્યુ હતુ. દસ દિવસમાં તો, સાજાતાજા બની જઈને, ગુજરાનવાલાથી જાલંધર એ પાછા આવી ગયા હતા " આઈએ સલાહ આપી

આ બધું સાંભળીને ચીડમાં કહ્યું : "આઈ, તને ખબર છે કે હવે, ગુજરાનવાલા ના જઈ શકાય?"

"કેમ, ના જઈ શકાય? ભાડાના પૈસા તો હું આપું છું ને?"

"પૈસાનો સવાલ નથી : ગુજરાનવાલા તો હવે પાકિસ્તાનમાં ગયું છે. મુસલમાનોએ હવે પોતાનો દેશ જુદો કરી લીધો છે. હવે તો ન હિન્દુસ્તાનવાળા પાકિસ્તાન જઈ શકે: ન પાકિસ્તાનવાળા, અહીં આવી શકે. આવવા જવા માટે તો ખાસ પરવાનો લેવો પડે."

આઈના મોં પર મૂંઝવણ ફરી વળી : "પરવાનો? એ મેળવવા શું કોર્ટકચેરીએ જવું પડે?"

"હા, હા, એ મેળવવા તો કેટકેટલી કરવી જ પડે. અને વીસ વરસ પહેલાના ચાચા અત્યારે જીવતા હોય કે..!" વાત ટૂંકી પતાવવા મેં ઉતાવળે કહી નાંખ્યું. આ બધું આ બુઢ્ઢી આઈને ક્યાં સમજાવવા બેસું?

આ દિવસોમાં, મારો સ્વભાવ ઉગ્ર રહ્યા કરતો હતો. કૉલેજના દિવસોમાં માત્ર ક્રાન્તિની જ વાતો કર્યા કરત; પછી જીવનમાં સુખ અને સફળતા આવી મળ્યાં, ધંધો ધમધોકાર ચલતો રહ્યો; તેમ તેમ ક્રાન્તિના આવેશ ને આવેશ સૌ નરમ પડતા ગયા; હવે, જલંધર આવતાં, આ બધી મુસીબતો પાછી આવી ઊભી, એટલે ક્રાન્તિના રંગોએ ફરી પાછું મનમાં ઘર કરવા માંડ્યું. મારા જેવા જ ભાંગતૂટલ અને ક્ષણિક ઊભરાવાળા બેચાર ગોઠીઆઓની સાથે બેસી, ક્રાન્તિ ને ફનાગીરીની ઉગ્ર વાતો ફેરવાર જોરશોરથી કરવી શરૂ કરી.

એ બધા સાપીતો આઈના જ મકાનમાં, બીજા માળના મારા ઓરડામાં એકઠા થતા. ચાપાણીના ડાબરા ચાલુ રહેતા; અલકમલકની ચર્ચાઓ થતી, ને હું હવામાં મુક્કો ઉછાળી અનેક વસ્તુ બોલી નાંખતો.

એક દિવસ, આઈએ અમારી વાતો સાંભળી લીધી. ગભરાઈને એ બોલી ઊઠી, "બેટા, ફેરવાર, મુસલમાનો પાછા આવી ચડશે?"

"ના રે, આઈ! એવું તને કોણે કીધું?"

"તો તમે બધા અહીં, આમ ધરી તેમ ધરીની વાતો કરો છો ને? કઈ ક્રાન્તિ આવવાની છે?" આઈને ક્રાન્તિ એટલે મુસલમાનો એવું સમજાયું હતું.

"કેટલી ભોળી છે, અમારી આઈ! અરે આઈ, અમે તો એ ક્રાન્તિની ચર્ચા કરી રહ્યા હતા, કે જે હિન્દુ યે નથી ને મુસલમાન પણ નથી. જે એકકેએકની ક્રાન્તિ છે. સૌ સમાનહકથી અને સમાન દરજ્જાથી રહી શકે એવી ક્રાન્તિ અમે તો લાવવા ચાહીએ છીએ.' મેં જુસ્સાભેર કહ્યું. પરંતુ આઈની સમજમાં એમાંનું કંઈ ન આવ્યું. એ ચાલી ગઈ અને અમારા માટે ચહા બનાવી લાવી.

*

મને મદદ કરવાને આઈએ પોતાનાં સોળ તોલાનાં સોનાનાં કડાં વેચી દીધાં. એ પૈસા લઈ હું કુટુંબકબિલાને લઈ દિલ્હી ગયો. આવીને, કાંગેલબાગમાં, મેં ફરી ધંધો શરૂ કરી દીધો; એ ચાર વર્ષમાં તો એ જામી પણ ગયો. મારી આમદાની વધી. દસ વર્ષમાં તો મેં કારોલબાગમાં જ, મારું પોતાનું મકાન કરી લીધું.

કારોલબાગના પ્રસિદ્ધ નાગરિકોમાં હવે તો મારી ગણના થવા લાગી હતી. ક્રાન્તિની વાતો હું પાછો ભૂલી ગયો હતો: મારા હરસમસા પણ મટી ગયા. મારા સ્વભાવમાં કડવાસની જગાએ, ડાકટરી ધંધાને ખૂબ જ આવશ્યક એવી મીઠાસ ભારોભાર ભરાઈ ગઈ હતી.

તેર વર્ષ બાદ, માર્ચ માસમાં, મારા એક સ્નેહીને ત્યાં, લગ્ન પ્રસંગે, મારે જલંધર જવાનું થયું. તેર વર્ષના ગાળામાં હું તો આઈની પાસે જઈ શક્યો નહતો; એટલું જ નહિ પણ થોડું વીસરી પણ ગયો હતો. ધંધાની ધમાલ જ એવી છે! પરંતુ, જલંધર પહોંચતાં જ, મને આઈ યાદ આવી ગઈ! એના મારા પરના ઉપકારો પણ તાજા થયા. સોનાનાં કડાં પણ યાદ આવ્યાં. એને વેચી, નાખ્યાં ઊભાં કરી

મેં મારી પ્રેક્ટીસનું ફરીથી મંડાણ કર્યું હતું અને આજ લગી એ નાગ્યાં, આઈને પાછાં વાળ્યાં નહોતાં! જાલંધરના સ્ટેશને ઊતરીને, સીધો જ આઈના ઘેર ગયો.

સન્ધ્યાકાળનાં રૂવાંઝુંવાં થઈ રહ્યાં હતાં, ઍંધણાંનો ધૂમાડો, ઢેલની બદબો ને ઘેર પાછાં વળતાં નિશાળીઓના શોરબકોરથી વાતાવરણ વ્યગ્ર હતું. ધીમે પગલે, હું ઘરમાં પેઠો, આઈ સિવાય બીજું કોઈ અંદર હતું નહિં. ભગવાનની પ્રતિમા સામે, આઈ ઘીનો દીવો કરી, ફૂલ ચઢાવી રહી હતી. ભગવાનને હાથ જોડી એ ધીમે ધીમે ઊભી થઈ અને મારાં પગનો સંચર સાંભળી એણે પૂછ્યું: "કોણ? કોણ છે..?"

"એ તો હું....!" ઓરડામાં બે ડગલાં પ્રવેશ કરતાં હસતાં હસતાં મેં જવાબ દીધો.

આઈ બે ડગલાં આગળ આવી; પણ મને ઓળખી શકી નહિ. તેર વર્ષનો ગાળો એ લાંબો ગાળો ગણાય. આઈ બહુ જ કમજોર અને નબળી થઈ ગઈ હતી અને ડગલાં પણ ધીરે ધીરે ભરી શકતી હતી.

"એ તો હું રાધકિશન.!"

'ઓ...હો...! જયકિશનનો રાધુ?"

આઈનું ગળું ભરાઈ આવ્યું. ઉત્સાહમાં જોર કરી એ આગળ ધપી, પણ શક્તિ નહોતી એટલે એ લથડી; પણ મેં તુરત જ એને ટેકો આપી પકડી લીધી. મને ભેટી પડી. એ હર્ષમાં રોઈ પડી. એણે મારાં દુઃખડાં લીધાં; મારું મોં ચૂમ્યું, માથે હાથ ફેરવ્યો ને બોલી, "આટલા દિન ક્યાં હતો, બેટા? તારી આઈને પણ વિસરી ગયો ને..?"

અતિશય શરમને લીધે, મારું માથું નમી ગયું, મેં કંઈ કહેવા ઈચ્છયું, પણ એક શબ્દ સરખો બહાર નીકળી ન શક્યો. મને મારી જાત પર વિચાર આવતો હતો. આઈ મારી મૂંઝવણ સમજી ગઈ. ઊંડો દમ ખેંચીને, ગળગળા અવાજે એણે પૂછ્યું: "સરોજ તો રાજીખુશીમાં છે ને...?"

"હા આઈ!"

"અને, મોટા?"

"ડૉક્ટરીનું ભણી રહી છે."

"અને, નિક્કા?"

"એ પણ, કૉલેજમાં ભણે છે, આઈ!"

"અને મારા...શાનો અને બિટ્ટો?" આઈ મારા એકકે બાળકનું નામ ભૂલી નહોતી.

"અરે, એ બેય પણ કૉલેજમાં ભણી રહી છે. કમળાનાં તો મેં લગ્ન પણ કરી નાખ્યાં, આઈ!"

"સારું બેટા! મેં પણ સાવિત્રીનાં લગ્ન કરી નાખ્યાં. પૂરણ, હમણાં રૂરકીમાં ભણી રહ્યો છે, નિમ્મી ને બિન્નિનાં માવતર, ૭ વર્ષ પછી મળી આવ્યાં: એ લોક આવીને એમને લઈ ગયાં. ક્યારેક ક્યારેક એમના ખબરઅંતર આવ્યા કરે છે. હવે એકલો ગોપી મારી સાથે રહ્યો છે. આવતી સાલ એ પણ, રેલવે વર્કશોપમાં, કામ શીખવા ચાલ્યો જશે." આઈએ એના પરિવારની કહાણી કહી. આ બધાં બાળકો, આઈને ભાગલાના રમખાણોમાં મળ્યાં હતાં; તેમને આઈએ પાળ્યાં, પોષ્યાં ને ઠેકાણે પણ પાડયાં હતાં.

"આઈ, મને ઘણી શરમ આવે છે.! તારું કરજ મેં ભરપાઈ નથી કર્યું! દિલ્હી પહોંચી તુર્ત જ મોકલી આપીશ, હો!"

"કરજ, શેનું બેટા!" આઈએ વ્યગ્રતાથી પૂછ્યું.

"પેલાં સોનાનાં કડાં !"

"ઓ.. હો, એ...!" આઈને અચાનક યાદ આવ્યું, ને એના મોં પર આનંદની છાયા ફરી વળી. મારા માથે હાથ પસવારતી એ બોલી, "બેટા, કરજ તો ચૂકવતા રહેવું જોઈએ; તને તારાં માબાપે જીવન આપ્યું, એ રીતે તારું પોતાનું જીવન, કોઈ અન્યનું કરજ બન્યું કે નહિ? આ કરજ જો આપણે નહિ ચૂકવીએ તો આ સંસાર આગળ ચાલવાનો શી રીતે? મેં તારું કર્જ જ ચૂકવ્યું છે તો બેટા, તું કોઈ બીજાનું કરજ ચૂકવજે. આ તો માનવધર્મ છે...

દુનિયાનો દસ્તુર છે!" આટલું બોલતાં આઈને સખ્ત હાંફ ચઢી ગઈ.

હું શું બોલું? પ્રકાશને અંધકાર શું કહેવાનો હતો? હું ચૂપ થઈ ગયો, આઈ ચૂપ થઈ બેઠી. થોડીવાર પછી. ધીમે અવાજે એ બોલી; "બેટા, હવે મારા હાથપગ કામ નથી કરી શકતા, નહિ તો, હું તારા માટે રસોઈ કરી નાખત..! હમણાં ગોપી આવશે, ખાવાનું બનાવશે, તું ખાઈ ને જજે, હો!"

જમવાની મેં ના પાડી હું તેજપાળના ઘરમાં આવ્યો હતો, અને ત્યાં જતાં પહેલાં સ્ટેશનેથી સીધો તેની પાસે આવ્યો હતો તે કહ્યું.

"બેટા, બે દિવસથી, મારી તબીયત ઠીક નથી. એટલે હું ત્યાં જઈ શકું તેમ નથી. આમંત્રણ તો મને પણ આવ્યું હતું. ચાંદલો મેં મોકલી આપ્યો છે. તું તેજપાળને કહેજે."

"બહુ સારું, જરૂર કહીશ, આઈ!" કહેતાં મેં આઈની ચરણરજ લીધી ને જવા ઊભો થયો.

એણે ખૂબ જ પ્યારથી મને ચાંપ્યો; મારા માથા પર, ફરી ફરીને હાથ ફેરવીને, સો સો દુઆઓ દેતી એ બોલી: "બેટા, મારું એક કામ કરી શકીશ?"

"હુકમ કરો, આઈ!"

"કાલે સવારે...દિવસના અહીં આવી શકીશ?"

"જરૂર આઈ! પણ કામ હોય તો હમણાં જ કહોને?"

અચકાતે સ્વરે આઈ બોલી: "મારી આંખો હવે કમજોર બની ગઈ છે. રાતમાં મને બહુ દેખાતું નથી, અત્યારે અંધારું પણ થઈ ગયું છે, કાલે દિવસના ગમે ત્યારે તું આવી જાય તો હું તને પેટભરીને જોઈ શકું! તેર વરસ થયાં, બેટા.. મેં તને, નિરાંતે જોયો નથી."

મારી આંખોમાં, ઝળઝળિયાં આવી ગયાં. ભર્યા અવાજે, મેં જવાબ દીધો: "જરૂર આવી જઈશ, આઈ."

બીજે દિવસ, કેટલાક મહેમાનો આવવાના હતા સવારમાં, તેમના સ્વાગત માટે સ્ટેશન પર જવું પડ્યું. ત્યાંથી પાછા વળતાં, મને આઈ પાસે જવાનું યાદ આવ્યું: મહેમાનોની ક્ષમા માંગી હું આઈના ઘર ભણી વળ્યો. ગલીના નાકે, બબ્બે ચચ્ચારના સમૂહોમાં નીચાં મોં રાખી આવતા જતા માણસો મેં જોયા: મારા હૃદયના ધબકારા વધ્યા!

જલદી જલદી ડગલાં ભરતો હું આગળ ધપ્યો, તો મકાનના નીચલા માળે ઘણો મોટો જનસમુદાય રોતો કકળતો હતો! મને કહેવામાં આવ્યું કે સવારના પહોરમાં આઈનું પ્રાણપંખી ઊડી ગયું હતું. અમે, મહેમાનોને લેવા સ્ટેશન રવાના થયા ત્યારે જ એણે આખરી પ્રયાણ કર્યું હતું.

અંદર, ઓરડામાં આઈનો મૃતદેહ પડેલો હતો. શુભ્રશ્વેત ચાદરમાં એ લપેટાઈ હતી. મોંનો ભાગ ખુલ્લો હતો. ઓરડામાં અગરચંદનના ધૂપની સુગંધ વ્યાપી રહી હતી. બાજુમાં એક પંડિત મંત્રો ઉચ્ચારી રહ્યા હતા!

આઈનું નિર્દોષ, મુખમંડલ-શાંત, ક્ષમાશીલ અને ગહન સ્વપ્નમાં ખોવાઈ ગયું હોય એમ દીપી રહ્યું હતું.

આઈના અર્ધબિડાયેલાં નયનોમાંથી પ્રેમ અને કરુણાની સરિતાઓ વહી રહી હતી!

નિઃસહાય અને નિરાધારોને પોતાની ગોદમાં સમાવી, હૂંફ આપી આનંદ અનુભવતી આઈના મુખની પ્રત્યેક રેખા પુલકિત બનેલી હતી, અંગ પ્રત્યંગમાંથી નિઃસ્વાર્થ પ્રેમની પરિમલ પ્રસરી રહી હતી: નિર્વ્યાજ મુખદર્શનમાંથી નિરાંજની પાવકતા પ્રકાશી રહી હતી; અને જન્મ આપનારી માત્ર જનની જ આપી શકે—પીરસી શકે એવી જગજ્જનનીના અંતરની તૃપ્તિ, આનંદ અને મમતા વહી રહ્યાં હતાં.

આઈના ચરણો પાસે ઊભો રહી હું, શ્વેત ચાદરમાં વિંટળાયેલા એ દેહને જોઈ રહ્યો હતો, ત્યાં એકાએક કોઈએ મારા ખભા ઉપર હાથ મૂક્યો; પણું

[ અનુ૦ પૃષ્ઠ ૩૧૬

# અમર જ્યોત

દેવેન્દ્રકુમાર પંડિત

માથા પર કાનટોપી કપાળે ઉર્ધ્વપુંડ્ર ડોકમાં તુલસીની માળા, ઠસુવણુ અમરખુ ટૂંકી ધોતી ને નાના શા અશ્વ પર બેસી જામનગ થી દક્ષિણ બાજુ મારગે ઘોડો હંકારે જતા આ મહાત્માને સીમમા ખેતરો પર કામ કરતા કૃષિકાગે બે હાથ જોડી વદી સાદ દઈ રહ્યા હતા

'સીતારામ, મુળરાજજી બાપુ !'

'સીતરામ ભાઈ સીતારામ, સારા છો ને ?'

'આપની કૃપાથી.'

'મરી નહિ ભગવાનની કૃપાથી કહો '

તમે ભગવાનના ભક્ત, વળી સાધુ, ભગવાનની પહેલા એના ભક્તોની કૃપા જવે બાપલા તોય અમારી કહેવામા ચૂક થતી હોય તો ક્ષમા કરજો.'

'ના ના ચૂક કેવી ? એ તો આમ જો બધાય કેર કેર બોલતા રહે તો અમને અભિમાન ચડે '

મુળરામજી નામધારી એ મહાત્માએ દક્ષિણ બાજુ ઘોડો આગળ ચલવ્યો. સૂરજ મહરાજ બરાબર આભના પગથિયામા મધ્ય સ્થાને આડા ઊભા હતા ને ધરતી પ્રજળી ઊઠી

'બાપુ !' મુળરામજીની સાથે ચાલતા તેમના અન્નદા બાવાસ્થાનના એક સેવકે કહ્યુ 'બાપુ ! સૂરજ મહારાજ સવારે ન તપે, સાંજે ન તપે ને અત્યારે કેમ તપે ? સદાકાળ શીતળ રહેતા હોય તો ?'

'એ તો સદાકાળના શીતળ જ છે પણ માણસના અપકૃત્યો જોઈ, માણસને ભગવાનનું બીજુ રૂપ ન સમજવાની વૃતિ જોઈ એ પીડા અનુભવે છે આ પીડામા એમનુ અસલ શીત સ્વરૂપ તેઓ વિસરી જાય છે બાકી એ તો શીતળ જ છે. આપણે એને ક્ષુબ્ધ કરી ગરમ કરીએ છીએ.'

'માણસ ભગવાનનું સ્વરૂપ ?' સાથેનો બીજો હેલ્વો બોલ્યો

'હા, ભગવાન માણસમા બેઠા છે, માણસની સેવા એ ભગવાનની સાચી ભક્તિ ને સાચી પ્રસન્નતા છે ભાઈલા ! બધા શાસ્ત્રો બધા ધર્મગ્રથોનો સાર એ છે. જુઓ એથી તો મારા ગુરુ અનદરામજીએ આખુ જીવન માટીના ટીંબા ઉપર લાકડાના પાટ પર બેસી ભૂખ્યાઓને પ્રથમ દળિયાનું સદાવ્રત આપ્યુ પછી અનાજનું, વસ્ત્ર, કમડલ, છત્રી જોડા અને માનવાપયોગી બધી ચીજોનું દાન કર્યું. એ આ સરુ ઇશ્વરને ક્યાય શોધવા જવા પડે તેમ છે જ નહિ.' મુળરાજજી બોલ્યા.

'બાપુ ! આપના ગુરુ કેવા હતા ?'

'સોની, ને સોનીકામનો ઉપયોગ પણ એણે ગરીબોની સેવામા જ કર્યો ચાંદી–સોના પર સુંદર મીનાકરી કામના મજૂરીના એ સાંજે ચાર કોરી રળતા એમાથી માત્ર અરધી જ કોરી તેઓ રાખી બાકીની સાડા ત્રણ કોરીના ચણા દાળિયા એ ભૂખ્યાઓને લઈ વહેંચી દેતા.'

'આપ ?'

'હું ક્ષત્રિય છુ, પણ એમના ચીલે હજુ બરાબર ચાલી શકતો નથી ચાલવા મહેનત કરુ છુ તોયે.'

ઘોડો, મુળરામજી અને તેના બે સેવકો જામનગરથી અઢી ગાઉ દક્ષિણ બાજુ એક નાનાશા ઊંચાણવાળા ભાગ પર થભ્યાને એ બોલ્યા

'ભારી તરસ લાગી છે'

'બાપુ તરસ તો અમનેય લાગી છે ' સેવકો બોલ્યા

ને ઘોડાએ પણ થોડી વેદના ભરી હાવળ દીધા કે મુળરામજી બોલ્યા 'જુઓ ઘોડો પણ તરસ્યો થયો છે '

'પણ અહીં પાણી જ ન મળે બાપુ ?'

'અરરર ! આપણે અહીં ચાર જીવ તરસ્યા થયા છીએ ને પાણી નથી મળ્યું તો બીજાની શી વલે થતી હશે ?'

'સાચી વાત છે.'

'જુઓ આ સામે ગાઉ ગાઉ દૂર ગામમાં દળાય છે બધાયને, જામનગર જણસ ભાવ ખરીદવા જવું આવવું પડે એ બીચારાઓને તરસ લાગે તો પાણી ક્યાં પીએ ?' મુળરામજીએ ચોમેર નજર ઘૂમાવી કહ્યું.

'ક્યાંય નહિ બાપુ ?'

'અને જાનવરોને તરસ લાગે તો ?'

'એય બીચારા તરસ્યાં જાય.'

'પંખીડા ?'

'એનીએ એજ વલે હોય ને ?'

'ચાલો આપણે હવે સામે ગામ જઈએ. બીજા કામ બંધ રાખી અહીં જળાશય બનાવવાનું એક માત્ર કામ હાથ ધરીએ.'

તરસ્યા ચારેય જીવો એક-ગાઉ દૂર ગામે ગયા. જામનગરની પ્રસિદ્ધ અન્નદાનની સ્થાનના અનુદરામજીના શિષ્ય મુળરામજીને આવેલા જોઈ ગામલોકો સામે ગયા. મુળરામજી અશ્વ પરથી નીચે ઉતર્યા. ગ્રામવાસીઓએ તેમના ચરણની રજ લઈ મસ્તકે ચડાવી.

'પહેલાં પાણી પાઓ.' મુળરામજી બોલ્યા : 'તરસ્યે રહેવાતું નથી.'

'પ્રભુ, પાણી લાવે છે ! ને ભોજન પણ હમણાં બનશે'

એક બે ગ્રામજનો ગયા. શીતળ જળના લોટા ભરી લાવ્યા ચારેય જીવોએ પીધું. એક સેવક ઘોડાને પાણી પાવા અવેડા ઉપર લઈ ગયો.

ગ્રામજનો સાથે મુળરામજી ગામમાં એક નજીકની ડેલી પર જઈ બેઠા. ગરીબોને રોજ બેય વખત સતત ભોજન અપાય છે. બીજી જણસો પણ અપાય છે આ ખ્યાલે ગામલોકો મુળરામજીના ચરણે વસ્ત્રો, છત્રી, અનાજ, દાળ આ બધું લાવવા માંડયા. લોકો સારા પ્રમાણમાં એકઠા પણ થઈ ગયા કે મુળરામજી બોલ્યા.

'ભાઈઓ તમે ! જે અહીં ગરીબોને બાંટવા મને આપ્યું તે કરતાં ય એક અનોખો ધર્મ માર્ગ તમને બતાવવા આવ્યો છું.'

'શો મહારાજ !'

'જળદાનનો.'

'જળદાન ?' મુળરામજીના શબ્દો દોહરાવતા ગ્રામજનો બોલ્યા.

- 'હા. જળદાન. અન્નદાન, વસ્ત્રદાનનું સમકક્ષ જળદાન છે. ભૂખ્યાઓને અનાજ આપવું ને પાણીની પરબ બેસાડવી આ સરખું જ પુણ્ય કાર્ય છે. આજ અમે અહીં આવતા હતા. ચારે ય જીવો બહુ તરસ્યા થયા. કયાય પાણીનું ટીપું ન મળ્યું. અહીં આવીને પીધું. હવે કહો ત્રણ ગામને ત્રિભેટે પાણી વિના માણસ, પશુ ને પંખાની શી વલે થાય ?'

'અરરર મહારાજ આવું થયું ?'

'મારા માટે તમે અરરર કર્યું પણ બીજા માનવો માટે ?'

સાચી વાત કરી પ્રભુ આપે, બીજાનું પણ એવું જ બને.

'મારી ઈચ્છા જામનગરથી અહીં આવવાના ને લસતા ગામોએ જતા મારગ વચ્ચે એક વાવ ગળાવી પાણી બાંધવાની છે.'

'પુણ્ય કાર્યમાં આપની ઈચ્છાને અમારો સાથ છે.'

'જીભથી નહિ.'

'મહારાજ કેટલું દ્રવ્ય આપીએ.'

'ના. દ્રવ્ય પણ નહિ.'

'ત્યારે ?'

આખું ગામ મારી સાથે ત્રીકમ, પાવડા,

કોદાળા લઈ આવો. હું જે જગ્યા બતાવું તે જગ્યાએ એક વાંવ ગાળો.'

'મહારાજની આજ્ઞા અમારાં માથાં પર છે.'

'તમે એક ગામના નહિ. આજુબાજુના બીજા ગામવાસીઓને પણ હું આ પવિત્ર કામમાં મદદ કરવા મારા નામે સેવકો મોકલી કહાવું છું.

'હા. જી. ઝાઝા હાથ રળિયામણા.'

મુળરામજીએ ત્યાં રહેલ બેઉ સેવકોને નજીકના ત્રણ ગામોએ જવા ને વાત જણાવવાનાં કામમાં મદદ કરવા અહીં આવવા સંદેશો લઈ તૂરત મોકલી દીધા.

સંધ્યાકાળે તો સેવકો આ સંદેશો આપી પાછા વળ્યા.

ગ્રામજનો મહારાજ માટે ભોજનની વ્યવસ્થા કરવા ગૂંથાયા ને મિષ્ટ પદાર્થો બનાવવા ગામના ગામોટને ગોતતા હતા આ વાત મુળરામજી જાણી સમજી ગયા ને ગામના આગેવાનોને બોલાવી કહ્યુ :

'શી પરોજણમાં પડયા છો ?'

'કાંઈજ નહિ. આપના ને આપના સેવકોના ભોજનની.'

'ભોજન માટે આટલી તડામાર તૈયારી હોય ?'

'આપના મોભા પ્રમાણે ભોજન હોવુ જોઈએ ને ?'

'મારો મોભો ? હું તો સાધુ છું, ત્યાગી છુ, રાગદ્વેષથી પર સેવા કરવાની વૃત્તિવાળો છું, સેવક છું. ભલા સેવક કદી મિષ્ટ પદાર્થો સારી સારી વાનગીઓ જમે ખરા ? ઈંદ્રિયનિગ્રહ એ સાધુતાનું પહેલુ સોપાન છે જીહ્વાદ્રિય સાધુઓને વશ હોય છે. એ કદી મિષ્ટાન્ન ન જમે મારા માટે રોટલો ને છાશ આ બેજ વસ્તુ જોઈશે.'

'આપ આ શું બોલો છો ?'

'સાચું જ. એ સિવાય હું કંઈજ જમીશ નહિ ને તે પણ આ ઘરધણીને ત્યાજ જમીશ.'

'સેવકો ?'

'એ પણ મારી સાથે એક પંગતે છાશ રોટલો જ ખાશે. સ્વાદેન્દ્રીયના લોલુપો કદી સાધુ બની શકે ? ને સાધુતા પ્રાપ્ત કર્યા વિના જનતા જનાર્દનની નિષ્કામપણે સેવા થઈ શકે ખરી ?'

'ભલે આપની ઇચ્છા.'

સંધ્યાની આભા ક્ષિતિજની સપાટે ઝળકી. મુળરામજી અને તેના સેવકો ગામના ઠાકુરદ્વારે દર્શને ગયા. પૂજારી અને દેવને વંદના કરી સંધ્યા આરતિની ઝાલર બજાવી. આચકા ચરણામૃત લઇ પ્રાર્થના ગાઈ પાછા ફર્યા.

એ વેળા વાળુ તૈયાર હતું. ત્રણેય સાથે બેસી બાજરાનો શીતળ થઈ ગયેલ રોટલો ને છાશ જમ્યા.

રાત્રે ભજનીકો આવ્યા. ભજનો ગવાયા. પ્રસાદ વહેંચાયો. મુળરામજી મહારાજે એ પછી અન્નદાન, વસ્ત્રદાન ને જળદાનની મહત્તા સમજાવી. માનવ જીવન અને દાનશીલતા બેઉ કેવા જોડાજોડ હોય તે સમજાવ્યુ.

મોડી રાતે બધા સુતા.

મુળરામજી તથા સેવકો વહેલી પરોઢે જાગ્યા. સ્નાન કરી સ્વસ્થ થયા કે લગતા ગામોએથી મહેનતકશ લોકો ત્રીકમ, પાવડા, કોદાળી આ બધું લઈ સીતારામઃ સીતારામ ના જયધ્વનિ કરતા મુળરામજી પાસે આવી ઊભા.

ચારેય ગામના લોકોને લઈ મુળરામજી મહારાજ જામનગરથી અર્ધો ગાઉ દૂર એક ઊંચાણ વાળી જગ્યા પર આવ્યા. ત્યાં લીલી ધ્રો ઊગી હતી. ત્યાં નિશાન કરી ખપાંડી ખોડી બેઠા. ધૂપ-દીપ પ્રગટાવી ભૂમિ પૂજન કરી બે હાથ જોડી નમી બોલ્યા.

'હે મા વસુંધરા ! તરસ્યા જીવોની તરસ છીપાવવા, તન ને મનના પરિતાપ મીટાવવા તમારા ખોળે રહેલા મીઠાં વારી પ્રગટાવજો.'

સાધુઓએ શંખધ્વનિ કર્યો. ઝાલર વાગી અને લોકોએ તે સ્થાન ઉપર શુભમુહૂર્તે ખોદકામ

આરંભી દીધું:

એનો આરંભ થયો ને જામનગરથી ગાડાંની હેલ્યો આવી. અંદર મોટાં મોટાં ઠઠાયાં, ટાપ, તપેલાં, થાળી, વાડકા, લોટા, કમંડલ, આવ્યા બી ન ગાડાંઓમાં દળેલા લોટના કોથળા ખાચડી, દાળ, ગોળ, મસાલા, તેલ ને ઘીના કુડલા આવ્યા. પછી ભરવા ટાઢા ખોળ ગોળા આવ્યા.

નજીક તંબુ રાવટીઓ ઊભા થઈ રહ્યા. ચૂલ્યો ખોદાઈને ઉપર રસોઈ થવા માંડી.

પ્રથમ જ દિવસે મુળરામજી મહારાજે કામ કરનારાઓ માટે લાડુ બનાવડાવ્યા. પોતે જાતે બધાને પીરસી જમાડયા. પેંચ કરી કરી જમાડયા. ટાઢાં પાણી પાયા.

રાત્રે શાક રોટલા ને અથાણા આપ્યા.

બધાના મનોરંજન માટે નટ ને ભવાયાના ખેલો બતાવ્યા.

મોડી રાતે મહેનત કરી લોકોના ચાર-છ આગેવાનો મુળરામજીની રાવટીએ ગયા ને બોલ્યા.

'બાપુ ! અમારાથી આપનું અન્ન ખવાય ?'

'આ અન્ન પણ તમારું જ છે ને ?'

'અમારું ?'

'હા. તમારા જેવા જ મહેનતકશ લોકોએ જગ્યામાં આપેલું અન્ન છે.' હું કયાં ખેડ કરવા જાઉં છું.' હે ! હે ! હે ! હે ! કરી મુળરામજી નિર્મળું હસ્યા.

'જગ્યાનું અને અમારાથી મફત ન ખવાય !'

'ખવાય, ખવાય, આ તો અહીં યજ્ઞ મેં આચર્યો છે જળ પ્રકટાવવા વરૂણદેવનું આવ્હાન કર્યું છે. એથી આ ચીજને યજ્ઞનો પ્રસાદ સમજી જમજો.'

વાર ગળાઈ રહ્યા પછી જગ્યાથી આડ ગયું અનોજે જામનગર પહોંચાડવાનો સંકલ્પ કરી લોકો તંબુ પર સુતા ગયા.

બીજે દિવસ વહેલી સવારે સ્નાન કરી મુળરાજજી કામના સ્થાન પર આવી ઊભા ને થોડો દિવસ ચડતાં જ રસોડા ભરી આવ્યા ત્યાં ગાડા ઉપર પાણીના પીપ ભરવા રવાના કર્યા. રસોયાઓને રસોઈ બનાવવા સાબદા કર્યાં.

ધબ : ધબાધબ : ધબ : ધબાધબ. જમીન પર ત્રીકમ કોદાળીના આઘાત થવા લાગ્યા. ને વાર વાર બધા અરૂદાબાવાની જે નો જયધ્વનિ કરવા લાગ્યા.

એક બે ત્રણ પાંચ પંદર ને એક મહિને સેંકડો હાથોથી પૂર્વ પશ્ચિમ એક હજાર ફૂટ લાંબી વાર ગળાઈ રહી.

એકત્રીશમે દિવસે પાણી પ્રગટ્યું : મીઠું મધ અદલ નાળિયેરના પાણી જેવું અલૌકીક સ્વાદ યુક્તઃ

મુળરામજી મહારાજે તે દિવસે જામનગરના વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી વેદ-વિધિથી ધરતીમાતાનું પૂજન કરી સ્થાન તરફથી તમામને મિષ્ટ ભોજન આપ્યું. બ્રાહ્મણોને રેશમી પીતાંબર ને સોનામહોરની શીખ આપી.

પછી પાકા પગથિયાં ઠેક પાણીની સપાટી પર્યંતના બનાવ્યા.

બીજે દિવસ જામ રણમલના મહેલે મુળરામજી ગયા.

ઠેક દરવાજે સામા જઈ જામ એમને મહેલમાં લાવ્યા ને ઉચ્ચ આસને બેસાડી તેઓ નીચે સામે બેઠા.

'મહારાજજી ! મેં સાંભળ્યું કે આપે ઘણી જહેમત લઈ એક વાર ગળાવી.'

'મારી મહેનત એ કયાં હતી ! કામ કરનારા તો ગામ લોકો હતા હું તો જોતો હતો.'

'આપ બધાને જમાડતા હતા.'

'એ તો તમ સરખાઓનું દાન મળેલ અને આપનો હતો એમાં મારી કાંઈ વડીકાઈ નથી.' નિસ્પૃહી મુળરામજી બોલ્યા.

'મહારાજ! ત્યાગી વિના ત્યાગ ભાવના વિના આવું પ્રચંડ કામ ન બની શકે.'

'કદાચ આપની એ વાત સત્ય હોય કે મારાથી થતું મારું કામ મેં કર્યું. પણ આપનાથી થાય એવું કામ કરવા હું આપને યાદ આપવા આવ્યો છું.'

'સુખેથી આજ્ઞા આપો, હું તે કરીશ જ.'

'વાવનું કામ, જગ્યાના અન્નદાનથી ને ગુરુકૃપાથી બન્યું. હવે ત્યાં ઘણા પથિકો, મુસાફરીઓ, સીમમાં કામ કરતા મહેનતકશ લોકો, જામનગર ઘાસના ને લાકડાના ભારા વેચવા આવતી ગરીબ માતાઓ, વાવના ટાઢાબોળ પાણી પી ત્યાં વિસામો લે તેવી છત્રી બનાવી દો.'

'મહારાજની જેવી આજ્ઞા.'

'પણ એ ક્યારે?'

'આપ આજ્ઞા કરો ત્યારે જ.'

હમણાં જ, રાજેન્દ્ર! હમણાં જ આ પથ્થરના થાંભલા પર સ્થિર ઘૂમ્મટ દેખ, આવતો અન માણુ સની કમીના નથી.'

જામ રણમલે ત્યા જ મુળરામજીની હાજરીમા વજીરને આજ્ઞા આપી. પત્થરો, કડિયા, ચૂનો આ બધુ રવાના કરાવ્યું. ત્રણ ગામના ત્રિભેટાની વાવવાળી એ જગ્યા કડિયાના ટાંકણા ને હથોડાના અવાજે ગાજી રહી. વિક્રમ સંવત ૧૮૯૮માં શરૂ કરેલ આ કામ વિક્રમ સવત ૧૯૦૧માં પૂરું કર્યાનો શીલાલેખ આ પથ્થરની વિશાળ છત્રીના ઘિરોભાગમાં કોતરાવી જામ રણમલે મૂકાવ્યો.

વળી પત્રે ચાલી એક દિવસ મુળરામજી મહારાજ જામ રણમલ પાસે ગયા ને બોલ્યા:

'રાજેન્દ્ર! બહુ દ્રવ્ય બોજ તો નથી ને?'

'નહિ મહારાજ! મારા જામનગરમાં અખૂદ રામજી મહારાજ સમા ને તમારા સરખા મહાત્મા વસે. અન્ન નથી જામનગરને ઉજળું બનાવે તેને ટાણે મને દ્રવ્ય બોજ હોય ખરો! આ તમામ ધન જ આપનું છે. આપ આજ્ઞા આપો એટલી જ વાર છે.'

'ના, મારે તો ખપ પૂરતું જ દ્રવ્ય ખર્ચાવવું છે.'

'આજ્ઞા આપો.'

'વાવ બની, છત્રી બની હવે એ માણસો માટેનું બધું થયું પણ મૂગા પશુઓ માટે એક પાકો હવાડો બંધાવી આપો.'

'બંધાવી આપીશ.'

'ને ત્યાં કોઈ વટેમાર્ગુ ને થાકપાકેલ રસ્તે જતા આગાગને વિશ્રાંતી લેવા બે ઓરડા પાકા બંધાવી આપો.'

'એ પણ બંધાવી આપીશ.'

'બીજી આજ્ઞા?'

'હશે તો આવીશ.'

કહી મુળરામજી ગયા.

જામ રણમલે ત્યાં વાવ પાસે બે ઓરડી ને હવાડો બંધાવી દીધા.

દીવે દીવો પ્રગટે, જામનગરની અન્નદાતા આ સંસ્થાના સ્થાનાધીશની જનસમૂહના ઈષ્ટ વાંછનાની મધુર-ધૂપ-સુગંધ ચોમેર પ્રસરી ગઈ. જનસમૂહના હૈયા કુણા બન્યા ને દાનવૃતિ તરફ વળ્યા.

વાવની આજુબાજુ વસતા સોઢા દરબારોએ જે જગાએ વાવ બની તેજ સ્થળે એકસો બાવન વીઘાં જમીનનું મુળરામજીને દાન કર્યું.

અન્નદાનની ગંગોત્રી ત્યાં અરણ્યમાંય મુળરામજી મહારાજે આ એકસો બાવન વીઘાં જમીનની ખેત-ઉપજમાંથી ત્યાં દાળિયાનું સદાવ્રત ચાલુ કર્યું. હવાડો ભરવાનો તથા ત્યાં કામ ઉપર રોકેલ કાર્યકરોના નિભાવનો ખર્ચ કાઢવા માડ્યો.

વાવનું નામ ધોળીવાવ પડ્યું. નિષ્કામ કર્મયોગ જાણે આકારબધ્ધ અરણ્યમાં પ્રગટી નીકળ્યો.

એ પછી સ્થાનનો વહીવટ અખૂદ બાવા સ્થાનના બ્રહ્મલીન આ ૧૦૮ શ્રી રામપ્રસાદજીએ ત્યાં ભવ્ય આરોગ્યભવન બંધાવ્યું. ધોળીવાવનાં પાણીમાંજ એવો ગુણ પ્રગટ્યો કે ચાહે તેવા આજાર માનવીને માટે તો ઔષધરૂપ બની ગયાં, સેંકડો આજારો દૂર

દૂરથી અહીં રોગ મુક્ત થવા રહેવા આવવા લાગ્યા. એટલે આચાર્યશ્રીએ વધુ મકાનો બંધાવ્યા. સુગંધી ફૂલછોડ ને વૃક્ષો વવડાવ્યા. વાવ પાસેની જમીનમાં અન્ન જ વાવી તે રોગીઓ માટે વાપરવા માંડયું.

રામપ્રસાદજી પછી સ્થાનનો વહીવટ વર્તમાન સ્થાનાધીશ મહંત શ્રી શાંતિપ્રસાદજી પાસે આવ્યો. ત્યાં એમણે મકાનોમાં સારી સુવિધાઓ બનાવી વિશાળ ગૌશાળા બનાવી. ગાયોના ગળાની ટેકરીના મધુર અવાજે અરણ્ય ઓર રમણિય બની ગયું. પછી તો હજારો મોટે દરદીઓ ભારત ને ભારત બહારથી આવવા માંડયા. તેમ તેમ મહંતશ્રી શાંતિપ્રસાદજી મહારાજે બહેનો તથા ભાઈઓ માટે અલગ અલગ સંડાસ, બાથરૂમ, એક ગૅસપ્લાન્ટ કૂવો, વીજળીનું સાધન વસાવ્યા—સ્થાનનાં દ્રવ્યનો માનવ કલ્યાણ અર્થે વ્યય કર્યો. આજારો માટે દવાખાનું વસાવ્યું. ત્યાં કોઈ પણ દર્દીએ એક રાતી પાઈ પણ કદી આપવી પડતી નથી. આજારો અને તેના કુટુંબીઓ માટે દૂધ સારુ પચીસ દૂઝણી ગાયો ત્યાં સ્થાનના ખર્ચે કાયમ રહે છે. ફાનસની, વાસણની, ગાદલાં, ગોદડાં, પલંગ ને અન્ય ફર્નીચરની સગવડ સ્થાન તરફથી અપાય છે. વિના મૂલ્યે આવું તો સોરઠમાં જ સંભવી શકે. નિષ્કામ કર્મયોગનાં સાચાં આચરણ તો સોરઠની શ્રી કૃષ્ણનાં પાદસ્પર્શે પુનિત બનેલી ભોમકા પર જ સંભવે.

*

[ પૃષ્ઠ ૩૧૩ થી ચાલુ

વળી મેં જોયું તો બાવીસ–ત્રેવીસ વર્ષનો એક યુવક ઊભો હતો. એની વિશાળ આંખો પરથી દેખાઈ આવતું હતું કે એ ખૂબ જ રડેલો હતો; અને હજીયે એની આંખોમાં આંસુ ચમકતાં હતાં.

એણે ધીમેથી કહ્યું : "હું ગોપીનાથ છું."

હું ચૂપ રહ્યો. મારામાં બોલવાની શક્તિ નહોતી.

'હું' ટેજપાળને ઘેર આપને તેડવા માટે ગયો હતો, પણ ત્યાંથી જાણવા મળ્યું કે તમે સ્ટેશને ગયા છો." એ બોલ્યો.

તોય હું ચૂપ જ રહ્યો. ગો.પીએ ગળગળા અવાજે વાત ચાલુ રાખી. "સવારે બાઈએ તમને ખૂબ જ યાદ કર્યા હતા. તમે આવવાના હતા, એથી છેલ્લા શ્વાસ લગી એ તમારી પ્રતીક્ષા કરતી જ રહી! પણ એને લાગ્યું કે મૃત્યુની ક્ષણ નજીક પહોંચી છે, અને તમે આવ્યા નહિ એટલે મને કહ્યું : "ગોપી... બેટા...! મારો દીકરો રાધાકિશન આવે તો એને આટલું આપી દેજે..."

કહેતાં ગોપીએ એનો હાથ લંબાવ્યો અને મારી હથેળી ઉપર એક પાવલી મૂકી દીધી.

પાવલી જોઈ મારી આંખો પરનો બંધ તૂટી ગયો....!

મને જાણ નથી કે હમણાં બાઈ ક્યાં હશે! જો, એ સ્વર્ગમાં હશે તો, મને ખાત્રી છે કે ત્યાં પણ એ કોઈ રંગીન બાજઠ પર બેઠી હશે; ખૂબ જ શ્રદ્ધા-અને આત્મવિશ્વાસથી ત્યાંના તમામ દેવદેવીઓના માથે હાથ ફેરવતી ફેરવતી પીંછાવાળા પોતાના વાટવામાંથી સૌને પાવલીઓ વહેંચી રહી હશે!





# વિચિત્ર સ્વભાવ

નાનુભાઈ નાયક

જગતમાં અનેક વિચિત્ર વસ્તુઓ છે, પણ સૌથી વિચિત્ર વસ્તુ તો માણસનો પોતાનો સ્વભાવ જ છે. માણસના રૂપરંગ આમ જુઓ તો સાધારણ રીતે એકબીજાને મળતા આવે છે. માણસનું કદ, શરીરની ખાસિયત વગેરે તો એકધારા સરખા હોય જ. તો પણ માણસનો સ્વભાવ કદાપિ પણ સરખો આવતો નથી. દુનિયામાં લાખો કરોડો માણસો રહે છે, લાખો કરોડો જન્મે છે અને મરે પણ છે. પરંતુ, એમાં ક્યાંય સંપૂર્ણપણે કોઈના સ્વભાવ મળતા આવતા જણાતા નથી. હા, ક્યાંક થોડીઘણી બાબતોમાં મેળ પડે ખરો. પણ નાની મોટી ઘણી બાબતોમાં વિષમતા હોવાની જ.

'તુંડે તુંડે મતિર્ભિન્નાઃ' એમ જે કહ્યું છે તે પણ સ્વભાવભેદને અનુલક્ષીને જ કહ્યું લાગે છે. કારણ કે સ્વભાવ મતિને ઘડે છે અને સ્વભાવને મતિ ઘડે છે.

સ્વભાવની વિચિત્રતા વિષે દરેક માણસે કંઈ ને કંઈ સાંભળ્યું હશે જ. પણ મારા જેટલું કોઈએ નહીં સંભળ્યું હોય. થોડાક દાખલા અહીં રજૂ કરું તો અસ્થાને નહીં ગણાય.

મારા એક શિક્ષકમિત્ર છે. ઘરે એકલા છે, એટલે નિશાળે જતી વેળા ઘરને તાળું મારીને જ જાય છે, પરંતુ તેમનો સ્વભાવ એવો વિચિત્ર થઈ ગયો છે કે તાળું મારીને થોડે દૂર ગયા પછી તેઓ પાછા ઘરે આવે છે અને તાળું બરાબર બંધ થયેલું છે કે નહિ તેની ખાતરી કરે છે! આવું એક દિવસ, બે દિવસ નહિ પણ દરરોજ કરે છે! એટલું જ નહિ પણ નિશાળે ગયા પછી પણ એક વખત છોકરાને ઘેર મોકલે છે અને ખાતરી કરાવી મંગાવે છે કે ઘરને તાળું બરાબર લાગેલું છે! તે ય એક દિવસ નહિ પણ દરરોજ!

એમને આ વિષે પૂછીએ તો કહેશે 'તાળું બંધ છે એ તો મને ય બરાબર ખબર હોય છે. પણ સ્વભાવ જ એવો પડી ગયો છે. અરધે રસ્તે જાઉં કે પાછા ફરવું જ પડે. ન ફરું તો જીવને ચેન નહીં પડે. બીજા કામમાં ધ્યાન પણ નહીં ચોંટે.'

હવે બોલો આને શું કહેવું?

અમારી પાડોશમાં એક ડોશીમા રહે છે. પોતે એકલાં છે. છોકરાં છૈયાં કંઈ નથી. આમ જુઓ તો સ્વભાવે ભલાં અને સમજુ પણ છે. તેઓ પોતે જ રાંધે છે, પણ રાંધીને જમવા બેસે છે ત્યારે થાળી સામે જોઈને પ્રશ્ન કરે છે:

'દીકરા ખાઉં કે?'

અને પછી પોતે ખાવા માંડે છે.

ડોશીને પૂછીએ ત્યારે કહેશે; 'શું કરું ભાઈ! કોણ જાણે શી રીતે આવો સ્વભાવ જ પડી ગયો છે, બાકી મારે કોઈ દીકરો નથી–હતો પણ નહીં.'

એક પ્રોફેસરનો સ્વભાવ એવો ભૂલકણો હતો કે તેઓ પોતાની પત્નીને જ્યારે જુએ ત્યારે એક જ પ્રશ્ન કરતા; 'બાનુ, તમે ક્યાંથી આવો છો? કોઈને મળવું છે?'

શરૂશરૂમાં તો તેમના પત્નીને પ્રોફેસર ગાંડા હોવાની શંકા ગયેલી. અને તે બાબતમાં ખૂબ દુઃખી પણ થયેલાં. થાણાની મેન્ટલ હોસ્પિટલમાં લઈ જઈ સારવાર કરાવવાનો પણ પ્રયત્ન પણ કરેલો, પણ જ્યારે તેમણે જાણ્યું કે એ તો પ્રોફેસરનો સ્વભાવ જ છે ત્યારે શાંત થયેલાં.

પછી તો પ્રોફેસર પૂછે કે 'તમે ક્યાંથી આવો છો? કોણ છો?' ત્યારે તેમણે એક જ જવાબ આપવા માંડેલો: 'હું તમારે સાસરેથી આવું છું અને તમારી પત્ની છું' પ્રોફેસર જવાબ સાંભળી 'ઓહ, આઈ. સી.' બોલીને ચૂપ થઈ જતા.

આ તો ઠીક. પણ એથી ય વિચિત્ર સ્વભાવના માણસો પણ મારા જોવામાં આવ્યા છે.

કહેલું કે રાયના ભાવ વધી જશે ત્યારે પોતાને કેટલી રાયની જરૂરિયાત છે તેનો વિચાર કર્યા વિના તેમણે દશ મણ રાઈ વહોરી લીધી અને પછી જ્યારે ભાવ વધવાને બદલે ઘટવા માંડયા ત્યારે અડધી કિંમતે પાછી વેચી દીધેલી. એક વખત તેમને કોઈએ કહ્યું કે શિર્ષાસન કરવાથી લોહીનું દબાણ ઓછું થાય છે ત્યારે 'લોહીના દબાણ'ની સહેજ પણ ફરિયાદ ન હોવા છતાં તેમણે દોઢ માસ સુધી શિર્ષાસનનો પ્રયોગ કરેલો અને એમ કરવા જતાં અનેક વખત આડા-અવળા પડીને શરીરને કષ્ટ આપેલું.

આ તો ઉતાવળીઆ સ્વભાવની વાત થઈ પણ કેટલાક માણસોનો સ્વભાવ એકદમ ધીરો હોય છે. તળાવનું પાણી જેમ એક ઠેકાણે ઠરીને પડી રહે છે તેમ આવા સ્વભાવના માણસો પણ જ્યાં પડે છે છે ત્યાં જ પડી રહે છે. અને તળાવના પાણીને ગતિ આપવા જેમ પવન પ્રયત્ન કરે છે, છતાં પણી મોજાંરૂપે પાળને અથડાઈને પાછું જ્યાંનું ત્યાં આવી રહે છે તેમ આવા માણસને ગતિ આપવાનો આપણે કંઈક પ્રયત્ન કરીએ તો પણ તેઓ પાછા જ્યાંના ત્યાં જ જઈને બેસે છે.

આવા માણસો ઘણી વખત વિચાર તો કરે છે પણ પછી 'થાય છે, શું નાશી જાય છે?' એમ મનમાં ને મનમાં બોલીને વિચારની પૂર્ણાહુતી કરી નાખે છે. અમારા ગામમાં એવાજ એક ડોસા પરેશ હતા. તેઓ એટલા બધા ધીરા સ્વભાવના હતા કે સવારે લોટો લઈને જંગલ જવા નીકળતા તે ઠેઠ બપોરે ઘેર આવતા અને તે પણ લોટો ભરેલો ને ભરેલો પાછો લઈને. પૂછીએ તો કહે કે 'રસ્તામાં ફલાણાભાઈ મળી ગયા. તેમની સાથે વાતોએ ચઢી ગયો!'

એક પ્રોફેસરનો સ્વભાવ એટલો બધો ધીરો હતો કે કોલેજથી ઘેર આવીને કપડાં કે બૂટ કદી કાઢતા નહીં. ટેબલ પર થાળી મંગાવીને જ જમી લે. અને ખુરસી ઉપર પડી વાંચવા માંડે. વાંચતા વાંચતા ખુરસી ઉપર જ ઊંઘી જાય અને એમની પત્ની ઊઠાડે તો બૂટ કોટ સાથે જ પથારીમાં જઈને પડે.

બીજે દિવસે સવારે ઊઠે તો પણ પછી બૂટ–કોટ કાઢે નહીં. એમ ને એમ નાહ્યા વિના જ જમીને તેઓ કોલેજે ચાલ્યા જતા. ઘરમાંથી કોઈ ટોકે તો કહે: 'કાલ કાઢવાનાં બૂટ–કોટ કઢાયાં નથી, તો હવે આજનો દિવસ રહેવા જ દઉં: એટલી તકલીફ એ છી સાંજે જ કાઢીશ.'

સ્વભાવની આવી વિચિત્ર વાતો સાંભળીને કોઈને હસવું આવશે. પણ છતાં એ એટલી બધી સત્ય વાતો છે કે તેનો સ્વીકાર કર્યા વિના ચાલતું નથી અને તેથી જ હું કહું છું કે આ જગતમાં સ્વભાવ જેવી વિચિત્ર ચીજ બીજી એકે નથી.

[ પૃષ્ઠ ૩૨૩ થી ચાલુ



ઉપર આધાર રાખીને પ્રવર્તે છે. આપણે એકબીજાને ચાહીએ છીએ તે એવી સમજણથી કે આપણામાં અને બીજામાં રહેલ આત્મા તે એક જ છે જ્યારે આ પરમસત્ય સમજાયું નથી હોતું ત્યારે આપણે એકબીજાને ચાહતા હોઈએ તો પણ તે વખતે આપણે આપણા પ્રેમના બદલામાં કંઈક વળતરની આશા રાખી બેસીએ. એ કિસ્સામાં આપણે માનવજાત વચ્ચે પ્રભુના સાચા સેવક બની શકીએ નહિ, કે જે કોઈ પણ પ્રકારના બદલાની આશા રાખ્યા વગર દરેકને સમરસતા અને આનંદ આપે છે.



# શરીર અને આત્મા

સ્વામી રામદાસજી

જિજ્ઞાસુ : 'જે માણસો યોગ્ય રીતે જીવે છે અને જેઓ સારી રીતે આધ્યાત્મિક છે તેઓને મંદવાડ આવે છે તેનો ખુલાસો કઈ રીતે કરી શકશું? એવાં શરીરમાં મંદવાડ કેવી રીતે દેખાય છે? અથવા તો શું શારીરિક સ્વાસ્થ્ય અને આધ્યાત્મિક વિકાસ એ એકબીજાથી સાવ જુદાં અને સ્વતંત્ર છે?'

રામદાસ: 'શરીર એ આત્માથી જુદી વસ્તુ છે. દેહ વિકારને આધીન છે પણ દેહમાં રહેલો દેહી, જેને આપણે આત્મા કહીએ છીએ અથવા આપણામાં રહેલ પરમાત્મા એ અવિકારી એટલે કે નિર્વિકારી છે. દેહ તો જન્મ, વૃદ્ધિ, રોગ અને મરણને અધીન છે પરન્તુ આત્માને માટે એ સાચું નથી, એટલે જ્યારે શરીરનો નાશ થાય છે ત્યારે આત્માનો નાશ થતો નથી. આપણે આત્મા છીએ એવું જ્ઞાન પ્રાપ્ત કરવું તે આધ્યાત્મિક સાધનાનો આદર્શ છે, અંતિમ ધ્યેય છે આપણે એ જાણવાનો યત્ન કરીએ છીએ કે આપણે શરીર નથી પણ અંદર રહેલ જીવાત્મા છીએ કે જે મરણધર્મ વગરનો છે. જ્યારે આપણે આ જાણીએ છીએ ત્યારે આપણે આ દેહના બંધનથી મુક્ત થઈએ છીએ અને પ્રભુમય બની જઈએ છીએ.

'તમે પહેરેલું ખમીસ ફાટી જાય છે ત્યારે તમે એમ નથી કહેતા કે તમે ફાટી ગયા છો. એવી રીતે જ્યારે શરીરને વેઠવાનું હોય ત્યારે એમ ન કહો કે 'હું વેઠું છું.' આપણને દેહાધ્યાસ ન હોવો જોઈએ. 'આ મારું શરીર', એમ સામાન્ય વાતચીતમાં પણ આપણે બોલીએ છીએ. એનો અર્થ એમ છે કે આપણે શરીર નથી. જ્યારે હું એમ કહું કે 'આ મારો કોટ.' ત્યારે એ ચોખ્ખી વાત છે કે હું કોટ નથી. 'મારું મન' એ સંજ્ઞા-વાચક શબ્દ પોતે પણ દર્શાવે છે કે હું પોતે મન નથી. 'મારી બુદ્ધિ' એમ કહેવામાં હું બુદ્ધિ નથી અને 'મારી ઇન્દ્રિયો' એમ કહેવામાં હું ઇન્દ્રિયો નથી. હું પોતે આ બધી વસ્તુઓથી કોઈ પર રહેલ તત્ત્વ છું, કારણ કે આ સર્વ વસ્તુઓને હું ધારણ કરનાર છું. આ પ્રકારે આપણે સમજીએ છીએ કે આપણે શરીર નથી, આપણે મન નથી, આપણે બુદ્ધિ નથી, આપણે ઇન્દ્રિયો નથી. તો પછી આપણે શું છીએ? ચાલો, આપણે એ ખોળી કાઢવાની મહેનત કરીએ. ચાલો આપણે એ જાણીએ કે આપણે આત્મા છીએ, માત્ર એક શરીરમાં રહેલો નહિ પણ સર્વત્ર રહેલો. અજરામર તત્ત્વ એક વ્યક્તિમાં જ મર્યાદિત હોઈ શકે નહીં. એ સમષ્ટિતત્ત્વ હોવું જોઈએ, સર્વવ્યાપી હોવું જોઈએ અને નામરૂપ વગરનું હોવું જોઈએ. પછી જ એ સત્ય અને સનાતન હોઈ શકે.

'પરંતુ, આ શરીર, મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો એ બધાં વ્યક્તિગત છે, અને તેના ગુણધર્મો કરીને સાપેક્ષ છે. તેઓને આદિ અને અંત છે. આપણી અંદર રહેલો આત્મા જેને આપણે ઈશ્વર કહીએ છીએ એ સર્વવ્યાપી છે, સનાતન, તથા આદિ અને અંત વગરનો છે. આ પરમ સત્ય પરત્વે સભાન રહીને આપણે જીવન જીવવું જોઈએ. તો પછી આપણે સદાયે તે અંતરાત્માની ઈચ્છા પ્રમાણે કાર્ય કરશું, સન્માર્ગે જ સદા વર્તશું અને કદીયે ઊંધે રસ્તે દોરાશું નહીં. આપણે ખોટે રસ્તે ત્યારે જઈએ છીએ કે જ્યારે આપણે આપણા જાતભાઈઓથી જુદા છીએ એવા ભાનથી કામો કરીએ છીએ. જે અંતે એકજ છે તે ખરું સત્ય શું છે એનું જ્યારે આપણને જ્ઞાન થાય છે ત્યારે જુદાપણાની ભાવના અદૃશ્ય થાય છે અને સર્વ લોકો સાથેની એકપણાની ભાવનામાં આપણે કામ કરીએ છીએ. પછી આપણે લોકોમાં એકરાગતા અને શાંતિ આણી શકીશું, અને વિરોધ તથા કલહને હાંકી કાઢી શકીશું, કારણકે ત્યારે આપણાં કર્મો સંપૂર્ણ નિઃસ્વાર્થ થતાં હશે. જ્યારે આપણે પોતે પરમ સત્ય છીએ એમ ગણીએ છીએ ત્યારે બીજાઓ તરફનો આપણો પ્રેમ એ પરમ સત્ય

[ અનુ૦ પૃ૦ ૩૨૨

# માનવી અને યંત્ર

માનવી એ યંત્ર નથી. યંત્રને પણ જો આવશ્યક તેલ, ખોરાક અને આરામ આપવામાં આવે તો એનું આયુષ્ય વધે છે, પણ માનવીને આવો આરામ મળે છે ખરો ?

આજે રોગો વધ્યા છે એમ જ્યારે કહેવામાં આવે છે ત્યારે એનો સીધો જ જવાબ એ મળે છે કે માનવીની પ્રતિકારશક્તિ ઘટી છે. આ પ્રતિકારશક્તિ મેળવવા માટે વિશેષ ખોરાક ખાઓ, જો ખોરાક ન લઇ શકાય કે ન મળી શકે તો વિટામિન્સવાળા ઔષધો લ્યો. પણ કોઇ પણ રીતે પ્રતિકારશક્તિનો સંગ્રહ કરો.

આજે શરદી, સળેખમ અને શારીરિક થાક કે અશક્તિનું પ્રમાણ વધતું જાય છે. આ દરદોને જ્યારે સીધી રીતે કોઇ પણ રોગમાં વિચારવામાં આવતા નથી ત્યારે અથવા વિચારી શકાતાં નથી ત્યારે એમ કહેવામા આવે છે કે એલર્જિક કન્ડિશન છે. એન્ટી એલર્જિક ઔષધો લ્યો. પણ આ એલર્જિક સ્થિત પેદા શા માટે થાય છે એનો આપણે ભાગ્યે જ વિચાર કરીએ છીએ.

આજના રોગના મૂળમાં માનસિક અસ્વસ્થતા, આરામ અને ઊંઘનો અભાવ પ્રાધાન્ય ભોગવે છે આ વિચારને આપણા સમાજમાં આજે કોઇ સ્થાન છે ? મશીનની જેમ કામ કરો એ આજનુ સૂત્ર છે.

એક માણસ ઉજાગરો કરે છે અને બીજા દિવસે એને શરદી થાય છે. આ શરદી થઇ હોવા છતાં, ચા, દવા અને ઉત્તેજના આપે તેવા બીજાં દ્રવ્યો લઇને કામે ચડે છે. શરદીમા એનેસિન-એસ્પિરિન લવ.નો પ્રચાર આજે કેટલો વધ્યો છે એ કોણ નથી જાણતું ? શરદીનું કારણ ઉજાગરો છે. એને આરામની જરૂર છે.

આ આરામનો વિચાર કરીએ છીએ ત્યારે સ્વાભાવિક રીતે જ આપણે આરામ એટલે નિષ્ક્રિયતા એવું માનીએ છીએ. હકીકતમાં આરામને જેટલો સંબંધ શરીર સાથે છે તેના કરતાં ઘણો વધારે સંબંધ મન સાથે છે. શરીરનો થાક ખર્ચેલી શક્તિ ખોરાકથી મેળવી શકાય છે, પણ એક જ કામમાં રોકાયેલા માણસને જે માનસિક થાક લાગે છે એને દૂર કરવા માટે તો કામનો પ્રકાર બદલવો જોઇએ. કસરત કરતાં જેટલો થાક લાગે છે તેટલો થાક રમતો રમવામાં નહિ લાગે. એનું કારણ માણસનું મન એમાં પ્રસન્નતા અનુભવે છે.

આ આરામનું રશિયામાં ભારે મોટું મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે. રશિયાનાં બંધારણમાં રશિયન માત્રને ૧૧૯મી કલમ પ્રમાણે આરામનો અધિકાર આપવામાં આવ્યો છે અને તે પણ માત્ર લાગણીના વિચારથી નહિ પણ વૈજ્ઞાનિક સત્યનો સ્વીકાર કરીને. રશિયાનો આરોગ્યશાસ્ત્રી પાવલોવ કહે છે કે, રોગ અને નીરોગમા માણસનાં જ્ઞાનની શક્તિ પ્રસન્નતા ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. આ જ્ઞાનતંતુને આરામ આપવાથી માણસની કામ કરવાની શક્તિ અનેકગણી વધી જાય છે. એની શરીરનાં સર્વમાન્ય વ્યાપારો ઉપર પણ સુંદર અસર થાય છે. પ્રાણીઓ અને મનુષ્યો ઉપર કરેલા વૈજ્ઞાનિક પ્રયોગોને આધારે આરામ માટે નીચેનાં સૂત્રો નક્કી કરવામાં આવ્યાં છે.

૧. બપોરના અને સાંજના ખોરાક પહેલાં અરધો કલાકનો આરામ લઇ ને પછી જ જો ખોરાક લેવામા આવે તો ખોરાકનું

પાચન અને તેનું શોષણ–અમૃતીકરણ ઝડપી બને છે, ખોરાકમાંથી પાચનને અંતે પૂરી શક્તિ મેળવી શકાય છે.

૨. ભોજન પછી તુરત જ કામે ચડવાને બદલે થોડું ફરો, આંટા મારો. આથી શરીર અને મનને પૂરતો આરામ મળશે.

૩. આખા દિવસનું કામ કર્યા પછી આરામનો ઉત્તમ પ્રકાર એ રમતો છે.

પ્રવૃત્તિમાં નિવૃત્તિ એ વિચાર જલદી ગળે ઊતરે એવો નહિ લાગે. પરંતુ આરોગ્ય-શાસ્ત્રીઓ કહે છે કે, માત્ર બેસી રહીને સ્નાયુઓને આરામ આપવા કરતાં પ્રિય એવા બીજા કામમાં મનને રોકીને આરામ આપવાથી જલદી આરામ મળે છે.

એનો અર્થ એ પણ નથી જ કે આખો દિવસ ખેતરમાં ખૂબ જ કામ કર્યા પછી ઘેર આવીને લાકડા ફાડવાથી ખેડૂતને આરામ મળી શકે. પણ એનો અર્થ એ તો છે જ કે એણે રમવા જવું જોઈએ. ફરવા જવું જોઈએ. ઓછામાં ઓછું રાખેલા સર્જનના કામમાંથી આઠ દિવસે એક દિવસ મુક્ત થઈને ઘરની બહાર નીકળી પડવાની ટેવ જો રાખવામાં આવે તો પણ એમાથી ઘણો આરામ મળે છે.

આરામનો એક પ્રકાર હાસ્ય છે. હસમુખો સ્વભાવ કામનો થાક લાગવા દેતો નથી. કામ કરો–ખૂબ જ એકાગ્ર થઈને કામ કરો, ઘણું કામ કરો, પણ મનને એવી ટેવ પાડો કે જેથી એ કોઈ ને કોઈ વિનોદ કરીને કામનો થાક ભૂલી જાય.

થાકની લાગણી માણસને મગજમાં થાય છે. આ લાગણીને પેદા થતી અટકાવવા માટે મગજને પુષ્કળ પ્રમાણમાં હવા–પ્રાણવાયુ જોઈએ છે. હવાથી લોહીની અશુદ્ધતા દૂર થાય છે. ખોરાકનું પાચન વધે છે; કારણ કે ખોરાકને પચાવવા હવામાંનો પ્રાણવાયુ ભળતો હોવાથી મહત્ત્વનો ભાગ ભજવે છે અને મગજના જે વિભાગને પુષ્કળ તાજી સ્વચ્છ હવા આવશ્યક છે તે જ વિભાગ દ્વારા શરીરનું રક્તાભિસરણ અને શ્વાસોચ્છ્વાસની ક્રિયાનું નિયમન થાય છે એટલે જો આ વિભાગને પૂરતા પ્રમાણમાં હવા પ્રાણવાયુ ન મળે તો આ બન્ને ક્રિયાઓ ઉપર એની માઠી અસર થાય છે, આઘાતજન્ય પરિવર્તનો પેદા થાય છે આનન્દ હાસ્ય દ્વારા ખુલ્લી હવાનો જથ્થો પણ વિશેષ લઈ શકાય છે અને એ રીતે માણસ પ્રવૃત્તિમાં નિવૃત્તિ ભોગવી શકે છે.



હું ને મારા એક મિત્ર અંધ ધર્મશાળામાં ગયા. અંધોની શ્રવણશક્તિ ઘણી તીવ્ર હોય છે. સવારના સાડા અગિયારેક લગભગ થયા હશે. અને સર્વ આંધળાઓ હળવે હળવે તેમની ભોજન-શાળામાં એકત્ર થવા લાગ્યા. કોઈ લાકડી ઠપકારતા, તો કોઈ બબ્બે સાથે વાતો કરતા, તો કોઈ ભજન ગાતા. આંધળી સ્ત્રીઓ પણ આમાં હતી.

સર્વે પોતાના આસન પર બેસી ગયાં એટલે મને મારા મિત્રે એક આંધળી બાઈને બતાવીને કહ્યું : 'હવે એ જમે છે એ જોજે.' મેં એ બાઈને જોઈ તો અંધાપા ઉપરાંત તે બાઈ બેય હાથે ઠૂંઠી હતી. એના બન્ને હાથ કાંડા આગળથી કપાઈ ગયેલા હતા. બન્ને હાથ ઠૂંઠા હતા એટલે કુતૂહલતા-પૂર્વકની મારી ઉત્સુકતા વધી. બધાંએ જમવાનું શરૂ કર્યું : પેલી બાઈએ પોતાના પગ વડે ખીચડી ચોળવી શરૂ કરી. આપણે જેવી સરળતાથી હાથથી ખીચડી ચોળીને ખાઈએ છીએ તેવી જ રીતે પેલી બાઈએ ખીચડી ચોળી અને પછી પોતાનું મોઢું પગ પાસે લાવી પગની આંગળીઓમાં આવી શકે એટલી ખીચડી લઈ મોઢામાં મૂકી દીધી. તેવી જ વિકૃતથી દહીંની વાટકી પગની આંગળીઓ વચ્ચે પકડી અને મોઢું પાસે લાવી દહીં પીધાં ! મને થયું : પરાધીન આંધળાં–ઠૂંઠાં મનુષ્યો આમ સ્વાવલંબી બને છે ત્યારે આપણે ?

—વિનોદચંદ્ર દેવકૃષ્ણ ભટ્ટ

# આચરણ

તમારા મનમાં કાંઈ શંકા નથી, તમને પૂછવા જેવું કાંઈ લાગતું નથી એમ મને જ્યારે તમો કહો છો ત્યારે મારા મનમાં શંકા થાય છે કે હું તમને કહું છું તેની ઉપર મનનવિચારો છો કે નહિ, જે સાંભળો છો તે જીવનમાં ઉતારવાના પ્રયત્નો કરો છો કે નહિ કે જે કહું છું તે માત્ર સાંભળવા જ આવો છો?

હું તમને વારંવાર કહું છું કે ધર્મનું આખરી ક્ષેત્ર આચરણ છે. તમે રોજ પૂજાપાઠ કરતા હશો, દેવદર્શને નિયમિત રીતે જતા હશો, એકાગ્રતાથી ધ્યાનમાં બેસતા હશો. પરંતુ, એ બધું કર્યા છતાં યે જો તમારા આચરણમાં ધર્મ નહિ દેખાય, તમારો વ્યવહાર દોષરૂપ કે અન્યાયરૂપ હશે તો પછી પૂજાપાઠ, દેવદર્શન કે ધાર્મિક વ્યાખ્યાનોથી તમે કંઈ સિદ્ધ કર્યું નથી એ જ ફલિત થશે.

ધર્મનું મુખ્ય કામ માણસના આચરણમાં પરિવર્તન કરવાનું છે. સાચું શું છે એ આપણે બધા જાણતા હોઈએ છીએ. આપણે સાચું વર્તન કરવું જોઈએ એમ આપણું હૃદય આ સૂચવે છે. સંસ્કારો, આપણો લોભ, મોહ કે કામની વૃત્તિઓ આપણને જ જાણે અજાણે ખોટું કામ કરવા માટે પ્રેરે છે. સાચું વર્તન કે શુદ્ધ વ્યવહાર કરવાની આપણે માનસિક શક્તિ ખોઈ બેઠા હોઈએ એમ આપણને લાગે છે. જેના હાથને લકવો થયો હોય તેના હાથ ધારેલું કામ કરી શકતા નથી. તેમ આપણું મન આપણા ખોટા સંસ્કારોને લીધે સત્ આચરણ, શુદ્ધ વ્યવહાર કરી શકતું નથી.

પૂજાપાઠ, દેવદર્શન વાચન-મનન ઈત્યાદિ ક્રિયાનો અંતિમ હેતુ આપણા મનમાં એ શક્તિ નિર્માણ કરવાનો કે જેનાથી આપણને જે સાચું લાગે તે કરવાની આપણામાં શક્તિ આવે છે. આપણા લોભ, મોહ, ક્રોધ ઈત્યાદિ સંસ્કારોનું બળ ઓછું થતું જાય; આપણું મન આપણા હાથમાં રહે, આપણે સ્વાધીન બને અને આપણે કહીએ એમ કરે. પરન્તુ, આપણે વર્તીએ છીએ-કહીએ છીએ, તેમ મન વર્તતું નથી. માલિક મન હોય છે અને નોકર આપણે હોઈએ એમ લાગે છે. ધર્મનું અંતિમ ધ્યેય આપણને મનના માલિક બનાવવાનું છે. આપણે ધારીએ તો તે મુજબ વર્તન કરવાની આપણી શક્તિ હોવી જોઈએ. આમ આપણું મન જ્યારે આપણું આધીન બન્યું હશે ત્યારે જ આપણાથી ધર્મનું આચરણ થઈ શકશે.

કબીર સાહેબે આ જ અર્થમાં કહ્યું છે કે:

લેને કો હરિનામ હે, દેને કો અન્નદાન;<br>
તરનેકો આધીનતા, ડૂબનેકો અભિમાન.

લેવા જેવી કોઈ વસ્તુ હોય તો ઈશ્વરનું નામ. એટલે કાયમની જાગૃતિ જોઈએ. દાનમાં અન્નદાન જેવું કોઈ દાન નથી. જેનાથી દયા, કરુણા, અને બંધુત્વની લાગણીનું નિર્માણ થાય છે. જીવન તરી જવા માટે, સાચી રીતે જીવન પાર કરવા માટે આપણી ઈન્દ્રિયો-આપણું મન, આપણે સ્વાધીન હોવું જોઈએ. મનની ઉપર સવારી આપણી હોવી જોઈએ. મન આપણા ઉપર સવારી કરતું હશે તો આપણાથી ધર્મનું આચરણ નહિ થાય. અભિમાનથી આખરે ડૂબી જવાશે.

અભિમાન અનેક પ્રકારનાં હોય છે. ક્યાંક ભાષા માટે, ક્યાંક પ્રાન્ત માટે, ક્યાંક ધર્મ માટે અભિમાન, દેખાય છે. આવા સંકુચિત માનસ અને સ્વાર્થ દૃષ્ટિથી ભાષા, પ્રાન્ત કે ધર્મનું ઉત્થાન થતું નથી. એનાથી પારાવાર નુકસાન થાય છે. પાણીમાં પડવાથી ડૂબી જવાય છે એમ નથી પાણીમાં તરી ન શકનાર તો પાંચેક મિનિટમાં ડૂબી જાય છે. પરંતુ અભિમાનથી તો માણસ ધીમે ધીમે ડૂબતો રહે છે. સાથે સાથે બીજાઓને પણ ડૂબાડતો રહે છે.

ભાષાના અભિમાનને કારણે દેશમાં આજે કટુતા અને વૈમનસ્ય ફેલાયાં છે તે આપણે જોઈ શકીએ છીએ.

ધર્મનું આચરણ એ સહેલી વસ્તુ છે અને મુશ્કેલ પણ લાગે છે. જેમને જીવનનું સાચું મહત્ત્વ સમજાયું હશે, જેમની દૃષ્ટિ સાફ થઈ હશે એ લોકો જીવનના દરેક કાર્યને, દરેક વ્યવહારને, ઉત્તરોત્તર શુદ્ધ બનાવનાં બનાવતાં, સદાચારી બનશે. એવા લોકોને માટે ધર્મનું આચરણ મુશ્કેલ નહિ બને. પરંતુ જે લોકોની જીવનની સાચી કિંમત નથી સમજાઈ. જીવન ખાઈ પી મોજમજાહ કરીને પૂરું કરવાની જેમની વૃત્તિ છે. માત્ર ધનપ્રાપ્તિ કે સત્તાપ્રાપ્તિ એ જેમનો જીવનનો મહત્ત્વનો ઉદ્દેશ છે—હશે, એવા લોકોને માટે ધર્મનું આચરણ મુશ્કેલ બનશે.

સંત પુરુષ મહાત્માઓ, યુગાવતારી, પુરુષો આપણા જેવા માનવીઓ જ હતા. એમનામાં લોકોમાં આપણા જેવી જ લાગણીઓ અને વૃત્તિઓ હતી. એમને પણ મન હતું. પરંતુ એમને જીવનનું મહત્ત્વ સમજાયું હતું. એમણે પોતાની વૃત્તિઓને શુદ્ધ અને સાફ મનને પોતના આધીન બનાવ્યું પ્રાણીમાત્રને માટે એમના મનમાં દયા અને કરુણતા વ્યાપી. ક્યાક પણ દુઃખ કે આપત્તિ જોતાં એમનું હૃદય દ્રવી ઊઠતું. અને આમ માનવમાત્રની સેવા કરતા કરતાં એ મહાન બન્યા જ. એમણે જ આપણને જીવનનું જ્ઞાન આપ્યું.

આપણે ધારીએ તો આપણે પણ એ સંતો અને મહાપુરુષોની માફક આપણી વૃત્તિઓને શુદ્ધ અને સાફ બનાવી દઈએ છીએ. આપણે પણ આપણા મનને સ્વાધીન બનાવી શકીએ છીએ. પરંતુ એને માટે આપણી વૃત્તિઓ ક્યાં જાય છે, ક્યાં પ્રલોભનોને કારણે આપણાથી સાચું વર્તન, ધર્મનું આચરણ થતું નથી, એ આપણે વિચારવું પડશે. આરસી વગર મોઢા પર ક્યા ડાઘ છે એ જોઈ શકાતું નથી. અન્તરદૃષ્ટિ વગર, મનને તપાસ્યા વગર મનની અશુદ્ધિઓ દેખાશે નહિ માનવી અને પશુઓમાં આ મહત્ત્વનો ભેદ છે. પશુપંખીઓ આરસીમાં પોતને જોઈ ગભરાય છે. ચકલીઓ આરસીમાં બીજી ચકલી છે એમ માનીને પ્રહાર કરે છે. પરંતુ આ શક્તિ હોવા છતાં યે પોતાના મનની તપાસ કરતી વખતે ખૂબ સાવધની રાખવી પડે છે. મનને કેટલી ઝીણવટથી તપાસવું પડે તેનો એક દાખલો આપું.

વચમાં મારી તબિયત બગડી હતી. એક હોમિયોપેથીકના દાક્તર મને તપાસવા આવ્યા. તમે સૌ જાણો છો કે હોમિયોપેથીના ઉપચારમાં માત્ર શારીરિક વ્યાધિને ન તપાસતાં મનની વૃત્તિઓને આવેગોને પણ નિરક્ષણ કરવામાં આવે છે. કારણ કે શારીરિક વ્યાધિ સાથે મનના વ્યાપારનો સંબંધ છે એવી તેઓની માન્યતા છે. મને એમણે પ્રશ્ન પૂછ્યો:

"તમે બસની રાહ જોઈને ક્યૂમાં ઊભા રહ્યા હો ત્યારે તમને લાંબો સમય ઊભા રહેવાની વૃત્તિ થાય છે કે ચાલી જવાની વૃત્તિ થાય છે?"

મેં જવાબ આપ્યો કે, "મને ચાલી જવાની વૃત્તિ થાય છે."

એમણે બીજો સવાલ પૂછ્યો "આવે વખતે તમને ક્રોધ ચડ્યો છે?"

જવાબ આપતાં મેં ખુલાસો કર્યો "આમ તો મને ક્રોધ થતો નથી......"

પરંતુ એમણે મને વચમાં અટકાવી કહ્યું કે, "કોઈ ખુલાસાની જરૂર નથી, અંગત કારણ હો કે સાર્વજનિક કારણ હો. કારણ મારે માટે અપ્રસ્તુત છે તમને ક્રોધ ચડે છે કે નહિ એ મારે જાણવું છે. કારણ કે તમારા દર્દના નિદાન અને ઉપચાર માટે મારે મન એ મહત્ત્વની વસ્તુ છે."

આ દૃષ્ટાંત તમારી આગળ એટલા માટે મૂકું છું કે, આત્મનિરક્ષણ કરતી વખતે પણ માણસ પોતાના મનની વૃત્તિઓ અને આવેગોને સાચી રીતે જોવામાં કેટલા ગાફેલ બની શકે છે. આ સમજી લઈએ તો આપણને જીવન જીવવામાં બીજી મુશ્કેલીઓ નહિ પડે.

# ઉલ્લાસમંત્ર

પ્રકાશ ગજ્જર

તમને સંગીતમાં રસ છે? બીજી કોઇ કલામાં રસ છે? કોઇ કલાસર્જન ભલે ન કરી શકીએ, પણ કલાના આ કે તે રૂપને માણી તો શકીએ ને? બીજું કાંઇ નહીં તો આપણને જીવનકલામાં તો રુચિ હશે જ. નહીં તો આ શબ્દો વાંચવાનું મન પણ કેમ થય?

તો તો તમને એક કલારસિયા પરિવારનો આછો પરિચય જરૂર ગમશે.

આ પરિવારને આપણે સંગીતકલાવૃંદ કહી શકીએ. એકલદોકલ વ્યક્તિને સંગીતમાં રસ હોય એ તો સમજ્યા. પણ આ પરિવારે તો એકેએક વ્યક્તિમાં સંગીતનો અજબ શોખ વિકસાવ્યો છે. એ પ્રત્યેક વ્યક્તિના સંગીતશોખનું વર્ણન નહીં કરું. એમની જીવનકલાના એક બે અંશ વિશે જ વાત કરીશ.

આ કલાવૃંદે અરધા વિશ્વમાં વિવિધ સંગીત કાર્યક્રમો આપીને ભારે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. સાવ જ સામાન્ય કે નાના કામ માટે પણ આ બાર સભ્યોવાળો પરિવાર બહારના કોઇ માણસની મદદ લીધા વગર વિવિધ સ્થળોએ કાર્યક્રમોનું આયોજન કરે છે ને ભારે સફળતાપૂર્વક એ કાર્ય આગળ ધપાવે છે.

કાર્યક્રમોની ધમાલ, પ્રવાસની દોડાદોડી, આયોજનની ધમાલ, રીહર્સલ ને એવી તો પાર વગરની ગૂંચવણો વચ્ચે પણ આ કલાપ્રિય પરિવારે જે સંવાદિતાભરી જીવનકલા વિકસાવી છે એ આપણે ઘણુંઘણું શીખવી શકે તેમ છે. જગતના અસંખ્ય વિસંવાદો વચ્ચે પણ જીવનની મધુર સરગમ પ્રગટાવનારા આ પરિવારના વડા એક રહસ્યનું ઉદ્ઘાટન કરતાં કહે છે:

"ઘણી વખત અમે સખત દોડાદોડી અને ધમાલમાં હોઇએ છીએ. પણ એની અસર ભાગ્યે જ ઝીલીએ છીએ. રોજરોજ એક જ દિવસનું જીવન જીવવું એ અમારો નિયમ છે. જે દિવસે જે કાર્યક્રમ હોય તેનો જ વિચાર. અલબત્ત, આયોજન અગાઉથી કરી લઇએ; પણ એ ચિન્તાનો વિષય તો નથી જ બનાવતા. બાકી આખી સીઝનના કાર્યક્રમોનો ભાર એકી સાથે માથે લઇને ફરીએ તો એકી દિવસે તૂટી જવાય. રોજનો વિચાર રોજ કરવાનો ને ક્રમસર ચાલવાનું. આથી અમારી વ્યવસ્થા બરાબર જળવાઇ રહે છે, જીવન સુવ્યવસ્થિત બને છે."

આ પરિવાર સંગીતકાર્યક્રમોથી ખૂબ જ સમૃદ્ધ બન્યો છે પણ એનું કોઇ જ અભિમાન નથી. બલ્કે સમૃદ્ધિ વધવા સાથે પ્રત્યેક સભ્યની વિનમ્રતા વધતી જાય છે. દરેક કાર્યક્રમની શરૂઆત પ્રાર્થના સાથે જ થાય. દર રવિવારે ઉપવાસ. એ દિવસે પ્રાર્થના અને ધ્યાન માટે ઘણો વધારે સમય કાઢવાનો. પ્રાર્થના વગર ભોજન કરે જ નહીં. ભગવાનનો મનોમન આભાર માન્યા વગર કોઇ જ વસ્તુનો ઉપયોગ ન કરે. અન્યને ઉપયોગી થવા હંમેશ તત્પર રહે. કાર્યક્રમો દ્વારા પોતે થાકેલા માનવગણને ઉપયોગી થવાની તક પામ્યા છે એમ હૃદયથી સમજે ને એ માટે વારવાર કૃતજ્ઞતા વ્યક્ત કરે.

જીવન તરફનો એમનો દૃષ્ટિકોણ માંગલ્યભર્યો અને આશાવાદી. એમની આંખોમાં આનંદના ફુવારા ઊડતા હોય, હોઠ ઉપર સ્મિતની સરવાણીઓ છલકાતી હોય. અન્યનું ભલુ કરવામાં સતત રસ. અનેક જગાએ મફત કાર્યક્રમો આપે. આમ પણ પૈસા તરફ ભાગ્યે

જ નજર રાખે. બધે જ પૂરી હોંશથી કાર્યક્રમ કરે.

આવાં આસ્થાવાદી વિચારવલણોમાંથી પ્રગટેલા જીવનદર્શનથી આ પરિવારની પ્રત્યેક વ્યક્તિ આનંદનું કેન્દ્ર બની રહી છે. આશાવાદી અને શ્રદ્ધામય દૃષ્ટિકોણને લીધે પોતાને મળેલા આ લાભ અન્યને પણ મળે એટલા માટે એમણે એક સુંદર પ્રાર્થના તૈયાર કરી છે. આ પ્રાર્થનાને એ હજારોની સંખ્યામાં કાર્ડ ઉપર છાપીને વહેંચે છે. એમના કાર્યક્રમોનાં નિમંત્રણપત્ર અને કલાવૃંદના પરિચયપત્ર ઉપર પણ આ પ્રાર્થના છાપવામાં આવેલી છે. આજ સુધી લાખો માણસોના હાથમાં આ જીવનમંત્ર સમી પ્રાર્થના પહોંચી છે.

આ કોઇ કોરી પ્રાર્થના નથી. એમાં જીવનમાંગલ્યની કેડી ઉપર ચાલવાનો શુભ સંકલ્પ છે, દૃઢ નિર્ધાર છે, આત્મસંકેત છે. તમને મઢાવી રાખવાનું મન થાય એવી એ શબ્દધારા આ રહીઃ

"આજનો દિવસ અમારા જીવનમાં સહુથી વધારે મહત્ત્વનો ને અજબ દિવસ છે. ગઈ કાલ વીતી ગઇ. આવતી કાલ કદી જ આવતી નથી. એટલે ભાવિ ઉપર અધિકાર જમાવવાનો આજનો દિવસ ઉત્તમ છે.

આજ ધિક્કારને બદલે પ્રેમ જ વર્ષાવીશું.

વિષાદને બદલે આજે આનંદ ફેલાવીશું.

નકારાત્મકને બદલે આશાવાદી વિચારો કરીશું.

નિરર્થક શબ્દચર્ચાને બદલે આજે અમે તેજોમય જ્ઞાન ઢૂંઢીશું.

આજ અમે અમારી ભૂલોમાંથી શીખીશુ અને જે કોઈ પણ કાર્ય હાથમાં લઇએ તેને ઉત્તમ રીતે કરીશું.

ને સહુથી વધારે મહત્ત્વનું કામ એ કરીશું કે ઇશ્વરનો આભાર માનીશું...

—સ્વાસ્થ્ય માટે,

—સમૃદ્ધિ માટે,

—સદ્બુદ્ધિ માટે,

—મળેલી અનેક આશિષભેટ માટે,

—ને આ જગત તેમજ જીવનના અનેકવિધ આનંદ શકય બનાવનારી પરમશક્તિના પ્રાગટ્ય માટે."

કાચમાં નહીં, તો મનમાં આ સુંદર જીવનમંત્રને મઢી લેજો. રોજ સવારે ને સાંજે એનું પુનરુચ્ચારણ કરજો. જીવનમાં અવનવા ઉલ્લાસ ને સિદ્ધિઓ સર્જાવા માંડશે.

*

કૌરવ-પાંડવો દ્રોણ ગુરુ પાસે ભણતા હતા, ત્યારે એક દિવસ દ્રોણે વિદ્યાર્થીઓને પાઠ આપ્યો : 'ક્ષમા કુરુ-ક્ષમા ધારણ કરો.

બીજે દિવસે બધાએ પાઠ તુરત જ આપી દીધો પણ યુધિષ્ઠિરે ન આપ્યો. ત્રીજે દિવસે એમણે કહ્યું કે હજી યાદ રહ્યો નથી. પાચ-છ દિવસ થયા છતા યુધિષ્ઠિરે પાઠ ન આપ્યો ત્યારે દ્રોણે તેને સખત માર માર્યો; છતાં યુધિષ્ઠિર તો શાંત જ હતા. જરાય ક્રોધ કર્યો નહીં ત્યારે એમણે કહ્યું : 'ગુરુજી, હવે મને પાઠ યાદ રહી ગયો છે !'

'આટલા દિવસ સુધી નહીં ને અત્યારે જ કેમ ?' દ્રોણે પૂછ્યુ.

'હું વિચારતો હતો,' યુધિષ્ઠિરે ખુલાસો કર્યો 'કે કોઈ મને મારે ત્યારે પણ શાંત રહું ને ક્ષમતા રાખી શકું તો જ 'ક્ષમા કુરુ-ક્ષમા ધારણ કરો'નો પાઠ આવડયો ગણાય. આજે હું શાંતિ રાખી શકયો છું, તેથી પાઠ આવડી ગયો છે.'

# નવી પેઢી

રજની પનીકર

ઐશ્વર્યમાં પણ એક સુખ છે. એક પ્રકારનો આનંદ છે. જેનું વય પિસ્તાલીસની લગભગ છે, તે લોકો મારી આ વાતને જરૂર ટેકો આપશે.

મારા પતિ ખુરજા ગામમાં સામાન્ય સ્થિતિના દુકાનદાર છે. પહેરવા ઓઢવા પૂરતું મને બરાબર મળી રહે છે. મને સૌન્દર્ય પ્રત્યે સ્વાભાવિક પ્રેમ છે. બાગબગીચામાં ઊછળતા ફુવારાઓ જોઉં છું તો હું આનંદમાં આવી જાઉં છું અને મને મનમાં થાય છે કે, ઘટાદાર આમ્રઘટાની છાયા નીચે નાચતા મસ્ત મયૂરના ઉલ્લાસમાં અને મારા આનંદમાં કેટલું સામ્ય છે?

પરંતુ આજના જમાનામાં ઘણું પરિવર્તન થઈ ગયું છે—થઈ રહ્યું છે. જાણે જમાનો જ પરિવર્તનનો છે. ગઈ કાલની પેઢી આવતી કાલે જુદા સ્વરૂપે આવે છે ત્યારે ગઈ કાલના મોટેરાઓની જૂની આંખે નવા ચશ્મા લાગે છે, ખેર, ગમે તે હોય! હું અમારા કુટુંબની વાત કહું છું તે ઉપરથી તમને જૂની અને નવી પેઢી માટે હું જે કહેવા માગું છું તેનો ખ્યાલ આવી જશે.

દેશના ભાગમાં પહેલાં લાહોરમાં મારા ભાઈ કિશોરીલાલજીને પુસ્તકોની દુકાન હતી. પુસ્તકો લખવાનો ચસકો તેમને પણ લાગી ગયો હતો, કમાણી પણ સારી હતી પરંતુ ભાગલા પડતાં ભાઈએ દિલ્હીમાં આવી ને એક પુસ્તક વિક્રેતાને ત્યાં નોકરી શરૂ કરી. એ પછી ક્યાંય સ્થિર થઈ શકયા નહિ.

ભાઈના પરિવારમાં બે દીકરા એક દીકરી, ને પત્ની. મોટો દીકરો ભાગલા પહેલા વિલાયત ચાલ્યો ગયો હતો. તે પાછો ફર્યો જ નહીં; કારણ કે, ત્યાંજ તેણે લગ્ન કરી લીધા હતાં, નાના દીકરાને તો ગમે તેમ કરીને મસૂરીની એક અંગ્રેજી કોન્વેન્ટમાં તેઓ અભ્યાસ કરાવતા હતા.

*

લગભગ ત્રણ વર્ષ પહેલાંની વાત છે. ભાઈ પોતાના નાના પુત્રને મળવા મસૂરી ગયા હતા. ત્યાં તેઓ જે હોટલમાં ઊતર્યા હતા. તે હોટલ એક વૃદ્ધ અંગ્રેજ મહિલાની હતી. ભાઈને એ જ વૃદ્ધ બાઈ સાથે પરિચય થયો. બાઈને હોટલ માટે એક અનુભવી મેનેજરની જરૂર હતી વળી ભાઈએ પુસ્તક પ્રકાશનના ધંધા દરમ્યાન દેશ–વિદેશી વાનગીઓનો પણ સારો અભ્યાસ કર્યો હતો. તે આજ કામ આવી ગયો. હોટલની માલિક બાઈએ તેમને સાડા ત્રણસોના દરમાયા ઉપરાત સેંકડે પાંચ ટકા કમીશનથી મેનેજર તરીકે નિમ્યા.

ત્રણ વર્ષ સુધી ભાઈએ હોટલ સારી રીતે ચલાવી. એવામાં હોટલ માલિક બાઈને એકાએક પોતાના વતન વિલાયત જવાનું થતાં ભાઈએ એ હોટલ ખરીદી લીધી.

હોટલ ખરીદ્યા પછી ભાઈના અવારનવાર પત્રો આવતા અને ભાભી પણ વારંવાર લખતી હતી કે; 'હોટલ ખૂબ સુંદર અને આધુનિક ઢબની છે. તમને મઝા પડે એવા પાશ્ચાત્ય ઢબના નૃત્યો વગેરે પણ અહીં યોજાય છે, માટે જરૂરથી એક વાર અહીં આવીને અહીંની શોભા તો જુઓ? સાથે જમાઈબાબુને પણ લાવશો.' પણ ઘરના કામકાજમાંથી મને નવરાશ ઓછી મળતી, એટલે બહાર જવાની વાત શી કરવી?

પરંતુ એક દિવસ અચાનક ભાભીનો પત્ર આવી મળ્યો. તેમાં તેણે ભારપૂર્વક આવવા જણાવ્યું હતું. વળી, ભાભીએ લખ્યું હતું કેઃ મનોરમાને હમણાં વેકેશન પડયું છે એટલે તેને પણ સાથે તેડતા આવશો. મનોરમા છેલ્લાં ત્રણેક વર્ષથી મને મળી નહોતી, એટલે મેં મસૂરી જવાનું નક્કી કર્યું.

દિલ્હી પહોંચીને હું સીધી મનોરમાની હોસ્ટેલ પર ગઈ. મનોરમાને જોતાવેંત જ મારા આશ્ચર્યનો

પાર ન રહી ત્રણ વર્ષ પહેલાની નાનકડી મનોરમા અત્યારે ખાસ્સી મઝાની નવયુવતી બની ગઈ હતી, તેના પોશાકથી મને વધુ આશ્ચર્ય થયુ માત્ર સાદી શ્વેત સાડી, પગમા બે પટ્ટીના સાદા ચપલ અને માથે ઢળકતો વાળનો સીધો અંબોડો કઈ ઘરેણુ નહી હસવામા—બોલવામા લાક્ષણિકતા અને આંખોમા સૌમ્ય ચમક મને લાગ્યુ કે આ ચમક પાછળ કઈ રહસ્ય છુપાયુ છે.

તે દિવસે તો મનોરમા સાથે મારે ટૂકી વાતચીત જ થઈ બીજે દિવસે સાંજે અમે મસૂરી જવા ઉપડયા ભાઈના મોભા પ્રમાણે મે ફર્સ્ટ કલાસની બે જગ્યાઓ રીઝર્વ કરાવી લીધી હતી. પરતુ સ્ટેશને પહોચતા મનોરમાએ ફર્સ્ટ કલાસના ડબ્બામા બેસવાની ના પાડી મે પૂછ્યુ તો મનોરમાનો ચહેરો લાલ બની ગયો તે એકદમ બોલી ઊઠી ફઈબા એમા વળી કારણ પૂછવાની શી જરૂર?

મને મનોરમાનુ વર્તન સમજાયુ નહિ પણ તે વખતે મે તેની સાથે વધુ ચર્ચા ન કરતા નમતુ જોખ્યુ

દહેરાદૂન પહોચતા મે તેને એક સુદર રેસ્ટોરામા ચા પીવા જવાનો આગ્રહ કર્યો. પણ તે નજીકમા જ હોટેલ જોતા બોલી 'ફઈબા મારે માટે તો સાદી-સીધી ચાની દુકાન ઠીક છે '

અમે મસૂરી પહોચ્યા ત્યારે વરસાદ વરસતો હતો, ભાઈ અને ભાભી અમને લેવા માટે બસ સ્ટેન્ડ પર હાજર હતા.

એની માને જોતા મનોરમા તેને ગળે બાઝી પડવા આગળ વધી, પણ બીજી ક્ષણે એકાએક પાછી હટી ગઈ જાણે તેને વીજળીનો આચકો લાગ્યો હોય! હુ અને ભાભી એકબીજાના મો સામે જોઈ રહ્યા, ત્યા ભાઈએ કહ્યુ વરસાદ વરસે છે રિક્ષામા જ ચાલીએ ' પણ મનોરમાએ ના પાડી એટલે અમારે બધાને વરસાદમા ભીજાતા જવુ પડ્યુ

રાતે રાધા ભાભીએ મને કહ્યુ કે, મસૂરી આવીને તેમણે વાળ કપાવી નાખ્યા છે પહેલાં તે અંબોડો બાધતી હતી, પણ મસૂરીના આટલા મોટા હોટલ માલિકની પત્ની હોવાથી તેને માટે બાલ કપાવવા જરૂરી હતા લિપસ્ટિકનો ઉપયોગ તો ભાભી પહેલેથી જ કરતી હતી, પણ હવે તો તે કાયમનો થઈ ગયો હતો. જ્યારે મનોરમા તેનાથી તદ્દન જુદી જ હતી

સવારે મનોરમાએ માના ઓરડામા શણગાર મેજ જોયુ અને બોલી ઊઠી બા, આ બધુ તમારે માટે છે?

રાધા ભાભીએ હા કહી કે તરતજ નાક ને ભવા ચડાવીને મનોરમાએ કહ્યુ 'મા તમને આ ઉમરે આ બધુ ?

ભાભી ખસીયાણા ન પડી જાય એ માટે મે સાથ પૂરાવી કહ્યુ 'ભાભી તમે તો બેતાલીશ વર્ષના છો, પણ ત્રીસ વર્ષથી વધારે લાગતા નથી અને મનોરમા, આ બધુ તો સામાન્ય છે ભાભી કાંઈ વધારે નથી કરતા '

મનોરમાની આવી વાતથી ભાભી રાતીપીળી થઈ ગઈ માને બહુ ગુસ્સે થતા જોઈને મનોરમા વધુ બોલ્યા ચાલ્યા સિવાય ત્યાંથી ચાલી ગઈ

મને મનોરમાના આચાર વિચારમા ઘણો રસ હતો કારણ કે મારે, પણ એક નાની પુત્રી છે તેને ઘેર મૂકીને હુ આવી હતી મારી સાસુની દેખરેખ નીચે તે છોકરી પણ મોટી થઈને જો આવી થશે તો? મને વિચારમગ્ન જોઈને ભાભીએ કહ્યુ 'મનોરમા પણ આજે તમારી પેઠે ત્રણ વર્ષ ઘેર આવી છે મને કેટલો ઉમગ થાય!'

કેમ ત્રણ વરસ પછી આવી તેનુ કારણ પૂછતા, ભાભી ઉત્તર આપવા જતા હતા તેટલામાં ભાઈએ આવીને કહ્યું

'આજે ત્રણ વર્ષ પછી મનોરમા મસૂરી આવી છે એકવાર તો રજામા તે વિદ્યાર્થિનીઓ સાથે ચીન ચલી ગઈ હતી બીજી વાર દક્ષિણ ભારત જોવાની એને ધૂન ચડી ગઈ એ પછી વિદ્યાર્થીઓના સ્વયસેવકોના દળમા સામેલ થઈને

દિલ્હીની પાસે એક આદર્શનગર શિબિર હતી હતી તેમાં મનોરમા પણ સામેલ થઈ હતી. ગામમાં ઓઘકામ પણ તે કરતી હતી. બધાએ મળીને સડક બનાવી, ઈસ્પીતાલ બનાવી અને સ્કૂલની સ્થાપના કરી. અને આજ ચોથીવાર રજાઓ પડી છે ત્યારે મસૂરી આવી છે.'

*

મસૂરી જેવું રમણીય પહાડી સ્થળ અને ભાભી ભાઈ બંનેનો મારી ઉપર ખૂબ પ્રેમ, આથી મને ત્યાં ખૂબ ગમી ગયું. ભાભી સાથે હરીફરીને મેં મસૂરી જોઈ લીધું. મનોરમા પણ એક-બે વાર અમારી સાથે હતી. કોઈ વખત આનંદમાં સહેલ કરતી તો કોક વખતે કોણુ જાણે કેવા ઊંડા વિચારમાં ડૂબી જતી! તેને મુક્ત હસતાં જોવી તો જાણે અશક્ય! એને જોઈને મને મારું શાળાજીવન યાદ આવી જતું! હું વાતવાતમાં એવી એવી હસી પડતી હતી કે, ઘરમાં આવતાં જતા મારે સાંભળવું પડતું કે: 'ક્યારેક આનું મગજ ચસકી જશે!'

ભાઈએ હોટલમાં 'બાર' પણ ખોલ્યો હતો, અને દરરોજ રાતે 'ડેન્સ' પણ થતો. લોકો દારૂ પીતા. ચોરી છુપીથી દારૂ વેચાતો પણ ખરો.

મનોરમાએ એક દિવસ દારૂ વેચાતો જોયો. એ રાતે તેણે ભોજન કર્યું નહીં. ને ભૂખી સૂઈ રહી. ભાઈએ તેને મનાવવાનો ઘણો પ્રયત્ન કર્યો તો તે ગુસ્સે થઈને બોલી: 'મને આપની પાસેથી આવી આશા નહોતી, પિતાજી! આપ કોઈ દીકરીના પિતા થવા લાયક...ચોરી ચોરીને દારૂ વેચો છો, રૂપિયા કમાઓ છો, અને મારી માના બાલ 'કટ' કરાવીને આ કતલખાના જેવી હોટલમાં ફરવા ફરવા દો છો.!'

જાણે કોઈએ મોઢા ઉપર તમાચો મારી દીધો હોય તેમ ભાઈ એકદમ આભા બની ગયા. પણ પછી તાડૂકીને બોલ્યા: 'કેવી વાત કહે છે? તને ભણાવી ગણાવી તેનો આવો બદલો આપે છે? મને જો આવી ખબર હોત તો હું તને..!'

'તો શું! તમે મને ગુલામીના એ વિદેશી રંગમાં રંગવા માગો છો? જે રીત-રસમમાં મારી પહેલાંની પેઢી રંગાતી આવે છે જે પેઢી હોટલમાં બેસીને દારૂ પીવામાં, રાતે મોડે સુધી જાગવામાં અને મોડી રાત સુધી પાનાં ખેલવામાં આજેય પણ પોતાનું ગૌરવ માને છે, એમાં અમારી જેવી ઉગતી છોકરીઓને પણ તમે દોરવા માગો છો!' મનોરમા ભભૂકી ઊઠી.

મેં તે વખતે નવી પેઢીની આ નાની સરખી પ્રતિનિધિને પૂરાં રંગમાં જોઈ. જાણે પ્રગતિશીલતા સાકાર બની હતી. તે જરાય આવેશમાં નહોતી. તેના ગૌરવભર્યાં મુખ ઉપર શાંતિ હતી, સામે ભાભી સ્તબ્ધ ઊભાં હતાં. રોષે ભરાયેલી મનોરમાએ પોતાની મા સામે એક દૃષ્ટિ નાખી અને એકક્ષણ પછી તે ઉતાવળે પગલે બહાર ચાલી ગઈ. રસ્તા પર જ્યાં ત્યાં રખડી પણ મોડી રાત સુધી તે ઘરમાં પાછી ફરી નહિ. રાધા ભાભીએ પોતાનું માથું કૂટ્યું.

કેટલાક દિવસોથી રેવતી નામનો એક છોકરો પણ તેની પાસે આવતો. તે વધારે ભણ્યો ગણ્યો ન હતો. મેટ્રીક પછી તેણે પ્રચારકની પરીક્ષા પાસ કરી હતી. તે મસૂરીની પાસે જ એક ગામમાં શિક્ષકની નોકરી કરતો અને સાંજે અથવા રજાના દિવસોએ પગે ચાલીને મનોરમાને મળી જતો. મનોરમા અને તેની વચ્ચે કલાકો સુધી વાતો થતી અને બંને વિદેશી ક્રાંતિની ચર્ચા કરતાં, ક્યારેક ક્યારેક મનોરમા રાતે પણ બહાર રહેવા લાગી.

રાધાભાભી જાણે તે તરફ બિલકુલ બેફિકર હતાં; તેમને મનોરમાની કશી જ ચિંતા નહોતી. પોતાના વાળમાં ક્લિપ લગાવવી, કલબમાં બેસવું–ઊઠવું એમાથી જ એમને ફુરસદ નહોતી મળતી. ત્યાં દીકરીની કાળજી કરવાનો, તેનું મન જાણવાનો કે તેની વાત સમજવાનો તેને સમય પણ ક્યાં હતો!

મને લાગ્યું કે, હું તેમનું ધ્યાન આ તરફ ખેંચું.

રાધાભાભીએ ધીરેથી હસતાં કહ્યું: 'મેં સાંભળ્યું છે કે મનોરમા હવે લગ્ન કરવા માગે છે.'

'બની શકે છે.' મેં કહ્યું.

'મને માત્ર એક જ ચિંતા થાય છે કે તે એવા છોકરા સાથે લગ્ન કરશે કે જેની પાસે તેને ખવરાવવા પહેરાવવાના પૈસા પણ નહિ હોય. પેલો પરણ્યા પછી તેની પાસે વાસણ મંજાવશે ત્યારે આ દીકરીનું મગજ...' ભાભીએ પાછું કપાળ કૂટ્યું.

હવે મનોરમાએ મારી સાથે વાતચીત કરવાનો સમય પણ ઓછો મળતો હતો, તે વધારે પડતી રેવતીચરણમાં જ તલ્લીન રહેતી હતી.

મસૂરી આવ્યાં મને લગભગ બે માસ થઈ ગયા હતા. હું મનમાન્યું ફરી હતી અને મનમાન્યાં ભોજન મળ્યાં હતાં. રાધાભાભી અને કિશોરીલાલભાઈના આતિથ્યથી હું તૃપ્ત હતી.

ભાઈ–ભાભી માટે તેમનાં જ સંતાન–મનોરમા અને સુરેશનું આચરણ જ તેમની અશાંતિનું કારણ હતું, બાકી ભગવાનની કૃપા ઘણી હતી. મેં અહીં એટલાં સુખ–આરામ અનુભવ્યાં ત્યારે હું સમજી કે, જગતમાં આવો વૈભવ કોઈકને જ ભોગવવા મળે છે. જો કે મારું લગ્ન તો ઘણી સાધારણ સ્થિતિના ઘેર થયું છે ને અમે સાદાઈથી રહીએ છીએ.

જ્યારે હું મસૂરીથી વિદાય થઈ ત્યારે મનોરમાનો પત્તો નહોતો. તે કેટલાય દિવસથી ઘેર આવી નહોતી. તેની બાબતમાં રાધાભાભીને કંઈ કહેવાની મને હિંમત ન થઈ. હું ખુરજા પાછી આવી. ખુરજા આવ્યા પછી લગભગ ત્રણ ચાર દિવસ પછી અને મનોરમાનો પત્ર મળ્યો. તેણે લખ્યું હતું કે:

પૂજ્ય ફઈબા,

આપ ગયાં તે પહેલાં હું આપને મળી શકી નહીં. કેમકે, હું તે સ્થિતિમાં માતાજી (જે મમ્મી કહેવરાવવાનું વધારે પસંદ કરે છે) ની સામે આવી શકતી નહોતી. તેમને મારા વર્તનથી ઘણું દુઃખ થાત. મેં રેવતી સાથે લગ્ન કરી લીધાં છે અને અહીં મેં સમાજસેવાનું કામ પણ ઉપાડી લીધું છે. સાહિત્યમાં એમ. એ. પાસ કરીને શું કરવું? અહીં બિમારી છે, અજ્ઞાનતા છે, દરિદ્રતા છે, અને શોષણ છે, આ બધું નિવારવાનું હોય ત્યાં એમ. એ. ના ચોપડા લઈને વાંચવા બેસવાનું મારાથી બની શકે એમ નથી.

પિતાજીની હોટલ માટે ઘી અહીંથી જ જાય છે....બે રૂપિયે શેર: તે મસૂરીમાં સાડા ત્રણ રૂપિયે વેચે છે અને હોટલની રસોઈ માટે વેજીટેબલ ઘી વાપરે છે. હું ઈચ્છું છું કે, તે લોકોને પણ પરોપકારી સંસ્થાઓ પાસેથી કંઈક લાભ કરાવી શકું.

ફઈબા, અહીં દવાઓની જરૂરીયાતો છે જ. કેમકે લગભગ સેંકડે ૭૫ ટકા લોકો ઉપચાર વિના મરી જાય છે. ગાંધીજીનો સિદ્ધાંત શો છે? વિનોબાજીનું કાર્ય અને વિચાર આ લોકોને બતાવવાનો છે, માત્ર શહેરોમાં રહીને હોટલ ચલાવવાથી કે ખણુખણુતા રૂપિયા કમાવવાથી આપણું કામ ચાલશે નહીં. રૂપિયા કમાઈને સમાજ સેવા ઉપર મોટાં મોટા ભાષણો આપવાથી કંઈ થવાનું નથી. શ્રમદાન આંદોલનથી જો હું આ લોકોનું થોડું પણ ભલું કરી શકું તો એનાથી વધારે ગૌરવની બીજી વાત મારે માટે કઈ હોઈ શકે?

માતાજી અને પિતાજીના વારસામાં સુખ જ માત્ર સર્વસ્વ છે! ફઈબા, આપણી પેઢી કંઈ નવું નહીં વિચારે? તેની પાસેથી તમે પણ તે જૂની પુરાણી આશા નથી રાખતાં ને? આશા છે કે ઓછામાં ઓછું તમે મને અભિશાપ આપશો નહીં. મારા કાર્યમાં જો સફળ થઈશ તો હું આપને આમંત્રણ આપીશ. આપ આશીર્વાદ આપવા જરૂર આવજો.

આપની આજ્ઞાકારિણી

મનોરમાના વંદન

રાધાભાભી અને કિશોરીલાલભાઈ પર આ લગ્નથી શી અસર થઈ હશે? ભાઈનું વય ૪૫ વર્ષનું છે અને મનોરમા ૨૦ વર્ષની છે. આ પચીસ વર્ષના ગાળામાં જ્યારે અમારે માટે નવી પેઢી આવી ગઈ છે ત્યારે અને મનોરમાને સંતાન થશે ત્યારે સાવ નવાં છોડ ઉગશે તે દિવસે એનું ભવિષ્ય કેવું હશે? એની માન્યતાઓ કેવી હશે?

1

# ઋણ અદા કરો

ડૉ. આલ્બર્ટ સ્વાઈટ્ઝર

'સારા કામો કરવાની ઘણી ઘણી ઇચ્છા છે, સમાજ-સેવા કરવા માટે પૂરી ઝંખના છે, પણ શું કરું ? મારા પોતાના અંગત કામોનો બોજો એટલો બધો છે કે મિનિટની પણ ફુરસદ મળતી નથી.' આવું કહેતા તમે લોકોને વારંવાર સાંભળશો, અને તેમની વિવશતા પરત્વે તમે હમદર્દી પણ પ્રગટ કરતા હશો પણ વાસ્તવમાં આવા લોકો સહાનુભૂતિને પાત્ર હોય છે ખરા ? શું ખરેખર આપણા રોજિંદા કામોનો બોજો એટલો ભારે હોય છે કે અન્યની થોડી પણ સેવા કરવાનો અવકાશ એમાંથી ન મળે ?

ના, ખરેખર એવું નથી કોઈ પણ માણસ એટલો કાર્યરત નથી હોતો કે દિવસભરમાં તે એકાદ વ્યક્તિને પણ મદદરૂપ ન થઈ શકે રોજ રોજ એવી દસ્તાબંધ તકો માણસ સમક્ષ આવે છે, જ્યારે તે થોડી પણ સમાજ-સેવા અવશ્ય કરી શકે

વાસ્તવમાં તો આવા સેવાકાર્યો પાછળ સવિશેષ સમય વિતાવવાની કોઈ ખાસ આવશ્યકતા યે હોતી નથી, કે ન કોઈ મોટો પરિશ્રમ એ માટે કરવો પડતો હોય છે હા, આવશ્યકતા હોય તો તે એવા કામ કરવાની નિખાલસ નિષ્ઠાની છે

તમે કોઈ જરૂરી કામે જઈ રહ્યા હો અને કોઈ તમને ઈસ્પિતાલ સ્ટેશન અથવા અન્ય સ્થળે જવાનો માર્ગ પૂછે તમે કોઈ ખાસ પરિશ્રમ વગર તે વ્યક્તિને સહાય કરી શકો છો, પણ તમે કર્તવ્ય કર્મની નિખાલસ ભાવનાથી એ કામ પૂરી તન્મયતાથી કરો છો ખરા ? માર્ગમાં કોઈ વ્યક્તિ ભારે બોજો માથે ચડાવવા કોઈ સહાયકને ખોળતી હોય ત્યારે તમે એ કામ કરી આપવા તત્પર થાઓ છો ખરા ? આવા આવા તો હજારો નાના અને સહજસાધ્ય સેવાકાર્યો ડગલે ને પગલે આપણી રાહ જોતા ઊભા જ હોય છે પણ આપણે તેને મહત્વ ન આપતા 'સમાજ-સેવા'નાં કાર્યો તરફ મીટ માંડીએ છીએ, જે કરવા માટે નથી સમય, ધન કે યોગ્યતા !

કોઈ પણ વ્યક્તિને તમે એક નાની સરખી સહાય કરો અને પછી જુઓ કે તમને કેટલો આનંદ થાય છે, તમે તમારી પોતાની જ નજરમાં કેટલા ઊંચે ચડો છો આ આંતરિક પ્રસન્નતા અવર્ણનીય હોય છે. તેનું મૂલ્યાંકન તમે ધન વડે નહિ કરી શકો. આવા નાના નાના સત્કર્મો તમારે માટે પ્રસન્નતાની એક સૃષ્ટિ પેદા કરશે અને એવી સહાય પામનારને અનુકરણની પ્રેરણા આપશે. અને આ બધા કરતા એમાંથી ચમત્કારિક પરિણામ તો એ આવશે કે તમે તમારા સમાજનું અને તમારા રાષ્ટ્રનું ચારિત્ર્ય અને નીતિમત્તા ઊંચે લાવવામાં નિમિત્તરૂપ બનો છો.

ભારતમાં બનેલી એક ઘટનાનો અહીં ઉલ્લેખ કરું જેણે ભારતીય સૌજન્યની એક ચિરંજીવ છાપ પરદેશીઓ પર પાડી એ સમયમાં ભારતમાં બ્રિટિશ રાજ્ય હતું પણ ભારતીય 'લેજિસ્લેટીવ એસેમ્બલી'ના પ્રમુખ હતા શ્રી વિઠ્ઠલભાઈ પટેલ એક દિવસ એક અંગ્રેજ દંપતી પાર્લામેન્ટનું વિશાળ મકાન જોવા આવ્યા પણ તેઓ અજાણ્યાં હોવાથી મુશ્કેલી અનુભવી રહ્યા હતા એક સીધાસાદા દેખાતા ભારતીય સજ્જને તેમની મૂંઝવણ પારખી ને તેમને સાથે ફરીને આખુંય પાર્લામેન્ટ ભવન દેખાડ્યું અને તે વિશેની વિગતવાર સમજણ આપી. બીજે દિવસે તે દંપતીએ એસેમ્બ્લીની બેઠકમાં પ્રેક્ષકોની ગેલેરીમાંથી દૂરબીન વડે જોયું તો તે જ ભારતીય સજ્જન 'સ્પીકર'ની ખુરશીમાં બેઠેલા શ્રી વિઠ્ઠલભાઈ પટેલ પોતે જ હતા

વાસ્તવિક રીતે લોકસેવાની ઇચ્છા રાખનાર વ્યક્તિમાં અહંકાર બિલકુલ ન હોવો જોઈએ જેનામાં અહંકાર હોય તે કદી તેના સાચા અર્થમાં લોકસેવક બની શકે જ નહિ એટલે જ, આજે શહેરમાં સંખ્યાબંધ વ્યક્તિઓ પોતાને લોકસેવાની સાચી

ભાવનાનાં દર્શન થતાં નથી. ખરું પૂછો તો આ વ્યક્તિઓ સમાજસેવાનો અર્થ પણ જાણતી હોતી નથી, કારણ કે સેવા કરવાની અહંવૃત્તિનું આવરણ તેમની અંતરવૃત્તિને આવરીને પડયુ હોય છે. એક ઉજળિયાત માણસ કોઈ ગરીબની રસ્તામાં વેરવિખેર થઇ ગયેલી ચીજવસ્તુઓને એકઠી કરવામાં સહાયરૂપ નહિ થાય, પણ પોતાના સગેવહાલા અથવા પોતાનાથી ઉચ્ચ સ્થિતિના વિશે આવું કંઈ બને તો તેનું વર્તન કંઈક જુદું જ બની રહે છે. આવો ભેદભાવયુક્ત વર્તાવ સમાજસેવાના મૂળમાં જ ઘા કરે છે.

સમાજસેવાનો સંબંધ અધ્યાત્મવૃત્તિ સાથે પણ છે. નિસ્વાર્થ ભાવે બીજાની સેવા કરવાથી જે આત્મસંતોષ પ્રાપ્ત થાય છે તે વ્યક્તિના આધ્યાત્મિક વિકાસમાં ગણનાપાત્ર ફાળો અવશ્ય આપે છે. એ તો દેખીતું જ છે કે જેઓ સેવામાં પણ ભેદભાવની નીતિ અપનાવે છે તેમનું હૃદય કલુષિત હોય છે અને પૂર્ણ આધ્યાત્મિક ઉન્નતિ અગર તો આત્મસંતોષમાંથી નીપજતા આનંદથી તેઓ વંચિત રહી જાય છે.

હું મારા જીવન પર દષ્ટિપાત કરું છું અને મારા સમગ્ર જીવનમાંથી જે કંઈ મને શીખવાનું મળ્યું છે તેનો નીચોડ કાઢવાનો પ્રયત્ન કરું છું ત્યારે મારી આંખો સામે એવા અપરિચિત ચહેરા આવે છે જેમણે મને કંઈક પણ સહાય કરી હોય. જો કે તેમને પોતાને પણ આની ખબર નથી હોતી અને ત્યારે તો મને પણ તેમણે કરેલી સહાયતાનો સ્પષ્ટ અનુભવ નહોતો થયો. પણ આજે વ્યાપક દષ્ટિએ જોવા પ્રયત્ન કરું છું ત્યારે સ્પષ્ટ સમજાય છે કે એવાં નાનાં નાનાં કાર્યોમાં મને સ્વાર્થરહિત વૃત્તિથી સહાય કરીને એ લોકોએ મારું જીવન ઉન્નત કરવામાં કેટલો મોટો ફાળો આપ્યો છે. આપણે સૌ સમાજના ઋણી છીએ અને સમાજની સેવા કરીને જ એ ઋણ અદા કરી શકાય. જીવનચક્ર આ જ મહાન બોધપાઠ માનવજાતને શીખવી જાય છે.

દીનદુ:ખી લોકો સહાનુભૂતિના બે મીઠા બોલથી પણ ઘણી શાંતિ પામે છે અને તેમને જીવન જીવવા જેવું લાગે છે. અંતરની ઉદારતા માત્ર પૈસાથી જ વ્યક્ત નથી થતી. પોતાના શરીર અને કર્મથી પણ માનવજાતિની ઉત્તમ સેવા થઈ શકે છે.

આમ જોવામાં તો એમ લાગે છે સમાજસેવાનાં કાર્યો કરીને આપણે અન્યનું ભલું કરીએ છીએ, પણ વાસ્તવમાં તો આ કાર્યો દ્વારા આપણે આપણા પોતાના જીવનની જ ઉન્નતિ સાધતા હોઇએ છીએ. પ્રેમથી પ્રેમ મળે છે અને સદ્ભાવનાથી સદ્ભાવના. જો સમાજમાં પ્રેમ અને સદ્ભાવનાનું આ ચક્ર અવિરતપણે ફરતું જ રહે તો આ દુનિયામાં પ્રેમનું અને પ્રસન્નતાનું સામ્રાજ્ય બની રહે અને જીવન-સંઘર્ષ સહજસાધ્ય થઈ જાય.

હું તો જીવનમાં એટલું શીખ્યો છું કે ખૂબ ખૂબ કરી નાખવાની મહેચ્છામાં મસ્ત રહેવા કરતાં નાનું એવું સત્કાર્ય કરવાનો અમલ તરત જ કરી નાખવો જોઈએ અને આપણી સહાયથી બીજાનું થોડું પણ ભલું થતું હોય તો એ અવસરને કદી જતો ન કરવો જોઈએ.

*

ઝૂંપડામાં દીવો કરવા માટે જેની પાસે તેલ પણ નહોતું એવી એક અત્યંત ગરીબ વૃદ્ધાની એક રાત્રે સાડી સાંધતાસાંધતાં સોય નીચે પડી ગઈ. સોય ન દેખાઈ; એટલે બહાર નીકળી એ સુધરાઈના દીવા પાસે જઈ સોય જોવા લાગી. કોઈકે કહ્યું : 'માજી ! શું શોધો છો ?

જવાબ મળ્યો :

'ભાઈ, મારા ઘરમાં સોય ખોવાઈ ગઈ છે પરંતુ ત્યાં અજવાળું ન હોવાથી અહીં તપાસ કરું છું.

'સોય ઘરમાં છે તે અહીં કેવી રીતે મળશે ?' પેલાએ ચાલવા માંડતા આશ્ચર્યથી પૂછ્યું. સુખ અને શાંતિની પ્રાપ્તિના પ્રયત્નોમાં આપણી દશા આ માજીની શોધ જેવી નથી ?

# જીવન કોના હાથમા સોંપવું ?

કરસનદાસ માણેક

આપણામાં એક કહેવત છે 'ગરજવાનને અક્કલ ન હોય' ગરજ અને અક્કલ બન્ને સાથે ન રહી શકે ! ગરજ માણસની બુદ્ધિને એવી ઘેરી લે છે કે પછી માણસ બીજી બધી બાબતોમા ચકોર, હોશિયાર હોવા છતા ફક્ત એક આ ગરજવાળી બાબતમા જ બેવકૂફની પેઠે વર્તતો થઈ જાય, આવો બધાનો અનુભવ છે.

'ગરજે ગધેડાને પણ બાપ કહેવો પડે, એવી એક બીજી પણ કહેવત છે. ગરજને કારણે અક્કલ કેટલી હદે બહેર મારી જાય છે અને વિવેકબુદ્ધિ કેવી સઈ જાય છે એ આ બીજી કહેવતે ઠીક આકરી અને આખાબોલી રીતે બતાવ્યુ છે

કોઈ ત્રીજાએ વળી આ જ વાતને એક ગીતની કડીમા ગૂથી લીધી છે 'નથી ગરજ સમ ગળી, શર્કરા નથી ગરજ સમ ગળી !' સાચી વાત છે ગરજ' જેટલી મીઠી છે, તેટલી તો ખુદ શર્કરા સાકર પણ મીઠી નથી ! પણ મીઠી કોની પાસે ? જેની પાસેથી કામ કઢાવવુ છે એની પાસેસ્તો ! આ સિવાય, બીજે બધે ઠેકાણે તો માણસ, પ્રકૃતિથી જેવો હોય છે તેવો જ રહે છે ! બલ્કે, ગરજને કારણે કૃત્રિમ રીતે કેળવવી પડતી મીઠાશનુ પરિણામ ઘણીયે વાર એવુ પણ આવે છે કે માણસ અદરખાનેથી કડવો ઝેર થઈ જાય છે એક ઠેકાણે 'ગરજના માર્યા' વધુ પડતી મીઠાશ બતાવવી પડે છે એ વાતનુ વેર એ, જાણે, બીજે ઠેકાણે વધુ પડતી કડવાશ વાપરીને વાળતો હોય છે

આનો અર્થ એટલો જ કે ગરજ માણસને દભની દીક્ષા આપે છે, અને માણસ દભી થયો, પછી કયો દુર્ગુણ બાકી રહે ! દુર્ગુણોની આખી દુનિયાનો કોઈ એક અગ્રણી હોય તો તે દભ જ છે.

ગરજાઉ માણસ દુનિયાને બે ભાગમાં વહેંચી નાખતો હોય છે, મનમા ને મનમાં ! એક ભાગ એ કે જેની પાસેથી તેને કામ કઢાવવુ છે ! બીજો ભાગ, બાકીનો ! આ પહેલા ભાગની સાથે ગરજાઉ માણસ પોતે જાણે 'શર્કરાથીયે મીઠો' હોય એવું વર્તન રાખવાનો દભ કરે છે, જ્યારે બીજા ભાગ પાસે, તે સ્વતત્ર, અક્કડ, નિસ્પૃહ, નિર્ભય, કોઈની પણ શેહમા ન તણાય એવો, ગમે તેને રોકડુ પરખાવી દે એવો હોવાનો દાવો અને ડોળ કરતો હોય છે.

પણ સમય જતાં આમાં પણ ફેરફાર થાય છે, ધીમે ધીમે જેમ જેમ જગતનો વધુ ને વધુ અનુભવ થતો જાય છે તેમ તેમ ગરજવાનને એક નવું સત્ય સમજાવા માડે છે એ સત્ય એ કે જગતમા કોની કયારે ગરજ પડશે એ કહેવાય જ નહિ ! ગમે તેની ગમે ત્યારે જરૂર પડે એટલે પછી 'ગરજ હોય ત્યા ગળ્યા થવુ !' એ પોતે સ્વીકારેલ 'સિદ્ધાત'મા એ સુધારાવધારા કરે છે, અને જીવનમાં કોઈ પણ વખતે કોઈની પણ જરૂર પડવા સભવ છે, માટે સૌની પાસે ગળ્યા થવુ' એ નવુ સૂત્ર અપનાવે છે, અને સર્વત્ર, ગળ્યો જ થતા શીખ છે—ખુશામતખોર બની જાય છે. દભ એજ તેના જીવનનું પછી ધ્રુવપદ બને છે સૌને નમતા–ભજતા રહેવાની વૃત્તિ એજ તેનો સ્વભાવ બની જાય છે, અને કયાય કોઈનેયે સામે માથુ ઊચકવવાની હિંમત તેનામા રહેતી નથી. 'કોણ જાણે, કયારે આપણને એની જરૂર પડે !'–એ બીકમા ને બીકમા જ–એ સૌને સલામો ભરતો રહે છે !

મર્દની મર્દાઈને ઢીલી, શિથિલ, જો કોઈ કરી નાખતુ હોય, તો તે એક કામના જ ! ઈચ્છાઓ, વાસનાઓ, તૃષ્ણાઓ ! એ કામનાઓ છોડી, તે કોઈનો દાસ નહિ ! કોઈનોય ઓશીઆળો તેણે કરવાનો નહિ ! निष्काम कस्य किंकर !

પ્રશ્ન, સૌ પ્રશ્નોનો મહાપ્રશ્ન, કેવળ એક જ છે માણસે પોતાનું જીવન કોના હાથમા સોંપવુ ? કોના હાથમા સોંપાય તો એ સુરક્ષિત રહે ? અનેક

દૈહિક કામનાઓના હાથમાં કે એક ઉચ્ચ આદર્શના હાથમાં ? જીવનનું લક્ષ્ય કોઈ ભવ્ય ઉન્નત આદર્શ હોવો જોઈએ કે ક્ષણે ક્ષણે નવા નવા સ્વરૂપે ઉત્પન્ન થતી નવી નવી કામનાઓ ? માણસની હોડીને કોઈ મંગલ ધ્યેયરૂપી સુકાન હોવું જોઈએ કે પછી વાસનાઓના વાયરાઓ જ્યાં એને ખેંચી જાય, ત્યાં એને ખેંચાવાનું ?

જગતના તમામ ધર્મો આ પ્રશ્નનો જવાબ આપવા માટે જ જાણે પ્રસ્થાપિત થયા છે; જગતની તમામ સંસ્કૃતિઓ આ પ્રશ્નનો જવાબ આપવા માટે જ જાણે નિમાઈ છે; અને જગતનું તમામ તત્ત્વ-ચિંતન આ એક જ પ્રશ્નની છણાવટ કરીને તેનો જવાબ શોધવા માટે જ જાણે પ્રવૃત્ત થયું છે.

અને એ રીતે પ્રાપ્ત થયેલ જવાબ, અલબત્ત, સૌ જાણે છે. પ્રશ્ન જાહેરમાં પૂછવામાં આવે તો સૌ તેનો એક જ ઉત્તર આપે છે. પણ જીવનની સૌથી મોટી, સૌથી વધુ દુઃખદ કરુણતા એ છે કે પોતાના અંતરાત્માના એકાંતમાં માણસ આ સવાલનો જવાબ જુદી રીતે જ આપે છે ! ઉપર ઉપરથી આદર્શો અને ધ્યેયોની વાતો કરતો છતાં ભીતર તો એનામાં ઈન્દ્રિયસુખોની જ આરાધના ચાલતી હોય છે. વાસનાઓ એ જ જાણે એનું સાચું વિશ્વ છે; અને ઈચ્છાઓની-સુખેચ્છાઓની તૃપ્તિ—એ જ જાણે એનું અંતિમ લક્ષ્ય છે, એમ એ વર્તે છે. એવી દ્વિમુખી દંભનીતિના દાસોને વાસનાના ઘેનમાંથી જગાડવા માટે આવા નૈતિક ચોટિયાઓ અવારનવાર ભરતા રહેવાની જરૂર સંતોને અને શાસ્ત્રોને લાગી છે કે 'ભાઈ યાદ રાખજે-દાસત્વનું મૂળ-કામના.'

*

## અક્ષરલોક

જ્યાં આપણી કલ્પનાને પણ આવકાર અપાતો હોય,

જ્યાં આપણા ચિન્તનની કોઈ ને કોઈ રેખા મળી સમૃદ્ધ થતી હોય,

જ્યાં આપણી ઊર્મિઓને વિશાળ પ્રતિબિંબ મળતું હોય ને એ રીતે આપણા સ્પન્દન પડઘાઈને પુષ્ટ થતા હોય,

જ્યાં શબ્દનો ધબકાર માણી શકાતો હોય,

જ્યાં અર્થ આનંદમય ચૈતન્ય ધારણ કરીને આહ્‌લાદતો હોય,

જ્યાં વાણીની વ્યંજના રસને પ્રબોધતી અનેક અર્થચ્છટાઓ વિસ્તારી રહી હોય,

જ્યાં કોઈ વાદ કે વિવાદ વરવું રૂપ લઈને વચ્ચે વચ્ચે ડોકિયાં ન કરતો હોય,

જ્યાં ગ્રામ, નગર, આશ્રમ, એવી અનેક સંસ્કૃતિની સૌરભ અળખામણી ન લાગે તે રીતે હૃદયને પમરતી હોય,

જ્યાં વર્ણનીય વિષયના ઊર્મિ વિચાર વગેરે સર્વના ઊંડાણ અને વ્યાપ મનને આનંદ છાઈને રજૂ થતા હોય,

એવા અક્ષરલોકમાં તું મને વધુ ને વધુ રાખ. —રામપ્રસાદ દવે

# ઝંખના

દિનકર ના જોશી

અને એ યુવતી ચીસ પાડીને રસ્તાની એક બાજુ ગબડી પડી.

આમ કેમ થયુ ? એવો વિચાર કરુ એ પહેલા તો આજુબાજુના રસ્તે જતા માણસો ભેગા થઈ ગયા

હુ ગભરાઈ ગયો

ભારે કરી.

મારી આવી બેદરકારી બદલ હુ ઘણો પસ્તાયો એવામા માણસોના ટોળામાથી અવાજો આવવા માડયા મારો–મારો, પકડો–પકડ, જો જો ભાગી ન જાય અરે આવા–લોફર–બદમાશોને તો મેથીપાક દેવો જોઈએ પકડો

હુ મૂઝાઈ ગયો

શુ કરવુ ? હવે આ લોકો મને હેરાન કરશે અને ખોટી ફજેતી થશે એટલામા તો એક બે જણાએ મારી સાયકલ ઝૂટવી લીધી

કોઈએ એ યુવતીને બેઠી કરી ત્યારે એના કપાળમ થી લોહી નીકળતુ હતુ એ જોઈ હુ ખૂબ ગભરાઈ ગયો ખૂબ અસ્વસ્થ થઈ ગયો ને વિચાર્યું – ભારે કરી મારા ધૂની જેવા સ્વભાવે અને બેધ્યાન પણાએ આજે મને મુશ્કેલીમા મુકયો છે હવે આ બધા લોકો અવનવા આક્ષેપો કરી મને પોલીસને હવાલે કરશે

પણ લોહી નીકળતા કપાળને દાબીને મારી નવાઈ વચ્ચે એ યુવતી બોલી "આમા એમનો કાઈ વાક નથી વાક મારો જ છે મારે રસ્તાની ડાબી બાજુએ ચાલવુ જોઈતુ હતુ વળી ફૂટપાથનો પણ મે ઉપયોગ નથી કર્યો એમને જવા દો"

ઓહ ! શુ એની નમ્રતા !

વળી નમ્રતામા છલકતી ભારોભાર લાગણી અને સહાનુભૂતિથી હુ એક અનોખા અહોભાવમાં ડૂબી ગયો. સમસ્ત સૃષ્ટિને પોતાના તરફ ખેચી શકે એવી એની પ્રેમાળ વાણીમા અજબનુ આકર્ષણ ભર્યું હતુ.

થોડીવારમા જ સામેના પ્રાયવેટ દવાખાના માથી ડૉકટર પણ દોડી આવ્યા અને દવા લગાડી કપાળ ઉપર પાટો બાધી દીધો પણ હુ કોઈ અનોખા ભાવથી બધાઈ ગયો એના શબ્દોથી હુ ઘણો પ્રભાવિત થયો મારામાથી એક પ્રકારના જૂના પૂર્વગ્રહનો નાશ થઈ ગયો એના એક જ જવાબે મારામા દૈવી પ્રસન્નતા ઊભરાઈ આવી મન અલૌકિક ભાવનામા ઝૂમી ઊઠયુ મે એનો આભારમાની મનોમન વંદન કર્યાં

પણ એ તો પછી મૂગેમૂગી આગળ ચાલી ગઈ ટોળુ વિખેરાઈ ગયુ પરતુ મારા મનમા એક નવુ ટોળુ ઊભુ થયુ હતુ ! જેમા એ છોકરીના અનેકવિધ ભવુક સ્વરૂપો મારામાં છલકાવા લાગ્યા !

અને પછી હુ સીધો જ મદિરે આવ્યો ઘેર જતા પહેલા ભગવાનનો આભાર માનવા મારુ મન ઝખતુ હતુ પણ હુ અહિ સ્થિર રહી ન શકયો. પેલી છોકરીની આખોના પ્રેમાળભાવ ભગવાનની મૂર્તિમાથી છટકાઈને આખાય વાતાવરણને આધ્યાત્મિકતાની સૌરભથી રગી દેતા મન ભાવવિભોર બની ગયુ અને નવાઈની વાત છે કે આવો દૈવી અનુભવ મને પ્રથમ વખત જ થયો.

ઘેર આવ્યો

પણ મન કોઈ એક એવી સપાટી પર તરવા લાગ્યુ કે જ્યાથી કોઈના અથાગ સાન્નિધ્યના ઊડાણમા ડૂબકી મારવાનુ સહેલુ થઈ પડે

અરે ! પણ શુ આ નબળાઈ ન કહેવાય ? એવુ બહુ વળી શુ કહી નાખ્યું ? મને શાતિથી

જવા દીધો એટલું જ ને ? તો એમાં આટલો બધો પાગલ કેમ બની ગયો એની પાછળ ? જો કે આ મનની અસ્વસ્થતા જ ગણાય.

પરંતુ નહીં. એનામાં એવું કંઈક છે કે જે બીજી લાખો સામાન્ય યુવતીઓમાં નહીં હોય. એ સ્ત્રીઓની સામાન્ય કહી શકાય એવી ભાવના, લાગણી અને વિચારોથી અનેકગણી આગળ હશે. એની બુદ્ધિમત્તા અને આદર્શોનું સ્તર ઘણુ ઊંચુ હોવુ જોઈએ કે જેમાં દોષ, વેર-ઝેર કે ઈર્ષ્યા જેવુ તો કશું જ નહીં હોય વળી એના ચહેરા ઉપરથી નીતરતી ભાવુકતા આંખોમાં રહેલી પ્રેમાળતાને વ્યક્ત કરી એની સૌમ્યતામાં વધારો કરતી હતી.

ઓહ ! કેટલુ સુંદર !

કેટલું સ્નેહાળને સૌમ્ય દર્શન ! જાણે પ્રકૃતિમાં પ્રફુલ્લિત મન પ્રભુની ઝંખનામાં નિમગ્ન બની ગયું હોય !

બસ, પ્રેમ શબ્દની વ્યાખ્યા હવે મને સચોટ સમજમાં આવી ગઈ. અત્યાર સુધી હું આ શબ્દને રખડતો ભટકતો અને સસ્તો સમજતો હતો. ખરેખર પ્રેમ એ પ્રભુનો આશીર્વાદ છે અને એ પ્રેમાળ વાણીમાં વ્યક્ત થાય છે ત્યારે એના અહોભાવને જીરવવો કેવી રીતે એ પ્રશ્ન મુશ્કેલીમાં મૂકે છે

"અરે નવીન !" રસોડામાંથી કદાચ બીજો કે ત્રીજો અવાજ આવ્યો હશે એમ બાના પ્રચંડ અવાજ ઉપરથી મે ધાર્યું ! પણ હું ચમકી ઊઠ્યો હતો એટલા માટે કે સાંજ પડવા આવી હતી. અને ત્યાં સુધીમાં મેં મારી ભાવનાઓનું જગત બાંધી દીધુ હતું. જીવનમાં મે કલ્પેલી ઝંખના સાકાર થઈ ગઈ હતી અને એની સાકારતા ઘરમાં સજીવન થઈ છવાઈ ગઈ હતી. પણ મારી બા વધુ નજીક આવીને બોલી. "આજ તારી તબીયત તો સારી છે ને ?"

"અરે ! ઘણું સારું છે બા !" મે ઊભા થઈને કહ્યું. અને પછી હસતા હસતા બોલ્યો–

"આજ મને જીવનમાં કંઈક નવું મળ્યુ હોય એટલો આનંદ અને પ્રસન્નતાથી ભર્યો ભર્યો છુ."

"ત્યારે તો અમને પણ કહે ને, અમે પણ પ્રસન્નતા તો માણીએ." બા હસીને બોલી ગઈ.

"ભગવાનનો આશીર્વાદ અને કૃપા હશે તો બા, કોઈ દિવસ ન ખૂટે એવી પ્રસન્નતાથી આ ઘર ભર્યું ભર્યું રહેશે. એક અનોખી પ્રેમાળ તાજગીથી વહેતી ભરપૂરતા આપણા ઘરને તો સાત સ્વર્ગથી પણ વધુ મહેકતુ કરી દેશે"

"હેં ?" મારી બા નવાઈ પામી ગઈ.

પણ નાટકની જેમ બોલી જવાયેલા મારા સંવાદોથી મને પણ નવાઈ લાગી. હું જે કાંઈ બોલી ગયો તે માત્ર મારી ભાવુકતા જ હશે. એક અજાણી ન સમજાય એવી સંવેદનશીલતા જ હશે.

પરંતુ મારા ભાવાવેશમાં બોલાયેલાં વાક્યોએ મારી બાને બહુ સ્ફૂર્તિલી અસર કરી. અને આ પ્રવાહી અસરથી એને ઘણો આનંદ આવ્યો. વળી આશા અને ઉમંગોથી એનું માતૃહૃદય પ્રેમથી ભરાઈ આવ્યુ એની ખૂશી ખીલતી ખીલતી એક ફૂલ બની ગઈ અને આશીર્વાદથી મને નવાજી રહી.

અને શરમ ને સહજતાથી હસી કાઢી મેં બહાર જવાની તૈયારી કરી એટલામાં બે-ત્રણ મિત્રો આવ્યા એકે કહ્યુ રેઈસકોર્સ ફરવા જઈએ બીજાએ કહ્યુ ફીલમ જોવા જવુ છે ત્રીજાએ કહ્યુ–ક્યાય નથી જવુ પણ લેંગ લાઈબ્રેરીમાં આજે જૂદા જૂદા વક્તવ્ય ગોઠવ્યા છે. તે સાંભળવા જઈએ. તેમાં ઘણાં જાણીતા સારા સારા લેખકો અને કવિઓ ભાગ લેવાના છે."

પણ આથી બીજા બે મિત્રોને ન ગમ્યું એટલે એમાંના એકે ડહાપણ વાપર્યું કે ચિઠ્ઠી બનાવીએ. અને હુ જ જીતી ગયો મારી ચિઠ્ઠીમાં જ લખેલુ હતુ લેંગ લાઈબ્રેરી !

અને અમે લાઈબ્રેરી ખંડમાં ગોઠવાયા.

નક્કી કરેલા સમયે કાર્યક્રમ શરૂ થયો

સ્ટેજ ઉપર અનેક નામી-અનામી લેખકો-કવિઓ બેઠા હતા કે જેઓ પોતાને મળેલ વિષયો

ઉપર બોલવાના હતા.

ત્રણ-ચાર વકતા બોલી ગયા પછી થોડીવારે એનાઉન્સરે આજુબાજુ જોયું અને પછી કહ્યુ –"હવે આવે છે મિસ ભટ્ટ પણ એ ઘણાં શરમાળ છે. એટલે તમારી વચ્ચેથી એમને પધારવાની હું વિનંતી કરુ છુ"

એટલામાં બધાની નવાઈ વચ્ચે પ્રેક્ષકોમાથી એક યુવતી ઊઠી.

અને હું ચમકી ઊઠયો.

એના કપાળ ઉપર એ જ પાટો બધાયેલો હતો જે આજ સવારે મારી સાયકલ અથડાવાથી પડી જતા લોહી નીકળતા બાંધ્યો હતો

શાત વાતાવરણમા સ્ટેજ તરફ જતા એનાં ધીમાં પગલા મારામા કોઈ અજબની ઉત્સુકતા ભરતા હતા. મારા સમગ્ર અસ્તિત્વમા કોઈ અદ્ભુત ચેતનાનો સચાર થયો અને રોકાયેલા શ્વાસ મન-પ્રાણને દિવ્યતાથી ભરી દીધુ કોઈનુ દર્શન માત્ર આટલુ અદ્ભુત હોય છે એની કલ્પના પણ થઈ શકતી ન હતી

અને એનો મધુરો અવાજ ગૂજી ઊઠયો મીઠા અને મૃદુ શબ્દોથી છલકતી એની વાકય રચ નાના ઝરણા કલકલ નાદે વહેવા લાગ્યા શ્રોતાઓના મન-પ્રાણ ઉપર અનેરી તાજગી છવાઈ ગઈ ખરે ખર કોઈના દેખાવ-વ્યક્તિત્વની સાથોસાથ એની વાણી પણ આટલી પ્રભાવશાળી હશે એવુ દરેકની સ્તબ્ધતા ઉપરથી લાગતુ હતુ

કયારેક કરુણાથી ભરી એની વાણીમા ભાર તીય સસ્કૃતિમા સ્ત્રીનું સ્થાન અને ફરજો વિષે બોલતા એ ગળગળી થઇ જતી હતી સ્ત્રીના આદર્શ અને મર્યાદામા ભારતીય સસ્કૃતિના પાયા રહેલા છે જેની ઉપર સ્ત્રીની નૈતિકતા, ધાર્મિકતા ચારિત્ર્યશીલતા અને ભાવનાઓની પ્રામાણિકતાનો મોટો આધાર રહેલો છે. મર્યાદા અને ચારિત્ર્ય, પ્રેમ અને સહાનુભૂતિ, લાગણી અને નિખાલસતા, નમ્રતા અને નિર્દોષતા તો વિચાર વાણી અને વર્તણૂકમા વહેતા જ હોય છે'

વધુમાં એણે માનવજીવનની સાર્થકતા વિષે બોલતાં કહ્યું કે-અનેક જીવોના કલ્યાણ માટે અને પ્રેમના આદાન-પ્રદાન માટે શાંતિ અને સહઅસ્તિત્વ સમભાવ અને સદ્વર્તનથી જ જગતને મીઠાશથી ભરી દેવુ જોઈએ.

મૃત્યુ વિષે બોલતાં એની આખોના ભાર મને કયાંક દૂર અતરિક્ષમાં ખેચી જતા લાગ્યા હતા. એ બોલતી હતી-મૃત્યુ હમેશાં આપણી પડખે જ હોય છે. એનો મીઠો સહવાસ માણવા જેવો હોય છે પણ આપણામાથી ભયને કાઢી નાખવો જોઈએ. મૃત્યુની ઝખના મને એના પ્રત્યે અનુરાગથી ભરી દે છે. પરતુ જે માધ્યમ દ્વારા મૃત્યુ આવે છે એ કોઈ માધ્યમ આપણને પસદ નથી. કારણ કે જીવી લેવાની લાલચને આપણે એક ક્ષણ પૂરતી પણ રોકી નથી શકતા. વિગેરે વિગેરે બોલતી જતી હતી ત્યારે મને લાગ્યુ કે ખરેખર આવુ સુદર બોલનારની બુદ્ધિ અને સમજશક્તિ કેટલી પારદર્શક હશે!

અને તાલીઓના પ્રસશાત્મક ગડગડાટ વચ્ચે જ્યારે એનું વક્તવ્ય પૂરુ થયુ ત્યારે ખરેખર મને એની પાસે જઈને ધન્યવાદ આપવાનું મન થઈ આવ્યુ. પણ મિત્રોની શરમ આવી. કોઇ દિવસ પણ કોઈ છોકરી સામે વાત પણ ન કરનાર એવા મારા પ્રત્યે એ લોકો શકાત્મક વલણ દાખવે તે મને હાલ પૂરતુ મજૂર ન હતુ

પછી એક પછી એક પ્રેક્ષકો વિખેરાવા લાગ્યા

ભીડમાં મારી દૃષ્ટિ એ કપાળ પરના પાટાને જ શોધવા લાગી. કે જેમા એના શાત અને સૌમ્ય સ્વભાવ એક એક તાતણામા વણાયેલો હતો એની નમ્રતા અને નિખાલસતાની એ પાટો મને વારવાર યાદ આપવા લાગ્યો અને મને ત્યારે વિચાર પણ થઈ આવ્યો કે એને સારુ થઈ જાય ત્યારે પાટો છોડે ત્યારે એ પાટો મને આપે.

અને મિત્રોની નજર ચૂકવી હુ એની પાસે પહોચી ગયો.

"નમસ્તે." હુ માડ માંડ બોલી શકયો

"નમસ્તે" એવું હસીને મારી સામે જોયુ અને પછી બોલી, "કેમ છો?"

"ઓહ! મારે તમારી પ્રથમ ખબર કાઢવી જોઈએ કે કેમ છો? પણ મને ક્ષમા કરશો."

"અરે અરે! તમે તો ભારે સેન્સેટિવ લાગો છો. અને પછી નિર્દોષ ભાવે ને નિખાલસતાથી કહ્યુ,-"જુઓ, બહુ સવેદનશીલ રહેવુ સારુ નથી. વાસ્તવિકતાને અને નઠ્ઠરતાને બાધા કરતી આ દુનિયા ભયકર પણ છે." આમ કહી એ હસી પડી. પણ એના મુક્ત હાસ્યમા દુનિયા પ્રત્યેનો તો અથાગ પ્રેમ જ છલકતો હતો અને લાગણી જ વેરાતી હતી.

"મારે તમને મળવુ છે હુ કાલે તમને આ સમયે લાઈબ્રેરીમા મળી શકુ?' મે હિમત કરી કહી તો નાખ્યુ પણ પ્રત્યુત્તરની અપેક્ષા કદાચ વધારે પડતી હશે એવુ મને લાગ્યુ

"અરે! આવતી કાલે શા માટે?" એ હસીને બોલી પણ પછી થોડી ગભીર થઈને બોલી, 'કોને ખબર છે આવતી કાલે શુ થવાનુ છે?'

હુ એના કપાળ પરના પાટા ઉપર જ જોઈ રહ્યો. એ આગળ બોલી, "માટે જે કહેવુ હોય તે અત્યારે જ કહો ને?"

પણ હું કઈ બોલુ એ પહેલા તો એની ત્રણ ચાર બહેનપણીઓ એને વિટળાઈ પડી. એટલે મે કહ્યુ—અચ્છા ત્યારે, પ્રયત્ન કરજો જો અવાય તો આવતી કાલે સાજે અહિ લાયબ્રેરીએ આવો પણ મને શ્રદ્ધા છે તમે જરૂર આવશો આવશો ને?"

"સારુ ત્યારે, હુ જરૂર તમને મળવા આવીશ, અચ્છા, બીજુ કઈ કામ કાજ હોય તો કહો' પણ મે કહ્યુ આભાર અને મેં છેલ્લી નજર એના કપાળ પરના પાટા ઉપર ફેકી ત્યારે કોઈ ન સમજાય એવી લાગણી મારામા જાગી ઊઠી હતી મનના ઊડાણમાથી એક અવાજ મને સભળાતો હતો—એને હુ ક્યાય દૂર જવા ન દઉ અત્યારે પણ નહી મારે ઘેર જ લઈ જઉ. પણ જતા જતા એ ફરી બોલી, "શક્ય હશે તો જરૂર આવીશ. પણ શકયતા અને અશક્યતા એ કેટલીક વખત સજાવ, સજોગ અને સમયના પૂછડા બની જાય છે. એવુ આજના આધુનિક નવા કાવ્યોની ભાષામા કહુ તો મુલતવી રાખવુ એ પણ કોઈ વખત જિંદગીની પરિસીમા બની જાય છે!" આમ કહી એ હસી પડી. પણ મને એક અજાણી ભયની લાગણી સ્પર્શી ગઈ

અને બીજે દિવસે સાજે હુ લાઈબ્રેરીના દરવાજે ઊભો રહી એની રાહ જોવા લાગ્યો

સાજનો સમય હતો એટલે ટ્રાફીક પણ ખૂબ જામેલ હતો. મારી અધીરતા અને ઉત્સુકતા રસ્તા ઉપર તરફડિયા મારતી દોડતી હતી

એટલામા સામેના રસ્તા ઉપર મારી નજર પડતા હુ ખૂશી થઈ ગયો એ આવી રહી હતી.

હુ જોતો જ રહ્યો.

મને થયુ ચાલ એની પાસે જઈ દોડી જઈ એનો હાથ ઝાલી રસ્તો પાર કરાવી અહિ લઈ આવુ. પણ આવી ભાવુકતાથી હુ શરમાઇ ગયો.

પણ ઓ પ્રભુ!

એકાએક એક ખટારો ધસી આવ્યો અને આગના વીનની હડફેટે એ આવી જતા જોસથી દૂર ફેંકાઈ ગઈ અને માથાના ભાગમાથી ધખધખ લોહી વહેવા લાગ્યુ. વાક ચોખ્ખો ખટારાનો જ હતો

હુ દોડયો મારો શ્વાસ અદ્ધર ચડી ગયો માણસોના ટોળા ઊભરાવા લાગ્યા કોઈ કહેવા માડયા મારો મારો એ ડ્રાયવરને, પકડો પકડો, પોલીસને બોલાવો

હુ એની પાસે બેસી પડયો એના કપાળ પરનો નાનકડો પાટો લોહીના પ્રવાહથી આખો યે રગાઈ ગયો હતો પોલીસ આવ્યા. અને એમ્બ્યુલન્સમા હુ એની સાથે દવાખાને આવ્યો ડોકટરોની ઝડપી તાત્કાલિક સારવારથી એ થોડી થોડી ભાનમા આવી. એટલે ધીમેથી આખો ખોલી મને જોઈ એ હસી એવાજ પ્રેમાળ ભાવે અને લાગણીની સ્વસ્થતાથી એ હસી. પણ એનુ આ સ્મિત દૂર પશ્ચિમમાં દોડી જઈ આકાશમા છવાઈ જતુ લાગ્યુ. પણ એ

ફરી હસી. અને પછી પોલીસો દ્વારા પુછાયેલાં પ્રશ્નોના સ્ટેટમેન્ટના જવાબમાં એણે ખૂબ સ્વસ્થ તથા ગંભીરતાથી કહ્યું–"આમાં વાંક મારો જ છે. હું જાણતી'તી, જોતી'તી કે ખટારો આવે છે છતાં મેં પસાર થવાની કોશીશ કરી. ડ્રાયવરનો કંઈ વાંક નથી. માટે ડ્રાયવરને નિર્દોષ છોડી મૂકજો. એવી મારી પ્રાર્થના છે. એ બીચારાને હેરાન કરી ખોટી જેલસજા ન આપતા નહીં તો એના કુટુંબને કોણ ખવરાવશે-પીવરાવશે એની આવક તૂટી જશે. માટે એને હેરાનગતી ન પહોંચાડતા શાંતિથી છોડી મૂકજો."

આટલું બોલીને એ પછી મારા તરફ જોઈને કહેવા લાગી, "ભાઈ! બોલો, તમે મને આજ આ સમયે મળવાને બહુ ઝંખતા હતા ને? પણ તમે મને આ માટે ગઈ કાલે જ ન મળી લીધું? જોયુંને ભલા માણસ! કાલ શું થવાનું છે એની કોઈને ખબર છે?"

હું રડી ઊઠયો

હવે એ આગળ એક પણ શબ્દ જ બોલી શકે એમ ન હતું. ડૉક્ટરે એની આંખો ધીમેથી બંધ કરી દીધી અને માથે કપડું ઓઢાડી દીધું. મારી ઝંખનાએ ચિર વિદાય લઈ લીધી.

મારી વિનંતિથી ડૉક્ટરે મને એનાં કપાળ પરનો બંધાયેલ લોહીથી તરબોળ પાટો છોડી આપ્યો. લોહીથી લથપથ એ પાટાને બેગમાં લઈ હું ઘેર આવ્યો. પણ ઝંખનાના લાલ થીજેલા સાગર ઉપર હું નથી ડૂબી શકતો કે નથી તરી શકતો.

## નથી...

ઊગી ને આથમી જવું ઘટમાળ એની એ,
સુરજને હવે રોજ-રોજ ઉગવું નથી..૧

ફૂલોની આસપાસનાં કાંટાનો છે પહેરો
હવે આ હાથથી એકેય ફૂલ ચુંટવું નથી. ૨.

નિર્જીવને હવે છેય લગન કેવી જીવથી
કે પણછમાથી તીરને વછુટવું નથી. ૩.

મઝધારનો નિરધાર છે કે શાંત થઇ જવું
ને હોડીને હવેય કદી ડુબવું નથી..૪.

તકલીફ થાય છે ઘણીય જીવને ભલાં
તેથી જ એકે ફેફસાને ઘુંટવું નથી...૫.

અજંપાનાં વાદળો કદી વરસે નહી, ગર્જે નહીં
અજંપાથી ભરી જીંદગી છે, જીવવું નથી...૬.

વરસાદનાં વાવડ નથી, ઝાંકળનો ખૂબ ત્રાસ.
તેથી કળીને ફૂલ બની ફુંટવું નથી.. ૭.

—અશોકકુમાર ધૈર્યચન્દ્ર બુદ્ધ

# રક્તદાન

હિંમતલાલ ડી. મહેતા

"રક્તદાન આપો."

"દેશનાવીર નવજવાનો માટે રક્તદાન આપો."

"આઝાદીના રખેવાળો માટે રક્તદાન આપો."

વર્તમાન પત્રોની આ હાકલને લોકોમાંથી અજોડ સહકાર સાંપડ્યો. બીજે દિવસે હોસ્પિટલના વિશાળ કંપાઉન્ડમાં લેબોરેટરી ખંડ પાસે જુદી જુદી કોમના જુવાન વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓની કતાર લાગી.

સંખ્યાબંધ ડૉક્ટરો અને કર્મચારીઓ ખૂબ ઉત્સાહપૂર્વક કામે લાગી ગયા હતા. એક જગ્યાએ રક્તદાન કરનાર વ્યક્તિનું વજન થતું હતું. બાજુમાં એક જુવાન જરૂરી માહિતી સાથેના ફોર્મ ભરતો હતો. ૪૫ કીલોથી ઓછા વજનવાળાને રક્તદાન માટે લાયક ગણવામાં આવતા ન હતા. રક્તદાન કરવા આવેલા આ જુવાનો અને યુવતિઓની લાંબી કતારના ફોટોગ્રાફ એક ફોટોગ્રાફર જુદા જુદા એંગલથી ફ્લેશના ઝબકારા કરીને લઈ રહ્યો હતો.

"એલા આ સવલો શું લાઈનમાં ઊભો રહી ગયો છે?"

"કેમ, એને દેશના લડવૈયાને માટે લાગણી ન હોય?"

"અરે પણ ફુંક મારી ત્યાં ઊડી જાય તેવો છે."

"શરીરમાં લોહીના તો છાંટોય નથી. તેમાં તે રક્તદાન શું કરશે?"

ઉજળા આધુનિક કપડામાં સજ્જ થઈને ઊભેલા યુવક–યુવતિઓની લાઈનમાં મેલી વાદળી રંગની અને ફાટી ગયેલ ગંજી પહેરીને અદબવાળીને ઊભેલો આધેડ વયનો ઊંચા સોટા જેવો દુબળો પાતળો સવલો એકદમ જુદો તરી આવતો હતો. એના ફાટેલા ગંજીમાંથી એની છાતીની પાંસળીઓ ગણી શકાય એ રીતે ડોકિયા કરતી હતી.

"એલા સવલા તું નકામો ઊભો છું."

"કાં ભાઈ?"

"તારું વજન જ ૪૫ કિલો નહીં થાય."

"થાશે, થાશે, તમે જુવો તો ખરા."

"ક્યાંથી થાશે, લોહી ક્યાં છે તારા શરીરમાં?"

"હેં ભાઈ. આમાં કેટલુંક લોહી આપવું પડે?"

"૩૦૦ સી. સી."

"વોય મારા બાપ. એટલું બધું તો ક્યાંથી નીકળે?"

બધા સવલાના અજ્ઞાન ઉપર છુટથી હસ્યા. એક જણે ખુલાસો કર્યો.

"અલ્યા, ૩૦૦ સી. સી. એટલે ૩૦૦ બાટલિયું નહીં. ૩૦૦ સી. સી. એટલે એક ચાના કપમાં સમાય એટલું જ.'

"તયેં વાંધો નહીં. આપણે ઊભા છી"

"પણ આટલી લાંબી લાઈનમાં સાંજ સુધી તારો વારો નહીં આવે."

"તો મારેય ક્યાં મોટો કારભાર કરવો છે, આજ મજૂરીએ નહીં જાઉં."

"અલ્યા જાને ભાઈ, તું તારી મજૂરી કરી ખા, તમારા જેવા પાસેથી કોઈ રક્તદાનની આશા નથી રાખતું."

"દેવા દયોને ભાઈસા'બ, આવું ટાણું ફરી ફરીને ક્યાં આવે છે"

'મારો આય ખરો દેશભક્ત લાગે છે."

ત્યાં ઊભેલા સમગ્ર માનવસમુદાયમાં સવલાની આ દેશભક્તિને માટે અહોભાવની લાગણી પ્રસરી ગઈ. પણ સવલાની આ દેશભક્તિનું રહસ્ય એક

સવલો અને બીજો ઉપરવાળો કદાચ જાણતો હશે.

સવલો હાલમાં દાણાબજારમાં મજૂરી કરતો. શરીર નાનપણથી જ નબળું, શરદીનો કોઠો અને પૂરું પોષણ કે ઓઢવા પહેરવાનું કદી સાંપડતું જ નહીં તેથી સવલો સોમવારે આવે અને મંગળવારે માંદો રહેતો. એનું દુબળું માંદલું શરીર જોઈને એને ભારે મજૂરીનું કામ સોંપતાં દુકાનદારો શરમ અને ક્ષોભ અનુભવતા. પણ સહાનુભૂતિથી પ્રેરાઈને નાની નાની મજૂરીના કામ સોંપતા અને કયારેક દાળિયા અને ગોળ તો કયારેક દાળભાતથી પ્લેટના જોરે સવલાનું ગાડુ ગબડયા કરતું. રાત્રે દુકાનો બંધ થયા પછી પાટિયા પરિષદો જામતી. તેના સભ્યોની તહેનાતમાં સવલો હાજર જ હોય કોઈને પ્રાઉને ગલ્લેથી તમાકુવાળું પાન લાવી આપવાનું હોય તો કોઈને ખાસ પ્રકારની ખાખા બીડીની જરુર ઊભી થાય અથવા 'નાઝ હોટલ'માં ત્રણ કપ ચાનો ઓર્ડર આપવાનો હોય તો એ બધા કામ સવલો બગાબર પાર પાડે અને તેના બદલામા તેને કયારેક એક રકાબી ચા, તો કયારેક સોપારીનો કટકો અને ખાખા બીડી મહેનતાણા તરીકે મળતા. કોઈ દિવસ મજૂરી ન મળી હોય અને ભૂખ્યે પેટે સુવાનો વખત આવે તો કોઈની પાસે હાથ લાંબો કરવાનું તેને આવડતું ન હતું. ભીખ માગવી અને મરવુ એ બન્ને એને સરખા જ લાગતા.

કયારેક દાળભાતની પ્લેટ ખાવા જેટલા પૈસાનો જોગ થઈ જાય તો એ ઝપાટાબંધ ભદ્દજીની લોજના પગથિયા ચડી જતો એને જોતા જ ભદ્દજી બોલી ઊઠતા.

"સવલા આજ કોઈના ખિસ્સા ઉપર હાથ માર્યો લાગે છે?"

સવલો પણ રમૂજમાં જવાબ આપતો, "હાથ મારતા આવડયો નહીં એટલે જ આ માઠી દશા બેઠીને ભદ્દજી, નહીંતર આવડી ઉમરે તમારી લોજના પગથિયા ચડવા ન પડત અને મારો ભગવાનેય બહુ આડો, મને કહે કે નીતિના દાળભાત ખા, અનીતિના દૂધપાક નહીં પચે. ભદ્દજી તમને તો દૂધપાક પૂરી બરાબર પચી જાય છે ને?"

વાતનો મર્મ સમજ્યા વિના જ ભદ્દજી બોલી ઊઠતા.

"અરે હું તો જમીને ઊઠયા પછી પણ દૂધપાક મળે તો ચાર વાટકા ચડાવી જાઉં."

દૂધપાક પુરીના સ્વપ્નો તો સવલાએ પણ ઘણા સેવેલા, ખાદી ભવનની ફુટપાથ પર સુતાં સુતાં એણે જુદા જુદા પક્ષના ઘણા મહાન નેતાઓના ભાષણો ઘણીવાર સાંભળ્યા હતા, એ બધા દરેક માણસને માટે રોટી કપડા અને રહેઠાણની વ્યવસ્થા કરવા આતુર હતા, શહેરનો વિસ્તાર વધતો જતો હતો, સોસાયટીઓ અને ઉદ્યોગનગરો વસતા જતા હતા, કારખાના વધતા હતા, કેટલાક લોકો જે પગે ચાલતા હતા તે સાયકલ પર ફરતા થઈ ગયા હતા. તો કેટલાક સાયકલવાળા સ્કુટર પર અને સ્કુટરવાળા મોટરમાં ફરતા થઈ ગયા હતા અને સવલો પણ સ્વપ્ના સેવવા લાગ્યો હતો કે કયારેક પોતાનો સિતારો પણ ચમકી જશે. એને થયેલુ કે હોટલના કપરકાબી ધોવામાં કે મજૂરી કરવામા તો એ કયારેય ઊંચો નહીં આવે, એટલે કામ શીખવાના ઇરાદાથી તે એક ઓઈલ એન્જીનના કારખાનામાં દાખલ થયો પણ અકરમીનો પડિયો કાંણો હોય તેમ એક દિવસે મશીન ઉપર પટો જ ચડાવવા જતાં જમણા હાથના બે આંગળા ગુમાવીને પાછો દાણાબજારમાં દાખલ થઈ ગયો હતો.

પણ હમણાં હમણાં ખરેખર સવલાની માઠી દશા બેઠી હતી. બગલા દેશની વહારે ચડતા અચાનક કટોકટી ઊભી થઈ, અંધારપટ છવાયો, સાંજના છ વાગે ત્યાં બજારો ખાલી થવા લાગી. લોકોના મન ઊંચા થઈ ગયા. ખરીદી ઓછી થઈ ગઈ અને સવલાને દાળિયા–ગોળના પણ વાંધા પડવા લાગ્યા.

સંપૂર્ણ અંધારપટને કારણે પાટિયા પરિષદો પણ બંધ થઈ ગઈ. ભૂખ્યા પેટે રાતની ઠંડીમા રુગનાથ શેઠની દુકાનના પાટિયે સૂતા સૂતા સવલાને ચાના રંગાડાના અને જુદી જુદી મીઠાઈઓથી ભરપૂર કંદોઈની દુકાનોના અને જામફળ, સંતરા અને મુસંબીથી ભરેલ ફળવાળાની રેંકડીઓના સ્વપ્ના આવવા લાગ્યા.

આજે સવારે એ ઊઠયો, ત્યારે ટાઢ ઉડાડવા માટે રામજીની રેંકડીએ અડધી ચા પીવાની તેને તલપ લાગી. પણ ચડ્ડીના ખિસ્સા ખાલી હતા. કંઈક કામ મેળવવાની આશામાં તે ફરતો ફરતો તે હૉસ્પિટલના કંપાઉન્ડ સુધી આવી પહોંચ્યો. ત્યાં જુવાન છોકરા–છોકરીઓની લાંબી કતાર જોઈને તેને કુતૂહલ થયું. તે કમ્પાઉન્ડમાં દાખલ થયો. ત્યાં જે જે પ્રવૃત્તિઓ ચાલતી હતી તેનું ચારેબાજુ ચક્કર લગાવીને તેણે નિરીક્ષણ કર્યું. લોબીમા એક જગ્યાએ માણસોનું વજન કરવામાં આવતું હતું. તેની બાજુમા એક ટેબલ–ખુરશી રાખીને એક જુવાન પીળા રંગના પતાકડામાં કંઈક લખીને આપતો હતો. પછી તે લોકો ડૉકટરના ઓરડામાં જતા હતા. એ જ પીળું પતાકડું લઈને થોડીવાર પછી બાજુના એક ઓરડામાં જતા હતા. જ્યાં દૂધના ભરેલા લાંબા ટમરલમાં બે ચમચી ખાંડ અને એક ચમચી નેસ્કોફી આપીને તેમને પીવા માટે આપવામાં આવતા હતા અને છેવટે દરેક માણસને બ્રાઉન પેપરની થેલીમાં ચાર મોટા મોટા મુસંબી આપવામાં આવતા હતા.

નેસ્કોફીની સુગંધ ચારે બાજુ પ્રસરી ગઈ હતી અને મોટા મોટા મુસબીનો એક ઢગલો જોઈને સવલાના મોઢામા પાણી છૂટવા લાગ્યું. ન માનવામા આવે એવી અને છતા સાચી વાત એ હતી કે સવલાએ એની જીંદગીમાં મુસંબીનો સ્વાદ ચાખ્યો ન હતો. તેને એટલી ખબર હતી કે મુસંબી મોંઘા હોય છે અને બિમાર અને પૈસાદાર લોકો તેનો રસ કાઢીને પીવાના ઉપયોગમા લે છે. શાકમાર્કેટની આજુબાજુ કેળા, મુસંબી અને સંતરાની રેકડીઓ તે જોયા કરતો. પણ તે ખરીદ કરવાનો વિચાર તો તેને આવતો જ ન હતો. આજે ભૂખનો માર્યો આ મુસંબીનો મોટો ઢગલો અને નેસ્કોફીના લાંબા પ્યાલા જોઈને એ લલચાયો.

એક આયા બાજુમાં આવેલી નળની ચોકડીએ કોફીના પ્યાલા સાફ કરતી હતી. ત્યા ચારેબાજુ ખૂબ પાણી ઢોળાયું હતું અને ભીનું કચ્ચરઘાણ થઈ ગયું હતું. ચોકડીમાં ઘણા દિવસથી સાફસૂફીના અભાવે ચીરોડો ઉંધ બાઝી ગયો હતો. સવલાએ એક બાજુ ઊભા રહીને આયાને પુછ્યું.

"હેં બહેન, આહીં આ શેનું સદાવ્રત છે?"

"અહીં સદાવ્રત કેવું મારા ભાઈ! આ તો ઈસ્પિતાલ છે."

"તંઈ આ બધા લાઈનમાં શું ઊભા છે?"

"રક્તદાન કરવા."

"શું કરવા?"

"એ આપણા જવાન લડાઈમાં ઘાયલ થાય ને એને સાજા કરવા કામમા લાગે તે માટે આ બધા પોતાનું લોહી આપવા ઊભા છે."

"અને આ કાફી ને મુસંબીને ઈ બધું શું છે?"

"એમાં એમ છે કે આ બધા લોહી આપેને એટલે થોડી નબળાઈ જેવુ લાગે એટલે એક એક પ્યાલો કોફી અને ચાર ચાર મુસંબી આપવાનું મોટા દાકતર સાહેબે કીધું છે."

આ વાત સાંભળીને સવલો સહુની સાથે લાઈનમા ઊભો રહી ગયો. લાઈન ઘણી લાંબી હતી. ઘણા ભાઈઓએ સવલાને સમજાવ્યો કે સાંજ સુધી તારો વારો નહીં આવે પણ સવલો એકનો બે ન થયો. એની આ અસાધારણ દેશભક્તિનો નમૂનો જોઈને બધા એની તરફ માનની નજરે જોઈ રહ્યા છે એમ તેને સમજાયું ત્યારે તે મનમા ને મનમાં હરખાવા લાગ્યો. વિચારવા લાગ્યો કે આજે, તો "એકપંથ દો કાજ" થઈ જશે. દેશભક્ત પણ કહેવાઈશ અને માંગ્યા વગર કોફી અને મોસંબીનો સ્વાદ કરવા પણ મળશે, સાંજ પડી જાય તો ક્યાં ભૂખે મરી જવાનો હતો. એવા તો કેટલાયે દિ' મેં તો ખાલી પેટે ખેંચી કાઢયા છે.

બારનું ભૂગળુ થયું. ડૉકટરો અને કર્મચારીઓનું એક જૂથ જમવા ગયું. એની બદલીમાં બીજા ડૉકટરો અને કર્મચારીઓ કામે લાગ્યા. લાઈનમાં ઊભેલા કેટલાક પોતાની જગા સાચવવાની સૂચના આપીને બાજુની હૉટલમાં નાસ્તો પણી કરી આવ્યા. સવલાના પેટમાં પણ ગલુડિયાં બોલતા હતા પણ ચડ્ડીના ખિસ્સા ખાલી હતા. કલાક પછી કલાક પસાર

વગા લાગ્યા. એક...બે...ત્રણ...ના ડંકા ટાવરમાં સંભળાયા. સવલાના પગ હવે કળવા લાગ્યા હતા. ભૂખ્યે પેટે હવે અંધારા આવવા લાગ્યા હતા. થોડી-વાર તે ત્યાં ઉભડક પગે બેસી ગયો. પણ હવે બહુ વાર ન હતી. તેની આગળ આઠદસ જુવાન હતા. હવે તો હમણાં વારો આવી જશે એવી આશામાં એ કોઈ લોકગીત ગણગણવા લાગ્યો.

જેમ જેમ તેનો વારો નજીક આવતો ગયો તેમ તેમ એક શંકા તેના મનમાં જોર કરવા લાગી કદાચ મારું વજન ૪૫ કિલો નહીં થાય તો ! માત્ર અર્ધો શેર વજન ઓછું થાય તો પણ એવા લોકોને પીળું પતાકડું મળતું ન હતું અને લોહી આપ્યા વગર જ તેઓ નિરાશ થઈને પાછા ફરતા હતા તે સવલાએ જોયું હતું.

એકાએક તદ્દન નવો જ વિચાર સવલાને સૂઝ્યો એને થયુ કે જો શેર-દોઢશેર પાણી અત્યારે પી લીધું હોય તો એટલું વજન કાંટામાં વધારે આવે. આ વિચારથી ઉત્સાહીત થઈને તે ઊભો થઈ ગયો.

"ભાઈ મારી જગ્યા રાખજો હો, થોડુંક પાણી પી આવુ."

બાજુમાં ઊભેલા જુવાનને આવી સૂચના આપી તે નળની ચોકડી તરફ ઉતાવળો ચાલ્યો. એના પગ એજીબેકી રમતા હતા. ચોકડીમા પહોચ્યો ત્યાં અચાનક આંખે અંધારા આવ્યા અને ચોકડીની લીલમાં તેનો પગ લપસ્યો એક લથડિયું ખાઈને તે ચત્તોપાટ પડયો. બરાબર નળ સાથે જ તેનું માથું અફળાયું અને ખોપરીમાં ફુટ થઈ. ચોકડીમાં લોહીની નીક ચાલી.

અચાનક આવી અણગમતી કામગીરી નીકળી પડતાં ડૉક્ટરસાહેબ નારાજ થઈ ગયા હતા.

"આનું કોઈ સગું વહાલું ?"

"કોઈ નથી ડૉક્ટરસાહેબ."

"કોણ છે આ ?"

"સવલો મજૂર છે સાહેબ, દાણાબજારમાં મજૂરી કરે છે."

"અહીં ક્યાંથી આવી ચડયો ?"

"રકતદાન દેવા."

"ઈમ્પોસીબલ."

"ખરું કહું છું સાહેબ, અમે એને ઘણો સમજાવ્યો કે ભાઈ તું જા અહીંથી, તમારા જેવા પાસેથી કોઈ રક્તદાનની આશા નથી રાખતું. અહીં સાંજ સુધી તારો વારો નહીં આવે, પણ ન માન્યો તે ન જ માન્યો."

"સાલો ભૂત જેવો જ ને ? હવે આપણે મુશ્કેલીમાં મુકાઈ ગયા, આનું પોસ્ટમોર્ટમ કરતાં રાત પડી જશે"

ડૉક્ટરસાહેબ સવલાનો ઘા સાફ કરી પાટો બાંધતા હતા ત્યારે તે થોડો ભાનમાં હતો પણ બોલવાની શકિત ન હતી, છેલ્લા શ્વાસ ચાલતા હતા ત્યારે એક વિચાર એના મનમાં ઘોળાયા કરતો હતો કે લોહી તો ઘણુંય વહી ગયું છે છતાં આટલા બધા માણસોમાથી કોઈ મને મુસંબી કે કોફીનો પ્યાલો કાં ન આપે ?

થોડો સમય સુધી એના ધુમ્મસ ઘેર્યા માનસ પટ પર કોફીના પ્યાલાઓની લાંબી કતારો અને મુસંબીના મોટા મોટા ઢગલાઓ તરતા રહ્યા, ત્યાર પછી થોડીવારે સંપૂર્ણ અંધારપટ છવાઈ ગયો."

*

મહાત્મા ગાંધીજીને એક સમયે એક લેખકે પૂછ્યું કે, 'અન્ય નેતાઓ પોતાના નિવાસસ્થાને પોલીસનો કડક બંદોબસ્ત રાખે છે, તો આપ કેમ રાખતા નથી ?'

'જે માણસ મૃત્યુનો ડર રાખે છે તેને હંમેશાં મોતનું દુઃખ ઊભું રહે છે. પરમેશ્વરે નક્કી કર્યા મુજબના સ્થળે તથા સમયે તેવા સંજોગોમાં મરણ પામવાનું જ છે. માટે અનેક વખત મોતની વેદના સહન કરવા કરતાં એક જ વખતે સહન કરી લેવી મને તો ઠીક લાગે છે.' ગાંધીજીએ જવાબ આપ્યો.

– ડૉ. શાન અમીન

# પૂજારી

રામપ્રસાદ દવે

મારા ગામમાં એક મહાદેવનું મંદિર છે. એમાં એક પૂજારી છે. પૂજારી વૃદ્ધ હતો. સાધક હતો. પૂજારીનો દીકરો યુવાન હતો. ઘેર વહુ હતી. દીકરાનાં લગ્નમાં ખર્ચ વધારે થઇ ગયું. એટલે પૂજારીના દીકરાને વિચાર આવ્યો કે હવે શ્રાવણ મહિનો આવશે, અને લોકો સોમવારે એકઠા થશે. હકડેઠઠ મેદની જામશે. પૈસા પૈસામાંથી તો કોઇ નહીં જાય.

આ વખતે હજી વરસાદ નથી થયો. એટલે ખેડમાંય કંઇ નથી. પૂજારીને ઘરનું અનાજ નિકળે એટલી ખેડ હતી પણ આ વખતે તો ભીડમાં ભીડ પડી હતી.

વર્ષોથી નિયમ હતો કે શ્રાવણ મહિનાના સોમવારે એક માણસની દીપમાળ થાય. જે વહેલો લખાવી જાય તેની દીપમાળ થાય. બાકી બીજાને ના પાડી દેવાની. દિલ દુભાય પણ થાય શું?

દીપમાળમાં ઘી લાવે તો ઠીક છે. નહીંતર ઘી પેટે પાંચ રૂપિયા લેવાય. એક દિ' પૂજારીના દીકરાને વિચાર આવ્યો કે આ તો આવકનુ સાધન છે. બધાની દીપમાળ કાં ન સ્વીકારવી? સહેજે ચાર–પાંચ દીપમાળ તો થાય. સૌને કહેવું કે આ તમારી દીપમાળ છે. આ બહુ મોટું ગામ છે. કોણ કોને ઓળખવા જાય છે. એટલે દીકરાએ વિચાર કર્યો કે દીપમાળ એક જ કરવી. પણ પૈસા સૌના લેવા.

બાપાએ ના પાડી કે આપણે ભગવાનને છેતરવા નથી. પણ દીકરો લક્ષ્મીજીનો સ્વામી થવા માગતો હતો. એ કેમ માને!

દીકરાએ કહ્યું. 'ડોસા, તમને ખબર ન પડે. આ જગત જ પ્રપંચ ઉપર ઊભું છે. પેલા શેઠિયા કાળાબઝાર કરે છે. એને કંઇ થાય નહીં' ને, મને શું થવાનું હતું. એ તો તાગડધીન્ના કરે છે.'

બાપા કહે, 'ઇશ્વર ધોકો લઇને મારતો નથી. શેઠિયાની વાત શેઠિયા જાણે. આપણે તો ભગવાનના વેઠિયા. અને એ શેઠિયાનો એકનો એક જુવાનજોધ છોકરો ફાટી પડયો, એ ન જોયું.

પણ દીકરો તો ફાટેલ મિજાજનો હતો. કહે, 'એની શી ખાતરી કે શેઠિયો બરાબર સાચા માર્ગે ચાલ્યો હોત તો છોકરો ન જાત. એવા તો ઘણાના જુવાન છોકરા ચાલ્યા જાય છે. આ મનજી દરજીનો સુંદરજી હાલ્યો ગયો. એ કયાં ખોટા ટેલા મારવા ગયો તો?'

બાપ કહે, 'આ બધા ઝેરના પારખાં છે.'

દીકરાએ તો જમાવી. દશ–પંદર દીપમાળને બદલે એક દીપમાળ કરે, અને ચાર્જ વધારી દીધો. લોકો પણ અમુક દિવસે જ પુણ્ય થાય એમ માની પુણ્યના પોટલા બાંધી લેવા હવાતિયા મારે છે. પુણ્ય જો પુણ્ય હોય તો ગમે તે દિવસે એ ગોળની જેમ ગળ્યુ લાગવું જોઇએ. પણ લોકોનો ગાડરિયો પ્રવાહ એને કોણ કહે કે ભાઇ, અમુક દિવસ ચોક્કસ નક્કી થયો હોય તો તે અંતર્મુખ થવા પોતાનું પુણ્ય પોતાની મેળે વધારવા માટે હોય. કોકે કરેલું પુણ્ય ખરીદવા નહીં.

બરાબર છેલ્લે સોમવારે મંદિરમાં ચડભડ થઇ. એક ભાઇ કહે, 'આજ મારી દીપમાળ છે' બીજો કહે, 'આજ મારી દીપમાળ છે.' બન્ને પેલા દીકરા પાસે ગયા. દીકરો અંદરથી તો ડરી ગયો પણ બહારથી જવાબ આપ્યો. 'તમારા બંનેનું માન રાખવા ડબલ દીવેલ પૂર્યું છે. આજે બેવડો ટાઇમ દીપમાળ હાલશે.'

બેય ભક્તોને સંતોષ થયો!

પૂજારીનો દીકરો મંદિરની અંદર બેઠેલ 'ભગવાન' પ્રત્યે હસતો હતો. 'હે ભગવાન' આવા હૈયાફૂટયાં પુણ્યના ભૂખ્યા માણસ મોકલતો રહેજે હો.'

ભગવાન પણ હસતા હતા.

અમાસની રાતે તો કેટલીએ દીપમાળ થઈ. પૂજારીએ દીકરાને કહ્યું. 'આ સારું થતું નથી. આમાં તો તું બહુ બહુ તો દોઢસો રૂપિયા કમાણો. પણ મને આફતના ઓળા ઉતરતા હોય તેમ લાગે છે.'

દીકરો કહે, 'તમને તો એવું જ લાગ્યા કરે છે.' કોઇ 'દિ સારું લાગ્યું છે?'

પરોઢિયે બધા થાકયાપાકયા સૂતા હતા અને ગમાણમાં બળદ ભાંભરવા લાગ્યો. હજી બધા પહોંચે ત્યાં તો એરુ આભડી ગયો હતો. બળદે જોત જોતામાં પ્રાણ છોડયા. કોઇ કારી ચાલી નહીં.

દીકરો રડતાં રડતાં કહે, 'આ હું હમણાં જ વહિવારમાંથી રૂપિયા ત્રણસો આપીને લઈ આવ્યો હું. પૂરા બે મહિનાએ થયા નથી. આ મને બહુ કામ આપતો. પણ આ એકાએક શું થઇ ગયું.'

ભગવાન મંદિરમાં હસતા હતા!

તમે માનો છો કે ભગવાન તમારા પાપનો આમ તાત્કાલિક જવાબ આપશે? કદાચ એવું બને કે થોડું ભેગું થવા દે. અને પછી બધાનો એક સામટો જવાબ તમારા માથામાં મારે.

પૂજારીનો દીકરો કહે, 'બાપા તમે સાચા હો, મેં તમારી વાત ન માની.'

બાપા કહે, 'દીકરા એ'કને ઠોકર લાગે અને બીજો સુધરી જાય એવા વીરલા તો કો'ક જ હોય છે. આમ તો બધા પોતાને ઠોકર લાગે ત્યારે જ સુધરે છે.'

આપણે પહેલા વર્ગમાં રહેવું છે કે બીજા એ આપણે જ નક્કી કરવાનું છે.

*

એક વિદ્વાન સંન્યાસી કોઈની સાથે બોલતા નહિ અને કોઈનો સંગ પણ કરતા નહિ. આ જોઈને બીજા મહાત્માઓએ તેમને કહ્યુ, કે આપ તો વિદ્વાન છો અને બોલતા નથી તેમાં બીજાને શો લાભ? માટે કૃપા કરીને કાંઈ બોલો તો ઠીક. તે મહાત્માએ કહ્યું કે મેં કંઈ મૌનવ્રત ધારણ કર્યું નથી. પશુ પણ બોલ્યા વિના રહે છે તો આમાં કંઈ વિશેષતા નથી. પણ મારે બોલવું શું? કારણ કે ઘર છોડયું, બાર છોડયું, મૂંડ મુડાવી રાતી માટીવાળા કપડાં પહેર્યાં વગેરે આપણા ભૂંડા હાલ તો કર્યાં, વળી ભીખ માગવા માંડી. આટલું થતાં ય 'લોકો મારું પૂજન કરે અને હું જ્યાં જાઉં ત્યાં મારું સન્માન કરે,' એવી મોટાઈ મેળવવાની વાસના તો ગઈ નહિ. આપણે ભિક્ષા માગી ગંગાકિનારે પાણી-માંની બેઠકમાંના પથ્થર ધોઈને તે ઉપર ભિક્ષા મૂકી જમીએ છીએ, તેમાં આપણા હંમેશના બેસવાના પથ્થર ઉપર બીજો કોઈ આવીને બેસી ગયો હોય તો મનમાં એમ થાય કે મારા પથ્થર ઉપર બીજો કોઇ આવી બેસી ગયો છે. આટઆટલો સમાગમ કરતાં છતાંય અહંતા-મમતા વધી જાય છે, પણ ઘટતી નથી, તો મારે શું બોલવું.

*

હસતું બાળક પ્રભુની મૂર્તિ જેવું લાગે છે, હસતો યુવક મુક્તિમંત્રનો સર્જક ગણાય છે અને હસતો વૃદ્ધ ભૂતકાળને ભૂલી જવાનું આપણને કહે છે.

હાસ્ય વિનાનું જીવન લૂખું છે. એના વિના સ્ફૂર્તિ નથી, તંદુરસ્તી નથી, રસ નથી, કળા નથી, વિદ્યા નથી. હાસ્ય વિનાનું જગત શુષ્ક છે.

હસનાર સુસ્ત રહી શકે નહિ. હસનારનાં ફેફસાં જોરથી ગતિ કરે છે, એથી ચોખ્ખું લોહી શરીરમાં ફરે છે ને પરિણામે કાયા નીરોગી રહે છે. હસનારના જ્ઞાનતંતુઓ સતેજ હોવાને કારણે એ ગમે તે જાતનો, ગમે તે વિષયમાં રસ લઇ શકે છે. હસનાર સ્ફૂર્તિમાં રહેતો હોવાથી નવીન કળાઓ તરફ તે પ્રેરાય છે. હસનાર નવું જ્ઞાન મેળવવાની વૃત્તિ કેળવી શકે છે. જે માનવી હસી શકે છે, તે પોતાથી અધિક શક્તિને પિછાની શકે છે અને તે પ્રત્યે વિનમ્ર થાય છે. ગમે તેવી વિપરીત, વિકટ અને મુશ્કેલ પરિસ્થિતિમાં પણ હસી શકનાર વ્યક્તિ સંયમી હોય જ: સ્થિતપ્રજ્ઞ રહેવા જેટલી ઉચ્ચ કોટિનો યોગ સાધવાની એણે લાયકાત કેળવી છે, એવું સહજે લાગ્યા વિના નહિ રહે. આમ જીવનના સર્વ પ્રસંગોમાં હાસ્ય જ સર્વત્ર વિજેતા છે. હસે છે તે પ્રભુને ગમે છે.

જીવનની નિર્દોષતાની રેખા હાસ્ય વડે વંચાય છે. ગમે તેવા પ્રસંગમાં હસવાનું દરેક માણસથી બનતું નથી. જોરથી હસવું એ નબળા માણસથી નહિ બને. પોતાની હાર થવી હોય ત્યારે પણ હસવાનું બળ પ્રાપ્ત કરવું દુઃસાધ્ય છે. આપત્તિને પ્રસંગે તો ખૂબ ઠરેલ અનુભવી વ્યક્તિ સિવાય બીજાથી હસવાનું શક્ય જ નથી. ક્રૂરતા વરસાવતા દુશ્મન પ્રત્યે નિર્દંશ હાસ્ય કરવાનું કોનાથી બને તેમ છે? અત્યંત દુઃખથી પીડાતાઓ પ્રત્યે સહાનુભૂતિ રાખી, એમનું દુઃખ નિર્મૂળ કરવા પ્રેમથી, અલૌકિક સ્મિતથી એમનાં દુઃખો ભુલાવવાનું તો યોગીજનો વિના બીજા કોનાથી બને?

હાસ્યને ઓળખવાના કેટલાક પ્રકારોમાં મનમાં હસવું, હોઠમાં હસવું, મોં મલકાવવું, હસી પડવું અને ખડખડાટ હસવું મુખ્ય છે.

બાળકના મુક્ત હાસ્યનું તો વર્ણન જ થઇ શકે એમ નથી. માતાની ગોદમાં આવતાં તે હસે, પિતા રમકડું આપીને બાળકને આપ ને તે હરખાય છે. વળી નજર ખુલ્લી રાખીએ તો જીવનની જુદીજુદી અવસ્થાએ આપણને કેવું કેવું હાસ્ય જોવા મળે છે! શાળામાં પ્રથમ આવનો વિદ્યાર્થી, ક્રિકેટના મેદાન પર પરાજિત સંઘના કપ્તાનનું વિજયી કપ્તાન સાથે હાથ મિલાવવું, વેવિશાળ થયેલ યુવકનું હાસ્ય, ગૃહસ્થને ઘેર પુત્ર પ્રસવે ત્યારનો એના મુખ પરનો મલકાટ, સારા નફાનું સરવૈયું બતાવતા મહેતાજી સામે વેપારીના મનમા ઊઠતા હાસ્યમિશ્રિત આનંદબોધ, પોતાને મળેલા સન્માન વખતે મેળાવડામાં પુષ્પહાર પહેરતાં થતું હાસ્ય ને વિદેશથી ડિગ્રીઓ લઇ સ્ટીમરમાંથી ઊતરતા યુવાન પુત્રના સ્વાગત વેળા પિતાના અખૂટ આનંદથી ઊભરાતુ મુખ—આ સર્વ દાખલાઓમાં હાસ્ય જોવા મળે છે ઉલ્લાસનું, આનંદનું, સ્નેહ ને કંઇક ગૌરવનું. આ પ્રકારનું હાસ્ય જીવનમાં સહજ હોય છે. એની પાછળ કોઈ ભાવના કે અન્યને ખિલવવાની આવશ્યકતા રહેતી નથી.

જીવનમાં ખંધા હાસ્યના કેટલાક પ્રસંગો પણ જોવા મળે છે. બીજા કોઇનું પાકીટ પડી ગયું હોય ને રસ્તે જતા તમને મળે ને તમે હસીને એ ખિસ્સામા મૂકો, પસાર થતાં કોઇને ઠેસ વાગતાં તે ગબડી પડે ને તમે હસો, કોઇ અજાણ્યાને ખોટો માર્ગ બતાવી કોઇ મશ્કરો હસતોહસતો ચાલ્યો જાય, અભણ ને અણજાણ એવા કોઈ ઘરાકને રૂપિયાની ચીજ પાંચ રૂપિયામા વેચી મારીને વેપારી હસે, હજારો નિર્દોષોનો સંહાર કરી વિજયોન્મત્ત સેનાપતિ મુખ મલકાવે–આ સર્વ પ્રકારનાં હાસ્ય નિર્દોષ નથી, શરીરની રગેરગને અવર્ણનીય આનંદથી છલકાવી દે એવી ભવ્ય મુક્તતા એમા નથી; પણ છૂપા સ્વાર્થ, અહંકાર, વ્યંગની છાંટ છે, આ પ્રકારના હાસ્યમા હસનારની યોગ્યતા માલૂમ પડી આવે છે, કેમકે તે ઇચ્છાપૂર્વક અને પ્રયત્ન વડે બનેલુ, હસનારની પાત્રતા દાખવતું હાસ્ય છે

સાત્ત્વિક બુદ્ધિથી પુરુષાર્થ કરતાં પ્રકૃતિઓનો જેટલો સંયમ કેળવી શકાય તેટલા પ્રમાણમાં તંદુરસ્ત હાસ્ય સહજ પ્રાપ્ત થાય છે. જેને કબજિયાત રહેતી હશે તે વધુ નહીં હસી શકે. જેના મનમાં છળકપટના અનેક તરંગો ચાલી રહ્યા હશે તે જલદીથી નહીં હસી શકે. રોગી કદી ખડખડાટ નહીં હસે. તામસી પ્રકૃતિવાળો માનવી જરૂરી પ્રસંગે નહીં હસે. અતિ પાપીને ચહેરે સ્મિત કે હાસ્ય નહીં જોઇ શકાય. અદેખા માણસ માટે હસવાનું કાર્ય અતિ વિકટ છે.

હાસ્યથી માનવીના પોતાના જીવનમા તાજગી આવે છે અને એ હાસ્યની અસર નીચે જે આવે છે તે પણ તેમાથી પ્રેરણા મેળવે છે, પરંતુ આ હાસ્ય હૃદયનું હોય તો જ આવી અસર ઉપજાવે અને હૃદયની શુદ્ધિ વિના એ સંભવે જ નહિ તે ધ્યાનમાં રહેવું જોઇએ.

પશ્ચિમના મહાન બુદ્ધિશાળી પુરુષ સોલોમનને રાજાએ પૂછ્યુ : 'સંસારમાં સૌથી સુખી કોણ?' રાજા તો એમ માનતો હતો કે સૌથી સુખી પોતે જ છે એટલે જવાબમા પણ સોલોમન પોતાને જ બતાવશે, પણ સોલોમને મરી ગયેલા બીજા ત્રણ અજ્ઞાત માણસોનાં નામ દીધા એટલે રાજાએ તેને કેદમા પૂર્યો.

હવે બન્યુ એવુ કે બીજા દેશના રાજાએ ચઢાઈ કરી રાજાને કેદ પકડ્યો, જીવતો બાળી મૂકવાનો હૂકમ છોડ્યો. આગની જ્વાળા રાજાની સમીપ પહોંચી કે એકાએક એ પોકારી ઊઠ્યો. 'સોલોમન, સોલોમન, સોલોમન!' જીતનાર રાજાને નવાઈ લાગી. ભેદ જાણવા માટે પરાજિત રાજાને અગ્નિ બહાર કાઢવામા આવ્યો. રાજાએ પોતાનો પાછલો ઈતિહાસ કહી આંસુ સાથે ઉમેર્યું : 'આજ જ્યારે આગ મારા શરીર સુધી આવી પહોંચી ત્યારે સોલોમનની વાત મને એકદમ યાદ આવી ગઈ કે જ્યા સુધી મનુષ્ય આ સંસારમા જીવતો છે ત્યા સુધી કોણ સુખી છે ને કોણ દુ:ખી છે તે કહી શકાય જ નહિ! સુખ કે દુ:ખનો આવવાજવાનો સમય કોઈ જ કહી શકતુ નથી એ વાત સાચી પડી. ગઈ કાલ સુધી સુખી માનનાર મારી આજે આ દશા થશે એમ કોણે કલ્પ્યું હોય?'

આ નવા તત્વજ્ઞાને વિજયી રાજાની પણ આંખો ખોલી નાખી. એણે સોલોમનને મુક્તિ આપી ને પરાજિત રાજાને પણ એની રાજગાદી પાછી સુપરત કરી.

શિ.

## અલગારી રખડપટ્ટી

(લેખક-પ્રકાશક : શ્રી. રસિક ઝવેરી : પાનાં. ૧૫૨, કિંમત રૂા. ૫)

પરદેશનાં પ્રવાસપુસ્તકોમાં ગણનાપાત્ર ઉમેરો કરી જનાર આ પુસ્તકને રાજ્યકક્ષાનું પ્રથમ ઇનામ પણ મળી ચૂક્યું છે. શ્રી. ગુલાબદાસ બ્રોકર તથા શ્રી શિવકુમાર જોષી પછી આ જાતના પ્રવાસપુસ્તકોની શ્રેણીમાં પોતાનું નામ અમર બનાવી જનાર આ લેખકના નામ આગળ આજે સ્વર્ગસ્થ શબ્દ લખતાં આંખ ભીની બને છે. આ પુસ્તકમા સવિશેષ લંડનની વાતો આવે છે. છતાં જે દૃષ્ટિકોણથી લેખકે પરદેશની દુનિયાને અવલોકી છે તે નવીનતમ અને મૌલિક છે. આપણું નરસું અને પરદેશનું સારું એવી એકપક્ષી દૃષ્ટિ તેમણે રાખી નથી. પરદેશમાં રહીને ગુણ-અવગુણ બન્ને તેમણે નિહાળ્યા છે. સારું છે તેના વખાણ કર્યા છે-નબળાની ઝાટકણી કાઢી છે. સ્ટીમર ઉપરની મુસાફરી, હવાઇ જહાજ કરતાં, વાચકને વધુ માણવી ગમે તેવી તેમણે બતાવી છે. સૌ પ્રથમ ભેટી જતી જાજરમાન સુંદર યુવતી મીસ અનુરાધાને રજૂ કરવાની લેખકની શૈલી આકર્ષક બની રહે છે, અને જે સીફતથી 'લવ એટ ફર્સ્ટ સાઇટ'નું પુત્રીપ્રેમમાં પરિવર્તન કરે છે તેમજ ફરીથી જ્યારે લંડનમાં તે મળે છે ત્યારે તેના મુખેથી 'ચલી રાધે રાની અખિયનમેં પાની' ગીત સાંભળ્યા બાદ તેનો આત્મ વૃત્તાંત રજૂ કરાવે છે-તેમાં લેખકની કલાકાર દૃષ્ટિનો અચ્છો પરિચય કરાવ્યો છે. આ ગદ્ય પુસ્તકમાં ઊર્મિકાવ્યો જેવાં ઋજુ અને કરુણ પ્રસંગો શ્રી ઝવેરીએ છૂટથી વેર્યાં છે. અનુરાધા ઉપરાંત લંડનની ફૂટપાથ ઉપર વાયોલીન દ્વારા ભૈરવીના સૂર છેડતો અભરામ, સ્ટ્રોબેરી વેંચતા પરદેશી યુગલનો ચારપાંચ વર્ષનો મીઠડો પુત્ર માઇકલ, ભાવનગરનો લંગોટયો ભાઇબંધ કાનજી ખવાસ-આ બધા પ્રસંગોથી આ પ્રવાસપુસ્તકને માનવહૃદયના ધબકાર સાંપડી રહે છે, અને માનવજીવનનાં સુખદુઃખ, આશા-નિરાશા, સફળતા-વિફળતા, બહુવિધતા અને કરુણતા ઇત્યાદિ સપ્તરંગોથી ખચિત બને છે. લંડનના જીવનનો હૂબહૂ ચિતાર લેખક સાથેની રખડપટ્ટીમાથી વાચકને પણ મળી રહે છે. ત્યાંની 'પબ' વિષેનું સમતોલ વર્ણન આકર્ષક છે. લંડનના જુદાજુદા વિસ્તારના ડીપાર્ટમેન્ટલ સ્ટોર્સ, અમુક વિસ્તારની આસિયતો, 'સેક્સ' જીવન, લંડનના પોલિસની વિનયી વર્તણૂક, ઇન્ડિયા ઑફિસની સરિયામ નિષ્ફળતા અને તેનાં ગંજાવર સ્ટાફ માટે આપણી સરકાર દ્વારા થતો નાણાંનો દુર્વ્યય, ભારતની કલાત્મક ચીજો વેચતી સ્વીસ બેનીની ભારતભક્તિ-આ બધું વાંચ્યા પછી પરદેશ વિષે તેમજ પરદેશમાંથી આપણા દેશ વિષે ઘણું જાણવા મળે છે. જ્યાં લાગ્યું છે ત્યાં લેખકે પોતાનો અભિપ્રાય બેધડક આપી દીધો છે. ખાસ કરીને લંડનના થિયેટરો અને નાટકો વિષે આપણે બહુ પ્રશંસા સાંભળીએ છીએ. લાગલાગટ દસ, બાર, ચૌદ વર્ષ સુધી એકનું એક નાટક ત્યાં ચાલતું હોય તેને વખાણવાનો શિરસ્તો પડી ગયો હોય છે, પરંતુ શ્રી રસિક ઝવેરીને આપણા દેશની રંગભૂમિ એટલી જ આકર્ષક લાગી છે. બંગાળી અને મરાઠી નાટકો લંડનનાં નાટકોની સમકક્ષ તેમને લાગ્યાં છે, અને તેમણે બિરદાવ્યાં પણ છે. શ્રી રસિક ઝવેરી લંડનમાંના લાંબા વસવાટને કારણે ઘણું જોઇ

શકયા છે, બરોબર જોઇ શકયા છે અને તેની સાચી રજૂઆત કરી શકયા છે. પણ અફસોસ ! દૈવને કોણ પામી શકયું છે ?

## વીણેલાં ફૂલ ભાગ–૨

(યજ્ઞ પ્રકાશન, હુઝરત પાગા, વડોદરા
પાના ૧૬૦ બે રૂપિયા)

'ભૂમિપુત્ર'મા દર અઠવાડિયે એકાદ ટૂંકી નવલિકા અપાય છે. તેમાથી ચૂંટીને આ અગાઉ પુસ્તકાકારે એક સંગ્રહ બહાર પડી ચૂકયો છે–એ શ્રેણીમા ભાગ બીજો ઉપલબ્ધ બને છે તે આનંદની વાત છે. શ્રી 'હરિશ્ચંદ્ર' આ બધી વાર્તાઓના શિલ્પી છે. પ્રકાશકની નોંધમાથી કેટલાક અવતરણ જોઇએ.

"આ વાર્તાઓની અમુક વિશિષ્ટતા છે સૌ પ્રથમ તો એના કદની માત્ર એક જ પાનુ : ૮૦ થી ૮૨ લીટી · ૭૦૦ થી ૭૫૦ શબ્દ શિલ્પકાર જેમ ટાકણા વડે મૂર્તિને કંડારતો રહે છે તેમ વાર્તાને પણ મનમાનીતો ઘાટ આપી શકાય છે–સાહિત્યના આત્માને રૂંધ્યા વિના. અને સાહિત્યમા આવુ થતુ જ હોય છે ને ? નવલકથાનો વ્યાપ નવલિકામા આપણે છોડીએ છીએ અને એકાદ પ્રસંગ કે સંવેદનની આસપાસ નવલિકાનુ કલેવર ગોઠવીએ છીએ સોનેટમા ૧૪ લીટી એટલે ૧૪ લીટી. એનાથી કાઇ સાહિત્યનુ તત્ત્વ નંદવાતું નથી. અને હવે તો ૩ લીટીના હાઇકુ કાવ્યો પણ કયા પ્રચલિત નથી થયા ?"

આ સંગ્રહમાં ૪૦ વાર્તાઓ રજૂ થઇ છે તેમાંની ઘણીખરી અન્યભાષી સાહિત્યમાંથી લઇને તૈયાર કરવામાં આવી હોય છે. પરંતુ સંપાદક પોતાની આગવી ખૂબી અને શૈલીથી જ એ વાર્તાને મઠારે છે એટલે અનુવાદ અગર રૂપાંતર કહેવા કરતાં આ બધી કૃતિઓને 'મૌલિક' વિશેષણ જ આપી શકાય કેમકે વાર્તાનું કેન્દ્ર અથવા પ્લોટની આસપાસ એક સ્વતંત્ર અથવા નવીન કૃતિ રચવાનો અહીં પ્રયત્ન થયો છે.

'ભૂમિપુત્ર' દ્વારા હજારો વાચકોએ આ બધી વાર્તાઓ માણી છે અને ખૂબ ખૂબ લોકપ્રિય બની ચૂકી છે. ગુજરાતી ભાષાના ડઝનબંધ છાપાઓ-માસિકોમા આ વાર્તાઓ પુનર્મુદ્રિત બની ચૂકી છે વાર્તાની અને વસ્તુની પસંદગી એ જ અહીં મહત્ત્વની વાત બની રહે છે અને વાચકને તે જે ચોટ આપી જાય છે તેની ચિરંતન અસરથી પછી તે મુક્ત રહી શકતો નથી તે જ આ કલાકૃતિઓનુ પ્રમાણપત્ર છે ભારતની બધી જ મુખ્ય ભાષાઓમાથી અહીં પ્રસાદી મળી રહે છે તેમજ પરદેશી ભાષાઓમાથી પણ કેટલીક કૃતિઓ ઊતારી છે માનવજીવનને અનેક દષ્ટિકોણથી નિહાળતાં અહીં એક એવો સુખદ અનુભવ થાય છે જેવો કોઇ શિશુ હાથમા પાસાદાર અષ્ટકોણ હીરો લઇ સૂર્યના પ્રકાશમા દુનિયાને તેમાથી નીરખીને હરખાઇ ઊઠે તેવો.

*

વિશ્વ વિખ્યાત વૈજ્ઞાનિક પ્રોફેસર આઈન્સ્ટાઈન વિષે કહેવાય છે કે એક વખત એ ટ્રેનમા એક શહેર જઇ રહ્યા હતા ટ્રેનમા જમવા માટેના ખાસ ડબ્બાઓ રાખવામા આવ્યા હોય છે તે તો સહુના ખ્યાલમા હશે. પ્રોફેસર આ ડબ્બામા ગયા પછી જોયુ એમના પોતાના ચશ્મા એ ભૂલી ગયા હતા. અને ચશ્મા વિના વાનીઓની યાદી એ ઉકેલી શકતા નહોતા એટલે એમણે નોકરને એ યાદી વાચવાની વિનતી કરી.

નોકરે યાદી હાથમાં લીધી ને થોડીવાર સુધી આમતેમ ફેરવ્યા કરી, અને પ્રોફેસર ભણી એ ફર્યો ને કહેવા લાગ્યો :

'માફ કરજો સાહેબ, હું વાંચી શકતો નથી, તમારા જેટલો જ અભણ છુ !'



Gram : DISTCOBANK

Phone : 24970 27176

# ધી રાજકોટ ડિસ્ટ્રિકટ કો–ઓપરેટીવ બેન્ક લિમિટેડ

સહકાર ભવન, પહેલે માળે
ઢેબરભાઈ રોડ
રાજકોટ

રાજકોટ ડિસ્ટ્રિકટ કો–ઓપ. બેન્કમાં જ આપનાં નાણાં રોકવાનો આગ્રહ રાખો.

કારણ...

(૧) કોઈ પણ વ્યાપારી બેન્ક કરતા બાંધી મુદતની થાપણ પર વધુ વ્યાજ અને ઉદાર સગવડો આપે છે.

(૨) હૂંડી, બીલો, ચેક વગેરે ઓછા દરે વસુલ કરી આપે છે.

**(૩) આપના હરકોઈ નાણાંકીય રોકાણોનો ઉપયોગ રાષ્ટ્રના અન્ન ઉત્પાદનનાં કાર્યમાં કરે છે.**

(૪) બેંકે પોતાની ખાસ થ.પગ્ર ઝુંબેશની યોજના મુજબ વધુમાં વધુ ૮ ટકા વ્યાજ આપવા નક્કી કર્યું છે.

| થાપણો ઉપરના દર :– | દર વરસે દર સેંકડે : |
|---|---|
| (૧) સેવિંગ્સ થાપણ ..... | ૪॥ ટકા. |
| (૨) કોલ ડીપોઝીટ. | ૪॥ ટકા. |
| એક લાખ અને તેથી વધુ રકમ પર | ૫ ટકા. |
| (૩) બાંધી મુદતની (ફીકસ્ડ ડીપોઝીટ) થાપણ : રૂા. ૧૦૦, અને તેથી વધુ રકમ માટે. | |
| એકથી બે માસ માટે | ૪॥ ટકા. |
| ત્રણ માસ માટે. | ૫॥ ટકા. |
| ૭ માસ માટે | ૬॥ ટકા. |
| નવ માસ માટે | ૬¾ ટકા. |
| બાર માસ માટે | ૭ ટકા. |
| ચોવીસ માસ માટે | ૫¾ ટકા. |
| છત્રીસ માસ માટે | ૭¾ ટકા. |
| ૫.૫ વર્ષ માટે | ૮ ટકા. |

રાજકોટ ડિસ્ટ્રિકટ કો–ઓપ. બેન્ક લી. રાજકોટ.

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી

ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# વૈષ્ણવજન

વર્ષ : ૧૧ ] ફેબ્રુઆરી : ૧૯૭૩ [ અંક : ૧૧





## સૂચના

### [ ગ્રાહકોને ]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઇ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [ લેખકોને ]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમા [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઇ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન . સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ.

# સંપત્તિ પાછળની દોટ જીવનરસ સૂકવી નથી નાખતી ?

સંપત્તિનું ઉત્પાદન અને ધનનો સંગ્રહ એ કંઈ માનવજીવનની કૃતકૃત્યતા નથી. આજના યુગમાં તો સૌ કોઇ નાણાંમાં જ સુખ હોવાનું માને છે, અને કોઇ પણ રીતે, નાણાં મેળવવા સતત પ્રવૃત્તિ કરતાં હોય છે, પરંતુ વધુ ધન પ્રાપ્ત કરવાથી જ માનવી ખરેખર સુખી થઇ શકતો નથી એમ માનવજાતિનો હજારો વર્ષનો અનુભવ કહે છે, અને આજે પણ સમૃદ્ધ અને સંપન્ન દેશોના ધનવાન મનાતા માનવીઓ પણ પોતાને આવો જ અનુભવ થઇ રહ્યાનું સ્વીકારે છે.

અને છતાં, ધનવાન બનવાની ઘેલછા માનવીમાં આજે તો એટલી હદે વધતી જાય છે કે જીવનના રસને સૂકવી નાંખીને પણ સંપત્તિને મેળવવાના પ્રયાસો કરતાં તે અચકાતો નથી. જીવનને રસભર બનાવવા માટે માનવી સંપત્તિ ઝંખતો હોય છે. પરંતુ, પ્રત્યક્ષ વ્યવહારમા તો સંપત્તિ પાછળ દોટ મૂકીને માનવી કુદરતે બક્ષેલા જીવનરસને ઘણી વાર ઘીજવી મૂકતો હોય છે.

નાણાં માટે ગમે તે કાળાંધોળાં કરવાં, શારીરિક અને માનસિક અશાંતિ વધારવી અને અંતે જ્યારે સંપતિ એકઠી થાય ત્યારે તે દ્વારા જે સુખ અને આનંદ પ્રાપ્ત કરવાની આશા સેવી હોય તે આશા ઠગારી નીવડતી હોવાનો અનુભવ કરવો-આ કેવી પરિસ્થિતિ કહેવાય ?

આજના કરોડો માનવીઓ લક્ષ્મી મેળવીને સુખી બનવાની ખોટી આશામાં પોતાનું જીવન વેડફી નાખતાં હોય છે. લક્ષ્મીની આ ભૂલભૂલામણીમાં પડતા માનવીઓ માટે સાચો રાહ તો એ છે કે તેમણે દુન્યવી અને આધ્યાત્મિક મૂલ્યોનો સમન્વય સાધવો જોઇએ. એકલી ભૌતિક સમૃદ્ધિ માનવીને સુખી કરી શકતી નથી, પણ જ્યારે આધ્યાત્મિક સમૃદ્ધિ સાથે ભૌતિક આબાદી નથાય છે ત્યારે જ માનવી સુખ પ્રાપ્ત કરે છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં જે વિષમતા, યાતના, નડો અને દુર્ગુણો ફાલીફૂલી રહ્યા છે તે નાબૂદ કરી વ્યકિત તેમ જ સમાજ સાચા અર્થમાં સુખ મેળવી શકે છે.

આત્મા ખોઇને મેળવેલાં નાણાં કોઇને કોઇ કાળે સુખી કરી શકતાં નથી, એ સત્યનો કોઇ ઇન્કાર કરી શકે નહીં. છતાં આધ્યાત્મિકતા તરફ લક્ષ આપવાની વાત આજે ભલે ઘણાને ન રૂચે-એ બનવા જોગ છે, પરંતુ આખરે તો માનવીને શાંતિ અને સુખ પ્રાપ્ત કરવા માટે આધ્યાત્મિકતા તરફ જ વળવું પડશે, એ વગર છૂટકો જ નથી. આ હકીકત, આજ સુધીનો પ્રાપ્ત માનવ ઇતિહાસ બોલે છે.



# ગુસ્સો

વિનોબાજી

ગુસ્સો એટલી બધી બૂરી ચીજ નથી. એનાથી વધુ બૂરી ચીજ તો દ્વેષ-વેર છે. માને પણ બચ્ચાં પર ગુસ્સો આવે છે. કયારેક કયારેક તો ગુસ્સાથી એને પીટે છે—જરૂર કરતાં વધારે પણ પીટે છે. એના મનમાં બચ્ચા માટે દ્વેષ નથી, એનું બૂરું એ ઇચ્છતી નથી. એટલે સ્થૂળ ગુસ્સો નહીં પણ મનમાંનો દ્વેષ એ બૂરી ચીજ છે.

ગુસ્સો આવવાનાં ઘણાં કારણો હોય છે. માનસિક કમજોરીને કારણે પણ વધુ ગુસ્સો આવે છે. ચાંડિલમાં હું ખૂબ બીમાર પડયો હતો. શરીર પણ ખૂબ નંખાઇ ગયેલું. વજન ૯૯ થઇ ગયું હતું. તે વખતે એટલી ક્ષીણતા આવી ગઇ કે મને એવો અનુભવ થતો કે કયારેક કયારેક અંદર ક્રોધ આવી જતો હતો. ક્રોધ બોલવામા આવી ગયો હોય એમ તો નહોતું થયું. કેમ કે, આદતને કારણે બાહ્ય અંકુશ રાખી શકાય છે પરંતુ મને એવો ભાસ થતો કે બોલી રહ્યો છું તેમાં ક્ષોભ છે. આ આત્મનિરીક્ષણની વાત છે. શરીર ખૂબ [illegible] નબળું પડી જાય અને એમાં માનસિક કમજોરી પણ હોય તો તે અસહ્ય બની જાય છે [illegible] ત્યારે ગુસ્સો આવી જાય છે. એવો ગુસ્સો દયાને પાત્ર છે.

હવે ગુસ્સો રોકવા કમજોરી કઇ છે એ ખોળવું પડશે. એ સમજાઇ જશે તો ગુસ્સો એમ ને એમ ચાલ્યો જશે. એ શારીરિક, પ્રાણિત કે માનસિક કમજોરી છે એનું પરીક્ષણ કરીને એ કમજોરી દૂર કરવાથી ક્રોધ પણ દૂર થઇ જશે.

હું ઘણી વાર કહું છું કે, આંબળા ખાશો તો વિટામિન 'સી' મળશે અને શક્તિની પ્રાપ્તિ થશે અને શરીર સારું થયું તો ક્રોધ પણ ઓછો થઈ જશે. જેમને ઊંઘ ઓછી આવે તેઓ અંદરથી સ્વતંત્ર થઇને કામ કરે છે. એવી હાલતમાં ઝટ ગુસ્સો આવી જાય છે. એવા લોકોએ સારી ઊંઘ લેવી જોઇએ. કયારેક બ્રહ્મચર્યની ઊણપને કારણે પણ ક્રોધ આવી શકે છે. ઉપરથી એમ ભાસ થાય છે કે એ ક્રોધ છે, પણ હકીકતમાં એ બીજો વિકાર છે. વિકારો એકમેકને ઘણા મળતા હોય છે.

કામનો ક્રોધ થઇ જાય છે, અને ક્રોધનો કામ. કયારેક અમુક વિષયની આસક્તિ હોય છે. એ આસક્તિના વિષય પર પ્રહાર થાય છે તો યે ગુસ્સો આવે છે. જેને માટે કૂણી લાગણી હોય એના પર પ્રહાર થાય તો પણ સહન નથી થતું. આમ અનેક કારણો હોઇ શકે છે. એટલે ક્રોધ ઉપર જવાનું કારણ શું છે તે શોધવું જોઇએ.

ક્રોધ પણ જરૂરી છે, એમ કેટલાકનું કહેવું છે. બિલકુલ જ ગુસ્સો નહીં કરીએ તો વ્યવહારમાં ટકીશું નહીં, માર ખાશું, એમ. સમજીને રામકૃષ્ણ પરમહંસે [illegible] વાની રીતે રજૂ કરેલી. આમ તો એ કથાની પુરાણમાં છે. એક સાપને ન કરડવાનો ઉપદેશ [illegible] આપેલો. [illegible] દિવસો બાદ જોયું તો એ તદ્દન દૂબળો [illegible] ગયો હતો. કારણ પૂછયું તો કહેવા લાગ્યો કે જ્યારથી ઉપદેશ પ્રમાણે ચાલું છું, ત્યારથી આ દશા છે. જે જુએ તે પીટે છે. તો એને કહેવામાં આવ્યું કે તને કરડવાની મના કરી હતી. ફૂંફાડો રાખવાની નહીં. આમ ફૂંફાડો રાખવાની યે જરૂર છે એમ સમજીને પણ કેટલાક ગુસ્સો કરે છે.

કોઇકનો સાદ જ એટલો ઊંચો હોય છે કે એ બોલે ત્યારે ગુસ્સો કરે છે એવો જ ભાસ થાય છે. આવો સાદ કંઇ ગુસ્સો નથી. આમ ક્રોધને ટાળવા સૂક્ષ્મતાથી વિચારવું જોઇએ.

'આશુતોષ'

## ગુરુવર્ય સ્વ. ર. મ. જોશી

ભાવનગરની શામળદાસ કૉલેજના ભૂતપૂર્વ ગુજરાતીના પ્રાધ્યાપક શ્રી રવિશંકર મ. જોશીનું તાજેતરમા અવસાન થયુ છે તે સમાચારથી ગુજરાતી સાહિત્ય વર્તુળમાં ભારે આચકો લાગ્યો છે. ખાસ કરીને આજના સંદર્ભમાં તેમનુ અવસાન ચિંતન પ્રેરક બની રહે છે. પ્રાધ્યાપકોની ખેટ તો નથી પણ સાથે સાથે સ્વ શ્રી ર મ. જોશી જેવા પ્રાધ્યાપકોના ક્ષિતિજે પણ દર્શન થતાં નથી તે દુઃખદ બની રહે છે કેટલાક વિરલ ગુણોને કારણે સ્વ. જોશીનો વિશાળ ચાહક વર્ગ તેમને ભૂલી શકશે નહી તેઓ આ જીવન શિક્ષક હતા અથવા ભારતની આગવી પ્રણાલિ પ્રમાણે ગુરુ હતા અને ગુરુ–શિષ્યોના પ્રાચીન સંબંધોને નવા જમાનામાં તેમણે ચરિતાર્થ કરી બતાવ્યા હતા. વિશ્વસાહિત્યનું તેમનું [illegible] વાચન અને અભ્યાસ એટલા વિશાળ અને ઊંડા હતા કે તેમની નીચે તૈયાર થતો સાહિત્યનો વિદ્યાર્થી કોઈ [illegible] નહી પણ સાહિત્યના વિશાળ સાગરનો [illegible] બની રહેતો. તેમના ખ્યાતનામ પ્રાધ્યાપક શિષ્યો [illegible] આજે પણ કેટલાક નામો [illegible] ચમકતા તારાની જેમ ચમકી રહ્યા છે. શ્રી મનસુખલાલ ઝવેરી, પ્રો. અનતરાય [illegible] પરમાર, ડૉ. ઈશ્વરલાલ દવે, [illegible] શ્રી જયત શા. જોશી, [illegible] ઈશ્વરપ્રસાદ જોશીપુરા. એ ઉપરાંત પણ અનેકાનેક હશે. પોતાના વર્ગમાના શિષ્યગણમાથી તેજસ્વી લાગતા વિદ્યાર્થી ઉપર તેઓ બહુ જ ધ્યાન કેન્દ્રિત કરતા અને એક પિતાથી પણ સવિશેષ વહાલ તેના પ્રત્યે દાખવતા

કૉલેજોમા વર્ગો ચલાવતા તેમને સાભળવા એક અપૂર્વ લહાવો ગણાતો. સ્પષ્ટ શબ્દોચ્ચાર, ધનગંભીર રણકો, એકધારા વહી જતા ઝરણા જેવો અસ્ખલિત વક્તૃત્વ પ્રવાહ, શ્રોતાઓ સામે તરતી પ્રેમ ભરી આખો, ઊચી દેહયષ્ટિ, માથા પર ઊચી દીવાલની ટોપી, લાબો કોટ અને ધોતિયુ અને અનેકાનેક દૃષ્ટાન્તોથી વક્તવ્યને ચોટદાર બનાવવાની સહજસાધ્ય શૈલીથી પ્રો. ર. મ. જોશી ગુજરાતના ગણ્યા ગાઠ્યા ઉત્તમ વક્તાઓમાના એક ગણાતા હતા. તેમણે ધાર્યું હોત તો સાહિત્ય–વિવેચનનાં દળદાર પુસ્તકો લખીને બજારમા મૂકી દીધા હોત. પણ આવું કોઈ દુઃસાહસ તેમણે કર્યું નહી પણ બધી જ શક્તિઓ વિદ્યાર્થીઓના વ્યક્તિત્વને ઓપ આપવામા અને તેમના જ્ઞાનની સીમાઓ વધારવામાં ખર્ચી નાખી. અખો, પ્રેમાનદ, શામળ, ગોવર્ધનરામ ઈત્યાદિ અક્ષરસ્વામીઓ વિષેની તેમની વિવેચના જ્ઞાનપ્રચુર બની રહેતી. તેમણે જે કાંઈ થોડુ લખ્યુ છે તે એટલુ સત્વશીલ છે કે તેનાથી પણ તેમની પ્રકાંડ વિદ્વતાને વાચા મળી રહે છે. ગુજરાતી સાહિત્ય માટે આ ધુરંધર ગુરુનુ વિલોપન શોકસીમા બની રહેશે.

## પાંચમી યોજના

[illegible] ચોથી યોજનાને પુર્ણ થવા આડે હવે એક વર્ષ બાકી રહ્યુ છે અને પાચમી યોજનાના ઢોલ [illegible]મા વાગી રહ્યા છે. આકડાઓની ઈન્દ્રજાળમાં [illegible]ઈએ તો અભિમન્યુના કોઠામાથી બહાર નીકળવા નિષ્ણાતોની મદદની જરૂર પડે. ભારત સરકારના એક વખતના કેબિનેટ મિનિસ્ટર ટી. એન. સીંઘને એમ લાગે છે કે કલકત્તા ખાતેના કોગ્રેસ અધિવેશને લોકોની આકાક્ષા સતોષવા જે સમયમર્યાદા દર્શાવી છે તે અમલી બની શકે તેમ નથી. એક વર્ષમા પાચ લાખ બેકારોને કામે વળગાડવાની વાત થઈ છે. રોજગાર વિનિમય કચેરીઓમાથી યાદીઓ મગાવીને આડેધડ સો કે ઈને નોકરીએ લગાડી દેવાની આ વાત નથી પરંતુ પાંચમી યોજનામા ઉદ્યોગોને જે તાલીમ પામેલ માનવશક્તિ જોઈએ તે પૂરી પાડવાનો આમાં સકેત છે. વગ

રાજ્યોને પૂછીને તેમના મતવ્યો અને યોજનાઓ જાણ્યા પછી જ કેન્દ્ર આગળ વધી શકે આટલુ કરતા જ રહેજે એકાદ વર્ષ નીકળી જાય એવી જ બીજી વાત વહીવટી સુધારણા માટે કેન્દ્રના પ્રધાનોની એક કમિટિ નીમવાની છે આ કમિટિ રચાય, પછી તે વહીવટી પ્રશ્નો તપાસે, અહેવાલ બનાવે, કેન્દ્ર-રાજ્યો, વચ્ચે ગુફતેગો ચાલે ત્યા એક વર્ષ પૂરૂ થઈ જાય પછી વહીવટ સુધારવાની શરૂઆત થાય-પૂરેપૂરૂ સુધરે ત્યા સુધીમા પચવર્ષીય યોજના પૂરી પણ થવા આવી હોય તેવી જ રીતે દેશમા લખો માણસોને માટે રહેણાંક વસવાટો બાંધવાની યોજના છે ગ્રામ્ય તેમ જ શહેરી વિસ્તારો માટે જમીન વિધેયક ધારાઓ રાજ્યો ઘડી રહ્યા છે ટોચ મર્યાદાઓ નક્કી થાય છે-ચર્ચાઓ ચાલે છે-મતવ્યોની આપલે થાય છે વધારાની જમીન ક્યારે મળે કેમ મળે એ બધુ અનિશ્ચિત છે વળી જેમની પાસેથી જમીન લેવાની છે તે પણ પોતાની વેતરણમાં જ છે કે જમીનનો કબજો શી રીતે હાથમાંથી ન જાય? યુગાન્ડા પ્રમુખ ઈદી અમીનની જેમ ધોકો મારીને લેવાની વાત હોય તો સમજ્યા કે વરસવળોટમા બધુ પતી જાય આ તો લોકશાહી છે દસ-વીસ જણા ભેગા થઈને મોરચો રચે પછી તો 'સઘશક્તિ કલીયુગે' । એવુ જ ખેતીવાડી ક્ષેત્રનું હરિયળી ક્રાતિના બણગા ફૂકાવા શરૂ થઈ ગયા શિન્દે સાહેબ હાથ-પગ બન્ને પછાડી પછાડીને કહેવા લાગ્યા કે અન્ન એટલુ બધુ ઉત્પન્ન થયુ છે કે ક્યાં નિકાસ કરવી તે જ પ્રશ્ન છે પરતુ ચોથી યોજના પૂરી થાય તે પહેલા જ બોપાળુ બહાર પડી ગયુ હવે ઘઉને બદલે બટેટા ખાવાની વાતો થાય છે ઈન્દિરાજી કહે છે કે ખાવાની ટેવ બદલો સાચી વાત છે, બગાળીઓ ઘઉની રોટલી ખાય અને ગુજરાતીઓ મચ્છી ખાવાની શરૂ કરે તો ખોટુ નથી વાસ્તવમા ઉત્પાદનનું પ્રમાણ ઘટી ગયુ છે. કઠોળ, તેલીબિયા શણ, કપાસ, શેરડીમા ઉત્પાદન વધ્યુ નથી ચોખાની બાબતમા ક્રાતિ આવવી બાકી છે ટૂકમા પચવર્ષીય યોજનાઓ બહુ સારી છે, હેતુઓ બહુ સારા છે પરતુ સમયાવધિ પ્રમાણે કામ બનતુ નથી એમા સરકાર પરે જ બધો દોષ છે એવુ પણ નથી ગયે વર્ષે અને અગાઉ માનવસર્જિત તેમજ કુદરતી આફતો આવી પડી તો પણ ઈન્દિરાજીએ નાવ બહુ સરસ ચલાવ્યુ પરતુ પ્લેનીગ મિનિસ્ટરો જે યોજનાઓ ઘડે છે અને મોટા મોટા બ્લુ પ્રિન્ટો રજૂ કરીને મસમોટી જગી યોજનાઓની વાતો કરીને શ્રોતાઓને ચમકાવી દે છે ત્યારે કેટલાક અનુભવી વૃદ્ધો મરમાળુ હસીને વાતો કરતા હોય છે, અને મતદારોને કાગડાભાઈ અને કાબરબાઈની વાર્તા કહીને ધીરજ ધરાવાની સલાહ આપતા હોય છે. પચવર્ષીય યોજનાના ફળ મતદારોને કેમ મળતા નથી તેના કારણમાં પ્લેનિગ કમીશનના કાગડાઓ એમ કહેતા સભળાય છે —

'ઠાગા ઠૈયા કરુ છુ,
ચાચુડી ઘડાવુ છુ"

માટે મતદારોએ અધીરા ન બનતા રાહ જોવી જોઈએ

## ગુજરાત ખાદી-ગ્રામોદ્યોગ બોર્ડ

'ઘાણીનો બળદ' કહેવતમા કહ્યો છે તે હવે બદલવો પડશે અને તેને સ્થાને બીજી કહેવત મૂકવી પડશે ગુજરાત રાજ્ય ખાદી અને ગ્રામોદ્યોગ બોર્ડ ત્રણ વર્ષના ગાળામા પાચસો કે દોઢ બે હજાર વીજળી સચાલિત ઘાણીઓ શરૂ કરવા માગે છે. આ રીતે પ્રાપ્ત થતુ તેલ ૨૫ ટકા સસ્તુ મળશે અને રાજ્યની તેલની જરૂરિયાતના ચોથા ભાગને પહોંચી શકશે આ યોજનામા ગુજરાત એગ્રો-ઈન્ડસ્ટ્રીઝ કોર્પોરેશન આ કાર્યમા મદદરૂપ નીવડશે બોર્ડની ગયુતરી અછતના વર્ષમા અછતગ્રસ્ત વિસ્તારોમા બીજી રીતે પણ મદદરૂપ થવાની છે અને ૧૦૦ કેન્દ્રોમા અબર ચરખા દ્વારા ૩૬ લાખને ખર્ચે ૨૦ હજાર લોકોને રોજી આપવાનો કાર્યક્રમ ઘડાઈ રહ્યો છે ઉપરાત ગામડાઓમા મકાનવિહોણા માટે, બેકારોને રોજી આપી ૨૦ કરોડ રૂપિયાના ખર્ચે મકાનો બાંધવાની એક જગી યોજના તૈયાર થઈ રહી છે જેમાથી આશરે ૭ કરોડ રૂપિયા મજૂરી પેટે ચૂકવવામા આવશે અને ગામડાના કારીગરને જ આ માટે પહેલી

પસંદગી આપવામાં આવશે. ગુજરાત ખાદી બોર્ડની ઓફિસ ગાંધીનગર ખાતે રહેશે, અને ત્યાં તાલીમ કેન્દ્ર, ઉત્પાદન કેન્દ્ર તથા વેચાણ કેન્દ્રો પણ શરૂ કરવામાં આવશે. ઉત્પાદનનું લક્ષ્ય ૧૯૭૬ સુધીમાં પાંચ કરોડ રૂપિયાનું રાખવામાં આવ્યું છે. ૧૯૭૧માં તે લગભગ સવા બે કરોડ પહોંચ્યું હતું. ૧૯૬૦માં ૪૧ લાખ રૂપિયામાંથી સતત આટલો વધારો થતો ગયો છે, એ હિસાબે આ લક્ષ્યાંક વધુ પડતુ નથી જ. વીજળીથી ચાલતી ઘાણી જેવા કાર્યક્રમો હાથ ધરાતાં, ઉત્પાદન વેગ પકડી શકશે. તેલનુ વેચાણ પણ જો બોર્ડ હાથ ધરે તો તે એક જ પગલું વિક્રમ નોંધાવી શકશે.

## સૌરાષ્ટ્રમાં ડેરી ઉદ્યોગની પીછેહઠ

સૌરાષ્ટ્રમાં ડેરી ઉદ્યોગ કોઈ અકળ કારણો સર પ્રગતિ કરવાને બદલે પીછેહઠ કરી રહ્યો છે. જામનગર, રાજકોટ, ભાવનગર અને જૂનાગઢમા ડેરીઓ ચાલી રહી છે પણ જાણે મરવા વાંકે જીવી રહી હોય તેવું તેમનુ આયોજન છે. આ હિસાબે મહારાષ્ટ્રમાં આ ઉદ્યોગે ભારે ગજું કર્યું છે. ખાનદેશમાં એક જ ગી અદ્યતન ડેરી ન્યુઝીલેન્ડ સરકારની સહાયથી શરૂ થઈ છે તે નોંધપાત્ર બનાવ છે. ત્યાંની દૂધ ઉત્પાદક સહકારી મંડળીઓએ ભારતભરમાં નામના કાઢી છે. સૌપ્રથમ ધુળિયા ખાતે આની શરૂઆત થઈ હતી અને ખાનદેશનુ દૂધ મુંબઈને પૂરું પાડવામાં આવતું હતું અને ચાર હજાર લીટરથી શરૂઆત થએલી તે આજે દરરોજ સવાલાખ લીટર દૂધ ઉત્પન્ન કરે છે. તેમાં વળી ન્યુઝીલેન્ડની સરકારે અદ્યતન મશીનરી અને સાધન સામગ્રી આપ્યાં. સ્ટોરેજ ટેન્કો તેમજ રેલવે ટેન્કરો પણ આપ્યા જેથી દૂધની હેરફેર ઝડપથી થઈ શકે. ધુળિયાની ડેરીએ ખાનદેશના બીજા વિસ્તારોમાં ડેરી ઉદ્યોગને પ્રોત્સાહન આપે તેવા આનુષંગિક કેન્દ્રો સ્થાપવામાં ફાળો આપ્યો છે. આજે ૨૫ હજાર દૂધ ઉત્પાદકોની ૮૯૦ જેટલી સહકારી મંડળીઓ ચાલે છે. ધૂળિયા, જલગાંવ અને માલેગાંવને ફરતા ૬૦ માઈલના વિસ્તારમાંથી દૂધ એકત્ર કરવામાં આવે છે. ખેડૂતોને લોન પણ અપાય છે અને ભેંસના દૂધ જેટલો ભાવ ગાયના દૂધનો આપીને મહારાષ્ટ્ર સરકારે ગૌ-પાલનની દિશામાં ક્રાંતિકારી પગલું ભર્યું છે. જેથી આ ડેરીમાં ગાયના દૂધનું પ્રમાણ પણ ઘણું આવે છે. અને દરરોજ તે ૫૦૦ હજાર લીટર સુધી પહોંચે છે. ધુળિયા ડેરીમાં જાનવરોને દોહવા માટે ખાસ કેન્દ્રો રાખવામાં આવ્યા છે. જ્યાં બધાં જ માલધારીઓ પોતાના ઢોર દોવરાવવા લઇ આવે છે. અને સૌની હાજરીમાં દૂધ દોવાય છે અને તેની ચકાસણી થાય છે. જેથી દૂધની જાત આપ મેળે સુધરી જાય છે. ગુજરાતમાં ડેરી ઉદ્યોગે વડોદરા તથા ખેડા તેમજ હવે મહેસાણામાં પ્રગતિ કરી છે. પરંતુ સૌરાષ્ટ્રમાં ગીર જેવા ગાય અને ભેંસોની ઓલાદ તરીકે વખણાતા પ્રદેશમા જરાપણ પ્રગતિ કરી નથી. જૂનાગઢની ટી. સી. એમ રૂરલ ક્રીમરીની કાર્યક્ષમતાને નામે ખોટું મીંડુ છે અને જાણે થોડાક પગારદારોને પોષવા તે ચાલી રહી હોય તેવું લાગે છે. અને પોતાની પાસે આગવા સાધનો હોવા છતાં ખાનગી દૂધ વેંચનારાઓની હરીફાઈ સામે ટકી રહેવા અસમર્થ માલુમ પડી છે.

## ગ્રઘડો કરો અને મેળવો

પંજાબ ઔદ્યોગિક રીતે આગળ વધેલો પ્રદેશ છે. અનેક ઉદ્યોગોને આગળ ધપાવવા તેને વધુ અને વધુ વીજળી શક્તિની જરૂરિયાત રહે છે. દેખીતી રીતે જ તેની પંચવર્ષીય યોજનામાં વીજળીના ઉત્પાદનને અગત્ય અપાય તે દેખીતું છે. લાંબા ગાળાની એક યોજના તરીકે પંજાબ સરકારે થાઈન ડેમ યોજના હાથ ધરી છે અને કેન્દ્ર ક્યારે તેની પરવાનગી આપે તેની રાહ જોવાય છે. મૂળ તો ૧૯૨૭માં બ્રિટિશરોના વખતમાં ડેમ બાંધવા માટે યોગ્ય સ્થળોની મોજણી કરતાં રવિને જમણે કાંઠે આવેલ આ ગામ ઉપર પસંદગી ઉતરી હતી. ભૌગોલિક રીતે આ ગામ જમ્મુ વિસ્તારમાં આવેલું છે.

૧૯૪૭માં દેશના ભાગલા પછી, પંજાબની નદીઓનાં પાણીના પ્રશ્ને ભારત પાકિસ્તાન વચ્ચે વિવાદ થઈ ગયો ત્યારે પૂર્વ પંજાબની સરકારનું ધ્યાન આ યોજના તરફ ગંભીર પણે દોરાયું. ૧૯૬૦મા સિંધુ

કરારની શરતો મુજબ રવિ, બિયાસ અને સતલજનાં પાણી ૧૯૭૦ પછી સંપૂર્ણપણે ભારતને મળવાનાં હતા અને તેથી ૧૯૭૦ની સાલથી પંજાબ સરકાર આ યોજના મંજૂર કરાવવા કેન્દ્રને વીનવી રહી છે. ૧૯૬૪માં આ યોજનાનું ખર્ચ ૪૫ કરોડમાંથી વધીને ફરીથી ૬૯ કરોડ આંકારવામાં આવ્યું હતું. આજે તે એસ્ટીમેઈટ વધીને ૯૧ કરોડ સુધી થવા જાય છે. એટલે ૭૯ કરોડની જે યોજના કેન્દ્રીય P. W. D. ને મોકલવામાં આવેલી તેને તપાસતા પાંચ વર્ષ લાગ્યાં. દરમ્યાન ખર્ચ વધીને ૯૧ કરોડ થઈ ગયું અને આ સમય દરમ્યાન હીમાચલ પ્રદેશ તથા જમ્મુ–કશ્મીરે વાંધા વચકા ઉઠાવ્યા! જો નદીઓનાં પાણીના પ્રશ્ને દક્ષિણનાં રાજ્યો લડતાં હોય, નર્મદાના પાણી માટે ગુજરાત, મધ્ય પ્રદેશ તથા મહારાષ્ટ્ર માથાં પછાડતાં હોય તો રવિના પાણી માટે પડોશીઓ ચૂપ રહે? એટલે હરિયાણા પણ જાગ્યું. ચાર રાજ્યોના ઝગડા વચ્ચે કેન્દ્ર અટવાઈ પડ્યું છે! વાતનો અંત આવે પછી કેમની શરૂઆત થાય. દરમ્યાન રવિનાં પાણી પાકિસ્તાની પ્રદેશમાં ઠલવાયે જાય છે. ત્યાં તેનો કોઈ ઉપયોગ નથી. એક તો આ પાણીના ઉપયોગ માટે ૧૯૭૦ પછી પાકિસ્તાનને કોઈ હક્ક રહેતો નથી. કરુણતા તો એ છે આપણે તેની અત્યંત જરૂર હોવા છતાં, કેવળ શ્વાનવૃત્તિને કારણે તેનો ઉપયોગ કરી શકતા નથી!

*

એક શેઠ હતા. પાસે પૈસા પુષ્કળ, પણ પરમેશ્વરને ભૂલી ગયેલા. એક વાર એમને બારણે જોગી આવી ચડયો. શેઠ કહે 'અરે મગન, આને એક પૈસો નાખ એટલે રસ્તે પડે.' એ સાંભળી જોગી હસ્યો. એણે કહ્યું 'શેઠ, પૈસા નથી માગતો. બસ એક વાર દિલથી રાધેગોવિંદનું નામ લો.' પણ શેઠે એને તગડી મૂકયો.

સાંજે શેઠ ફરવા ગયા. એ મોકો મેળવીને જોગી શેઠનું રૂપ લઇ શેઠના ઘરમાં આવ્યા. પત્ની કહે: 'કેમ, આજે વહેલા?' શેઠ કહે: 'શું કરું! ગામમાં એક બહુરૂપી આવ્યો છે તે જેનું તેનું રૂપ લઇને ઘરમાં પેસી જાય છે. મને ડર લાગ્યો એટલે જેવી વાત સાંભળી તેવો જ ઘર ભેગો થઇ ગયો.'

થોડી વારે લાલાજી ફરીને ઘેર આવ્યા. એમને જોતાં જ પત્નીએ નોકરોને બૂમ પાડી 'દોડજો, બહુરૂપી આવ્યો. કાઢો બહાર, મારો.' એ સાંભળી નોકરો દોડી આવ્યા, દરવાન આવ્યા, દીકરાઓ આવ્યા—બધાએ મળીને લાલાજીને ખૂબ સાલમપાક ખવડાવ્યો. એ તો એવી જ દશામાં પહોચ્યા પોલીસ થાણે અને ફરિયાદ કરી, પણ ફોજદાર ઘેર આવ્યા ત્યારે એવો જ બીજો શેઠ જોયો! એ પણ ગૂંચવાયો.

કોર્ટમાં કેસ ચાલ્યો ત્યારે બન્ને વ્યકિતઓ સામસામે ઊભી રહી. જજ પણ વિચારમાં પડયા. સાચું કોણ? પરીક્ષા કેવી રીતે કરવી? આખરે વિચાર કરીને લાલાજીને પૂછયું: 'તમારા દીકરાનું લગ્ન કયારે કર્યું? એમાં કેટલો ખર્ચ કર્યો?' લાલાજી કહે: 'એ બધું મને શું ખબર, એ તો મુનીમજી જાણે.' પછી એ જ પ્રશ્ન બહુરૂપીને પૂછયો એ કહે: 'સાહેબ, અલમારીના ત્રીજા ખાનામાં ઉપર જ એ ચોપડો છે. કુલ ખર્ચ રૂ. ૨૦,૨૫૧–૭૬ થયો છે.' તપાસ કરી તો ચોપડામાં એમ જ નીકળ્યું. એટલે કોર્ટે લાલાજીની ફરિયાદ કાઢી નાખી!

સાંજે જોગી શેઠની પાસે આવ્યા ને કહ્યું: કંઇ નથી કહેતો, તમે ખરા દિલથી રાધેગોવિંદ નામ લો. હવે તો લેશો ને?' શેઠ સમજી ગયા કે આ તો જોગીની કૃપા થઇ!

ભગવાનની કૃપા બે પ્રકારની હોય છે: નિગ્રહકૃપા, એમાં ઠોકર વાગે કે ડંડા પણ પડે. બીજી અનુગ્રહકૃપા, તે મધુર હોય છે.

# હિન્દ એટલે ગાંધી



હિન્દની ઓતરાદી સરહદોથી હજારો માઈલ દૂર બે દુનિયાને સાંકળતો ભૂમધ્ય સમુદ્ર :

એની વચ્ચે ઈટાલી મુલકનો જાણે સર્વથી ત્યજાયેલો કંગાલ સીસીલી ટાપુ :

એ ટાપુ ઉપરનું એક નાનું ગામડું :

એ ગામડામાં એક નાના મકાનમાં મધરાતે એક નાના મેજ ઉપર મહાત્મા ગાંધીજીની છબી મૂકી હતી; તેને ફરતો ફૂલનો હાર હતો; અને પાસે નાનો દીવો બળતો હતો:

મેજની પાસે ઘુંટણીએ પડી એક આધેડ વયની નારી પ્રાર્થના કરતી હતી. એ નારીનું નામ જુલીયાના.

એ તિથિ હતી ગાંધીજીની કે તેરમી નિર્વાણ સંવત્સરીની !

° ° °

સીસીલીના ગામડામા બનેલી આ સત્ય ઘટના છે.

બીજા વિશ્વયુદ્ધમાં ઈટલીની એક ગ્રામવાસી સુશિક્ષિત બાઈ જુલીયાનાનો પુત્ર ખપી ગયો.

જુલીયાનાની વય ત્યારે ૩૫ વર્ષની હતી. એના જીવનમાં પુત્ર સિવાય બીજું કાંઈ નહોતુ

એ બેબાકળી બની ગઈ. સૂર્યનાં અજવાળાં અંધારામાં પલટાઈ ગયા. એનું જીવતર અસહ્ય બની ગયું.

એણે ઘર વેચી નાંખ્યું. એણે ખેતર વેચી નાંખ્યું. એ ગામને છેવાડે એક નાની ઝૂંપડી બાંધી એમાં રહેવા ગઈ.

તો યે એના જીવનમાં સ્વસ્થતા કે શાન્તિ પાછાં આવ્યાં નહિ. રાતોની રાતો એ એની ઝૂંપડીની બારીમાંથી સામે પથરાયેલ સાગર ઉપર આળોટતાં અંધારાં જોવામાં વીતાવતી. નિદ્રા એની કટ્ટર વેરણ બની હતી.

એની ભલમનસાઈ અને માનવતાની મહેક આખા યે સીસીલી ટાપુ ઉપર પ્રસરી હતી. એથી આકર્ષાઈ એક દિવસ ઈટાલીના ગાંધી તરીકે ઓળખાતા સાધુ ડોલાન્ડ એને ઉંબરે આવી ઊભા.

જુલીયાનાએ તેમને સત્કાર્યા; આસન બીછાવી સન્માનપૂર્વક તેમને બેસાડયા.

જગતની, જીવનની, જીવનના પ્રશ્નોની, સીસીલીના ગરીબ લોકોનાં દુઃખની વાતો ચાલી.

ઈટાલીના ગાંધીએ હિન્દના ગાંધીનો ઉલ્લેખ કર્યો. જુલીયાનાએ રોમે રોમાંના એક લેખમાં હિન્દના

ગાંધી વિષે વાંચ્યું હતું, તેનું તેને સ્મરણ થયું.

સાધુ ડોનાલ્ડે જુલીયાનાને ગાંધીજીનાં પુસ્તકો વાંચવા સૂચન કર્યું. જુલીયાનાએ તેનો સ્વીકાર કર્યો.

અજબ રીતે, જુલીયાનાના જીવનમાં શાન્ત પાછી ફરવા માંડી. એને નવું દષ્ટિબિન્દુ સાંપડયું. અહિંસા અને સત્ય જીવનને અર્થભરપૂર બનાવે છે એ ગાંધી તત્ત્વજ્ઞાન એના જીવનમાં રેલાવા માંડયું.

જુલીયાનાએ એક દશકો ગાંધી સાહિત્યની ઉપાસના કરી; અને. ફરી તે જનસેવાની લગનીથી જીવન્ત બની.

એણે સાધુ ડોનાલ્ડની સાથે બેકારીથી ભૂખમરો ભોગવતાં સ્ત્રી-પુરુષોને રસ્તા બાંધવાની મજૂરી આપવાના સેવાયજ્ઞમાં સેવા આપવા માંડી.

ઈટાલીમા બેકારોને રસ્તા બાંધવાનું કામ આપી રોજી રળતા કરવા એ બીનસરકારી વ્યક્તિઓ અને સંસ્થાઓ માટે અપરાધ ગણાય છે.

એ ગુના માટે ડોનાલ્ડને જેલની સજા મળી, અને એની પાછળ સાધ્વી જુલીયાનાને પણ કારાવાસમાં ધકેલવામાં આવ્યાં.

જેલવાસ પૂરો થયો, જુલીયાના પોતાની ઝૂંપડીએ પાછા ફર્યા; જનસેવાના પોતાના કામમાં એ પાછા પરોવાઈ ગયા.

o • o

એ વર્ષ પહેલાં, યુરોપમાં વિદ્યાભ્યાસ કરતો અને ઉનાળાની રજાઓમાં ભૂમધ્ય સમુદ્રમા હોડીની સહેલે નીકળેલો એક હિન્દી જુવાન સીસીલી પાસે હોડીમાં ઘુમતો હતો.

સમુદ્રમાં એકાએક તોફાન જાગ્યું. પહાડો જેવાં મોજા ઉછળવા માંડયાં. રાત પડી ગઈ.

તોફાન શમ્યું અને શુકલ આઠમના અજવાળામાં નિશ્ચેતન જુવાનને લઈ હોડી ઘસડાતી ઘસડાતી જુલીયાનાના ગામે કાંઠા ઉપર આવી ઊભી રહી.

થોડી વારે જુવાન સળવળ્યો; તે સચેત થયો; અને રાતવાસા માટે કોઈક હોટલ કે ધર્મશાળાની શોધમાં નીકળ્યો.

ગરીબ સીસીલીના નાના ગામડામાં હોટલ કે ધર્મશાળા કયાંથી હોય ?

તે સાધ્વી જુલીયાનાની મઢુલી પાસે આવી ઊભો.

હિમ્મત કરી તેણે બારણાં ઉપર ટકોરા માર્યા.

પ્રાર્થનામાં બેઠેલી જુલીયાનાએ ઊભા થઈ બારણું ઉઘાડયું.

જુવાને ક્ષમા યાચી. તેને આપવીતી કહી અને રાત ગાળવા માટે કોઈક સ્થાન બતાવવા વિનંતિ કરી.

જુલીયાના એ જુવાનને જોઈ રહી. તેને અગમ્ય રીતે થયું કે આ હિન્દી લાગે છે !

તેણે પૂછ્યું: "કયાંથી આવો છો ?... તમારો દેશ ?"

જુવાને જવાબ આપ્યો. "હું જર્મનીમાં... યુનિવર્સિટીમાં ભણું છું. મારો દેશ હિન્દ છે."

"હિન્દ એટલે ગાંધીનો દેશ !" જુલીયાનાના હોઠ ધીમા અવાજે ભકિતભાવથી ઉચ્ચારી રહ્યા.

"જુવાન, આવો, મારા ઘરમાં જ રાત રહો. સરખી સગવડ આપવા માટે પૂરતી જગ્યા તો નથી. પરન્તુ જેમ તેમ કરી આપણે રાત વીતાવી દઈશું. ગાંધીના દેશનો માનવી મારા ઘરમાં અતિથિ બને એને હું બહુ મોટું માન સમજું છું."

જુલીયાનાએ જુવાનને મોટો કટોરો ભરીને દૂધ આપ્યું; અને પછી પોતાને ગાંધી નામથી કેવી રીતે જીવન પાછું પ્રાપ્ત થયું તે વિરલ શ્રદ્ધાની આત્મકથા કહી સંભળાવી.

જુલીયાનાની આંખો અહેસાનની લાગણીથી સજળ બની હતી.

(ઈંગ્લેન્ડ વાસી એક ગુજરાતી મિત્ર પાસેથી આ પ્રેરક કથા સાંપડી છે.)

*

# દાઉદ તાઈ

'સારોદ'

તુલ્યનિન્દાસ્તુતિર્મૌની સંતુષ્ટો યેન કેનચિત્ ।
અનિકેતઃ સ્થિરમતિર્ભક્તિમાન્મે પ્રિયો નરઃ ॥ ૧૨-ભ ગી ૧૯

દાઉદનું રહેઠાણનું મકાન જીર્ણ થઈ ગયેલ છતનો અડધો ભાગ તૂટી ગયો તો પ્રમાણમા સારો હતો તે બીજા ભાગમા દાઉદ રહેવા ગયા થોડા સમયે તે ભાગ પણ તૂટી પડયો દાઉદે રહેઠાણના ઓરડા મૂકી છાપરામય ડેલીમા રહેવાનું શરૂ કર્યું કોઈએ કહ્યુ, "મૌલાના, મકાનને દુરસ્ત કરી લો આ ડેલીનું છાપરુ પણ કનારે પડી જાય તે કહેવાય નહી ' દાઉદે જવાબ આપ્યો, "આ વખતે ખુદાને વચન આપીને આવ્યો છુ કે નવુ મકાન બાધીશ નહી એટલે તે વચન ટાળીને મકાન કેમ બાધુ '"

હકીકતમાં આ શરીર જ મકાન છે અને જીવાત્મા આવા નવા નવાં મકાન બાધ્યા કરે છે એ નવુ મકાન તેની કેદ બની જાય છે પણ પ્રકૃતિથી મજબૂર જીવ તે સમજવા છતાં અટકી શકતો નથી આ વખતે દાઉદ નક્કી કરીને જ આવેલ છે કે નવુ શરીર ધારણ કરવુ ન પડે તેમ પ્રાપ્ત શરીરમા વાસ કરવો વધારેમાં વધારે સમય ઈબાદતમા ગાળવો, તે જ તેમના જીવનનો એક માત્ર હેતુ બની ગયેલ છે તડકામાં પડેલ પાણીની માટલીને છાયામા મૂકવાની ફુરસદ તો નથી, પણ તે પોતે એક દિવસ છાયામા બેઠા હતા ત્યા રહેતે રહેતે તડકો આવ્યો પણ હઠે કોણ ? ઈબાદતમા ખલેલ પડે ને ? રમજાન મહિનો હતો અને પોતે રોજો રાખેલ, તેય શુ ?

આવા સત પણ એક દિવસ થાપ ખાઈ ગયા પ્રકૃતિનું રાક્ષસી રૂપ જેમ ડરાવીને મ્હાત કરે છે તેમ તેનું મોહિની રૂપ લોભાવીને પરાસ્ત કરે છે ચાદની રાતની ખૂબસૂરતી જોઈ દાઉદ તેના રૂપથી પરાભવ પામી તેની મજા માણવા જર્જર છાપરા પર ચડયા પણ જે લોભાવે છે તે ગેબાવે પણ છે. થોડા સમયમા આજુબાજુ રહેનારાએ ધડાકો સાભળ્યો ચોર ચોરની બૂમરાડ થઈ પડી જૂએ તો સત દાઉદ પૂછયુ તો સત કહે, "કોઈએ ફેકી દીધો ' પછી તુરત મર્મ સમજતો હોય તેમ બોલી ઊઠ્યા, "કોઈ એ નહી, એણે જ એણે જ એ નિષ્ઠુર નખરે જ મારી આ હાલત કરી એને ભૂલીને ચાદની જોવા ગયો તે ભૂલ બદલ ફેકી દીધો મકાનની છત તરફ દુર્લક્ષ સેવ્યુ તો આ પૃથ્વીની છત પ્રત્યે પણ એ જ દુર્લક્ષ હોવુ જોઈએ ને ? નહીતર નાનુ મકાન મૂકી મોટુ મકાન પસદ કર્યું કહેવાય એથી તો નાની જેલને બદલે મોટી જેલમા જવાનું નિર્માણ ઉત્પન્ન થાય વાહ દયાળુ વાહ !" આમ કહી દાઉદ પરમેશ્વરનો આભાર માની જ્યા પડયા હતા ત્યા જ ઈબાદતમા રત થઈ ગયા

આવા સતને પુનર્જન્મ ન હોય તેમાં નવાઈ શુ ? ભગવાન બુધ્ધે આવા સતને જ બ્રાહ્મણુ કહ્યા છે

"અકિંચન વતવત સીલવત અનુસ્સદ ।
દત અતિમસારીર તમહ બ્રુમિ બ્રાહ્મણ ॥

*

હુ પાપી છુ, હુ કમનસીબ છુ, મને કઇ આવડતુ નથી એવુ માન્યા કરવુ એ અવિદ્યા અથવા અજ્ઞાનતાનુ લક્ષણ છે એ જ અજ્ઞાન ઘણી નકામી કુશકાઓ અને કાલ્પનિક દુખોના મૂળમા રહેલુ છે ખરી વાત તો એ છે કે આપણા બધામા અપાર શક્તિ ભરેલી છે મહાપુણ્યને યોગે આપણને મનુષ્યજન્મ મળેલો છે જ્ઞાનરૂપ પરમાત્માના આપણે અશ છીએ આપણો આત્મા એ ખુદ પરમેશ્વરનો સમોવડિયો છે આપણે તો ધારીએ તે કરી શકીએ

—એકનાથ

# આને ય ઓળખો

રામપ્રસાદ દવે

## બિનઉપયોગની વસ્તુ

હું તમારે ત્યાં આવું અને બિનઉપયોગની ચીજ માગું તો તમે આપશો?

અથવા એ વેચીને એમાંથી સારી વસ્તુ ઘરવા તમને સમજાવી શકું તો એ તમને ગમશે?

મને ખાતરી છે કે તમને જરૂર મારી વાત ગળે ઊતરશે.

પણ મારા એક કાકા એવા હતા જે માનતા કે મારા ઘરમાં બિનઉપયોગની એકેય વસ્તુ નથી. તેઓ પ્રામાણિકતાથી માનતા કે મને એ વસ્તુ જરૂર કામ આપશે.

અને એ સાચા હતા! કારણ કે એમના રસ-વિષય અનેક હતા.

એ કાકાને મેં એક દિવસ કહ્યું 'આજે મેં તમારી પાસે બે ત્રણ બિનઉપયોગી વસ્તુ છે તે શોધી કાઢી છે.' કાકાનું આશ્ચર્ય હજી ઓગળ્યું ન હતું ને મેં કહ્યું 'કાકા, તમારી પાસે–ક્રોધ છે તે સાવ બિનઉપયોગી છે. માની લઈએ કે એણે કોકનું ભલું કર્યું છે પણ તમારું તો સાવ નિકંદન કાઢયું છે.'

કાકા દલીલ કરવા જતા હતા તેને વચ્ચે રોકીને મેં કહ્યું, 'આજ ને આજ જવાબ આપવો એવું કાંઈ નથી. તમારા મનમાં જે બધી દલીલો ઊઠે તેનો તમે જ જવાબ આપજો શેષ રહે તો મને કહેજો.'

ચોવીસ કલાક પછી કાકા સામેથી મને મળી કહે, 'તારી વાત તો સાચી છે. મારા ક્રોધે નિકંદન કાઢયું છે. કારણ કે ભગવાન સાથે પણ હું લડી પડું છું."

કાકા ભોળા હતા. ગળે ઊતરે તે બધું કબૂલ કરે એવા! મેં કહ્યું 'એ વળી શું?' 'ધારો કે મારું ધાર્યું કાંઈ થયું નહિ તો ભગવાનને દોઢ કલાક પાણીમાં બેસાડી રાખવાના.' હસતાં હસતાં કહે. 'જેવો ગુનો તેવી સજા'

મેં હાસ્યમાં ભળતાં કહ્યું, 'હે ભગવાન પર આટલો ક્રોધ કરવાની છૂટ!'

કાકા કહે, 'બીજો દુશ્મન તો કહે?

'મોહ.'

'મોહ તો મારું રમકડું છે.'

'કાકા, ઘણાને એવો વહેમ હોય છે કે હું નાચું એમ મોહ નાચે છે સાચી વાત એ છે કે ઘણુંખરું માણસ મોહના હાથમાં રમતું રમકડું હોય છે.

'કાકા, હું તમને કહું કે સર્વાનુમતિએ–ચૂંટણી વિના–અમારે તમને નગરપાલિકાના પ્રમુખ ચૂંટવા છે તો તમને ગમે કે નહિ.'

'એ કોને ન ગમે?' કાકા તો પ્રસ્તાવમાં જ લપટાઈ ગયા.

મેં કહ્યું, 'કાકા, આ તો કલ્પનાની વાત છે. આ મોહને બરાબર ઓળખો. આ ચીજ તો ભંગારમાં વેચવાની છે.'

મે આગળ ચલાવ્યું, 'તમને સાવ ખાલી કરવા નથી. એના બદલામાં ભક્તિ કર્મ જે ફાવે તે સ્વીકારવાનું એટલે તમને ખાલીપણું ન લાગે.'

નહિતર કેટલાક માણસો દુર્ગુણને કાઢી શકે છે પણ સદ્‌ગુણ સ્થાપી શકતા નથી તો એની જગ્યાએ કોઈવાર ઘણું ખરાબ તત્ત્વ પ્રવેશી જાય છે.

તમે કહેશો, હું કાંઈ તમારા કાકા જેવો નથી. મેં શાસ્ત્રો પચાવ્યા છે. કેટલુંક આચરણ કર્યું છે. ત્યારબાદ મારા જેવા કેટલાકને તેમાં પલોટીશ. મને એ વાતનો સંતોષ છે. આથી વધારે કાંઈ કહેવું છે?

હા, કાકાનું હૃદય સ્ફટિક જેવું નિર્મળ હતું પણ કેટલાકના અહંકાર એવા વિચિત્ર હોય છે કે આ બધુ ખૂબ હોય છતાં દેખાતુ નથી દેખાય છે તો કબૂલ કરતા નથી કદાચ કબૂલ કરે પણ આચરવાનું વિચારતા નથી અને કદાચ આચરવાનું શરુ કરે છે તો થોડા વખત પછી કંટાળીને મૂકી દે છે નિશ્ચય હિમાલય જેવા દૃઢ હોવો જોઈએ માટે જ ભજનિકે ગાયું છે કે

'નિશ્ચેના મહેલમાં વસે મારા વાલમો'

## માયાની છાયા

હું તે દિવસે સૂવાની તૈયારી કરતો હતો ત્યા થોડા યુવાન સજ્જન કાર્યકરો એક બાઈને લઈને આવ્યા. કહ્યુ, 'આ તમારા ગામની બાઈ છે, એને એક રાતનો આશરો જોઈએ છે?

બાઈને થોડા પ્રશ્નો પૂછયા પણ ખાતરી ન થઈ કે આ બાઇ મારા ગામની જ છે. થોડાક ગામજનોના એને નામ આવડતા હતા બાકી મારા ગામ વિષે કાંઈ જાણતી ન હતી

મે ના પાડી, 'ભાઈઓ, ખાતરી પડતી નથી, માફ કરજો'

એ તો ગયા પણ મનમા થોડી ચચરાટી થઈ એક રાત રહે એમા મારુ શુ બગડી જવાનું હતુ?

બાઈની વાત એવી હતી કે નડિયાદમા મારો ધણી છે ત્યા મારે જવુ છે મારુ ખિસ્સુ કપાઈ ગયુ છે એટલે મને આ સ્ટેશન પર ઉતારી મૂકી રાતે હું કયા જાઉં? એટલે હુ ને મારો છોકરો સવારે તો ચાલ્યા જઈશુ

પાછુ મનમા થતુ બાઈની મોટપ કયાકથી પકડાઈ જતી હતી

અડધો કલાક પછી થોડા યુવાનો પાછા આવ્યા, મને કહે, 'તમે બહુ સારુ કર્યુ'

કેમ?

અમે તમારે ત્યાથી નીકળ્યા ત્યા પોળને નાકે મંદિર આવ્યુ તો બાઈ અમને કહે 'હુ જરા દર્શન કરી આવુ તમે આ છોકરાને સામાન સાચવો એક મિનિટમા આવુ'

અમે રાહ જોઈ રહ્યા તે બીજે બારણેથી બહાર જતી રહી હશે કે ગમે તેમ પાછી ફરી નહિ મંદિરમા તપાસ કરી હવે એને કયા ખોળવી? બાળકને પોલીસમા મૂકવા ગયા છે એ ન લોચા પાડે તો સારુ

## ડૉ. યોધ

ડૉ યોધ સાથે ઓળખાણ થઈ એમના બુદ્ધિના ચમકારા સાંભળીને બહુ મજા આવી તે શબ્દોને આમતેમ ગોઠવીને રમૂજ કરી શકતા ડૉકટર હોવા છતા શબ્દ પર આટલુ પ્રભુત્વ છે એ જાણીને આશ્ચર્યમિશ્રિત આનંદ થયો

કેવળ શબ્દ નહિ પણ અર્થને પણ તેઓ ધારી અસરથી મચડી શકતા અને એમાંથી પોતની રમૂજ ઉત્પન્ન કરી શકતા આનંદ થયો સાત્ત્વિક.

મારે એક આખો દિવસ એમની સાથે રહેવાનું થશે એવી મને ખબર પડી ત્યારે મને આનંદ થયો રોજની એકધારી જિંદગીથી કંટાળેના મનને ભારે મજા પડશે એવો ખ્યાલ હતો.

પણ હુ માંડ બેચાર કલાક ગપ્પા હોઈશ ત્યા મુઝાઈ ગયો

એમની શબ્દ ચમત્કૃતિ, અર્થનો મચડાટ અને બુદ્ધિના ચમકારા બધુ હતુ-કદાચ વધારે તેજસ્વી હતુ

પણ હુ મુઝાઈ ગયો પહેલા તો અતિપરિચયને લીધે મને આવી લાગણી થઈએ વો વહેમ ગયો. પણ જરાક ચિન્તન કરતા તતજ કારણ હાથ આવ્યુ આ બધી શક્તિ તેઓ પોતના મ. અહંકારને શુ. રીતે સતોસવા વાપરતા. પોતે મોટા છે અને એમની આસપાસના સહુ માનવ હલકા છે એ ભાવ એમા સર્વોપરી રહેતો પોતની દૃષ્ટિ જાણે અન્યને ઉતારી પાડવા જ તે વાપરતા!

આ બધુ જોતા લાગ્યુ પહેલા જે સારો અવાજ કરતા ફટાકડા હતા તે સૂરસુરિયાથી યે ઊતરે એવા નીકળ્યા.

## અંતર્મુખ ક્ષણ

કાલે હુ ટ્રેઈનમા મુસાફરી કરતો હતો ત્યારે એક સ્ટેશન આવ્યુ એક બાબાએ એક વસ્તુ માગી એના પિતાએ એ અપાવવા ના પાડી

વસ્તુની કિમત તો બહુ નાની હતી પણ એનુ આયુષ્ય તો નહિવત્ હતુ

બાબો રડવા માડયો ત્યારે મારા મનમા થયુ કે હુ અપવુ પણ મને એના પિતાની વાત સાચી લાગી નકામા પૈસા નાખી દેવાનો શો અર્થ છે ?

બાબાયે વધુ ને વધુ રડવા માડયુ આપણા મનમાં થાય કે કા આ આટલી નાની વસ્તુ માટે જીવ બાળે મને કહેવાનુ મન થયુ તારા પિતા પર વિશ્વાસ રાખ, એ સારા નરસાનો વિવેક બરાબર જાણે છે

બાબો અદર પ્રાણની શક્તિ મૂકી રડે મે કહ્યુ, 'આટલી નની વસ્તુ માટે તારો લાખ રૂપિયાનો જીવ બાળે છે ?

બાબાને આ વાત સ્પર્શી કે નહ પણ મને એ વાત સ્પર્શી ગઈ કે આપણે પણ કોઈ ને કોઈ અભાવની સ્થિતિમા હોઈએ છીએ ત્યારે આપણે પણ લાખ રૂપિયાનો જીવ બાળીએ છીએ

મને ખ્યાલ આવ્યો કે ભલે લાખ રૂપિયાની વાત હોય તો પણ આ અમૂલ્ય જીવનને દુખી કરવાનુ કેઈ કારણ નથી

પણ વાત હવે જામી એક બેબીને પેનુ રમકડુ એના વાલાએ લઈ દીધુ ધાર્યુ હતુ તે પ્રમાણે એ થોડીવાર પછી તૂટી ગયુ બેબીએ રડવાનુ શરુ કર્યુ — હૈયાફાટ

મારુ ચિન્તન આગળ ચાલ્યુ, આપણો સ્થૂળ વસ્તુ ઉપર સાધનોનો વ્યામોહ કયારે ટળશે ?

વળી મનમા થયુ, આજ મને નની નાની વાત પર આવા ગભીર વિચારો કેમ આવ્યા કરે છે અને એથી બચવા યત્રવત્ હુ એ ડબો છોડી બીજા ડબામા બેઠો

ત્યા એક બાળક પેલા જ રમકડાથી રમતુ હતુ !

## કામ કઢાવુ છુ !

આનદી હેડમાસ્તર હતી સામાન્ય કરતા જરા અમથી ઉપરના સ્તરની બુદ્ધિમતા, વાચાળ ભણતર સારુ એટલે હેડમાસ્તરની નોકરી મળી ગઈ

એને એવી ટેવ પડી ગયેલી કે માનવના ગુણદોષનો ખ્યાલ ન કરે ફક્ત યત્ર માનીને કામ કઢાવી લે આ બધુ સામાન્ય રીતે બધે બને પણ પાછુ અતરગના વર્તુળમા બોલે કે કેવુ કામ કઢાવ્યુ !

કોઈ કામ પુરુ થઈ જાય ત્યારે આ શબ્દો નીકળી જ પડે જગતમા બધા બબૂચક અને પોતે જ એક હોશિયાર.

એમનો એક છોકરો મરી ગયો ત્યારે બહેનને દીકરાના મૃત્યુથી ખૂબ લાગી આવ્યુ સામાન્ય રીતે લાગે એના કરતા વધારે સાધારણ રીતે આવે પ્રસગે બુદ્ધિમાનોને લાગે છે તે પ્રમાણે તેમને લાગ્યુ કે અપૂરતા સાધન અને ડૉક્ટરોની બેદરકારીને લીધે મે એને ગુમાવ્યો

તેની નજીકના ૫ સ્નાળા કરસને આ વાતની ચકોર નોધ લીધી

ને પછી બહેનના આળા થયેના મન પાસેથી જ કહોને પોતાના દીકરાની માદગીના નિમિત્તે વારવાર પૈસા ઉપાડવા મા ડ્યા, રજા લેવા માડી

જ્યારે બહેનને ખબર પડી કે કરસનના હજી લગ્ન જ થયા નથી ત્યારે એમની નજીકના શિક્ષિકાબહેને કહ્યુ 'બહેન કરસને તમારી પાસથી કામ કઢાવી લીધુ.'

આનદીબહેન બીજાઓની સાથે ખડખડાટ હસી પડયા

# ઉજળી તવારીખ

દેવેન્દ્રકુમાર પંડિત

જામનગરથી પશ્ચિમ બાજુ એક ટીંબો એના પર એક લાકડાનો પાટ. ત્યાં બેસી જગતના બધા રાગો, ઈચ્છાઓ, લાલસાઓનું સમાપન કરી સોનીના ચાંદી–મીનાનું કામ પડતું મૂકી ભૂખ્યાઓને અન્નદાન આપવા એ ત્યાગી બની ગયા. માનવોની એષણાઓનો પણ કંઈ પાર છે? કોઈને ધનાઢ્ય થવું ગમે, કોઈને વ્યાપારી, કોઈને અમલદાર કોઈને ડૉક્ટર કે વકીલ થવું ગમે, પણ કામ, કામિની અને કાંચન મૂકી પરાયા જનને પ્રભુ પેખી એની સેવા અર્થે જીવન ખપાવવાની એષણાવાળા જાયા જનેતાઓ ઓછા જણે છે, એવા જાયા આ અબુદારામ હતા જીવતરની તીવ્ર જિજિવિષા અન્નદાનની હતી. જીવન લક્ષ્ય માનવ સેવાના મહાવ્રતનું હતું

ખભે કાવડ ઉપાડી ઘેર ઘેર ભમી માગીને બુભુક્ષિતોને ખવડાવવાની એષણા હતી વસ્ત્રો, છત્રીઓ, ધાબળા અરે જૂતા સુદ્ધાંત માગી પ્રભુસ્વરૂપ માનવ બાળોના દેહ પર નાખવાની ઝંખના હતી.

ટીંબા ઉપર લાકડાના પાટની બેન બાજુ કદીક અનાજ, કદીક ખજૂર, દાળિયા, કદીક ખજૂર–ચીજ, કદીક સંક્રાંતે તલના લાડુ આ મરકના મોએ આપવા માથે કાનટોપી ઓઢી બેસનાર અબુદાબાવાને જન્મ જન્માતરો સુધી આવું અન્નદાન આપવા ઝંખના હતી. એ મહાન ભાવના જાણે એમના શિષ્યોમાં ઉતરી છે. માનવસેવાના વ્રતધારી એવા જ એમના શિષ્યો એમના અબુદાબાવાના ચકલાને નામે આજ જામનગરમાં ઓળખાતા સ્થાનમાં થયા. અબુદાબાવા પછી મુળરામજી, પ્રેમદાસજી, રાણુબાવા ને રામ પ્રસાદજી મહારાજ સંવત ૧૯૩૪માં ગાદીનશીન બન્યા.

અબુદાબાવાની જનસેવા દ્વારા પ્રભુસેવાની પરંપરા જાળવી રાખનાર ગુરુરાણુબાવાની સાથે રામ પ્રસાદજીએ પાંચ વરસ ગાળ્યા. પાંચ વરસ અન્નદાનનો નિષ્કામ કર્મયોગ નિહાળ્યો. ને ૧૯૩૪માં આ પવિત્ર સ્થાનની ધૂરા સંભાળતા જ ૧૯૩૯નો સૌરાષ્ટ્ર વ્યાપી દુષ્કાળ પડયો ને એમણે ગામડે ગામ ઘૂમવા માડ્યું. હાલાર પંથકના વિસ્તારમાં દુકાળ પીડિત માનવોની નીકટ જઈ જઈ સ્થાનમાંથી અનાજ કપડાં રોકડ રકમ આપવા માડ્યું, અને આ દાનની ગંગોત્રી સજળ રાખવા શ્રીમંતો અને માનવતાવાદી સદ્‌ગૃહસ્થો પાસેથી દાન મેળવવા માડ્યું.

અબુદારામજીનો આત્મા આ જોઈ પ્રસન્ન બનતો હશે.

અન્નદાનના વહેતા પ્રવાહને ગતિશીલ રાખવા જામનગરના મહારાજા જામ વિભા તરફથી, તેમની રાણીઓ તરફથી સહાય મળવા માડી.

અગિયારસ, બીજ રામનવમી, જન્માષ્ટમી, આવાઆવા ધાર્મિક તહેવારો પર વિભા જામ તરફથી ભંડારા–ભોજનની વ્યવસ્થા થઈ જતી.

સંવત ૧૯૫૫નો પ્લેગનો આવ્યો.

'મહારાજ!' જગ્યાના સેવકો રામપ્રસાદજીને વીનવતા હતા : 'મહારાજ! પ્લેગનો ચેપીને જીવલેણ રોગ આવ્યો છે. પણ કચ્છના માણસો અહીં સૌરાષ્ટ્રમાં આવી શકતા નથી ને સૌરાષ્ટ્રના કચ્છ જઈ શકતા નથી તેઓ બધા બેડીબંદર પર જ અટવાઈ પડયા છે.

'કારણ?'

'અહીંના કચ્છમાં જાય તો ત્યાં એથી પ્લેગ પ્રસરે'

'બરાબર.'

'ને કચ્છના માણસોને ધંધા ધાપા અર્થે કે સગા સાગવામાં અહીં આવવું હોય તેઓ પ્લેગનો રોગ થઈ જવાની બીકે અહીં આવી શકતા નથી.'

'અરરર! તો બધા છે કયાં?'

'બેડીબંદર પર જ.'

'ત્યાં રહે છે કયાં?'

'ઉઘાડા આભ હેઠળ.'

'ખાય છે શું ?'

'ખાય શું બાપુ ! આ પ્લેગમા તેને બદર કાંઠે અનાજ આપવા કે ખવડાવવા કોણ જાય ? જાય તો ચેપ અડે ને આ ચેપ તો બાપુ જીવલેણ'

'રામ રામ: રામ: રામ!' રામપ્રસાદજી આખો મીચી ગયા.

'બીજું શું બને બાપુ ?' સેવકો બોલ્યા

'બીજું શુ ન બને એજ કહો ? આપણે તો સાધુજન સેવાના ભેખધારી, વિતરાગી ! લોકો આપણી પાસે જ સગવડની અપેક્ષા રાખે માણે આપણે આવા હિજરતી સમા માનવ સમુદાયના વસવાટ માટે કઈક કરીએ.'

'એને જામનગરની અદર તો નજ લવાય ?

'તો એને બંદર કાંઠે વસવા દેવા ઝૂપડાં બાધી દઇશુ. ચાલો, કોથળાના શણિયા, વાંસડા, સીદરી, તાડપત્રી ને પાણીકોરાના ગુણગુ લઈ લો. ચાલો પ્રભુ સ્વરૂપ એ માનવોના ઈષ્ટ માટે કઈક કરી છૂટીએ.'

સેવકોએ મહારાજ રામપ્રસાદજીની આ આજ્ઞા માની લીધી. શણિયાના કોથળા સ્થાનમા હતા તે લીધા ખૂટયા એટલા બજારમાં દુકાનોએથી માગી લીધા

બધી સામગ્રી સાથે ગાડામા બેસી સેવકો સાથે રામપ્રસાદજી બેડીબદર પર આવ્યા. ત્યા સકડો સ્ત્રી, પુરુષો કિશોરો, બાળકો, વૃદ્ધો, અપગો દરિયાના ઊછળતા પાણી જોતા ભૂખ્યા તરસ્યા ઉઘાડા આભ હેઠળ બેઠા હતા. પ્લેગ જેવા ભયકર જીવલેણ રોગ ટાણે એની સહાયે કોણ આવવાનું હતુ આ ખ્યાલે વગર રોગે તેઓ ભૂખ્યા તરસ્યા મૃત્યુની વાટ જોઈ રહ્યા હતા.

ત્યા દેવદૂત સમા રામપ્રસાદજી આવ્યા હિજરતી જનસમૂહ વચ્ચે જઈ બે હાથ જોડા, સૌ માટે ઝૂપડા તણુ બધાય છે આ વાતની સ્મૃતિ અને ઉંચા ધારણ આપા

અરધા દિવસની જહેમતને અતે તો દરિયા કાંઠે ઘણાં ઝૂપડાં બની ગયા. લોકો એના સરસામાન લઈ અદર ગયા.

છાયો મળતા નાના બચ્ચાઓને ભૂખ યાદ આવી. પેટ પર હાથ પસવારતા બધા બાળકો મા બાપને સાદ દેવા લાગ્યા.

'મા, ખાવુ છે.'

'બાપા ભૂખ લાગી છે'

'બટકુ ક રોટલો આપો.'

'મૂઠી-એક દાળિયા આપો.'

આ કરુણ સૂરોમા મોટેરાઓના સાદ ભળ્યા. એ પણ ભૂખ્યા થયા હતા. રામપ્રસાદજીનું હૈયુ દ્રવી ગયુ સેવકોને મોકલી નજીકના ગામોએથી થેલા ભરી ભરી દાળિયા મગાવ્યા ને સાગર કાંઠે, કચ્છ અને સૌરાષ્ટ્રની પ્રજાને વહેચ્યા

પ્લેગ તો એક દિવસમા બેસી જવાનો ન હતો. રામપ્રસાદજીએ જામનગરથી ગાડાઓમા લોટ દાળ ખીચડી મગાવ્યા રસોયા બોલાવ્યા ને રસોડું ચાલતુ કર્યુ જ્યા સુધી પ્લેગ રહ્યો ત્યા સુધી સોરઠના સાગર કાંઠે આ રીતે મોટા જનસમૂહને અન્નદાન આપ્યુ, રહેઠાક ઊભી કરી દીધી.

૧૯૫૫ની સાલનો પ્લેગ ગયો ને સવત ૧૯૫૬-નો ભારત વ્યાપી દુકાળે ભારતની ધરતી પર ભરડો લીધો ગયા વરસના પ્લેગના ત્રાસે અનેક આપ્તજનો ગુમાવી બેઠેલ પ્રજા પર વળી દેવ રૂઠયા આભના પટાગણમાથી વરસાદનુ એક ફોરૂ સરખુ ન પડયુ. મેઘ ગાજ્યો નહિ વીજળી ઝબુકી નહિ. ધરતી કોળી નહિ. નદી, નાળા, તળાવ સરોવર છલકાયા નહિ પણ બધાના તળિયે કાકરા ઉડવા માડયા. ખેતરોમાથી વરાળો ઊઠવા લાગી, ઝાડવાના ઠૂઠા માત્ર રહ્યા, ઘાસ ચારો કે અનાજનું કયાય નામનિશાન ન રહ્યુ. લોકો ઝાડની છાલો, બોરડાના પાન, વેલડીઓ ખાવા માડયા. છેવટ લુગડાના ગાભા પણ ખ્હાવરા બની ચાવવા લાગ્યા.

અડેક પાલી અનાજ સારુ લોકો-છોકરાઓને વેચવા માડયા. અને મા બાપ, બાલ બચ્ચાને છોડી

છોડી ગામ મૂકી ભાગવા લાગ્યા. મા બાપ વિહોણાં આવા બાળકોની લગાર ગામ મૂકી અનાજની શોધમા અરણ્યમાં ભાગવા માડી. ત્યા હિંસક જાનવરો એને ફાડી ખાવા લાગ્યા. બીજા ગામને પાદર મૂકી અનાજની લાલસાએ ઊભા રહેલા આવા ભૂખ્યા બાળકોને ગામમા ન પેસવા દેવા ગામલોકો હાથમા ડાગો પકડી ઝાંપામાં જ ઊભા રહેવા લાગ્યા ને બળપૂર્વક ગામમા પેસવા જતા આવા બચ્ચાઓના માથામા લાઠીઓ મારી મારી ઝાંપામા જ મરણ શરણ પહોંચાડવા લાગ્યા માનવતાએ અને દયાએ જાણે અવની પરથી વિદાય લીધી હતી.

રામપ્રસાદજી મહારાજને આવા માબાપે તજી દીધેલા બચ્ચાઓના ખ્યાન આવ્યા ને એમનો કોઠો ખદખદી ઊઠયો. એમણે સીગરામ જોડાવી અંદર રાંધેલું અનાજ ભરી સીગરામ હાલારની ધરતી પર ઘૂમાવવા માડયો જ્યા જ્યા બાળકોની લગાર ગયાના સમાચાર સાપડે તે ગામે અગાઉથી જઈ બાળકોને ન મારવા ગામલોકોને વિનવણી કરી.

'પણ બાપુ આવા તો લાખું ભૂખ્યા છોકરાંઓ છે. કેટલાકને ધાન દેશુ ? આગ્ર ફાટયું ત્યા થીગડું દેવાશે ?'

'જેટલું દેવાય એટલુ ય પૂન્ય છે ભાઈઓ ? મારાથી બનશે એટલું હું અનાજ આપીશ. તમારાથી થાય તેટલુ અનાજ તમે આપજો પણ જેનામા ઈશ્વર બેઠો છે એવા નાગા ભૂખ્યા માબાપ વિનાના બાળકોને મારશો મા '

'ભલે બાપુ તમારી જેવી આજ્ઞા : અમે તો નહિ મારીએ.'

ત્યાં તો પાણીના પૂર જેવું નાગા ઉઘાડા દેહવાળા જાનવરોએ ચૂંથેલા દેહવાળા ભૂલકાઓનું વૃંદ ખાઉં ખાઉં કરતુ ગામને પાદર આવ્યું અને રામપ્રસાદજીએ બધાના હાથમાં સીગરામમાથી રોટલાનો ચૂરો ઉતારી અરધો અરધો ઘીથી ચોપડેલો આપી દીધો. આનંદની કિકિયારી કરતા ભૂલકાઓના આઠ આઠ દીની લાઘણવાળા ઊદરમા રોટલાનુ બટકું ગયુ.

'રામ : રામ : રામ :' પડિતેની પીડા ન જોઈ શકનારાઓએ આખે હાથ દીધા–

જેટલા બાળકો સીગરામમાં માયા તેટલાને ભરી જામનગર આશ્રમમા લાવ્યા. બાકીનાને રોટલાના સૂંડલા સાથે ગામલોકોને સોપી પોતાની થાપણ માની સાચવવા ભલામણ કરી.

એ સીગરામ ભરેલા બાળકોને આશ્રમમાં મૂકી રામપ્રસાદજી વળી પાછા અવિરામ પણે હાલારની ધરતી ઉપર સીગરામ હાકી મૂકે છે. વાટમા હિંસક જાનવરોએ ફાડી ખાધેલા નિરાધાર માસુમ બાળકોને પોતાના હાથે ઊપાડી સીગરામમા મૂકી વળી જામનગર પ્રયાણ.

રેટમાળની જેમ આ પરંપરા ૭ મહિના ચાલુ રહી : બની શકયા એટલા બાળકો ને મોટેરાઓને ઉગાર્યાં. બન્યા એટલા અબોલ જાનવરોને ચાર નીરી ચાર નીરવા સંપત્તિવાનોને કાકલૂદીઓ કરી.

વર્ષ આખરે એમની પાસે અઢીસો ઉપરાંત બાળકો રહ્યા. હવે તો સ્થાનમા સંપત્તિ નથી. અનાજેય પણ નથી પણ દેવાની હામ એવીને એવી છે. એ મંદ પડી નથી. ભાગી નથી. તેજી અશ્વ જેવી હજુએ તે થનગની રહી છે. સાધુતા જાણે શરદની પૂર્ણિમા જેમ નોળ કળાએ પ્રકાશી છે. આ નિષ્કામ કર્મયોગ-નિષ્કામ યજ્ઞ નીરખવા બસીધર કનૈયો જાણે સોરઠની ભોમકા પર આવી ઊભો છે.

અઢીસો બાળકો, સ્થાન, સ્થાનના સેવકો ને સ્થાનનું નિત્યપ્રતિનું અન્નદાન આ ટકાવવા સાધુ રામપ્રસાદે મુંબઈ ભણી નજર દોડાવી. દેશી રિયાસતોના ત્રાસે ને પાપે કોઈ મોરબી ધનવાન ભાગ્યેજ એની સંપત્તિ દેશી રાજ્યમાં રાખી રહેતા.

જામનગરમાં એ વખતે જામ વિભાનું અવસાન થયેલું. ને જામ જામ સગીર હોઈ જામનગર રાજ્ય ઉપર બ્રિટીશ સરકારનું મેનેજમેન્ટ તંત્ર હતું. અંગ્રેજ અમલદારોને કાને રામપ્રસાદજીની આ માનવ–સેવાની સાચી કહાણીઓ ગઈ. ઈશુ જેવી જનસમૂહમાં ઈશ્વર જોવાની વૃત્તિ અંગ્રેજોએ નિહાળી ને તેઓને થયું : ઈશુ અને આ હિંદુ ધર્માચાર્યના કામમાં લગીરે તફાવત નથી.

રામપ્રસાદજીની ચાકરી પણ બિના ચાકરી

તત્રે રામપ્રસાદજીને માનવકલ્યાણના આ યજ્ઞમાં સહાય કરવા છસો કોરી પાઠવી જે આજના ત્રણ હજાર રૂપિયાની બરાબર થાય.

રામપ્રસાદજી મુંબઈ ગયા. ગુરઝાતી માનવતાને નવપલ્લવિત કરવા માનવ–સેવા–યજ્ઞની ધૂમ્રસેર સજીવ રાખવા, માનવમા ઈશ્વર દર્શન પામવા ગીતાકારની આજ્ઞા સમજી સ્થાન માટે મદદ મેળવવા તેઓ મુંબઈ આવ્યા–

મુબઈવાસી સોરઠિયાઓને કાને માનવસેવાના વ્રતધારી મહારાજ રામપ્રસાદજીના ૧૯૫૫ના પ્લેગ કાલીન તથા ભારતવ્યાપ્ત ૧૯૫૬ના દુષ્કાળની સેવાની વાતો ગઈ હતી. લોકોએ મહારાજશ્રીને ચરણે પોણા ત્રણ લાખ રૂપિયા ધર્યા. આ રકમ મેળવી જામનગર આવ્યા ને અનાથ બાલાશ્રમનો પાયો નાખ્યો નાત જાતના ભેદ વિના નિરાધાર તજાએલા બાળકોને મહારાજશ્રીએ રાખી ઊછેર્યા ઊછેર્યા એટલુ જ નહિ તેઓને વિદ્યાધ્યયન કરાવ્યુ. સુસસ્કારો રેડયા.

ને સવત ૧૯૬૪ પછીથી ૧૯૬૮નો દુષ્કાળ આવ્યો ૧૯૭૫નો દુષ્કાળ આવ્યો ૧૯૮૨નો દુષ્કાળ આવ્યો ને ૧૯૯૬નો દુષ્કાળ આવ્યો રામપ્રસાદજી મહારાજે આ બધા દુષ્કાળોમાં લોકોને અન્નદાન આપ્યુ. ને જે ફંડ ફાળા મેળવ્યા ને મળ્યા તેનું પદ્ધતિસરનુ અને કાનૂન સહિત "શ્રી રામરક્ષિત અન્નપૂર દુષ્કાળ નિવારણ ફંડ" ટ્રસ્ટની સ્થાપના કરી. આ સ્થાપના દિને સ્થાનના આદ્યસ્થાપક અચુદારામજી મહારાજનો આત્મા આનદવિભોર બની ઊઠયો હશે

સવત ૧૯૯૬ના દુષ્કાળમા મહારાજશ્રીની વયમર્યાદા પણ વૃદ્ધત્વને આરે હતી સાઈઠ સાઈઠ વરસ પર્યંત આ સ્થાનમા અવિરામ પણે એમણે કમર કસી માનવકલ્યાણ અર્થે કાયા ઘસી નાખી હતી ને આ સેવા–યજ્ઞની પૂર્ણતા માટે મનનો પરિતાપ પણ કાઈ કમ હોતો નથી એટલે તન અને મનથી થાકેલા રામપ્રસાદજીએ ૧૯૯૬મા એ મહાન પથ ચૂકયા નહિ દુષ્કાળ ફંડની રકમમાથી અનાજ, ઘાસ, વસ્ત્રો આ બધુ ખરીદી તેઓ જાતે જામનગર રાજ્યના મહાલોમાં ઘૂમતા. જામનગર સ્ટેટના રેવન્યુ ખાતાના અમલદારો એમની સાથે ને સદાયે રાજ આજ્ઞાથી રહેતા પછી આટલી પાકી વયે દુષ્કાળ પીડિતોનું દુખ તેઓ જોઇ શકતા નથી. તેમનું ઉંડું હૃદયમાથી ઊઠયું હતુ. દુષ્કાળમાંય એકમેકને સહાય કરવાની માનવતા સપત્તિવાન લોકોમાં ન જોતા એમના દીલમાં જબ્બર આઘાત પહોચ્યો. ને સતત ચિંતાગ્રીલ રહેવા માડયા–આ ચિંતા–ઉપાધિમા એમના મગજની એક ધોરી નસ તૂટી ઉપચાર ખૂબ થયા. સાજા થયા પણ મગજમાથી દુષ્કાળની ભ્રમણા ન ગઈ, દુષ્કાળ પીડિત સોરઠવાસીઓની બૂરી હાલત દૃષ્ટિ આગળથી ખસી નહિ ને માનવતાના આ મહાન પૂજારી સવત ૧૯૯૬ના પોષ વદી–૧ તા. ૨૫/૧/૪૦ના રોજ નિર્વાણ પામ્યા.

એ પછી મહત શ્રી મયાપ્રસાદજી ને તેમના પછી વિદ્યમાન મહત શ્રી શાંતિપ્રસાદજી સ્થાનાધિશ બન્યા. એમણે ભૂતપૂર્વ, બ્રહ્મલીન સ્થાનાધિશોની ઉજળી પર પરાને વધુ ઉજ્જવળ બનાવી. અનાથાલયને વિસ્તૃત બનાવ્યુ ને બાળકો ઉપરાત તજાએલી બહેનોના માટે આશ્રમ બનાવ્યો ને આશરો આપ્યો. એમને વસવા સુદર પાકા આવાસો, જમવાની પૂરી સારી સગવડ ઉપરાત બહેનો ઉદ્યોગ કલા–કારીગરી શીખે તેવી વ્યવસ્થા પણ શારદા–હાઈસ્કૂલના પટાગણમા કરી છે ઠેક અચુદાબાવાના સમયથી વહી આવતી અન્નદાનની પ્રવૃત્તિને વેગીલી બનાવી છે. દરરોજ સેંકડો ક્ષુધાર્તો મિષ્ટ ભોજન પામે છે. અરે દ્વારકા અને કાશીમા પણ આ સ્થાન તરફથી સદાવ્રત આપવુ જારી કરી દીધુ છે.

સોરઠ તો સત શૂરા અને સાવજનો દેશ. અહીની સત પરપરા ભારતખ્યાત છે, જામનગરનું અચુદાબાવાનુ આ સ્થાન અને સ્થાનાધિશોએ માનવ સેવા દ્વારા ઈશ્વરભક્તિ, ઈશ્વર પૂજા અને ઈશ્વર પામવાનો શાશ્વત આદર્શ વિશ્વસમક્ષ ધરી રાખ્યો છે.

કૃષ્ણ, ગાધી અને દયાનદની પુણ્યભૂમિમા તો આવુ જ સભવે

*

# સંતોષ કેળવો

'સંતોષમાં સુખ છે' એવું સૂત્ર આપણે જ્યારે સાંભળીએ છીએ ત્યારે આપણને દ્રવ્યનો, માલમિલકતનો, સુખોપભોગના સ્થૂળ સાધનોનો ખ્યાલ આવે છે. એમાં તો શંકા જ નથી કે આવા બધા સાધનોમાં જો સંતોષ ન રાખીએ તો કોઈ કાળે સુખનો અનુભવ કરી શકીએ નહિ, કારણ કે સ્થૂળ સાધનોની તૃષ્ણાનો કદી અંત આવે નહિ અને જેમ તે ભોગવીએ તેમ તેની ભૂખ પણ વધતી જ જાય

ગૃહજીવન, કુટુંબજીવન અને સંસારજીવનના સુખ માટે તથા પ્રેમ અને આદરની લાગણી દ્વારા જીવનમાં જે માધુર્ય પ્રગટે છે તેની રક્ષા માટે સુખોપભોગનાં સ્થૂળ સાધનો ઉપરાંત પણ અનેક બાબતોમાં સંતોષની લાગણી જરૂરી બની રહે છે. માણસમાત્રને ખાવાપીવાના, પહેરવા-ઓઢવાના, રહેવા-ફરવાનાં સાધનોથી જેમ સુખ ઊપજે છે તેમ કોઈ એને સ્નેહથી બોલાવે, કોઈ એનો આદર કરે, કોઈ એના માટે કંઈક કરે, પ્રશંસાના કે ઉત્તેજનાના બે શબ્દો બોલે તેથી યે સુખ ઊપજે છે કેટલીક વાર તો આવાં સુખોનું મૂલ્ય વધુ હોય છે. 'મોભા કોળિયો અને વાસામાં ધબ્બો' ખાવાનું ભાગ્યે જ કોઈને ગમે. 'આવ નહિ, આદર નહિ, નહિ નયનમેં નેહ, ઉસ ઘર કબુ ન જાઈએ, કંચન વરસે મેહ' એવી અનુભવયુક્ત વેદનાવાણી પણ આ જ વાત કહી જાય છે. માણસ અંતે તો મન દ્વારા જ જીવે છે એટલે માનસિક સુખ આપનારાં સ્નેહ, આદર, સ્વાર્પણ, પ્રશંસા વગેરે તેના જીવનને રસમય બનાવવા માટે અત્યંત આવશ્યક બની જાય છે.

આપણે જો આ દૃષ્ટિએ અવલોકન કરીશું તો એમ જણાશે કે દુનિયાના ઘણા લોકો, આ બીજા પ્રકારનું સુખ, પૂરતા પ્રમાણમાં, નહિ પામી શકવાને કારણે દુઃખી થતા હોય છે અને એમનાં દુઃખમાંથી રોષ, ઈર્ષા, દ્વેષ, ઝેર વગેરે પણ આગળ જતા પ્રગટી આવે છે. આમ થવાનું મુખ્ય કારણ તો એ છે કે દરેક માણસ આ બાબતમાં પોતાને અધિકારી-હક્કદાર માને છે. માન અને પ્રેમ પામવાની કુદરતી ઝંખના અને હક્કની આ માન્યતાને કારણે તેને જ્યારે આ બધું પ્રાપ્ત થતું નથી ત્યારે તે દુઃખી દુઃખી થઈ જાય છે. એ વખતે બીજાં બધાં સુખો એને તુચ્છ ભાસે છે.

આપણે ધ્યાનમાં રાખવા જેવું એ છે કે જેમ સુખોપભોગના સ્થૂળ સાધનોની પ્રાપ્તિથી ઊલટનો સંતોષ મળતો નથી અને એ સાધનો જેમ વધતાં જાય છે તેમ અસંતોષની આગ ભડકવા માંડે છે તેમ આ પ્રેમ, આદર, પ્રશંસાની પ્રાપ્તિનું પણ છે. સ્થૂળ સાધનોમાંથી જો સુખ મેળવવું ને ટકાવવું હોય તો તેમાં સંતોષ કેળવવાની જેટલી જરૂર છે તેટલી જ કે તેથી યે વધુ જરૂર આ સૂક્ષ્મ સાધનો-પ્રેમ, આદર, પ્રશંસા વગેરેની પ્રાપ્તિમાં સંતોષ કેળવવાની છે. આપણે દ્વેષથી દુઃખી થઈએ, ઉપેક્ષાથી નારાજ થઈએ, નિંદાથી અસ્વસ્થ બનીએ તે સમજી શકાય છે, પરંતુ પ્રેમ, આદર ને પ્રશંસાથી ધરાઈએ નહિ અને વધુ ને વધુ માગતા જ જઈએ તો આપણા અંતરમાં અસંતોષની આગ ભડકતી જ રહેવાની અને તેમાંથી ધીમે ધીમે દ્વેષ, ઉપેક્ષા, ને નિંદાના આઘાત-પ્રત્યાઘાતની ક્રિયા શરૂ થવાની.

આ વિષચક્રમાંથી ઊગરવાની જો ઈચ્છા હોય તો પ્રેમ, આદર, પ્રશંસાની બાબતમાં સંતોષની વૃત્તિ આપણે કેળવવી જોઈએ. 'સહજ મિલા સો દૂધ બરાબર, માંગ લિયા સો પાની, ખીંચ લિયા સો રક્ત બરાબર, ગોરખ બોલે બાની.' આ સૂત્ર હંમેશાં ધ્યાનમાં રાખીએ.

❦

# કલાનું સ્થાન કેટલું ?

જીવનના સર્વાંગી વિકાસમા સાહિત્ય, શિલ્પ, સગીત, નૃત્ય વગેરે કલાઓનો ઉપયોગ કેટલા પ્રમાણમા છે તેનો વિચાર આપણે કરવો જોઈએ આ કલાઓ આદિકાળથી માનવજીવનને સસ્કારતી આવી છે. ક્યારેક તેનો પ્રભાવ વધ્યો છે, ક્યારેક ઘટયો છે એના રૂપનો વિકાસ પણ સર્વ કાળે એક સરખો રહ્યો નથી પ્રકારો પણ બદલાયા છે વર્તમાન યુગનો વિચાર કરીએ તો તેમા નવજાગૃતિ સાથે વેગ આવ્યો હોય એવુ લાગે છે સરકારથી માડીને સામાન્ય જનસમૂહ સુધી સૌનું વલણ એ બાજુ વધ્યુ છે સર્વ ક્ષેત્રે કલાનો વિકાસ થાય એવા પ્રયત્નો થવા લાગ્યા છે.

અત્યારે કલા તરીકે જે ચાલી રહ્યુ છે તેમા સાચુ કેટનું છે ને આભાસરૂપ કેટનુ છે તેની ચર્ચા અહી કરવી નથી આજે જે દેખાય છે તેમા દૂધ કેટનુ છે ને ફીણ કેટલા છે, દૂધ છે તેમા પાણીનું પ્રમાણ કેટલુ છે વગેરે તો સમય જતા જણાઈ આવશે, પરતુ માનવજીવનમા કલાનો શો ઉપયોગ તે તો કોઈ પણ વખતે વિચારવુ યોગ્ય જ છે ઉપયોગનો અર્થ સ્થૂળ લાભની દૃષ્ટિએ જોવાનો નથી એવા લાભને આતરવિકાસ સાથે ને જીવનના ઉચ્ચ મૂલ્યો સાથે ઓછો જ સબધ હોય અહી તો ઉપયોગ અને લાભનો અર્થ વધુ ઊડો ને વધુ વ્યાપક લેવાનો છે

કલાનો હેતુ રસ આપવાનો, આનદની લહાણી કરવાનો છે, એ વિધાન સાચુ છે આનદનો જીવનમા શો ઉપયોગ એ પ્રશ્ન ઉઠાવી શકાય, પરતુ સહેજ વિચારતા ને અવલોકતા ખાતરી થશે કે પ્રાણીમાત્રનું જીવન આનદની શોધ અને પ્રાપ્તિ માટે જ હોય છે જે જીવનમા આનદ નથી હોતો તે જીવનમા પણ તેની આશા તો રહેવી જ છે. એ આશા આનદનું જ એક કિરણ છે એમ કહી શકાય એટલે આનદનો ઉપયોગ તો છે જ. આનદ દ્વારા માનવીની સ્થૂળ ને સૂક્ષ્મ શક્તિઓ પણ ખીલતી હોય છે. દુખ અને નિરાશાથી કરમાયેલા હૈયા ઉપર આનદનું કિરણ ફેકાતા તેમા ચેતનાનો સચાર થાય છે પરતુ આ આનદ છે શુ ? એ શી રીતે મળે ? શી રીતે બળદાયક થાય ? અને કલા કેવળ આનદ જ આપે કે બીજુ પણ કઈક આપી શકે ? એમ કહેવાય છે કે કલા સીધો ઉપદેશ આપે નહિ, સાચી વાત છે કલા ચિત્તને અસર કરી જાય છે તેનુ એજ કારણ છે. કોઈ ઉપદેશકના પ્રત્યે આપણા દિલમા શ્રદ્ધા અને ભક્તિના ભાવો ભર્યા હોય ત્યારે તે ચિત્તને અસર કરી શકે, કલા માટે એવી કોઈ આવશ્યકતા નથી કલા તો મિત્રભાવે સખી કે સખાભાવે આવે છે એના આગમનનું ભાન રહ્યુ હોય કે નહિ, બુદ્ધિએ એથી થડકારો અનુભવ્યો હોય કે નહિ, પણ ચિત્તને તો એ સ્પર્શી જ જાય છે કલાનો જે સદેશ હોય છે તે ચિત્તને આનદિત કરે છે ને તેના ઉપર બીજી અસર પણ ઉપજાવે છે કલાની બીજી વિશેષતા એ છે કે કલાકાર જે અને જેટનુ આપવા ચાહે છે તે અને તેટનુ જ તેના ભોક્તાને નથી મળતુ કલાનો ભોક્તા કયા પ્રકારની મનસ્થિતિ ધરાવે છે, એનું ચિત્ત કેવા સસ્કારોનુ ઘડાયેલુ છે, એના અતરની ઝખના શી છે વગેરે બાબતો ઉપર પણ ઘણો આધાર રહે છે કોઈ પણ એક કલાકૃતિની દરેક માનવી ઉપર સરખી અસર થતી નથી તેનું આ જ કારણ છે.

કલાનો મુખ્ય હેતુ આનદ આપવાનો છે, પણ તે એક જ હેતુ નથી, અને તેની અસરનો આધાર અમુક અશે આપણા ચિત્તની અવસ્થા ઉપર પણ છે કેટલાક લોકો કલાનો ઉપયોગ વર્તમાન જીવનમા દુખ વ્યથા, વેદનાને ભૂલવા માટે કરે છે. શરીર–મનનો થાક ઉતરવામા પણ એનો ઉપયોગ છે. વિચારવાનુ એટનુ જ છે કે આ રીતે કલાનો આ



[ અનુ૦ પૃ૪ ૪૭૨

# આ સાચી વાત છે

ફુલ્ટન ઓર્સલર

બે પ્રેમીઓ એક જહાજના તૂતક પર ઊભા હતા બંનેએ એકમીજાને પ્રશ્ન પૂછ્યો

થોડા કનાક પહેલા મંદિરના ઘંટાવર વચ્ચે, મીણબત્તીઓના પ્રકાશમા બંને લગ્નગ્રંથિથી જોડાયા હતાં હમણા જ જહાજનું ભૂંગળુ વાગ્યુ હતુ અને થોડા સમયમા જહાજ સમુદ્રમા પ્રવાસ શરૂ કરવાનું હતુ એમને મધુરજની માટે લઈ જતુ જહાજ સ્પેનનું હતુ અને સ્પેન પણ હજુ સરસ જહાજો બાંધી શકે છે એવુ જણે કે જગતને જણાવવા એના બનાવનારે કોઈ પ્રાચીન મહેલ હોય એવી સાધન-સગવડોવાળા ખંડો અને કલાકારીગરીથી સજ્જ એને બનાવ્યુ હતુ 'ક્રીસ્ટોબલ કોલોન નામના આ જહાજ પર ઊભા ઊભા એ બધી ભવ્ય વસ્તુઓની વચ્ચે આ નવપરણિત દંપતીના મનમા ગંભીર લાગણી જન્મી તૂતક પર ઊભા ઊભા એમણે જહાજના દાદરને અંદર ખેંચી લેવાતો જોયો

પત્નીએ કોમળતાથી પતિને પૂછ્યુ 'તમને બીક '

'પણ બીક પામવા જેવુ કંઈ નથી '

'આજે આ ભવ્ય જહાજની માફક બધુ એટલુ અદ્ભુત, ચેતનમય અને સરસ લાગે છે આ બધુ ચાલુ રહેશે ! આ જહાજ જેનો આપણો પ્રેમ સમૃદ્ધ-શક્તિશાળી છે ?

બાઈબલનું ટાંચણ આપતા એણે કહ્યુ 'અનેક પાણી આપણા પ્રેમની તરસને છીપાવી નહિ શકે.'

'આપણામા ત્યારે શ્રદ્ધા હોવી જોઈએ - પત્નીએ કહ્યુ

અને સુંદર જહાજ કાંઠો છોડીને સમુદ્રના ઘેરા પાણીમા આગળ વધવા લાગ્યુ ત્યારે એણે એની પત્નીના કાનમા અનેક વચનોનું રસસિંચન કર્યુ એ અને એની પત્ની એકબીજામા અને એમના પ્રેમમા શ્રદ્ધા રાખી રહ્યા

પછી તો વર્ષો આવ્યા અને વિલીન થઈ ગયા બાળકો જન્મ્યા, ઉછર્યા અને લગ્ન કરી જવા લાગ્યા અને એ પછી સ્પેનની ધરતીને અશાંતિ, ક્રાંતિ અને આંતરવિગ્રહનો શાપ લાગ્યો.

એક રાત્રે પતિ-પત્ની રેડિયો સાંભળી રહ્યા હતા ત્યારે એમણે એમને પ્રિય એવા નામનો ઉલ્લેખ ખુબ ઉત્તેજના સાથે સાંભળ્યા એ નામ હતુ ક્રીસ્ટોબલ કોલોન. આટલાંટિક સમુદ્રમા દૂર ક્યાંક એમને મધુરજનીની મોજ માણવા લઈ જનાર આ જહાજ પર બળવો ફાટી નીકળ્યો હતો કેટલાક ખલાસીઓ પોતાને વફાદાર અને બીજા કેટલાક પોતાને પ્રજાસત્તાકવાદીઓ કહેવડાવતા હતા તેઓ જહાજ પર જામેલા જંગમા એકબીજા સામે ગોળીઓની રમઝટ બોલાવી રહ્યા હતા આ બધી ધાંધલમા આ સુંદર જહાજ બર્મુડા ટાપુઓથી થોડે દૂર એક ખડક સાથે અથડાઈને એમા ફસાઈ ગયુ

પતિ-પત્ની આ ભયંકર કથા સાંભળીને રડવા લાગ્યા એમને એ એમના એક નિરાધાર મિત્રના અવસાન જેવુ લાગ્યુ

થોડા સમયના ઈતિહાસની ગતિ વિગેરે ઝડપી બની સ્પેનની લડત એ તો દુનિયામા શરૂ થનારી લડતની પૂર્વભૂમિકારૂપ હતી એક રવિવારે બપોર પછી બર્મુડા પર રાખવામા આવેલા વિમાનીઓ 'ક્રીસ્ટોબલ કોલોન વિશે વાતચીત કરી રહ્યા હતા જહાજમાંથી પુસ્તકો, રકાબીઓ, ચિત્રો, ફર્નિચર વગેરે ખસેડી શકાય એવુ બધુ ખસેડી લીધા બાદ ઘણા દિવસ પછી આ વાત થઈ રહી હતી

વિમાનીઓ કહેતા હતા હવે આ જહાજ સાવ નકામુ થઈ ગયુ છે એના પર આપણે બોમ્બ નાખવાના પ્રયોગ કરીએ ' અને વિમાનો ઊપડયા નકામા પડેલા જહાજની આસપાસની શાંતિનો ભંગ બોમ્બના ધડાકાઓથી થયો. બે જણ એને નિષ્ઠુર જહાજના

એક પછી એક અગ મોજમનો ભોગ બનવા લાગ્યાં. તોતિંગ જહાજ ભાંગી પડ્યુ અને માનવીના આર્તનાદ જેવો અવાજ કરતુ એ સમુદ્રના પેટાળમાં જઈ બેઠુ

બીજા વિશ્વયુદ્ધનો અત આવ્યો અને વિનોદમા જેને શાતિ કહેવામા આવે છે એ વિશ્વમા સ્થપાઈ ચૂકી પતિ-પત્નીને યાદ આવ્યુ કે એમના લગ્ન થયાને પચ્ચીસ વર્ષ થયા છે આ જયન્તી ઉજવવા માટે તેઓ બર્મ્યુડા ગયા અને ત્યા એમણે એમના પ્રિય જહાજના ડૂબી જવાની કથા સાંભળી એમને કહેવામા આવ્યુ કે નાની સ્ટીમ લોચ ભાડે કરીને ખુલ્લા સમુદ્રમા જઈને તેઓ જહાજના ભગારને જોઈ શકે છે

એક દિવસ બપોર પછીના પ્રકાશમા લોચના નાનકડા તૂતક પરથી સમુદ્રના નિર્મળ પાણીની અદર તળિયા સુધી એમણે દૃષ્ટિ ફેકી અને આંસુભરી આંખે એમણે એમની મધુરજનીની સ્મૃતિસમા જહાજના ભગારને જોયો એમણે સાથે લાવેલાં પુષ્પો એના પર વેરી દીધાં. આ પુષ્પો નિલરગી કબર પર તરી રહ્યા હોય એવુ લાગતું હતુ પતિ અને પત્નીએ એમનાં લગ્ન અને એમના જહાજ માટે ત્યા પ્રાર્થના કરી ઘણા પાણી પ્રેમની તૃષા છીપાવી શક્યાં નથી, આરસના પથ્થર કરતાં પણ એમનુ જોડાણ મજબૂત હતુ પેલાદ કરતાં યે અને જીવનની અનેક નિષ્ઠુરતાઓ કરતા યે એમનો પ્રેમ વધુ મજબૂત હતો એ માટે ઈશ્વરનો આભાર માનતા એમણે આ પ્રાર્થના કરી હતી એમની લોચ પાછી ફરી અને તેઓ કિનારે આવ્યા

આ સાચી કથા છે ? હા, છે કેમકે મે આ કથા અહી કહી છે એ રીતે જ એ બની હતી અને એ મારી અને મારી પત્નીની વાત છે

પૃષ્ઠ ૪૭૦થી ચાલુ ]

સ્વાદ લેવાથી જીવનમાં આનદની માત્રા વધે ખરી ? એથી બળનો અનુભવ થાય ? એ કલા દ્વારા ચિત્ત ઉપર જે સસ્કારો પડયા હોય તે જીવનવ્યવહારમાં ઉપયોગી બની શકે ? જો આવુ કઈ ન થાય, એટલે કે શરીર-મનનો થાક ઊતરે નહિ, દુખ ને વેદનાથી ફરીને મન ઘેરાઈ જાય, એ કલા દ્વારા અતરમા કોઈ સૂઝ પ્રગટે નહિ તો તેનો શો ઉપયોગ ?

આજે લોકોમા કલા તરફની અભિરુચિ વધતી જાય છે તે આ દૃષ્ટિએ આનદજનક છે, પરતુ આપણે ધ્યાનમા એ રાખવાનું છે કે, મોટા નગરોમા લોકોના જ્ઞાનતતુઓ તગ બની ગયા હોય છે અને સર્વ સ્થળે વર્તમાન જીવનની યાતનાઓ પણ લોકોના ચિત્તને અસ્વસ્થ રાખે છે આપણી કલા પ્રત્યેની અભિરુચિ આ વાસ્તવિક જીવનનાંથી નાસી જવાની વૃત્તિનું તો બીજુ નામ નથી ને ?

બધી બાજુનો વિચાર કરતાં એમ લાગે છે કે કલાનો ઉપયોગ ઘેન તરીકે, નશા તરીકે ન થવો જોઈએ અથવા તો અસહ્ય સ્થિતિમા માણસ આવી પડયો હોય ત્યારે જ તેમ કરવુ જોઈએ અન્યથા, નશો ઊતરી જતા કલાનો આસ્વાદ પૂરો થતા મૂળ કરતાયે ખરાબ સ્થિતિ પેદા થાય કલાનો ઉપયોગ થાક ઉતારવા ને ચિત્તને પ્રસન્ન કરવા માટે થાય ત્યા સુધી ઠીક છે, પરતુ વર્તમાન સ્થિતિ આડે પડદો ઊભો કરનારી ને ચિત્તની આખ ઉપર પાટો બાંધનારી તે ન બની જવી જોઈએ કલાનો આસ્વાદ જ્યા દુખ વીસરવા માટે થાય ત્યા તે ક્ષણિક લાભ આપે, પાછળથી કદાચ હાનિ પણ થાય, જ્યા થાક ઉતારવા કે મનને સહેજ પ્રસન્ન કરવા આસ્વાદ થતો હોય, ત્યા તે થોડોક પણ લાભ આપી શકે, પરતુ જ્યા કલાનો આસ્વાદ પ્રસન્નતા પૂર્વક લેવાતો હોય, જીવનમા સહજ રીતે તેને સ્થાન મળતુ હોય ત્યા જીવનમા કલા વ્યાપ્ત થઈ જાય એટલે કલા દ્વારા વ્યક્ત થતી સુદરતા, તેનો આનદ અને તેનો સદેશ સમગ્ર જીવનને સ્નેહપૂર્વક સસ્કારી જાય

—શ્રી

# મારાં ભાભી

ધૂમકેતુ

[શ્રી ધૂમકેતુની આત્મકથા 'જીવનપંથ'ની નવી આવૃત્તિ બહાર પડી રહી છે તેમાંનું એક અત્યંત રસવંતું પ્રકરણ—' મારાં ભાભી' અહીં આપ્યું છે ]

એ જમાનો પણ દુલ્લા નવાબોનો હતો વાલાભાઈ પોતાની જિંદગીની હયાતી સુધી એ જમીન પાછી મેળવવાનો હુકમ લઈને જ પીપળી પાછી ફરી કઠિયાવાડની ભૂમિમાં થયેલ આ સત્યાગ્રહની નોંધ કેવળ બેચાર અંગત માણસોના કહેને આધારે રહી હતી એને આહીં નોંધી છે એટલા માટે કે ભૂમિમાં ખમીર તો હમેશાં હોય જ છે

ભાભીમાં પણ આ વાતાવરણની મીઠાશ, અડગતા, ટેક, ને સમર્પણી ધર્મની છાપ ઊંડી હોવી જોઈએ ભાભીએ બતાવેલી કુનેહ ગજબની હોવી જોઈએ કારણ કે તીખો પણ અસમર્થ નાનકડો સ્વામી અતિ ઉગ્ર અને તલવારની ધાર ઉપર નોકરશાઈ માગે એવા શ્વસુર, વાત્સલ્યપૂર્ણ પણ દુરાગ્રહી અને કામ લેવામાં એક્કા સાસુ, અને મોએ ચડાવેલા દિયરો—એ સૌને એક તંતુએ બાંધી રાખવા એ સહેલું ન હતું

એક દિવસની વાત છે ઘણું કરીને રાતના આઠ કે નવ થયા હશે. મારા પિતા ગામમાંથી ઘેર આવી ગયા હતા હમેશના નિયમ પ્રમાણે કાંઈ જમાઉધાર કરવા માટે એ પડાનો કોથળો લીધો એક ચોપડો કાઢયો ચશ્મા ચડાવ્યા કાંઈક જોયું ને પૂંઠા ઉપર નજર ઠરી ગઈ માનતા ન હોય તેમ ઉતાવળે દીવાની વધારે નજીક આવીને કંઈક વાંચી કાઢ્યું હું સામે બેઠો હતો, નજર એમના તરફ હતી કોઈ દિવસ નહિ ને આજ પિતાના ચહેરા ઉપર એવી તો વિષાદછાયા આવી ગઈ કે મારા મનમાં શું હશેની ફડક પેસી ગઈ!

એ તો તરત ઊંડા ચોપડો બંધ કર્યો પોતાનો ખડિયો ગજ્યો એક લોટો એમાં નાખ્યો એક ધોતિયું મૂક્યું શેર દોઢ શેર સાથવો મા પાસે બંધાવ્યો

'ક્યાં છે? ક્યાં જાવું છે અત્યારે?' મારી માએ પૂછ્યું

'એ તો રામજી' એમનો અવાજ ગળાથી વિહ્વળ, ક્રોધથી ઉગ્ર, પરાજયભાનથી જરાક ઉતાવળો વિષાદથી દબાયેલો, એવો નીકળ્યો એમની આંખના એક ખૂણામાં સહેજ આંસુ હતું મોટો ડુંગર ડોલે એવી એ નિશાની હતી આંસુ—મારા પિતાની આંખમાં જરાક ઝળઝળિયું—એ કુટુંબ માટે આશ્ચર્યની પરિસીમા હતી

'શું છે રામજીનું?

'રામજી ભાગી ગયો!'

ક્યાં?

'વડોદરા!'

રામજીભાઈ ચોપડાને પાને હકીકત આપીને, પોતે પચાસ કે સો રૂપિયા લઈને ઊપડી ગયા હત એ વખતે રાજકોટ ગાડી બદલવી પડતી વીરપુરથી બપોરે ગયેલી ગાડી ત્યાં રાતોરાત પડી રહેતી, ને પછી સવારમાં વહેલી ઉપડતી લગભગ સાતેક વાગે વીરપુરથી રાજકોટ આઠ ગાઉ—છત્રીસ માઈલ થાય આ અંતર સવારના સાત પહેલાં કાપી નખાય તો જ રામજી હાથ આવે નહિતર મોટો છોકરો જાય અને તે પણ એવે વખતે કે ઘણું કરીને એકબે દિવસમાં મેં ધીમે ધીમે મૂકવા એના પિતા પીપળીથી આવી ગયા હતા!

રામજીભાઈ એટલા માટે જ ભાગ્યા એ વખતે સરસ્વતીચંદ્રનો લોકને ઘણો શોખ લાગતું એ 'દેવન' મનાતી રામજીભાઈ અને અમારા કાકાના

દીકરા રેવાશંકરભાઈ બન્ને સરખા ઉમરના એમણે ફરતા ફરતા સતલસ ગોઠવી કે આપણે વડોદરા ભાગી જવુ, ત્યા કલાભવનમા દાખલ થવુ અને પછી હમણા આહી પાછુ જ ન ફરવુ રેવાશંકર તો એ પ્રમાણે વડોદરા ભાગી ગયો પણ રામજીભાઈને તક મળતા વાર લાગી પછી તક મળી ગઈ કે રામજીભાઈએ પણ રૂપિયા ઉપાડ્યા રેવાશંકરે તો ગદિયાણો દોઢ ગદિયાણો સોનું લઈ઼ધુ હતુ રામજી ભાઈએ રૂપિયા ઉપાડયા ચડી બેસ્યા ગાડીએ અત્યારે જ્યારે રાતે મારા પિતાને ખબર પડી, ત્યારે તો એ રાજકોટ પડ્યો હોય. ને સવારમા તો વહેલા વડોદરા જવા નીકળી જાય હુ મેટ્રિકની અમદાવાદમા પરીક્ષા દેવા આવ્યો, ઈસ્વી ૧૯૧૪ની સાલમા તે વખતે પણ અમદાવાદ પરદેશ જેવુ લાગતુ, ત્યારે આ સમયે તો વડોદરા સાગરપાર જેવ મનાય, અને એમા રામજીભાઈ તો ભાગ્યા હતા એટલે મારા પિતાએ તો રાતોરાત રાજકોટનો પથ કાપી નાખવા નો નિર્ણય કરી લીધો ! એ સિવાય બીજો કોઈ માર્ગ જ ન હતા

પણ એ નિર્ણયે તો ઘરમા સૌ ખળભળી ગયા ! આખી રાત —એટલા સીમમા ચાલ્યા જવુ ! અને એ સૌ વિચારથી ધ્રુજી ઊઠયા

પણ ઘરના હરકત કરે ન કરે તે પહેલા મારા પિતાએ તો પાણી પીને વહેતા મૂક્યાં !

સૌ એમને જતા જોઈએ જ રહ્યા ખડકી બધ થઈ. જોડાનો અવાજ શમી ગયો ફળીમાં સનસનાટી ફેલાઈ ગઈ રાત્રિની નિસ્તબ્ધતા વધ રે ભયકર થઈ રહી.

સવારમાં સાત વાગ્યે રામજીભાઈ ટિકિટ બારી પાસે વડોદરાની ટિકિટ કઢાવવા ઊભા હતા

બેચાર મિનિટ ચાલી જાય તો રામજીભાઈ વડોદરા ઊપડી જાય !

ટિકિટના પૈસા પણ હાથમા હતા બારી ઊઘડે એટલી જ વાર બારી ઉઘડી ને રામજીભાઈએ પૈસા પણ કાઢયા.

બરાબર એ જ વખતે એમના ખભા ઉપર પાછળથી કોઈનો હાથ પડયો !

અને એની સાથે જ 'રામજી !' એવો કાનમા, પિતાનો પરિચિત અવાજ પણ તરત આવ્યો રામજીભાઈના તો ઘરણ જ મરી ગયા

પહેલાં તો આ મનાય તેવુ ન હતુ સવારના વહેલે કોઈ આહી આવી પહોચે એ એમણે અશક્ય માન્યુ હતુ !

પણ રામજીભાઈને ખબર નહિ કે પિતાએ તા રાત આખી રસ્તો કાપ્યો છે ! ખાસ્સા છત્રીશ માઈલ !

પણ આ વસ્તુને મારા પિતાએ ત્યાર પછી જે રીતે વળાક આપ્યો એ રીતનો ખ્યાલ કરતા તો આજ પણ એમની બુદ્ધિમત્તાને માટે માન ઊપજે છે એ વખતે તો છોકરાને વશ કરવા માટે સૌ મારતા વધારે મારે તે વધારે ડાહ્યો ગણાતો માસ્તરોની તેજસ્વિતા પણ આકણીથી મપાતી એવા એ જમાનામા મારા પિતાએ થોડા દિવસ પછી જ, રામજીભાઈને વડોદરા જવાની ટિકિટ પોતે જ લેવરાવી દીધી !

પણ આ વાત—રામજીભાઈ ભાગ્યાની— જ્યારે ભાભીને વાતવાતમા વહેલેમોડે ખબર પડી ત્યારે એમના મનમા શુ થયુ એ વાતની તો કાઈ જાણ મળે તેમ નથી પણ એક દિવસ એમણે મને અચાનક જ કહ્યુ મણિભાઈ ! તમે મને ભણાવો ! મારે તમારી પેઠે વાચતા શીખવુ છે

આખા દીવામા ભાભીનું રૂપાળુ મો શોભી રહ્યુ હતુ એમની આખમા આસુ હતાં જરાક જ શ્યામ* કાજલ કળી આખની રેખા એનાથી વધારે શોભી રહી હતી

---

*આજ આપણે આખમા હવે અજનનો રિવાજ રહ્યો નથી, પણ મારી મા જે રીતે એ મેશ તેયાર કરતા તે રીત નીચે પ્રમાણે છે આ મેશને લીધે જ અમને આખમા ફાયદો જણાયો છે. જેતલપુરથી મા

મે તરત જ સંકલ્પ કરી લીધો ભાભીને ભણાવવાનું મારે માથે એ ભણાવનારો ગુરુ હુ બન્યો એટલે આવી ડાહી મોટી શિષ્યાના ગુરુ લેખે પણ મને વિદ્યાનો રંગ લાગવા માંડયો. નિશાળે ન જવામ શરમ દેખાવા માંડી ભાભીને ભણાવતા—ને તેની પાસે વાતો વાચતા હુ પણ ભેગો ભેગો ભણવાના તાનમા પાછો જવા લાગ્યો

સરુ થયુ કે ભાભીએ મને આ કહ્યુ નશાળે ન જનારો એવો હુ કામધધા વિનાનો થતો જતો હતો સીમમા ઢોર ચારવાનું ખરુ. પણ ભાભી આવ્યા પછી તો હવે ઘેર રહેવાનુ પણ મને એટલુ જ ગમતુ પણ ઘેર રહીએ તો નિશાળે જવુ પડે માટે આ સીમ ઠીક હતી

પણ સીમને વળી પોતનું જુદુ જ લક્ષણ હતુ સીમમા અમે છોકરાવ મોટા મોટા પથરા ઊંચકીને નીચેથી વીછી કાઢતા અને એમાં કોઈ વખત સાપ નીકળી પડતા વીછીનો તો જાણે અમે મારવાનો ઈજારો જ રાખ્યો હતો એમા વળી કૂતરાના લશ્કર સાથે હોય ને કોઈ નથી દેખાતુ લાગે તો સસલાની ને હરણની પાછળ પણ થતા એમા કોઈ વખત સસલાનો શિકારી આનંદ મળી જતો

આ વખતે મને એક નવો તુક્કો પણ સૂઝયો હતો. અમારા ઘરમા એક નાનકડી કોથળી હતી ઉઘરાણીમાં ઉઘરેલી સાલના તાંબાના પૈસા એ થેલીમા ભેગા થતા બીજા તો તમામે તમામ પૈસાનો હિસાબ રહેતો ને હમેશનો હમેશ રોજમેળ મેળવાતો એટલે એક પૈસો પણ ખૂટે તો રાતે આંકનવે તો મારા પિતાને એનો પત્તો લાગી જ જાય

પણ આ નવા પૈસાની થેલીમાં પૈસા ગણ્યા વિના નખાતા મે એ થેલી નજરમા લીધી અને ગામમા રાબના કંદોઈને નજરમા રાખ્યો

પછી તો થેલીમાથી પૈસા લઉ રાબવાને ત્યાથી પાશેર પેંડા જોખવુ ભેલાડિયાની પાટે નાસ્તો કરુ ને કૂતરા ભેગા આવ્યા હોય તો સસલને તગડવાનુ કામ કરુ ભેશ તો ભેલાડિયામા પડી હોય ને સૌ ઢોર ભેગાં ગાયવાછડી ચરતા હોય

પણ આ પૈસાની એક વખત મારા મેટભાઈ અંબાશંકરને ખબર પડી ગઈ એણે મા પાસે ફરિયાદ કરી એ વખતે તો ભાભી મદદે આવ્યા ગય લગાવી પૈસા તો મે આપ્યા છે!

એ વખતે તો આ ચાલ્યુ પણ પેંડા ધીમે ધીમે ઓછા થતા જતા નવા પૈસા જેટલા આવે એટલા મારા પિતા એ કોથળીમા નાખતા એટલે મારા મનને ધરપત હતી કે આ ચક્ર તો ચાલ્યા જ કરશે, ને રાબના કંદોઈના પેંડા પણ મળ્યા કરશે! પણ એક વખત અંબાશંકરભાઈએ એ ભેદ બરાબર પકડી પાડયો

તે વખતે વળી માએ મદદ કરી છતા એનુ રહસ્ય હવે પ્રગટ થઈ જવા આવ્યુ!

અંબાશંકરભાઈને રહસ્ય શોધી કાઢવાનો આનંદ હતો માને આ અનિયમિતતા જે વાતાવરણ દેખાવશે એની ચિંતા હતી ભાભીને, વખતે મણિભાઈને માર પડશે એ બીક હતી પણ એક વખત ફરીથી આ પ્રસગે પણ મારા પિતાએ અપૂર્વ ધીરજ બતાવી

તેમણે મને બોલાવ્યો સૌ ધગવાગા થતા હતા મને એની સેવા માટે બની ત્યાં લાજ કાઢીને ઓરડીમા જ ઊભા હતા ભીતની ઓથે માને બેઠુ બોલવા સિવાય બીજો કોઈ રસ્તો મળ્યો ન હતો પણ સૌને આશ્ચર્ય થયુ

---

કાપો—એ—નામનો પીળચટો ધૂળ જેવો પદાર્થ લાવતા એને લોઢાની કડછીમા નાખી દેવતા માથે તપાવી પછી ઘી નાખતાં ઘી નાખતા જાય ને જેમ ઘી બળતુ જાય તેમ તેમ કાપો તૈયાર થતો જાય જ્યારે પાકીને તૈયાર થાય ત્યારે નીચે ઉતારી લોઢાની કોથળી જ એને કડછીમા ઘૂટે બીજે દિવસે એ જ ક્રિયા ફરી કરે ઘીની, બાળવાની, ને ઘૂટવાની ત્રીજે દિવસે પણ એ કરે ત્યારે કાપો તૈયાર થાય. અંજન બહુ જ ગુણકારી છે પણ કાપો બાળતા આવડવો જોઈએ

મારા પિતાએ તો શાંતિથી બે આના મારા હાથમાં આપ્યા. એ વખતે બે આને શેર પેંડા હતા. અને એમણે બેઆની ન આપી પણ વજન લાગે એવા આઠ પૈસા મારા હાથમાં આપ્યા. પછી પોતે મારી સાથે ગામમાં ચાલ્યા : 'જો, તને કંદોઈ છેતરે, આટલા પૈસાના કેટલા પેંડા આવે એ હું દેખાડું !'

એમણે મને એની સાથે ચાર પેંડા અપાવ્યા. ઘેર આવીને અંબાશંકરભાઈને ચોરી પકડ્યાનો એક પેંડો મારે આપવો પડ્યો. પણ ભાભીને તો હું પોતે આપવા દોડ્યો ! મને સાંભરે છે કે મેં ત્યાર પછી ઘરમાં કોઈ દિવસ એક પૈસો ચોર્યો નથી. હવે મને બે શિષ્યો એકસાથે મળ્યા. ભાભીએ મારી પાસે પહેલી ચોપડી વાંચવી શરૂ કરી, અને માએ પણ પહેલી ચોપડી વાંચવી શરૂ કરી. આવા એ બન્ને શિષ્યોનો હું ગુરુ થઈને-રાતે જ ભણવા ન જાઉં નો તો આબરૂ જ જાય ના ? એટલે એની મનમાં શરમ આવી હશે અને ધીમે ધીમે પાછો નિશાળનો પંથ પકડ્યો હોય એવું જણાય છે.

ખળાવાડમાં જતી વખતે, લણણી વખતે, બેલાડિયાની પાટે મા ભાભી ધોવા જાય ત્યારે, અને કોઈ મહેમાન આવે એ વખતે, રજા લેવાની છૂટ, એમ સમાધાન થયું.

એ વખતે પણ મારામાં વાચનભૂખ ઠીકઠીક હતું. મારા પિતાએ જામનગરથી ત્રણ ચોપડીઓ મગાવી હતી. મણિશંકર ગોવિંદજી-આતંકનિગ્રહ ઔષધાલયવાળા-એમનું એક પુસ્તક 'રામ અને રાવણ' બીજું 'પાંડવ અને કૌરવ,' ત્રીજું એક વિશ્વનાથ ગોવિંદજીનું 'વ્યવહારદર્પણ'.

બપોરે જમ્યા પછી આ 'વ્યવહારદર્પણ' વાંચવાનું મારે માથે આવ્યું.

હું વાંચું, પિતા સાંભળે, મા સાંભળે, ભાભી બેઠાં સાંભળે-એ પરિસ્થિતિમાં રહેલા ગૌરવે મને વધારે ને વધારે વાંચવા માટે પ્રેર્યો. ભાવવાહી વાચન કરવાની ઉત્તેજના મળી.

'વ્યવહારદર્પણ'માં કપિલા ગાયનો એક પ્રસંગ આવે છે. જેમાં કપિલા, સિંહના ઝપાટામાં આવે છે. ને ઘેર સૌની રજા લઈ પછી હું પાછી આવું એમ વચન આપી ઘેર આવે છે. ઘેરથી વાછરડાની રજા લઈ, પાછી ફરે છે-એ પ્રસંગ વાંચતાં તો હું આંસુ ખાળી શકું નહિ. કંઠ ગદ્‌ગદ થઈ જાય. બોલી શકાય નહિ. વાચન એની મેળે બંધ થઈ જાય.

સાંજે ભાભી પાસે 'રામ અને રાવણ' ચાલે. ધીમે ધીમે એ રસ જામતો ગયો. ભાભીને ભણાવવાનું ને સૌને વાંચી સંભળાવવાનું મારે માથે આવ્યું. મને એ ગમતું ગયું, ભાભી જેવડી મોટી શિષ્યા પાસે મશ્કરી ન થાય, એટલા માટે પણ, મન કઠણ કરીને નિશાળ ચાલતી કરી હોય. ગમે તેમ હોય, પણ ત્યાર પછી તો એકીસાથે અનેક આકર્ષણો જાગી પડ્યાં. આ કથાવાર્તાનું વાચન ચાલ્યું. સીમમાં જવાનું બંધ થયું, એટલે સાંજે લંગડા રજપૂતને ત્યાં અમારી પડોશી ઠાકરાવની સભા મળતી, તેમાં પ્રવેશ કર્યો. ત્યાં સુમલ ડોશી બેઠી હોય. એક મીરાંણી આવે. પિંજારો આવ્યો હોય, પિંજારાની વહુ પણ આવે. ચોથી ખાંટ આવે. રાઘવો કોળી હોય. કોક વખત બકાલ નરસૈં લુવાણો આવી ચડ્યો હોય. લંગડાની પાસે ભૂતની, પ્રેતની, ખવીસની, મામાની, ડાકણની-કોઈ પાર વિનાની વાતો હતી. લંગડો વાત ઉપાડે-તે અમે સાંભળીએ. ઘેર પછી પાછા ફરતાં, જાણું હોય તો માત્ર પચીસ ડગલાં, પણ બેથી શરીર ધ્રુજતું હોય ! પણ રસ તો એવો આવે કે પાછા બીજે દિવસે ત્યાં હાજર !

*

યાદ રાખો કે સૌંદર્યની દૃષ્ટિએ રંગ કરતાં ઘાટનું-નમણાશનું વધુ મહત્ત્વ છે અને એથી યે વધુ મહત્ત્વ સરળ, સુંદર ને પ્રેમમય મનોભાવનું પ્રતિબિંબ પાડતી રેખાઓનું છે.

# વ્યંગ અને કરુણાનો ગાયક

'માનવ-જીવન વિશે જેમ જેમ હું ચિંતન કરતો જાઉં છું એમ મને સવિશેષ પ્રમાણમાં લાગે છે કે જીવનની સફળતા માટે સાક્ષી અને ગુરુના રૂપમાં બે વસ્તુઓ જોઈએ-એક તો વ્યંગ અને બીજી કરુણા. આ બંને ઘણા સારા સલાહકાર છે એક, હસીને જીવનને જીવવા જેવું બનાવે છે ત્યારે બીજી આંસુઓથી ધોઈને જીવનને પવિત્ર બનાવે છે'

જીવનના સત્યની ઊંડી અનુભૂતિમાંથી આવેલું આ આર્ષવચન ફ્રેંચ સાહિત્યકાર આનાતોલ ફ્રાંસનું છે-કે જેના ગ્રંથોને પોપે નૈતિક દૃષ્ટિએ અત્યંત હાનિકારક ગણીને પોતાના કરોડો અનુયાયીઓ પર એ વાંચવા સામે પ્રતિબંધ મૂકયો હતો.

જીવનને વ્યંગ-ચિત્રકારની દૃષ્ટિથી જોઈને એની અટપટી વાતોને શિષ્ટ અને હળવી ભાષામાં ચિત્રિત કરવામાં આનાતોલ ફ્રાંસ અદ્વિતીય છે. કોઈ પણ વસ્તુને મૂર્તિની માફક પૂજવાની એને ટેવ નહોતી. તેઓ પ્રત્યેક વસ્તુના આંતરવિરોધી સ્વરૂપને શોધી કાઢવાનો પ્રયત્ન કરતા હતા. મૃત માન્યતાઓ અને અર્થહીન રૂઢી-મર્યાદાઓ પર વ્યંગપ્રહાર કરવાની એમની પ્રવૃત્તિને કારણે કેટલાયે બધિયાર દૃષ્ટિવાળા આલોચકોએ એમને કેવળ વિધ્વંસના પૂજારી (નિહિલિસ્ટ) તરીકે વર્ણવ્યા હતા.

પરન્તુ વસ્તુતઃ આનાતોલ ફ્રાંસ વ્યંગ ખાતર વ્યંગ કરનાર સાહિત્યકાર નહોતા. તેઓ મજાક કરતા હતા પણ એની પાછળ એક નિઃશ્વાસ છુપાયેલો રહેતો. એમના ચહેરા પર વ્યંગનું હાસ્ય રમતું દેખાતું, પણ એની પાછળ એક ધબકતું હૃદય રહેતું. હકીકતમાં તો ઉપર આપેલા એમના વિચારથી સ્પષ્ટ થાય છે કે વ્યંગ અને કરુણા અને યથાર્થ રીતે કહીએ તો કરુણામૂલક વ્યંગ એમની સાહિત્ય સાધનાનો મૂળમંત્ર હતો. તેઓ માત્ર મૂર્તિભંજક નહોતા. સાચી દેવપ્રતિમાને શોધીને એના ચરણોને આંસુના અર્ઘ્યથી ધોવાનું તેઓ જાણતા હતા.

આનાતોલ ફ્રાંસનો જન્મ ૧૮૪૪માં થયો અને સને ૧૯૨૪માં એમનો સ્વર્ગવાસ થયો. પોતાના દીર્ઘજીવન દરમિયાન એમણે વિપુલ સાહિત્યનું સર્જન કર્યું. આરંભમાં એમણે કાવ્યો લખ્યાં. પણ ગદ્યસાહિત્યમાં તેઓ વિશેષ દીપી ઊઠયા. 'તાયા' અને 'લારુજ' એમની અનુપમ રચનાઓ છે. પરન્તુ આનાતોલ ફ્રાંસ 'જોનદ આર્ક' અને ઉિસ્તવાર કોન્તોપોરેન'ને પોતાની સર્વોત્તમ કૃતિઓ માને છે. સન ૧૯૨૧માં એમને સાહિત્ય માટે નોબેલ પારિતોષિક મળ્યું.

'મોશિયોજીરોમ કવાન્યા'—એમનાં જીવન-દર્શનને સમજવા માટે સૌથી વધુ ઉપયોગી છે. એમાં એમણે પોતાના ચિંતનનો સાર આપ્યો છે. એમાંથી થોડાક વિચારમૌક્તિક અહીં આપવા છે:

કુસંસ્કાર: આપણે એવા લોકોની પ્રશંસા કરવી જોઈએ કે જેમણે કુસંસ્કારોની વિરુદ્ધમાં યુદ્ધ કર્યું હોય. પરંતુ એમની પ્રશંસા કરવાનું સહેલું છે, એમનું અનુકરણ કરવાનું મુશ્કેલ. પોતાના સમયના કુસંસ્કારોથી પૂર્ણ પણે બચી ગઈ હોય અને સાથોસાથ જેને બીજા લોકો જોઈ શકતા નથી એ જોવાની હિંમત કરી હોય એવી વ્યક્તિઓ વિરલ જ હશે.

ભ્રાંતિ: બે આત્મા મહાન છે-એક એ કે જેમણે પ્રવંચક ભ્રાંતિઓનો નાશ કર્યો છે અને બીજો એ કે જેણે એવી મહાભ્રાંતિઓ સર્જી કે જેની મોહનિદ્રામાંથી આપણે ક્યારેય દૂર ભાગી શકયા નહિ.

વિજ્ઞાન: પ્રકૃતિનું જ્ઞાન આપણી અનુભૂતિઓની ભ્રાંતિના સિવાય શું છે? શું આધુનિક વૈજ્ઞાનિક વસ્તુ, આપણી અનુભૂતિથી પર, સર્વથા તટસ્થ છે? નવાં નવાં રૂપોએ આપણને ભ્રંઝરણમાં મૂકી દીધા છે.

આપણે ગમે તેટલી નિષ્પક્ષ હોવાની વાત કરીએ, આપણે આપણી બહાર તો પૂરેપૂરા જઈ જ શકીએ નહિ...હું વિજ્ઞાનની ઘૃણા કરું છું કેમ કે હું એને અત્યંત ચાહું છું. મારી ઈચ્છા વિજ્ઞાન દ્વારા દુનિયાના સઘળા જ્ઞાનને પ્રાપ્ત કરવાની હતી પણ આજે હું મારી અજ્ઞાનતાથી અકળાઉં છું.

પ્રતિભા : પ્રતિભાવાન વ્યક્તિ સામાન્યત : અસામાજિક હોય છે. મહામેધાવી વ્યક્તિના મિત્રો અને પરિચિતોની મંડળી ઘણી વિશાળ હોય એવું બને છે. પ્રતિભામાં એક ગુસ્તાખી હોય છે જેને કારણે પ્રતિભાશાળી વ્યક્તિઓને જીવનમાં ભીષણ બદનામી અને આંધળી ઘૃણાના શિકાર થવું પડે છે.

રાજદ્રોહ : કોઈ પણ માણસ જ્યારે નિષ્ફળ જાય ત્યારે એ વિદ્રોહી કહેવડાવે છે. સફળ વ્યક્તિને કદી વિદ્રોહી કહી શકાય નહિ.'

આ વિચારોમાં આપણને એક પ્રખર અને સાહસિક બુદ્ધિવાદીના વ્યક્તિત્વનું પ્રતિબિંબ પડેલું દેખાય છે. આનાતોલ ફ્રાંસે પોતે કહ્યું છે કે મારા વિચારો કોઈપણ વસ્તુથી અટકીને પીછેહઠ કરતા નથી. પણ એ સાથે તેઓ કહે છે કે બુદ્ધિથી લાધેલું સત્ય અધૂરું હોય છે એ ધ્યાનમાં રાખજો. કેવળ હૃદયની સહૃદયતા જ સ્વપ્નોને સાકાર બનાવે છે. લાગણીથી જ સારાપણાના, શુભ કર્મોના બી વાવી શકાય છે, બુદ્ધિથી નહિ.



મહાભારતનો પ્રસંગ છે. વનવાસ દરમ્યાન પાંડવો જ્યારે દ્વૈત વનમાં રહેતા હતા, ત્યારે તેઓને સંતાપવા માટે દુર્યોધન તેના ભાઈઓ સાથે સ્ત્રીપુત્રાદિક સહિત જતો હતો. આ વાત ચિત્રસેન ગંધર્વના જાણવામા આવતાં, તેણે બધા કૌરવોને તેમનાં સ્ત્રીપુત્રો સહિત કેદ કરી લીધાં. ચિત્રસેન અર્જુનનો મિત્ર હતો અને મિત્રનું લક્ષણ ' कुर्यात्प्रियमयाचित ' । વગર કહ્યે મિત્રનું ભલું કરવુ' એ વાત તે જાણતો હતો.

કૌરવોનો એકાદ સેવક ત્યાથી ભાગી છૂટી યુધિષ્ઠિરને શરણે ગયો અને બનેલી હકીકત કહી સંભળાવી. આ સાંભળી ભીમ તો ખૂબ જ પ્રસન્ન થયો અને બોલ્યો કે, 'અમારે કરવું જોઈતું હતું તે દૈવે જ કરી દીધું,' અને પાપી પોતાના પાપના ભારથી જ કચડાઈ મરે છે, તે વાત પ્રત્યક્ષ કરી દીધી.

આ સાંભળી યુધિષ્ઠિર કચવાઈ ગયા અને ભીમને કહે છે કે, 'ભાઈ ભીમ, અત્યારે કૌરવો માટે કઠોર વેણ કાઢવા તે આપણને શોભતું નથી; કારણ તે હમણાં વિપત્તિમાં છે. આપણો ધર્મ અત્યારે શું છે તે બરાબર સાભળ અને પછી તમે બધા જઈને ચિત્રસેન ગંધર્વના પંજામાંથી કૌરવોને છોડાવો. આપણે જીવતા બેઠા હોઈએ, ત્યાં કૌરવોનો પરાભવ બીજાને હાથે થાય તે જોઈને આપણાથી બેસી રહેવાય નહિ.

ते शतं हि वयं पंच परस्परविवादने ।<br>
परैस्तु विग्रहे प्राप्ते वयं पंचाधिकं शतम् ॥

તે સો ને આપણે પાંચ, માહેમાંહે વિરોધ જ્યાં;<br>
અન્ય જો લડવા આવે, એકસો પાંચ આપણે.

અંદર અંદરના ઝઘડામાં કૌરવો સો, અને આપણે પાંડવો પાંચ છીએ એ વાત સાચી; પરંતુ બીજો શત્રુ સામો લડવા આવે, ત્યારે તો તેની સામે આપણે એકસો ને પાંચ છીએ એમ બતાવી આપવું જોઈએ.'

# અશેષ વ્યક્તિત્વ

ભૂપેન્દ્ર ત્રિવેદી

આજ ને ગઇકાલના સંમિશ્રણમાંથી ઉદ્‌ભવેલા પ્રસંગોની ખરલમાં આપણા દુઃખદ પ્રસંગોને ઘૂંટતા જઇએ તો કદાચ એમાંથી આવતીકાલ માટેનો ઉલ્લાસનો એક સિંદૂરિયો રંગ આપણા મન પર જરૂર ચોંટે. હૈયાની ખરલમાં પ્રસંગોને ઘૂંટવા એટલે જૂના પ્રસંગોને મમળી મમળીને તાજા કરવા એ નહિ પણ આપણા રોજના કડવાં-મીઠાં પ્રસંગોના સંમિશ્રણમાંથી એક તદ્દન ઉજળી રેખા શોધી કાઢવી તે અને ગઇકાલ કરતા આજ એ જૂના પ્રસંગને તદ્દન નવાં દૃષ્ટિકોણથી જોવાની એક સૂઝ સાંપડતી જાય.

આપણું જીવન એટલે એક બાળકના હાથમાં ફરતું કેલિડોસ્કોપ. તમે આ કેલિડોસ્કોપને સહેજ ફેરવો એટલે એમાંની રંગપૂરણી અને આકૃતિ તદ્દન બદલાઇ જાય. વળી પાછુ એને સહેજ ફેરવો એટલે કોઈ બીજો જ આકાર. આ જ રીતે આપણા જીવનમાં આવતા પ્રસંગોને આ કેલિડોસ્કોપની જેમ એવી રીતે ફેરવતા રહીએ કે એમાંથી જીવનની એક મનોરમ્ય આકૃતિ ને રંગોળી આકાર લેતી થાય.

ઘણીવાર આપણે નાનકડો ને ક્ષણિક લાભ મેળવવા જતા આપણે ભૂલોના અસ્પષ્ટ ને ઊંડા કોતરોમાં અટવાઇ પડતા હોઇએ છીએ. પણ, જીવનને આપણે કદિ પણ ચગડોળની જેમ ઉપર-નીચે ફરતું જોવાની કે એમાં બેસીને આસપાસની ગહન ને મનોરમ્ય સૃષ્ટિને નિહાળવાની તકલીફ જ લીધી હોતી નથી. જીવન તો એવું હોય જેમાં સ્વાભાવિક ભર્યા ભાદર્યા ચડતીપડતીના વારાફેરા જળવાઇ રહે. પણ, આ વારાફેરાથી આપણા મન મૂંઝારાના શ્વાસમાં અટવાઇ જતા હોય છે.

આપણે કદિ પણ એમ તો ન જ માની લેવું જોઇએ કે આપણા જીવનનો કારોબાર હંમેશ એક ધારી રીતે જ ચાલતો રહે.

આપણે અનાવશ્યક સંજોગોના અસ્પષ્ટ ઓરડાઓમાં ક્યારે ય પણ રહેવું ન જોઇએ. આપણે કદિપણ ક્યાંય ખોવાયેલા નથી. આપણે નહિ જોઇતા વિચારોની અંધારી ગલીઓમાંથી બહાર આવી જોશું તો આપણી નજર સામે જીવનનો વિશાળ માર્ગ પડેલો જ છે.

જો ખોવાયેલો માણસ એમ જ માની લે કે પોતે જીવનમાં ક્યાંક ખોવાઇ ગયો છે તો તો એ ખરેખર ક્યાંક ખોવાઇ જવાનો, એણે તો એટલું જ માની રહેવું કે એ પોતે ક્યારે પણ ખોવાતો નથી. આપણે કયો પાઠ ભજવવાનો છે એ જો જાણી લઇએ તો આપણો રસ્તો આપણા માટે હંમેશા ખુલ્લો જ છે.

આપણે અહર્નિશ એકજ કામ કરવાનું છે ને તે છે આપણે પોતાને ઓળખતા થઇએ. આપણું ગાન પણ એ જ હોય કે આપણે ભલા ને આપણી જાત. ને આપણો ઓરડો ભલો. આપણે આપણો ઓરડો છોડીને દુનિયા પાછળ દોડવાની ક્યાંય પણ જરૂર નથી. આપણે કેવળ રાહ જોઇએ, શાંત ને એકાકી થઇ જઇએ, જેને પોતાને ક્યાં જવું છે એ જાણે છે એને રસ્તો આપવા આખી દુનિયા ખસી જતી હોય છે.

માત્ર પ્રસન્નતાથી ને કોઇપણ પ્રકારના ઊંહકારા વગર કોઇપણ ઘટનાને સ્વીકારી લઇએ તો એનું વ્યક્તિત્વ નવું જ ઘડાતું હોય છે.

# આનંદશંકર ધ્રુવ અને ગાંધીપ્રભાવ

પ્રો નરેશ પંડ્યા

અમદાવાદની આકાશેઠ કુવાની પોળમાંથી એક ધીમી બૂમ પડે છે સોનાજી, ચાલજો' ઘોડાગાડીવાળો સોનાજી તૈયાર થઈ જાય છે. મેંદી લાલચટક પાઘડી, ઝીણી પીળી રેશમી દોરનો અક્કડ અસ્ત્રીબંધ ખેસ, દોરીવાળા બુટ અને લાંબા મોજા, આંખે સોનાની ફ્રેમવાળા ચશ્મા ઘોળો લાંબો કોટ, પીળી રેશમી કોરનું ઝીણું ઊજળું બંગાળી ધોતિયું અને કપાળમાં મોટો ગોળ ચાંદલો હોય એવું એ જ્ઞાનસભર વ્યક્તિત્વ દરરોજની જેમ ઘોડા ગાડીમાં ગોઠવાય છે એમની પંડ્યા ચોપડીઓનો થોકડો લઈ આવનાર માણસ એમની બાજુમાં પુસ્તકો મૂકે છે અને ઘોડાગાડી ગુજરાત કૉલેજમાં જઈ ઊભે છે ઈ સ ૧૮૫૫-૧૯૧૮ દરમાનનો કોઈપણ કૉલેજિયન એ વ્યક્તિત્વને અહોભાવથી નમસ્કાર કરે, ત્યારે તરત અનુમાન કરી શકાય કે ઘોડાગાડીમાં બિરાજેલું વ્યક્તિત્વ છે પ્રો આનંદ શંકર ધ્રુવનું સાક્ષાત !

૨૨ જાન્યુ ૧૮૬૯ સન (મહાસુદ ૮, સોમ વાર સં ૧૯૨૫)ના દિને અમદાવાદમાં જન્મ લેનાર તો ઘણી વ્યક્તિઓ હશે પરંતુ એ દિવસે બાપુ ભાઈ દયાશંકર ધ્રુવને ત્યાં જન્મેલા આનંદશંકરનું વ્યક્તિત્વ બીજા કોઈને ન સાંપડ્યું ! કદાચ એ પરિવાર અને ગુજરાતને ખબર નહીં હોય કે પોતે એ દિવસે એક સન્નિષ્ઠ પ્રાધ્યાપક, તત્ત્વચિંતક, સાહિત્યકાર અને ધર્મપરાયણ ઊમદા બહુશ્રુત વિદ્વાનને જન્મ આપ્યો છે તથા શિક્ષણ ધર્મ ચિંતન, સાહિત્ય, રાજકારણ પત્રકારત્વ જેવા ક્ષેત્રે ને ગૌરવ પૂર્ણ વ્યક્તિત્વથી સભર કરી એક અમિટ છાપ એ મૂકી જશે.

બાપુભાઈ નુવ કાઠિયાવાડ એજન્સીના દફતર દાર તરીકે અને વડોદરા રાજ્યની રેસિડન્સીમાં રાજ્ય તરફના પ્રતિનિધિ તરીકે કામગીરી કરતા હોઈ, આનંદશંકર ધ્રુવનું બાળપણ સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં વ્યતીત થયું દયાશંકર ધ્રુવનો માત્ર સંસ્કાર વારસો લઈ અંગત આગળ વધેલા બાપુ-ભાઈ છ બહેનો વચ્ચે એકના એક પુત્ર આનંદ શંકરભાઈમાં પોતાનો કલાશોખ અને પોતાની ધાર્મિકતા વારસા રૂપે આપતા ગયા નાના આનંદશંકર પર એમની ભક્તિભાવના અને ધાર્મિકતાએ ઊંડી અસર કરી રાજકોટમાં હાટકેશ્વર મહાદેવના મંદિર નિર્માણમાં બાપુભાઈ ધ્રુવનો મુખ્ય ફાળો હતો બાળક આનંદશંકરના શિક્ષણ માટે બાપુભાઈએ રવીન્દ્રનાથના પિતા દેવેન્દ્રનાથ ટાગોર જેવી જ કાળજી રાખી હતી પ્રાથમિક અને મિડલસ્કૂલનું શિક્ષણ સુરતના નાગર સ્વ રેવાશંકર, શ્રી બંભાતા, અચરત લાલ સૈયદ જેવા સન્નિષ્ઠ શિક્ષક દ્વારા મેળવતા જ આનંદશંકરનો સંસ્કૃતપ્રેમ પણ ધીમે ધીમે આકાર લેતો ગયો, અભિરુચિ કેળવાતી ગઈ એમની તેજ સ્વીતાએ શિક્ષકોનો પ્રેમ સંપાદિત કરી લીધો. એમનું માધ્યમિક શિક્ષણ ઈ. સ ૧૮૮૫માં પૂરું થયું પિતાના એકના એક પુત્ર હોઈ જ્યારે એ પ્રિવિયસની પરીક્ષા મુંબઈ આપવા ગયા હતા, ત્યારે તો આખું કુટુંબ એમની સાથે ગયું હતું એ વખતની ફર્સ્ટ બી એમાં એક વખત નિષ્ફળ જતા એમને જે માનસિક ચોટ લાગી તેનાથી તેમનું ભવિષ્ય વધુ ઉજ્જ્વળ બન્યું એમણે ઈ સ ૧૮૮૫માં મેટ્રિકની પરીક્ષા મુંબઈ યુનિવર્સિટીમાંથી બીજે નંબરે પાસ કરી અને ઈ સ ૧૮૮૯માં બી એ પાસ થયા ત્યારબાદ ઈ સ ૧૮૯૨માં એમ એ થયા એમના સંસ્કૃત જ્ઞાનના ઘડતરમાં શાળાશિક્ષણ અને કૉલેજશિક્ષણ દરમ્યાન શ્રી ભાસ્કર શાસ્ત્રી, શ્રી આબાજી વિષ્ણુ કાથવટે, પ્રો ભાંડારકરનો મુખ્ય ફાળો હતો સંસ્કૃતનો અભ્યાસ તેમણે જૂની અને નવી પદ્ધતિથી કર્યો હતો પ્રો કાથવટે દ્વારા નવી પદ્ધતિનું અને શ્રી શાસ્ત્રી, કાશી-મિથિલાપુરીના એ

વખતના પ્રખ્યાત પંડિત સ્વ બચ્ચા ઝા અને મૃદુનાથ ઝા જેવા પાસે જૂની ઘરેડનું સંસ્કૃત અધ્યયન તેમણે કર્યું એમની જ્ઞાનપિપાસા એવી તીવ્ર હતી કે, સ્કૂલ છૂટયા બાદ એમનો સંસ્કૃતનો અભ્યાસ શાસ્ત્રીજી પાસે ચાલતો હતો અને મૈથિલી પંડિતો પાસે લલ્લુભાઈ કરશનદાસ હોલના એક ખૂણામાં આવેલી પતરાની ઓરડીમાં ઉનાળાના પ્રખર તડકામાં બેસીને ન્યાયશાસ્ત્રનું અધ્યયન ચાલતું હાઈસ્કૂલમાં તેમના સહાધ્યાયી તરીકે ઉલ્લેખનીય વ્યક્તિઓમાં પ્રો કલ્યાણરામ આઈ દવે, ધારાશાસ્ત્રી શ્રી ઝુળચંદભાઈ એ શાહ અને સ્વ ડાહ્યાભાઈ શાહ પુરનિવાસીને ૨૯મી ટકાય ભાગતના પ્રાચીન ઈતિહાસ પ્રત્યે એમની અભિરુચી શ્રી રણછોડલાલ ખભાતા દ્વારા કેળવાઈ આમ એમનું સંસ્કૃતજ્ઞાન મેટ્રિક સુધીના અભ્યાસ દરમ્યાન સુદૃઢ થઈ ગયું હતું કેમકે ત્યાં સુધીના સંસ્કૃતમાં પ્રકાશિત પુસ્તકો એમણે વાંચી લીધા હતા અને સંસ્કૃતિના પંડિતો સાથે સંસ્કૃતમાં સુંદર ચર્ચા વિચારણા કરી શકતા હતા

પુત્રની જ્ઞાન સમૃદ્ધિની સાથે શરીર ઘડતર ને ધર્મવૃત્તિ ઘડવામાં પણ બાપુભાઈએ પૂરી સાવધાની રાખી હતી તેમ છતાં આનંદશંકર શરદી-સળેખમના નાનપણથી જ દર્દી ખરા, નાનપણની ફરવા જવાની આદત તેમણે મૃત્યુ પર્યંત જાળવી રાખી હતી ઘોડેસ્વારીના એ શોખીન હતા અને કોઈ ઉત્સવના દિવસે કાંકરિયા સુધી ફરવા જઈ આવતા વિદ્યાર્થી આનંદશંકર પર બ્રાહ્મણત્વના સંસ્કાર પડે એ દૃષ્ટિએ બાપુભાઈ બ્રાહ્મણોને પોતાને ત્યાં નિમંત્રણ પાઠવતા રૂઢિચુસ્ત નાગરી રીત પ્રમાણે સવારે વહેલા ઊઠી, નદી-પૂજાપાઠનો નિત્યક્રમ પતાવીને એ બહાર નીકળતા આનંદશંકરની પૂજાપાઠ પ્રત્યે અનન્ય નિષ્ઠા અંગે એક પ્રસંગ નોંધવા યોગ્ય છે એક વખત શ્રી રતિનાથ મો ત્રિવેદીએ પોતાની શાળાનું મેગેઝિન આચાર્ય ધ્રુવના હાથમાં મૂક્યું પાના ફેરવતા ધ્રુવસાહેબની નજર 'બહેન ગઈ' શીર્ષક પર અટકી અને એ લેખ વાંચવા પછી તેમણે શ્રી ત્રિવેદીને કહેવું, 'હું અમેજી ઝદ્દા પેરણમાં ભણતો હતો ત્યારે જનુભાઈની બા-મારી બહેન-પણ ગઈ ! એનો અંતકાળ હતો એ વખતે હું પૂજા કરતો હતો તે ઉંમરના મારા જ્ઞાન પ્રમાણે મનમાં કેટલીક વહેમી માન્યતાઓ ખરી એટલે હું એમ માનતો હતો કે મારી પૂજા પૂરી થયા પહેલાં મારી બહેન જશે નહીં પરંતુ મારા પિતાશ્રી બહેનની આખરી અવસ્થા આવી પહોંચી છે એમ સમજી ગયા અને એને દેવઘર પાસે નીચે ઉતારવાની પોતે તજવીજ કરવા માંડી."

સંસ્કૃતના વિદ્યાવ્યાસંગી તરીકે પોતાને જે ગુરુઓ સાંપડયા હતા તેમના પ્રત્યે એમને અનન્ય આદર હતો. મુંબઈની એલફિન્સ્ટન કૉલેજમાં હતા તે દરમ્યાન ડૉ ભાંડારકર પાસે સંસ્કૃત સાહિત્ય શીખ્યા હોવાનો લહાવો મેળવ્યાનો તેમને અનહદ આનંદ હતો એમનું સ્પષ્ટ માનવું હતું કે, હિન્દુસ્તાનના સર્વ વિદ્વાનોને એક પલ્લામાં મૂકીએ અને ડૉ ભાંડારકરને બીજામાં મૂકીએ તો ડૉ ભાંડારકર વાળું પલ્લું નમે એવી જ રીતે, ભારતમાં પોતાના 'અસાધારણ સ્થાન Unique Position માટે મિથિલાના બે પંડિતોને આભારી હોવાનું સ્પષ્ટ જણાવતા હતા

ગૃહસ્થાશ્રમી તરીકે આચાર્ય ધ્રુવને 'સંસારનો સુખિયો જીવ' નહીં કહી શકાય ઈ સ ૧૮૮૨માં ચૌદ વર્ષની નાની ઉંમરે એમનું પ્રથમ લગ્ન અંદુમા સાથે થયું હતું પરંતુ પાંચ-છ વર્ષના સાંસારિક સુખ બાદ અંદુમાનું મૃત્યુ થયું પુત્રી ચીનુમાનો ઉછેર ધ્રુવસાહેબના બા મણિબાના શિરે આવ્યો મા-બાપની લાગણી સમજી એમણે ઈ સ ૧૮૯૧માં ૨૩ વર્ષની ઉંમરે બીજું લગ્ન અમીરબા સાથે કર્યું પરંતુ, ઈ સ ૧૯૦૩માં અમીરબાનું પણ મૃત્યુ થયું માતપિતા ઈચ્છતા હતા કે, જુવાન આનંદશંકર ત્રીજીવાર પણ લગ્ન કરે તો સારું એટલે સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી એમને ત્યાં એક વખત આવેલા, ત્યારે મણિબાએ લગ્નની વાત કાઢી પરંતુ ગોવર્ધનરામે કહેવું, 'એક વિધુર મને લગ્ન કરવું કે નહીં' તે સંબંધી સલાહ પૂછવા આવ્યા મેં તરત જ એવી સલાહ આપી કે એમણે રસ્તામાં લગ્ન નાખી કરીને પછી ઘેર જવું પરંતુ ભાઈ (આનંદશંકર) જેવાને આપણાથી કેમ કાંઈ કહેવાય ?' આમ છ

વર્ષની ઉમરે આચાર્ય ધ્રુવનું દામ્પત્યજીવન છિન્નભિન્ન થઈ ગયુ. આટલા ટૂકા લગ્નજીવને તેમના આશ્વાસન માટે ચીનુભા, જ્યોતીબેન, ધ્રુભાઇ અને પ્રહલાદભાઈ જેવા સતાન આપ્યાં.

આચાર્ય ધ્રુવની અધ્યાપક તરીકેની કારકિર્દી આકસ્મિક રીતે શરૂ થઈ. ગુજરાત કોલેજના સસ્કૃતના કાથવટેની બદલી પૂના થતા, એમની જગ્યા સભાળવાનુ આચાર્ય ધ્રુવને નિમત્રણ મળ્યુ પેતાના પિતાની ઈચ્છાને માન આપી, વકીલ થવાનું ધ્યેય બાજુપર મૂકી એમણે અધ્યાપક તરીકે કારકિર્દી શરૂ કરી. ગુજરાત કોલેજમાં ઈ. સ ૧૮૯૩થી ૧૯૨૦ સુધી એક સન્નિષ્ઠ પ્રોફેસર તરીકે તેમણે સસ્કૃત અગ્રેજી, તત્ત્વજ્ઞાન, ન્યાયશાસ્ત્ર જેવા વિષયોનું અધ્યાપન કાર્ય કરવા માટે પણ એ ઊંડાણથી વિષયને ગ્રહણ કરી લેતા. આ સમય દરમ્યાન એટલે કે ઈ સ ૧૮૯૭મા એ એલ એલ. બી પણ થઈ ગયા ઈ સ. ૧૯૨૦મા તેમની બદલી મુબઈની એલ્ફિસ્ટન્ટ કોલેજમા થઈ. પરતુ એ વખતે બનારસ હિદુ યુનિવર્સિટીના પ્રણેતા પડિત મદનમોહન માલવીય એના માટે ઉત્તમ શિક્ષણશાસ્ત્રી અને હિદુ સસ્કૃતિના પ્રતીક સમા વ્યક્તિત્વની શોધ કરી રહ્યા હતા. પૂ. ગાધીજીની ભલામણથી આચાર્ય ધ્રુવને બનારસને પોતાનુ કર્મક્ષેત્ર બનાવવાનું સૌભાગ્ય સાપડ્યુ એપ્રિલ ઈ સ. ૧૯૨૦થી ૧૩ માર્ચ ઈ સ ૧૯૩૬ સુધી બનારસ હિદુ વિશ્વ વિદ્યાલયને પોતાની પ્રવૃત્તિનુ કેન્દ્ર બનાવી, આચાર્ય ધ્રુવે મ ત્ર અમદાવાદની કે ગુજરાતની જ નહી પણ ભારતની એક ઉજ્જવળ પ્રતિભા તરીકે પોતાને પ્રસ્તુત કર્યા. ત્યા પણ સસ્કૃત અને અગ્રેજીના એક ઉત્તમ શિક્ષક તરીકેની છાપ ઊભી કરી અને સારા વહીવટકર્તા તરીકે પ્રો-વાઈસ ચાન્સેલરની સેવાઓ આપી નિવૃત્ત થતા અમદાવાદ પાછા ફર્યા.

પત્રકારત્વના ક્ષેત્રે પણ એમને મણિલાલ નભુભાઈના અવસાનના કારણે ઝપલાવવુ પડ્યુ મણિલાલના 'સુદર્શન'નુ સપાદન-કાર્ય એમણે પૂરી જવાબદારીથી અદા કર્યું. પરતુ પોતાના આદર્શો ને દષ્ટિબિંદુને વાચા આપવા ઈ સ ૧૯૦૨થી 'વસત' પત્ર શરૂ કર્યું ઈ. સ. ૧૯૩૯ સુધી એમણે 'વસન્ત'નુ પ્રકાશન ચાલુ રાખ્યુ હતુ.

એ દિવસોમા 'સુદર્શન'-'વસન્ત'ના તંત્રી તરીકે અને 'નીતિ-શિક્ષણ' પુસ્તકના લેખક તરીકેની એમની પ્રસિદ્ધિ દરિયાપાર દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાધી સુધી પહોચી ગઈ હતી. પરિણામે ઈ. સ. ૧૯૧૫મા જ્યારે ગાધીજી અમદાવાદ આવેલા, ત્યારે ગુજરાત કેળવણી મત્રી જીવનલાલ વજરામ દેસાઈ દ્વારા ઈ સ ૧૮૬૯મા જન્મેલી બન્ને મહાન વ્યક્તિઓને પરસ્પર પરિચય થયો એ પરિચય ધીમે ધીમે ગાઢ સબધમા પરિણમ્યો ઈ. સ. ૧૯૧૭મા પ્રગટ થયેલા આચાર્ય ધ્રુવના 'આપણો ધર્મ', પુસ્તકથી ગાધીજી ખૂબ પ્રભાવિત થયા હતા ઈ. સ. ૧૯૧૭ના ઓક્ટોબરમા ભરૂચ ખાતે ભરાયેલી Humanitarian Conferenceમા આચાર્ય ધ્રુવે પ્રમુખ સ્થાનેથી આપેલ વક્તવ્યમા ભારતીય સસ્કૃતિના હિદુધર્મોના પાયામાં પડેલા અહિંસાધર્મની સ્પષ્ટતાથી ગાધીજી બહુ પ્રભાવિત થયા હતા. ત્યાર પછી તો ગાધીજીએ એમના વિશે જાહેરમાં કહ્યુ હતુ કે એમની સાથે પોતાનો સબધ આત્મિક-માયકનો છે ઈ. સ. ૧૯૧૮મા જ્યારે અમદાવાદમાં મિલ માલિકો અને મજદૂરો વચ્ચે સઘર્ષ થયો ત્યારે સુલેહશાતિ માટે ગાધીજીએ ઉપવાસ કર્યા હતા અને આચાર્ય ધ્રુવની પચ તરીકે નિમણૂક થઈ. આચાર્ય ધ્રુવે પોતાની વ્યાવહારિક સૂઝથી એવો નિર્ણય આપ્યો કે બન્ને પક્ષોને સતોષ થયો અને સઘર્ષનો અંત આવ્યો ત્યારબાદ, આચાર્ય ધ્રુવે બનારસની સેન્ટ્રલ હિદુ કોલેજના પ્રિન્સિપાલ તરીકે પ્રારભમા કાર્ય કર્યું ત્યાંના ઇર્ષ્યા-દ્વેષભર્યા શૈક્ષણિક વાતાવરણને શાત કર્યું અને યુનિવર્સિટીની સ્થાપના થતા પોતાના કુશળ વહીવટથી સ્થિરતા આવી. ગાધીજીની જેમ પોતાના નિષ્પક્ષપાતી વલણથી એમણે સૌના મન જીતી લીધા. તેમ છતા, ત્યાં પણ તેમનુ પ્રાધ્યાપક તરીકેની પ્રતિભા ખડિત નથી થતી કે ઝાખી ન પડી. અહી એક વિદ્વાનનું કથન ઉલ્લેખનીય છે કે, The building up of the Benares Hindu University was the great

work of Acharya Dhruva during the seventeen years of his life at Benares He firmly believed that teaching and research should both go hand in hand and that the one should not be done at the expense of the other

આચાર્ય ધ્રુવના સમન્વયવાદી દૃષ્ટિકોણ પર ગાંધીજીની પણ ઘેરી અસર જણાય છે 'સુદર્શન અને વસંત સામયિકોના વિવિધ લેખોમા કે આપણો ધર્મ, હિંદુ ધર્મની બાળપોથી, નીતિ શિક્ષણ હિંદુ વેદ ધર્મ, કાવ્ય-તત્ત્વ વિચાર, સાહિત્ય વિચાર વગેરે પુસ્તકોમા વ્યકત એમના શિક્ષણ, સાહિત્ય તત્ત્વજ્ઞાન, રાજકીય સામાજિક પરિસ્થિતિ કે ઇતિહાસ વિષયક વિચારોમા પણ એમની સમન્વયવાદી વિચારસરણી ઊપસી આવે છે આ અંગે પ્રો અનંતરાય રાવળ કહે છે સંસ્કૃતના અધ્યાપકને સંસ્કૃત સાહિત્ય અને હિંદુ તત્ત્વ-દર્શનનું પ્રશંસનીય જ્ઞાન હોય જ, હોવું જ જોઈએ, એટલે એની બહુ નવાઈ ન ગણાય નવાઈ તો ત્યા છે કે એ પુરાણા સાહિત્યને તત્ત્વજ્ઞાનની જૂની દુનિયામા પુરાઈ ન રહેતા આ સંસ્કૃતના અધ્યાપકે ગુજરાતી ને અંગ્રેજી સાહિત્ય પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન સમાજશાસ્ત્ર શિક્ષણશાસ્ત્ર નીતિશાસ્ત્ર, વિજ્ઞાન ઈતિહાસ રાજ્યતંત્ર-શાસ્ત્ર આદિ વિવિધ વિષયોના વિકસતા જ્ઞાનરાશિને પોતનો કરવાની ઉત્સાહી વૃત્તિ સેવી એને લીધે જ વિકાસશીલ યુગબળોની સાથે રહી કેળવણી, નીતિ ધર્મ સમાજ રાજકારણ આદિમા જીવન્ત રસ લેનાર અને નવા વલણોને જૂની દૃષ્ટિથી અને જૂનવાણીને નવીથી અજવાળી સંસ્કારનાર સમન્વયદર્શી વિચારક પણ એ બની શક્યા કેટલાક આને 'દૂધ દહીંમા પગ રાખવાની વૃત્તિ'નો આક્ષેપ મૂકે, પરંતુ એના મૂળમા એમની સમધાન વૃત્તિ કારણ રૂપ હતી સત્યશોધન વૃત્તિને લીધે પણ એમણે ક્યારેક મધ્યમ માર્ગ અપનાવ્યો હોય એ સ્વાભાવિક છે ગાંધીજીએ એમની આ સમન્વયવાદી અને સમાધાનકારી વૃત્તિને લીધે તેમને સુધરેલા અને સનાતની વચ્ચે એક સુંદર પૂલ' તરીકે નવાજ્યા છે એ જ રીતે પ્રો દવે કહે છે, He was not so modernized as to ignore the old he was not so fossilzed as to be inattentive to the spirit of the modern age આચાર્ય ધ્રુવના વિવેચન સાહિત્યમા પણ એમની સમન્વયવાદી વિચારધારા દેખાય છે એ સમયે અંગ્રેજી classical અને Romantic શબ્દોને લઈને સ્વ મુનશી, સ્વ રમનારવણ પાઠક વિશ્વનાથ ભટ્ટ વગેરે વિદ્વાનોમા એ શબ્દોના ગુજરાતી પર્યાય અને ગુજરાતી સાહિત્યમા એ પ્રવૃત્તિ અંગે ઘણો વિવાદ થયેલો પરંતુ, આચાર્ય ધ્રુવે એ વિવાદને શાંત પાડતું વિધાન કર્યું હતું કે ઉત્તમ કવિતા એ જ છે કે જેમા શબ્દને અર્થના સંશ્લેષની પેઠે સંયમ (classical) અને ઉલ્લાસ (Romantic)નો પણ સંગમ થયો હોય

મદ્યપાન માંસાહાર, અસ્પૃશ્યતાનિવારણ સમાજ સુધારણા નારી-શિક્ષણ જેવા વિષયો પર આચાર્ય ધ્રુવ ને ગાંધીજીના વિચાર એકસમાન જણાય છે મદ્યપાન ને માંસાહાર પ્રત્યે અનહદ ઘૃણા ધરાવતા આચાર્ય ધ્રુવ જ્યારે બનારસમા માછલા પકડતા બંગાળી છોકરાઓને જોતા ત્યારે કંઈક ગુસ્સે થઈ જતા એમનું તો દૃઢ મંતવ્ય હતું કે શરીર બળ એ એક જ આચાર નિર્ણયનું દૃષ્ટિ બિંદુ ન હોઈ શકે, અધ્યાત્મદૃષ્ટિએ વધારે સારું છે તે વિચારી નક્કી કરવું જોઈએ અને હિંદુ ધર્મે કેળવેલી નિરામિષાહારની ટેવ તે ધર્મે મેળવેલો માનવ પશુ ઉપરનો વિજય છે મદ્યનિષેધના પણ એ એવા જ હિમાયતી અને ઈ સ ૧૯૦૮મા અમદાવાદ મદ્યનિષેધક મંડળના સભ્ય બની, ઈ સ. ૧૯૨૨મા તેની વ્યવસ્થાપક સમિતિમા ચૂંટાઈ અંતિમ શ્વાસ સુધી (એટલે કે, ૭ એપ્રિલ ૧૯૪૨) એમા સક્રિય રસ લેતા રહ્યા તેથી ઈ સ. ૧૯૩૮મા એ મંડળનો સુવર્ણ મહોત્સવ ઉજવાયેલો તેનો ખરો યશ આચાર્ય ધ્રુવને આપી શકાય. અસ્પૃશ્યતા નિવારણ કે સમાજ સુધારા પર પણ ગાંધીપ્રભાવ સ્પષ્ટ હતો તેમ છતા, જ્યારે બનારસથી અમદાવાદ આવી વસેલા ને

નિવૃત્ત જીવન ગાળતા આચાર્ય ધ્રુવ હરિજન પ્રવૃત્તિમાં સક્રિય કામ કરે એમ ઈચ્છતા ગાંધીજીને એમણે વિનયપૂર્વક પોતાની એ અંગે અનિચ્છા જણાવી દીધી હતી અલબત્ત એ દૃઢપણે કહેતા કે, કામ, ક્રોધ, લોભ વગેરે ખરા હેય છે અને સ્પર્શ કરવા યોગ્ય નથી, કોઈ વ્યક્તિવિશેષ કદાપિ અસ્પૃશ્ય હોઈ શકે જ નહીં આમ, જિંદગીના છેલ્લા બાવીસ–પચીસ વર્ષમા ગાંધીજીની પ્રત્યેક પ્રવૃત્તિ સાથે એમની પૂરી સહાનુભૂતિ હતી ગાંધીજીની હરિજન પ્રવૃત્તિ અંગે એમના મંતવ્યો 'વસંત અને young Indiaના અંકોમાં પ્રકટ થયેલા છે અહીં એ સ્પષ્ટ થવું જોઈએ કે ગાંધીજીના બધા આદર્શો ને સિધ્ધાન્તોને એમણે સ્વીકારી લીધા હોય એવું પણ નથી બન્યું 'વસન્ત પત્રમા રાષ્ટ્રીય શિક્ષણ અસ્પૃશ્ય નિવારણ, સ્વદેશી વગેરે પર એમણે પોતાના વિચારો પણ નિર્ભીકપણે વ્યકત કર્યા હતા ખાદી અને મિલના કાપડ અંગે પણ એમના પોતાના સ્વતંત્ર વિચારો હતા નારી શિક્ષણ અને નારીઉન્નતિમા એમને રસ હતો અને 'નારી પ્રતિષ્ઠા નામક લેખમાં તેમણે આર્યનારી અંગે પણ પોતાના મંતવ્યો રજૂ કર્યા ગાંધીજી સીધી-સાદી ભાષાનો આદર્શ રાખતા, પરંતુ આચાર્ય ધ્રુવ સંપૂર્ણ રીતે એને નથી વળગી રહેતા અલબત્ત આપણો ધર્મમા તેમણે હિંદુ ધર્મના તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયને સરળ, વિશદ અને અર્થપ્રચુર ભાષામા પ્રસ્તુત કરવાનો સફળ પ્રયત્ન કર્યો છે 'હિન્દહિતચિંતક' ના ઉપનામથી 'વસન્ત'માં લખાયેલા લેખમાં એમની સ્વદેશભક્તિ પણ તરી આવે છે માંદગીના અંતિમ વર્ષોમાં પણ દેશહિતના અને અમદાવાદની સાંસ્કૃતિક પ્રવૃત્તિમાં સતત પરોવાયેલા રહેતા

સ્વ મુનશીએ જાતે આચાર્ય ધ્રુવ માટે કહ્યું હોય કે સંયમ, ભાવનામયતા અને વ્યાવહારિકતાનું એમનામા સુંદર સંમિશ્રણ હતું, એ બધુ ઊંડી વિદ્વતા ને ચિંતનનું પરિણામ હતુ સામા માણસના હૃદયમા એ તંત પ્રવેશી શકતા, કારણ કે બીજાનું દૃષ્ટિબિન્દુ જોવાની ને સમજવાની એમનામાં શક્તિ હતી પરંતુ આ વિધાન ગાંધીજીને પણ મહદંશે લાગુ પડી શકે અને ઈ સ ૧૮૬૯મા જન્મેલા બન્ને માનવતાવાદીઓમા કેવું સામ્ય ! સ્વ હિંમતલાલ અંજારિયાએ સાચી શ્રદ્ધાંજલિ આપી છે કે આનંદશંકરભાઈની સાહિત્ય સેવા અને દેશસેવા બીજા સમકાલીન સેવકોના જેવી ચમકારા મારતી કે ગર્જના ગજવતી નહોતી પરંતુ શ્રી આનંદશંકરની સનાતન અને વ્યાપક સેવાઓની સરખામણીમા કાર્યકરો અને સેવકોની કીર્તિ માત્ર ક્ષણિક અને ક્ષુલ્લક જ નીવડશે સાહિત્ય પ્રવૃત્તિથી અને જીવનપ્રણાલીથી, સામાજિક સ્થિતિની ઉચ્ચતાનો તત્ત્વ-ચિંતનની શ્રેષ્ઠતાનો, આર્ય આદર્શ-દૃષ્ટિનો અને આર્ય સંસારશુદ્ધિનો જે પરિચય શ્રી આનંદશંકરની સેવા દ્વારા મળ્યો છે, તે એકલા ગુજરાતને જ નહિ, પણ આખા આર્યખંડને માન અને અભિમાન અપાવનારો છે"

*

ભગવાન ! મારી આંખોને તારા રંગોની મિજબાનીઓ મળી છે, કાનને તારું સંગીત મળ્યું છે નાક અને જીભને સુગંધિત પુષ્પો અને ષડ્રસ ભોજનના સ્વાદ મળ્યા છે

હે નાથ ! તારી આ સૃષ્ટિ મને બહુ મોહક થઈ પડી છે તારા પાણી, તારા પવન અને એ બન્નેને ધારણ કરનાર આ પૃથ્વી મને મુગ્ધ કરે છે, આ ગિરિમાળા, મોટા સાગરો, હિમથી આચ્છાદિત પર્વતના શિખરો, તેજસ્વી સૂર્ય, આ બધું મને ભવ્ય ને સુંદર લાગે છે પૃથ્વીના ભુવને ભુવન, ગ્રહ-ઉપગ્રહો અને નક્ષત્રો ચાલી રહ્યા છે ત્યાં બધે ચેતનના મોજા ઊછળી રહ્યા છે

બધે, હે ભગવાન, તારું જ રક્ષણ અને નિયમન હું જોઇ રહ્યો છું તારું સૌંદર્ય મને બધે તલ્લીન કરે છે

—દાદુ

# 'હું' ખરાબ નથી

અનંત કાણેકર

એક લેખકે પોતાનો એક મઝાનો અનુભવ કહ્યો છે. મને તો એ સર્વાંગ ગળે ઊતર્યો છે. મને લાગે છે કે એ સૌને ગળે ઊતરશે. એ લેખક કહે છે: 'હું એક વાર રોગચિકિત્સાનું પુસ્તક વાંચવાનો પ્રયત્ન કરતો હતો. જુદી જુદી જાતના રોગોના લક્ષણો એ પુસ્તકમાં આપ્યા હતાં. ને જે જે રોગના લક્ષણો વાંચુ એ રોગ મને છે એમ મને લાગવા માંડ્યું ! હું પુરુષ હોવાથી પ્રસૂતિ-રોગો મને નથી એની મને ખાતરી હતી !'

મારો પણ આવો જ એક અનુભવ છે હમણાં મનોવિશ્લેષણશાસ્ત્ર ઉપરના જે પુસ્તકો મળે તે હું વાંચું છું. વાંચવાનું પને કે 'જાતે જ મનોવિશ્લેષણ કરવા માંડું છું. માત્ર પોતાના મનને ઠીક લાગે એટલું જ મારું મનોવિશ્લેષણ હું કરું છું, બહુ ઊંડે શું કામ નથી જતો એ મારી મનોવૃત્તિનું કોઈ બીજાએ મનોવિશ્લેષણ કરવું પડશે ! હમણાં આ જ જુઓને; સામાન્ય રીતે કોઈને એકદમ હું ખરાબ કહેતો નથી, એ વાત મારા ઘણા મિત્રોના ધ્યાનમાં આવી છે; પણ એટલે કાંઈ તેઓ મને સાધુ પુરુષ સમજતા નથી. કોઈ કહે છે:

'તું બીકણ છે. કઠોર સત્ય સ્પષ્ટતાથી કહેવાની હિંમત તારામાં નથી.'

તેઓનું કહેવું સાવ ખોટું છે એમ મને નથી લાગતું. અને સાથે મનને 'ખરાબ પણ લાગે છે. કોઈ કહે છે: 'તું લબાડ છે. અમુક પાસેથી આજ કે કાલ તને કંઈક ફાયદો થવાનો સંભવ છે ને તેથી ખરું કહી તેમનું દિલ દુભવવા તું નથી માંગતો.' આ કથનમાં પણ ઘણી વાર મને થોડું તથ્ય દેખાય છે. ને હું દુખી થાઉં છું: પણ કાલે કોઈનું મનોવિશ્લેષણ ઉપરનું પુસ્તક વાંચતાં આ બધાં દુઃખનો પરિહાર થયો. તે કુશળ ગ્રંથકારે લખ્યું હતું: 'માણસ કોઈવાર આળસને લઈને ખરું બોલતો નથી' મને એ એકદમ ગળે ઊતર્યું: કોઈ ખરાબ છે એમ તેને કહેવાથી શું ફાયદો ? ને હોય તો એ એ જ વખતે કહેવું જોઈએ એવું થોડું છે? ને ન કીધું તો કયું મોટું આકાશ તૂટી પડવાનું છે ? મારા મિત્ર મને ગજબનો આળસુ કહે છે, તો પછી આ બાબતમાં મને બીકણ કે સ્વાર્થી ગણવા કરતા આળસુ કાં ન કહેવો ? એ પુસ્તક વાંચ્યા પછી આ વિચાર સૂઝયો ને મનને ધીમે ધીમે ઠીક લાગવા માંડ્યું.

પણ આ કરતાં પણ એક સુંદર વાત એ પુસ્તકમાં હતી. તે એ કે હંમેશ અંતર્મુખ બની મનોવિશ્લેષણ કરનાર માણસ પોતાના દોષોનું ભાન વધતું જતું હોવાથી, બીજાના દોષો પ્રત્યે સહાનુભૂતિ અને ઉદાર અંતઃકરણથી જોવા લાગે છે. પણ ત્યારે. હું મનોવિશ્લેષણનાં પુસ્તકો વાંચુ છું, અંતર્મુખ બની મારું પોતાનુ મનોવિશ્લેષણ કરું છું. હું પોતે જ કેટલો ખરાબ છું એ ભાન વધતું જાય છે. ને પછી બીજાને ખરાબ કહેવા મારી જીભ ઊપડતી નથી ! મનોવિશ્લેષણશાસ્ત્રનો વિજય હો !

મનોવિશ્લેષણવાળા ફ્રૉઇડની જેમ સાપેક્ષતાવાદી આઇન્સ્ટાઇને પણ મારા પ્રશ્નનો ઉકેલ આપ્યો છે. કહેવાય છે કે, આઇન્સ્ટાઇનનો સાપેક્ષવાદ જગતના શ્રેષ્ઠ ગણિતજ્ઞો પૈકી પણ બહુ ઓછાને બરાબર સમજાયો છે, પણ મને જેટલો આઇન્સ્ટાઇન સમજાયો છે તેટલાનો મેં મારા સંતોષ ખાતર ભરપૂર ઉપયોગ

કરી લીધો છે! કાલ, આજ, હમણાં, પછી—આ શબ્દો જેમ વિચાર કરો તેમ કેટલા અર્થશૂન્ય છે એ આઇન્સ્ટાઇને દીધેલ એક જ દાખલા ઉપરથી જુઓને. આકાશમાંના કેટલાક તારાઓ એટલા દૂર છે કે તેમનું અંતર માઇલના આંકડામાં કહીએ તો શૂન્યોથી કાગળના કાગળ ભરાઇ જાય. તેથી વૈજ્ઞાનિકો એ અંતર પ્રકાશ-વર્ષના હિસાબથી ગણે છે. એક સેકંડે પ્રકાશનો વેગ એક લાખ છાસી હજાર બસો ચોરાસી માઇલ હોય છે. પ્રકાશના જેટલો વેગ દુનિયામાં બીજા કોઇનો નથી. એક સેકંડે આટલા માઇલ તો એક મિનિટે કેટલા? એક મિનિટે આટલા તો એક કલાકે કેટલા? આ હિસાબે એક વરસના માઇલ કાઢવાના ને પછી એટલાં પ્રકાશ-વર્ષ અમુક તારો પૃથ્વીથી દૂર છે એમ કહેવાનુ. કાળ દ્વારા સ્થળનું માપ કાઢવાનું. આ હિસાબે આર્કટૅરસ એ તારો પૃથ્વીથી આડત્રીસ પ્રકાશવર્ષ દૂર છે, એટલે આર્કટૅરસના પ્રકાશને પૃથ્વી ઉપર આવી પહોંચવાને આડત્રીસ વર્ષ લાગે છે. દૂરદર્શક યંત્રમાંથી આપણે આર્કટૅરસ જોઇએ ને એ ક્ષણે આર્કટૅરસ જોયો એમ કહીએ છીએ, પણ હમણાં જે આર્કટૅરસના જે પ્રકાશ-કિરણ આપણી આંખને દેખાયા તે આર્કટૅરસમાંથી તો આડત્રીસ વર્ષ પહેલા નીકળ્યા હતા એ હિસાબની આપણને જાણ હોય છે જ. આનો અર્થ એટલો જ કે, હમણાં જે આર્કટૅરસ આપણે જોયો તે આડત્રીસ વર્ષ પહેલાંનો હતો! ખરેખર હમણાંનો—એટલે આ જ ક્ષણે હોય તે આર્કટૅરસ આપણને આજથી આડત્રીસ વર્ષ પછી એટલે ઓગણીસસો બાણુંની સાલમાં દેખાશે! તો પછી હમણાં જોયો; એમ બોલવાથી શો અર્થ સર્યો?

આ જ વિચાર આપણે એકાદાને ચટ દઇને ખરાબ કહી દઇએ છીએ ત્યારે ન કરવો જોઇએ? આપણી નિકટનો માણસ સારો કે ખરાબ છે એ નક્કી કરવા આપણને કેટલો યે વખત લાગે છે; તો પછી એકાદા થોડા પરિચયવાળા, દૂરના માણસને આપણે ખરાબ કહીએ ત્યારે શું એ વખતે તે એ વખતનો જ માણસ હોય છે? કદાચ આપણે એને ખરાબ કહીએ તે ક્ષણે એ સારો પણ બની ગયો હોય! બસ ત્યારે. મારા મિત્રો કહે છે તેટલો હું પણ ખાસ ખરાબ નથી. મારા મિત્રોને વૈજ્ઞાનિકોનાં આ પુસ્તકો વાંચવાનું હું કહેવાનો છું, હું પોતે આ વૈજ્ઞાનિકો ઉપર ખૂબ ખુશ છું. વૈજ્ઞાનિકોએ દુનિયાનું ભલું કર્યું કે બૂરું એ વાદ પણ અત્યારે ચાલુ છે. મારુ તો વૈજ્ઞાનિકોએ ભલું જ કર્યું છે એ બાબત મને સુદ્દલ શંકા નથી.

❀

જીવનમા ખરી મૂલ્યવાન વસ્તુઓ કઇ છે અને કચરા જેવી કઇ છે તે ઉપર હંમેશ વિચાર કરતા રહો, જેનાથી પ્રભુ તમારા પર પ્રસન્ન રહે એવું વર્તન રાખો.

ઉડાઉડીઓ સ્વભાવ ન રાખતા દૃઢ અને નિશ્ચયી સ્વભાવના થાવ.

ક્ષણભંગુર સુખ આપનારી અને પાછળથી તરત દુઃખ અને આપત્તિ લાવનારી વસ્તુઓ તરફ દોડતું રહેવા દઇ, કાયમનું પાકુ સુખ મળે એવો માર્ગ પકડો.

સંસારરૂપી બજારમાંથી એવી જ ચીજો ખરીદજો કે જેનાથી આગળ ઉપર તમારે દેવાળું કાઢવા વખત ન આવે. સંત લોકોના અનુભવ સાંભળજો. ચળકે છે એટલું સોનું નથી

—તુકારામ

# વૈષ્ણવજન

વર્ષ : ૧૧ ] માર્ચ : ૧૯૭૩ [ અંક : ૧૨





સૂચના

[ ગ્રાહકોને ]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

[ લેખકોને ]

'વૈષ્ણવજન' માં સંસ્કૃતિ કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

વૈષ્ણવજન
૨ રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક પીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન . સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ

# પ્રેરણાઝરણાં

## પ્રાર્થના

હે ભગવાન સંકટ સમયે મારી રક્ષા કરો, એમ મારી પ્રાર્થના નથી, પરંતુ સંકટોને જોઇને ડરથી હું ભાગી ન જાઉં એ હું ચાહું છું. હું એ પણ નથી ચાહતો કે દુ:ખસંતાપથી મારું ચિત્ત વ્યથિત થઇ જાય તો તું સાંત્વના આપે, પરંતુ દુઃખો પર હું વિજય મેળવી શકું એટલી શક્તિ મને આપ એટલું જ હું ઇચ્છું છું.

આવશ્યક સહાયતા મને ન મળે તો હું હિંમત ન હારું, મારું બળ ક્ષીણ ન થઇ જાય એટલું જ હું ઇચ્છું છું.

વ્યવહારમાં મને નુકસાન જાય અને લોકો મને લૂંટી લે તેની પણ મને પરવા નથી; પરંતુ હિંમત હારી જઇને 'હવે શું કરું, મારું સર્વસ્વ જતું રહ્યુ' એમ કહીને હું રોવા ન બેસુ એટલું હું ચાહુ છું.

—રવીંદ્રનાથ ઠાકુર



# આવું ઘર બનાવો

માણસ કેવળ રોટીથી નથી જીવતો, કેવળ વસ્ત્રોથી તેની જરૂરિયાતનો સંતોષ નથી જતો કેવળ માથા પરના છત્રથી તેને આરામ નથી મળતો.

આ બધી વસ્તુઓ જરૂરની છે, પણ એ ઉપરાંત પણ માણસને ઘણી વસ્તુઓની જરૂર પડે છે. તેને સંવાદિતા જોઈએ છે, સૌંદર્ય જોઈએ છે, અભિવ્યક્તિ જોઈએ છે, પ્રેમ અને ઉષ્મા જોઈએ છે. તેને સુંદર ઘર જોઈએ છે, મસ્તીભર્યાં બાળકો જોઈએ છે, પ્રેમાળ મિત્રો જોઈએ છે, જીવનમાં રંગ અને વૈવિધ્ય જોઈએ છે, દુનિયાના શોક અને ઉલ્લાસની વચ્ચે, આનંદ અને વિષાદની વચ્ચે પોતાના હૃદયનો ને ઊર્મિઓનો દીપક જલતો રાખવા માટે શ્રદ્ધા અને હિંમત જોઈએ છે.

ઘણા માણસોને ઘણે સ્થળેથી આ બધું મળી શકે, પણ એમ છતાં સામાન્ય રીતે માણસની સર્વ પ્રેરણાનું કેંદ્રસ્થાન હોય છે ઘર. માણસનું ઘર સુંદર હોય છે, ત્યારે એનામાં દુનિયાની બૂરાઈઓ સામે ઝૂઝવાની હિંમત હોય છે, દુનિયામાં ઓછાવત્તે અંશે પણ નવસર્જન કરવાનો ઉલ્લાસ હોય છે, જીવનને સરસ રીતે જીવી જવાની ખુમારી હોય છે.

અને સુંદર ઘર એટલે સંવાદી ઘર.

જે ઘરમાં એક જણના વિચારોનો બીજાં બધાં પડઘો ઝીલતાં હોય, એ ઘરમાં વિરોધ ન હોય તોયે સંવાદિતા નથી.

જે ઘરમાં ભયને કારણે કે ક્લેશ થવાને ડરે સ્વતંત્ર અભિપ્રાયો ને વિચારો વ્યક્ત ન થતા હોય, તે ઘરમાં ઉગ્ર મતમતાંતરોનો અભાવ હોય તોયે સંવાદિતા નથી.

જે ઘરમાં મોટાંઓ હંમેશ નનાંને આદેશ આપતાં હોય અને નાનાંઓ હરેક નિર્ણય માટે મોટાંઓની દૃષ્ટિ ને અનુજ્ઞા માગતાં હોય. એ ઘરમાં શાંતિ હોય તોયે સંવાદિતા નથી.

સંવાદિતા એ ઘરમાં હોય છે, જ્યાં વિચારોની સ્વતંત્રતા સાથે સમજદારી ને સહૃદયતા હોય છે, જ્યાં વડીલો માટે આદર હોય છે, પણ ભય નથી હોતો, જ્યાં નાનાંઓને યોગ્ય ઝોક આપવાનો પ્રયત્ન હોય છે, પણ શાસન નથી હોતું.

સંવાદિતા એ ઘરમાં હોય છે, જ્યાં દરેક વ્યક્તિના શોક-આનંદ સહુના શોક-આનદ બને છે. જ્યા કેવળ પોતાનાં ઉલ્લાસ-ઉદાસીની બીજા પર શી અસર થશે, એનો ખ્યાલ કરવામાં આવે છે. જ્યાં હરીફાઈ નથી હોતી, પણ પોતે શી રીતે બીજાને વધુ ઉપયોગી ને સહાયક થઈ શકે, એની હરેક વ્યકિતને ચિંતા હોય છે.

સવાદિતા એ ઘરમાં હોય છે, જ્યાં પ્રસન્નતા હોય છે, કાર્યશીલતા હોય છે, આનંદ અને ઉષ્માની છોળ હોય છે, કર્તવ્ય ને જવાબદારીનું ભાન હોય છે, જીવન જીવવાનો ઉમંગ અને જીવન માટેનો આદર હોય છે.

આવા ઘરમાં રહેનાર હરેક માનવી માટે એનું ઘર પ્રેરણાસ્થાન છે, એની સર્વ વેદનાઓનું વિરામસ્થાન છે.

આપણે બનાવીએ તો આવું ઘર બનાવીએ.

*

# પરિભ્રમણ

'આશુતોષ'

## 'લોકમિલાપ'ની વિદ્યાપીઠ

'આપણો સાહિત્ય વારસો'નાં પ્રથમ પાંચ પ્રકાશનો અતિ ચોકસાઈપૂર્વક ૨૬મી જાન્યુ. ૭૩ના દિવસે પ્રગટ થયાં. આઠસો પાનાનાં પાંચ પુસ્તકોના સંપુટ દસ રૂપિયામાં મળી શકે છે. પરંતુ જેઓ આગોતરી વરધી દ્વારા આ યોજનામાં જોડાયા હતા તેમને પાંચ રૂપિયાથી માંડી સાડાસાત સુધીમાં આ પુસ્તકો મળ્યાં. જેને સો ટચનું સોનું કહી શકાય, અને કોઈ પણ ઘર કે લાયબ્રેરીનું ગૌરવ બને તેવાં આ પ્રકાશનો છે અને એ હારમાળામાં બીજાં આવી રહ્યાં છે. 'લોકમિલાપ' ટ્રસ્ટે શિષ્ટ અને ઉત્તમ સાહિત્ય ગુજરાતમાં ઘેર ઘેર પહોંચતું કરવાનો જે વિરાટ જ્ઞાનયજ્ઞ આરંભ્યો છે તેની મૂલવણી એક દાયકા પછી જ થઈ શકે. ગાંધી શતાબ્દી વર્ષ નિમિત્તે, ભારતના ઉત્તમ પુસ્તકો દુનિયાભરના દેશોમાં પ્રવાસ યોજીને, પહોંચતા કર્યા પછી, તેમજ મેઘાણી જયંતી નિમિત્તે શ્રી ઝવેરચંદ મેઘાણીનું સાહિત્ય તદ્દન નજીવી કિંમતે આપવાની સફળ યોજના પાર ઉતાર્યા પછી શ્રી મહેન્દ્રભાઈ મેઘાણીએ હવે આ વિરાટ યોજનામાં ઝુકાવ્યું છે. આવતા વર્ષ માટેની તેમની યોજના વધુ ચિત્તાકર્ષક છે અને આ વર્ષે ૮૦૦ પાનાનું સાહિત્ય આપ્યું તેથી આગળ વધી તેટલી જ કિંમતમાં ૧૦૦૦ પાનાંનું વાંચન એક લાખ નકલોના આગોતરા ગ્રાહકો નોંધીને આપવા માગે છે.

એક લાખ શું, બે લાખ નકલો માટે ગુજરાતે વરધીઓ નોંધાવી દેવી જોઈએ. આ કોઈ ફાલતુ કે બજારુ સાહિત્ય નથી. આજે પ્રકાશકો ગમે-તેવી હલકી કોટિનું સાહિત્ય લોકો સમક્ષ મૂકતાં અચકાતા નથી. અને કિંમત પણ કેટલી? બસ્સો-સાડા-બસો પાનાંની નવલકથા ૧૦થી ૧૨ રૂપિયામાં અને પાનાં વધુ હોય તો ૧૫થી ૨૦ રૂપિયામાં વાચકોને પકડાવે છે. શરાફી લૂંટ ધોળે દિવસે ઉઘાડે છોગે ચાલી રહી છે. 'લોક મિલાપ' ટ્રસ્ટે આ યોજના દ્વારા પ્રકાશકોની લૂંટનો પડદો ચીરી નાખ્યો છે. પણ સૌથી મહત્ત્વનો લાભ વાચકો, વિદ્યાર્થીઓ, લાઇબ્રેરીઓ, સાંસ્કૃતિક સંસ્થાઓ માટે એ છે કે આપણે સૌ આ જ્ઞાનયજ્ઞના પુણ્યકાર્યમાં જોડાઈ જઈએ. કાકાસાહેબ કાલેલકરે પ્રથમ પુસ્તક સંપુટનું પ્રકાશન કરતી વેળાએ જે કહ્યું હતું તે કેટલું બધું સાચું છે!

"આ યોજનાને કોઈ વિદ્યાપીઠ કે યુનિવર્સિટી સ્થાપના જેટલું જ મહત્ત્વ હું આપું છું. હું માનું છું કે કેટલાક ઉત્તમ ગ્રંથકારો પોતાનું સાહિત્ય સીધેસીધું આ યોજનાને સોંપી દેવામાં પોતાની પ્રતિષ્ઠા જોશે...... આવી યુગાનુકૂળ અવનવી યોજના જેમને સૂઝી તેમની એ સૂઝ અને વ્યવહાર કૌશલ્ય અનેક ભાષાક્ષેત્રોમાં ફેલાવાનું છે.... ગુજરાતી ભાષા, ભારતની મહત્ત્વની ૧૫-૨૦ ભાષાઓમાંની એક પ્રમુખ ભાષા છે. એની આ પ્રવૃત્તિ જોઈ હિંદી, બંગાળી, તામિલ આદિ અનેક ભાષાઓ આનું અનુકરણ કરશે. ખરેખર એક વિશાળ યુગપ્રવૃત્તિનો આ પ્રારંભ છે... છેવટે, મારાથી રહેવાતું નથી તેથી કહું છું કે આ આખી પ્રવૃત્તિમાં ઉત્સાહ ધરાવનાર સ્ત્રી સેવિકાઓને આપણે અત્યારથી જ સંગ્રહિત કરવી જોઈએ. સ્ત્રીશક્તિનો પૂરતો ઉપયોગ હજી આપણે કર્યો જ નથી."

એક લાખ નકલ માટે ગ્રાહકો નોંધાવવાની ટહેલ ઊભી છે ત્યારે "આપણો સાહિત્ય વારસો"નાં પ્રથમ પાંચ પુસ્તકો હાથમાં લઈ ઘેરઘેર, લત્તેલત્તે, પોળમાં અને મહોલ્લામાં ફરનારને નિરાશ થવાનું કોઈ કારણ રહેશે નહિ. શુભ પ્રવૃત્તિનો-કાર્યનો અંત હોતો નથી.

## ઊંચા આભ ને ઊંચા મિનારા

રહેણાક મકાનોની તંગી નિવારવાના એક ઉપાય તરીકે બહુમાળી મકાનો બાંધવા ઇષ્ટ છે કે કેમ તે વિષેનો એક સેમિનાર દિલ્હીમા તાજેતરમાં મળી ગયો મુબઈ, કલકત્તા, દિલ્હી અને મદ્રાસ જેવા ગીચ વસ્તી ધરાવતા, તેમજ તેવા અન્ય શહેરો ને માટે બહુમાળી મકાનો વિચારાય છે. કેમકે અહીં વધુ જમીન મળવી મુશ્કેલ છે ત્રણ દિવસના આ સેમિનારમા એકમતિ, બહુમતિ આ પ્રશ્ને સાધી શકાઈ નહીં વિચારોના મતભેદો ખૂબ જ રહ્યા બાંધકામના નિષ્ણાતો પણ એક મત ઉપર આવી શકયા નહી ભારત જેવા દેશને અમેરિકાની નકલ પોસાય? આપણા અને ત્યાના હવામાનમા કેટલો બધો ફરક છે? ઉષ્ણ કટિબંધ વાળા દેશમા બહુમાળી મકાનો અનિષ્ટ અને ત્રાસદાયી નહી નીવડે? વીજળી, પાણી હલનચલનનો વ્યવહાર આ મકાનોમા નિર્બંધ મળવા જોઈએ નહીતર આવા એક જ મકાનમા વસતા અસખ્ય માનવીઓ પગુ બની જાય આપણે ત્યા વીજળીના પ્રવાહમા અવારનવાર ખોટકો આવે છે વળી વીજળીના વપરાશ ઉપર કાપ પણ મુકવાના પ્રસગો પ્રતિ વર્ષ બનતા હોય છે જરૂરી વીજળી પૂરવઠો બહુમાળી મકાનનુ આવશ્યક અગ છે વાસ્તવમાં તો ભારતમા ગામડાઓને મુકાબલે શહેરો અલ્પ સખ્ય છે અને જે શહેરો ખૂબ ગીચ બની ચૂકયા છે ત્યાની વસ્તીનું અન્યત્ર સ્થળાતર કરવા માટે વિકલ્પો તેમજ અવકાશ છે જ. શહેરને ફરતા ઉપનગરો વસાવી શકાય દિલ્હી માટે આવી યોજના વિચારાઈ રહી છે હમણા હમણા આ પ્રશ્ને ઠીક ઠીક ચર્ચાઓ ચાલી રહી છે અને દિલ્હીના સેમિનારે એક શરૂઆત કરી છે જે હવે વધુ વિસ્તૃત અને વ્યાપક ધોરણે ચાલુ જ રહેશે. પશ્ચિમના દેશોમાં પણ આ વિષયે ખૂબ ધ્યાન ખેંચ્યુ છે વાસ્તવમા આ પ્રશ્ને માત્ર બાધકામ નિષ્ણાતો કે એન્જિનિયરોના મતવ્યો કામ નહી આવે. સામાજીક કાર્યકરો, તબીબો, માનસશાસ્ત્રીઓ તેમજ વાતાવરણના નિષ્ણાતો એમ સહુ કોઈના મતવ્યોની આપ લે થવી જરૂરી છે. મુબઈના માળામા ઉછરતા બાળકો, જેમને સૂર્યોદય સૂર્યાસ્તનુ દૃશ્ય માત્ર સહેલગાહે જાય ત્યારે જ જોવા મળે અને રમતગમત માટે જેમને પૂરતુ મેદાન મળતુ નથી તેમજ ઘરના અન્ય સ્વજનો જેમને ઓરડાના ચોકઠામા પૂરાઈ રહેવુ પડે છે—આ બધાનો વિકાસ કઈ ત્રુટિઓ બતાવે છે તે માનસશાસ્ત્રીઓ કહી શકે. અથવા ગામડામા તેમજ મુકત નગરોમા ખુલ્લા વાતાવરણમા અને એક જ છાપરાવાળા મકાનમા જેઓ નાનાથી મોટા થાય છે તેમનો વિકાસ, અગાઉ વર્ણવેલ માનસથી કઈ રીતે ભિન્ન પડે છે—તે ઊંડા અભ્યાસનો વિષય બની રહે છે જે સૂક્ષ્મ દૃષ્ટિથી જ પામી શકાય— સ્થૂળ દૃષ્ટિ નહીં. સરખામણી જ કરવી હોય તો મુબઈ અને અમદાવાદને નજર સમક્ષ રાખીએ. ચોપાટીથી મરીન ડ્રાઈવ જતા, એક સરખા ઊંચા મકાનોની હાર જાણે રમકડાના ચોસલા ગોઠવ્યા હોય તેવી લાગે છે જયારે એલિસબ્રિજ વિસ્તારમા ઉદ્યાનો મધ્યે પૃથક્ પૃથક્ આવાસો વચ્ચે મહાલતાં નગરો કર્ણાવતી અલકાપુરી બની ગઈ હોય તેવુ લાગે છે! માનવજતુઓથી ખદબદતું બહુમાળી મકાન કોઈ આકર્ષણ જમાવતુ નથી ત્યારે સેવાગ્રામની સીધી સાદી ઝૂંપડી માનવીની ગરિમા યુગો સુધી ગાઈ શકે છે

## આરબોનો વિકલ્પ

યહૂદી—આરબ સઘર્ષ, ઓલિમ્પિકના કરુણ બનાવ પછી છૂપી રીતે વિસ્તરતો રહ્યો છે, અને દુનિયાના કોઈ પણ ભાગમા તે અજ્ઞાત રીતે કામ કરી રહ્યો છે તાજેતરમા કેટલાક બનાવો જુદાજુદા દેશોમા બન્યા છે સ્પેઈનના માડ્રીડ શહેરમા ૩૭ વર્ષના યહૂદી વેપારીનું અચાનક બદૂકની ગોળીથી ખૂન થયુ હુસેન બશીર નામના ૩૩ વર્ષના આરબ વેપારીનું સાઈપ્રસની હોટેલમા ટાઈમ બોમ્બથી અવસાન થયુ. ઈટાલીમા રોમ ખતે યહૂદીનુ તેમજ લડન ખાતેની એલચી કચેરીમા ઈઝરાઈલના ખેતી સલાહકારનું પત્રમા આવેલા બોમ્બથી ખૂન થયુ. આ બધા છૂટાછવાયા બનાવો એક હકીકત સ્પષ્ટ કરે છે કે સીધા અથડામણ માટે બન્ને પક્ષમાંથી કોઈ તૈયાર નથી અને તેથી દુનિયામા અન્યત્ર

એકબીજાના છૂપા એજન્ટોને શોધી શોધીને તેમના છૂપી હત્યા કરવામાં બન્ને પક્ષો સંડોવાયા છે. આરબોએ એક વાત સમજી લેવી જોઈએ કે યહૂદીઓને નિર્વંશ કરવામાં હિટલરને પણ સફળતા મળી ન હતી. ઈઝરાઈલનું અસ્તિત્વ કુદરતના પેલા જાણીતા સિદ્ધાંત ઉપર અવલંબે છે survival of the fittest. જો યુદ્ધ અને શસ્ત્રો કામિયાબ નીવડી શક્યાં હોત તો વિયેટનામમાં અમેરિકા વિજયી બન્યું હોત અને ઉત્તર વિયેટનામને હંફાવી શક્યું હોત. આ એક જ દાખલો આરબો માટે બસ થઈ પડશે. બીજી રીતે જોઈએ યહૂદીઓ આરબ રાષ્ટ્રોની મહેચ્છા વચ્ચે ક્યાંય આવતા નથી– રાષ્ટ્ર તરીકે ઈઝરાઈલ આરબ રાજ્યો સાથે સુમેળભર્યા સંબંધો સ્થાપવા દ્વિપક્ષી ધોરણે આતુર છે. ત્રીજા પક્ષની લવાદી ઈઝરાઈલને સ્વીકાર્ય નથી. છેલ્લા યુદ્ધના પરાજય પછી આરબોનું સ્વમાન હણાયું હોય તો કેવળ યુદ્ધથી જ તે વાતનો ફેંસલો થઈ શકે નહીં– અન્ય વિકલ્પો અજમાવવા જોઈએ.

## કોલસાની દલાલી

કાળા હાથ કરવા માટે જ કોલસાની દલાલીનું નિર્માણ થયું છે છતાં સરકારે તો જાણીબૂઝીને તેમાં ઝુકાવી દીધું છે, અને વધુ ૪૬૦ જેટલી ખાણોનું રાષ્ટ્રીયકરણ કર્યું છે. ગયે વર્ષે કોકીંગ કોલ પછી આ વર્ષે નોન કોકીંગ–કોલ કોલસાનો વારો આવ્યો છે કેમકે અગાઉનું પગલું અધૂરું રહી જતું હતું. આ કોલસાનું ઉત્પાદન સંતોષકારક ન થવાથી આ પગલું ભરવામાં આવ્યું છે. પોલાદ અને કોલસાને સીધો સંબંધ છે. અને કોલસાના ઉત્પાદન માટે ખાનગી ક્ષેત્ર ઉપર આધાર રાખવાનું રાષ્ટ્રને હવે પોસાય તેમ નથી. જો કે ખાણના માલિકોએ રહી રહીને એવી જાહેરાત કરી હતી કે વધુ ૮૦ કરોડ રૂપિયાનું રોકાણ કરીને આવતા પાંચ વર્ષના અંતે ઉત્પાદન ૩૭૦ લાખ ટનમાંથી વધારીને ૬૮૦ લાખ ટન સુધી પહોંચાડવું. પરંતુ વધુ એક અબજ રૂપિયાના રોકાણની ખાનગી ક્ષેત્રની હેસિયત વિશે સરકારને શંકા રહે તે સ્વાભાવિક છે, અને તેથી જ પંચવર્ષીય યોજનામાં તેને આમેજ કરવા માટે રાષ્ટ્રીયકરણ એક જ રસ્તો બાકી રહ્યો હતો અને ડી. પી. ધર સાહેબને પણ તેની ખાત્રી થયા બાદ તે અપનાવવામાં આવ્યો છે. ખાણોના માલિક સામે બીજી પણ કેટલીક ફરિયાદો હતી. અને કામદારોને અપાતા વેતન બાબત અસંતોષ વ્યક્ત કરાયો હતો. એટલું જ નહીં કોલસાના ઉત્પાદન તેમજ સંશોધન માટે વૈજ્ઞાનિક વિકલ્પો અમલમાં મુકાતા ન હતા. કામદારોના વેતનને લાગે વળગે છે ત્યાં સુધી કેન્દ્ર સરકારને બોનસની બાબતમાં કડવો અનુભવ થઈ ચૂક્યો છે. ખાનગી ક્ષેત્રમાં બોનસની તરફદારી કરવા જતા ખાડીલકર સાહેબના ગળામાં જે દોરડું આવી પડ્યું છે અને તાર, ટપાલ રેલવે, ડિફેન્સ તેમજ રાજ્યોના કર્મચારીઓને બોનસ આપવાનું કામ કેટલું કપરું છે તેનો ખ્યાલ આડું વેતરાઈ ગયા પછી જ આવ્યો. તો પછી કોલસાની ખાણોના કામદારોના વેતન બાબતમાં આવું કાંઈ ન બને તેની તકેદારી કુમારમંગલમના મોટાભાઈ જેઓ કોલસાના રાષ્ટ્રીય નિગમના વડા છે તેમણે રાખવી પડશે. વળી તેમણે એ પણ દુનિયાને બતાવી આપવું પડશે કે કોલસાની દલાલીમાં હાથ ચોકખાચટ રહી શકે છે.

## અછતમાં ચરખો

ખાદી ગ્રામોદ્યોગ બોર્ડને અછતના વર્ષે પડકાર ફેંક્યો છે તે તેણે હિંમતથી ઝીલી લીધો છે. જે લોકો અછતના કામની મજૂરી કરી શકતા નથી એવા વર્ગને રોજગારી આપવા ચરખાને આગળ ધર્યો છે. કાંતનારાઓને નાણાકિય સહાય આપવાનું સરકારની વિચારણા હેઠળ છે. એક ત્રાકવાળા ચરખામાં આંટી દીઠ ૧૫ પૈસા, અને બે ત્રાકવાળામાં ૯ પૈસા આપવાની યોજના છે. એટલું જ નહીં ચરખો ખરીદનારને ૫૦ ટકાની રાહત સરકાર આપશે. રાજ્યભરમાં ખાદી બોર્ડ તરફથી અછત પ્રદેશોમાં ૨૫૦ કેન્દ્રો શરૂ થયાં છે અને ત્યાં ધમધોકાર કામગીરી શરૂ થઈ ગયામાં છે. પંચાવન હજાર લોકોને રોજી મળી રહી છે. એકત્રાકવાળા ૩૨ હજાર, બે ત્રાકવાળા ૧૫ હજાર અને સાડાસાત હજાર અંબર

ચરખાનો ઉપયોગ થઈ રહ્યો છે રોજનું વળતર દેઢથી અઢી રૂપિયા મળી રહે છે આ આખી યોજના મા સરકારને ઉપથી ૮૦ લાખ રૂપિયાનું ખર્ચ થશે કાંતનાર વર્ગમા સતત વધારો થઈ રહ્યો છે અને એવી ધારણા છે કે ૮થી ૯ હજાર કુટુંબોને ચરખની મદદથી તેમની આવક વધારવાની તક મળી રહેશે

## ઝામ્બિઆનુ સ્વમાન

રહોડેશિયાની ગોરી સરકારે ઝામ્બિઆની સરહદો બંધ કરી છે કેમકે ત્યાંના ગેરીલાઓ ગોરા વિરુદ્ધ કાળાની ચળવળ ચલાવી રહ્યા છે સરહદ બંધ કરવાનો હેતુ અનિષ્ટ તત્ત્વોની અવરજવર બંધ કરવાનો છે ઝામ્બિઆની જીવાદોરી અને માર્ગ વ્યવહાર રહોડેશિયા ઉપર અવલંબે છે નેપાળ જેવી તેની ભૌગોલિક સ્થિતિ છે ચારે તરફ બીજા સ્વતંત્ર રાજ્યોથી તે ઘેરાએલુ છે આ નાનકડુ રાષ્ટ્ર કુદરતી સંપત્તિ બાબતમા બહુ જ સમૃદ્ધ છે મુખ્યત્વે તાંબુ નિકાસ કરીને તેનુ અર્થતંત્ર પગભર થાય છે ઝામ્બિયાના પ્રમુખ કેન્નેથ કોન્ડાએ ગોરી સરકારના પગલા સામે તે દેશના માર્ગો તથા રેલવે લાઈનોનો ઉપયોગ બંધ કરવા હુકમો આપ્યા છે ગોરી સરકારે આર્થિક નાકાબંધી કરી નથી– માત્ર વ્યક્તિઓની હેરફેર પૂરતી જ સરહદ બંધ કરી હતી પરંતુ આફ્રિકાનો રાષ્ટ્રવાદ હવે આક્રમક થઈ શકે છે તે વાત ઇયાન સ્મિથ સમજી શકયા છે તાંબાની નિકાસ માટે રહોડેશિયન સરકારને માત્ર રેલવેની આવક ગુમાવવાથી આર્થિક રીતે પંગુ થઈ જવુ પડે તેમ છે અત્યારે ચીન બધુ જ ધ્યાન ટાન્ઝાનિયામા નવી રેલવે લાઈન બાંધી આપવા ઉપર કેન્દ્રિત કરે છે આ રેલવેથી આંગોલા, ઝાઈરે, ઝામ્બિયા, ટાન્ઝાનિયા જેવા દેશોને આર્થિક પુનરુત્થાનની તક મળશે અને અત્યારે તાંબાની નિકાસ માટે ઝામ્બિયાએ અન્ય વિકલ્પો શોધી કાઢયા છે તેથી ગોરી સરકાર મૂઝવણમા મુકાઈ ગઈ છે તે હવે તાંબુ આયાત કરતા અમેરિકા જેવા મોટા રાષ્ટ્રોને વિનવણી કરી રહ્યુ છે કે ઝામ્બિઆ ખાતેથી તાંબાની આયાત બંધ કરો. પરંતુ આર્થિક નીતિઓ જુદી જ રીતે ઘડાતી હોય છે અને રહોડેશિયાની હાકલ્ હાંઓ અમેરિકા કાને ધરે પણ નહી

## ખાતર માથે દીવો?

પોલાદનાં રાક્ષસી કારખાનાઓ દેશનાં અસ્તિત્વમાં આવ્યા છે અને આ સંખ્યા વધતી જવાની છે આ બધા જાહેર ક્ષેત્રમાં છે જેનું કાર્ય કૌશલ શંકાથી પર નથી કદાચ આ હેતુથી જ ભારત સરકારે 'સ્ટીલ ઑથોરિટિ ઑફ ઈન્ડિયા લિ નામની તકેદારી રાખનારી સંસ્થા સ્થાપી છે હિંદુસ્તાન સ્ટીલ લિમિટેડ, બોકારો સેન્ટ્રલ એન્જિનિયરીંગ ડિઝાઈન બ્યૂરો, રાષ્ટ્રીય ખનીજ નિગમ, મેંગેનિઝ ઓર લિમિટેડ, ભારત કોકીંગ કોલ લિમિ. જેવી સદ્ધર અને જંગી કંપનીઓ ઉપર આ નવી કંપની સીધી દેખરેખ રાખશે અને તેમના કામકાજનું નિયંત્રણ કરશે 'SAIL' સંસ્થાના સર્વોચ્ચ વડા તરીકે શ્રી વદુદખાન નિમાયા છે જેઓ તાતાની કંપનીમા ડાયરેક્ટર પદે રહી ચૂકયા છે શ્રી મોહન કુમાર મંગલમે જાહેર કર્યું છે કે જાહેર ક્ષેત્રની સંસ્થાઓમા ઉચ્ચ પદે થનારી નિમણૂકોમાં સરકાર હસ્તક્ષેપ કરશે નહી અને તે ક્ષેત્રમા નિપુણતા ધરાવનારને જ પસંદગી મળી રહે તેવી સરળતા રાખવામા આવશે. વળી ૧૦ કરોડ રૂપિયા સુધી રોકાણ કરવા માટે આ નિગમને સ્વતંત્રતા રહેશે અને તેમાં કેન્દ્રના નાણા ખાતાનો હસ્તક્ષેપ બિલકુલ રહેશે નહિ આ એક નવતર પ્રયોગ બની રહેશે પોલાદના આ નવા નિગમમા પંદર ડાયરેક્ટરો હશે જેમાથી ચાર દિલ્હી ખાતે રહેશે ઉપર વર્ણવેલી બધી કંપનીઓમાં ઉચ્ચ પદે બિરાજતા મહાનુભાવોની ફેરબદલી કરવાની સત્તા આ ડાયરેક્ટરોને આપવામા આવશે. સવાલ એ છે કે આ જંગી કારખાનાઓના ડાયરેક્ટરોને પણ નીતિ વિષયક સ્વતંત્રતા જોઈશે જ એટલે SAIL'નું ગાડુ કેમ ચાલે છે તે સમય આવ્યે ખબર પડશે

*

# સાચું મોતી

દેવેન્દ્રકુમાર પંડિત

લાલ ને લીલા નીલા ને જાંબલી સફેદ ને પીળા આમ વિવિધ જાતના ચમકદાર સાચા મોતીઓના ઢગલાઓ ભણી રામ એકીટશે જોઈ રહ્યો એ રીતે જોઈ રહ્યો કે શેઠે પાણી પીવા માગ્યું એની પણ શરત ન રહી

'એય છોકરા પાણી તો લાવ પછી જોજે

'હાજી લાવું છું, ભૂલી ગયો

કહી રામ પાછો ગયો ને સ્વચ્છ પાણીનો લોટો શેઠને આપ્યો પાણી પી શેઠ ખુશી થયા ને બોલ્યા

'કેમ રામ મોતી બહુ ગમ્યા?'

હાજી ગમ્યા તો ખરા પણ લેવાનું કે પહેરવાનું મારું ગજું ક્યાં હતું?'

'એ મોતી પહેરાય એવો હું રસ્તો બતાવું જો તારાથી બને તો'

'બતાવો તો આભાર માનીશ' રામ બોલ્યો

'જો તું ઝાઝું ભણે ગણે તો નોકરી મળે ને નોકરી મળે તો ધન મળે એ ધનના મોતી ખરીદી પહેરાય જો આપણા પેશ્વાના કાનમાં, ગળામાં, ડોકમાં કેવા સાચા મોતીના હાર, ગજરા ને કડિયો લટકે છે!

'આપની વાત સાચી છે વિદ્યા છે ત્યાં મોતી છે'

રામશાસ્ત્રી નામે ભારત વિદિત એ બાળક અને નોકર રામ હતાશ થયો એની પાસે ઘૂંજામાં એક દોકડોય ન હતો તો એ ભણવાનું ખર્ચ ક્યાંથી કાઢે? ને ન ભણે તો મોતીના ગજરા પહેરવાની એષણા કેમ પૂરી થાય?

દિન પ્રતિદિન આ આકાંક્ષા વેગવાન બનવા લાગી એક દિવસ તો એ એટલી પ્રબળ બની કે એણે પોતે જ્યાં નોકરી કરતો હતો તે શેઠને કહ્યું

'મને કાશી ભણવા જવા પ્રબંધ કરી આપશો?'

'ભણી શકીશ?'

'હા ભણીશ દિલ દઈ ભણી આ દરિદ્રતા મટાડીશ ને તમને આશીર્વાદ દઈશ'

'ઠીક ત્યારે બધું ખર્ચ હું આપીશ'

શેઠે એની દેશમાં પથરાયેલ પેઢીઓના ટપાલ વાળા જોડે રામને કાશીએ મોકલ્યો સતારાથી ઘણે દિવસે એ કાશી પહોંચ્યો

મેઘધનુષ્ય જેવા સોહામણા રંગોના મોતીના ગજરા પહેરવાની તીવ્ર આતુરતાવાળો એ રામ નામનો મહારાષ્ટ્રના કલ્યાણ જીલ્લાની માહુલી નામના ગામનો આ બ્રાહ્મણનો છોકરો કાશી આવ્યો

વલ્લભ ભટ્ટ એ વેળા કાશીમાં મોટી પાઠશાળા ચલાવતા હજારો વિદ્યાર્થીઓ ત્યાં રહીને જ વિદ્યાધ્યયન કરતા, જયપુરના મહારાજા સવાઈ જયસિંહ આ પાઠશાળાનું ભોજન ખર્ચ આપતા

સોળ વર્ષનો રામ વલ્લભ ભટ્ટ પાસે બે હાથ જોડી સળગળો બની ઊભો રહ્યો

'કેમ આવ્યા?' વલ્લભ ભટ્ટે પૂછ્યું

'વિદ્યાધ્યયન સારુ રામે ધીરા સાદે જવાબ વાળ્યો

'શું ભણ્યા છો?'

'કાંઈ જ નહિ!'

'કાંઈ જ નહિ?' રામના શબ્દ દોહરાવી ગુરુ બોલ્યા ને એ જ પળે બધા વિદ્યાર્થીઓ ખડખડાટ હસી પડ્યા ને બોલી ઊઠ્યા, 'લો ભાઈ કાશીએ ભણવા આવ્યા છે ને કંઈય જાણતો તો નથી!'

આ ઉપહાસ પરત્વે મૌન ને શાંત રહેનાર રામની વિદ્યાધ્યયનની આતુરતા ગુરુ પારખી ગયા ને બોલ્યા.

'સારુ રહો, ને ભણવા લાગો.'

રામ ત્યાં રહ્યો, વિદ્યા ગ્રહણ કરવાની ઉત્કં-ઠાએ તેમજ સત્યપરાયણ હોને એ ઝડપથી વિદ્યા ગ્રહણ કરવા લાગ્યો જોતજોતામાં તો એ બધા વિદ્યાર્થીઓમાં વિદ્યામા, નિયમપાલનમા, ધર્મમા, સત્યમા, દુ:ખ વેઠવામા ઘણો આગળ નીકળી ગયો એટલો આગળ નીકળી ગયો કે કાશીએ આવનારા વિદ્વાનો, રાજવીઓ અને આચાર્યો પાસે રામના વખાણ થવા માડયા

ઘણા વર્ષ પછી એ કાશીથી ભણી પછી જ્યારે એ છૂટા થયા ત્યારે અર્ધા ભારતના અધિશ્વર પેશ્વા બાલાજી બાજીરાવે એમને પોતાની સર્વોચ્ચ ન્યાયાલયના મૂખ્ય ન્યાયધીશ અને ધર્માધિકારી આમ બે હોદ્દા આપ્યા પણ ત્યારે એ એટલા જ્ઞાની થયા હતા કે મોતીના હાર પહેરવાની ઈચ્છા મરી ગઈ હતી

આ પેશ્વા સરકાર શ્રાવણ મહિનામા રાજ્ય ભરના ને દેશભરના વિદ્વાનોની પરિષદ યોજતા ને એ ધર્મસભામા જ્ઞાન ચર્ચા વિચારણા કરાતી એ પછી આવેલા ગુણીજનોની યોગ્યતા પ્રમણે પારિતોષિક અપાતા. આ પારિતોષક રામશાસ્ત્રી નકકી કરીને આપતા

એક વરસે આવી ધર્મસભા યોજાઈ. હિંદુ ધર્મ પર આલોચના થઈ પછી સભા વિખરાઈ ને બધા પોતપોતાને ત્યાં જવા નીકળ્યા તે અગાઉ પારિતોષક આપવાનો વિધિ રામશાસ્ત્રીના અધ્યક્ષપણા હેઠળ શરૂ થયો.

એક પછી એક સૌને રામશાસ્ત્રીના સૂચન પ્રમણે પેશ્વાએ પારિતોષક આપવા માડયા.

દર વર્ષે પેશ્વા આ રીતે વિદ્વાનોને પાચ લાખ રૂપિયા દાનમા આપતા એક વિદ્વાન દોઢ વીસ રૂપિયાથી સો રૂપિયા પર્યંત પારિતોષક અપાતા જે અત્યારના અઢીસો અને બારસો રૂપિયા પ્રમાણે થાય.

આ રીતે દક્ષિણા વહેચાય છે. પેશ્વા રામશાસ્ત્રીની સૂચના અનુસાર વિદ્વાનોને દક્ષિણા આપી વદના કરે છે ત્યાં રામશાસ્ત્રીના સગા મોટાભાઈનો વારો આવ્યો ને તેઓ દક્ષિણા લેવા સામે આવી ઊભા.

પેશ્વાએ રામશાસ્ત્રીના સામે જોયું. રામશાસ્ત્રીએ માત્ર બે રૂપિય. જ કોથળીમાથી કાઢી પોતાના મોટાભાઈને આપવા પેશ્વાના હાથમાં મૂકયા.

પેશ્વાએ એક પળ આટલી સાવ મામુલી રકમ અને તે પણ પોતાના સગા મોટાભાઈ માટે કાઢી આપવા માટે ખચકાયા. રામશાસ્ત્રી ભણી સૂચક નજરે જોયુ ચતુર રામશાસ્ત્રી પેશ્વાનો મનોભાવ જાણી ગયા ને બોલ્યા.

'એ રકમ મે બરાબર સમજીને આપી છે. આપ આપી દો '

'પણ આટલી જ રકમ?'

'હા, મારા મોટાભાઈ સાવ અભણ છે એમને એટલી રકમ જ બસ છે.'

'હુ મારી ઈચ્છાથી વધુ આપવા ચાહુ' તો?'

'તો નિયમ ભગ થયો ગણાય. હુ ધર્મ સભાનો વડો છુ નિયમભગનો સ્વેચ્છાચાર થશે તો હું રાજીનામુ આપી દઈશ'

આ ફુરતા જોઈ પેશ્વાએ તેના મોટાભાઇના હાથમાં માત્ર બે જ રૂપિયા આપ્યા. ને એ લઈ તેઓ ચાલતા થયા

આજ રામશાસ્ત્રીએ પેશ્વાઈ આપખૂદી સામે, સગા ભત્રીજાનું ખૂન કરવાના અપરાધ માટે ન્યાયાસન પાસે ખડા થવાનું રાઘોબાએ અમાન્ય કરતા રામશાસ્ત્રી પુના છોડી ચાલ્યા ગયા હતા. નોકરી કરતા એમને ન્યાય વહાલો હતો

ભારત આવી વિભૂતિઓથી જ શોભાતો રહ્યો છે

# ક્ષમાનો આદર્શ

અનુ૦ સુંદરમ્            શ્રી અરવિંદ

ચંદ્ર ધીરેધીરે વાદળોના પડદા પાછળ ગતિ કરી રહ્યો હતો નીચે નદી કલકલ અવાજ કરતી પવનના સૂરમા પોતાનો સૂર મેળવતી નાચતીનાચતી વહેતી હતી પૃથ્વીનું સૌંદર્ય અર્ધા અંધકારમા અને અર્ધા ચંદ્રપ્રકાશમા ઓર ખીલી નીકળતું હતુ ચારે બાજુ ઋષિઓના આશ્રમ હતા પ્રત્યેક આશ્રમની શોભા નંદનવનની શોભાને પણ ટપી જાય તેવી હતી દરેક ઋષિની કુટિર આસપાસના તરુ, પુષ્પો, અને લતાઓ સૌંદર્યથી લચી પડતા હતા આવી એક જ્યોત્સ્નાથી છલકાતી રાત્રે બ્રહ્મર્ષિ વશિષ્ઠ પોતાની પત્ની અરુન્ધતીને કહેતા હતા દેવી, ઋષિ વિશ્વામિત્રને ત્યાથી થોડુંક મીઠું લઈ આવો ને !

આ સાભળતા વેતજ અરુન્ધતીને આશ્ચર્ય થયું અને તેમણે પ્રશ્ન કર્યો, 'પ્રભુ, આપ આ કેવી આજ્ઞા કરો છો ? મને એ સમજાતુ નથી જેણે આપણા સો પુત્રનો વધ કર્યો છે '

અને એ શબ્દો બોલતાબોલતા અરુન્ધતીનો કંઠ ગદ્ગદિત થઈ ગયો ભૂતકાળ બધો પાછો સ્મરણપટ પર તાજો થઈ આવ્યો અપૂર્વ શાતિના ધામ જેવુ એ હૃદય વ્યથાથી ઉભરાવવા લાગ્યુ તે બોલવા લાગ્યા, 'આવી સુંદર કૌમુદી-વાળી રાત્રે મારા પુત્રો વેદગાન કરતાકરતા ફરતા હતા એ સો એ સો વેદજ્ઞ હતા, બ્રહ્મનિષ્ઠ હતા, મારા એ સર્વ પુત્રોને એણે મારી નાખ્યા છે તેના આશ્રમમાથી મીઠું માગી લાવવાનું આપ કહો છો ? મને કંઈ સમજાતુ નથી '

ઋષિનું મુખ ધીરેધીરે પ્રકાશથી છલકાવા લાગ્યુ, એ સાગર જેવા હૃદયમાથી ધીરેધીરે શબ્દો નીકળવા લાગ્યા 'દેવી, એમના ઉપર મને ખાસ પ્રેમ છે' અરુન્ધતીનું આશ્ચર્ય ખૂબ વધી ગયુ તેમણે કહ્યુ "એમની ઉપર તો આપને જો પ્રેમ છે તો પછી એમને આપ 'બ્રહ્મર્ષિ'ના નામે સંબોધન કેમ નથી કરતા ? એમને 'બ્રહ્મર્ષિ' કહી દીધા હોત તો આ બધી જંજાળ મટી જાત અને મારે મારા સો પુત્રો પણ ગુમાવવા ન પડત '

ઋષિના મુખ ઉપર એક અપૂર્વ કાંતિ પ્રગટી આવી તે બોલ્યા, 'તેમના ઉપર મને પ્રેમ છે માટે જ હુ એમને બ્રહ્મર્ષિ કહેતો નથી હુ એમને બ્રહ્મર્ષિ નહિ કહુ એમાથી જ તેઓ બ્રહ્મર્ષિ થઈ શકવાની આશા રહે છે '

આજે વિશ્વામિત્ર ક્રોધથી જ્ઞાનશૂન્ય બની ગયા હતા આજે તેઓ તપસ્યામા મન પરોવી શકતા ન હતા. તેમણે સંકલ્પ કર્યો હતો કે આજે જો વશિષ્ઠ મને બ્રહ્મર્ષિ નહિ કહે તો તેમનો પ્રાણ લઈશ અને એ સંકલ્પને પાર પાડવા તે હાથમા તલવાર લઈ પોતાની કુટિરમાથી બહાર નીકળી પડયા અને ધીરેધીરે વશિષ્ઠની કુટિરની પાસે આવીને ઊભા રહી ગયા. ત્યા ઊભા ઊભા તેમણે વશિષ્ઠની બધી વાતો સાભળી હાથમા જોરથી પકડેલી તલવાર ઢીલી થઈ ગઈ તે વિચારવા લાગ્યા, મે આ શુ કર્યું ? તદ્દન અજ્ઞાનમા રહીને મે કેવો મોટો અન્યાય કર્યો છે, કેવા નિર્વિકાર હૃદયના ઋષિને વ્યથા પહોચાડવાનો પ્રયત્ન મે કર્યો છે !' તેમના હૃદયમા જાણે સો સો વીછીના ડંખની વેદના થવા લાગી હૃદય અનુતાપથી બળવા લાગ્યુ એકદમ દોડીને તે વશિષ્ઠના પગમા ઢળી પડયા. થોડી ક્ષણ તો તે કશુ બોલી જ ન શકયા એકાદ ક્ષણ પછી તે બોલ્યા, 'ક્ષમા કરો પણ મારામા ક્ષમા યાચવાની પણ યોગ્યતા નથી રહી' વિશ્વામિત્રનું ગર્વિલુ હૃદય બીજુ કાંઈ બોલી શકયુ નહિ

પણ વશિષ્ઠ શુ બોલ્યા ? વશિષ્ઠે બેય હાથ વડે તેમને પકડી લીધા અને કહ્યુ, "ઉઠો, બ્રહ્મર્ષિ, ઊઠો '

વિશ્વામિત્ર બમણા શરમાઈ ગયા અને

બોલ્યા, 'પ્રભુ મને આમ શરમમાં કેમ નાખો છો?'

વશિષ્ઠે જવાબ આપ્યો, 'હું કદી મિથ્યા બોલતો નથી. આજે તમે બ્રહ્મર્ષિ થયા છો, આજે તમે અભિમાનનો ત્યાગ કર્યો છે. આજે તમે બ્રહ્મર્ષિ-પદ પ્રાપ્ત કર્યું છે.'

વિશ્વામિત્રે કહ્યું, 'આપ મને બ્રહ્મજ્ઞાન આપો.' વશિષ્ઠે જવાબ દીધો. 'આપ શેષની પાસે જાઓ. તે જ તમને બ્રહ્મજ્ઞાન આપશે.'

વિશ્વામિત્ર શેષની પાસે પહોંચ્યા. શેષ માથા પર પૃથ્વી ધારણ કરીને બેઠા હતા. વિશ્વામિત્રે બધી વાત કહી સંભળાવી. શેષ બોલ્યા, 'તમે જો આ પૃથ્વી તમારા મસ્તક પર ધારણ કરી શકો તો હું તમને બ્રહ્મજ્ઞાન આપી શકીશ.'

તપોબળના ગર્વથી ભરેલા વિશ્વામિત્રે કહ્યું, 'આ પૃથ્વીને માથેથી ઉતારી નાખો. હું મારે માથે લઈ લઉં છું.' શેષે કહ્યું, 'હા લઈ લો. આ હું ઉતારી નાખું છું.'

શેષે પૃથ્વીને માથા પરથી ઉતારી તેવી જ તે આકાશમાં ચક્કર લેતી લેતી ગબડવા લાગી.

વિશ્વામિત્રે મોટા અવાજે કહ્યું. 'હું મારા સમસ્ત તપનું ફળ અર્પણ કરું છું. પૃથ્વી સ્થિર થઈ જા–'

પણ પૃથ્વી સ્થિર ન થઈ. શેષે મોટો સાદ કરીને કહ્યું, 'વિશ્વામિત્ર, પૃથ્વીને ધારણ કરી શકાય એટલું તપ તમે કર્યું લાગતું નથી. કોઈ દિવસ કોઈ સાધુપુરુષનો સંગ કર્યો છે? કર્યો હોય તો તેનું ફળ અર્પણ કરો.'

વિશ્વામિત્રે કહ્યું, 'એકાદ ક્ષણ જેટલો વશિષ્ઠનો સંગ કર્યો છે.'

શેષે કહ્યું, 'તો એનું જ ફળ અર્પણ કરો!'

વિશ્વામિત્ર બોલ્યા, 'હું એ ફળ અર્પણ કરું છું.'

અને ધીરેધીરે પૃથ્વી સ્થિર બની. પછી વિશ્વામિત્ર બોલ્યા, 'હવે મને બ્રહ્મજ્ઞાન આપો.'

શેષે કહ્યું, 'મુર્ખ વિશ્વામિત્ર, જેની સાથેના એક ક્ષણ જેટલા સત્સંગના ફળ રૂપે પૃથ્વી સ્થિર થઈ ગઈ, તેને મૂકીને તું મારી પાસેથી બ્રહ્મજ્ઞાન લેવા ઈચ્છે છે?'

વિશ્વામિત્ર ક્રોધે ભરાયા. વિચારવા લાગ્યા કે આ તો વશિષ્ઠે મને છેતર્યો. ઝડપથી તેઓ વશિષ્ઠ પાસે જઈ પહોંચ્યા અને કહેવા લાગ્યા, 'આપ મને શા માટે છેતર્યો?'

વશિષ્ઠે અત્યંત ધીર ગંભીર ભાવે ઉત્તર આપ્યો, 'તે વખતે જો મેં તમને બ્રહ્મજ્ઞાન આપ્યું હોત તો તેમાં તમને વિશ્વાસ બેસત નહિ. હવે તમને શ્રદ્ધા બેસશે.'

અને વિશ્વામિત્રે વશિષ્ઠ પાસેથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું.

ભારત દેશમાં આવા ઋષિઓ હતા, આવા સાધુપુરુષો હતા, ક્ષમાનો આવો આદર્શ હતો, એવું તપોબળ હતું કે જે દ્વારા પૃથ્વીને ધારણ કરી શકાતી હતી. ભારત દેશમાં વળી પાછા એવા જ ઋષિઓ જન્મ લઈ રહ્યા છે. એ ઋષિઓ ભારત દેશને પ્રાચીન કાળ કરતાંયે વધારે ગૌરવ આપશે.



ઘણો મોટો એક વિદ્વાન હતો. સર્વ લોકો એને ચાહતા ને સન્માનતા. કોકે એને પૂછયું:
'ઘણા વખતથી મૂંઝવતો એક પ્રશ્ન પૂછું?'
'જરૂર!'

'આપ આટલા મોટા વિદ્વાન કેવી રીતે થયા?'
ઠંડે કલેજે વિદ્વાને ઉત્તર દીધો: 'હું જે વસ્તુ જાણતો ન હોઉં તે અન્યને પૂછતાં કદી યે મને શરમ કે સંકોચ થયો નથી.'

# ગીતાના કૃષ્ણ

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્

મહાભારતના ભીષ્મ–પર્વમાં આવતી ભગવદ્‌ગીતા સંસ્કૃત સાહિત્યની અત્યંત લોકપ્રિય ધાર્મિક કવિતા છે. કદાચ એને દુનિયાની કોઈ પણ ભાષામાં ન સરજાયું હોય એવું તત્ત્વચિંતનનું અપૂર્વ, સુંદર ગાન કહી શકાય.

ગીતામાં તત્ત્વચિંતન, ધર્મ અને નીતિશાસ્ત્રના સંદેશ અપાયા છે. એ 'શ્રુતિ'માં નહીં, 'સ્મૃતિ'માં સ્થાન પામે છે. ગીતાએ ભારતવાસીઓના મન પર જે પ્રભાવ પાડયો છે એ અનન્ય છે. તેમાં દર્શાવાયેલો મુક્તિનો માર્ગ સરળ છે.

યજ્ઞ દ્વારા પ્રભુ પાસે પહોંચવા સમૃદ્ધિ જોઈએ; જ્ઞાન દ્વારા પ્રભુને પામવા 'સંસ્કાર' જોઈએ: પણ ગીતા તો સૌ કોઈ માટે પ્રભુના ધામનાં દ્વાર ખોલી દે છે—આ છે ભક્તિનાં દ્વાર.

કવિ અહીં પ્રભુના અવતારને જ ગુરુ–રૂપે, ઉદ્‌બોધકરૂપે મૂકી દે છે. એ અર્જુનને એના જીવનની એક અત્યંત નાજુક ક્ષણે ઉદ્‌બોધન કરી રહ્યા છે.

અર્જુન શત્રુઓ જોડે લડવા કૃતનિશ્ચય થઈ મેદાનમાં આવે છે. એને પોતાના ધ્યેયના વાજબીપણામાં શંકા નથી. છતાં એક જુદી મનસ્થિતિમાં એ મુકાઈ જાય છે, અને પોતાની ફરજમાંથી પાછળ હટવા ચાહે છે. તેનો આત્મા મૂંઝાઈ ગયો છે: એનું હૃદય વ્યથાથી વિદીર્ણ થઈ ગયું છે, ચિત્ત ખળભળી ઊઠયું છે: હત્યા કરવી એ જ પાપ હોય તો સ્વજનો અને પૂજનીયોની હત્યા કરવી એ તો કેટલું મોટું પાપ કહેવાય?

અર્જુન દુનિયાના બોજ અને રહસ્યથી અકળાયેલો માણસ છે. એના આત્મામાં હજી પોતાની વાસનાઓની નશ્વરતા અને અને પોતાની સામે રહેલી સૃષ્ટિનું સાચું ઐશ્વર્ય જોઈ શકે એવી દૃષ્ટિ પ્રકટી નથી.

અર્જુનનો નિર્વેદ એ કોઈ હતાશ માનવીની ક્ષણિક ચિત્તાવસ્થા નથી. એના હૃદયમાં શૂન્યત્વની, જડતાની લાગણી એ અનુભવે છે અને સઘળું મિથ્યા છે, એ વિચારવા પ્રેરાય છે. એ તો જરૂર પડે તો પોતાના જીવનનું બલિદાન આપવા પણ તૈયાર છે.

અર્જુનની મૂંઝવણ એ છે કે એને પોતાનું કર્તવ્ય સમજાતું નથી. એક ભયંકર પ્રલોભન એની સામે છે. અને એ તીવ્ર માનસિક વ્યથા અનુભવી રહ્યો છે. એનો પોકાર સરળ છે, છતાં એટલો જ વિરાટ પણ છે. તત્ક્ષણની ઘટનાસૃષ્ટિને પાર જોઈ શકનાર સૌ કોઈ એ વેદનાને સમજી શકે એમ છે.

ગીતાના પ્રથમ અધ્યાયમાં અર્જુન જે નિર્વેદ અનુભવે છે એ આત્માના આરોહણમાં અનિવાર્યપણે આવતું અંધકારરાત્રિનું સોપાન છે. જ્ઞાન અને દર્શનના એ પછીના તબક્કાઓ આગળ આવતા કૃષ્ણાર્જુન સંવાદમાંથી મળી રહે છે.

બીજા અધ્યાયથી તાત્ત્વિક પૃથક્કરણ આરંભાઈ જાય છે. માનવદેહમાં મૂળતત્ત્વ દેહ કે ઇંદ્રિયો નથી પણ અવિનાશી આત્મા છે. અર્જુનનું મન આમ નવા માર્ગ પર મુકાય છે. કુરુક્ષેત્રનું રણક્ષેત્ર આમ આત્માના જીવનનું પ્રતીક બને છે; કૌરવો આત્માના વિકાસમાં અંતરાય રચતા શત્રુઓ છે. અર્જુન પ્રલોભનનો પ્રતિકાર કરી અને વાસનાઓ પર વિજય મેળવી આત્માના સામ્રાજ્યને પુનઃ પ્રાપ્ત કરવા ઝંખે છે. આત્માના વિકાસનો માર્ગ યાતના અને ત્યાગ દ્વારા પસાર થાય છે. અર્જુન તર્કપૂર્ણ દલીલો અને વિશેષ બહાનાંઓ બનાવી આ વિકટ કસોટીને નિવારવા ઇચ્છે છે, કૃષ્ણ પાસે પ્રભુનો અવાજ છે એ અર્જુનને આત્માની વિડંબના ન કરવા ચેતવે છે.

પ્રથમ અધ્યાયમાં આપણને માનવહૃદયના ઊંડાણમાં લઈ જવાય છે તેનો હેતુ–સંઘર્ષ, સ્વ-ધર્મનાં

પરિબળો, અનિષ્ટની પ્રેરણા આ બધું તેમા છે પણ સવાદ આગળ ચાલે છે એમ નાટયાત્મકતા ઓગળતી જાય છે, યુદ્ધભૂમિના પડધા ડૂબી જાય છે આપણી સમક્ષ રહે છે કેવળ નર અને નારાયણ વચ્ચેનો સવાદ

યુદ્ધનો રથ બની જાય છે ધ્યાન-ગુહા રણ ક્ષેત્રના ખૂણામા દુન્યવી કોલાહલ શમી જાય છે અને પરમાત્મન્ વિશેના વિચારો માટે સાનુકૂળ વ તાવરણ રચાય છે

ગુરુ તરીકે છે ભારતના એ સર્વપ્રિય ઈશ્વર- જે એકી સાથે માનવ અને દેવી ગુણો ધરાવે છે। એ સૌદર્ય અને પ્રેમના પ્રભુ છે– એના ભક્તો એના માટે પુષ્પ બિછાવે છે પોતાનું સર્વસ્વ ધરી દે છે કવિ પ્રભુની વાણી કેવી હોઈ શકે એની કલ્પના કેટલા સામર્થ્યથી કરે છે ! કૃષ્ણ બ્રહ્મ છે એવો ઉદ્ગાર જે કવિએ સર્જ્યો છે તેને સમર્થન પણ છે.

વેદાત સૂત્રોમા ઈન્દ્ર પોતે બ્રહ્મ છે એમ કહે છે માનવમાનો આત્મન્ એ સર્વોચ્ચ બ્રહ્મન્ સાથે એકરૂપ છે એના આધારે જ આ કહેવાય છે. એટને ઈન્દ્ર જ્યારે કહે છે કે 'મારી ભક્તિ કરો' ત્યારે એને 'હુ જે બ્રહ્મની ઉપાસના કરુ છુ, એની ઉપાસના કરો' એમ જ કહેવુ છે આવા સિદ્ધાત દ્વારા જ વામદેવે પોતે જ મનુ અને સૂર્ય છે એવુ જે કહ્યુ છે તેની પણ ભૂમિકા મળી આવે છે.

આ ઉપરાત ગીતા શીખવે છે કે વાસના અને ભયથી મુક્ત તથા જ્ઞાનના અગ્નિથી શુદ્ધ થયેલ વ્યક્તિ ઈશ્વરી અવસ્થાને પામે છે.

ગીતાના કૃષ્ણ સીમિતમાના નિસીમ છે માનવીમાના ઈશ્વર છે

*

બ્રિટનના માજી વડા પ્રધાન લોઇડ જ્યોર્જ એક વખત વેનિસનો પ્રવાસ કરી રહ્યા હતા એક દિવસ સાજે તેઓ એક એવી જગ્યાએ જઇ પહોચ્યા કે જ્યા હોટલ જેવુ મુકામ કરવા લાયક કોઇ સ્થળ નહોતુ એક રાત ગાળવાના ઇરાદાથી તેઓ નજીકની એક ભવ્ય ઇમારત પાસે આવી તેના ચોકીદારને કહેવા લાગ્યા

'જુઓ ભાઇ, મારુ નામ લોઇડ જ્યોર્જ છે હુ બ્રિટનનો વડો પ્રધાન છુ અને અહી ફક્ત આજની એક રાત ગાળવા માગુ છુ'

ચોકીદારે એકદમ ગભીરતાથી કહ્યુ 'એમ ! તમે પણ લોઇડ જ્યોર્જ છો ! બહુ સારુ, આરામથી અહી રહો'

લોઇડ જ્યોર્જ ચોકીદારના મોઢા સામુ તાકી રહ્યા અને પછી બોલ્યા 'હુ તમારુ કહેવાનુ બરાબર સમજ્યો નહિ'

ચોકીદારે કહ્યુ 'વાત એમ છે કે અહી પહેલેથી ચાર લોઇડ જ્યોર્જ તો હાજર છે જ અને તે દરેક પોતાને બ્રિટનનો વડો પ્રધાન કહે છે'

પૂછપરછ કરતા ખબર પડી કે લોઇડ જ્યોર્જ જે ઇમારત સામે ઊભા હતા તે એક પાગલખાનુ હતુ કે જ્યા પહેલેથી જ ચાર એવા ગાડા હાજર હતા કે જે પોતાને લોઇડ જ્યોર્જ માનતા હતા

# આને ય ઓળખો

રામપ્રસાદ દવે

પાનાચંદ બધે ય નહિ મળે

'તેં એમાં તારે શું તરું કાંઈ લઈ લીધું છે? લીધું રામશંકરનું ને તું શું વકિલાત કરે છે? કોઈ નાનો મોટાભાઈનું ખરાબ થાય તેમાં કોઈ દિવસ રસ લે?' ગૌરીશંકરે નાનાભાઈ કરુણાશંકરને કહ્યું.

'મોટો મુઓ છે છતાં અક્કલ નથી એટલે કહેવું પડે છે ભાઈ છું એટલે દાઝે છે બાપનું નામ બગાડે છે એટલે તો વિશેષ લાગી આવે છે મારું ખેતર દબાવ્યું હોત તો હું ગળી જાત પણ પણ બિચારા ભગવાનના માણસ રામશંકરનું દબાવ્યું એટલે મનમાં થયું કે બે અક્ષર કહું બાકી તું તારે રસ્તે ને હું મારે રસ્તે '

'રામશંકરે કોણીએ કાંઈ ગોળ ચોટાડ્યો છે? ઈ ભગવાનનું માણસ નથી એને હું ઓળખું મારી હારે ભણતો એક પાટલી પર બેસતા '

'એટલે જ ઘરનાને દબાવ્યો મીરને માર્યો હોત તો મરદ કહેત આ તો ગાય પર ઘા કર્યો '

'તું મને મરદ કહે ન કહે એમાં મારે કેટલા ટકા? તું કેટલો મરદ છે એ મારા ધ્યાનમાં છે હું ગમે તે કરી લાવું પણ કપાતર, તારે તો મારો જ પક્ષ લેવો જોઈએ આ તો રામશંકરના ખોળામાં જઈ બેઠો જા, ચાલ્યો જા હું મરી જાઉં ત્યારે ન્હાવું હોય એટલું ન્હાજે પણ એ પહેલા મારા ઘરમાં દાખલ થતો નહિ'

'છોકરાઓ મારું મોત થાય તો પણ આ તમારા કાકાને આગળું ઢુકવા દેશો નહિ કાળમુખા, જીવતા તો મો દેખાડીશ નહિ પણ ખબરદાર, મર્યા પછીય મને અડકાવ તો '

નાનો કરુણાશંકર મૂંગે મોઢે હાલી નીકળ્યો. કાળ ચોઘડિયે બોલાયેલા ગૌરીશંકરના શબ્દો એના હૃદયમાં કોતરાઈ ગયા ગૌરીશંકરને છોકરાઓ માંડ માંડ ઓરડામાં લઈ ગયા

વર્ષો ચાલવા માંડ્યા રામશંકર અને ગૌરીશંકરનો ઝઘડો તો વચ્ચે પડીને કોઈએ પતવ્યો પણ બે ભાઈઓનો ઝઘડો એમનો એમ રહ્યો તે એટલે સુધી કે રામશંકરને ઘેર લગ્ન હતા તો ય કરુણાશંકરે કહી દીધું 'ગૌરીશંકર આવશે તો હું નહીં આવું ખોટું ન લગાડશો, હું લગ્ન પછી અને પહેલા આવીશ '

કરુણાશંકરે લગ્નમાં તન તોડીને કામ કર્યું પણ ભાઈની હાજરીમાં લગ્નને દિવસે ન આવ્યો તે ન જ આવ્યો ગામમાં પણ બે ભાઈઓ ક્યાય ભેગા થાય નહિ

ગૌરીશંકરની દીકરીના લગ્ન આવ્યા ત્યારે કમબખ્તી થઈ એના મનમાં થયું કે હું શું કર્યું કેમ ગણું? એના ઘરના બધા એને ફોલી ખાવા લાગ્યા એકની એક દીકરીના લગ્ન છે ને ગામમાં હોવા છતાં કાકો હાજર ન રહે તો કેટલું ખરાબ લાગે? એમાય પાછા વેવાઈ કરુણાશંકરની વહુના સગા થતા હતા. કરુણાશંકરની વહુ વટનો કટકો હતી કરુણાશંકરથી ય તે ઓછી ઉતરે તેમ ન હતી

એટલે ગૌરીશંકર બરાબર સલવાયા પણ વળ મૂકે તો ગૌરીશંકર શાના?

કરુણાશંકરના મનમાં થયું, નાતમાં અને ખાસ કરીને વેવાઈમાં ખોટું દેખાશે એટલે અપખે તે દિવસે બહારગામ જ રહેવું છોકરાને ય લઈ જવા એમ પણ નક્કી કર્યું. પણ એના મનમાં પણ થયું મડાગાંઠ ભારે છે

પાનાચંદ ગામનો ગરવો શેઠ. બેય ભાઈઓના મનની વાત જુદી જુદી રીતે તે પામી ગયો. એને એ ઘર સાથે પેઢી જૂનો સબંધ પાનાચંદ

બેય ભાઈઓને અલગ અલગ મળ્યા. બંને કહે કે હું કાંઈ એને ત્યાં સામે ચ'લીને જાઉં? પાનાચંદ કહે તમે બંને મારે ત્યાં આવો કે નહિ? એવું યુક્તિપ્રયુક્તિથી બંને પાસે આ વાત કબૂલ કરાવી.

ગૌરીશંકરને જતી વખતે બોલાયેલા શબ્દોનો વિચાર આવ્યો અને ફસકી-પડવાની તૈયારીમાં હતો ત્યાં એની પત્નીએ લગભગ ધક્કો મારીને પાનાચંદના ઘરભેગો કર્યો.

પાનાચંદે સિફતથી બંનેનો વ્યવહાર ચોકખો કરાવ્યો. પણ ગૌરીશંકરને બોલાયેલા શબ્દો ન ન પળાયા એનો વસવસો તો જીંદગીભર રહ્યો તે રહ્યો જ.

પણ કોઈ અભાગી ક્ષણે બોલાયેલા શબ્દોના ગુલામ બનવાનું અને તેમાં અહંકારનું મેળણ નાખ્યા કરવાનો કશોય અર્થ ખરો?

ગૌરીશંકરને તો પાનાચંદ મળ્યા પણ તમને પાનાચંદ મળશે એવું તમે માનો છો? મળે તો તમે એનો ઉપયોગ કરી શકશો કે નહીં એ બાબત પણ શંકાસ્પદ છે.

માટે કોઈ ખરાબ પળે તમારા પોતાથી બોલાયેલા શબ્દોના બંધનમાં ફસાવાનું બરાબર નથી.

કાળ પરિવર્તનશીલ છે. કાળના કદમ સાથે કદમ મિલાવવા હશે તો પરિવર્તન લાવવું પડશે. હા, શાશ્વત સત્યો સાથે બાંધછોડ ન કરીએ પણ રહી શબ્દોને વળગી રહીએ એનો શો અર્થ છે?

## મનની પાસે

ધારો કે તમે એક રૂમમાં પ્રવેશ કર્યો પ્રવેશ કરતાં જ ગૃહિણી સામે મળ્યાં. એમના શરીર પરની સ્વચ્છતા, સુઘડતા-પહેરવેશની પસંદગી તમને આકર્ષી ગઈ. તમારા મનમાં એમ થયું કે બહેન ખરેખર સ્વચ્છતા અને સુંદરતાના ઉપાસક છે.

પણ જ્યારે તમે એના ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે તમને થયું કે બહેને શરીરની બાબતમાં જે મંત્ર પચાવ્યો છે પણ ઘરની બાબતમાં એ કારગત નથી. ત્યારે તમને માઠું લાગવાનું.

આથી ઉલટું ઘર સ્વચ્છ હોય પણ શરીર સ્વચ્છ ન હોય તો ય તમને માઠું લાગશે.

માની લઈએ કે તમે તેના કરતાં ડાહ્યા છો તમે શરીર અને ઘર બંને સરખા સ્વચ્છ રાખો છો. સ્વચ્છતા અને સૌંદર્ય તમારો જીવનમંત્ર બની ગયા છે. એટલું જ નહિ તમારા સંપર્કમાં આવતા દરેકને તમે એનો ચેપ લગાડી શકો છો. આ બધું સાચું પણ આટલેથી પતશે ખરું?

તમે સ્વચ્છતાને જીવનનું અંગ બનાવ્યું જ છે તો તમારે આગળ ચાલવાનું છે. એક બીજે ઠેકાણે અશુદ્ધિ બેઠી હોય તો એને દૂર કરવા તમે એટલા જાગૃત છો?

તમારા મનમાં ખરાબ વિચાર ઉભરાય ત્યારે તમે શું કરો છો? એને દૂર કરવાનો અને નકારવાનો પ્રયત્ન કરો છો? તમને એની સૂઝ છે કે તમને એની સાથે વધુ ફાવે છે?

મન નાની નાની બાબતો પ્રત્યે કેવું સજાગ હોય છે ને એના કેવા પરિણામો આવતા હોય છે. ખરાબ વાતો એને વાગોળવાનું તો વધુ ફાવે છે.

જરાક અમથી અસ્વચ્છતાથી તમો સુગાઓ છો તો પછી જેનામાં ઘણું ખરાબ કરવાની શક્તિ પ્રચ્છન્ન રૂપે પડેલી છે તેનાથી તમારે સુગાવું જોઈએ.

## પરિગ્રહ કર્યો પછી!

એક યુગલ. એમાં ભાઈ શાકના બહુ શોખીન, શાક પોતે જ ખરીદવા જાય. રસપૂર્વક લઈ આવે. કયા શાકમાં કયા વિટામીન છે એની પૂર્ણ જાણકારી.

એક દિવસ કોઈએ કહ્યું કે તમે જો વહેલા હરરાજી થતી હોય ત્યારે જાવ તો શાક સારું મળે.

ગિરજાશંકર વહેલા જવા લાગ્યા.

એકવાર ડોબીયની હરરાજી ચાલે. એક ઢગલા-ની કાંઈ ઓછી કિંમત જોઈ. ગિરજાશંકરે ય હરરાજી-માં બોલવા માંડયું.

દૈવને કરવું ને ગિરજાશંકર હરરાજીમાં ફાવ્યા. બહુ જ સસ્તામાં આવી ગઈ. લોકો પણ ખુશ થયા. ગિરજાશંકર પણ કાંઈ વિજય પ્રાપ્ત કર્યો હોય તેવી

અદાથી ઘેર આવ્યા

ઘરમા પગ મૂકયો પાછળ વીસ કિલો કોબીચ

પત્ની રમાબહેને તો રોકકળ કરી મૂકી તમારામા અક્કલ ક્યારે આવશે? આપણે પાંચ જણ એમા આટલા બધા શાકને શુ કરશો? ક્યા નાખશો? પૈસાનું પાણી કરી નાખો છો છોકરાને કાઈ જોઈતુ હોય તો ન અપાવે પણ બીજા તો તમને ધૂતી જાય છે'

ગિરજાશંકર કહે 'બહુ જ ઓછા પૈસામાં આવી છે જેટલા પૈસે પદર દિ પહેલા કિલો હતુ એટલા પૈસે વીસ કિલો લાવ્યો છુ'

ગિરજાશંકર સાચો હતો

પણ રમાબહેનનો પિત્તો તો એમને એમ હતો 'શાક મારકીટમા પથરણુ પાથરીને બેસવુ'તુ ને વેચી નાખવી હતી તમારે ઓફિસ તો અગિયાર વાગે છે દરરોજ આમ કરતા હો તો સવારમા બે પૈસા કમાવ'

'તારે બકબકાટ કરવાની જરૂર નથી હુ સામેના મદિરમા સાધુઓને ખીચડી અપાય છે ત્યા આપી આવીશ તને ખબર છે ને કે પેલા જયતીલાલે પણ એમ કર્યું હતુ'

રમાબહેન કહે 'તો જાવ જલ્દી મારે જય તીલાલ જેવા થવુ નથી મારે આ પોટલા ઘરમા જોઈએ જ નહિ ભલે સસ્તુ મળતુ હોય તોય જરૂરત ઉપરાંતનું શા કામનું?'

વાત બે માણસ વચ્ચે ચાલતી હતી ને રમા બહેનનો મિજાજ ભારે હતો એટલે મે પૂછ્યુ નહિ, પણ જો રમાબહેન એકલા મળે તો મારે પૂછવુ છે 'રમાબહેન, આમ વધુ પડતા શાકને બહાર કાઢો છો અને છૂટી જાઓ છો તે પ્રમાણે વધુ પડતા પૈસાથી છૂટી જાઓ છો ખરા? એને ઘરમા આવ વાની મના કરો છો ખરા?

મને ખાતરી છે કે રમાબહેન કહેશે 'શાક તો બગડે પણ પૈસો કાઈ ઓછો જ બગડી જાય છે'

હુ જવાબ આપીશ, 'વધુ પડતુ શાક કેવળ પોતે જ બગડે પણ વધુ પડતો પૈસો તો બીજાને ય બગાડે છે'

## હર પળે સાબદા

એક દિવસ નગરશેઠને સ્વપ્નું આવ્યુ' સ્વપ્નામાં જુએ છે તો ભગવાનનું વિમાન આવ્યુ છે શેઠે તો ભગવાનની આગતાસ્વાગતા કરી એક બાજુ ભગવાન જેવા મહેમાન અને આ બાજુ નગર શેઠ જેવા યજમાન કાઈ મણા રહે

સોનાના પાત્રમા અનેક પકવાન

શેઠ ખુશખુશાલ

ભગવાને ય ખુશખુશાલ !

સાથે ભક્તો આવ્યા હતા તેય મજામા, ગામના માણસો પણ ખુશ

બધુ પૂરુ થયુ ભગવાને આરામ કરી લીધો પછી શેઠ એમની પાસે બેઠા પગ દાબતા દાબતા પૂછ્યુ 'ભગવાન, હુ બહુ રાજી થયો કેમ આવવુ થયુ?

ભગવાન તો પ્રશ્નની રાહ જોઈને બેઠા હોય એમ તરત કહ્યુ 'દીકરા, હુ તને લેવા આવ્યો છુ'

શેઠનો ચહેરો સફેદ પૂણી જેવો થઈ ગયો

તેમણે વિચારીને કહ્યુ, 'ભગવાન મારે થોડુ ક કામ છે કહો તો બેક દિમા પતાવીને તમારી હારે આવુ'

ભગવાન એ વાત પર પણ પ્રસન્ન થયા 'દીકરા, તમ તમારે કામ પતાવો અમે જરા આમ આગળ જઈ આવીએ'

શેઠ પેટ ભરીને પસ્તાવો કરે છે કે મે કેમ ભગવાનને જવા દીધા મારે ભગવાન સાથે જવા કરતા બીજુ અગત્યનું કામ હોઈ શકે? મને શુ સારુ ને શુ નરસુ એનો વિવેક ન રહ્યો મારુ કામ ક્યા અને ભગવાન હારે જવાની વાત ક્યા! અરે હુ મારા પરમ સ્વાર્થને પણ ઓળખી શક્યો નહિ કાચ અને મણિ મારી પાસે મૂકવામા આવ્યા બનેની કિમત જાણતો છતા મે કાચની પસદગી કરી.'

આપણે ભગવાન મેળવવા પ્રાર્થના કરીએ છીએ પણ જો તે આવે તો? સોના ને કથીરનો વિવેક દાખવતા શીખીશુ!

નહિતર શેઠને તો સપનાનો જ પસ્તાવો થયો આપણને કદાચ જાગતા થશે

# હુંફાળાં હૈયાં

રૂપાન્તરકાર : ભૂપેન્દ્ર ત્રિવેદી

એલિઝાબેથ બર્ડ

(૧)

થોડાક વર્ષ પહેલાની વાત છે. શિયાળાની ઋતુ હતી કડકડતી ઠંડી હતી. સાજનો સમય હતો. ઉત્તર સ્કૉટલેંડના ડુંગરાળ રસ્તા પર એક બસ ધીમે ધીમે આગળ વધતી હતી. આ બસમાં બે સ્ત્રીઓ પાસે પાસે બેઠી હતી એમાંની એક પ્રવાસે નીકળેલી અમેરિકન બાઈ હતી. એની બાજુમા બેઠેલી કદાવર બાધાની, દેખાવમા અત્યત સાદીસીધી એવી સ્કૉટલેડના ખેડૂત વર્ગની સ્ત્રી હતી.

વાતમા ને વાતમા પ્રવાસી સ્ત્રીનો આ ટાણે સ્કૉટલેડનો પ્રવાસ ખેડવાનો હેતુ ન સમજાતા સ્કૉટ સ્ત્રીએ તેને કહ્યુ : " આ ઋતુમા અહી સખત ઠડી પડે છે, પવનના તોફાન સાથે ગમે ત્યારે વરસાદ પડે, હેરાન થવાય તમે આ શિયાળામા અહી આવવાનું પસદ કર્યું એ નવાઈ જેવુ "

" મને તો આ જાતનુ હવામાન પસદ છે હું હમણા એક ઐતિહાસિક નવલકથા લખુ છુ. એને માટે મારે વિગતો એકઠી કરવી છે, એ માટે મારે ગામડાના લોકો સાથે વાતો કરવી જોઈએ. જૂના જમાનાથી પરપરાગત ચાલી આવતી, ઝાઝા ફેરફાર વગરની, દતકથાઓ તો ગામડામા જ જડે ને ? મારે તો છેલ્લા ચારસોએક વર્ષની માહિતી એ રીતે ભેગી કરવી છે. " પ્રવાસી બાઇએ કહ્યું.

" એમ ! તો તો તમે જરૂર મારે ત્યાં ચાલો. બે રાત રોકાવામા વાંધો તો નથી ને ? અમારું ઘર નાનું છે, પણ છે હુફાળું. મારા પતિ કામ માટે શહેરમા ગયા હોઈ મને એટલું બધું એકલુ એકલુ સૂનું સૂનું લાગે છે ! તમ આવો તો તો મને ખૂબ આનદ થશે. " ખેડૂત સ્ત્રી બોલી.

મોટર એક સ્થળે થોભી અને બન્ને સ્ત્રીઓ નીચે ઊતરી ચાલવા લાગી. વરસતા વરસાદમા એ લોકો આગળ વધ્યાં. છેવટે બે ટેકરીના ઢોળાવ પર એક નાનકડું કાળા પથ્થરનું મકાન દેખાયું. મકાનમાં પહોચતા જ ખેડૂત સ્ત્રીએ સાદા છતા અત્યંત સ્વચ્છ એવા આગલા કમરામા મહેમાન માટે વ્યવસ્થા કરી તેને બેસાડી

એકાએક વીજળીના દીવા હોલવાઈ ગયા. યજમાન સ્ત્રીએ નિસાસો નાખ્યો " અરેરે ! વીજળીનો પ્રવાહ કપાઈ ગયો લાગે છે " કહેતા તેણે મીણબત્તીઓ સળગાવી અજવાળુ કર્યું. તે બાદ એણે દેવતા સળગાવવાનો આરંભ કર્યો.

એટલામા બારણું ઠોકાયુ. બારણુ ઉઘાડતાં એક છોકરો અદર આવ્યો. ખેડૂત સ્ત્રીએ એના પાણી નીગળતા કોટ ટોપી લીધાં.

ઠડી ઉરાડવા તે દેવતા પાસે ગયો. છોકરાની ઉમર બારેક વર્ષની હશે. બિચારો બહુ જ કઢંગી રીતે અપગ હતો જરાક થાક ખાઈને એ બોલ્યો : " બાપુએ તમને ટેલિફોન કરવાનો ઘણો પ્રયત્ન કર્યો. ટેલિફોન બગડી ગયો લાગે છે તમે સહી સલામત તો છોને—એટલુ જોવાને હું આવ્યો છુ "

" બહુ સારુ કર્યું ભાઈ ! જો આ બહેન આપણે ત્યાં મહેમાન છે. આજે અહી જ રહેવાના છે " માએ કહ્યુ.

એટલામા બહાર જોરથી પવન ફુકાવા લાગ્યો. બારી બારણા ધમધમી ઊઠ્યા. કપમદાનો ઊછળી ઊછળી અફળાવા લાગ્યાં. બારી—બારણાની તડમાથી અદર આવતો પવન ભયકર સુસવાટ કરવા લાગ્યો.

" આવા તોફાન માણવાનું મને તો બહુ જ ગમે છે. આ તો આપણે ઘરમા છીએ, પણ ખુલ્લામા હોઈને ત્યા જ કોઈક સલામત જગાએ ભડભડ બળતા તાપણા પાસે બેઠા હોઈએ તો કેવી મજા આવે ! " પ્રવાસી સ્ત્રી બોલી

"તમને બીક નથી લાગતી ?" છોકરો એકદમ બોલી ઊઠયો ?"

પ્રવાસી સ્ત્રી ના કહેવા જતી હતી ત્યા તો કશાથી ન ડરે એવી પેલી ખેડૂત સ્ત્રી વાતનો તંતુ પકડી ઝડપથી જવાબ દીધો.

"બીક કેમ ન લાગે ? બીક તો એમને પણ લાગે ને મને પણ લાગે પણ અત્યારે તો અમારી પાસે તારા જેવા મરદ છે ને ! પછી કાઈ બીક હોય ?"

આ જવાબ સાભળતા જ છોકરો આનદમા આવી ગયો. એનો ચહેરો ખીલી ઊઠયો એના અગોમા જાણે નવુ ચેતન વ્યાપ્યુ

ક્ષણભર શાંતિ છવાઈ પછી એ ઊઠયો.

"બધુ બરાબર સલામત છે કે નહી તે હુ જોઈ આવુ" એમ કહેતોકને ખોડગતો ખોડગતો ઓરડાની બહાર ચાલ્યો.

○ ○ ○ ○ ○ ○

આ પ્રસગ તો સારો છે પણ એમાથી વિચારવાનું કેટલુ બધુ મળે છે ? પ્રવાસી સ્ત્રીનો 'ના' નો સીધો જવાબ અને ખેડૂત સ્ત્રીનો મીઠાશભર્યો બુદ્ધિપૂર્વકનો જવાબ એ બે વચ્ચે કેટલુ બધુ અતર છે ? સામા માણસના માનસને બરાબર સમજી જઈ પોતાના અને પારકાના જીવનને ભર્યું ભર્યું રાખવા માટે વાણીનો આવો સદુપયોગ કેટલો ફલદાયી છે ? સાચે જ શબ્દોમા અદ્ભુત શક્તિ છે વ્યક્તિના માનસને અને એના જીવનને પલટાવવ મા કવચિત એકાદ મમ તાભર્યું સબોધન પણ અજબ કામ કરી જાય છે.

ખેડૂત સ્ત્રીના શબ્દોએ કેવો જાદુ કર્યો ? એક અપગ છોકરો પોતાને શક્તિશાળી મરદ ગણીને તે પ્રમાણે વર્તવા મડી ગયો ! ખેડૂત સ્ત્રીએ જે શબ્દો ઉચ્ચાર્યા એમા એના હૈયાની સ્વાભાવિક માયાળુતા કે રસ્તુ જૂત હશે કે પછી એમણે હેતપુરસર અમ કહ્યુ હશે ? એને હૈયે તે ટાઢે દયની લાગણી હશે? કેવળ બુદ્ધિનો ઉપયોગ જ એણે કર્યો હેય એમ તો ન બને ? કે બન્ને વાત ભેગી હશે !

જે હો તે પરિણામ ઉપરથી જો કાર્યની કિમત અકાતી હોય તો ખેડૂત સ્ત્રીનુ દૂઝણુ હૈયુ એના અદરની અતિવિશાળ ઉદારતા પ્રગટ કરી મહામૂલુ નથી કરતુ ?

(૨)

સાત વર્ષની ઉમરની એક નાનકડી બાળા હતી.

એને ઘેર અજે રહાપાણી હતા અને સગા વહાલા તથા ઓળખીતા પાળખીતાની મોટી સખ્યા હાજર રહેવા સભવ હતો.

મા ખૂબ જ કામમાં હતી નાનકડી દીકરીને પણ માનો બોજો હળવો કરવાનું મન થયુ. બહાર જઈને એણે સાવ સામાન્ય ગણાતા ફૂલો તોડી તોડીને તેનો ઝૂમખો તૈયાર કર્યો.

ઉત્સાહથી ઉછળતી તે ઘરમા દોડી ને પેલો ગુચ્છો માના હાથમા મૂકયો

સામાન્ય મા હોત તો તેણે 'લાવ બેટા' કરીને ગુચ્છો લઈ, એકાદ ભાગેલી દૂધની શીશીમા તેને બેસી રમોડામા તેને સ્થાન આપ્યુ હોત

પણ ના, અહી તો જુદી જ વાત હતી. માતાએ આનદથી પુત્રી પાસેથા ગુચ્છો લીધો, ત્યાં પોલી સુદરના સુદર ફુલદાનીમા તેને કાળજીથી બરાબર ગોઠવ્યો અને સૌની સ્વાભાવિક રીતે જ નજર પડે એવા મોખરાના સ્થાને તે ફુલદાની મૂકી.

દીકરીનુ અતર આનદથી થનગની ઊઠયુ.

પ્રસગ નાનો છે છતા પ્રેરક છે. અટલી એક નાનકડી વાતથી માએ દીકરીના અતરમા આનદ પેદા કર્યો, પણ તે ઉપરાત તેનામા આત્મ શ્રદ્ધા ઉત્પન્ન કરી બાળકો નાના હોય એમની અણઆવડતને કારણે ઠયુક બરાબર ન કરી શકતા હોય, તેવે પ્રસગે એમની આત્મશ્રદ્ધાને જાગ્રત કરનાર આવા કૃત્યો એમના જીવન ઘડતરમા કેટલો મેરો ફાળો આપે છે ! સમાની લાગણીઓને સમજીને વર્તવાનુ સહેલુ નથી પણ જે વ્યક્તિ માતાની મરક વર્તી શકે તે એના સમારભમાં આવતા સૌ

કોઈ માટે કેવી અદ્ભુત પ્રેરણામૂર્તિ બની જાય!

(૩)

એક ખાનદાન કુટુંબમાં નાનકડો સમારંભ હતો છોકરાઓ ભેગા થઈને રમતા હતા.

એક સુંદી શરમાળ છોકરી સૌથી જુદી પડી ભીંત પાસે ઊભી રહી ગઈ હતી રમવાની તેની ઈચ્છા હશે, છતાં તેની હિંમત ચાલતી ન હતી બાળકોનું એની તરફ ધ્યાન પણ ન હતું.

એ છોકરીની આ દશા બાજુના ઘરના છોકરાએ જોઈ. તે ધીમેથી એની પાસે ગયો ને મીઠાશથી એને પૂછ્યું "તું મારી જોડે ન રમે?"

છોકરી ખુશ થઈ ને રમવા લાગી રમતમાં તો તે કુશળ નીકળી એટલે ધીમે ધીમે બધા છોકરામાં થોડા વખતમાં તે હળી ગઈ પણ પોતાને રમવા બોલાવનાર છોકરા માટે એને કાયમનો પક્ષપાત થયો.

(૪)

એક સ્નેહાળ દંપતીના જીવનની આ ધાર્મિક કથા છે.

પત્નીની ચાળીસમી વર્ષગાંઠનો દિવસ હતો.

સ્ત્રીઓને વધતી જતી ઉંમરનો વિચાર કેટલો બધો ખેદ ઉપજાવે છે? સુધરેલા સમાજમાં હવે યુવતીઓ તરફ જ સૌનો પક્ષપાત હોઈ યુવાવસ્થા વટાવવાને આરે ઊભેલી સુંદરીઓને સ્વાભાવિક રીતે જ વિષાદ થાય અને તેમાંય ચાળીસમી વર્ષગાંઠ! હવે તો મધ્યવય પણ પૂરી થવા આવી હોવાનો ખ્યાલ રૂપગર્વિતા વનિતાને કેવો દિલ કંપાવનારો બને?

પોતાની વર્ષગાંઠને દિવસે જ સવારમાં આ વિચારે સ્ત્રીની આંખમાં આંસુ આવ્યાં.

સવારના ચા નાસ્તા વખતે તેણે પતિ સાથે આ અંગે મૌન જ સેવ્યું. પણ પતિ બહાર ગયો ને તરત જ તે મોકળે મોંએ રડી પડી એની કલ્પનામાં ધોળા વાળવાળી, ચામડીએ કરચલીઓવાળી, પ્રમાણમાં સ્થૂલકાય એવી પોતાની ઘડપણની મૂર્તિ ખડી થઈ ગઈ હતી.

પતિ બહારથી પાછો ફર્યો તે ગાળામાં પત્ની થોડીક શાંતિ મેળવી શકી હતી, પણ એના અંતરનો ઉચાટ શમતો ન હતો.

ભોજનનો સમય થયો ને બન્નેએ જમી લીધું તે પછી પતિએ વહાલથી કહ્યું, "ચાલ, જો તો ખરી હું તારે માટે શી ભેટ લાવ્યો છું!"

પતિ અને પત્ની બન્ને એકબીજાને તેમની વર્ષગાંઠ પ્રસંગે ભેટ આપતા એ ભેટોની પસંદગીની બાબતમાં મોટે ભાગે તો ઉપયોગિતાની દૃષ્ટિ જ કામે લગાડાતી પત્નીને લાગ્યું કે પોતાને જેની જરૂર છે તે નવી ઢબનો 'કૂકર' (Cooker) તો પતિ નહિ લાવ્યા હોય!

પણ ના, પતિએ આણેલ બાક્સ ઉઘાડતાં જ અંદરથી એક સુંદર સાડી નીકળી એક નાની ડબ્બીમાં એને તરત જ ગમી જાય એવાં છેલ્લી ઢબનાં એરિંગ હતાં સાડીના રંગને અનુરૂપ એવાં સુંદર ચંપલ પણ એણે જોયાં અને એનું હૈયું નાચી ઊઠ્યું પતિ સંતોષથી પત્નીની ચેષ્ટા નિહાળતો બાજુમાં બેઠો હતો.

પાછળથી પોતાની બહેનપણીની જોડે વાતો કરતાં જ્યારે આ વાત નીકળી ત્યારે તે સ્ત્રીએ જણાવ્યું "મેં એ બધું જોયું ને હું સમજી ગઈ એઓ કશું જ બોલ્યા ન હતા અને છતાં એમની પસંદગીમાં જ એમણે એમના ભાવો નહોતા દર્શાવ્યા શું? જાણે કહેતા હોય કે મારે મન તો તું સુંદર છે, યુવાન છે, રૂપરમણી છે. અને મારે મન આથી વધુ શું હોય! મારા અંતરનો ખેદ તે દિવસથી સાવ દૂર થઈ ગયો છે અને મારો જૂનો ઉત્સાહ કાયમ થયો છે હવે મને જીવનમાં ઉલ્લાસ, ઉલ્લાસ ને ઉલ્લાસ જ દેખાય છે!"

પરિણીત જીવનને ઉજાળવા માટે આવા પ્રસંગોનું પુનરાવર્તન કેટલું બધું જરૂરી છે? જે પરસ્પરના પૂરક અને સહાયક છે એવાં જીવનભરતા

આ સાથીઓમાં સામાની લાગણીને સમજી જઈને પ્રસંગને સાચવી લેવાની હૈયા ઉકલત હોય તો પૃથ્વી પર સ્વર્ગ જ ઊતરે ને! પરસ્પરની હૂંફથી પ્રેરણા પામી જીવનની પ્રત્યેક ક્ષણે ચેતન ને ઉલ્લાસ અનુભવનારાં દંપતીને સ્વર્ગના સુખનીય વાંછના રહેતી હશે ખરી?

(૫)

પાંચેક વર્ષના એક બાળકના ગળામાં કાકડા કપાવવાના હતા. બાળક હૉસ્પિટલ ગયો ત્યારે પોતાને ખૂબ જ વહાલો રમકડાનો કૂતરો પણ લઈ ગયો. કૂતરો કાંઈ તાજો ખરીદેલો ન હતો; જૂનું હતો. એનો રંગ પણ ઝાંખો પડી ગયો હતો અને એક આંખ પણ એણે ગુમાવી હતી. છતાં બાળકને એ કૂતરા માટે ભારે મમત્વ હતું.

ઓપરેશન માટે એને ટેબલ પર સુવાડયો ત્યારે પણ એ પેલા કૂતરાને સોડમાં દબાવીને જ સૂતો.

ડૉક્ટર આવ્યા, ઓપરેશનની તૈયારી થઈ ગઈ છે એમ જણાવતાં નર્સે આગળ આવી બાળક પાસેથી કૂતરો લેવાની તૈયારી કરી ત્યાં જ ડૉક્ટરે એને રોકી, પ્રસંગોચિત ગભીરતાથી કહ્યું, 'રહેવા દો એ કૂતરાને, એનેય ઓપરેશન કરવાનું જ છે ને?'

ઓપરેશન બાદ કલોરોફોર્મની અસર ઉતરતાં જ્યારે છોકરો ભાનમાં આવ્યો ત્યારે એણે જોયું તો એનો વહાલો કૂતરો પણ ઓશીકા ઉપર માથું રાખી સૂતો છે અને જે કેકાણેથી એની આંખ નીકળી ગઈ હતી તે ઠેકાણે એક સ્વચ્છ પાટો અત્યંત સફાઈથી અને કાળજીથી ડૉક્ટરે બાંધ્યો છે!

○ ○ ○

પોતાના બાળક-દર્દીની લાગણીનો ખ્યાલ રાખનાર ડૉક્ટરે બાળકના ઓપરેશન વખતે એ બાળકના રમતના સાથી એના રમકડાના કૂતરાને પણ સાથી તરીકે રાખ્યો! સમસંવેદનની લાગણી દુઃખનો ભાર હળવો કરવામાં કેટલી બધી મદદરૂપ બને છે!

બુદ્ધિપૂર્વક પારકાને ઉપયોગી થઈ પડવાની અને પ્રોત્સાહિત કરવાની આવી નાની-મોટી કેટલીય તક આપણને અવારનવાર સાંપડતી રહે છે.

(૬)

એક બહેન બજારમાં ખરીદી કરવા નીકળ્યાં.

એક ઠેકાણે જરા ઊંચી બેઠક ઉપર બેસી બાપ શાકભાજી વેચતો હતો ને તેનો આઠેક વર્ષનો પુત્ર નીચે ઊભો ઊભો તેને મદદરૂપ થવા બનતું કરતો હતો.

પેલાં બહેન ત્યાં આવ્યાં. પેલા છોકરાએ એમની જરૂરિયાત પૂછીને એમને એક કોબી ફ્લાવર વેચ્યું. પૈસા લેવા માટે તે હવે ખુશ થતો રાહ જોતો ઊભો.

પેલાં બહેને પર્સમાથી પૈસા કાઢયા, પણ પેલા છોકરાના હાથમાં આપવાને બદલે તેમને ઊંચો હાથ કરી એના બાપને પૈસા આપ્યા.

આમ થતાંની સાથે જ છોકરાના મોં ઉપરનું હાસ્ય ઊડી ગયું. એના ખભા ઢળી ગયા. એ ગરીબડો બની ગયો.

પેલાં બહેનની ચપળ દૃષ્ટિએ આ ફેરફાર પારખ્યો અને એમને લાગ્યું કે પેલા બાળકનું સ્વમાન ઘવાયું છે. તરત જ એમણે પાછો છોકરાને ઉદ્દેશીને ટામેટાં ને ગાજરનો ભાવ પૂછ્યો. કચવાટે મને છોકરાએ ભાવ કહ્યો, પેલાં બહેને બને ચીજ થોડી થોડી ખરીદી અને છોકરાએ તે એમની થેલીમાં મૂકી આપી.

પોતાની પાસે પૈસા ચૂકવવા જેટલું પરચૂરણ હતું તે છતાં પેલાં બહેને એક રૂપિયાની નોટ કાઢી પેલા છોકરાના હાથમા મૂકી.

બેએક મિનિટ મોઢા પર ગુસ્સો લાવી પેલા છોકરાએ હિસાબ ગણવા કર્યો. પછી એકએક પ્રફુલ્લિત બની પેલાં બહેનને બાકીના પૈસા બરાબર હિસાબ ગણાવીને પાછા આપ્યા.

પેલાં બહેને તરત જ એને કહ્યું, "વાહ,



[ અનુ॰ પૃ॰ ૫૧૪

# દાંત વિષે જાણવા જેવું

વૈદ્ય ચીમનલાલ કે. ડાભી

## વિભિન્ન દેશોના રીતરિવાજો

મધ્ય આફ્રિકાના લાલાજી નામની જાતિના લોકોને જ્યાં સુધી દાંત અણીવાળા ન હોય ત્યાં સુધી સ્ત્રી મળતી નથી. આ પ્રમાણે જંગલી જાતિમાં દાંતોને અણીવાળા બનાવવાનો રિવાજ છે. જ્યારે તે હસે છે ત્યારે શિકારી પ્રાણીએ ખોલેલ મોઢા જેવું લાગે છે.

ચીનના દક્ષિણ પશ્ચિમમાં આવેલ કવાઈચાવ નામના પ્રાંતમાં તાજ્જીત્વખાવ નામની જાતિ રહે છે તેનો અર્થ 'દાંત દૂર કરનાર ક્રિયા' થાય છે. તે કન્યાના લગ્ન દિવસે કન્યાને ગૃહની બહાર લઈ જઈને આગળના બે દાંત ખેંચી કાઢે છે.

ફોર્મોસામાં પણ જ્યારે સ્ત્રી યુવાવસ્થામાં આવે છે ત્યારે તેના આગળના ઉપલા બે મધ્યભાગના દાંત તોડે છે. જેથી તે સારી રીતે હવા લઈ શકે।

પોલીનેસિયા જાતિનો એવો રિવાજ છે કે કુટુંબમાં કોઈ એકનું મૃત્યુ થાય તો પોતાનો એક દાંત તોડે છે.

યુરોપની કેટલીએ જાતિમાં લશ્કરી નોકરીમાંથી છૂટવા માટે પોતાના દાંત તોડી નાખે છે.

ઓસ્ટ્રેલિયાની ગુલબર્ન જાતિના છોકરાં જંગલમાં જઈ બે દિવસ અને એક રાત્રિ રહે છે. તે દરમ્યાન તેના ઉપરના બે દાંત કાઢીને તેની માતા પાસે લઈ જાય છે.

દક્ષિણ આફ્રિકાના ગેજર જાતની ભટકતી ટોળીની સ્ત્રીઓ પોતાના પતિને અથવા આશિકને ખુશ રાખવા ઉપર અને નીચેના બે દાંત કાઢી નાખે છે.

ક્યાબાના શાહજાદા અને ત્યાંના લોકો ઉપરના મધ્ય બે દાંતને ચીમટા આકારના બનાવે છે.

પૂર્વ આફ્રિકાના મસાઈ લોકો પોતાના છોકરાની સોળ અને વિશેષ કરી છોકરીની બાર વર્ષની ઉમરમાં જ કુદરતી સ્થિતિના દાંત કરતા કૃત્રિમ દાંત વધુ પસંદ કરે છે.

કોંગો નદીની બાજુમાં રહેનાર લોકો ફાયરવાળા દાંત પસંદ કરે છે.

## રંગીન દાંત બનાવવાનો શોખ

એમ્બોઈના પેસીફીક ટાપુ અને હિંદી મહાસાગરમાં રહેનાર પુરાતન લોકો, ભારતના કોળી, ખારવા, ખોજા અને અન્ય કોમના લોકો કાળા અથવા લાલ રંગતા હતા.

ઓસ્ટ્રેલિયા નદીના ટાપુ પાપુઆના પુરાતન લોક પણ દાંત કાળા રંગતા હતા.

કઈસર વિલ્હેમના લોકો દાંત કાળા રંગતા હતા. ગરીબ સ્ત્રીઓ રંગી શકતી ન હતી. કારણ કે દાંત રંગવાની મૂલ્યવાન વસ્તુઓ ખરીદી શકતી ન હતી.

જર્મનીમાં આવેલ ગીનીદેના કિનારાના લોકો એક પ્રકારની માટીનો ઉપયોગ કરતા હતા. જે નાળિએરના મૂળના રસ સાથે મેળવતા અને દાંત પર લગાવતા.

છેલ્લા થોડા વરસથી અમેરિકા અને જાપાનમાં કૃત્રિમ દાંતને વધારે પસંદ કરે છે. કારણ કે પરિણિત સ્ત્રી, શાહજાદી, ઉમરાવ અને ગેઈશા છોકરી માટે આ આવશ્યક માને છે.

## દાંતોને સુંદર બનાવવા વિભિન્ન પ્રથા

ભિન્ન ભિન્ન દેશોમાં દાંતને સૌંદર્યવાન બનાવવા માટે સીમેન્ટ, રોકક્રીસ્ટલ, માણિક્ય, સુવર્ણ, હીરા અથવા તેવી વસ્તુ દ્વારા શૃંગાર કરતા હતા. સાધારણ રીતે મધ્ય ભાગમાં છેદ કરી ઉપર લખેલી

કોઈ એક વસ્તુ મુકતા હતા આ ઉપયોગ સુમાત્રાના બટેક બોરનિવાના ડીવાક, મધ્ય સેલીબીસ ટાપુના ટોડરેજા, મેક્ષિકો અને યુકેતાનના લોકો ઉપયોગ કરતા હતા

ઈન્ડીયન લોકો દાંતમા છિદ્ર પાડી કાળો રંગ કરે છે આધુનિક ફેશનેબલ લોકો આગળના દાંતમા રત્ન મૂકવાનું પસંદ કરે છે અમેરિકન અમીર અને પેરીસની સ્ત્રીઓ પોતાના દાંત સુંદર બનાવવા પુષ્કળ દ્રવ્ય ખર્ચે છે દુનિયાના મોટા ભાગના લોકોમાં બાળકના પડી ગયેલ દુધિયા દાંતને મકાનના છાપરા પર ફેંકવાનો નિયમ છે અને વર્તમાન સમયમા પણ છે

## દુખતા દાંતની ચિકિત્સા

યુગોસ્લેવિયાના લોકો કૃત્રિમદંતના છિદ્રમા દારૂ ભરતા હતા રશિયન લોકો બંદુકના દારૂના ચૂર્ણનો ઉપયોગ કરતા હતા બવેરિયાના હાઈડ્રોક્લોરિક એસીડનું ટીપુ પિત્તળના તાર દ્વારા નાખતા હતા. ચીનના લોકો સોમલનો ઉપયોગ કરતા હતા જર્મનમા લોખંડ ખુબ તપાવી તેના પર તેલ નાખી વરાળ લેતા હતા ઓહીરિયામાં કાનનો મેલ કાઢી તેની ગોળી બનાવીને દંતના છિદ્રમાં મૂકતા.

## દાંતનો ઉપયોગ

દાંતનો ઉપયોગ ફક્ત ખોરાક ચાવવા માટે જ નહિ પણ ભિન્ન ભિન્ન રીતે થાય છે જેને મૂઠ લાગી હોય તેને દાંતના ચૂર્ણનો ધૂમાડો દેવાથી મટે છે તેવી માન્યતા હતી જર્મનમા આવેલા હાર્ઝ-મુલકમાં મુર્દાના દાંતનો ઉપયોગ શિરદર્દની ચિકિત્સામા થતો બિલાડીના દાંતનો ઘસારો મસા પર ચોપડાતો હતો. ચિત્તાનો દંત પાસે રાખવાથી અમૂક નિશાન થાય છે મગરના દંતનો સ્પર્શ કરવાથી બાળકની જીદ ટીનો નાશ થય છે ગાયના દાંત અગ્નિકર્મમા અને અર્જુન નામના વિકારમા થતો હાથી દાંતની ભસ્મ રોમરજક તથા ટાલ દૂર કરે છે કૂતરા, અશ્વ, વરાહ, ગાય વગેરેના દાંતનો લેપ દૃષ્ટમા ઉપયોગી થતો

## દંતમંજન

હિપોક્રેટીસ ઉંદરનું ચામડુ અને ઉંદરની ભસ્મનો ઉપયોગ મંજનમાં કરતા રોમન લોકો દાંતનુ મહત્ત્વ સમજતા તેથી શ્વેત દાંત પસંદ કરતા કેટુક નામક લેખિકાના વર્ણનમા ઉલ્લેખ છે કે દાંતને સુંદર બનાવવા માટે અસ્થિ, શૃંગ અને છીંડાનો ઉપયોગ કરતા રોમન શહેનશાહ કેલાડીયસની સ્ત્રી મેસેલીના શૃંગ ભસ્મ આદિનો ઉપયોગ કરતા હતાં અરબસ્તાન, ઈજીપ્ત અને વિભિન્ન દેશોમા મધ, મીણ, તાડી, ચૂનો અને બીજા દ્રવ્યોનુ મિશ્રણ કરી દંતમંજન કે લેપ માટે ઉપયોગ કરતા કેટલાકની એવી માન્યતા હતી કે ઉંદરે ખાધેલી રોટલીથી દાંત મજબૂત બને છે યૂનાનમા દેડકાને ગરમ ઉકળતા પાણીમા નાખી તે પાણીના કોગળા કરવાનો રિવાજ હતો જેથી દાંત મજબૂત થાય બવેરિયન લોકો બિલાડીની પૂછડી દોડી તેના સ્વેદને દાંત પર લગાવતા જર્મનના લોકો ગધેડીના દૂધનો ઉપયોગ દાંત પર ઘસવા માટે કરતા.

## દાંતનુ મહત્ત્વ :

આરોગ્યને આપણે જીવન માન્યુ છે તો જીવનનો દરવાજો મુખ છે.

સાહિત્યમા દાંતોને મોતી, દાડમની કળી વગેરેની ઉપમા આપી છે.

કિંમતી હીરા કરતા પણ દાંતનું મૂલ્ય વધારે છે મેક્ષિકોના પ્રમુખ ઓબ્રીગોએ કહ્યુ હતુ 'હુ મેક્ષિકોની પ્રજાને બંદુક પકડવાનું શીખવવા કરતા દુથબ્રશ પકડવાનું શીખવવુ વધુ પસંદ કરીશ.'

ભાષા શુદ્ધિ અને ઉચ્ચાર શુદ્ધિ માટે દાંતની આવશ્યકતા રહે છે

અમેરિકાના પ્રખ્યાત ડૉક્ટરે સંશોધન કર્યું છે કે કોઈ પણ વ્યક્તિના દાંત અતિસ્વચ્છ હોતા તેને કોઈ પણ પ્રકારને વ્યાધિ ઉત્પન્ન થતો નથી એટલુ જ નહિ રોગીઓના દાંતને સ્વચ્છ કરવાથી તે રોગીનો રોગ દૂર થાય છે આ નૂતન પ્રયોગ ફ્રાંસના ઘાયલ સૈનિકો પર કરવામા આવેલ અને પરિણામ સુંદર આવેલ

'૮૯% વિકાર દાંતના સડવાથી ઉત્પન્ન થાય છે. અને દાંતના સડવાથી થતા વિકારથી શરીરના અન્ય ભાગમાં રોગ ઉત્પન્ન થાય છે. આંખ, મસ્તિક, અસ્થિ, સંધિ, ફેફસાં, આમાશય, હૃદય, યકૃત, પિત્તાશય, કિડની, મૂત્રાશય વગેરેમાં વિકૃતિ આવે છે અને રોગ ઉત્પન્ન થાય છે.

## દાંતના રક્ષણના નિયમો

આયુર્વેદશાસ્ત્રમાં દંતરક્ષા માટેનું વર્ણન વિસ્તારપૂર્વક લખેલ છે, દંત શોધન, દંત મંજન, કવલ, ગંડૂષ, મુખશોધન આદિ વિભિન્ન પ્રયોગનો ઉલ્લેખ છે. ભોજન પછી ગંડૂષ તથા મીઠાના પાણીના કોગળાનું મહત્ત્વ વિશેષ છે. દંત-ધાવન, પોષક તત્ત્વનો ખોરાક અને સામાન્ય ઉપચારથી દંતરક્ષા થઈ શકે છે. માતા, પિતા, શિક્ષક અને અન્ય વડિલજનોએ બાળકોના દાંત પર પૂરું ધ્યાન આપવુ જોઈએ અને નીચે દર્શાવેલ નિયમોનું પાલન કરાવવું જોઈએ.

(૧) દિવસના બે વાર સવારે અને રાત્રે સૂતા પહેલા દાતણ કરવું.

(૨) ઇરિમેદાદી તેલનું માલીશ પેઢા પર કરવું.

(૩) અતિ ઉષ્ણ અને અતિ શીત પદાર્થનો ત્યાગ કરવો.

(૪) ભોજન પછી તુરત જ શુદ્ધ જળના કોગળા કરવા.

(૫) દાંત પર પેરી હોય તો દૂર કરાવવી.

(૬) ચા કોફી અને તમ્બાકુ પેઢાના દુશ્મન છે માટે ત્યાગ કરો.

(૭) મધુર અને મિષ્ટ પદાર્થ બાળકને ન આપવા.

(૮) દાંતની કસરત માટે નાળિએર, તલ, શેરડી, ચકરજન જેવા ફળોનો ઉપયોગ કરવો.

(૯) પોષણ માટે લીલા શાકભાજીનો ઉપયોગ કરવો.

(૧૦) અતિ કઠીન પદાર્થનો ઉપયોગ ન કરવો.

પૃષ્ઠ ૫૧૧થી ચાલુ ]

*

વાહ ! તું તો બડો હોશિયાર છે ! આટલો જલદી હિસાબ તો મારાથી પણ થતો નથી."

"અરે એમાં તે શી મોટી વાત હતી ?" એમ કહેતાં કહેતાં બાળકે બાઈ સામે જોયુ. અલબત બાળકને માટે તો ખરેખર એ બહુ મહત્ત્વની વાત હતી જ. અને એ સ્પષ્ટ થતાં પેલા બહેન અને બાપ–દીકરાના મુખ ઉપર સંતોષ અને આનંદની સુરખી ફેલાઈ.

o o o

કહે છે કે આ જાતની અંતરની ઉદારતા સામી વ્યક્તિના સ્વમાનની રક્ષક અને પોષક બને છે અને એના ઘડતરમાં ખૂબ જ મહત્ત્વની બને છે. એક નાનકડા દાખલાથી એ સ્પષ્ટ થશે. બાપ નોકરીએથી સાંજે ઘેર આવે ને બાળક એની સામે દોડી જઈ, એને ભેટી પડી, ઉત્સુકતાથી પ્રશ્ન કરે કે "આજે ગામમાં શું બન્યું એ તમે જાણો છો ?" અને બાપ પોતે જાણે કશુ જાણતો જ નથી એમ બતાવી–કહે "નારે ભાઈ ! મને તો કાંઈ ખબર જ નથી. શું થયું ? મને નહિ કહે !" અને પછી બાળક ઉત્સાહથી જે વિગતો આપે તે એ શાંતિથી સાંભળી લે તો બાળકને કેટલો બધો આનંદ અને સંતોષ થાય ? પણ એથી ઊલટું બાપ એમ જ કહી નાખે કે "હા હા ! એ બધું સાંભળ્યાને તો કલાક થઈ ગયો." તો બાળક હતાશ થઈ જાય છે.

આ જગતમાં પ્રેમ પ્રત્યેક સ્થળે ઊભરાતો જ હોય છે—માત્ર એનો સાક્ષાત્કાર કરાવવાની કુનેહ જોઈએ ? હૂંફાળા હૈયાંની મીઠાશ પ્રેમનાં ભીડેલાં દ્વારને સહેલાઈથી ખુલ્લાં કરી દે છે.

('પ્રબુદ્ધ જીવન'માંથી સાભાર)

# યામુનાચાર્ય

ડૉ. વસંત ગિ. પરીખ

મદુરાનગરીનો રાજમાર્ગ નર, નારી અને બાળકોથી ઉભરાતો હતો. કારણ કે આજે એ માર્ગ પરથી એક નવા જ પ્રકારના સમ્રાટ પસાર થવાના હતા. આ સમ્રાટ કોઈ પ્રદેશના સ્વામી ન હતા તેમ જ કોઈ રાજગાદી પર પણ નહોતા બેસતા. તો પણ સમ્રાટની જેમ તે ખંડણી ઉઘરાવતા હતા. માન ઉપજાવતા હતા અને ભય પણ ફેલાવતા હતા. એ સમ્રાટ એક પ્રકાંડ પંડિત હતા—એટલે વિદ્વત-સમ્રાટ હતા. સમગ્ર દક્ષિણ ભારતમાં તેમના પાંડિત્યની ધાક વાગતી. શાસ્ત્રાર્થમાં તેમની સામે કોઈ ટકી ન શકતું. મદુરાના રાજપંડિતોને તેમણે વારંવાર પરાસ્ત કર્યા હતા. તેથી પાંડય રાજાએ તેમને વિદ્વત્સમ્રાટ એવું બિરુદ અર્પણ કર્યું હતું. અને સર્વ પંડિતો પાસેથી દર વર્ષે ચોક્કસ ખંડણી ઉઘરાવવાની તેમને સત્તા આપી હતી. તેમના અનેક શિષ્યો મદુરા રાજ્યના ખૂણે ખૂણે ફરી પંડિતો, સંન્યાસીઓ અને પાઠશાળાના આચાર્યો પાસે જઈ પોતાના, ગુરુ માટે ખંડણી ઉઘરાવતા હતા. કોઈ ખંડણી ભરવાની ના પાડે તો તેણે શાસ્ત્રાર્થ કરવા માટે તૈયાર થવું પડતું. નહીંતર પાંડયરાજની સજા સહન કરવી પડતી હતી. આ વિદ્વદ્સમ્રાટનું નામ ગમે તે હોય પણ લોકોએ તો તેમનું નામ પાડી દીધું હતું—'વિદ્વદ્ જનકોલાહલ' પછીથી આટલું લાંબું નામ યાદ રાખવાને બદલે માત્ર 'કોલાહલ પંડિત' એમ જ કહેવાનું રાખ્યું હતું. અને આ પંડિત જ્યાં હોય તો કોલાહલ પણ હોય જ એ પણ સાચું હતું. આજે પણ રાજમાર્ગ પર કોલાહલ થઈ રહ્યો હતો. પણ તેમાં ઉત્તેજના પણ ભળેલી હતી. કારણ કે ઘણાં વર્ષો પછી આજે કોલાહલ પંડિત શાસ્ત્રાર્થ કરવા જઈ રહ્યા હતા. અને તે પણ એક ચૌદ વર્ષના કિશોર સાથે!

વાત આમ બની હતી. ભાષ્યાચાર્ય નામના એક પરમ પવિત્ર અને શાંત સ્વભાવના આચાર્ય અત્યંત સાદાઈથી પોતાની પાઠશાળા ચલાવતા. તેઓ સાચા અર્થમાં જ્ઞાની અને પ્રભુપરાયણ હતા. વાદ-વિવાદ તેમને જરા જેટલો પણ પસંદ ન હતો. તેથી કોલાહલ પંડિતને ખંડણી આપવાનું તેમણે સ્વીકારી લીધું હતું. પરંતુ તેઓ પરિગ્રહમાં માનતા નહીં. શિષ્યોને પુત્રની જેમ સાચવતા એટલે જે કાંઈ આવક થાય તે શિષ્યો માટે કે કોઈ સારા કાર્ય માટે વાપરી નાખતા. પરિણામે છેલ્લા ત્રણેક વર્ષથી કોલાહલ પંડિતનો કર ચૂકવી શક્યા નહોતા. તેની વ્યવસ્થા કરવા બહારગામના કોઈ યજમાન પાસે એક દિવસ તેઓ ગયા. પાઠશાળાનું ધ્યાન રાખવાનું તેમના અત્યંત તેજસ્વી પટ્ટશિષ્ય યામુનાચાર્યને સોંપ્યું. યામુનાચાર્ય તે સમયના પ્રસિદ્ધ સંત નાથ-મુનિના પૌત્ર હતા. માતા પિતા બાલપણમાં જ સ્વર્ગ-વાસી થયા હતા. પરંતુ નાથમુનિએ તેમનામાં અત્યંત ઉચ્ચ સંસ્કારોનું સિંચન કર્યું હતું. નાથ-મુનિ પોતે જ ઈશ્વરના અંશાવતાર મનાતા હતા. તેમની દિવ્યતાની તેજરેખા યામુનાચાર્યમાં પ્રકાશતી હતી. નાથમુનિએ જ તેમને શ્રી ભાષ્યાચાર્ય પાસે મૂક્યા હતા.

ભાષ્યાચાર્ય બહારગામ ગયા તેના બીજા જ દિવસે કોલાહલ પંડિતના સૈનિક જેવા શિષ્યો પાઠ-શાળામાં ઉઘરાણી કરવા આવી ઊભા રહ્યા!

"ક્યાં છે પંડિત—ચોર? કોલાહલ-શિષ્યે સેનાપતિની અદાથી પૂછ્યું. યામુનાચાર્ય જરાપણ ડર્યા વિના તેની સામે શાંતિથી જોઈ રહ્યા. પછી ધીરેથી બોલ્યા "આપ અતિથિ છો તેથી મારા ગુરુનું અપમાન કરવા છતાં હું આપના પ્રથમ અપરાધની ક્ષમા આપું છું. ગુરુજી ગામ ગયા છે. આપનો પરિ-ચય અને અહીં આગમનનું પ્રયોજન જણાવો."

કોલાહલનો પટ્ટશિષ્ય ગર્જ્યો, "અરુક, જેના ચરણોમાં પાંડયાધિપતિ મસ્તક નમાવે છે તેવા વાદ્યકચૂડામણિ, વિજિતસકલવિદ્દ્મંડલ મહાગુરુ વિદ્વજ્જનકોલાહલ પંડિતનું નામ તેં નથી સાંભળ્યું?

તેમના પ્રભાવથી આતંકિત બની તારા ગુરુ જેવા સેંકડો પંડિતો શાસ્ત્રાર્થ કરવાને બદલે પ્રતિ વર્ષ તેમને ખંડણી અર્પણ કરે છે. તારા ગુરુને પાંડય રાજાનો કોપ વહોરવો લાગે છે એટલે છેલ્લા ત્રણ વર્ષથી તેણે ખંડણી ભરી નથી."

આ સાંભળી યામુનાચાર્યના પ્રસન્નવદન પર ક્રોધની લાલિમા ઉપસી આવી. તેઓ બોલી ઊઠયા. "ફળ પરથી વૃક્ષની જાતનું અનુમાન કરી શકાય છે. અવિવેકના મૂર્તિમંત સ્વરૂપ એવા તારા જેવા શિષ્યને જોઈને તારા પથભ્રષ્ટ ગુરુ કેવા હશે તેનું હું અનુમાન કરી શકું છું. તારા કોલાહલ પંડિતને કહેજે કે મારા પરમગુરુની ચરણરજની બરાબર પણ તેમની વિદ્વત્તા નથી. તેમને તો મારા જેવા એક સામાન્ય શિષ્ય પણ વાદમાં પરાસ્ત કરી શકે. જા તેમને કહે કે શાસ્ત્રાર્થ માટે પરમવિદ્વત્પરાયણ શ્રી ભાષ્યાચાર્યનો મંદમતિ શિષ્ય યામુનાચાર્ય તત્પર છે."

કોલાહલ પંડિતનો શિષ્ય સ્તબ્ધ બની ગયો. યામુનાચાર્યને બાળક જાણી તેને કંઈક કહેવા ગયો પણ તેની જીભ ન ઉપડી યમુનાચાર્યની આંખનું તેજ તે સહન ન કરી શકયો. એકપણ શબ્દ બોલ્યા વિના તે પાછો ફરી ગયો. કોલાહલ પંડિત આ વાત સાંભળી ખડખડાટ હસી પડયા. પરંતુ યામુનાચાર્ય નાથમુનિના પૌત્ર છે એમ જાણી પાંડયનરેશે કોલાહલપંડિતને આ શાસ્ત્રાર્થ સ્વીકારવાની વિનંતી કરી. અને પાલખી મોકલી આદરપૂર્વક યામુનાચાર્યને નિયત દિવસે મદુરા તેડાવી લીધા ભાષ્યાચાર્ય પાછા આવી ગયા હતા. તેઓ "વાદ-વિવાદમાં પડવું સારું નહીં." એટલું જ બોલ્યા પણ યામુનાચાર્યને અનુમતિ આપી અને આશીર્વાદ પણ આપ્યા

...આજ એ શાસ્ત્રાર્થનો દિવસ હતો અને કોલાહલપંડિત ડંકા-નિશાન સાથે પૂરા ઠાઠમાઠથી રાજદરબારમાં જઈ રહ્યા હતા. અને લોકો એમની આ વાદ-યાત્રા જોવા ટોળે મળ્યા હતા. રેશમી વસ્ત્રોમાં સજ્જ થએલો શિષ્ય સમુદાય આગળ ચાલતો હતો. પછી એક વિશાળ વાદ્ય-વૃન્દ હતું પછી એક ખૂબ શણગારાએલા હાથી પર સુવર્ણની અંબાડીમાં કોલાહલપંડિત બિરાજ્યા હતા. અને પાછળ વિવિધ મૂલ્યવાન પુસ્તકો ભરેલા સાત ગાડાઓ ચાલતા હતા.

શંખનાદ વચ્ચે કોલાહલ પંડિતે જ્યારે સભાપ્રવેશ કર્યો ત્યારે ત્યાં પહેલેથી ઉપસ્થિત રહેલા યામુનાચાર્યે પ્રણામ કરી તેમનું સન્માન કર્યું. કોલાહલપંડિતે તેની સામે જોઈ એક તુચ્છકારપૂર્ણ સ્મિત કર્યું. પાંડય નરેશ તેમની રાણી સાથે સિંહાસન પર બિરાજ્યા હતા. મહારાજાએ સૂચન કર્યું અને શાસ્ત્રાર્થનો પ્રારંભ થયો.

બિલાડી ઉંદરને રમાડે તેમ યામુનાચાર્યને રમાડવાની ઈચ્છાથી કોલાહલ પંડિતે આરંભમાં સરળ પ્રશ્નો પૂછયા. અમરકોશમાંથી કેટલાક શબ્દોના અર્થ પૂછયા, પંચમહાકાવ્યોમાંથી થોડા શ્લોકોનું વિવેચન કરવાનું કહ્યું, અષ્ટાધ્યાયીના એક સૂત્રને સમજાવવાનું પણ કહ્યું પરંતુ આ સરળ પ્રશ્નોના ઉત્તર એવા વિદ્વતાપૂર્ણ મળ્યા કે કોલાહલ પંડિતને પણ આશ્ચર્ય થયું ઉંદર-બિલાડીની રમત પડતી મૂકી તેઓ હવે કઠિન પ્રશ્નો પૂછવા લાગ્યા. શરૂઆતમાં ગંભીર અને પછી ધીરે ધીરે ઉગ્ર થઈ તેમણે મીમાંસા, ન્યાયવૈશેષિક અને વેદાંતની સમસ્યાઓ પૂછવાનું શરૂ કર્યું પ્રશ્નોની ઝડી વરસાવી. પણ યામુનાચાર્ય પ્રસન્નતાપૂર્વક આયાસ વિના જ સર્વ સમસ્યાઓનું નિવારણ કર્યું. પછી બોલ્યા, "પંડિતવર શું આપની દૃષ્ટિમાં હજુ પણ હું બાળક જ છું? गुणा पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः આ ભવભૂતિની ઉક્તિ આપને અવિદિત હોય એમ હું માનતો નથી સનકાદિ કુમારોને વયોવૃદ્ધ ઋષિઓ પણ વંદન કરતા હતા. તેમ જ બાલ અષ્ટાવક્રે જનકની સભામાં ઘણા વૃદ્ધ પંડિતોને વાદમાં પરાજિત કર્યા હતા-એ સઘળું આપને હું યાદ કરાવું તે શોભે પણ નહીં"

કોલાહલ પંડિત વ્યગ્રથી બોલ્યા "ભલે ભલે જ્ઞાનવૃદ્ધ બાલપંડિત! આપ બાળક નથી મહાવિદ્વાન છો. તો હવે આપ મને પ્રશ્ન પૂછો અને હું ઉત્તર આપું."

યામુનાચાર્યે વિવેકથી કહ્યું. "પંડિતવર હું આપની સામે માત્ર ત્રણ વિધાનો રજૂ કરીશ. આપ શાસ્ત્રના આધારે તેમાના એકપણનું જો ખંડન કરશો તો હું મારો પરાજય સ્વીકારી લઈશ."

"તથાસ્તુ." કોલાહલ પંડિત સસ્મિત બોલ્યા.

"તો મારું પ્રથમ વિધાન છે" યામુનાચાર્ય બોલ્યા, "આપની માતા વંધ્યા **નથી** તેનું આપ ખંડન કરો."

માત્ર કોલાહલ પંડિત જ નહીં પરંતુ સમગ્ર રાજસભા આ વિધાન સાંભળી સ્તબ્ધ થઈ ગઈ. કોલાહલે જો આ વિધાનનું ખંડન કરવું હોય તો એમ સિદ્ધ કરવું પડે કે તેઓ તેમની માતાના પુત્ર નથી. એ કેમ શક્ય બને? કોલાહલ પંડિત દ્વિધામા પડ્યા. ઉત્તર આપી ન શક્યા.

યામુનાચાર્યે બીજું વિધાન પ્રસ્તુત કર્યું. "આપણા આ પાંડયનરેશ પરમ ધાર્મિક છે. તેનું ખંડન કરો" આ વિધાનનું ખંડન કરવું એટલે મહારાજા અધાર્મિક છે એમ સિદ્ધ કરવું અને તે પણ તેમની જ સામે! કોલાહલ પંડિતના મુખ પર સ્વેદબિંદુઓ ઉપસી આવ્યા. પાંડયનરેશ સ્મિત કરવા લાગ્યા.

કોલાહલ પંડિતનું મૌન જોઈ યામુનાચાર્યે ત્રીજું વિધાન રજૂ કર્યું "આપણા મહારાણી સતી સાવિત્રી જેટલાં પતિવ્રતા છે. તેનું ખંડન કરો" આ વિધાનનું ખંડન તો કરી જ કેમ શકાય? મહારાણીને દુરાચરિણી કહેવાની પણ હિંમત કોણ કરે? ત્યારે અહિંયા તો તે સિદ્ધ કરવાનું હતું. કોલાહલ પંડિત નિરુત્તર રહ્યા. પરંતુ બીજી જ ક્ષણે તેઓ ગર્જી ઊઠ્યા. "બાલપંડિત તેં સાવ અસંબદ્ધ વિધાનો કર્યાં છે. માત્ર મને જ નહીં પરંતુ આપણા મહારાજ અને મહારાણીને તથા આ સર્વ સભાસદોને તું ભ્રમમાં પાડી રહ્યો છે. તું છલ કરી રહ્યો છે. મહારાજ ન્યાય આપશે"

મહારાજા હસી પડ્યા. કોલાહલ પંડિતને મૂંઝાતા જોઈને એમને આનંદ આવતો હતો. તેમણે યામુનાચાર્યને કહ્યું 'કોલાહલ પંડિત સાચું કહે છે. પરંતુ જો આપ પોતે જ આપે પ્રસ્તુત કરેલા ત્રણેય વિધાનનું શાસ્ત્રના આધારે ખંડન કરો તો હું આપનો વિજય જાહેર કરીશ. એટલું જ નહીં પણ મારા રાજ્યનો અર્ધો ભાગ પણ આપને અર્પણ કરીશ."

"આપનું સૂચન મને સ્વીકાર્ય છે. મહારાજા" યામુનાચાર્યે પ્રસન્નતાપૂર્વક કહ્યું, "પરંતુ પંડિતવરને પણ તેનો પૂરો માન્ય હોવો જોઈએ ને?"

"માન્ય છે, માન્ય છે." કોલાહલ પંડિત આવેશથી બોલી ઊઠ્યા, "જો બાલપંડિત એ ત્રણ વિધાનોનું શાસ્ત્રાધારે ખંડન કરે તો હું મારો પરાજય થયેલો ગણીશ."

રાજસભાની શાંતિ અવર્ણનીય હતી.

"તો શ્રવણ કરો," યામુનાચાર્યે શરૂ કર્યું "પ્રથમ વિધાનનું ખંડન એ છે કે સ્મૃતિઓમાં લખ્યું છે કે एक पुत्रो हि अपुत्र. । જે સ્ત્રીને માત્ર એક જ પુત્ર હોય તે વંધ્યા જ કહેવાય. કોલાહલ પંડિત તેમની માતાના એકમાત્ર પુત્ર છે. તેથી તેમના માતા અવંધ્યા છે એ વિધાન ખોટું ઠરે છે."

"સાધુ, સાધુ": એમ સભામાંથી અવાજો થયા.

"હવે બીજું વિધાન જોઈએ. શાસ્ત્રમાં લખ્યું છે કે જે રાજાની પ્રજા સંપૂર્ણતયા ધર્મપૂત હોય તે રાજાને પ્રજાના ધર્મનો છઠ્ઠો ભાગ મળે છે. પરંતુ પ્રજામા જો અધર્મ પણ પ્રવર્તતો હોય તો તે અધર્મમા પણ રાજા છઠ્ઠે ભાગ ભાગીદાર ગણાય. सर्वतो धर्मषड्भागो राज्ञो भवति रक्षत : । अधर्मादपि षड्भागो भवत्यस्य ह्यरक्षत : ॥ (मनु ८-३०४) આ કલિયુગમા પ્રજા અધર્મથી મુક્ત નથી. તેથી એટલે અંશે રાજાને પણ અધર્મથી યુક્ત થવું પડે છે. તેથી તેમને પરમ ધાર્મિક કહી શકાય નહીં."

આ વખતે સ્વયં મહારાજ પણ યામુનાચાર્યને ધન્યવાદ આપવા લાગ્યા. કોલાહલ પંડિત નીચું જોઈ ગયા.

[ અનુ. પૃ. ૫૧૮

# ગામડાંની શાળાઓ નિષ્ફળ શા માટે?

વિષ્ણુપ્રસાદ સા. ભટ્ટ

વિજ્ઞાનના વિકાસની સાથે આજે જીવનમાં સર્વત્ર પરિવર્તન થયું છે. આજની શિક્ષણ પધ્ધતિઓ અને સાધનોમાં પણ પરિવર્તન થયું છે, અને એ પરિવર્તન આજની વધતી જતી કેળવણી માટે અનુરૂપ છે. આજની શૈક્ષણિક પધ્ધતિનો વિકાસ અને તેનું પરિણામ ખાસ કરીને શહેરી વિસ્તારમાં જ વધુ જોવા મળે છે, અને ત્યાં એ પધ્ધતિને સફળતા પણ મળે છે, જ્યારે ગામડામાં હજુ તેનું સુફળ પ્રાપ્ત નથી થયું.

આમ થવાનું કારણ શું હશે?

કેળવણીની વધતી જતી ભૂખને પોષવા આજે ગામડે ગામડે શાળાઓ ખુલવા માંડી છે "આ શાળાઓનો અર્થ કેવળ અક્ષરજ્ઞાન"થી વિશેષ નથી.

ગામડાના લોકો માને છે કે ફલાણા ગામમાં સ્કૂલ તો આપણે ત્યાં કેમ નહિ? આથી આગળ પાછળનો વિચાર કર્યા વિના શાળા ખોલે છે. શિક્ષણખાતા તરફથી તેઓને અનુમતિ પણ મળી જાય છે. આવી શાળાઓ પાસે પૂરતુ ભંડોળ હોતું નથી. તેથી ઓછા પગારમાં રહી શકે તેવા શિક્ષકોને રોકે છે. કેટલીકવાર તો સરકારી ગ્રેડ આપવાનુ કહી ઓછા પગાર. આપે છે. (પૂરા પગાર પર સહી કરાવી ઓછો આપવો) એટલે ગામડામાં સારા શિક્ષકો જવા તૈયાર થતા નથી, વળી કેટલાક ગામ એવા હોય છે, જ્યા જીવન જરૂરિયાત પૂરતી વસ્તુ મળી શકતી નથી. વાહનવ્યવહારનો અભાવ અને હોય તો ચોમાસામાં બંધ થઈ જાય. કેળવણી પામેલ યુવાનને ગામડું પસદ નથી. કદાચ તે ગામડામાં જઈ ચડયો તો મડળ સાથે મેળ રહેતો નથી.

ગામડામાં જે બાળકો ભણવા આવે છે તે કેવળ શહેરમાં ન જઈ શકે તેવા કે જેની આર્થિક સ્થિતિ સારી ન હોય યા પોતાના બાળકને પોતાનાથી અળગા કરવા ઈચ્છતા ન હોય. વળી કેટલાક તો ખેતીકામમાં, મજૂરી કરવામાં રોકાયેલા હોય છે, તેથી તેમને ભણવાની કંઈ તમન્ના હોતી નથી. ફક્ત હું હાઈસ્કૂલમાં ભણું છું એ કહેવડાવા માટે ભણતા હોય છે. એટલે શાળામાં તેમની અનિયમિતાથી સામાન્ય વર્તન અને કેળવણીમાં પાછળ રહે છે.

કેટલીક શાળાઓમાં મોસમ સમયે રજાઓ પાડવી પડે અથવા બાળકોની ખોટી હાજરી પૂરવી પડે છે. જ્યાં ૧૧ મી શ્રેણી હોય ત્યાં તો બાળક હાજર હોય યા ન હોય છતાં હાજરી પૂરવી જ પડે, કારણ કે એક તો સંખ્યા ઓછી વળી બાળકો ગેરહાજર રહેતા હોય યા અધવચથી ઊઠી જાય તો, સરકારી કાયદા અનુસાર ગ્રાન્ટ કપાઈ જાય. એટલે શાળાના રજીસ્ટર પર ખોટી સંખ્યા બતાવી હાજરી પૂરવી જ રહી. આમ ગામડાની શાળાની પરિસ્થિતિ ઘણી જ કંગાલ હોય છે. આવી સ્થિતિમાં તે શાળાઓ નવા સાધનો અને નિષ્ણાત શિક્ષકોને રોકી શકતી નથી. તેથી બાળકો નવી પધ્ધતિથી બિલકુલ અજાણ રહે છે.

ગામડામાં શિક્ષણનું ધોરણ શહેરો કરતાં નીચું હોય છે. તેથી બાળકો શિક્ષકે આપેલા જ્ઞાનને જલ્દીથી ગ્રહણ કરી શકતા નથી, તેમની ગ્રહણશક્તિ મંદ હોય છે. આવી સ્થિતિમાં શિક્ષકો પણ નિરાશા અનુભવે છે. કેટલાક પ્રશ્ન કરે છે કે શિક્ષકે નવા નવા પ્રયોગો અજમાવી બાળકોમાં ઉત્સાહ અને વિષય પ્રત્યેની રુચિ ઉત્પન્ન કરવી. પણ ગામડાની અનેક અગવડતાઓને કારણે બિન–અનુભવી શિક્ષકના અધકચરા જ્ઞાનને લઈ તે દિશામાં પ્રયાસ નિષ્ફળ જ જાય છે.

ગામડાની શાળાઓમાં સખ્યાનો અભાવ તેથી ગમે તેમ કરી બાળકોને પાસ કરવાના હોય છે. સરવાળે બાળકો અભ્યાસમાં કાચા જ રહે છે. જે બાળકોને સાતમા ધોરણનું જ્ઞાન ન હોય એ બાળકો ગામડામાં ૧૧મી શ્રેણીમાં અભ્યાસ કરતા હોય છે. આવા

બાળકો પાસેથી આપણે કેવી અપેક્ષા રાખી શકીએ પછી શાળામંડળ કે કેળવણી ખાતુ કહે કે પરિણામ સારુ લાવો તો તેમાં શિક્ષક શુ કરે ?

શહેરના બાળકોને આગળ વધવાની તમન્ના હોય છે તેથી વધુ ગુણ પ્રાપ્ત કરવા અથવા વિષયને મજબૂત બનાવવા વાલીઓ બાળકો પર ધ્યાન આપે છે જ્યારે ગામડામા આનાથી તદન વિરુદ્ધનુ વાતાવરણ હોય છે

શહેરના વિદ્યાર્થીને વિકસતા ઉદ્યોગો અન્ય શૈક્ષણિક સંસ્થાઓનો અને અનેક પુસ્તકાલયનો લાભ પ્રાપ્ત થતો હોય છે ગામડાના વિદ્યાર્થીઓ કરતા તે વધારે તૈયાર માલુમ પડે છે અને યોગ્ય શિક્ષક મળી રહે તો તેમનુ પરિણામ ઘણુ જ સુંદર સભંવ છે પોતાની આજુબાજુના ઐતિહાસિક ઔદ્યોગિક સ્થળોની મુલાકાતના તેમજ પર પ્રાન્તના પ્રવાસના ઘણા લાભ શહેરી વિદ્યાર્થીને મળતા હોય છે જ્યારે ગામડાની શાળા ભાગ્યે પ્રવાસ પર્યટન કરે છે આથી ૧૧મા ધોરણનો શહેરી અને ગામડી વિદ્યાર્થી મેટ્રિકની એક જ પરિક્ષામા બેસતા હોવા છતાં માહિતી, જ્ઞાન અને સમજદારીના ક્ષેત્રમા બન્ને વચ્ચે ઘણુ જ અતર રહી જતુ માલુમ પડે છે

સમાજવાદી સમાજ રચનાની ઝુંબેશ નીચે આજે આપણે અને આપણા નેતાઓ ગામડાના સર્વાંગી વિકાસ કરવાની વાતો કરે છે ત્યારે આપણે ગામડાની આ જાતની શૈક્ષણિક પરિસ્થિતિ પર વિચાર કરશુ ? શિક્ષણક્ષેત્રના અધિકારીઓ, પંચાયતના સભ્યો ભાવિ પેઢીના ઉત્થાન માટે આ અણુપ્રશ્ન પરત્વે જાગૃત બનશે ?



પૃષ્ઠ ૫૧૭થી ચાલુ ]

" અને હવે તૃતીય વિધાનનુ ખંડન સાંભળો ' યામુનાચાર્ય બોલ્યા મહારાણીનું હૃદય ધડકવા લાગ્યુ રાજા પણ ચિંતાતુર બન્યા પરંતુ યામુનાચાર્ય નિર્ભયતાથી સમજાવવા લાગ્યા, " ભગવાન મનુ કહે છે કે રાજા એ અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્ર ધર્મ, કુબેર, વરુણ અને ઈન્દ્ર એ આઠ દેવોનું જ સ્વરૂપ છે સોઽग्निर्भवति वायुश्च सोऽर्क सोम स धर्मराट् स कुबेर स वरुण स महेन्द्र प्रभावत ॥ (૭ ૭) આથી મહારાણી માત્ર મહારાજા જ નહી પરંતુ આ આઠ દેવોના પણ પત્ની છે એમ કહી શકાય અને એ રીતે ત્રીજુ વિધાન પણ અયથાર્થ ઠરે છે '

સમગ્ર સભામા આનંદનો કોલાહલ ઊઠયો માત્ર કોલાહલ પંડિત જ શાંત હતા એકપણ શબ્દ બોલ્યા વિના તેમણે તેમની પાઘડી યામુનાચાર્યને ચરણે મૂકી દીધી મહારાજ અને મહારાણીને આશીર્વાદ આપતો હાથ ઊંચો કર્યો, અને સભામાથી ચાલી નીકળ્યા પછી તેમનુ શુ થયુ તેની કોઈને ખબર નથી

મહારાણીએ યામુનાચાર્યને પાસે બોલાવી પોતાની ગોદમા બેસાડયા મહારાજાએ પોતાનો મુકુટ ઉતારી તેમના મસ્તક પર મૂકી દીધો પંડિતોએ સ્વસ્તિ વાચન શરૂ કર્યું

યુવાન યામુનાચાર્યે ઘણા વર્ષો સુધી કુશળતા પૂર્વક રાજ્ય કર્યું દાદા નાથમુનિના સ્વર્ગવાસ પછી એ રાજ્યનો પણ તૃણની જેમ ત્યાગ કરી સંન્યાસ ગ્રહણ કર્યો. શ્રી રંગનાથમના ચરણોમા રહી પરમ ભક્તિનો ઉપદેશ કરી અનેકોને સન્માર્ગનો બોધ કર્યો. કેટલાક ઉચ્ચકોટિના ગ્રંથોનુ સર્જન કર્યું તેમનો માર્ગ વિશિષ્ટાદ્વૈતનો હતો. આ સિદ્ધાંતોના પ્રચાર પછીથી તેમની પ્રેરણાથી શ્રી રામાનુજાચાર્યે કર્યો શ્રી યામુનાચાર્ય તેમની જીવનલીલા ઇ.સ.ની ૧૧મી સદીના પ્રારંભે સંકેલી લીધી.

[આ લેખનું કથાબીજ સ્વામી રામકૃષ્ણાનન્દનું અંગ્રેજી પુસ્તક 'લાઈફ ઓફ શ્રી રામાનુજ'ના આધારે સૂચ્યું છે વિદ્યાર્થીએ એ પુસ્તક વાચવા જેવુ છે ]

*

# રોગ અને મૃત્યુનું રહસ્ય

[આપણે હમેશા આકારરૂપે વિદ્યમાન રહીશુ, કારણ કે આકારરૂપ વિના સૃષ્ટિનો સંભવ નથી ઉત્પન્ન થનારી પ્રત્યેક વસ્તુ પહેલાં તો એક ભાવ-વિચાર હોય છે, પણ તે કેવળ ભાવ-વિચાર જ રહે તો તો અભિવ્યક્તિ પામી શકતી નથી

ભગવાન આપણને એવાં રૂપ અને આકારોના માધ્યમ દ્વારા વ્યક્ત કરે છે એ રૂપ કે આકારો સતત બદલતાં રહે છે પણ એનું ઉત્તમ સ્વરૂપ ચૈતન્ય અથવા તો મૂળ તત્ત્વ ક્યારેય પણ બદલતુ નથી ]

ઘણીવાર લોકોના મનમા એવો પ્રશ્ન ઊઠે છે કે સત્ય અને તત્ત્વજ્ઞાનના લેખકો તથા ઉપદેશકો શા સારુ અનેક વિસંવાદી સ્થિતિઓથી પીડિત થઈને રોગના શિકાર બનતા હોય છે? ધાર્યા કરતા શા સારુ એવા લોકો વહેલેરા મરણ પામે છે? શા માટે એ લોકો સદા સર્વદા માટે આ પૃથ્વી પર જીવિત રહેતા નથી? અને એવા યે કેટલાક ઉપદેશકો થયા છે જેઓએ સદાય આ પૃથ્વી પર રહેવાનો દાવો કર્યો અને જેમણે એવો ઉપદેશ પણ આપ્યો કે જો આપણે કેવળ યથાર્થ રીતે વિચાર કરવાનું શીખી લઈએ અથવા તો એમના ઉપદેશાનુસાર જીવીએ તો ત્યારે 'બાગની હરેક ચીજ સુંદર હશે પરિણામે 'સત્ય નું અધ્યયન કરનારા અનેક વિદ્યાર્થીઓ એવું માને છે કે જેવા જ એ લોકો આ વિષયનું ચિંતન કરીને એની અનેક ધારાઓનું અધ્યયન કરી લેશે તેવું જ જીવન એમના માટે ફૂલોની પથારી જેવું બની જશે, પણ જે ખરેખાત બનતુ નથી !

પથારી એ ચીજ છે કે જેના પર આપણે ઊંઘી શકીએ છીએ પરંતુ આપણે તો મુસાફર છીએ મુસાફરે તો મારગે આગળને આગળ ધપી પ્રગતિ કરવાની હોય છે સંત પોલે આપણને પ્રકાશમા ચાલવાની સલાહ આપી છે, પ્રકાશમાં ઊંઘવાની નહિ હા, કોઈ એવો અવસર પણ આવી જાય ખરો જ્યારે થોડો વખત શયન આદિની પણ આવશ્યકતા હોય છે, પરંતુ અંતે તો આપણે 'બિસ્તર ઉઠાવો અને ચાલતા રહો વાળી ધર્મઘોષણા અનુસાર જ વર્તવાનું છે ત્યારે આપણે એ પ્રકારથી સામર્થ્યવાન અને શક્તિશાળી બની જઈએ છીએ જેમા જીવનની વિસંવાદિતતાઓનો મુકાબલો કરવા આપણે આગળ વધતા રહીએ છીએ અને આ સમજણ પ્રાપ્ત કરતી વેળાએ જ આપણે આવનારી સઘળી જ વાસ્તવિક કઠણાઈઓનો સ્વીકાર કરવો જોઈએ જેથી આપણે એ વિસંવાદિતતાઓને પણ તેના યથાર્થ સ્વરૂપે અને અગાઉથી જ પેખી-દેખી શકીએ

એટલા માટે આપણે એ મહાસત્તા પ્રત્યે જાગરુક રહેવું જોઈએ જે આપણા મારગની સાથી છે એમ કરીએ તો જીવનના સઘળા વિઘ્નો વચ્ચે પણ આપણે પગદંડી અવશ્ય બનાવી શકીએ છીએ, પરંતુ ફૂલોની પથારી તો નહિ જો આપણે આપણા માહ્યલા ચૈતન્ય સાથે યુક્ત થઈ જઈએ છીએ તો આપણે ભારેખમ બોજ વેંઢારી શકવા સમર્થ થઈ શકીએ છીએ ઈસુ ખ્રિસ્ત આ મારગે જ આપણી સમક્ષ ચાલ્યા એમણે યાતના ભોગવી અને સંસાર પર વિજય મેળવ્યો એમણે એ શિખવ્યું કે આ રસ્તે કેમ ચાલવું આ રસ્તે આપણે એકલું એકલું ચાલવાનું નથી પવિત્રાત્મા આપણને હમેશા સુપ્રાપ્ત છે આપણને પેલું જ્ઞાન આપશે

પવિત્રાત્માઓ આપણને આ રસ્તે ચાલવાનું શિખવશે, પણ ચાલવાનું છે આપણે જાતે કોઈપણ કડવો અનુભવ આપણને ભારસ્વરૂપ હોવો જોઈએ નહિ આપણે આ સઘળા બોજને એ પ્રતીતિ સાથે હળવો ફૂલ કરી શકીએ છીએ કે પવિત્ર આત્મા સદાય આપણી સંગાથે છે ભગવાનનું વચન આપણે

યાદ રાખવું જોઈએ કે 'હું તને ક્યારેય પણ નહિ છોડું, તારો પરિત્યાગ નહિ કરું.'

એટલા સારુ સ્થિતિઓને બદલાવવાની કોશિશ કરશો નહિ. હૃદય પરિવર્તનની ચકના રાખો. ભગવાનની ઈચ્છા એમાં પરિપૂર્ણ થાય છે. એ સંપૂર્ણ દશ્યને જુએ છે જ્યારે આપણે તો એક અંશને જ જોઈએ છીએ. આપણે તો હજી દર્શનના પર્વતના વાટમારગુ છીએ, જેટલા આપણે ઊંચે ચઢીશું એટલું આપણું દર્શન બૃહત્તર-વિશાળ થશે. જીવનમાં એવાંય રહસ્યો છે જે આપણે પૂરેપૂરા યથાર્થ તો ત્યારે જ સમજી શકીએ જ્યારે આપણે પર્વતના શિખર પર પહોંચીએ—ચેતનાની ઊંચાઈ પર પહોંચીએ ત્યારે આપણે અખિલાઈથી દેખી શકીશું. ત્યારે આપણે 'ભગવાન મારી આંખોમાં હો, અને માગ દર્શનમાં પણ એનો અનુભવ કરી શકીશું.

આપણે જાણીએ છીએ કે મૃત્યુનો બાહ્ય રૂપાકાર અમર નથી. એ તો એક યંત્ર માત્ર છે જેના મારફતે જીવન અભિવ્યક્ત થાય છે. એ 'હું' છે ક્રાઈસ્ટ અથવા ચૈતન્ય અમર છે રૂપાકાર અમર નથી. આપણે ભગવાનની અભિવ્યક્તિ છીએ અને એટલે આપણે વ્યક્ત થવા માટે એક રૂપમાં બંધાયેલા છીએ. ભગવાને કહ્યું હતું : 'અમે અમારી છબીમાં મનુષ્યને બનાવીએ' જો એમણે પોતાની છબી અથવા વિચારોને કેવળ પોતાના મનમાં જ રાખ્યા હોત તો સર્જન થાત જ નહિ—તારા, નક્ષત્ર, વનસ્પતિ પશુ—જગત કશું હોત જ નહિ. પણ એમણે કહ્યું હતું 'અમે બનાવીએ' અને એમણે અભિવ્યક્ત કર્યું, અથવા તો પોતાના વિચારોને રૂપાકૃતિ બક્ષી, જેથી કરીને સૃષ્ટિ પર કશુંક કાર્ય સંપન્ન થઈ શકે. આપણે આપણી ચારેબાજુની ઘટનાઓ જોઈએ. છોડવા મરે છે પણ જેને આપણે બારમાસી છોડવા કહીએ છીએ તે નિયત સમયે ફરી ઊગી નીકળે છે. 'ભૂમિ પર પડો અને મરી જાઓ' અને એ રીતે નવા છોડને જન્મ દો જે પોતાના ફૂલ-ફળ સાથે વૃદ્ધિ પામે. રૂપ સદા પરિવર્તનશીલ હોય છે કારણ કે એ અભિવ્યક્તિનું સાધન માત્ર છે તથા વૃદ્ધિ અને વિકાસનું સાધન માત્ર છે. આપણે 'પૃથ્વી પર પડતા અને મરી જતા' પેલા બીજની પેઠે ક્રમશઃ ભગવાનના ચેતન સત્તાની રૂપે વધીશું—જેમ પ્રભુ ઈસુ પણ વધ્યા હતા; પરંતુ આ જે વિકાસ થશે તે આંતરિક વિકાસ થશે. તેથી રૂપની સાથે શું ઘટિત થાય છે એ વિષયની ચિંતા કરવી આપણને આવશ્યક નથી. એ યથા સમયે લુપ્ત થઈ જશે અને પછી નવા રૂપ પ્રગટ થશે. કઈ ઉંમરે આ બને છે તેની સાથે આપણને નિસ્બત નથી—'કેવળ પરમાત્મા જ સમય અને ઋતુઓની વાત જાણે છે.'

મને એ વાતની ખાત્રી છે કે જે કાંઈ પણ આપણા જીવનમાં બને છે તે સારાસારુ જ થતું હોય છે. આપણે જ્યારે ઊંડા પાણીમાંથી પસાર થઈ રહ્યા હોઈએ કે પર્વત ઘટીનું ચઢાણ ચઢતા હોઈએ ત્યારે આ વાત કબૂલ નથી કરતા, પરંતુ જ્યારે આપણે ઉપર પહોંચી જઈએ છીએ અને પાછું વાળીને જોઈએ છીએ ત્યારે આપણે એ અનુભવોનો વિચાર કરીએ છીએ. એ અનુભવ સાચે જ શિક્ષણપ્રદ નિવડ્યો હોય છે, આપણી આંતરિક જાગરુકતાનું કારણ એ અનુભવ જ હોય છે. એ અનુભવ આપણી જાત ભગવાનની સાથે યુક્ત થવાની પળે પ્રાપ્ત થયો હતો. હરેક વસ્તુ માટે અમુક ચોક્કસ સમય નિશ્ચિત થયો હોય છે. જાણે આપણને રૂપ આવ્યું છે એ મહાન 'પ્રજ્ઞા' આ નિશ્ચિત અને યોગ્ય સમય સારી પેઠે જાણે છે. રૂપ પોતાનો વેશ તજીને નવા વેશમાં નવા અનુભવો માટે આગળ વધી શકે એ માટે આ સઘળું નિશ્ચિત રાખ્યું હોય છે.

હા, પાર્થિવ આભાસ આપણે તજી દઈએ છીએ. ચૈતન્ય આપણને એ સઘળા ભવનોમાં નવા વેશ સજ્જ કરી આપશે, જ્યાં આપણે જઈ રહ્યા છીએ જીવનને અભિવ્યક્ત કરવા માટે આપણી પાસે સદાય એક રૂપ હોય છે પણ તે હરેક ભવનમાં ચૈતન્યની હરેક સ્થિતિમાં વિભિન્ન હોય છે. 'પુનરુત્થાન' વેળાએ ઈસુ ખ્રિસ્તનું 'ચોકઠું' કાંઈક ભિન્ન હતું, અને ત્યારે જ તો એમના શિષ્યો એમને

# રોગ અને મૃત્યુનું રહસ્ય

[આપણે હંમેશાં આકારરૂપે વિદ્યમાન રહીશું, કારણ કે આકારરૂપ વિના સૃષ્ટિનો સંભવ નથી. ઉત્પન્ન થનારી પ્રત્યેક વસ્તુ પહેલાં તો એક ભાવ–વિચાર હોય છે, પણ તે કેવળ ભાવ–વિચાર જ રહે તો તો અભિવ્યક્તિ પામી શકતી નથી.

ભગવાન આપણને એવાં રૂપ-આકારોના માધ્યમ દ્વારા વ્યક્ત કરે છે. એ રૂપ કે આકારો સતત બદલાતાં રહે છે. પણ એનું ઉદ્‌ગમ-સ્વરૂપ ચૈતન્ય અથવા તો મૂળ તત્ત્વ ક્યારેય પણ બદલાતું નથી.]

ઘણીવાર લોકોના મનમાં એવો પ્રશ્ન ઊઠે છે કે સત્ય અને તત્ત્વજ્ઞાનના લેખકો તથા ઉપદેશકો શા સારુ અનેક વિસંવાદી સ્થિતિઓથી પીડિત થઈને રોગના શિકાર બનતાં હોય છે? ધાર્યા કરતાં શા સારુ એવા લોકો વહેલેરા મરણ પામે છે? શા માટે એ લોકો સદા સર્વદા માટે આ પૃથ્વી પર જીવિત રહેતા નથી? અને એવા યે કેટલાક ઉપદેશકો થયા છે જેઓએ સદાય આ પૃથ્વી પર રહેવાનો દાવો કર્યો અને જેમણે એવો ઉપદેશ પણ આપ્યો કે જો આપણે કેવળ યથાર્થ રીતે વિચાર કરવાનું શીખી લઈએ અથવા તો એમના ઉપદેશાનુસાર જીવીએ તો ત્યારે 'બાગની હરેક ચીજ સુંદર હશે.' પરિણામે 'સત્ય'નું અધ્યયન કરનારા અનેક વિદ્યાર્થીઓ એવું માને છે કે જેવા જ એ લોકો આ વિષયનું ચિંતન કરીને એની અનેક ધારાઓનું અધ્યયન કરી લેશે તેવું જ જીવન એમના માટે ફૂલોની પથારી જેવું બની જશે, પણ જે ખરેખાત બનતું નથી।

પથારી એ ચીજ છે કે જેના પર આપણે ઊંઘી શકીએ છીએ. પરંતુ આપણે તો મુસાફર છીએ. મુસાફરે તો મારગે આગળને આગળ ધપી પ્રગતિ કરવાની હોય છે. સંત પૌલે આપણને પ્રકાશમાં ચાલવાની સલાહ આપી છે, પ્રકાશમાં ઊંઘવાની નહિ. હા, કોઈ એવો અવસર પણ આવી જાય ખરો જ્યારે થોડો વખત શયન આદિની પણ આવશ્યકતા હોય છે, પરંતુ અંતે તો આપણે 'બિસ્તર ઉઠાવો અને ચાલતા રહો' વાળી ધર્મઘોષણા અનુસાર જ વર્તવાનું છે. ત્યારે આપણે એ પ્રકાશથી સામર્થ્યવાન અને શક્તિશાળી બની જઈએ છીએ જેમાં જીવનની વિસંવાદિતતાઓનો મુકાબલો કરવા આપણે આગળ વધતા રહીએ છીએ અને આ સમજણ પ્રાપ્ત કરતી વેળાએ જ આપણે આવનારી સઘળી જ વાસ્તવિક કાર્યવાહીઓનો સ્વીકાર કરવો જોઈએ જેથી આપણે એ વિસંવાદિતતાઓને પણ તેના યથાર્થ સ્વરૂપે અને અગાઉથી જ પેખી–દેખી શકીએ.

એટલા માટે આપણે એ મહાસત્તા પ્રત્યે જાગરુક રહેવું જોઈએ જે આપણા મારગની સાથી છે. એમ કરીએ તો જીવનના સઘળા વિઘ્નો વચ્ચે પણ આપણે પગદંડી અવશ્ય બનાવી શકીએ છીએ, પરંતુ ફૂલોની પથારી તો નહિ. જો આપણે આપણાં માંહ્યલા ચૈતન્ય સાથે યુક્ત થઈ જઈએ છીએ તો આપણે ભારેખમ બોજ વેઢારી શકવા સમર્થ થઈ શકીએ છીએ. ઈસુ ખ્રિસ્ત આ મારગે જ આપણી સમક્ષ ચાલ્યા. એમણે યાતના ભોગવી અને સંસાર પર વિજય મેળવ્યો. એમણે એ શિખવ્યું કે આ રસ્તે કેમ ચાલવું. આ રસ્તે આપણે એકલું એકલું ચાલવાનું નથી પવિત્રાત્મા આપણને હંમેશાં સુપ્રાપ્ત છે. આપણને પેલું જ્ઞાન આપશે.

પવિત્રાત્માઓ આપણને આ રસ્તે ચાલવાનું શિખવશે, પણ ચાલવાનું છે આપણે જાતે. કોઈપણ કડવો અનુભવ આપણને ભારસ્વરૂપ હોવો જોઈએ નહિ. આપણે આ સઘળા બોજને એ પ્રતીતિ સાથે હળવો ફૂલ કરી શકીએ છીએ કે પવિત્ર આત્મા સદાય આપણી સંગાથે છે. ભગવાનનું વચન આપણે

યાદ રાખવુ જોઈએ કે 'હું તને ક્યારેય પણ નહિ છોડુ, તારો પરિત્યાગ નહિ કરુ.'

એટલા સારુ સ્થિતિઓને બદલાવવાની કોશિશ કરશો નહિ. હૃદય પરિવર્તનની ચ ઙના રાખો. ભગવાનની ઈચ્છા એમા પરિપૂર્ણ થાય છે. એ સંપૂર્ણ દર્શનને જુએ છે જ્યારે આપણે તો એક અંશને જ જોઈએ છીએ. આપણે તો હજી દર્શનના પર્વતના વાટમારગુ છીએ, જેટલા આપણે ઊંચે ચઢીશુ એટલું આપણું દર્શન બૃહત્તર–વિશાળ થશે. જીવનમા એવાંય રહસ્યો છે જે આપણે પૂરેપૂરા યથાર્થ તો ત્યારે જ સમજી શકીએ જ્યારે આપણે પર્વતના શિખર પર પહોચીએ–ચેતનાની ઊંચાઈ પર પહોચીએ- ત્યારે આપણે અખિલાઈથી દેખી શકીશુ. ત્યારે આપણે 'ભગવાન મારી આખોમા હો, અને મારા દર્શનમા પણ એનો' અનુભવ કરી શકીશુ.

આપણે જાણીએ છીએ કે મૃત્યુનો બાહ્ય રૂપાકાર અમર નથી એ તો એક યંત્ર માત્ર છે જેના મારફતે જીવન અભિવ્યક્ત થાય છે. એ 'હુ' છે. ક્રાઈસ્ટ અથવા ચૈતન્ય અમર છે રૂપાકાર અમર નથી. આપણે ભગવાનની અભિવ્યક્તિ છીએ અને એટલે આપણે વ્યક્ત થવા માટે એક રૂપમા બધાયેલા છીએ. ભગવાને કહ્યુ હતુ : 'અમે અમારી છબીમા મનુષ્યને બનાવીએ' જો એમણે પોતાની છબી અથવા વિચારોને કેવળ પોતાના મનમા જ રાખ્યા હોત તો સર્જન થાત જ નહિ–તારા, નક્ષત્ર, વનસ્પતિ પશુ–જગત કશુ હોત જ નહિ. પણ એમણે કહ્યુ હતુ 'અમે બનાવીએ' અને એમણે અભિવ્યક્ત કર્યું, અથવા તો પોતાના વિચારોને રૂપાકૃતિ બક્ષી, જેથી કરીને સૃષ્ટિ પર કશુક કાર્ય સમ્પન્ન થઈ શકે. આપણે આપણી ચારોમેરની ઘટનાઓ જોઈએ. છોડવા મરે છે પણ જેને આપણે બારમસી છોડવા કહીએ છીએ તે નિયત સમયે ફરી ઊગી નીકળે છે. 'ભૂમિ પર પડો અને મરી જાઓ' અને એ રીતે નવા છોડને જન્મ દો જે પોતાના ફૂલ-ફળ સાથે વૃદ્ધિ પામે. રૂપ સાધ્ય પરિવર્તનશીલ હોય છે કારણ કે એ અભિવ્યક્તિનું સાધન માત્ર છે તથા વૃદ્ધિ અને વિકાસનુ સાધન માત્ર છે. આપણે 'પૃથ્વી પર પડતા અને મરી જતા' પેલા બીજની પેઠે ક્રમશઃ ભગવાનના ચેતન સત્તાનની રૂપે વધીશુ–જેમ પ્રભુ ઈસુ પણ વધ્યા હતા; પરંતુ આ જે વિકાસ થશે તે આંતરિક વિકાસ થશે. તથી રૂપની સાથે શું ઘટિત થાય છે એ વિષયની ચિંતા કરવી આપણને આવશ્યક નથી. એ યથા સમયે લુપ્ત થઈ જશે અને પછી નવા રૂપ પ્રગટ થશે. કઈ ઉમરે આ બને છે તેની સાથે આપણને નિસ્બત નથી—'કેવળ પરમાત્મા જ સમય અને ઋતુઓની વાત જાણે છે.'

મને એ વાતની ખાત્રી છે કે જે કાઈ પણ આપણા જીવનમા બને છે તે સારાસારુ જ થતું હોય છે. આપણે જ્યારે ઊંડા પાણીમાથી પસાર થઈ રહ્યા હોઈએ કે પર્વત ઘટીનું ચઢાણ ચઢતાં હોઈએ ત્યારે આ વાત કબૂલ નથી કરતા, પરંતુ જ્યારે આપણે ઉપર પહોચી જઈએ છીએ અને પાછું વળીને જોઈએ છીએ ત્યારે આપણે એ અનુભવોનો વિચાર કરીએ છીએ. એ અનુભવ સાચે જ શિક્ષણપ્રદ નિવડયો હોય છે, આપણી આંતરિક જાગરુકતાનું કારણ એ અનુભવ જ હોય છે. એ અનુભવ આપણી જાત ભગવાનની સાથે યુક્ત થવાની પળે પ્રાપ્ત થયો હતો. હરેક વસ્તુ માટે અમુક ચોક્કસ સમય નિશ્ચિત થયો હોય છે. જગે આપણને રૂપ આપ્યું છે એ મહાન 'પ્રજ્ઞા' આ નિશ્ચિત અને યોગ્ય સમય સારી પેઠે જાણે છે. રૂપ પોતાનો વેશ તજીને નવા વેશમાં નવા અનુભવો માટે આગળ વધી શકે એ માટે આ સઘળું નિશ્ચિત રાખ્યું હોય છે.

હા, પાર્થિવ આભાસ આપણે તજી દઈએ છીએ. ચૈતન્ય આપણને એ સઘળા ભવનોમાં નવા વેશ સજ્જ કરી આપશે, જ્યા આપણે જઈ રહ્યા છીએ જીવનને અભિવ્યક્ત કરવા માટે આપણી પાસે સદાય એક રૂપ હોય છે પણ તે હરેક ભવનમાં ચૈતન્યની હરેક સ્થિતિમાં વિભિન્ન હોય છે. 'પુનરુત્થાન' વેળાએ ઈસુ ખ્રિસ્તનુ 'ચોકકસ' કાંઈક ભિન્ન હતું, અને ત્યારે જ તો એમના શિષ્યો એમને

# એક માગણી શ્રીકૃષ્ણની

વિનોબાજી

ભગવાન શ્રીકૃષ્ણ સાંદીપનિના આશ્રમમાં ગયા ત્યારે ૧૬ વર્ષના હતા. ત્યાં સુધી તેઓ ગોકુળમાં ગાયો ચરાવતા, બાળકોની સાથે નાચતા-કૂદતા અને કંસ આદિનું પણ તમામ કામ કરી ચૂકયા હતા. પરંતુ વસુદેવને થયું કે આટલો મોટો થયો છતાં કૃષ્ણ તો અભણ જ રહ્યો! એને વાંચવા-લખવાનું તો આવડવું જોઇએ. એટલા માટે તેમણે તેને સાંદીપનિના આશ્રમમાં મોકલ્યો.

ત્યાં છ મહિનાના ગાળામાં તેઓ એટલી બધી વિદ્યાઓમાં પારંગત થઇ ગયા કે સાંદીપનિ પામી ગયા, "આ તો જ્ઞાની-વિજ્ઞાની છે, એને હું વધુ તે શું શીખવવાનો હતો!!' એટલે તેમણે કૃષ્ણને કહ્યું, "તું જંગલમાં જઇને રસોઇને માટે લાકડાં ફાડી લાવ્યા કર." કૃષ્ણ આ કામ સરસ રીતે કરતા રહ્યા. ગુરુને પણ સદા એમને માટે સંતોષ રહેતો.

જ્યારે કૃષ્ણની વિદ્યા સમાપ્ત થઇ અને તે ઘેર પાછા ફરવા લાગ્યા, ત્યારે ગુરુએ કહ્યું, "વર માગો!" કૃષ્ણે જવાબ વાળ્યો, "તમે જ કંઇક આપી દો." સાંદીપનિએ ફરી કહ્યું, "ના, મારી પ્રતિષ્ઠા ખાતર પણ કંઇક માગી લો." કૃષ્ણે કહ્યું, "ઠીક, मातृहस्तेन भोजनम."
એટલે કે મરતાં સુધી મને માતાના હાથનું ભોજન મળે. એમણે બીજો કોઈ વર ન માગ્યો.
સાંદીપનિએ તેને વર આપી દીધો. ભગવાન કૃષ્ણ ૧૧૬૯ની સાલ સુધી જીવ્યા અને તેમના મર્યા પછી જ એમની મા મરી.

## બીજી માગ મારી!

એથી ઊલટું આજે તે બાળકોની શી વલે થતી હશે, જેમને કયારેય માના હાથનું ભોજન ખાવાનું ભાગ્ય સાંપડતું નથી! કયાંક હોટલમાં ખાય છે કે કયાંક ભોજનાલયમાં. માના ભોજનમાં બહુ મોટી વિદ્યા છે. એમાં કેવળ ઘી અને રોટલી જ નથી હોતી, પ્રેમ પણ હોય છે. એટલા માટે ભગવાને मातृहस्तेन भोजनम् એ વર માગ્યો. તોપણ એમણે એ નથી માગ્યું કે मातृमुखेन शिक्षणम्, એટલે કે માતાને મોઢેથી શિક્ષણ મળે. એટલું જ માગવાનું એમણે મારે માટે બાકી રાખ્યું. એ બહુ જ મજાની વાત છે. मातृमुखेन शिक्षणम् અને मातृहस्तेन भोजनम् ।

આજકાલના શિક્ષકો છોકરાઓને ખાલી ભણાવે જ છે, પોતે તેમની ભેળા કશું કામ નથી કરતા. આવા શિક્ષકો કશા કામના નથી. જો मातृहस्तेन भोजनम् અને मातृमुखेन शिक्षणम्— આ બે વાત એકરૂપ થઇ જાય તો હિંદુસ્તાનની કલા એકદમ ખીલી ઊઠશે. આપણે દુનિયાને શીખવી શકીશું. ચારે તરફ જ્ઞાન ફેલાવી શકીશું. આપણા નેતાઓને પણ હું આજ સલાહ આપી રહ્યો છું.

*

જીભની મદદનો ટિકિટ ચોંટાડવામાં ઉપયોગ કરનારે જાણવું જોઇએ કે:

'આ ટિકિટની પાછળ લગાડેલો ગુંદર યંત્રની મદદથી લગાડાયો હશે, એના ઉપર કેટલાય લોકોના કેવા કેવા હાથ ફર્યા હશે! એમણે કેટલી સ્વચ્છતા જાળવી હશે? અને બહાર ટેબલ પર ગુંદર મૂકેલો હોય તો શું આપણી જીભથી એનો સ્પર્શ કરવા તત્પર બનીશું? જવાબ જો નામાં જ હોય તો આવી અસ્વચ્છતા શા માટે?'

શિ.

## "આપણો સાહિત્ય વારસો"

(લોકમિલાપ ટ્રસ્ટ ભાવનગર;
પાંચ પુસ્તકનો સંપુટ, રૂ. ૧૦)

લોક મિલાપ ટ્રસ્ટ તરફથી જાહેર થયા મુજબ પ્રથમ પાંચ પુસ્તકો પ્રકટ થઈ ચૂક્યાં છે તે આ પ્રમાણે છે:

૧ જીવનનું પરોઢ . (શ્રી પ્રભુદાસ ગાંધી)
૨ ન્હાનાલાલનાં કાવ્યો .. (સંપાદક શ્રી નગીનદાસ પારેખ)
૩ ધૂમકેતુની વારતાઓ .. (સં. શ્રી અનંતરાય રાવળ)
૪ ગિજુભાઈના લેખો .. (સં. શ્રી મૂળશંકર ભટ્ટ)
૫ માનવીની ભવાઈ (શ્રી પન્નાલાલ પટેલ)

### ન્હાનાલાલનાં કાવ્યો :

શ્રી નગીનદાસ પારેખ અહીં કવિશ્રીની ૫૩ કૃતિઓ રજૂ કરે છે, અને ૮૦ પાનાની પુસ્તિકામાં ન્હાનાલાલને પ્રતિનિધિત્વ આપવા સફળ પ્રયત્ન કર્યો છે. 'રસ' 'પુણ્ય'ના કવિ એ શીર્ષક નીચે કવિશ્રીનું ટૂંકુ જીવનચરિત્ર આપવા ઉપરાંત તેમના કાવ્યોની રસગ્રાહી સમીક્ષા કરી છે. ન્હાનાલાલે સાહિત્યના અનેક પ્રકારો ખેડયા છે જેમાં ગીત, રાસ, ગઝલ, અછાંદસ કવિતા, નાટકો, ઊર્મિગીતો, લગ્ન ગીતો, નવલકથા ઇત્યાદિનો સમાવેશ થાય છે. આ સઘળામાં કવિશ્રીને યશ કલગી અપાવે છે તેમના ઊર્મિગીતો જેના વિષે સંપાદકશ્રીના શબ્દો સચોટ અર્ઘ્ય આપે છે: "ભાવની કુમાશ, ભાષાનું કર્ણમધુર ગેયતાપોષક લાલિત્ય, અલ્પ વિસ્તારને લીધે સધાતી ઊર્મિની એકાગ્રતા, રસની સઘનતા, લલિત અને ભવ્ય ઉભય પ્રતિની મોહક કલ્પનાનો વિલાસ, તળ ગુજરાતી સંગીતની મીઠાશ, માંહીથી સ્ફુરતી મીઠી વ્યંજના, અને આવી નાજુક રચનાઓમાં પણ કવિશ્રીએ માનવીના સનાતન સ્થાયી ભાવો અને મોટા જીવન પ્રશ્નોને કરેલો કાવ્યસ્પર્શ કવિ શ્રી ન્હાનાલાલનાં ઘણાં ગીતોને ગુજરાતી ભાષાની ઉત્તમ ગીત સમૃદ્ધિ ઠરાવે છે."

### ગિજુભાઈના લેખો :

સંપાદક શ્રી. મૂ. મો. ભટ્ટે અહીં ૯૧ પાનામાં સ્વ. ગિજુભાઈને ન્યાય આપવા પ્રયત્ન કર્યો છે. ગિજુભાઇ જેવો બાળકપ્રેમી ગુજરાતને બીજો મળ્યો નથી. તેઓ સૌ પ્રથમ બાળકોના વકીલ તરીકે ગુજરાતને મળ્યાં. બાળકને સમજવાની જે દૃષ્ટિ ગિજુભાઈમાં હતી તેમજ બાળકો અને તેમની ટેવોનું નિરીક્ષણ કરવાની જે અદ્‌ભુત શક્તિ તેમનામાં હતી તે કારણે તેમના જીવનનો અભિગમ બાળકમાંજ કેન્દ્રિત થયો. ગિજુભાઈ એ દૃષ્ટિએ સાહિત્યકાર નથી જે દૃષ્ટિએ વિવેચક સાહિત્યને મૂલવે છે. તેમ છતા તેમના જેવું સમૃદ્ધ, સફળ અને સત્વશીલ બાલસાહિત્ય બીજા કોઈએ આપ્યું નથી. બાલસાહિત્ય લખવું કેટલું અઘરું છે તેનો ખ્યાલ બે જણને જ આવી શકે: એક શિક્ષકને કે જેનો નાતો બાળકો સાથે સંલગ્ન છે અને બીજો લલિત સાહિત્યના સર્જકને જેણે કદી બાલસાહિત્ય લખ્યું નથી. ગિજુભાઈના શિક્ષણ વિષયક છ પુસ્તકોમાંથી અહીં ચૂંટીચૂંટીને નવનીત મૂકેલું છે તે માબાપ, શિક્ષકો શિક્ષણ શાસ્ત્રીઓ તેમજ માનસશાસ્ત્રીઓ સહુ કોઈને માટે દિશા ચીંધનારૂં બની રહે છે. ગમે તે પાનું ઉઘાડો અને વાંચવા

મોટા—કોઇ અડેલગાઉે નીકળ્યા હો અને ક્ષણે ક્ષણે નવું જાણવા—જોવા મળે તેવો આનંદ આ પુસ્તકના વાચનથી મળી રહે છે. બાલશિક્ષણના ક્ષેત્રે ગિજુભાઇ બધેકાનું પ્રદાન સર્વ પ્રથમ હોવાથી સાહિત્યનો ઐતિહાસિક સંદર્ભ સાધવા ગિજુભાઇના સાહિત્યનો અભ્યાસ જરૂરી છે.

## ધૂમકેતુની વારતાઓ .

શ્રી ધૂમકેતુની નવલિકાઓ ૨૪ સંગ્રહોમા મળીને પાચસો જેટલી થવા જાય છે. વિદ્વાન સંપાદક શ્રી અનંતરાય રાવળે અહીં ૧૭ વારતાઓ રજૂ કરી છે જેમા 'પોસ્ટ ઓફિસ' અને 'ભૈયાદાદા' અચૂક હોવાની. અહીં મુખ્યત્વે ઉદાત્ત સ્રી ચરિત્રોને કેન્દ્રિત કરતી વારતાઓ 'મીરાણી', 'તિલકા', 'બિંદુ', 'અદશ્ય સત્તા', 'લખમી', 'આસુની મૂર્તિ', 'આનદરાત્રિ' રજૂ થઇ છે આ બધી જ વાર્તાઓ નારીહૃદય ની વિવિધતા સુદર રીતે રજૂ કરે છે 'સરયૂ નદીને કિનારે'મા ઘરમા અને કુટુબમા બાળ કની કેવી ઉપેક્ષા થતી હોય છે તેનો કરૂણાસભર હેવાલ આપી જાય છે, હળવી શૈલીમા લખા એલી બે વાર્તાઓ 'એક ટૂંકી મુસાફરી' અને 'હતા ત્યા ને ત્યાં' થી ધૂમકેતુની વિનોદવૃત્તિની ઘોતક હોવાથી લગભગ બધા જ સંગ્રહોમા સ્થાન પામે છે અને તેનું બીજુ કારણ એ છે કે તેમની ગભીર–કૃતિઓની બહુલતામાં આવી વાર્તાઓ અલ્પસખ્ય છે. 'વિનિપાતને' આ સગ્રહમા સ્થાન ન મળ્યું હોત તો એટલી ઉણપ રહી જાત હીરાધર શિલ્પીની આ વાત કલાની સૃષ્ટિને લાગેવળગે છે ત્યાં સુધી જગતની સર્વોત્તમ માહેની એક છે–જેવી રીતે 'પોસ્ટ ઓફિસ' અને 'ભૈયાદાદા' હૃદયોર્મિ ની દષ્ટિએ બની રહે છે તેમ એકદરે સપાદકની ચુટણી સતોષજનક બની છે.

નવલિકા ક્ષેત્રનુ આજે વિપુલ ખેડાણ થાય છે અને માત્ર બહોળો ફાલ ઊતરી રહ્યો છે ત્યારે સ્થાયી કે ચિરજીવ અસર મૂકી જાય એવા વસ્તુવિધાન, શૈલી કે પ્રકાર માટેની શોધ વિવચકોએ ચાલુ રાખી છે, તેમજ જે મુદ્દો શ્રી જ્યોતિષ જાનીએ નવલિકા માટે ઉઠાવ્યો છે તે જોતા આદ્ય નવલિકાકાર ધૂમકેતુનુ સ્થાન અવિચલ રહે છે

*

## સ્રી અને પુરુષ

અનેક વર્ષોના સાહચર્ય પછી એક વખત સ્રી અને પુરુષ ઝઘડી પડયા. સ્રીને થયુ, 'હું શા માટે પુરુષની તાબેદારી સ્વીકારુ ?' પુરુષને થયુ, 'મારે શા માટે સ્રીની આટલી કાળજી રાખવી ?' બન્નેને થયુ કે એકબીજા પોતાની પ્રગતિમા અવરોધક છે

અને તેઓ રિસાઈ ગયા

ઘણા વખતથી આકાશમા ઉડ્ડયન કરનાર પતગને પણ એક વાર થયુ, 'મારે આ દોરની તાબેદારી શી ? શા માટે એ મને ઇચ્છા મુજબ ગગન ટોચે ન પહોચવા દે ? શા માટે સ્વૈરવિહાર કરવા ન આપે ? શા માટે એ મને જકડી રાખે ? આ ન સહેવાય એવા આચકા શા માટે મારે ? શા માટે મારી પ્રગતિની–ઉચ્ચ ઉડ્ડયનની આડે આવે ?'

દોરને લાગ્યું, 'મારે શા માટે હમેશ આ પતગને બધાઈ કરીને જ વિહરવુ ? શા માટે હું મારી ઇચ્છા પ્રમાણે ન કરી શકુ ? શા માટે મારે આટલી મહેનત કરી આ પતગને ઊચે ચડાવવો ? મારી પ્રગતિનો એ જ મોટામા મોટો અવરોધક છે.'

બન્નેએ એકબીજાનો સાથ છોડયો.

પતગને હવે તો ગગન વેંત જ ઊચુ લાગ્યું. પણ આ શુ ! કોઈ તૂટી પડેલા વિમાન આકાર પતંગ પડયો–સરોવરના સ્વચ્છ પાણી ઉપર.

પતગનો સાથ છોડયા બાદ દોરને પણ અત્યંત આનદ થયો. હવેથી પોતાનાથી મનમાની રીતે હરીફરી શકાય છે ખરું એમ એને થયું. પ્રગતિ એને હાથવેંતમાં જ લાગી ત્યા તો ઓચિંતા વૃક્ષોના ઝુંડમા એ ગૂચવાઈ ગયો.

સ્રી અને પુરુષે આ જોયુ અને તેઓ રિસાઈ ગયા.

—જીવરાજ ર. શાહ.

[illegible]

પાંચવર્ષીય સંચયીમુદતી થાપણો
(સી ટી ડી) અને આવર્તક થાપણો
(રીકરીંગ ડીપોઝીટ્સ) ના

***નાના બચતકારોના હિતાર્થે***




## સારુ વ્યાજ અને અન્ય લાભો ઉપરાંત વીમા જેવા લાભો પણ મેળવો

આ યોજના પ્રમાણે એક વ્યક્તિનુ ખાતુ
ધરાવતા રોકાણકાર અથવા સંયુક્તખાતાની
બાબતમા ઉપાત રોકાણકાર તારીખ ૧લી
જુલાઈ ૧૯૭૨ ના રોજ અથવા ત્યારબાદ
મૃત્યુ પામે અને ત્યા સુધીમા જો તેઓએ
બે વર્ષ સુધીના (પણ મુદત પાકે ત્યા સુધી
નહી તેવા) માસિક હપ્તાઓ દરેક મહિને
ભર્યા હશે તો અમુક શરતોને આધીન રહીને
તેમને પુરી મુદતે લેવાની થતી રકમ
આપવામા આવશે આ લાભ તા ૧-૭-'૭૨
અગાઉ ખોલેલા આવા ખાતાઓને અંગે પણ આપવામા આવશે.

વધુ વિગત માટે) નાની બચત અથવા રાષ્ટ્રીય બચત યોજનાની એજન્સી
[illegible] સાધો.

## ગ્રાહક બંધુઓને

ઘણાખરા ગ્રાહકોનુ લવાજમ એપ્રિલ ૧૯૭૨થી માર્ચ ૧૯૭૩ સુધીનુ હતું. આપને બધા મળીને કુલ બાર અંકો મળી ગયા હશે.

નવા વર્ષનું લવાજમ રૂપિઆ આઠ મનીઓર્ડરથી વૈષ્ણવજન કાર્યાલય ૨. રામકૃષ્ણનગર રાજકોટને સરનામે એપ્રિલની દસ તારીખ સુધીમાં મોકલી આપશો જેથી અંક મોકલવાનુ ચાલુ રાખી શકાય.

કેટલાક ગ્રાહક મિત્રોએ ગયા વર્ષનુ લવાજમ પણ ભર્યું નથી તેઓ બે વર્ષનું લવાજમ રૂપિયા સોળ મોકલી આપશે તો આભારી થશું.

વ્યવસ્થાની સરળતા ખાતર મનીઓર્ડરથી અથવા ચેકથી લવાજમ મોકલી આપવા વિનંતી છે. વી પી.થી વધુ ખર્ચ થાય છે એટલે મ ઓ.થી લવાજમ મોકલવાની નહુ કાળજી રાખે એવી ફરી વિનંતી છે

આશા રાખીએ છીએ આપ ગ્રાહક તરીકે ચાલુ રહી પૂરો સહકાર આપશો.

—સંપાદક

---

**'વૈષ્ણવજન' માસિકની માલિકી તથા બીજી માહિતી અંગેનું નિવેદન**

૧. પ્રસિદ્ધસ્થાન : વૈષ્ણવજન કાર્યાલય, યાજ્ઞિક રોડ, રેઈસકોર્સ રાજકોટ

૨. પ્રસિદ્ધ ગાળો : માસિક

૩: ૪ : ૬ : મુદ્રક, પ્રકાશક, તથા માલિકનુ નામ : ધીરેન ગાંધી

રાષ્ટ્રીયતા : ભારતીય

સરનામું . ૨, રામકૃષ્ણનગર રાજકોટ-૨

૫ સંપાદક : નવીન ગાંધી

રાષ્ટ્રીયતા : ભારતીય

સરનામું : ૨ રામકૃષ્ણનગર રાજકોટ-૨.

હું ધીરેન ગાંધી આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૮-૨-૭૩ પ્રકાશકની સહી ધીરેન ગાંધી

